૭૩૧૦

# ક્રીમીનલ પ્રોસીજર કોડ

ટીકા સાથે

સને ૧૮૯૮ નો આક્ટ ૫ મો.

બનાવનાર.


છોટાલાલ લલુભાઇ પારેખ.

વકીલ

મહીકાઠાં એજન્સી.


પ્રસિદ્ધ કર્ત્તા.


વાડીલાલ લલુભાઇ પારેખ.

મહીકાંઠા પ્રાન્ટીંગ પ્રેસના મેનેજર.





પ્રથમ આવૃત્તિ.

અમદાવાદ "ધી ચંદ્રપ્રકાશ" પ્રિન્ટિંગ પ્રેસમાં તથા

સાદરા મહિકાંઠા પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યો.

સને ૧૮૯૯ સવંત ૧૯૫૬.

## સુચના.

કાયદા પ્રમાણે રજીસ્ટર કરાવેલ છે.

આ પુસ્તક અમારી સહી વિના મેળવ્યું હશે તો બીજી રીતે મેળવ્યું છે. એમ સમજી કાયદેસર પગલા ભરવામાં આવશે.

વાડીલાલ લલ્લુભાઈ પારેખ.

મે.

આ પુસ્તકની કીમત રૂ. લઇ આપને વેચાણ આપેલ છે.

તા. માહે સને

પ્રસીધ્ધ કર્ત્તા

## પુસ્તક મળવાનાં ઠેકાણાં.

સારંગપુર મહુડીકાંડા એજન્સી—વાડીલાલ લલ્લુભાઇ પારેખ એ સરનામે લખવાથી મળશે.



# પ્રસ્તાવના.

આ નવો ક્રીમીનલ પ્રોસીજર કોડ પસાર થયો ત્યાર પછી તેની ગુજરાતી ટીકાવાળી બેએક આવૃત્તિઓ બહાર પડી છે. અને આ આવૃત્તિઓ બહુધા ઇંગ્રેજી પુસ્તકના ભાષાંતર છે. મેં કેવળ નવીજ ઢબ ઉપર આ ટીકાવાળો પ્રોસીજર કોડ પ્રસીદ્ધ કર્યો છે. પ્રોસીજર કોડમાં આવતા કઠણ શબ્દના અર્થ તે પરના થએલા ફેસલાઓથી સમજાય તેવી રીતે આપેલા છે તેથી આ પુસ્તકનો હરેક રીતે સેહેલાઇથી અને સારી રીતે ઉપયોગ થાય તેવા ઇરાદાથી તેને પ્રસીદ્ધ કરવામાં આવ્યું છે.

આ પુસ્તક તૈયાર કરવામાં કેટલાક ઇંગ્રેજી પુસ્તકોનો તેમજ લૉ રીપોર્ટસના આધાર લેવામાં આવ્યા છે. ધંધાના દબાણને લીધે કદાચ પ્રુફ વાંચવામાં દ્રષ્ટીદોષ થયો હોય તો વાંચકવર્ગ સુધારી લેશે એવી આશા છે.

આ જો કે મારો પ્રથમ પ્રયાસ છે ને ગુજરાતી વાંચકવર્ગને પસંદ પડશે તો મારા કાર્યમાં હું સફળ થયો એમ માનીશ.

સાદરા તા. ૧-૧૨-૯૯ } છો. લ. પારેખ
કર્તા.

# TO.

# COLONEL W. B. FERRIS.

POLITICAL AGENT.

**MAHIKANTHA.**

Whose labours for the good of the Mahi-kantha province with the administration of which he has been long and honourably associated which is held in very very high esteem hero and in recognition of his love for even handed justice this work is respectfully Dediceated wit his kind permission by

THE AUTHOR.

વાલાસાન મહેરબાન

# કર્નલ ડબલ્યુ. બી. ફેરીસ

પોલીટીકલ એજંટ.

મહિકાંઠા.

આપ નામદારની મહિકાંઠાના શુભાર્થે કરેલી અથાગ મહેનત—લોકો પરની મમતા અને નિષ્પક્ષી ન્યાય વગેરેના ઉંચા ગુણોથી લોભાઇ આપ નામદારની ખાસ પરવાનગીથી આ ગ્રંથ આપને અર્પણ કરૂં છું.

કર્તા

# અનુક્રમણિકા.



---

# ભાગ ૪ થો.

## ગુન્હા અટકાવવા બાબત.

## બાબ ૮ મો.

## સુલેહ રાખવા સારૂ તથા સારીરીતે ચાલવા સારૂ તારણ બાબત.

---

# ભાગ ૬ ઠો.

## ચાલેલા મુકદમામાં કામ ચલાવવા બાબત.

## બાબ ૧૫ મો.

### ચોકશી તથા ઈનસાફ કરવામાં ફોજદારી કોરટોની હકુમત બાબત.

### અ.—ચોકસી અથવા ઇનસાફ કરવાની જગા.

## બાબ ૧૯ મો.

## તોહોમતનામા બાબત.

કલમો. પાનું.

## બાબ ૨૫ મો.

### ચોકસી તથા ઇનસાફ કરતી વખતે પુરાવો લેવાની તથા દફતરમાં દાખલ કરવાની રીત બાબત.

## બાબ ૨૯ મો.

### શિક્ષા મોકુફ રાખવા, માફ કરવા તથા બદલવા બાબત.



## બાબ ૩૦ મો.

### અગાઉ ગુન્હો ના સાબિત થયાનો અથવા સાબિત થયાનો ઠરાવ થયો હોય તે બાબત.



---

# ભાગ ૭ મો.

### અપીલ બાબત, લખી મોકલવા બાબત, તથા તપાસ બાબત.

## બાબ ૩૧ મો.

### અપીલો બાબત.

## બાબ ૩૨ મો.

### લખી મોકલવા બાબત તથા તપાસણી બાબત.



---

# ભાગ ૮ મો.

## વિશેષ કામ ચલાવવા બાબત.

## બાબ ૩૧ મો.

### યુરોપીયનો તથા અમેરિકનો ઉપર ફોજદારી કામ ચલાવવા બાબત.

## બાબ ૩૪ મો.

### ગાંડા માણસો બાબત.

## બાબ ૩૫ મો.

### ઇનસાફ ચલાવવામાં હરકત થાય એવા કેટલાએક ગુન્હાઓની બાબતમાં કામ ચલાવવા બાબત.

# ક્રીમીનલ પ્રોસીજર

સને ૧૮૪૭ ની સાલમાં પ્રેસિડેન્ટ ઇન-કોન્સીલે ઇન્ડીઅન લૉ કમીશનરોને સુચના કરી કે—હીંદુસ્થાનના ફોજદારી કાયદા મુજબના કામ ચલાવવા માટે નિયમ ઘડો. તેપરથી વિકટોરીઆ સ્ટેટ્યુટના ૧૬ મા તથા ૧૭ ના ચાપટર ૯૫ ની ક. ૨૮ પ્રમાણે તપાસી એક મુસદો તૈયાર કરી સને ૧૮૫૬ ની સાલમાં પારલામેંટમાં રજુ કર્યો ને સને ૧૮૫૭ ની સાલમાં લેજીસ્લેટીવ કૌન્સીલ દાખલ કરી. અને ત્યાર પછી સને ૧૮૬૧ નો ૨૫ મો એકટ પસાર થયો. અને તે એકટ સુધારવાના નિચેના કાયદા થયા. સને ૧૮૬૧નો ૩૨ મો સને ૧૮૬૨નો ૧૫ મો સને ૧૮૬૬ નો ૮ મો અને સને ૧૮૬૯ નો ૮ મો. આ બધા કાયદા સને ૧૮૭૨ નો ૧૦ મો કાયદો પસાર કરી રદ કર્યા. સને ૧૮૭૨ નો કાયદો પસાર થયા પછી તે સુધારવા બાબત સને ૧૮૭૪ નો ૧૧ મો કાયદો પસાર થયો અને આ સુધારના પછી હાઈકોરટનો એકટ સને ૧૮૭૫ નો ૧૦ મો તથા પ્રેસીડેન્સી માંજીસ્ટ્રેટનો આકટ સને ૧૮૭૭ નો ૪ થાનો પસાર થયો. એટલે સને ૧૮૮૨ નો ક્રીમીનલ પ્રોસીજર થયો ત્યારે કામ ચલાવવાની રીતના ત્રણ કાયદા હતા ત્યારપછી સને ૧૮૮૨ નો ૧૦ મો ક્રીમીનલ પ્રોસીજર કોડ થયા પછી તેને સુધારવાને નિચેના સોળ આકટ પસાર થયા. સને ૧૮૮૪ નો ૩ જો સને ૧૮૮૬ નો ૧૦ મો સને ૧૮૮૭ નો ૫ મો, શને ૧૮૮૭ નો ૧૪ મો, સને ૧૮૮૯ નો ૧ લો, સને ૧૮૮૯ નો ૫ મો, સને ૧૮૮૯ નો ૧૩ મો સને ૧૮૯૧ નો ૩ જો, સને ૧૮૯૧ નો ૪ થો, સને ૧૮૯૧ નો ૧૦ મો સને ૧૮૯૧ નો ૧૨ મો, સને ૧૮૯૪ મો ૩ જો સને ૧૮૯૪ નો ૧૦ મો, સને ૧૮૯૫ નો ૪ થો સને ૧૮૯૬ નો ૫ મો, સને ૧૮૯૬ નો ૧૩ મો, આટલા સુધારા થયા પછી ઘણીક તરફથી કેટલાક સુધારા થવાની જરૂરીયાત બતાવીને તે પરથી હાલનો સને ૧૮૯૮ નો આકટ ૫ મો પસાર થયો. અને આ આકટમાં શું સુધારો થયો છે તે દરેક કલમમાં ટીકાની અંદર દર્શાવેલો છે.

## ફોજદારી કાયદો ઘડવાનો હેતુ.

ગુન્હેગારો અથવા બીજાઓ ગુન્હા ન કરે અને તે અટકાવવા માટે ગુન્હેગારોને સજા કરવી તે છે. કામ ચલાવવાની રીતનો કાયદો કે જેમાં પુરાવાના કાયદાનો સમાવેશ થાય છે તે ઘડવાનું કારણ કે—બીનગુન્હેગાર માર્યો ન જાય. અને ગુન્હેગાર છુટી ન જાય તે છે. નાબાડવિપ વી. રાણી ૧ બે. લો. રી. ઓ. ક્રી. ૧૫. ક્રીમીનલ પ્રોસીજર ઘડવાનો હેતુ ફોજદારી કાયદા વિરૂધ ગુન્હા કરે તેવા ગુન્હેગારોને સજા કરવાનું કામ ચલાવવાનું સાહીત્ય પુરૂ પાડવું તે છે. ગનેશ નારાયણ સાથે ઈ. લો. રી. ૧૩ મુ. ૫૯૦.

## પુરાવો.

પુરાવો આ શબ્દની વ્યાખ્યા પુરાવાના આકટની ક. ૩ મા આપવામા આવી છે. તેમજ કંઈ હકીકત સાબીત થઇ ગેરસાબીત થઈ ને નાસાબીત થઇ એ શબ્દોની વ્યાખ્યા પણ તેજ આકટની તેજ કલમમાં આપવામાં આવી છે તે જોવી. ફરીયાદપક્ષનો હેતુ ગુન્હેગારને સજા કરાવવી તે ન હોવો જોઇએ. પણ ન્યાય ઠરાવવાનો હોવો જોઈએ. ધનુબાબત ઇં. લો. રી. ૮ ક. પા. ૧૨૧. પુરાવા એકટની ક. ૧૦૧ પ્રમાણે ફરીયાદપક્ષનું કામ છે કે તેણે ગુન્હો સાબીત કરવો ને તે માટે તે કલમ નિચે જે દ્રષ્ટાંત આપવામાં આવ્યું છે તે સ્પષ્ટ સુચવે છે. નિરદોષ છે એમ પ્રથમ દર્શનીક અનુમાન હોય છે તે અનુમાન સ્પષ્ટ ને પુરતા પુરાવાથી દુર કરવું જોઇએ રાણી વી. રામાના ઈં. લો. રી. ૧૨ મ. ૨૭૩ તોહુમતદારને જો સાધારણ અપવાદનો લાભ મેળવવો હોય તો તેમાં કૃત્યનો સમાવેશ થાય છે તે સાબીત કરવાનું કામ તોહુમતદારનું છે જુઓ પુરાવા એકટની ક. ૧૦૫ તથા ૧ ક. લો. રી. ૬૨ તથા ઇં. લો. રી. ૪ ક. ૧૨૪. તે વાત ફરીયાદપક્ષના પુરાવાથી અથવા બચાવના પુરાવાથી સાબેત કરી શકાય. ૧૧ ક. લો. રી. ૨૩૨. ફીલ્ડના પુરાવાના એકટમાં ક. ૧૦૫ ની ટીકામાં જણાવેલું છે કે—ઘણી વખતે કાયદાની અજ્ઞાતાને લીધે કાયદાની સલાહકારોની મદત ન મળયાને લીધે માત્ર ગુન્હેગાર નથી એમ બચાવ કરીને રહી જાય છે ત્યારે જડજોએ તે બાબત પર લક્ષ આપી પુછવું જોઇએ. અથવા કેસ મુલતવી રાખી તેવી હકીકત મેળવવા માટે લાગતા વળગતા સાહેદી બોલાવવા.

કીયા સખસો સાહેદી આપવાને લાયક છે તે માટે પુરાવા એકટની ક. ૧૧૮ જુઓ. નાની ઉમરના છોકરાઓ માટે જુઓ ઈં. લો. રી. ૧૬ મુ. ૩૫૯ તથા ઈ. લો. રી. ૧૧ અ. ૧૮૩. તોહુમતદાર अ ब ની સામે ચોરીનું તોહુમત આવ્યું અની પર કેસ ચાલ્યો ब જેને પકડયો નોતો તેને બચાવમાં સાક્ષી તરીકે રજુ કર્યો, ઠરાવ્યું કે તેની જુબાની લઇ શકાય ૧૦ ક. લો. રી. ૫૫૩ તોહુમતદારને શક પરથી પકડેલો ને જેને માજીસ્ત્રેટે પુરાવો નહી હોવાથી છોડી મુકેલો તેને ફરીયાદપક્ષ તરફથી સાહેદી તરીકે તપાસી શકાય. ૭ વિ. રી. ૪૮ क ને ब સામે તોહુમત આવ્યું क પકડઇ તેના પરનો કેસ ચલાવી સેસન કમીટ કર્યો સેશન કોર્ટે તોહુમતદારને નિરદોષ ઠરાવી છોડી મુકયો સરકારે અપીલ કરી તેથી માજીસ્ત્રેટે ફેર પકડયો બાદ બ પકડાઇ તેના પર કેસ ચલાવ્યો તેમાં क ને ફરીયાદ પક્ષના સાહેદ તરીકે તપાસ્યો તેમાં સ્ટુઅર્ટ જડજે ઠરાવ્યું કે-ब વિરૂધ क નો પુરાવો દાખલ થઇ શકે સ્વેન્કી જડજે તે વિરૂધ વિચાર દર્શાવ્યા ઈં. લો. રી. ૨ અ. ૩૮૬ મુગા માણસની સાહેદી કેમ લેવી તે માટે પુરાવા એકટની ક. ૧૧૯ જુઓ પુરાવા એકટની ક. ૧૨૦ પ્રમાણે ધણી ધણીઆણી ફોજદારી કેસમાં વિરૂધમાં પુરાવો આપવાને લાયક છે ૬ વિ. રી. ૨૧ ના કેસમાં વધુ મળે એમ ઠરાવ્યું છે કે-મોફસીલમાં સ્ત્રી ધણીની તરફેણમાં તેમજ તેની વિરૂધ સાહેદી આપવાને લાયક છે ઇ. લો. રી. ૩ અ. ૫૭૩ ના કેસમાં ઠ-

ઠરાવ્યું કે-સેસન જડજ કમીટીંગ માજીસ્ટ્રેટને તેની માજીસ્ટ્રેટ તરીકેની કોર્ટમાની ચાલ વિશે સ્વાલ ન પુછી શકે-ઈ. લો. રી. ૨૧ ક. ૩૯૨ માં ઠરાવ્યું કે-તોહમતદારે તે જ્યારે પોલીસ હવાલામાં હતો ત્યારે ફરીયાદ તરીકે પોલીસને ખબર આપી તે ખબર તેના વિરૂધ પુરાવામાં ન મુકાય વિરૂધ કેસમાં જુબાની આપી હોય તો તે જુબાની તેના પરના ચાલતા કેસમાં તેના વિરૂધ મુકી શકાય ઈ. લો. રી. ૨૧ ક. ૩૯૨ ઈ. લો. રી. ૩ મ. ૨૭૧ ઈ. લો. રી. ૧૨ મુ. ૪૪૦ મુખ્ય તપાસ ઉલટ તપાસને ફરી તપાસ કોને કેહવી તે માટે પુરાવા એકટની ક. ૧૩૭ જુઓ એક તોહમતદાર સાક્ષી રજુ કરે તેને બીજો તોહમતદાર તેના વિરૂધ હોય તો ઉલટ તપાસ કરી શકે ઇ. લો. રી. ૨૧ ક. ૪૦૧ પક્ષકારોના વકીલને મુખ્ય તપાસ તથા ઉલટ તપાસ કરવા દેવી ને તેઓ જો કાંઇ મુદ્દાની વાત મુકી દે તોજ કોર્ટે સવાલ પુછવા ઈ. લો, રી, ૬ ક, ૨૭૯ મુખ્ય તપાસમાં કીયા સ્વાલો પુછી શકાય ને કીયા ન પુછી શકાય તે માટે તથા ઉલટ તપાસણીમાં કીયા સ્વાલો પુછી શકાય તે માટે પુરાવા એકટની ક. ૧૪૦-૧૪૨-૧૪૩-૧૪૪-૧૪૫-૧૪૬-૧૫૪-૧૫૫ વીગેરે જુદા સેસન જડજોએ સાહેદીની તફાવત વિશે જ્યુરીનું ધ્યાન ખેંચવું જોઇએ ૬ ક. લો. રી. ૩૯૦ તેમજ જડજોએ માજીસ્ટ્રેટની આગળ પ્રથમ ચોકશી વખતે લીધેલી જુબાનીઓ જોડે પોતાને ત્યાં થયેલી જુબાનીઓ સરખાવવી. ૫ વિ. રી. ૫૪ સાંભળેલી વાતનો પુરાવો દાખલ કરતો કોર્ટે અટકાવવો જોઇએ. ૭ વિ, રી, ૨૫

## પુરાવાની તુલના

પુરાવાનો થોડોક ભાગ જુઠો માલમ પડતો બધો પુરાવો રદ કરવો ન જોઇએ સરનોમોઇ વી. સતીસચંદ્ર રાયબાહાદુર ૧૦ મુ. ઈ. અ. ૧૪૯ કલટુ મહમદ વી. હરદેખ ૧૯ વિ. રી. ૧૦૭ પણ જો સાક્ષીના પુરાવાનો અમુક ભાગ વિશ્વાસ પાત્ર નથી એમ માન્યુ કે જે ભાગ માટે તેને ખોટી સાક્ષી આપી છે તો પછે તે સાક્ષીના પુરાવાના બીજા ભાગ પર વિશ્વાસ આપી કબુલ રાખવી તે સલામત ભરેલુ નથી જસપતસીંગ વી. રાણી ઇ. લો. રી. ૧૪ ક. ૧૬૪ જજમેંટ લગતી હકીકતો પર તથા સાબેત થએલી હકીકતો પર આધાર રાખવું જોઇએ જડજે પોતાની ખાનગી માહેતી અથવા અભીપ્રાય તેમા બતાવવો નહી ચીથનબીબી વી. ભસીરખાન ( ૧૧ મુ. ઇ. અ. ૨૧૩ ) તથા ૨૬ વિ. રી. ૫૫ તથા ૨૫ વિ. રી. ૧૫૨ ૧૬ વિ. રી. M. S. પણ જડજે તેની આગળ જે પુરાવો પડયો હોય તે પરથી ચુકાદો કરવો ઠરાવ માત્ર શક પડતી હકીકતો પર આધાર રાખતો ન જોઇએ પણ કાયદેસર કારણકે જે કાયદેસર પુરાવાથી સાબેત થયા હોય તે પર આધાર રાખતું જોઇએ, ફેઝઅક્ષ ચોધરી વી. ફકીરૂદીન મહમદ (૧૪ મુ. ઇ. અ. ૨૩૪૯ બે. લો. રી. ૪૫૬ સીરીમન ચંદર દેઇ વી. ગોપાલચંદર ચકરબટી ૧૧ મુ. ઈ. અ. ૨૮. ૭ વિ. રી. ૧૦.

સાક્ષી—સાક્ષીદાર તરીકે સમન થાય ત્યારે દરેક માણસે હાજર થવું જોઇએ ને ખાસ કરીને તોહમતદારની તરફેણમાં હાજર થવું જોઇએ. કાંતીના રાજા ઇ. લો. રી. ૮ અ. ૬૬૮ સેશન કોર્ટમાં સાક્ષીએ જણાવ્યું કે—જ્યારે તેણીને કમીટીંગ માજીસ્ટ્રેટ આગળ તપાસવામાં આવી ત્યારે માજીસ્ટ્રેટે જણાવ્યું કે—યાદ કર નહાતો તેને પહેરામાં મોકલીશ ઠરાવ્યું કે—જો એમ માજીસ્ટ્રેટે

કીધુ હોય તો તે પોતાના અખતીયાર બાહાર ગયો છે. માજીસ્ટ્રેટની ફરજ છે કે—તેવી જાતના સુધારાથી સાક્ષીનો બચાવ કરવો જોઇએ રાણી વી. ઇસરીસીંગ ઇ. લો. રી. ૯ અ. ૬૭૨ જ્યારે તોહમતદારના બચાવમાં કોઇ ન હોય ત્યારે ફરીયાદીના સાક્ષીને કોર્ટે ઉલટ તપાસણી માફક કેટલાક સ્વાલ ઇનસાફની ખાતર પુછવા જોઇએ રાણી વી. કાલુ ઇ. લો. રી. ૭ અ. ૧૬૦ માજીસ્ટ્રેટ સીધો રસ્તો એ છે કે તેને પોતાના સાક્ષીને બોલાવી રજુ કરવાની તક આપવી જોઇએ રાણી વી. નાથાલાલ ૧૦ મુ. હા. રી ૧૦૨ તોહમતદારનો બચાવ સાંભળ્યા પછી તોહમતદારે નવો કેસ ઉભો કર્યો હોય તેના વિરૂધ જુબાની ન આપતો હોય તેવા સાક્ષીને ફરીયાદી તરફથી તપાસવો તે ગેરકાયદે છે રાણી વા છોટીઅલાલ ૩ નો વે પ્રો ૨૭૨ માજીસ્ટ્રેટ જે કેસ ચલાવે તે માટે સાક્ષી થઈ શકતો નથી મારકબાય જડજે ઠરાવ્યું કે—તેવા કામમા કરેલી સજા ગેરકાયદે છે પ્રીનસેલ જડજે ઠરાવ્યું કે—તેવો પુરાવો બાજુ ઉપર મુકી બીજો પુરાવો હોય તો ઠરાવ કાયમ રાખી શકાય રાણી વી ડોનેબી ઇ. લો. રી. ૨ ક. ૪૦૫ તફાવતથી સાક્ષીદારની જુબાની નબળી પડતી નથી કારણ કે—સાક્ષીદારની વધારે ડહાપણથી દુર કરી શકાય રાણી વી. કાલુ ૧૧ મુ. હા. કો. રી. ૧૪૬

જે માજીસ્ટ્રેટના ઠરાવપર અપીલ થઇ હોય તે માજીસ્ટ્રેટે અથવા જેઓ ફરીયાદ પક્ષની બાજુમા રહેલા અથવા જે પોલીસ અમલદારોનો કેસમા સંબંધ હોય તેમને કેસની સુનાવણી વખતે જડજની પાસે બેસવા દેવા અથવા તેની સાથે વાતો કરવા દેવી અથવા જડજની સાથે નોટથી કે મોઢેથી વાત કરવી તે રીત ગેરકાયદે હોઇને ઘણીજ ખરાબ છે જડજને માજીસ્ટ્રેટની તેવી માહિતીની બાબત કેસ સારૂ જાણવી હોય તો તે માજીસ્ટ્રેટને સાક્ષી તરીકે સોગન પર તપાસી સકે રાણી વી કાસીનાથ ૮ મુ. હા. કો. રી. ૧૨૬.

પુરાવા એક્ટની ક. ૧૩૪ પ્રમાણે અમુક હકીકત સાબીત કરવાને માટે સાક્ષીઓની અમુક સંખ્યા જોઇએ એવી કાંઇ જરૂર નથી કલમ મન્ડલ વા. ભવાનીપ્રસાદના કામમાં હાઇકોરટે એમ ઠરાવેલું કે-ફરીયાદીની એકલાની જુબાની પરથી સજા કરી હોયતો તે કાયદેસર છે

## રવીવાર.

રવીવારને દીવસે કેસ ચલાવ્યો તેટલાપરથી તે ગેરકાયદે ઠરતુ નથી ઇ. ડી. સીનકેલઅર ૭ નો. વે. પ્રો. ૧૭૭ પોલીસ અમલદાર તરીકે માજીસ્ટ્રેટને રવીવારને દીવસે કેટલાક હુકમો આપવાની જરૂર પડે છે ને તેથી કરી તેવા પ્રોસીડીંગ માટે વાંધો ન ઉઠાવવો તોહમતદારની ઈનસાફની ખાતર તપાસણી કરવાની જરૂર હોય તો રવીવારને દીવસે કરી શકાય પણ સાધારણ નિયમ તરીકે-રવીવારને દીવસે કેસો ફેસલ ન કરવા જોઇએ અને ઇનસાફી અમલદાર તરીકે બેસવું ન જોઇએ કારણ કે તેમ કરવાથી એક મોટુ કારણ થાય છે રવીવાર એ તેહવારનો દીવસ છે એ આખા દેશમાં મનાએલું છે અને તમામ ઈનસાફની કોર્ટમાં તે દીવસે કામ બંધ રાખેલું હોય છે અને દીવસે કેસ કાઢવામાં આવે તો પક્ષકારને ઘણું અવઘટતા ભરેલું છે અને તેથી કરી મોટી નુકસાન થવા સંભવ છે રવીવારને દીવસે ફરીયાદીનો કેસ તેની ગેરહાજરીની સબબે કાઢી નાખવામાં આવે તો તે હુકમ રદ કરવાને પુરતુ કારણ છે ગીરજા મોતી વી. ધરમચંદર વિ. રી, ૧૮૬૪ પા. ૨.

## પ્રોસીડીંગ ને દફતર.

ખુનના કેસમાં હાઇકોરટને અપીલ થએલી તેમાં માલમ પડયું કે–આખો કેસ નાશ પામ્યો ને જે પાછો મેળવવાની આશા નથી તેમાં હાઇકોરટે શીક્ષા રદ કરી ચાલેલુ કામ રદ કરી નવેસરથી કેસ ચલાવવો હુકમ કર્યો રાણી વી. ખીમતસીંગ વિ. નોટસ સને ૧૮૮૯ પા. ૫૫ જ્યાં કાયદો પ્રોસીડીંગપર સહી કરવા કહેછે ત્યાં સહી કરવી જોઇએ માત્ર સ્ટેમ્પથી ન ચાલે કારણ કે તેવી સહીઓ ખરાપણા તરીકે કબુલ રાખવામાં આવે છે સુબ્રમન્યા વી. રાણી ઇ. લો. રી. ૬ મ. ૩૯૬.

## બચાવ.

તોહમતદાર અથવા તેના વકીલને છુટ છે કે સાક્ષીને બોલાવવો કે ન બોલાવવો અને તેટલા માટે એકથી બીજો રસ્તો પકડયો હોય તો વિરૂધ અનુમાન ન કરવુ રાણી વી. હરીચરન ઈ. લૉ. રી. ૧૦ ક. ૧૪૦ જ્યારે તોહમતદારના વકીલે સાક્ષીને બોલાવાની ના પાડી હોય તો સાક્ષીને બોલાવવાનુ કામ જડજે પોતાના માથે રાખવું ન જોઇએ રાણી વી. હરપત વિ. નો. સને ૧૮૮૩ પા. ૧૮૯ તોહમતદારના માત્ર કહેવાપરથી બીજા પુરાવાથી મજબુતી મળયા શીવાય માજીસ્ત્રેટે સઘળો પુરાવો ન લીધો એવા કેહણપરથી હાઇકોરટ તેમાં દરમીયાન નહી થાય નીલબાસીંગ વી. તાફઝુલ હુસેન ૮ વિ. રી. ૫૭ બચાવના માટે કીયા સાક્ષી બોલાવવા તે નકી કરવાનું કામ જડજનુ નથી ફરીયાદ પક્ષનુ નથી પણ તોહમતદારનુ પોતાનુ છે ૧૨ વિ. રી. ૧૮.

## હુકુમત.

હકુમતનો સવાલ મુળ કોર્ટમાં ન ઉપાડયો હોય તોપણ હાઈકોરટમાં ઉઠાવી શકાય મેકડાનલ્ડ વી. રીડલ ૧૬ વિ. રી. ૬૯ પક્ષકારોના અજાણપણાને લીધે મુગાપણાના લીધે કે તેમની સમતીને લીધે જે માજીસ્ત્રેટને કરવા અખ્તીઆર ન હોય તે અખ્તીઆર મલતો નથી ૧૬ વિ. રી. ૬૯.

## સરકાર અને રઇયત.

સર્વે લોકોએ જાણવુ જોઇએ કે–આ દેશમાં સરકાર અને રઇયત માટે એકજ કાયદો છે સરકારના કામમાં અમુક રીત પકડવી ને તોહમતદારને માટે બીજી રીત પકડવી એવો નિયમ નથી ઝહીર ઉદ્દીન ૨૫ વિ. રી. ૨૭

## દીવાની અને ફોજદારી.

દીવાની દાવાથી ફોજદારીમાં ફરીયાદ કરવાને હરકત નથી માધુઅલી કેશબ ૭ વિ. રી. ૨૨ જ્યારે દીવાની દાવો ચાલતો હોય ત્યારે તે સંબંધમાં તે કેસ ચાલતો હોય ત્યાં સુધી ફોજદારી કાયદો અમલમાં ન મુકવો ને જો ફોજદારી ફરીયાદ કરી હોય તો દીવાનીના નિકાલ થતા સુધી ફોજદારી કામ બંદ રાખવુ જોઈએ પણ આ સવાલ કામ શરૂ થયુ હોય તો બંદ રખાવવા માટે ઉપયોગી છે પણ તે પરથી જ્યારે ગુન્હેગાર ઠરાવી સજા કરી હોય ત્યારે વધારે ઉપયોગી નથી રાણી વી. અચીનલાલ ૧૭ વિ. રી. ૪૬.

એક સખસે સી. પ્રો. કો. ની ક. ૨૭૮ પ્રમાણે દસ્તાવેજ વગે૨ે જપ્તી ઉઠાવવા દાવો કર્યો. તેમા દાવો કાઢી નાખી હુકમ ફરમાવ્યો કે ખોટા દસ્તાવેજ અને ખોટી સાક્ષી માટે કામ ચલાવવું તેપરથી ચોકશી ચલાવી કમીટ કર્યો દરમીયાન જેનો દાવો કાઢી નાંખેલો તેને રીતસર દીવાની દાવો દાખલ કર્યો તે હાઈકોરટ

માં અરજ કરી કે કમીટમેંટ રદ કરો અથવા દીવાની દાવાનો નિકાલ થાય ત્યાં સુધી બંધ રાખો હાઇ કોર્ટે તેમ કરવા ના પાડી દેવજી ઈ. લો. રી ૧૮ મુ. ૫૮૧

## કોર્ટ.

કોર્ટ એટલે જે કોર્ટની આગલ તોહમતદારની ચોકશી ઠરાવી હોય તે સમજવી અને જયુરી ટ્રાયલ એટલે જડજને જયુરી સમજવી રાણી વી. અશુટોશ ચકરબતી ઇ. લો. રી. ૪ ક. ૪૮૩ આ કાયદાની ક. ૧૬૪ પ્રમાણે માજીસ્ત્રેટ પ્રથમ ચોકશી કરી ત્યારે તે કોર્ટ નથી રાણી વી. ભરમા ઈ. લો. રી. ૧૧ મુ. ૭૦૨

## કબુલત.

પુરાવા એકટની ક. ૩૦ કબુલત એ કબુલાત કરનારની વિરૂધ પુરાવામાં લગતી છે તેમજ તેના સહ તોહમતદારો વિરૂધ વિચારમાં લઈ શકાય તે બતાવે છે. સહ તોહમતદારની વિરૂધ તે કબુલત વિચારમાં લેવાને તે કલમ પ્રમાણે નિચેની બાબતો જોઇએ. ૧ એકજ તોહમત માટે એકઠી તજવીજ ચાલતી હોય ૨ તે કબુલાત પોતાના વિશે કીધી હોય ને બીજા વિષે કીધી હોયતો.

કબુલાત એવી હોય કે કબુલત કરનાર પોતે નિરદોષ છે એમ બતાવી બીજાએ કર્યું છે એમ બતાવે તો પુરાવા એકટની ક. ૩૦ પ્રમાણે પુરાવો નથી ૨૫ વિ. રી. ૮ રાણી વી. કેશબ ભુનીઆ. સહ તોહમતદારની કબુલાત એકજ તોહમત માટે એકઠી તજવીજ ચાલતી હોય ત્યારે પોતાને વિષે તથા બીજાને વિષે કબુલાત કરી હોય તો તે કબુલાત સહ તોહમતદારની વિરૂધ પુરાવો નથી પણ માત્ર વિચારમાં લઇ શકાય રાણી વી. ચંદર ભટાચારજી ૨૪ વિ. રી. ૪૨ સહતોહમતદારની કબુલાત એ લગતા પુરાવા તરીકે ન લઇ શકાય ૧૩ વિ. રી. ૧૪ તોરમતદારની કબુલત એ કબુલત કરનારની વિરૂધ માત્ર પુરાવો છે. ૬ વિ. રી. ૮૪ ૮ વિ. રી. ૩૫ માત્ર સહતોહમતદારની કબુલતપરથી ગુન્હેગાર ઠરાવવું તે કાયદા પ્રમાણે ઘણુંજ ખરાબ છે, રાણી વિ. અંબીગરાહ હુલાગુ ઈ. લો. રી. ૧ મ. ૧૬૩ તેમજ જુઓ ૭ મ. હા. કો. રી. અપે. ૧૫ રાણી વિ. ખન્ડી આબીન પાંડુ ઇ. લો. રી. ૧૫ મુ. ૬૬ રાણી વિ. ડોસા જીવા ઇ. લો. રી. ૧૦ મુ. ૨૩૧ રાણી વિ. ભવાની ઈ. લો. રી. ૧ અ. ૬૬૪.

ગુન્હાનો સોબતીની અથવા સહતોહમતદારની જુબાની આ બાબતનો કાયદો હીંદુસ્તાનમા પુરાવા એકટની ક. ૧૩૩ અને ૧૧૪ મા જણાવ્યો છે અને તે કાયદો ઇંગ્લંડના કાયદાથી જુદો નથી એટલે કે લગતા પુરાવાથી મજબુતી નમળી હોય તેટલાપરથી ગુન્હાની સોબતીની જુબાની ઉપરથી ગુન્હેગાર ઠરાવવુ તે કાયદા વિરૂધ નથી પણ અનુભવપરથી એમ સીધ થયુ છે કે તેટલાપરથી ગુન્હેગાર ઠરાવવુ તે સલામત ભરેલુ નથી અને પુરાવા એકટની ક. ૧૧૪ ના ત્રીજી રકમના બ દ્રષ્ટાંત પ્રમાણે અનુમાન કરવુ કે ગુન્હાના સોબીતીએ આપેલા પુરાવાને જયા સુધી બીજા લગતા પુરાવાથી મજબુતી નમળી હોય ત્યા સુધી તે વિશ્વાસને પાત્ર નથી અને આ નિયમ સર્વ કોઈ ઠેકાણે લાગુ છે. એ પુરાવો બારીકીથી તપાસી ઘણીજ સંભાળથી લેવો જોઇએ. અને તે વિશ્વાસને પાત્ર નથી એમ પણ ગણી શકાશે પણ જો કોર્ટ તે પુરાવો વિશ્વાસ પાત્ર ગણે તો કરેલી સજા ગેરકાયદે થતી નથી ઇ. લો. રી. ૧૭ ક. ૬૪૨ રાણી વી. ઓહરા ઇ. લો. રી. ૧૦ ક. ૯૭૦ ૨૪ વિ. રી. ૫૫ ૨૧ વિ. રી. ૬૯ ૨૦ વિ. રી. ૧૯ ૧૯ વિ રી. ૬૮ ઈ. લો. રી ૧ મ ૩૬૪ રાણી વી. શામા સામી ઇ. લો. રી. ૧૪ મુ, ૧૧૫ ઇ. લો. રી. ૯ અ. ૫૨૮ ઇ. લો. રી. ૮ અ. ૩૦૬

# ક્રીમીનલ પ્રોસિજર કોડ.

ટીકા સાથે.

## સન ૧૮૯૮ નો આક્ટ ૫ મો.

ફોજદારી કામ ચલાવવાની રીત બાબતનો કાયદો એકત્ર કરીને સુધારવા વિષેનો આક્ટ.

---

જે અર્થે ફોજદારી કામ ચલાવવાની રીત બાબતનો કાયદો એકત્ર કરીને સુધારવો યોગ્ય છે; તે અર્થે આ ઉપરથી હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

---

## ભાગ ૧ લો.

પ્રથમ ઠરાવ.

### બાબ ૧ લો.

ટુંકુ નામ શરૂઆત.

૧. (૧) આ આક્ટને "સન ૧૮૯૮ નો ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો" કહેવો, અને તે સન ૧૮૯૮ ના જુલાઈ મહિનાની ૧ લી તારીખે અમલમાં આવશે.

ક્યાં ક્યાં લાગુ છે.

(૨) આ આક્ટ આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ છે; પણ કોઈ વિરૂદ્ધ પડતો ખાસ ઠરાવ ન હોય તો, હાલમાં કોઈપણ વિશેષ અથવા સ્થાનિક કાયદો અમલમાં હોય, અથવા બીજો કોઈપણ કાયદો હાલ અમલમાં હોય અને તેથી કોઈપણ વિશેષ હકુમત અથવા અધિકાર આપેલો હોય તેને, અથવા કામ ચલાવવાની કોઈપણ વિશેષ રીત ફરમાવેલી હોય તેને આ આક્ટમાંહેના કોઈ પણ મજકુરથી બાધ આવશે નહિ, અથવા આ આક્ટમાંહેનો કોઈપણ મજકુર—

(અ) કલકત્તા, મદ્રાસ તથા મુંબઇ એ શેહેરોમાં પોલીસ કમિશનરોને અથવા કલકત્તા તથા મુંબઈ એ શેહેરોમાં પોલીસને લાગુ નથી;

(બ) મદ્રાસ ઈલાકામાં ગામોના મુખીઓનેં લાગુ નથી; અથવા

(ક) મુંબઇ ઈલાકામાં ગામના પોલીસ અમલદારોને લાગુ નથી;

માત્ર એવું ઠરાવ્યું છે કે સ્થાનિક સરકારને યોગ્ય લાગે તો તેનો ગવર્નર જનરલ ઇનકૌન્સિલની મંજુરીથી, સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને, આ કાયદાના કોઈપણ ઠરાવ, તેમાં જરૂર હોય તે ફેરફાર કરીને, એવા બાદ કરેલા શખશો પૈકી કોઈપણ શખસને લાગુ કરવાનો અધિકાર છે.

આકટો રદ્દ કરવા બાબત.

૨. (૧) સન ૧૮૯૮ ના જુલાઈ મહિનાની ૧ લી તારીખે અને તે તારિખથી, પેહેલા પરિશિષ્ટમાં કહેલા કાયદા સદરહુ પરિશિષ્ટના ચોથા આસનમાં લખ્યું છે તેટલે સુધી રદ થશે, પણ જે હકુમત તે વખતે કાયમ ન હોય અથવા જે રીતપ્રમાણે તે વખતે કામ ચલાવવામાં આવતું ન હોય તે હકુમત અથવા તે રીત ફરીથી સ્થાપિત થાય, અથવા જે કેદ તે વખતે કાયદેસર હોય તે કેદ જારી રાખવી ગેરકાયદેસર થાય, એવી રીતે તે આકટો રદ્દ થશે નહિ.

રદ્દ કરેલા આકટો પ્રમાણે પ્રસિદ્ધ કરેલી જાહેર ખબરો વિગેરે.

(૨) આ કાયદાથી રદ્દ કરેલા હરકોઇ કાયદાપ્રમાણે, અથવા એવા કોઇપણ કાયદાથી રદ્દ કરેલા હરકોઇ કાયદાપ્રમાણે જે જાહેરખબરો પ્રસિદ્ધ કરી હોય, જે જાહેરનામાં કર્યાં હોય, જે અધિકાર આપ્યા હોય, જે નમુના ઠરાવ્યા હોય, જે સ્થાનિક હદ બાંધી હોય, જે શિક્ષાના હુકમ કર્યા હોય અને જે હુકમો, કાનુનો તથા નિમણુકો કરી હોય, અને જે સન ૧૮૯૮ ના જુલાઈ મહિનાની ૧ લી તારીખની તરત પહેલાં અમલમાં હોય, તે સર્વે જાહેરખબરો આ આકટની તેવીજ કલમપ્રમાણે પ્રસિદ્ધ કરી છે, તે સર્વે જાહેરનામાં તેજ પ્રમાણે કર્યાં છે, તે સર્વે અધિકાર તેજપ્રમાણે આપ્યા છે, તે સર્વે નમુના તેજ પ્રમાણે ઠરાવ્યા છે, તે સર્વે સ્થાનિક હદો તેજપ્રમાણે બાંધી છે, તે સર્વે શિક્ષાના હુકમ તેજપ્રમાણે કર્યા છે, અને તે સર્વે હુકમો, કાનુનો તથા નિમણુકો તેજપ્રમાણે કરી છે એમ સમજવું.

ચાલુ મુકદ્દમા.

(૩) આ કાયદાના ઠરાવો, આ કાયદો શરૂ થયા પછી ચલાવેલાં સઘળાં કામને લાગુ પડશે, અને બને તેટલે સુધી, આ કાયદો અમલમાં આવે તે વખતે કોઈપણ ફોજદારી કોર્ટમાં ચાલુ હોય એવા સઘળા મુકદ્દમાને લાગુ પડશે.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાઉપરના તથા બીજા રદ્દ કરેલા કાયદા ઉપરના હવાલા.

૩. (૧) આ કાયદો અમલમાં આવે તેની અગાઉ ઠરેલા જે જે કાયદામાં ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાઉપર એટલે સન ૧૮૬૧ ના ૨૫ મા આકટ ઉપર, અથવા ૧૮૭૨ ના ૧૦ મા આકટ ઉપર, અથવા ૧૮૮૨ ના ૧૦ મા આકટ ઉપર અથવા તેના હરકોઇ બાબ અથવા કલમ ઉપર, અથવા પ્રસ્તુત કાયદાથી રદ્દ કરેલા બીજા કોઇપણ કાયદાઉપર હવાલો આપ્યો હોય તે પ્રસ્તુત કાયદાઉપર અથવા તેના તેવાજ બાબ અથવા કલમ ઉપર આપ્યો છે એવું બની શકે તેટલે સુધી સમજવું.

(૨) આ કાયદો અમલમાં આવેતેની અગાઉ ઠરેલા દરેક આકટમાં "માજીસ્ટ્રેટનો અખત્યાર (અથવા 'પુરે પુરો અખત્યાર') ચલાવનારો (અથવા અખત્યારવાળો) અમલદાર," "પેહેલા વર્ગનો તાબામાંહેનો માજીસ્ટ્રેટ," અને "બીજા વર્ગનો તાબા માહેનો માજીસ્ટ્રેટ" આ શબ્દો લખેલા છે તે શબ્દોનો અર્થ યથાક્રમ "પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ," "બીજા વર્ગનો માજીસ્ટ્રેટ," અને "ત્રીજા વર્ગનો માજીસ્ટ્રેટ," એવો સમજવો; "ડિસ્ટ્રિક્ટના ભાગનો માજીસ્ટ્રેટ," આ શબ્દોનો અર્થ "પેટા તુકડી માજીસ્ત્રેટ," એવો સમજવો; "ડિસ્ટ્રિકટનો માજીસ્ટ્રેટ" આ શબ્દોનો અર્થ "જીલ્લા માજીસ્ટ્રેટ" એવો સમજવો; અને "પોલીસ માજીસ્ટ્રેટ," આ શબ્દોનો અર્થ "પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ" એવો સમજવો. અને "જોઈન્ટસેશન જડજ" આ શબ્દોનો અર્થ "આડિશનલ સેશન જડજ" એવો સમજવો.

અગાઉના આકટો માંહેના શબ્દો.

૪. (૧) વિષય ઉપરથી અથવા આગલા પાછલા સંબંધ ઉપરથી જુદો ઈરાદો દેખાતો નહિ હોય તો આ કાયદામાં હેઠળ લખેલા શબ્દોનો તથા વાકયનો અર્થ હેઠળ લખ્યા પ્રમાણે સમજવો.

વ્યાખ્યા.

ટીકા—વાખ્યાનો અનુક્રમ ફેરવ્યો છે.

(અ) "એડવોકેટ જનરલ" આ શબ્દોમાં સરકારી એડવોકેટ, અથવા જ્યાં કોઈ પણ એડવોકેટ જનરલ અથવા સરકારી એડવોકેટ ન હોય ત્યાં જે અમલદારને સ્થાનિક સરકાર વખતે વખતે આ અર્થે નિમે તે અમલદારનો પણ સમાવેશ થાય છે.

"એડવોકેટ જનરલ."

ટીકા—"આ અર્થે" એ શબ્દો નવીન ઉમેરા છે.

(બ) "જામીન લઇ શકાય એવો ગુન્હો" એટલે જે ગુન્હા બાબત બીજા પરિશિષ્ટમાં બતાવ્યા મુજબ જામીન લઈ શકાય તે, અથવા જે ગુન્હા બાબત બીજા કોઈ ચાલુ કાયદાપ્રમાણે જામીન લઈ શકાય તે ગુન્હો સમજવો; અને "જામીન નહિ લઈ શકાય એવો ગુન્હો" એટલે બીજો કોઈપણ ગુન્હો સમજવો.

"જામીન લઇ શકાય એવો ગુન્હો"

"જામીન નહિ લઈ શકાય એવો ગુન્હો."

(ક) "ચાર્જ" આ શબ્દમાં એવા ચાર્જમાં એક કરતાં વધારે સદરો હોય ત્યારે તે પૈકી કોઈપણ સદરનો સમાવેશ થાય છે.

"ચાર્જ"

ટીકા—આ પેટા કલમ નવીન છે.

(ડ) "ચીફ જસ્ટીસ" આ શબ્દોમાં પંજાબની ચીફ કોર્ટના ચીફ જડજનો અને રંગુનના રેકાર્ડરનો પણ સમાવેશ થાય છે.

"ચીફ જસ્ટીસ."

ટીકા—આ આખ્યામાં પંજાબની ચીફ જડજનો તથા રંગુનના રેકાર્ડરનો નવીન રીતે સમાવેશ કર્યો છે.

"કલાર્ક ઓફ ધી ક્રોન."

(ઈ) "કલાર્ક ઓફ ધી ક્રોન" આ શબ્દોમાં આ કાયદાથી કલાર્ક ઓફ ધી ક્રોનને જે કામો સોંપ્યાં છે તે કામો બજાવવાને ચીફ જસ્ટીસે વિશેષ કરીને નિમેલા હરકોઈ અમલદારનો સમાવેશ થાય છે.

"કામિઝેબલ ગુન્હો" "કામિઝેબલ મુકદ્દમો.

(ફ) "કાગ્નિઝેબલ્ ગુન્હો" એટલે જે ગુન્હા બાબત અને "કાગ્નિઝેબલ્ મુકદ્દમો" એટલે જે મુકદ્દમામાં ઇલાકાના મુખ્ય શેહેરોની અંદર અથવા બહાર પોલીસ અમલદાર બીજા પરિશિષ્ટ પ્રમાણે અથવા હરકોઇ ચાલુ કાયદા પ્રમાણે વગર વારંટે પકડવાને મુખત્યાર છે તે ગુન્હો અથવા મુકદ્દમો સમજવો.

"કમીશનર ઓફ પોલીસ"

(ગ) "કમીશનર ઓફ પોલીસ" આ શબ્દોમાં ડેપ્યુટી કમીશનર ઓફ પોલીસનો સમાવેશ થાય છે.

ટીકા—આ રકમ "ગ" નવીન છે.

"ફરીયાદ"

(હ) "ફરિયાદ" એટલે આ કાયદા પ્રમાણે કોઇ માજીસ્ટ્રેટ કામ ચલાવે એટલા માટે, કોઈ શખસે (પછી તે જણાયો હોય અથવા ન હોય તેણે) કાંઇ ગુન્હો કર્યો છે એવો તે માજીસ્ટ્રેટની આગળ મ્હોડેથી અથવા લખીને જાહેર કરેલો મજકુર; પણ તેમાં પોલીસ અમલદારના રિપોર્ટનો સમાવેશ થતો નથી.

ટીકા—પોલીસને ફરીયાદ કરે અથવા પોલીસ અમલદારને ખબર આપવી. તે આ કલમના અર્થ પરમાંણે ફરીઆદી નથી ઇસરી વિ. બક્ષી ૬. અ. ૯૬ સરકારી કામને પ્રસંગે ગાંમના મુખીએ ચોરીના ગુન્હા માટે રીપોર્ટ કર્યો હોય તે આ કલમના અર્થ પરમાંણે ફરીયાદ નથી. શીવરામ સોમરાવ મુ. હા કો ક્રી. રૂ. ૨૭-૫-૯૧ ફરીઆદ કરનારનું ફરીઆદમાં હીત હોવું જોઇએ એવી જરૂર નથી જાણવાળો ગમે તે ફરીઆદ કરી શકે ગણેસનારાયણ સાથે ઈ. લો. રી. ૧૩ મુ. ૬૦૦

"રાણીની વિલાયતી રૈયત."

(આઇ) "રાણીની વિલાયતી રૈયત" આ શબ્દોનો અર્થ હેઠળ લખ્યા પ્રમાણે સમજવો.

(૧) ગ્રેટ બ્રિટન અને આયર્લાંડના સંયુક્ત રાજ્યમાં અથવા યુરોપ માંહેની અથવા અમેરિકા માંહેની અથવા આસ્ટ્રેલિયા માંહેની મલીકામાઆઝમાની કોઈ પણ વસાહતોમાં અથવા મુલકોમાં અથવા ન્યુઝીલંડની વસાહતમાં, અથવા કેપ ઓફ ગુડહોપની અથવા નાટાલની વસાહતમાં મલીકા માઅઝમાની જે રૈયત જન્મી હોય અથવા જે રૈયતને ત્યાંનો દેશજ અધિકાર પ્રાપ્ત થયો હોય અથવા જે રૈયતે ત્યાં હમેશાં રહેવાનું ઠેકાણું કર્યું હોય એવી હરકોઇ રૈયત;

(૨) સદરહુ પ્રકારના હરકોઈ માણસનું ઔરસ છોકરું અથવા તે છોકરાનું છોકરું;

(જે) "રાણીની વિલાયતી રૈયતની ઉપર અથવા રાણીની વિલાયતી રૈયતની સાથે જે માણસોની ઉપર તોહોમત મુકયું હોય તે માણસોની ઉપર કામ ચલાવવાના સબંધમાં "હાઈકોર્ટ" આ શબ્દોનો અર્થ કલકત્તાની અથવા મદ્રાસની અથવા મુબાઇની હાઈકોર્ટ, વાયવ્ય પ્રાંતની હાઇકોર્ટ, પંજાબની ચીફ કોર્ટ અને રંગુનના રેકાર્ડરની કોર્ટ સમજવી;

"હાઇ કોર્ટ"

બીજા કામમાં "હાઈકોર્ટ" એટલે હરકોઇ સ્થાનિક ક્ષેત્રમાં સર્વના કરતાં મુખ્ય ફોજદારી અપીલની અથવા તપાસ કરનારી કોર્ટ સમજવી. અથવા જ્યાં સદરહુ પ્રકારની કોઈપણ કોર્ટ કોઈ પણ ચાલુ કાયદા પ્રમાણે સ્થાપેલી ન હોય ત્યાં જે અમલદારને ગવર્નર જનરલ ઈનકૌન્સિલ આ બાબત નિમે તે અમલદાર સમજવો;

(કે) "ચોકશી" આ શબ્દમાં માજીસ્ટ્રેટે અથવા કોર્ટે આ કાયદાની રૂયે ઇનસાફ શિવાય કરેલી બીજી દરેક ચોકશીનો સમાવેશ થાય છે;

" ચોકશી "

ટીકા—" ની રૂઇએ ઈનીસાફ શીવાય " આ શબ્દો નવા છે.

એ પક્ષકારની હકીકત લખી લેવામાં આવે પણ તેઓ જે કહે તેનો પુરાવો લેવામાં ન આવે તો ચોકશી કહેવાય નહી રાણી વિ. સોના ઉલા ૨૨ વી. રી. ૪૮. બાબ ૧૨ પરમાંણે કામ ચાલે તે ચોકશી કહેવાય. સતરસચંદ. વિ. રાજેન્દ્રનારણ ઈ. લો. રી. ૨૨ ક. ૮૯૮.

(લ) "તપાસ" આ શબ્દમાં પોલીસ અમલદારે અથવા (માજીસ્ટ્રેટ શિવાય બીજા) જે કોઇ શખસને આ બાબત કોઇ માજીસ્ટ્રેટે અધિકાર આપ્યો હોય તે શખસે પુરાવો એકઠો કરવા સારૂ આ કાયદા પ્રમાણે ચલાવેલાં સઘળાં કામનો સમાવેસ થાય છે;

" તપાસ "

ટીકા—રકમ. લ. મા "પોલીસ" એ શબ્દ કાઢી નાંખી "પોલીસ અમલદાર" એ શબ્દ વધાર્યા છે. કૌંસમાં પોલીસ અમલદાર એ શબ્દ હતા તે કાઢી નાંખ્યાં છે.

(મ) "ઇનસાફી કામ" એ શબ્દોમાં જે કોઈપણ કામનો પુરાવો સોગન ઉપર કાયદેસર રીતે લેવામાં આવે છે અથવા લેવાનો અધિકાર છે તેવા કોઈપણ કામનો સમાવેશ થાય છે;

" ઇનસાફી કામ "

ટીકા—રકમ (મ) વાખ્યામાં ફેરફાર છે.

(ન) "નાનકાગ્નિઝેબલ્ ગુન્હો એટલે જે ગુન્હા બાબત અને નાનકાગ્નિઝેબલ્ મુકદ્દમો" એટલે જે મુકદ્દમામાં ઇલાકાના મુખ્ય શેહેરોની અંદર અથવા બાહાર પોલીસ-અમલદાર વગર વારંટે પકડવાને મુખત્યાર નથી તે ગુન્હો અથવા મુકદ્દમો સમજવો;

" નાન્કાગ્નિઝેબલ્ ગુન્હો " નાન્ કાગ્નિઝેબલ્ મુકદ્દમો. "

(ઓ) "ગુન્હો" એટલે કોઇપણ ચાલુ કાયદાથી શિક્ષાલાયક કરેલું કાંઈ કૃત્ય અથવા કસુર સમજવી;

"ગુન્હો"

અને આ શબ્દમાં, સન ૧૮૭૧ના ઢોરોનાં અતિક્રમણ બાબતના આકટની ૨૦ મી કલમની રૂયે જે કોઈપણ કૃત્ય બાબત ફરીયાદ કરવાનો અધિકાર છે તે કૃત્યનો સમાવેશ થાય છે;

ટીકા—રકમ (ઓ) પ્યારેગ્રાફ બીજો નવીન છે.

(પી) "જે અમલદારના હવાલામાં પોલીસ-થાણું હોય તે અમલદાર" આ શબ્દોમાં જ્યારે જે અમલદારના હવાલામાં તે થાણું હોય તે અમલદાર થાણાના મકાનમાંથી ગેર હાજર હોય અથવા મંદવાડને લીધે અથવા બીજા કારણને લીધે પોતાનું કામ બજાવવાને અશક્ત હોય, ત્યારે તેની પછીના દરજ્જાનો અને કોનસ્ટેબલથી ચઢતા દરજ્જાનો જે પોલીસ અમલદાર તે થાણાના મકાનમાં હાજર હોય તેનો સમાવેશ થાય છે, અથવા સ્થાનિક સરકાર એમ ફરમાવે ત્યારે, બીજો જે પોલીસ અમલદાર સદરહુ પ્રમાણે હાજર હોય તે પોલીસ અમલદારનો સમાવેશ થાય છે;

"જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તે અમલદાર"

ટીકા—" બીજા કારણને લીધે " એ શબ્દો નવા વધાર્યા છે.

(ક્યુ) " જગા " આ શબ્દમાં ઘર, ઇમારત, તંબુ તથા વહાણનો પણ સમાવેશ થાય છે.

"જગા"

(આર) કોઇપણ કોર્ટમાં કોઈપણ કામ ચાલતું હોય તે કામના સબંધમાં " પ્લીડર " આ શબ્દનો ઉપયોગ કર્યો હોય, ત્યારે તે શબ્દનો અર્થ તે કોર્ટમાં વકીલનું કામ કરવાનો અધિકાર, વિદ્યમાનકાળે જે કાયદો અમલમાં હોય તે કાયદાની રૂયે જે પ્લીડરને આપ્યો હોય તે પ્લીડર, અને "પ્લીડર" આ શબ્દમાં (૧) સદરહુ પ્રમાણે અધિકાર આપેલા હાઇકોર્ટના એડવોકેટ, વકીલ તથા અટરનિનો સમાવેશ થાય છે, અને (૨) સદરહુ પ્રકારનું કામ ચાલતું હોય તેમાં કામ કરવા સારૂ કોર્ટની પરવા-

"પ્લીડર"

**નગીથી નિમેલા કોઈપણ મુખત્યાર અથવા બીજા શખસનો સમાવેશ થાય છે;**

**ટીકા**—મુખત્યાર રાખવો કે નહી એ માજીસ્ટ્રેટની મુખતીયારી પર રહેલું છે ૭ મ. હા. કો. અપે. ૩૭ તા. ૧૧–૧૧–૭૪ બચાવમાં તોહમતદાર તરફથી વકીલ હોય તે દરમીયાન એ વર્તણુક માટે સસપેંડ કરવો નહી. મીસ્ટોલાલ ઈ. લો. રી. ૧૦ ક. ૨૫૬ તોહમતદારના વકીલે જે અંગીકરણ કર્યું હોય તે તોહમતદારના વિરૂધ વાપરવું નહી. રાણી વી. કરીમ ૧૭ વિ. રી. ૪૯

"પોલીસ થાણું"

**(એસ) " પોલીસ થાણું " એટલે જે ઠેકાણાને અથવા જગાને સ્થાનીક સરકારે સામાન્ય રીતે અથવા વિશેષ કરીને પોલીસ થાણું ઠરાવ્યું હોય તે ઠેકાણું અથવા જગા, અને તેમાં સ્થાનીક સરકારે આ અર્થે નિર્દીષ્ટ કરેલા હરકોઈ સ્થાનિક ક્ષેત્રનો સમાવેશ થાય છે;**

"પબ્લીક પ્રાસીક્યુટર."

**( ટી ) "પબ્લિક પ્રાસીકયુટર" એટલે ૪૯૨ મી કલમ પ્રમાણે નીમેલો કોઇપણ શખસ અને તેમાં પબ્લીક પ્રાસીકયુટરના હુકમ પ્રમાણે કામ કરનાર હરકોઇ શખસનો સમાવેશ થાય છે, અને હરકોઇ હાઇકોર્ટ પોતાની અસલ ફોજદારી હકુમત ચલાવતી હોય ત્યારે તે કોર્ટમાં મલીકામાઆઝમા તરફથી ફરિયાદીનું કામ ચલાવનાર હરકોઈ શખસ સમજવો.**

"પેટા તુકડી" **(યુ) "પેટા તુકડી" એટલે કોઈ જીલ્લાની પેટા તુકડી;**

"સમનનો મુકરદમો."

**(વ) સમનનો મુકદમો" એટલે જે મુકદમો વારંટના મુકદ્દમા પૈકી ન હોય અને એકાદા ગુન્હા સંબંધી હોય તે મુકરદમો; અને;**

"વારંટનો મુકરદમો."

**(ડબલ્યુ) "વારંટનો મુકરદમો" એટલે જે ગુન્હા બાબત મોતની, અથવા સમુદ્રપારની અથવા છ મહીનાથી વધારે મુદત સુધી કેદની, શિક્ષા કરી શકાય તેવા ગુન્હા સબંધી કોઇ મુકરદમો;**

કૃત્યોના સબંધમાં વાપરેલાં શબ્દો.

**(૨) જે શબ્દો કરેલાં કૃત્યોના સંબંધમાં વાપર્યા હોય તે શબ્દો ગેરકાયદેસર કરેલી કસુરોને પણ લાગુ છે; અને**

શબ્દોનો જે અર્થ ફોજદારી કાયદામાં હોય તેજ અર્થ સમજવો.

**જે શબ્દો તથા વાકયો આ કાયદામાં વાપર્યા હોય અને જેઓની વ્યાખ્યા હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં આપી હોય અને ઉપર આપી નહી હોય, તે સર્વે શબ્દોના તથા વાકયોના અર્થ સદરહુ કાયદામાં જે પ્રમાણે આપ્યા હોય તે પ્રમાણે સમજવા.**

આ કલમના છેલા પારેગ્રાફ પ્રમાણે. પીનલ કોડમાં બતાવેલી વ્યાખ્યા વાપરવા બતાવ્યું છે પણ બીજા કાયદામાં બતાવેલી વ્યાખ્યા વાપરવાનો અખ્ત્યાર થાપ્યો નથી. રાણી વી. રામલાલ વિ. નો ૧૮૯૩ પા. ૫૯. ઇ. લો. રી. ૧૫ ના અં. ૧૪૧.

ફોજદારી કાયદા મુજબના ગુન્હાઓનો ઇનિસાફ.

૫. (૧) હિંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબના સઘળા ગુન્હાઓની આ કાયદામાં આગળ કહેલા ઠરાવો પ્રમાણે તપાસ, ચોકશી તથા ઇનસાફ કરવો, અને બીજી રીતે નિકાલ કરવો જોઇએ.

બીજા કાયદાઓ વિરૂદ્ધ ગુન્હાઓનો ઇનસાફ.

(૨) બીજા કોઇપણ કાયદા મુજબના સઘળા ગુન્હાઓની તપાસ, ચોકશી તથા ઇનસાફ તથા બીજા પ્રકારનો નિકાલ તેજ ઠરાવ પ્રમાણે કરવો, પણ એવા ગુન્હાની તપાસ, ચોકશી ઇનસાફ, અથવા ઇતર પ્રકારે કરવાનો નિકાલ કરવાની રીત અથવા જગા સબંધી નિયમ ન કરવા બાબત વિદ્યમાનકાળે જે કોઇપણ કાયદો ચાલુ હોય તેને અનુસરીને કરવો.

ટીકા—આ કલમમાં કેટલોક ફારફેર કર્યો છે.

આ કલમના નિયમો પીનલકોડ મુજબના અને બીજા કાયદા મુજબના ગુન્હા બન્યા હોય તેને લાગુ પડે છે. હાઇ કોરટનો તીરસ્કાર કોરટની બહાર કાંઇ લાઇબલ છાપીને કર્યો હોય તો તેનો સમાવેશ થતો નથી. સુરેંદ્રનાથ બાનરજી ૧૦ ક. લો. રી. ૧૦૯

એકજ ગુન્હાની બાબતમાં પીનલ કોડ મુજબ અને ખાસ બીજા કાયદા મુજબ સજા કરવી તે ગેરકાયદે છે રાણી વી. હસનઅલી ૫ નો વે. પ્રો. ૪૬.



# ભાગ ૨ જો.

## ફોજદારી કોર્ટોની તથા હોદ્દાઓની રચના તથા અધીકાર.

## બાબ ૨ જો.

## ફોજદારી કોર્ટોની તથા હોદ્દાઓની રચના બાબત.

### અ.—ફોજદારી કોર્ટોના દરજજા.

ફોજદારી કોર્ટોના દરજ્જા.

૬ હાઇકોરટો શિવાય, તથા આ કાયદા વગર બીજા કોઇપણ ચાલુ કાયદા પ્રમાણે રચેલી કોરટો શિવાય બ્રિટીશ હિંદુસ્તાનમાં પાંચ દરજ્જાની ફોજદારી કોરટો હશે, એટલે:—

૧—સેશન કોરટો.

૨—પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટની કોરટો.

૩—પેહેલા વર્ગના માજીસ્ટ્રેટોની કોરટો.

૪—બીજા વર્ગના માજીસ્ટ્રેટની કોરટો.

### ૫ ત્રીજા વર્ગના માજીસ્ત્રેટોની કોરટો.

**ટીકા**—પોલીસ પટેલની કોરટ એ ફોજદારી કોર્ટ નથી. રામીયાસરદા મુ. હા. કો. ક્રી. રૂ.. ૧૨-૧-૮૭.

ફોજદારી કોર્ટ. આ શબ્દમાં પુરાવો લેવાને માટે જે કોરટ પર કમીશન મોકલવામાં આવે તે કોરટનો તથા અપીલકોરટના હુકમ પ્રમાણે જાદે પુરાવો લેનારી કોર્ટનો પણ તેમાં સમાવેશ થાય છે. ૬ બે. લો. રી. પા. ૬૫૮.

કોરટ એ શબ્દની વ્યાખ્યા પુરાવાનો શ. ૧૮૭૨ નો આકટ ૧ લો છે તેમાં આપી છે તે જુઓ.

## બ—મુલકની તુકડીઓ.

સેશન તુકડીઓ અને જિલ્લા.

**૭ (૧) (ઈલાકાના મુખ્ય શહેરો શિવાય) દરેક પ્રાંત સેશન તુકડી થશે, અથવા તેમાં સેશન તુકડીઓ આવશે; અને આ કાયદાનાં કારણ સારૂ દરેક સેશન તુકડી જિલ્લો થશે અથવા તેમાં જિલ્લા આવશે.**

તુકડીઓમાં તથા જિલ્લાઓમાં ફેરફાર કરવાનો અધિકાર.

**(૨) સદરહુ તુકડીઓની તથા જીલ્લાઓની સીમાઓમાં અથવા ગવરનર જનરલ ઈનકૌન્સિલની અગાઉથી મંજુરી લઈને, તેમની સંખ્યામાં ફેરફાર કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.**

હાલની તુકડીઓમાં તથા જિલ્લાઓમાં જ્યાં સુધી ફેરફાર કરવામાં ન આવે ત્યાંસુધી તે કાયમ રાખ્યા.

**(૩) આ કાયદો અમલમાં આવે ત્યારે ચાલુ હોય એવી સેશન તુકડીઓમાં તથા જિલ્લાઓમાં સદરહુ પ્રમાણે ફેરફાર કરવામાં ન આવે તો અને તે કરવામાં આવે ત્યાં સુધી તે સેશન તુકડીઓ તથા જિલ્લા રહેશે.**

ઇલાકાનાં મુખ્ય શેહેરોને જિલ્લા ગણવા.

**(૪) આ કાયદાનાં કારણ સારૂ દરેક ઈલાકાનું મુખ્ય શેહેર જિલ્લો છે એમ સમજવું.**

**ટીકા**—"તો અને તે કરવામાં આવે એ શબ્દો નવા છે.

જિલ્લાની પેટા તુકડીઓ કરવાનો અધિકાર.

**૮ (૧) ઇલાકાનાં મુખ્ય શહેરોની બહારનાં કોઈપણ જિલાની પેટા તુકડી કરવાનો, અથવા સદરહુ પ્રકારનાં કોઈપણ જિલ્લાના કોઇપણ ભાગને પેટા તુકડી કરવાનો અને કોઇપણ પેટા તુકડીની હદમાં ફેરફાર કરવાનો, અધિકાર સ્થાનિક સરકારને છે.**

હાલની પેટા તુકડીઓ કાયમ રાખી.

**(૨) જે ચાલુ પેટા તુકડીઓ હાલમાં ઘણુ કરીને માજીસ્ત્રેટના હવાલામાં મુકવામાં આવે છે તે સઘળી પેટા તુકડીઓ આ કાયદા પ્રમાણે કરેલી છે એવું સમજવું.**

## ક—ઇલાકાનાં મુખ્ય શેહેરોની બહાર કોરટો તથા હોદા

**૯ (૧) સ્થાનિક સરકારે દરેક સેશન તુકડી માટે એક સેશનકોર્ટ સ્થાપવી, અને સદરહુ કોર્ટનો એક જડજ નિમવો.**

(૨) સેસન કોરટે પોતાની બેઠક કઈ જગાએ અથવા જગાઓએ ભરવી તે સ્થાનિક સરકારી ગેઝીટમાં સાધારણ અથવા વિશેષ હુકમ કરીને ફરમાવવાનો સ્થાનિક સરકારને અધિકાર છે; પણ એવો હુકમ કરવામાં આવે ત્યાં સુધી સેશન કોરટોએ પોતાની બેઠકો અગાઉ માફક ભરવી.

(૩) વળી સદરહુ પ્રકારની એક અથવા વધારે કોરટોમાં હકુમત ચલાવવાને આડિશનલ સેશન જડજો, તથા આસિસ્ટંટ સેશન જડજો નિમવાનો અધિકાર સ્થાનિક સરકારને છે.

(૪) એક સેશન ટુકડીના સેશન જડજને બીજી તુકડીના આડિશનલ સેશન જડજ તરીકે નિમવાનો સ્થાનિક સરકારને અધિકાર છે, અને એવે પ્રસંગે બેમાંની કોઈપણ તુકડીમાંની જે કોઇપણ જગા અથવા જગાઓ સ્થાનિક સરકાર ફરમાવે ત્યાં મુકદમાઓનો નિકાલ કરવા સારૂ બેસવાનો તેને અધિકાર છે.

(૫) જ્યારે આ કાયદો અમલમાં આવે ત્યારે જે સેશન કોરટો ચાલુ હોય તે સઘળી સેશન કોરટો આ કાયદા પ્રમાણે સ્થાપેલી છે એમ સમજવું.

ટીકા—પારેગ્રાફ બીજો નવીન છે. તથા પારેગ્રાફ ચોથો નવીન છે.

જોઇન્ટ સેસન જડજ ૩૨ મા બાબમાં બતાવેલા તપાસણીના અધીકાર વાપરી શકે નહીં રાણી વી. મસા અસમાલ ઇં. લો. રી. ૯ મુ. ૧૬૪ પણ હવે ક. ૪૩૮ ના બીજા પારેગ્રાફથી ત્યાં બતાવ્યા છે તે મુજબ અધીકાર મળ્યા છે.

**૧૦** (૧) ઇલાકાનાં મુખ્ય શેહેરોની બહાર દરેક જીલ્લામાં સ્થાનિક સરકારે પેહેલા વર્ગનો એક માજીસ્ટ્રેટ નિમવો, અને તેને જીલ્લા માજીસ્ટ્રેટ કેહેવો.

જીલ્લા માજીસ્ટ્રેટ.

(૨) સ્થાનિક સરકારને વખતે વખતે પેહેલા વર્ગનો કોઈપણ માજીસ્ટ્રેટને છ મહિના કરતાં વધારે નહિ હોય એવી મુદત સુધી, આડિશનલ જીલ્લા માજીસ્ટ્રેટ નિમવાનો અધિકાર છે; અને એવા આડીશનલ જીલ્લા માજીસ્ટ્રેટને, સ્થાનિક સરકાર ફરમાવે તે આ કાયદા મુજબના જીલ્લા માજીસ્ટ્રેટના સઘળા અથવા કોઇપણ અધીકાર મળશે.

ટીકા—પારેગ્રાફ બીજો નવીન છે.

બાંબે રેગ્યુલેશનમાં જ્યાં જીલા માજીસ્ટ્રેટ લખ્યા છે ત્યાં તે શબ્દનો અર્થ ડીસ્ત્રીકટ માજીસ્ટ્રેટ એમ સમજવો ને તેના અધીકાર બીજા ફુલ પાવર વીગેરે માજીસ્ટ્રેટો ન ચલાવી શકે. પ્રભાકરન સામન ૩ મુ. હા. કો. રી. ૧૧ રાણી વી. હીરા જીવા ૭ મુ. હા. કો. રી. ૫૯

શને ૧૮૯૦ ના ૪ થા બાંબે એકટની ક. ૭ મુજબ પોલીસ કમીશનરને તેમના જીલાની અંદર અને ઇનસપેકટર જનરલ ઓફ પોલીસને આખા ઇલાકાની અંદર ફર્સ્ટ કલાસ માજીસ્ત્રેટના અધીકાર છે અને તે અધીકાર સરકાર વખતો વખત ફરમાવે તેવી હદમાં રહીને વાપરવા માટે આપેલા છે.

આ કલમ મુજબ અધીકાર જીલા માજીસ્ત્રેટને વાપરવાને માટે બૉમ્બે ગ. ગે. શને ૧૮૭૩ ના પાના ૫૬૭ થી આપવામાં આવ્યા છે.

૧૧ જયારે કોઇ જીલ્લા માજીસ્ત્રેટનો હોદ્દો ખાલી પડવાથી કોઈપણ અમલદાર સદરહુ જીલ્લામાં મુખ્ય અમલ ચલાવવાનાં કામ ઉપર થોડી મુદતને માટે આવે, ત્યારે સદરહુ અમલદારે સ્થાનિક સરકારનો હુકમ થતાં સુધી આ કાયદા ઉપરથી જીલ્લા માજીસ્ત્રેટને જે અધીકાર આપ્યા છે તથા તેને જે કામો સોંપ્યાં છે તે સર્વે અધીકારો ચલાવવા તથા તે સર્વે કામો કરવાં.

જીલ્લા માજીસ્ત્રેટનો હોદ્દો ખાલી પડવાથી તે ઉપર થોડી મુદતને માટે નિમાયલા અમલદારો.

૧૨. (૧) ઇલાકાના મુખ્ય શેહેરોની બહાર કોઈપણ જીલ્લામાં જીલ્લા માજીસ્ત્રેટ શિવાય, પેહેલા વર્ગના અથવા બીજા વર્ગના અથવા ત્રીજા વર્ગના માજીસ્ત્રેટો દાખલ પોતાની નજરમાં આવે તેટલા માણસોને નિમવાનો અધિકાર સ્થાનિક સરકારને છે; અને સદરહુ માણસોને આ કાયદા પ્રમાણે જે અધિકારો આપવામાં આવે તે સર્વે અથવા તેમાનાં કોઈ પણ અધિકાર જે સ્થાનિક પ્રદેશમાં તેણે ચલાવવા તે સ્થાનિક પ્રદેશ વખતે વખતે ઠરાવવાનો અખત્યાર સ્થાનિક સરરારને અથવા સ્થાનિક સરકારના નિબંધ હેઠળ રહીને જીલ્લા માજીસ્ત્રેટને છે.

તાબામાંહેના માજીસ્ટ્રેટો.

તેમની હકુમતની સ્થાનિક હદ.

(૨) સદરહુ પ્રકારનો પ્રદેશ ઠરાવીને જુદી રીતે ઠરાવ્યું ન હોય તો સદરહુ માણસોની હકુમત તથા તેઓનો અધિકાર સદરહુ જીલ્લામાં સર્વ ઠેકાણે લાગુ પડશે.

૧૩. (૧) સ્થાનિક સરકાર કોઈ પેટા તુકડી પેહેલા વર્ગના અથવા બીજા વર્ગના કોઇ પણ માજીસ્ત્રેટના હવાલામાં મુકવાને અને જે પ્રસંગે જરૂર પડે તે પ્રસંગે તે હવાલો તેની પાસે છોડાવવાને મુખત્યાર છે.

માજીસ્ત્રેટના હવાલામાં પેટા તુકડી મુકવાનો અધિકાર.

(૨) સદરહુ માજીસ્ત્રેટોને પેટા તુકડી માજીસ્ત્રેટો કેહેવા.

(૩) સ્થાનિક સરકાર આ કલમમાં કહેલા પોતાના અધિકાર જીલ્લા માજીસ્ત્રેટને સોંપવાનો મુખત્યાર છે.

અધિકાર સોંપવા બાબત.

૧૪. (૧) પેહેલા વર્ગના અથવા બીજા વર્ગના અથવા ત્રીજા વર્ગના માજીસ્ત્રેટને જે અધિકાર આ કાયદાથી આપ્યા છે અથવા આ કાકદા પ્રમાણે આપી શકાય તે સર્વ અથવા તેમાંના હરકોઈ અધિકાર ઈલાકાનાં મુખ્ય શેહેરોની બહાર હરકોઈ સ્થાનિક પ્રદેશમાં અમુક મુકદ્દમાંના સંબંધમાં અથવા કોઈ અમુક વર્ગના અથવા અમુક વર્ગોના મુકદ્દમાના સંબંધમાં અથવા સામાન્ય રીતે સઘળા મુકદ્દમાના સંબંધમાં હરકોઇ માણસને આપવાનો અખત્યાર સ્થાનિક સરકારને છે.

સ્પેશીયલ માજીસ્ત્રેટો.

(૨) સદરહુ માજીસ્ત્રેટોને સ્પેશિનલ માજીસ્ત્રેટો કેહેવા, અને તેમને સ્થાનિક સરકાર સાધારણ અથવા વિશેષ હુકમ કરીને ફરમાવે તેટલી મુદત સુધી નિમવામાં આવશે.

(૩) પેટા કલમ (૧) ઉપરથી આપેલો અધિકાર સ્થાનિક સરકાર પોતાના તાબામાંહેના હરકોઇ અમલદારને ગવર્નર જનરલ ઈન કૌન્સિલની અગાઉથી મંજુરી લઈને અને પોતે દુરસ્ત ધારે એટલી હદ રાખીને સોંપવાને મુખત્યાર છે.

(૪) આસિસ્ટંટ ડીસ્ત્રીકટ સુપરિન્ટેન્ડેન્ટથી ઉતરતા દરજાના કોઈપણ પોલીસ અમલદારને આ કલમ પ્રમાણે કાંઈપણ અધિકાર આપવા નહિ, અને સુલેહ જાળવવા સારૂ તથા ગુન્હો અટકાવવા સારૂ અને ગુન્હેગારોને માજીસ્ત્રેટની આગળ લઈ જવા માટે તેઓને ખોળી કાહાડવા સારૂ તથા પકડવાં સારૂ તથા અટકાવી રાખવા સારૂ, અને કોઈ પણ ચાલુ કાયદાથી તે અમલદારને સોંપેલાં બીજાં કાંઇપણ કામ તેણે કરવા સારૂ જેટલે સુધી જરૂર હોય તે કરતાં વત્તા કાંઈપણ અધિકાર સદરહુ પ્રમાણે આપવા નહિ.

માજીસ્ત્રેટોની બેન્ચો.

૧૫. (૧) ઇલાકાનાં મુખ્ય શેહેરોની બહાર હરકોઇ જગામાં હરકોઇ બે અથવા વધારે માજીસ્ત્રેટોને બેન્ચ તરીકે બેસવાનું ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે, અને પેહેલા, બીજા, અથવા ત્રીજા વર્ગના માજીસ્ત્રેટને જે અધિકારો આ કાયદાથી આપ્યા છે અથવા આ કાયદા પ્રમાણે આપી શકાય તેમાંના હરકોઈ અધિકાર સ્થાનિક સરકાર હુકમ કરીને સદરહુ બેન્ચને આપવાનો મુખત્યાર છે, અને સ્થાનિક સરકાર દુરસ્ત ધારે એવાજ મુકદ્દમામાં અથવા એવાજ વર્ગના મુકદ્દમામાં અને એવીજ સ્થાનિક હદમાં, સદરહુ અધિકારો ચલાવવાનું ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

વિશેષ હુકમ ન હોય તો બેન્ચ જે અધિકારો ચલાવી શકે તે.

(૨) આ કલમ પ્રમાણે હરકોઇ હુકમ કરીને જુદી રીતનો ઠરાવ કર્યો નહિ હોય તો સદરહુ બેન્ચના મેંબરોમાં જે ઉંચામાં ઉંચા વર્ગનો માજીસ્ત્રેટ હોય અને જે સદરહુ બેન્ચના મેંબર તરીકે હાજર રહીને કામમાં ભાગ લેતો હોય તેવા માજીસ્ત્રેટને આ કાયદાથી જે અધિકાર આપ્યા હોય તે અધિકાર સદરહુ પ્રકારની દરેક બેન્ચના છે એવું સમજવું, અને આ કાયદાનાં કારણ સારૂ તે બેન્ચને, જેટલે સુધી બની શકે તેટલે સુધી, સદરહુ વર્ગના માજીસ્ત્રેટ તરીકે ગણવી.

ટીકા—માજીસ્ત્રેટોની બેન્ચને સરકાર હુકમ કરે તે વર્ગના અને તે જગાના કેસો ચલાવવાનો અધીકાર છે સફરૂદીન વી. ઇબ્રાહીમ ઇ. લો. રી. ૩ ક. ૭૫૪. છેલા પારેગ્રાફ પ્રમાણે માજીસ્ત્રેટ જે અધીકાર વાપરે તે ઉપર અપીલનો હક રહે છે. રાણી વી. નારણ સ્વામી ઇ. લો. રી. ૯ મ. ૩૬. સંક્ષીપ્ત રીતે ઇનસાફના કેસમા માજીસ્ત્રેટની બેન્ચે ફરીયાદીનો પુરાવો લઇ કેસ બચાવનો પુરાવો લેવાપર મુલતવી રાખ્યો ને બીજી બેન્ચે કે તેમાં પેહલાનો કોઇ મેંમ્બર-

નો તો તેમણે બચાવનો પુરાવો લઇ તોહોમતદારને છોડી મુકયો. ઠરાવ્યું કે હુકમ ગેરકાયદે છે માટે રદ કરયો. રામ સુંદર વી. રેન્જાબ ઇં. લો. રી. ૧૨ ક. ૫૫૮

બેન્ચનો એક મેંબર ગેરહાજર હતો તેની ગેરહાજરીમાં બીજા મેમ્બરોએ પુરાવો લીધો ને ગેરહાજર મેમ્બરે સજાના ઠરાવમાં સહી કરી ઠરાવ્યું કે—ઠરાવ ગેરકાયદે છે. શંભુનાથ સરકાર. ૧૩. કલકત્તા. લૉ. રી. પૃ. ૨૧૨.

ઓનરરી માજીસ્ત્રેટ કેસની સુનાવણી થઈ તેમાં બધી સુનાવણી વખતે મેમ્બર ન હોય તો ઠરાવ ને સજા કરી શકે નહી. હરદવાર વી. ખેગા ઇં. લો. રી. ૨૦ ક. ૮૭૦.

બેન્ચોની પોતાના કામની સમજૂત થવા સારૂ કાનુન કરવાનો અધિકાર.

**૧૬. કોઈ પણ જીલ્લામાં માજીસ્ત્રેટોની બેન્ચોની તેઓનાં કામની સમજુત થવા સારૂ હેઠળ લખેલી બાબતો સંબંધી આ કાયદાને અનુસરતી હોય એવી કાનુન વખતે વખતે કરવાને સ્થાનિક સરકાર અથવા સ્થાનીક સરકારના નિર્બંધ હેઠળ રહીને જીલ્લા માજીસ્ત્રેટ મુખત્યાર છે:—**

**(અ) ઇનસાફ કરવાના મુકદ્દમાના વર્ગો;**

**(બ) બેસવાની વખત તથા જગા;**

**(ક) ઇનસાફ ચલાવવા બાબત બેન્ચની રચના;**

**(ડ) બેઠેલા માજીસ્ત્રેટો વચ્ચે મતમાં જે ભેદ પડે તેનો નિકાલ કરવાની રીત.**

**ટીકા**—ઇનસાફ કરવાના.

" ટ્રાયલ " એ શબ્દનો અર્થ આ કાયદામાં આપવામાં આવ્યો નથી જેમ સને ૧૮૭૨ ના ૧૦ આકટમાં હતો તેમ. આ શબ્દમાં ગુન્હાનો ઇનિસાફ એમ થાય છે. પણ પરચુરણ બાબતો જેવી કે-ક. ૧૪૫ મુજબની તેવી બાબતનો થતો નથી. સફરૂદીન વી. ઇબ્રાહીમ ઈં. લો. રી. ૩ ક. ૭૫૪.

ગુંચવણવાળા અને કઠણ કેસો બેન્ચને સોંપવા, એ યોગ્ય નથી. રાણી વિ. ભોળાનાથ સીંગ. ઇ. લૉ. રી. ૨. ક. ૨૩.

માજીસ્ત્રેટોએ તથા બેન્ચોએ જીલ્લા માજીસ્ત્રેટના તાબામાં રેહેવું.

**૧૭. (૧) ૧૨ મી, ૧૩ મી અને ૧૪ મી કલમ પ્રમાણે નિમેલા સઘળા માજીસ્ત્રેટો તથા ૧૫ મી કલમ પ્રમાણે રચેલી સઘળી બેન્ચો જીલ્લા માજીસ્ત્રેટના તાબામાં છે એવું સમજવું, અને સદરહુ, માજીસ્ત્રેટોને તથા બેન્ચોને કામ વેહેંચી આપવા બાબત આ કાયદાને અનુસરતી હોય એવી કાનુનો વખતે વખતે કરવાને અથવા વિશેષ હુકમ ફરમાવવાને જીલ્લા માજીસ્ત્રેટ મુખત્યાર છે; અને**

માજીસ્ત્રેટોએ તથા બેન્ચોએ પેટા તુકડી માજીસ્ત્રેટના તાબામાં રેહેવું.

**(૨) કોઇ પેટા તુકડીમાં અધિકારો ચલાવનાર (પેટા તુકડી માજીસ્ત્રેટ શિવાય બીજો) દર એક માજીસ્ત્રેટ તથા દર એક બેન્ચ પેટા તુકડી માજીસ્ત્રેટના પણ તાબામાં છે એવું સમજવું, તો પણ તે જીલ્લા માજીસ્ત્રેટના સામાન્ય નિર્બંધ હેઠળ છે એવું સમજવું.**

(૩) સઘળા આસિસ્ટંટ સેશન જડજોએ, જે સેશન જડજની કોર્‍ટમાં તેઓ હુકુમત ચલાવતા હોય તે સેશન જડજના તાબામાં રેહેવું, અને સદરહુ આસિસ્ટંટ સેશન જડજોને કામ વેહેંચી આપવા બાબત આ કાયદાને અનુસરતી હોય એવી કાનુનો વખતે વખતે કરવાને સેશન જડજ મુખત્યાર છે.

આસિસ્ટંટ સેશન જડજોએ સેશન જડજના તાબામાં રેહેવું.

(૪) સેશન જડજ પોતે અનિવાર્યકારણને લીધે ગેરહાજર હોય ત્યારે અથવા કામ કરવાને અસમથ હોય ત્યારે તેને કોઇ પણ જરૂરની અરજીનો નિકાલ આડિશનલ આસિસ્ટંટ સેશન જડજે કરવા બાબત અથવા કોઈ આડિશનલ અથવા આસિસ્ટંટ જડજ ન હોય તો જીલ્લા માજીસ્રેટે કરવા બાબત તજવીજ કરવાનો પણ અધિકાર છે; અને એવા જડજ અથવા માજીસ્રેટને એવી કોઇ પણ અરજીનો નિકાલ કરવાનો અધિકાર પ્રાપ્ત થશે.

(૫) જીલ્લા માજીસ્રેટ, તેમજ ૧૨ મી, ૧૩ મી, અને ૧૪ મી કલમ પ્રમાણે નિમેલા માજીસ્રેટો અથવા ૧૫ મી કલમ પ્રમાણે રચેલી બેન્ચો સેશન જડજના તાબામાં નથી એવું સમજવું, પણ આ કાયદામાં હવે પછી ખાસ રીતે ઠરાવેલું છે તેટલે સુધી અને તે રીતે તે તેના તાબામાં છે એવું સમજવું.

ટીકા—પેટા કલમ ૪ નવિન છે. ને કેટલાક શબ્દોનો ફારફેર કર્યો છે. જે તાબાનો માજીસ્રેટ પેટા તુકડી માજીસ્રેટના તાબામાં છે તે ડીસ્ત્રીકટ માજીસ્રેટના તાબામાં પણ છે. થામનચેટી વી. અલગીરીચેટી ઈં. લો. રી. ૧૪ મ. ૩૯૯ પોતાના તાબાના ગમે તે વર્ગના માજીસ્રેટનું દફતર મંગાવી તપાસવાનો અધીકાર ક. ૪૩૫ મુજબ ડીસ્ત્રીકટ માજીસ્રેટને છે. ઓપેન્દ્રોનાથ વી. ધકીની બેવા. ઈ. લો. રી. ૧૨ ક. ૪૭૩. ફર્સ્ટ કલાસ માજીસ્રેટ જીલા માજીસ્રેટના તાબાનો છે અને તેથી તેનુ દફતર મંગાવવાનો ને ક. ૪૩૭ મુજબ વર્તવાનો અધીકાર છે, રાણી વી. લસકરી ઈં. લો. રી. ૭ અ. ૮૫૩.તમામ વર્ગના માજીસ્રેટો ડીસ્ત્રીકટ માજીસ્ટ્રેટના તાબામાંના છે. ડીસ્ત્રીકટ માજીસ્રેટ ખાતાની બાબતમાં તથા જ્યુડીશીઅલ બાબતમાં સર્વથી ઉપરી છે. રાણી વી. પીરયા ગોપાલ ઈં. લો. રી. ૯ મુ. ૧૦૦.

## ડ.—પ્રેસિડેન્સી માજીસ્રેટોની કોર્ટો.

૧૮. (૧) સ્થાનિક સરકારે (આ કાયદામાં હવે પછી જેમને પ્રેસિડેન્સી માજીસ્રેટો કહ્યા છે એવા) જોઇએ તેટલા માણસોને દર એક ઈલાકાનાં મુખ્ય શેહેરના માજીસ્રેટો તરીકે વખતે વખતે નિમવા, અને સદરહુ માણસોમાંના એકને તે દર એક શેહેરના ચીફ પ્રેસિડેન્સી માજીસ્રેટ તરીકે નિમવો.

પ્રેસિડેન્સી માજીસ્રેટોની નિમણુંક.

(૨) આ કાયદા મુજબના પ્રેસિડેન્સી માજીસ્રેટના અધિકાર, ચીફ પ્રેસિડેન્સી માજીસ્રેટે, અથવા પગારી પ્રેસિડેન્સી માજીસ્રેટે, અથવા બીજા જે કોઇ પણ પ્રેસિડેન્સી માજીસ્રેટને એકલા બેસવાનો સ્થાનિક સરકારે અધિકાર આપ્યો હોય તેણે, અથવા પ્રેસિડેન્સી માજીસ્રેટોની કોઈ પણ બેન્ચે ચલાવવા.

૧૯. (ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટે પોતાને હવે પછી મળેલા અધિકારની રૂયે કરેલી કાનુનોને પાત્ર રહીને) એવા માણસોમાંના હરકોઇ બે અથવા વધારે માણસોએ બેન્ચ તરીકે એકઠા બેસવું.

બેન્ચો.

૨૦. દર એક પ્રેસિડેન્સી માજીસ્ત્રેટે, જે ઇલાકાનાં મુખ્ય શેહેર માટે પોતે નિમાયો હોય તે માંહેની સઘળી જગાઓમાં, અને સદરહુ શેહેરના બંદરની તથા વાહાણ ચાલી શકે એવી તે બંદર તરફ જતી હરકોઈ નદી અથવા ખાડીની જે હદ બંદરોનું તથા બંદર દેણાનું નિયમ ન કરવા બાબતના ચાલુ કાયદા પ્રમાણે ઠરાવેલી હોય તેવી હદ માંહેની સઘળી જગાઓમાં હકુમત ચલાવવી.

તેમની હકુમતની સ્થાનિક હદ.

૨૧. (૧) દર એક ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટે, જે અધિકાર આ કાયદાથી તેને આપ્યા છે તે સઘળા અધિકાર અથવા જે અધિકાર આ કાયદો અમલમાં આવ્યાની પેહેલાં તરત ચાલુ હોય એવા કોઈ પણ કાયદા પ્રમાણે અથવા કાનુન પ્રમાણે હરકોઇ સીનિયર અથવા ચીફ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટે ચલાવવા જોઇયે તે સઘળા અધિકાર પોતાની હકુમતની સ્થાનિક હદમાં ચલાવવા, અને નીચે લખેલી બાબતોનું નિયમન કરવા સારૂ આ કાયદાને અનુસરતી હોય એવી કાનુનો સ્થાનિક સરકારની અગાઉથી મંજુરી લઇને વખતે વખતે કરવાને તે મુખત્યાર છે.

ચીફ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ.

(અ) સદરહુ શેહેરના માજીસ્ત્રેટોની કોર્ટોમાં કામ ચલાવવા બાબત તથા વેહેંચવા બાબત તથા તે કોરટોના વહિવટ બાબત;
(બ) જે વખતે તથા જે જગાએ માજીસ્ત્રેટોની બેન્ચોએ બેસવું તે બાબત;
(ક) સદરહુ બેન્ચોની રચના બાબત;
(ડ) એટલા માજીસ્ત્રેટો વચ્ચે મતમાં જે ભેદ પડે તેનો નિકાલ કરવાની રીત બાબત; અને
(ઈ) જે કોઈ પણ બીજી બાબતનો નિકાલ જીલ્લા માજીસ્ત્રેટ, પોતાના તાબા માંહેના માજીસ્ત્રેટ, ઉપર નિર્બંધ રાખવાના સાધારણ અધિકારની રૂયે કરી શકે તે બીજી કોઇ પણ બાબત.

(૨) સ્થાનિક સરકારને આ કાયદાનાં કારણ સારૂ, કયા પ્રેસિડેન્સી માજીસ્ત્રેટો ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટના તાબા હેઠળ છે તે ઠરાવવાનો અને તેઓ કેટલી હદ સુધી તાબા હેઠળ છે તે નક્કી કરવાનો અધિકાર છે.

## ઈ.—જસ્ટિસ ઓફ ધી પીસ.

૨૨. ઇલાકાનાં મુખ્ય શેહેરોની બહાર સઘળા બ્રિટિશ હિંદુસ્તાનના સંબંધમાં અથવા તેના હરકોઈ ભાગના સંબંધમાં ગવર્નર જનરલ ઈન કૌન્સિલ,

જિલ્લાઓને માટે જસ્ટિસ ઓફ ધી પીસ.

અને પોતાના અમલ હેઠળના (સદરહુ શેહેરો વગર બીજા) મુલકોના સંબંધમાં દર એક સ્થાનિક સરકાર,

સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને પોતે યોગ્ય ધારે એવી રાણીની વિલાયતી રૈયતને સદરહુ જાહેરનામામાં કહેલા મુલકોની અંદર અને તે મુલકો માટે જસ્ટિસ ઑફ ધી પીસ તરીકે નિમવાને મુખત્યાર છે.

ઈલાકાનાં મુખ્ય શેહેરો માટે જસ્ટિસ ઑફ ધી પીસ.

૨૩. કલકત્તા મદ્રાસ તથા મુંબઈ શેહેરના સંબંધમાં સ્થાનિક સરકાર, બ્રિટિસ હિંદુસ્થાનમાં રેહેનારા જે શખસો કોઈ પણ પર રાજ્યની રૈયત ન હોય, અને જેમને સ્થાનિક સરકાર યોગ્ય ધારે, તે શખસોને, સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને તેમાં કહેલી સદરહુ શેહેરની હદમાં જસ્ટિસ ઑફ ધી પીસ તરીકે નિમવાને મુખત્યાર છે.

હાલના જસ્ટિસ ઑફ ધી પીસ.

૨૪. (૧) કોઈ હાઇકોરટે આપેલા હરકોઈ કમીશન પ્રમાણે સદરહુ શેહેરો વગર બીજા બ્રિટિશ હિંદુસ્તાનના કોઈ પણ ભાગની અંદર અને તે ભાગ માટે જસ્ટિસ ઑફ ધી પીસ તરીકે હાલમાં કામ કરનારા દર એક માણસને સદરહુ શેહેરો વગર બીજા આખા બ્રિટિશ હિંદુસ્તાનને માટે જસ્ટિસ ઑફ ધી પીસ તરીકે કામ કરવાને ૨૨ મી કલમ પ્રમાણે ગવર્નર જનરલ ઈન કાઉન્સિલે નિમ્યો છે એવું સમજવું.

(૨) સદરહુ પ્રકારના કોઈ પણ કમીશન પ્રમાણે સદરહુ શેહેરોમાંના હરકોઈ શેહેરની હદમાં જસ્ટિસ ઑફ ધી પીસ તરીકે હાલમાં કામ કરનારા દરએક માણસને ૨૩ મી કલમ પ્રમાણે સ્થાનિક સરકારે નિમ્યો છે એવું સમજવું.

હોદ્દાના સબબથી જસ્ટિસ ઑફ ધી પીસ.

૨૫. પોત પોતાના હોદ્દાના સબબથી ગવર્નર જનરલ, ગવર્નરો, લેફ્ટેન્ટ ગવર્નરો, અને ચીફ કમિશનરો તથા ગવર્નર જનરલની કૌન્સિલના મામુલ મેંબરો તથા હાઈ કોર્ટોના જડજો તથા રંગુનનો રેકાર્ડર આખા બ્રિટિશ હિંદુસ્તાનની અંદર અને બ્રિટિશ હિંદુસ્તાનને માટે જસ્ટિસ ઑફ ધી પીસ છે, અને સેશન-જડજો અને જીલ્લા-માજીસ્ત્રેટો, તેઓ જે સ્થાનિક સરકારના તાબામાં નોકરી કરતા હશે તે સરકારના વહિવટ માંહેના સઘળા મુલકમાં તથા મુલકને માટે જસ્ટિસ ઑફ ધી પીસ છે, અને પ્રેસિડેન્સી માજીસ્ત્રેટો જે શેહેરોના તેઓ માજીસ્ત્રેટો હોય તે શેહેરોની અંદર અને તે શેહેરો માટે જસ્ટિસ ઑફ ધી પીસ છે એવું સમજવું.

## ૬—સસ્પેન્ડ કરવા બાબત તથા દુર કરવા બાબત.

જડજોને તથા માજીસ્ત્રેટોને સસ્પેન્ડ કરવા તથા દુર કરવા બાબત.

૨૬. રાયલ ચારટરથી સ્થાપેલી હાઇકોરટો શિવાય બીજી ફોજદારી કોરટોના સઘળા જડજોને અને સઘળા માજીસ્ત્રેટોને હોદ્દા ઉપરથી સસ્પેન્ડ કરવાનો અથવા દુર કરવાનો અધિકાર સ્થાનિક સરકારને છે.

પણ એવું ઠરાવ્યું છે કે જે જડજોને તથા માજીસ્ત્રેટોને હોદ્દા ઉપરથી સસ્પેન્ડ કરવાનો અથવા દુર કરવાનો અધિકાર હાલમાં ફકત ગવર્નર જનરલ ઇન કૌન્સિલને છે તેઓને હોદ્દા ઉપરથી બીજા કોઇપણ અધિકારીએ સસ્પેન્ડ કરવા નહિ કે દુર કરવા નહીં.

જસ્ટિસ ઓફ ધી પીસને સસ્પેન્ડ કરવા તથા દુર કરવા બાબત

૨૭. જે જસ્ટિસ ઓફ ધી પીસને ગવર્નર જનરલ ઇન કૌન્સીલે નિમ્યો હોય તે જસ્ટીસ ઓફ ધી પીસને હોદ્દા ઉપરથી સસ્પેન્ડ કરવાનો અથવા દુર કરવાનો અધીકાર ગવર્નર જનરલઈન કૌન્સીલને છે, અને જે જસ્ટીસ ઓફ ધી પીસને સ્થાનીક સરકારે નીમ્યો હોય તેને હોદ્દા ઉપરથી સસ્પેન્ડ કરવાનો અથવા દુર કરવાનો અધીકાર સ્થાનીક સરકારને છે.



## બાબ ૩ જો.

### કોરટનો અધિકાર.

### અ—દરએક કોરટ કયા કયા ગુન્હા સાંભળી શકે તે ગુન્હાઓનું વર્ણન.

ફોજદારી કાયદા મુજબના ગુન્હા.

૨૮. હીંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબના હરકોઈ ગુન્હાનો ઇનસાફ આ કાયદાના બીજા ઠરાવોને અનુસરીને કરવાનો અધીકાર—

( અ ) હૈકોરટને છે, અથવા

( બ ) સેશન કોરટને છે, અથવા

( ક ) બીજા પરીશીષ્ટના આઠમા આસનમાં બતાવ્યા પ્રમાણે બીજી જે કોરટથી સદરહુ ગુન્હાનો ઇનસાફ થઈ શકે તે કોરટને છે.

### દ્દષ્ટાંત.

અની ઉપર શીક્ષણીય મનુષ્યવધનુ તોહોમત મુકીને તેને સેશન કોરટમાં કમીટ કર્યો છે. તેણે બુદ્ધીપૂર્વક વ્યથા કરવાનો ગુન્હો એટલે માજીસ્ત્રેટથી ઇનસાફ થઈ શકે એવો ગુન્હો કર્યો એવો ઠરાવ કરવાનો અખત્યાર છે.

ટીકા—દ્રષ્ટાંત નવીન છે.

સેસન કોર્ટને ને હાઇ કોરટને આ કલમ મુજબ ગમે તે ગુન્હાની રજવાત ચલાવવાનો અધીકાર છે એટલે તેમને ત્યાં કમીટ થયા પછી માજીસ્ત્રેટ ચલાવી શકે તેવો ગુન્હો માલમ પડે ને સાબીત થાય તો તે ગુન્હા માટે ગુન્હેગાર ઠરાવી શકે છે. રાણી વી. ખરગા ઈ. લો. રી. ૮ અ. ૫૬૫.

હાલ જે દ્રષ્ટાંત છે તેથી હવે ખુલાસો થાય છે કે—બીજા સેડયુઅલના આઠમા કાલમ પ્રમાણે માજીસ્ત્રેટો ઇનસાફ કરી શકે તેવા ગુન્હા કમીટ થયા પછી માલમ પડે તો તેવા નાના ગુન્હાનો ઇનસાફ સેસન કોરટ કરવાને મુખત્યાર છે પણ જો ગુન્હો બીજા કાયદા પ્રમાણે હોય તો બીજી કોરટ ઇનસાફ કરી શકે નહી જેમકે માજીસ્ત્રેટે કરવો એમ બતાવ્યું હોય તો સેસન જડજ ન કરી શકે. રાણી વી. સચાડે ઈ. લો. રી. ૧૯ અ. ૪૬૫.

આ કાયદાના બીજા ઠરાવોને અનુસરીને એટલે બીજા ઠરાવો આ કાયદાની ક. ૪૭૬-૪૭૭-૪૮૦-૪૮૭-૧૯૩-૧૯૫ થી ૧૯૯ સુધી ક. ૫૫૬.

બીજા કાયદા મુજબના ગુન્હા.

૨૯. (૧) બીજા કોઈપણ કાયદા મુજબના હરકોઇ ગુન્હાનો ઇનસાફ, જ્યારે સદરહુ કાયદામાં આ બાબત કોઇ કોરટનું નામ કહ્યું હોય ત્યારે, તે કોરટ ૪૪૭ મી કલમના ઠરાવોને પાત્ર રહીને કરવો.

(૨) જ્યારે કોઈ કોરટનું નામ સદરહુ પ્રમાણે કહ્યું ન હોય ત્યારે તે ગુન્હાનો ઈનસાફ કરવાનો અધીકાર હઇકોરટને અથવા આ કાયદા પ્રમાણે રચેલી જે કોઇપણ કોરટથી સદરહુ ગુન્હાનો ઇનસાફ થઈ શકે એમ બીજા પરીશીષ્ટના આઠમા આસનમાં બતાવ્યું હોય તે કોરટને છે.

ટીકા-- ૧ લા પારેગ્રાફમા ૪૪૭ મી કલમના ઠરાવોને પાત્ર રહીને આ શબ્દો નવીન છે. બીજા પારેગ્રાફમાં બીજા પરીશીષ્ટના આઠમા આસનમાં બતાવ્યુ છે તે કોર્ટને છે આ શબ્દો નવીનછે. પ્રથમના કોડમાં અ. બ. ક. રકમો હતી તે કમી કરવામાં આવીછે અને તેનો ખુલાસો બીજા પરીશીષ્ટમાં "બીજા કાયદા તોડીને કરેલા ગુન્હાનું જે છેલુછે". તેના આઠમા આસનમા આસનમાં બતાવેલી કોર્ટ કરવો એટલે જરૂર વગરના હતા તેમાં પણ થોડો ફારફેર છે.

મોતની શિક્ષા કરવા લાયક નહિ હોય એવા ગુન્હા.

૩૦. જે મુલકોના રાજ્યકારભાર અનુક્રમે પંજાબના તથા બ્રહ્મદેશના લેફટેનન્ટ ગવર્નરો અને અયોધ્યાના તથા સેંટ્રલ પ્રાવીન્સીસના, કુર્ગના તથા આસામના ચીફ કમીશનર ચલાવતા હોય તે મુલકોમાં, સીંધમાં અને બીજા પ્રાંતોના જે ભાગોમાં ડેપ્યુટી કમીશનરો અથવા આસીસ્ટંટ કમીશનરો હોય તે ભાગોમાં મોતની શીક્ષાને લાયક નહીં હોય એવા સઘળા ગુન્હાઓનો ઈનસાફ માજીસ્ટ્રેટ તરીકે કરવાનો અધીકાર, ૨૯ મી કલમમાં ગમે તે કહ્યું હોય તો પણ જીલ્લા માજીસ્ટ્રેટને અથવા પહેલા વર્ગના કોઈપણ માજીસ્ટ્રેટને આપવાને સ્થાનીક સરકાર મુખત્યાર છે.

ટીકા—સીંધમાં એ શબ્દો નવીન છે. પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ એ શબ્દો પણ નવીન છે. જે માજીસ્ટ્રેટને આ કલમ પ્રમાણે સ્પેશીયલ પાવર મળ્યો હોય તે માજીસ્ટ્રેટે ખુનના કામની તપાસ કે જેને માટે મોતની સજા થઇ શકે તેવા કામની તપાસ હલકુ તોહમત રાખીને કરવી નહી. ને આ પ્રમાણે કરવાથી તે મોટી જવાબદારી માથે હોરી લે છે તેવા કેસ સેસન કોર્ટમાં અથવા હાયકોર્ટમાં કમીટ કરવા જોઇએ કામનો પુરાવો તપાસતા તેમાં દરમીયાન થવાનું કારણ માલમ ન પડયું. રાણી વી. પરમાનંદદા ઇ. લો. રી. ૧૦ ક. ૮૫ રાણી વી. ગુંદીયા. ઇ. લો. રી. ૧૩ મુ. ૫૦૨.

## બ.—જુદા જુદા દરજ્જાની કોરટોને જે શિક્ષાના હુકમ કરવાનો અધિકાર છે તે.

જે શિક્ષાનો હુકમ કરવાનો અધિકાર હઇકોરટને તથા સેશનજડજોને છે તે.

૩૧. (૧) જે શિક્ષાનો હુકમ કરવાનો કાયદાથી અધિકાર હોય તેવી હરકોઇ શિક્ષાનો હુકમ કરવાને હઇકોરટ મુખત્યાર છે.

(૨) જે શિક્ષાનો હુકમ કરવાનો કાયદાથી અધિકાર હોય તેવી હરકોઈ શિક્ષાનો હુકમ કરવાને સેશન જડજ અથવા આડીશનલ સેશન જડજ મુખત્યાર છે; પણ સદરહુ પ્રકારના હરકોઈ જડજે મોતની શિક્ષાનો હુકમ કર્યો હોય તો તે કાયમ થવાને હાઇકોરટની મંજુરી જોઇયે.

(૩) મોતની અથવા સાત વર્ષ કરતાં વત્તી મુદતની સમુદ્રપારની અથવા સાત વર્ષકરતાં વત્તી મુદતની કેદની શિક્ષાવગર જે જે શિક્ષાનો હુકમ કરવાનો કાયદાથી અધિકાર હોય તેવી હરકોઇ શિક્ષાનો હુકમ કરવાને આસિસ્ટંટ સેશન જડજ મુખત્યાર છે.

ટીકા—ત્રીજો પારેગ્રાફ સુધર્યો છે. પ્રથમના કોડમાં ચાર વર્ષ ઉપરાંતને સાત વર્ષની અંદરની સજા કરવી હોય તો સેસન જડજની મંજુરીની જરૂર હતી તે કાઢી નાંખી છે.

આસી. સેસન જડજ સેસન કોર્ટના બાબ ૩૨ પ્રમાણેના તપાસણી કોર્ટના અધીકાર વાપરી શકે નહી. મુસા અસમાલ. ઈ. લો. રી. ૯ મુ. ૧૦૪. શોઇન્ટોનાસીયો ૨ પ વિ. રી. ૨૧.

જે શિક્ષા ફરમાવવાનો માજીસ્ટ્રેટોને અધિકાર છે તે.

૩૨. (૧) માજીસ્ટ્રેટોની કોરટોને હેઠળ લખેલી શિક્ષા ફરમાવવાનો અધિકાર છે, એટલે:—

| | | |
|---|---|---|
| (અ) | પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટોનીતથા પેહેલા વર્ગના માજીસ્ટ્રેટોની કોરટો. | કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થઈ શકતી હોય તેટલી એકાંત કેદ સુદ્ધાં બે વર્ષ સુધીની મુદતની કેદ.<br>એક હજાર રૂપિયા સુધી દંડ. ફટકા મારવા. |
| (બ) | બીજા વર્ગના માજીસ્ટ્રેટોની કોરટો. | કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થઈ શકતી હોય તેટલી એકાંત કેદ સુદ્ધાં છ મહિના સુધીની મુદતની કેદ.<br>બસેં રૂપિયા સુધી દંડ.<br>ફટકા મારવા વિશેષ કરીને અધિકાર આપ્યો હોયતો |
| (ક) | ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટોની કોરટો | એક મહિના સુધીની મુદતની કેદ<br>પચાસ રૂપિયા સુધી દંડ. |

(૨) જે શિક્ષા ફરમાવવાનો કાયદાથી પોતાને અધિકાર હોય તેમાંની ગમે તે શિક્ષા એકઠી કરીને કાયદાસર ગમે તે શિક્ષા ફરમાવવાનો અખત્યાર હરકોઈ માજીસ્ટ્રેટની કોરટને છે.

(૩) બીજા વર્ગના કોઇ માજીસ્ટ્રેટની કોરટને સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો નહિ હોય તો એવી કોરટે ફટકા મારવાની શિક્ષાનો હુકમ કરવો નહિ.

ટીકા—સને ૧૮૯૭ના ૧૦ એકટની ક. ૩ ના ૨૬ કલોઝ મુજબ કેદ એટલે એમાંના ગમે તે પ્રકારની પીનલકોડમાં બતાવ્યા મુજબની સમજવી. પી. કો. ક. ૫૩. ૭૩. ૭૪ જુવો.

આ કાયદાની ક. ૩૫ જુઓ વધારે અધીકાર બાબત.

૩૩. (૧) દંડ ન આપે તો જેટલી મુદતની કેદ કાયદા પ્રમાણે થઈ શકતી હોય તેટલી મુદતની કેદ તે દંડ ન આપે તો ઠરાવવાને હરકોઇ માજીસ્ત્રેટની કોરટ મુખત્યાર છે:—

દંડ ન આપે તો કેદની શિક્ષાનો હુકમ કરવાનો માજીસ્ત્રેટોનો અધિકાર.

પણ એવું ઠરાવ્યું છે કે—

(અ) સદરહુ મુદત આ કાયદાપ્રમાણે તે માજીસ્ત્રેટના અધિકાર કરતાં વત્તી નહિ જોઇયે.

(બ) જે મુકદમામાં ફેંસલો કોઈ માજીસ્ત્રેટે કર્યો હોય અને જેમાં પેહેલાંની શિક્ષાના હુકમનો ભાગ કેદ ઠરાવી હોય તે મુકદમામાં દંડ ન આપેથી કેદ કરવાની જે મુદત ઠરાવવી તે, દંડ ન આપેથી જે કેદ ઠરાવવામાં આવે તે શિવાયં તે ગુન્હાને સારૂ જેટલી મુદતની બીજી કેદની શિક્ષાં કરવાનો તે માજીસ્ત્રેટને અધિકાર હોય તે મુદતના ચતુર્થાંશ કરતાં કદાપિ વધારે ઠરાવવી નહિ.

કેટલાએક મુકદમા બાબત વિશેષ ઠરાવ.

(૨) આ કલમ પ્રમાણે જે કેદ ઠરાવવી તે, ૩૨ મી કલમ પ્રમાણે ઘણામાં ઘણી જેટલી મુદતની પેહેલાંની કેદની શિક્ષાનો હુકમ તે માજીસ્ત્રેટથી કરી શકાય તે ઉપરાંત ઠરાવવાનો અખત્યાર છે.

**ટીકા**—દંડ બાબત પી. કો. ક. ૬૪ ૬૫ ૬૬ ૬૭ જુઓ.

કોઇ કેદીને દંડની સજા કરીને તે દંડ ન આપે તો વધારેની કેદ ઠરાવી. કેદ ભોગવતો હતો તેમાં દંડની કેટલીક રકમ ભરી પણ તે વાત જેલરના જાણ્યામાં ન આવ્યાથી પુરેપુરી સજા ભોગવી તેમાં કોર્ટે દંડ પાછો આપવા હુકમ કર્યો ઠરાવ્યું કે—તેવો હુકમ કરવા કોર્ટને અધીકાર નથી. સરકારને અરજ કરવી જોઇએ. રાણી વી. નાથા મુલા. ૪ મુ. હા. કો. રી. ૩૭.

દંડના બદલામાં કેદની શીક્ષા કરવી તે બાબતમાં આ કલમથી એવો કાંઈ અધીકાર મલતો નથી કે—ઇ. પી. કો ક. ૬૫ માં જે હદ બાંધી છે તે કરતાં જાદે વર્તવું. રાણી. વી. વેંકઠ સગાલું ઈ. લો. રી. ૧૦. મ. ૧૬૫.

૩૪. ૩૦ મી કલમ પ્રમાણે વિશેષે કરીને અધિકાર આપેલા કોઈપણ માજીસ્ત્રેટની કોરટને, મોતની શિક્ષા, અથવા સાત વર્ષ કરતાં વત્તી મુદતની સમુદ્રપારની શિક્ષા અથવા સાત વર્ષ કરતાં વત્તી મુદતની કેદની શિક્ષાવગર બીજી જે કોઈ શિક્ષા કરવાનો અધિકાર કાયદાથી હશે તે બીજી શિક્ષા કરવાનો અખત્યાર છે.

કેટલાએક જીલ્લા માજીસ્ત્રેડોના વત્તા અધિકાર.

**ટીકા**—સુધરી છે. પ્રથમના કોડ મુજબ ચાર વર્ષ કરતાં વધારે મુદતની કેદની શીક્ષા કરતાં સેસન જડજની મંજુરીની જરૂર હતી તે કાઢી નાંખવામાં આવેલ છે.

૩૫. (૧) જ્યારે કોઈ સખસની ઉપર એકજ ઇનસાફના કામમાં બે અથવા વધારે જુદા જુદા ગુંન્હા સાબિત થાય, ત્યારે સદરહુ ગુ-

જુદા જુદા ગુન્હા એકજ ઈનસાફના કામ માં સાબિત થયા હોય તો શિક્ષાનો હુકમ.

ન્હાઓને માટે ઠરાવેલી જુદી જુદી જે શિક્ષાઓ કરવાનો કોરટને અખત્યાર હોય તે શિક્ષાઓનો હુકમ તે સખસ ઉપર કરવાને તે કોરટ મુખત્યાર છે; તે શિક્ષાઓ જો કેદની અથવા સમુદ્રપારની હોય તો અને એવી શિક્ષા સાથે ચાલવી જોઇયે એમ સદરહુ કોરટ ન ફરમાવે તો તે શિક્ષા કોરટ ફરમાવે તેવા અનુક્રમમાં એક પુરી થઈ રહ્યા પછી બીજી શરૂ થવી જોઇયે.

(૨) એક પછી એક શરૂ થવાની શિક્ષાના હુકમની બાબતમાં એકજ ગુન્હો સાબિત થયેથી જેટલી સિક્ષા કરવાનો તે કોરટને અખત્યાર હોય તેટલી શિક્ષા કરતાં તે જુદા જુદા ગુન્હાઓની એકઠી શિક્ષા વધારે થાય છે એટલાજ સબબ ઉપરથી કોઈ ઉપલી કોરટ આગળ ઈનસાફ થવા સારૂ તે ગુન્હેગારને મોકલવાની તે કોરટને જરૂર નથી.

પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

શિક્ષાની મુદ્દતમાં ઘણી મુદત.

(અ) કોઈપણ મુકદમામાં સદરહુ શખસને ચૌદ વર્ષ કરતાં વધારે મુદતની કેદની શિક્ષાનો હુકમ કરવો નહિ.

(બ) જો તે મુકદ્દમાનો ઇનસાફ ( ૩૪ મી કલમ પ્રમાણે કામ ચલાવનારા માજીસ્ત્રેટ શિવાય બીજા ) કોઈ માજીસ્ત્રેટે કર્યો હોય તો પોતાની મામુલ હકુમત ચલાવતાં જેટલી શિક્ષા કરવાનો તે માજીસ્ત્રેટને અધિકાર હોય તે શિક્ષાની બમણી શિક્ષા કરતાં તે એકઠી શિક્ષા વધારે નહિ હોવી જોઇયે.

(૩) અપીલના કારણ સારૂ,એકજ ઇનસાફના કામમાં સાબિત થયલા જુદા જુદા ગુન્હાઓને માટે આ કલમ પ્રમાણે એકઠી કરેલી શિક્ષા ફરમાવી હોય તે એકજ શિક્ષા છે એવું સમજવું.

ખુલાસો—હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૭૧ મી કલમના ઠરાવોની અંદર આવનારા જુદા પાડી શકાય એવા ગુન્હા આ કલમના અર્થની રૂયે પૃથક પૃથક ગુન્હા થતા નથી.

## દૃષ્ટાંત.

(અ) અ ચોરી કરવાના ઈરાદાથી ઘર ફોડીને તેમાં પ્રવેશ કરે છે અને તેમાંની મિલકત ચોરે છે. અએ જુદા જુદા ગુન્હા કર્યા નથી.

ટીકા—સુધારો. એવી શીક્ષા સાથે ચાલવી જોઇએ. એમ સદરહુ કોર્ટને ફરમાવે તો આ શબ્દો નવીનછે. છેલા પારેગ્રાફમાં "મંજુરીની" એ શબ્દો કાઢી નાંખવામાં આવ્યા છે. ખુલાસો ને દ્રષ્ટાંત નવીન છે.

ને તે ખુલાસાપરથી રાણી. વી. અનાપાબીનટીમાપા મુ. હા. કો. ફો. રૂ. સને ૧૮૯૮ મા હાઇકોરટે ઠરાવ્યું કે—માજીસ્ત્રેટે ઈ. પી. કો. ૪૫૭ તથા ક. ૩૮૦ ના ગુન્હા માટે ગુન્હેગાર ઠરાવી દરેક ગુન્હા માટે જુદી જુદી સજા કરેલી તે રદ કરી ઠરાવ્યુ કે—આ કલમના ખુલાસા અનવયે ચોરી કરવાના ઇરાદાથી ઘર ફોડનો ગુન્હો અને ઘરમાંથી ચોરીનો ગુન્હો એકજ છે ને તેથી જુદી જુદી સજા ગેર કાયદે છે. ને વળી રાણી વિરૂદ્ધ માલુ અરજન વીગેરેના

કામમાં તા. ૧૪ માર્ચ સને ૧૮૫૯ ના રોજ મુંબઇ હાઇ કોર્ટની ફુલ બેંચે એકમતે ઠરાવ્યું કે ચોરી કરવાના ઇરાદાથી ઘર ફોડવું અને ચોરી એને માટે જુદી જુદી સજા ન કરતાં એક કરવી ને વળી ઠરાવ્યું કે તે જુદી જુદી કરેલી સજા કાયદામાં એક ગુન્હા માટે જેટલી શીક્ષા થઇ શકતી હોય તે કરતાં વધારે ન હોય અથવા કોર્ટના અધીકાર કરતાં વધારે ન હોય તો તે માત્ર ભુલ છે પણ રીવીજન કે અપીલેટ કોર્ટ દરમીયાન થઇ શકે તેવો ગેરસીરસ્તો નથી.

**એકજ ઇનસાફના કામમાં**

સને ૧૮૬૧ ના ૨૫ ના ક્રીમીનલમા આ શબ્દોનો–તોપણ એકી વખતે એ શબ્દો હતા. અને તેથી હવે જે હદ બાંધી છે તે માત્ર એકજ ઇનસાફના કામમાં એકથી વધારે તોહોમત બદલ પછે તે એકજ કલમના હોય કે જુદી જુદી કલમોના હોય તેની બાબતમાં હદ બાંધે છે તેથી કરીને ઠરાવ્યું કે—એક સખસ પર એકજ પ્રકારના કેટલાક ગુન્હા કર્યાનુ તોહોમત આવ્યું હોય ને માજીસ્ટ્રેટે તેનો દરેક ગુન્હાનો જુદો જુદો ઇનસાફ કરયો હોય, તો તે સઘળા ગુન્હાની સામટી શીક્ષા માજીસ્ટ્રેટ પોતાની સાધારણ હકુમત કરતા બગણી કરી શકે એમ નથી, પણ તેમાંના દરેક ગુન્હાની શીક્ષા જુદી જુદી પોતાની સાધારણ હકુમત મુજબ કરી શકે. દોલતીઆની બાબત ઈ. લો. રી. ૩ અ. ૩૦૫.

આ કલમનો હેતુ નકી કરવા સારૂ ગુન્હો એકજ થાય છે કે જુદા જુદા થાય છે તે સારૂ ઇ. પી. કો. ક. ૭૧ જોવી. ને એક કરતાં વધારે તોહોમતોનો ઇનસાફ એકત્ર કયારે થઇશે કે તે સારૂ આ કાયદાની ક. ૨૩૪–૨૩૫–૨૩૬–૨૩૭–૨૩૮ જોવી.

કાયદા વિરૂધ મંડળીના અંગભુતો પૈકી એક જણે મહાવ્યથા કરી તેમાં ક. ૧૪૭ અને ક. ૩૨૫ મુજબના તોહોમત રહેવાને એટલું સાબેત થવું જોઇએ. કે સાધારણ મતલબ પાર પાડવામાં એવો ગુન્હો બનશે એવું અંગભુતો જાણતા હતા પોતાના હાથથી થયો નથી એવો બચાવ અંગભુતોનો કામમાં આવે નહી. ક. ૧૪૭ અને ક. ૩૨૫ બન્ને ગુન્હા માટે સજા જુદી જુદી કરેલી પણ તે સજા એક ગુન્હા માટે ઘણામાંઘણી સજા થઈ શકતી હોય, તો તે કરતાં વધારે ન હોય તો ક. ૭૧ લાગુ કરવામાં આવે તો પણ તેથી બાધ આવતો નથી ને ક. ૩૨૫ મુજબનો ગુન્હો તે હંગામાંના ગુન્હાનો ભાગ ગણાતો નથી. તેથી કલમ ૭૧ લાગુ પડી શકે નહી. રાણી વી. રામ પ્રતાપ ઈ. લો. રી. ૭. અ ૨૯ થી જુદો અભીપ્રાય લેવામાં આવ્યો, રાણી વી. બીસેસર ઇ. લો. રી. ૯ અ. ૬૪૫

તોહોમતદારને વ્યથા અને હંગામા માટે ગુન્હેગાર ઠરાવ્યો. વ્યથાના માટે ગુન્હેગાર ઠરાવવાનો આધાર ઈ. પી. કો. ક. ૧૪૯ પર આધાર રાખે છે. વ્યથાને હંગામા મટે જુદા જુદા ગુન્હેગાર ઠરાવી જુદી જુદી સજા કરવી તે ગેરકાયદે નથી. કારણ કે શીક્ષા એક ગુન્હા માટે ઘણામાં ઘણી થઇ શકતી હોય તે કરતાં વધારે ન હોય તો જોકે હંગામા અને વ્યથા માટે જુદા જુદા ગુન્હેગાર ઠરાવી જુદી જુદી શીક્ષા કરી હોય તો એક ગુન્હા માટે ઘણામા ઘણી થઈ શકતી હોય તે કરતાં વધારે કાયદા પ્રમાણે કરી શકે રાણી વી. બના ઈ. લો. રી. ૧૭ મુ. ૨૬૦

આઠ તોહોમતદારોપર બીજા તોહોમતદારો સાથે કામ ચાલ્યુ તેમાં સેસન જડજે બધા તોહોમતદારોને ક. ૧૪૮ મુજબ ગુન્હેગાર ઠરાવ્યા. આઠ પૈકી સાતને ક. ૧૫૨ મુજબ ગુન્હેગાર ઠરાવ્યા તેમાં સાત પૈકી બેને ક. ૩૩૨ મુજબ ગુન્હેગાર ઠરાવ્યા આઠ તોહમતદારો કે જેને ક. ૧૫૨ મુજબ ગુન્હેગાર ઠરાવ્યા નોતા તેમને ક. ૩૩૩ મુજબ ગુન્હેગાર ઠરાવી ક. ૧૪૮ માં જે સજા કરી હતી તે કરતા વધારે શીક્ષા કરી તે ઠરાવપર થઈ કારણો એવા બતાવ્યા કે–(૧) જેમને ક. ૧૪૮ મુજબ ગુન્હેગાર ઠરાવ્યા છે ને સજા કરી છે. તે ઉપરાંત ક. ૧૫૨ મુજબ ગુન્હેગાર ઠરાવી શીક્ષા કરી છે તે ગેરકાયદે છે (૨) ક. ૧૫૨–૩૩૨–૩૩૩

માટે જુદી જુદી સજા કરી છે તે ગેરકાયદે છે ક. ૧૪૮-૩૩૨-૩૩૩ માટે જુદી જુદી સજા કરી છે તે એક ગુન્હા માટે ઘણામાં ઘણી થઇ શકતી તે કરતા વધારે કરીછે તેથી તે ગેરકાયદે છે ઠરાવ્યુ કે—(૧) જ્યારે ૧૪૮ મુજબ ગુન્હેગાર ઠરાવ્યા છે ત્યારે ક. ૧૫૨ મુજબ ગુન્હેગાર ઠરાવવુ ગેરકાયદે છે (૨) ૧૫૨-૩૩૨-૩૩૩ માટે જુદી જુદી સજા કરવી તે ગેરકાયદે છે (૩) ૧૪૮-૩૩૨-૩૩૩ માટે જુદી જુદી સજા છે તે કાયદેસર છે. રાણી વી. ફેરમ્બટ ઈ. લો. રી. ૧૯ ક. ૧૦૫.

પી. કો. ક. ૪૧૧-૭૫ મુજબ ગુન્હેગાર ઠરાવવો તે આ કલમના અર્થ પ્રમાણે જુદા જુદા ગુન્હા માટે ગુન્હેગા ઠરાવ્યો એમ થતુ નથી રાણી વી ખલક ઈ. લો. ૧૧ અ. ૩૯૩.

તોહમતદારને પી. કો. ક. ૪૫૭ મુજબ રાતરે ગુન્હા કરવાના ઇરાદાથી ઘર ફોડયું તે માટે તથા ક. ૪૨૬ મુજબ બીગાડ તથા ક. ૩૫૨ મુજબ હુમલા માટે ગુન્હેગાર ઠરાવી દરેક ગુન્હા માટે જુદી જુદી શીક્ષા કરી ઠરાવ્યુ કે—સજા કાયદેસર છે. રાણી વી. નીરીચન ઈ. લો. રી. ૧૨ મ. ૩૬.

જ્યારે બે જુદા જુદા ગુન્હા માટે તકસીરવાન ઠરાવે ત્યારે દરેક ગુન્હા માટે જુદી જુદી સજા કરવી જોઇએ પણ તેમ છતા બે ગુન્હા માટે એક સજા કરી હોય તો તે ગેર-કાયદે નથી. રાણી વી. મહમદ મુ. હા. કો. ફી. રૂ. ૧૭ સને ૧૮૯૨.

એકજ કૃત્ય કરવામા ક. ૧૭૦ ને ૩૮૩ મુજબના ગુન્હા કરયા તે ગુન્હા એક બીજાનો ભાગ નથી ને તેથી તે દરેક માટે જુદી જુદી સજા કાયદેસર રીતે થઈ શકે છે. રાણી વી. વઝીરજાન ઇ. લો. રી. ૧૦ અ. ૫૮

હંગામાંનો ગુન્હો બુધી પુર્વક વ્યથા કરવાનો અને બુધી પુર્વક મહા વ્યથા કરવાનો કરવાનો ગુન્હો તેમાંથી છેલા બે ગુન્હા જુદા જુદા સખસ સામે કર્યા હોય તો તે આ કલમના અર્થ પ્રમાણે દરેક જુદા જુદા ગુન્હા છે. રાણી વી. ડુગરસીંગ ઇ. લો. રી. ૭ અ. ૨૯.

કોઇ તોહમતદારે રાત્રે ઘરમા એકજ ઓરડામાથી બન્ને જુદા જુદા માણુસોની મિલકત ચોરેલી તેમા એમ ઠરાવ્યું કે—ચોરીના બે ગુન્હા માટે જુદી જુદી સજા થઈ શકે નહિ. રાણી વી. શેખમોનીઆહ ૧૧ વિ. રી. ૩૮.

હંગામાં અને કાયદા વિરૂધ મંડળીના અંગભુત એ બે ગુન્હા માટે જુદી જુદી શિક્ષા થઈ શકે નહીં. મોટા તોહોમતમા નાનું તોહમત આવી જાયછે અને તે માટે જુદી જુદી કરેલી સજા વધારે ને ગેરકાયદેસર ઠરાવી. મીલાનઅલીફ વી. દ્વારકાનાથ ૧ વિ. રી. ૭ તેમ જીવ લે એવું હથીઆર પાસે રાખ્યા બાબત ક. ૧૪૮ મુજબ થઇ શકે નહી. રાણી વી. ડરગુલા ૯ વિ. રી. ૩૩ રાણી વી. ગુનુવરીભાઇ ૬ વિ. રી. ૭૦ રાણી વી. બીચકકરી ૮ વિ. રી. ૩૭ પણ ઇ. લો. રી. ૭ અ. ૭૫૭ રાણી વી. રામશરૂપના કામમાં ઠરાવ્યુ કે પુરાવા પરથી એમ માલમ પડી આવે કે ત્રણ કેદીઓમાના દરેકે જુદુ જુદુ બળ વાપર્યું તેથી વ્યથા અથવા મહા વ્યથાનો ગુન્હો હંગામાના ગુન્હાથી જુદો બનેલો છે ને ક. ૩૨૫ મુજબ ગુન્હો સાબીત થવાને હંગામાની હકીકત એ જરૂરતું નથી ને તેથી ક. ૧૪૭ અને ક. ૩૨૫ માટે જુદી જુદી સજા કાયદેસર છે.

જુઓ ઈ. પી. કો. ક, ૫૯ કેદના બદલામાં સમુદ્રપાર કેદની સજા કરવા સંબંધી.

પી. કો. ક. ૫૯ નો અમલ કરવાને માટે એકલી એક ગુન્હાને માટે કરેલી, સજા સાત વર્ષની હોવી જોઇએ પણ બે સજા એકઠી કરીને સાત વર્ષની સજા કરી હોયતો એવી રીતે એકઠી કરેલી સજા બદલીને તેટલીજ મુદતને માટે સમુદ્રપારની સજા થઇ શકે નહી અપહરણ અને વ્યથા એ બંને ગુન્હા એકઠા કરીએ તો ક. ૩૯૪ મુજબ ગુન્હો થાય પણ ક. ૩૯૨ ને ૩૯૪ મુજબ સજા થઇ શકે નહી. રાણી વી. મુનબીકોરા ૨ વિ. રી. ૧ તથા

રાણી વી. દુતુરામ માલી ૩ વિ. રી. ૪૪ રાણી વી. શેનાફલાહ ૫ વિ. રી. ૪૪ સને ૧૮૯૭ ના ૧૦ મા જનરલ કલાઝીઝ બાબતના એકટની ક. ૨૬ પ્રમાણે પીનલકોડ મુજબ ગુન્હો હોયતો તથા બીજા વિશેષ અથવા ખાસ કાયદા પ્રમાણે ગુન્હો હોય તો બે કાયદા પ્રમાણે સજા ન કરવી.

## કઃ—સાધારણ અને જાસ્તી અધિકાર.

માજીસ્ત્રેટોના સાધારણ અધિકાર.

૩૬ સર્વે જીલ્લા માજીસ્ત્રેટોના તથા પેટા તુકડી માજીસ્ત્રેટોના તથા પેહેલા, બીજા અને ત્રીજા વર્ગના માજીસ્ત્રેટોના અધિકાર આ કાયદામાં હવે પછી તેમને અનુક્રમે આપેલા છે અને ત્રીજા પરિશિષ્ટમાં વિશેષ કરીને કહેલા છે તે પ્રમાણે સમજવા. સદરહુ અધિકારોને તેમના "સાધારણ અધિકાર" કેહેવા.

માજીસ્ત્રેટોને જે જાસ્તી અધિકાર આપી શકાય તે.

૩૭ માજીસ્ત્રેટના સદરહુ સાધારણ અધિકાર શિવાય વળી હરકોઈ પેટા તુકડી માજીસ્ત્રેટને અથવા પેહેલા અથવા બીજા અથવા ત્રીજા વર્ગના હરકોઇ માજીસ્ત્રેટને જે અધિકારો સ્થાનિક સરકારથી અથવા જીલ્લા માજીસ્ત્રેટથી અપાય એવું ચોથા પરિશિષ્ટમાં વિશેષે કરીને કહેલું છે તેવા હરકોઇ અધિકાર તેને સ્થાનિક સરકાર અથવા જીલ્લા માજીસ્ત્રેટ (જેમ હોય તેમ) આપવાને મુખત્યાર છે.

અધિકાર આપવા સંબંધી જીલ્લા માજીસ્ત્રેટોના અધિકાર બાબત નિબંધ.

૩૮. ૩૭મી કલમથી જીલ્લા માજીસ્ત્રેટને આપેલો અધિકાર સ્થાનિક સરકારના નિર્બંધ હેઠળ રહીને ચલાવવો.

## ડ.—અધિકાર આપવા, જારી રાખવા તથા રદ કરવા બાબત.

અધિકાર આપવાની રીત.

૩૯. (૧) આ કાયદા પ્રમાણે અધિકાર આપવા તે સ્થાનિક સરકાર હુકમ કરીને અમુક માણસોને વિશેષે કરીને તેમના નામથી અથવા તેમના હોદ્દાના સબબથી,અથવા અમલદારોના સામાન્ય વર્ગને તેમના હોદ્દાના નામથી અધિકાર આપવાને મુખ્ત્યારછે.

(૨) જે માણસને સદરહુ પ્રમાણે અધિકાર આપ્યો હોય તે માણસને જે તારીખે સદરહુ હુકમ જણાવવામાં આવે તે તારિખથી સદરહુ પ્રકારનો દરએક હુકમ અમલમાં આવશે.

ટીકા—માજીસ્ત્રેટ સેકન્ડ કલાસ હતો ત્યારે ક. ૩૨૩–૩૨૫ મુજબના તોહમત રાખી તોહમતદારની હકીકત અને બચાવનો પુરાવો લખી લીધો બાદ ફર્સ્ટ કલાસ માજીસ્ત્રેટ તરીકે તેની નિમણોક થઇને ફર્સ્ટકલાસ માજીસ્ત્રેટ સજા કરી શકે તેટલી સજા કરી કુલ બેન્ચે ક્રોલ્ડ ફીલ્ડ મી. મહમદ તથા વી. ડુથોઇટ જજે ઠરાવ્યું કે—કરેલ સજા કાયદેસર છે, પેથેરામ ચીફ જષ્ટીસે અને ઓધર્સ્ટ જડજે ઠરાવ્યું કે ગેરકાયદેસર છે. રાણી વી. રામપ્રસાદ ઈં. લો. રી. ૭ અ. ૪૧૪.

ઇ. લો. રી. ૬ ક. ૪૭૬ રાણી વી. મહમદ ઇકસના ફેસલા પરથી સને ૧૮૮૨નો ક્રીમીનલ થયો ત્યારે બીજો પારેગ્રાફ આ કલમનો મુકવામાં આવ્યો હતો.

૪૦ સરકારની નોકરીમાં કોઇ માણસ કાંઈ હોદ્દા ઉપર હોય તે માણસને હરકોઈ સ્થાનિક પ્રદેશમાં સઘળે ઠેકાણે આ કાયદા પ્રમાણે હરકોઇ અધિકાર આપ્યા હોય, અને તેજ સ્થાનિક સરકારના તાબાના તેવા સ્થાનિક પ્રદેશમાં તેવાજ પ્રકારના સરખા હોદ્દા ઉપર અથવા તે કરતાં ઊંચા હોદ્દા ઊપર તેની બદલી થાય, ત્યારે સ્થાનિક સરકાર બીજી રીતનો હુકમ ન કરે અથવા તેણે બીજી રીતનો હુકમ કર્યો નહિ હોય તો જે સ્થાનિક પ્રદેશમાં પોતાની એ પ્રમાણે બદલી થઈ હોય તેમાં તેણે તેજ અધિકાર ચલાવ્યા કરવા.

જે અમલદારોની બદલી થઇ હોય તેંમના અધિકાર જારી રાખવા.

ટીકા—પ્રથમના જે અધીકાર આપવામાં આવ્યા હોય તે પાછો ફરે ત્યારે તેજ અધીકાર વાપરે. રાણી વી. ફરસુરામ ઈ. લો. રી. ૨ ક. ૧૧૭ તથા ૨૫ વિ. રી. ૫૨ જ્યારે એક ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટને બીજા ડીસ્ટ્રીકટમા ટ્રાન્સફર કરે તો તે ડીસ્ટ્રીકટમાં તેની હકુમત બંધ પડે છે અને ફરી નિમનોક ન થાય ત્યારસુધી થોડી સાંભળેલી ચોકશીનો ઇનસાફ ચલાવી શકે નહિ. રાણી વી. અનનડસઅર ઇ. લો. રી. ૩ અ. ૫૬૩ તથા રાણી વી બલવંત ઈ. લો. રી. ૧૯ અ. ૧૧૪ અમુક શેહરના સબરજીષ્ટારને અધીકાર માજીસ્ટ્રેટના આપવામા આવેલા ને તે બીજી જગ્યાએ ટ્રાન્સફર થાયતો જ્યાં સુધી તેના અધીકાર ખેચી લેવામા ન આવે ત્યાં સુધી ચલાવી શકે. રાણી વી. વીરમા ઈ. લો. રી. ૧૫ મ. ૧૩૨

૪૧. (૧) હરકોઈ માણસને આ કાયદા પ્રમાણે સ્થાનિક સરકારે અથવા તેના તાબા માંહેના હરકોઈ અમલદારે જે અધિકાર આપ્યા હોય તે સઘળા અથવા તેમાંનો કોઈ અધિકાર પાછો લઇ લેવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

અધિકાર રદ કરવાનો અખત્યાર છે.

(૨) જીલ્લા માજીસ્ટ્રેટે આપેલો અધિકાર તે પોતે પાછો લેવાને મુખત્યાર છે.

ટીકા—સુધારો પારેગ્રાફ બીજો નવીન છે.



# ભાગ ૩ જો.

## સામાન્ય ઠરાવો.

## બાબ ૪ થો.

## માજીસ્ટ્રેટોને તથા પોલીસને તથા પકડનારા માણસોને મદદ તથા ખબર આપવા બાબત.

૪૨. ઈલાકાના મુખ્ય શેહેરોની અંદર કે બહાર કોઈ માજીસ્ટ્રેટ અથવા પોલીસ-અમલદાર હેઠળ લખેલી બાબતોમાં જે માણસની વાજબી રીતે મદદ માગે તેવા દરેક માણસે તેને મદદ કરવી જોઇએ,—

માજીસ્ટ્રેટોને તથા પોલીને લોકોએ કયારે મદદ કરવી.

(અ) બીજા કોઈપણ માણસને પકડવાનો સદરહુ માજીસ્ટ્રેટને અથવા પોલીસ અમલદારને અધિકાર હોય તેવા માણ-

સને પકડવામાં, અથવા તેને નાહાસી જતો અટકવવામાં;

(બ) સુલેહના ભંગનો અટકાવ કરવામાં અથવા તે દાબીદેવા માં અથવા હરકોઈ રેલવે, નેહેર, ટેલીગ્રાફ, અથવા સાર્વ જનિક મિલકતને નુકસાન કરવાની કોશિસનો અટકાવ કરવામાં.

ટીકા—સુધારો અ પારેગ્રાફમાં "અથવા તેને નાહસી જતો અટકાવવામાં" આ શબ્દો નવીનછે.

બ સુલેહના ભંગનો આ શબ્દો પછી "અટકાવ કરવામાં અથવા તે દાબી દેવામાં" આ શબ્દો નવીન છે.

પ્રથમના કોડમાં "ક" રકમ હતી કે જે હંગામો કે બખેડો બંદ પાડવામાં આ શબ્દો માં હતી તે કાઢી નાંખવામાં આવી છે પણુતે શબ્ડનો સમાવેશ બ રકમાં થઇ જાય છે.

મદત કરવામા કસુર કરે તો ઇ. પી. કો. ક. ૧૮૭ મુજબ ગુન્હો થાય છે.

માજીસ્ટ્રેટે જમીનના માલીકને હુકમ કર્યો કે ચોરનો પતો લગાડવો અને પોલીસને મદત કરવી. ઠરાવ્યુંકે—સને ૧૮૭૨ના ૧૦ મા ક્રીમીનલ પ્રોસીજર કોડની ક. ૯૦–૯૧ પ્રમાણે હુકમ અધીકાર વિનાનો છે. રાણી વી. બક્ષેરામ ઈ. લો. રી. ૩. અ ૧૦૧.

**૪૩.** જ્યારે પોલીસ અમલદાર શિવાય બીજા કોઈ શખસના નામનું વારંટ કરવામાં આવે, ત્યારે જે શખસના નામનું તે વારંટ કર્યું હોય તે સખસ નજદીક હોય અને વારંટ બજાવવાનું કામ કરતો હોય તો બીજો કોઇપણ શખસ તે વારંટ બજાવવામાં મદદ કરવાને મુખત્યાર છે.

પોલીસ અમલદાર શિવાય બીજો જે શખસ વારંટ બજાવતો હોય તે શખસને મદદ આપવા બાબત.

**૪૪.** (૧) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૨૧ મી, ૧૨૧ અ મી, ૧૨૨ મી, ૧૨૩ મી, ૧૨૪ મી, ૧૨૪ અ મી ૧૨૫ મી, ૧૨૬ મી, ૧૩૦ મી, ૧૪૩ મી, ૧૪૪ મી, ૧૪૫ મી, ૧૪૭ મી, ૧૪૮ મી, ૩૦૨ જી, ૩૦૩ જી, ૩૦૪ થી, ૩૮૨ મી, ૩૯૨ મી, ૩૯૩ મી, ૩૯૪ મી, ૩૯૫ મી, ૩૯૬ મી, ૩૯૭ મી, ૩૯૮ મી, ૩૯૯ મી, ૪૦૨ જી, ૪૩૫ મી, ૪૩૬ મી, ૪૪૯ મી, ૪૫૦મી, ૪૫૬ મી, ૪૫૭ મી, ૪૫૮ મી, ૪૫૯ મી, અને ૪૬૦ મી કલમો પૈકી કોઇપણ કલમ પ્રમાણે શિક્ષા થઈ શકતી હોય એવો હરકોઈ ગુન્હો કર્યાવિશે અથવા કરવાના બીજા હરકોઈ શખસના ઇરાદાવિશે ઈલાકાના મુખ્ય શેહેરોની અંદર કે બહાર જે શખસ જાણતો હોય તેવા દરએક શખસે, વાજબી સબબ નહિ હોય તો, પાસેમાં પાસેના માજીસ્ટ્રેટને અથવા પોલીસ–અમલદારને તે બાબતની ખબર તાબડતોબ આપવી. વાજબી સબબ છે તે શાબિત કરવાનો બોજો સદરહુ પ્રમાણે જાણનાર શખસને માથે છે એવું સમજવું.

લોકોએ અમુક ગુન્હાઓની ખબર આપવી.

(૨) આ કલમનાં કારણ સારૂ "ગુન્હો" એ સંજ્ઞામાં, જે કાંઈ પણ કૃત્ય બ્રિટિશ હિંદુસ્તાનમાં કરવામાં આવ્યું હોત તો ગુન્હો બનત, તે કૃત્ય બ્રિટિશ હિંદુસ્તાન બહારની કોઇપણ જગાએ કર્યું હોય તો સમાવેશ થાયછે.

ટીકા—બીજો પારેગ્રાફ તદન નવો છે અને કેટલીક કલમો વધારવામાં આવી છે. પીનલ કોડની ક. ૧૫૪ પ્રમાણે જમીનનો માલેક અથવા કબજેદાર હંગામાં વીગેરે બાબત ખ-

બર ન આપેતો ગુન્હો થાય છે પીનલ કોડ ક. ૧૭૬ પ્રમાણે કોઇ સરકારી નોકરને નોટીસ અથવા ખબર આપવાની જે સખસની કાયદા મુજબ ફરજ હોય તે સખસ તે નોટીસ અથવા ખબર ઈરાદાથી નહી આપેતો ગુન્હો થાય છે પીનલ કોડ ક. ૨૦૨ મુજબ કાંઈ ગુન્હા બાબત ખબર આપવાની જેની કાયદેસર ફરજ હોય તેણે ઇરાદાથી તે બાબત ખબર આપવામાં કસુર કરેતો ગુન્હો થાય છે.

એક ફેરા પોલીસને ખબર પોહોચી એટલે ક. ૪૪ ની મતલબ પાર પડી જાય છે અને પછે કાંઈ બજાવવાનુ રહેતુ નથી ઇં. લો. રી. ૨૦ ક. ૩૧૬ પ્રમાણે ચાલવામાં આવ્યુ ખુન થયાની પોલીસ પટેલને ખબર પડે એટલે તોહમતદારની પોલીસને ખબર આપવાની ફરજ નોતી તે ખબર નહી આપી એવું તોહમતદારનું માત્ર અંગીકરણ હોય તેથી ક. ૧૭૬ મુજબના ગુન્હામાં મુકવો નહી. રાણી વી. સદ્ય. મુ. હા. કો. ક્રી. ર. ૪૦ સને ૧૮૯૩

**૪૫. (૧) દરએક ગામના મુખીએ, ગામના તલાટીએ ગામના રખવાળે, ગામના પોલીસ અમલદારે, જમીનના ધણીએ અથવા ભોગવટો કરનારે, તથા એવા કોઇ પણ ધણીના અથવા ભોગવટો કરનારના મુખત્યારે તથા સરકારની તરફથી અથવા કોરટ ઓફ વાર્ડસની તરફથી મેહેસુલ અથવા જમીનનું ગણોત વસુલ કરવાના કામ ઉપર જે અમલદારને નિમ્યો હોય તે દરેક અમલદારે હેઠળ લખેલી વાતો બાબત જે ખબર પોતાને મળે તે પાસેમાં પાસેના માજીસ્ત્રેટને અથવા પાસેમાં પાસેનું પોલીસ થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને ( એ બેમાંથી જે વધારે પાસે હોય તેને )**

ગામના મુખીઓએ, તલાટીઓએ, જમીનદારોએ તથા બીજાઓએ અમુક બાબતોની ખબર આપવી જોઇએ.

**(અ) જે ગામનો પોતે મુખી, તલાટી, રખવાળ અથવા પોલીસ અમલદાર હોય તે ગામમાં, અથવા જે ગામમાં પોતાની જમીન હોય અથવા પોતે જમીનનો ભોગવટો કરતો હોય અથવા મુખત્યાર હોય અથવા ગણોત અથવા મેહેસુલ વસુલ કરતો હોય તે ગામમાં ચોરીની મિલકત લેનારા અથવા વેચનારા હરકોઈ મશહુર માણસના કાયમ અથવા કામ ચલાઉ રહેવાનાં ઠેકાણાં હોય તે બાબત.**

**(બ) ફલાણો માણસ ઠગ, અપહરણ કરનાર, નાશી ગયેલો ગુન્હેગાર અથવા ઢંઢેરાથી પ્રસિદ્ધ કરેલો ગુન્હેગાર છે એવું પોતાને માલમ હોય અથવા વાજબી રીતે શક હોય તે માણસ સદરહુ ગામમાંની કોઇ જગાએ આવતો જતો હોય અથવા સદરહુ ગામમાં થઇને જતો હોય તે વાત બાબત;**

**(ક) સદરહુ ગામમાં અથવા ગામની પાસે જામીન નહિ લઈ શકાય એવો અથવા હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૪૩ માં; ૧૪૪ મી, ૧૪૫ મી, ૧૪૭ મી, અથવા ૧૪૮ મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકતી હોય એવો હરકોઇ ગુન્હો કર્યાની વાત અથવા કરવાનો ઇરાદો હોય તે વાત બાબત;**

**(ડ) સદરહુ ગામમાં અથવા ગામની પાસે કાંઇપણ આકસ્મિક અથવા સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મોત થયાની વાત અથવા શક ભરેલી હકીકતમાં કાંઇ પણ મોત થયાની વાત બાબત;**

(ઇ) જે કોઇ પણ કૃત્ય બ્રિટિશ હિંદુસ્તાનમાં કર્યું હોય તો તે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૦૨ જી, ૩૦૪ મી, ૩૮૨ મી, ૩૯૨ મી, ૩૯૩ મી, ૩૯૪ મી, ૩૯૫ મી, ૩૯૬ મી, ૩૯૭ મી, ૩૯૮ મી, ૩૯૯ મી, ૪૦૨ જી, ૪૩૫ મી, ૪૩૬ મી, ૪૪૯ મી, ૪૫૦ મા, ૪૫૭ મી, ૪૫૮ મી, ૪૫૯ મી, તથા ૪૬૦ મી, કલમો પૈકી કોઈ પણ કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક ગુન્હો થાય તેવું કોઈ પણ કૃત્ય એવા ગામ પાસેની બ્રિટિશ હિંદુસ્તાન બહારની કોઇ પણ જગાએ કર્યાની વાત અથવા કરવાનો ઇરાદો હોય તે વાત બાબત;

(ફ) બંદોબસ્ત રાખવામાં અથવા ગુન્હો અટકાવવામાં જેથી ખલેલ થવાનો અથવા જાનમાલની સહી સલામતીને જેથી ધોકો પોહોંચવાનો સંભવ હોય એવી જો કોઈ વાતની ખબર આપવાનું જીલ્લા માજીસ્ત્રેટે, સ્થાનિક સરકારની અગાઉથી મંજુરી લઇને કરેલા સામાન્ય અથવા ખાસ હુકમ ઊપરથી, પોતાને ફરમાવ્યું હોય તે વાત બાબત;

તાબડતોબ ખબર આપવી જોઇયે.

(૨) આ કલમમાં—

(૧) 'ગામ' એ શબ્દમાં ગામની જમીનનો સમાવેશ થાય છે; અને

(૨) 'ઢંઢેરાથી પ્રસિદ્ધ કરેલો ગુન્હેગાર' એ સંજ્ઞામાં ગવર્નર જનરલ ઇન કાઉંસિલે હિંદુસ્તાનના કોઇ પણ ભાગમાં સ્થાપેલી અથવા ચાલુ રાખેલી કોઇ પણ કોરટે અથવા અધિકારીએ હેઠળ લખેલા કૃત્યના સંબંધમાં એટલે જે કોઈ પણ કૃત્ય બ્રિટિશ હિંદુસ્તાનમાં કર્યું હોય તો તે બદલ હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૦૨ જી, ૩૦૪ થી, ૩૮૨ મી, ૩૯૨ મી, ૩૯૩ મી, ૩૯૪ મી ૩૯૫ મી, ૩૯૬ મી, ૩૯૭ મી, ૩૯૮ મી, ૩૯૯ મી, ૪૦૨ જી, ૪૩૫ મી, ૪૩૬મી ૪૪૯ મી, ૪૫૦ મી, ૪૫૭ મી, ૪૫૮ મી, ૪૫૯ મી, તથા ૪૬૦ કલમો પૈકી કોઈ પણ કલમ પ્રમાણે શિક્ષા થઈ શકતી હોય તેવા કોઇ પણ કૃત્યના સંબંધમાં જે કોઈ પણ શખસ ગુન્હેગાર છે એવો ઢંઢેરો પ્રસિદ્ધ કર્યો હોય તે શખસનો સમાવેશ થાય છે.

આ કલમનાં કારણસારૂ કેટલીક બાબતોમાં જીલ્લા માજીસ્ત્રેટે ગામના મુખી નીમવા બાબત.

(૩) જે કોઇ પણ ગામ સારૂ બીજા કોઇ પણ કાયદા મુજબ ગામનો મુખી નિમવામાં આવ્યો ન હોય તે ગામમાં ઉપરની છેલ્લી કલમનાં કારણ સારૂ વખતે વખત એક અથવા વધારે શખસોને ગામના મુખી નિમવાનો જીલ્લા માજીસ્ત્રેટને અધિકાર છે, માત્ર તેણે એવી નિમણુક સ્થાનિક સરકાર તરફથી આ અર્થે જે જે કાનુનો કરવામાં આવે તેને અનુસરીને કરવી જોઇયે.

**ટીકા**—સુધારો હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ક. ૧૪૩–૧૪૪–૧૪૭–૧૪૮મી પ્રમાણે શીક્ષા થઇ શક્તી હોય એ શબ્દો નવીન છે ઈ. અને ફ. રકમો નવીન છે ઢંઢેરાથી પ્રસીધ કરેલો ગુન્હેગાર એ શબ્દની વ્યાખ્યા નવીન આપવામાં આવી છે બીજા કોલમનો ત્રીજો પારેગ્રાફ જે છેલો છે તે પણ નવીન છે આ કલમ તથા પી. કો. ક. ૧૭૬નો હેતુ. માજીસ્ત્રેટને પોલીસ

અમલદારની હકુમતમા ગુન્હો બને તેની ખબર આપવા બાબત છે જો પોલીસને કે માજીસ્ટ્રેટને ગુન્હા થયા પછી તરતજ ખબર બીજા તરફથી મળી હોયતો પછે ખબર આપ્યાની કસુર કર્યા માટે સજા કરવી નહી ઘણા જણુ ખબર આપવાને બંધાએલ હોય તો પછે તેમાના એકે ખબર આપી એટલે બીજાઓએ ન આપી હોય તોપણુ તેમના પર કામ ચલાવવું નહી. માત્ર કાયદાનો હેતુ છાનુ ન રહે તે અટકાવવા માટે છે. શુશીભુશન ચકરબતી બાબત ઇ. લો. રી. ૪ ક. ૬૨૩ રાણી વી. ગોપાલસીંગ ઈ. લો. રી. ૨૦ ક. ૩૧૬ રાણી. વી. પનડીયા નાઇક ઈ. લો. રી. ૭ મ. ૪૩૬ **જમીનના ધણીએ અથવા ભોગવટા કરનાર** આ કલમ ઘરના માલીકને લાગુ પડતી નથી તેમ તેના ભોગવટો કરનારને લાગુ નથી. રાણી વી. અચુથા ઇ. લો. રી. ૧૨ મ. ૯૨. **મુખત્યારે.** ખજાનચી આ કલમના અર્થ પ્રમાણે મુખત્યાર નથી જો માલધણી ગેરહાજર હોય તો દીવાન એ મુખત્યાર છે. રાણી વી. અચીરાઝ ઇ. લો. રી. ૪૦ ક. ૬૦૩ મુધુસુધન ૨૩ વિ. રી. ૬૦. **ખબર.** જે કામમા મોત અસ્વભાવીક અને અંદેશા પડતી બાબતોથી એકા એક થયુ છે તે મોત તોહમતદારની જમીન પર ખરે ખર રીતે થયું હતુ એવી સાબીતી બતાવવાની જરૂર નથી મડદુ મળી આવ્યાની વાત ખરી હોય અને તેનાથી ઉલટો પુરાવો ના હોય તો કોર્ટ અનુમાન કરી શકે ત્યાં મોત થયુ છે. મી. મીટર જડજનો મત એવો હતો કે શીક્ષાની સાબીતીમા એવું બતાવવું જોઇએકે મોત તોહમતદારના ગામમાં અથવા તેની જમીનમા થયું હતું કારણુ કે મડદુ મળી આવે એટલાજ પરથી સાબીતી ગણાય નહી. રાણી વી. મટુકી મીસર ઇ. લો. રી. ૧૧ ક. ૬૧૯ કાયદેસર તોહમતદાર ખબર આપવાને બંધાયેલો હતો તે ખબર ભુલથી નહી આપ્યાનુ તોહમત રાખેલા કેસમાં એમ સાબીત થવુ જોઇએ કે—જે ગુન્હામાં ગુન્હો થયાની ખબર તોહમતદારે જાણી બુજીને આપી નોહતી અને બતાવેલો ગુન્હો કોઇ બીજા માણુસે કર્યો હતો અને તે ગુન્હો થયાની તોહમતદાને ખબર હતી. રાણી વી. અહમદઅલી ૨૨ વિ. રી. ૪૨ મુનસફનો પટાવાલો આ કલમમા આવતો નથી. રામહીની ઇ. લો. રી. ૧ અ. ૨૬૬ ગામડાના મુખી વીગેરેને અકસ્મીત અથવા અસ્વભાવીક મોત થયાની ખબર આપવાને ફરમાવેલુ છે તે ફકત એવી રીતનો બનાવ પોતે જે ગામનો મુખી હોય અથવા જે ગામમા તેની જમીન હોય તે ગામની નજદીક બન્યો હોયતોજ લાગુ પડે છે કોઇ બીજા માણુસના ઘરમાં રેહવુ તે જમીનનો ભોગવટો ગણાતો નથી માલીક ત્યાં રેહતોના હોય અને તેને રીપોર્ટ કરવાની માહીતી ના હોય તો ભોગવટો કરનારની ફરજ ખબર આપવાની છે. માલીકને ખબર હોય તો જવાબદારી તેની છે. મોધુસદાન ચકરબતીની અરજી ૨૩ વિ. રી. ૬૦ પોલીસ પટેલ માટે વિશેષ ફરજો મુંબાઇના ૧૮૬૭ ના એકટ ૮ મો ગામની પોલીસ બાબતનો છે તેમાં વિશેષ નાંખવામાં આવી છે તે માટે તે કાયદાની ક. ૧૦—૧૧—૧૨—૧૩—૧૪—૧૫—૧૬ જુઓ.

---

## બાબ ૫ મો.

### પકડવા, નાહાસી જવા, તથા ફરીથી પકડવા બાબત.

### અ.—પકડવા બાબત સામાન્ય ઠરાવો.

**૪૬. (૧) કોઈ શખસને પકડવો તે એવી રીતે કે જે પોલીસ અમલદાર અથવા બીજો શખસ પકડતો હોય તેણે તે શખસના શ**

પકડવું તે કેવી રીતે.

રીરને ખરેખર અડકવું અથવા કેદ કરવું પણ જો તે શખસ કાંઇ બોલીને અથવા કાંઇ કરીને પેહેરાને તાબે થાય તો તેમ કરવું નહિ.

પકડવાની કોશિસની સામાં થવું.

(૨) જો સદરહુ શખસ પોતાને પકડવાની કોશિસની સામે જબરદસ્તી કરે, અથવા પોતે ન પકડાય એવી કોશિસ કરે તો તેને પકડવા સારૂ જે જે ઉપાયો કરવા જરૂર હોય તે સર્વે ઉપાયો કરવાને સદરહુ પોલીસ અમલદાર અથવા બીજો શખસ મુખત્યાર છે.

(૩) જે શખસની ઉપર મોતની અથવા જીવતાં સુધી સમુદ્ર પારની શિક્ષા કરવા લાયક કોઈ ગુન્હાનું તોહોમત આવ્યું ન હોય તે શખસનું મોત આણાવાનો હક્ક આકલમ માંહેના કોઈ પણ મજકુરથી આપવામાં આવતો નથી.

ટીકા—આ કાયદાની ક. ૮૦ મુજબ વારંટનો સાર જાહેર કરવો ને વારંટ માગે તો બતાવવું. પીનલ કોડ ક. ૯૯ જુઓ શુધ બુધીથી કામ કરનારા સરકારી નોકરો સામે ખાનગી બચાવનો હક નથી

જે શખસને પકડવો હોય તે જે જગામાં પેઠો હોય તે જગાનો ઝાડો લેવા બાબત.

૪૭. જો પકડવાના વારંટ પ્રમાણે કામ કરનારા હરકોઇ શખસને અથવા પકડવાના અધિકારવાળા હરકોઈ પોલીસ અમલદારને એવું માનવાનું કારણ હોય કે જે માણસને પકડવોછે તે ફલાણી જગામાં પેસી ગયોછે અથવા ફલાણી જગામાંછે, તો જે માણસ સદરહુ જગામાં રેહેતો હોય અથવા જે માણસના હવાલામાં સદરહુ જગા હોય તે માણસે ઉપર કહ્યા પ્રમાણે કામ કરનારા શખસને અથવા સદરહુ પોલીસ અમલદારને તેની માગણી ઉપર થી તે જગામાં વગર અડચણે જવા દેવો, અને તેમાં શોધ કરવા સારૂ સઘળા પ્રકારની યોગ્ય મદદ આપવી જોઇયે.

અંદર ન જવાય તો શુ કરવું.

૪૮ જો ૪૭ મી કલમ પ્રમાણે સદરહુ જગામાં જઈ શકતું નહિ હોય, તો ગમે તે પ્રસંગે વારંટ પ્રમાણે કામ કરનારા શખસને અને જે પ્રસંગે વારંટ કાહાડવાનો અધિકાર હોય પણ જે શખસને પકડવો છે તેને નાહાસી જવાની તક આપ્યા વગર તે વારંટ મળી શકતું ન હોય એવે કોઈ પણ પ્રસંગે, કોઇ પોલીસ અમલદારને સદરહુ જગામાં પેસીને તેમાં શોધ કરવાનો અખત્યાર છે, અને તેણે પોતાનો અખત્યાર તથા અવવાનું કારણ જાહેર કર્યા પછી તથા મને પેસવા દો એમ યોગ્ય રીતે કહ્યા પછી, તેને અંદર જવાનો, બીજી રીતે લાગ ન મળે, તો તેને સદરહુ જગામાં પેસવાને માટે કોઈ પણ ઘર અથવા જગાનો બહારનો કે માંહેનો દરવાજો અથવા બારી ફોડવાનો અખત્યાર છે, પછી તે ઘર કે જગા જે માણસને પકડવો છે તેની હોય કે કોઈ બીજા શખસની હોય તોપણ;

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારની કોઈ જગા ઓરડો હોય અને તેમાં (જે શખસને પકડવો હોય તે શખસ ન હોય એવી) કોઈ બાયડી ખરેખાત રહેતી હોય અને તે બાયડી રિવાજ પ્રમાણે ચાર લોકમાં મોઢું દેખાડતી ન હોય, તો સદરહુ શખસે અથવા પોલીસ અમલદારે સદરહુ ઓરડામાં પેસતાં પેહેલાં સદરહુ બાયડીને ખબર આપવી કે તમને એ ઠેકાણેથી નિકળીને બીજે ઠેકાણે જવાની છુટ છે તથા તે બાયડીને ત્યાંથી નિકળી જવું જેમ સેહેલ પડે તેવો હરએક ઘટતો ઉપાય કરવો, અને પછી તે સદરહુ ઓરડો ફોડીને તેમાં પેસવાને મુખત્યાર છે.

જનાનો ફોડવા બાબત

ટીકા—સરકારી નોકરને તેના સરકારી કામ કરવામાં અડચણ કરે તો ઇ. પી. કો. ક. ૧૮૬ મુજબ ગુન્હો થાય અને કોઈ સખસને કાયદા મુજબ પકડતા હોય તેમાં કોઈ બીજા સખસે સામા થવું અથવા હરકત કરવી અથવા કાયદેસર કેદમાંથી તેને છોડાવે તો ક. ૨૨૫ મુજબ ગુન્હો થાય છે.

૪૯. જે પોલીસ અમલદારને અથવા બીજા શખસને પકડવાનો અધિકાર આપ્યો હોય તે પોલીસ અમલદારને અથવા બીજા શખસને કોઈ પણ ઘરનો અથવા જગાનો બાહારનો અથવા માંહેનો દરવાજો અથવા બારી ખુદ પોતાને છોડવા સારૂ, અથવા પકડવા સારૂ કાયદાસર રીતે પઠેલા જે માણસને તે ઘરમા અથવા જગામાં અટકાવી રાખ્યો હોય તેને છોડવવા સારૂ ફોડીને રસ્તો કરવાનો અખત્યાર છે.

છુટકાનાં કારણ સારૂ દરવાજા તથા બારીઓ ફોડવાને અધિકાર.

૫૦. પકડેલા શખસને નાહાસી જતો અટકાવાને માટે જરૂર હોય તે કરતાં વધારે પ્રતિબંધ કરવો નહિ.

નકામો પ્રતિબધ કરવો નહિ.

ટીકા—શને ૧૮૬૧ ના એકટ ૫ માની ક. ૨૯ પ્રમાણે પોલીસ મારકુટ વીગેરે કરેતો ગુન્હો થાય છે.

૫૧. જે વારંટમાં જામીન લેવા બાબત લખ્યું નહિ હોય તેવા વારંટ ઉપરથી કોઈ પોલીસ–અમલદારે કોઈ શખસને પકડયો હોય ત્યારે, અથવા જે વારંટમાં જામીન લેવા બાબત લખ્યું તેવા વારંટ ઉપરથી કોઈ પોલીસ અમલદારે કોઇ શખશને પકડયો હોય પણ તે શખસને જામીન મળતો નહિ હોય ત્યારે, અને

પકડેલા શખસોનો ઝાડો લેવા બાબત.

કોઈ શખસને વગર વારંટે અથવા કોઇ ખાનગી શખસે વારંટ ઉપરથી પકડયો હોય અને કાયદાસર તેના જામીન લઇ શકાતો ન હોય અથવા તે જામીન આપી શકતો નહિ હોય ત્યારે,

પકડનારો અમલદાર અથવા, પકડવાનું કામ કોઇ ખાનગી શખસે કર્યું હોય ત્યારે પકડેલા શખસને તે જે પોલીસ–અમલદારને હવાલે કરે તે પોલીસ–અમ

લદાર સદરહુ શખસનો ઝાડો, લેવાને તથા તેના શરીર ઉપર જરૂરનાં પહેરવાના કપડાં શિવાય બીજી વસ્તુ જડે તે સઘળી સંભાળીને રાખવાને, મુખત્યાર છે.

ટીકા—દસ્તાવેજ અથવા બીજી વસ્તુ તોહમતદારને પકડવામાં આવે તે વખતે અથવા તેના ઘરમા તથા તેના ભાગોમાંથી પ્રથમ કે પછી મળી આવે તો જો કામમાં મુદ્દાની બાબત માં મુદ્દાનું હોયતો તેના વિરૂધ વાપરી શકાય અને પ્રૉસીક્યુટર તેને તપાસી શકે છે. મહમદ જહેરાજ વી. અહમદ મહમદ ઈ. લો. રી. ૧૫ ક. ૧૦૯

બાયડીઓનો ઝાડો લેવાની રીત.

૫૨. જ્યારે કોઈ બાઈડીનો ઝાડો લેવાડવાની જરૂર હોય, ત્યારે લોક લજ્જાઉપર પક્કી રીતે નજર રાખીને બીજી કોઈ બાઈડી પાસે તે ઝાડો લેવડાવવો.

મારવાનાં હથિયાર લઈ લેવાનો અધિકાર.

૫૩. આ કાયદા પ્રમાણે પકડનારો અમલદાર અથવા બીજો શખસ પકડેલા શખસની પાસે જે કાંઇ મારવાનાં હથિયારો હોય તે તેની પાસેથી લેવાને મુખત્યાર છે, અને પકડેલા શખસને આ કાયદા પ્રમાણે જે કોરટની અથવા અમલદારની આગળ પકડનારા અમલદારે અથવા શખસે રજુ કરવો જોઇયે તે કોરટને અથવા અમલદારને ઉપર લખ્યા પ્રમાણે લીધેલાં સઘળાં હથિયારો તેણે સ્વાધીન કરવાં.

## બ.—વગર વારંટે પકડવા બાબત.

વગર વારંટે પકડવાને પોલીસ ક્યારે મુખત્યાર છે.

૫૪. (૧) કોઈ પણ પોલીસ-અમલદાર માજીસ્ટ્રેટના હુકમવગર તથા વગર વારંટ હેઠળ લખેલા શખસોને પકડવાને મુખત્યાર છે—

પેહેલું—જે સખસ હરકોઈ કાગ્નિઝેબલ ગુન્હામાં સામિલ થયો છે અથવા જે શખસની ઉપર સદરહુ પ્રમાણે સામિલ થયો છે એવી વાજબી ફરીયાદ કરવામાં આવી હોય અથવા ખાત્રીલાયક ખબર મળી હોય અથવા વાજબી શક રેહેતો હોય તે શખસને;

બીજું-જે શખસના કબજામાં ઘર ફોડવાનું કાંઇ ઓજાર કાયદેસર કારણવગર હોય તે શખસને; કાયદેસર કારણ શાબિત કરવાનો બોજો તે શખસને માથે છે એમ સમજવું;

ત્રીજું—જે શખસને આ કાયદાપ્રમાણે અથવા સ્થાનિક સરકારના હુકમથી ઢંઢેરો કાહાડીને ગુન્હેગાર તરીકે પ્રસિદ્ધ કર્યો હોય તે શખસને;

ચોથુ—આ ચોરીની મિલકત છે એવો વાજબી રીતે શક હોય તેવી કાંઈ પણ વસ્તુ જે શખસના કબજામાં જડે અથવા જેણે સદરહુ વસ્તુના સંબંધમાં કાંઇ ગુન્હો કર્યો છે એવો વાજબી રીતે શક હોય તે શખસને;

પાંચમું—કોઈ પોલીસ-અમલદારને પોતાનું કામ કરવામાં જે શખસ હરકત કરે તે શખસને, અથવા જે શખસ કાયદાસર પેહેરામાંથી નાહસી ગયો હોય અથવા નાહાસી જવાની કોશિસ કરતો હોય તે શખસને;

**છઠું—મલિકામાઆઝમાની જમીનપરની અથવા દરિયાઇ ફોજમાંથી ફુલાએલો શખસ નાહાસી ગયો છે એવો અથવા મલિકામાઆઝમાની ઇન્ડીયન મરીન સર્વીસમાં હોય અને તે સર્વીસમાંથી ગેરકાયદેસર રીતે ગેરહાજર રહેલો છે એવો, વાજબી રીતે શક હોય તે શખસને;**

**સાતમું—બ્રિટિશ હિંદુસ્તાનની બહારની કોઇપણ જગાએ કરેલું જે કોઈ પણ કૃત્ય બ્રિટિશ હિંદુસ્તાનમાં કરવામાં આવ્યું હોત તો તે બદલ એક ગુન્હા તરીકે શિક્ષા કરી શકાત અને જે બદલ હેઠળ લખેલો શખસ ગુન્હેગારોને સ્વાધીન કરવા બાબતના કોઇપણ કાયદા મુજબ અથવા સન ૧૮૮૧ ના ફ્યુજીટીવ ઓફેન્ડર્સ ( નાહાસી ગયેલા ગુન્હેગારો બાબતના ) આકટ મુજબ અથવા બીજી રીતે બ્રિટિશ હિંદુસ્તાનમાં પકડાવાને અથવા અટકાયતમાં રહેવાને પાત્ર થતો હોય તે કૃત્યમાં જે કોઈ શખસ સામિલ થયો છે અથવા જે શખસની ઉપર, સદરહુ પ્રમાણે સામિલ થયો છે એવી વાજબી ફરિયાદ કરવામાં આવી હોય અથવા ખાત્રી લાયક ખબર મળી હોય અથવા વાજબી શક રેહેતો હોય તે શખસને;**

**આઠમું—કલમ ૫૬૫ ની પેટાકલમ (૩) ની રૂએ કરેલી કોઇપણ કાનુનનો ભંગ જે કોઇ પણ છુટી ગયેલો ગુન્હેગાર કરશે તેને.**

**(૨) આ કલમ કલકત્તા તથા મુંબઈ એ શેહેરોમાંની પોલીસને પણ લાગુ છે.**

**ટીકા—**પારેગ્રાફ ૭ મો તથા ૮ મો નવા છે. પારેગ્રાફ ૩ જા માટે આ કાયદા પ્રમાણેના જાહેરનામા માટે જુવો ક. ૮૭ પારેગ્રાફ ૪ જુઓ ચોરીની મીલકત એ શબ્દની વ્યાખ્યા ઇં. પી. કો. ક. ૪૧૧ અને આ કાયદાની ક. ૫૨૩ જુવો પકડયા પછી પોલીસે કેમ કરવુ ને માજીસ્ટ્રેટે કેમ કરવું. પારેગ્રાફ ૬ જુવો ક. ૫૪૯. પારેગ્રાફ ૭ જુવો એક સને ૧૮૭૯ ના ૨૧ મા એકટની ક. ૧૫ ને જુવો સને ૧૮૯૬ ના ૫ મા એકટની ક. ૬ ઈં. લો. રી. ૧૯ મું. ૭૨ રાણી વી. મુકુંદ બાબુના કામમાં ઠરેલુ કે પોલીસ વગર વારંટે પકડી શકે નહી પણ હાલના કાયદા પ્રમાણે કાગ્નીજેબલ ગુન્હા પકડી શકે છે **વ્યાજબી શક.** આ શબ્દો આ કલમમાં ઘણા જરૂરના છે. ભાઉ જીવાજી વી. મુળજી ઇ. લો. રી. ૧૨ મુ. ૩૭૭. વ્યાજબી ફરીયાદ કે શક કેને કેહવો એ દરેક કેસની હકીકતપર આધાર રાખે છે પણ **અમુક** હકીકત શકવાળી છે એવું માલમ પડી આવવું જોઇએ. માત્ર કાંઇ ખબર મેળવવા અથવા ફેગટ વેહમ આણવો તે વ્યાજબી શકમા ગણાતુ નથી. પકડવા સંબંધી જે પોલીસનો અધીકાર છે. તેમા જાસ્તી પણું કરેતો પી. કો. ક. ૨૨૦ મુજબ ગુન્હો થાય છે. પોલીસ કેટલીક વખત ગુન્હેગારને પકડયા વગર તેમના પાડોશીઓને પકડે છે. પણ તે માટે પોલીસ અમલદારો જવાબદાર છે. પોલીસે વ્યાજબી રીતે પકડયો હોયતો એ તેમની મુખત્યારીની બાબત નથી કે—મરજીમાં આવે તે જગોએ ગમે તેટલા વખત સુધી રોકી રાખી શકે અને તેમને ગમે ત્યાં રાખવા કરતા પોલીસ સ્ટેશનમા મોકલી દેવા. રાણી વી. બીહારીસીંગ ૭ વિ. રી. ૩.

જે માણુસો સામે વ્યાજબી ફરીયાદ થઈ હોય અથવા કાગ્નીઝેબલ ગુન્હામા સામેલ થયો છે એવો વ્યાજબી શક રહેતો હોય તેવા માણુસનેજ આ કલમ મુજબ પકડી શકાય ને વલી જેમની સામે ખાત્રી લાયક ખબર મળી હોય તેમને પણ પકડી શકાય કાયદા વિરૂધ પકડયો છે એટલાથી દૂષ ગણાય નહી પણ તે સવાલ હકીકત પરથી નકી કરવો જોઇએ. રાણી વી. અમરસંગ જેઠા ઈં. લો રી. ૧૦ મુ. ૫૦૬.

ઠરાવેલુકે—પકડવુ વ્યાજબી કારણ વગરનું ને ભુલ ભરેલું હતુ દ્વેષ બુધીથી કે બુધી પુર્વક ઇરાદાથી ગેરવાજબી અટકાવ કર્યો નોતો તેથી દીવાની રીતે પોલીસ જવાબદાર છે પણ ફોજદારી રીતે નથી. બદુલ હુસેન સબ ઇનસ્પેકટરની બાબત ૨૪ વિ. રી. ૫૧.

ગેરકાયદેસર કેદમાં મોકલાની સાબીતીથી દ્વેષ હતો એમ અનુમાન થઈ શકે નહી આવી રીતે મોકલવું એ ગેરકાયદે હતું એ સ્વાલ હકીકતનો છે. પણ કાયદાનો નથી ક. ૨૨૦ પ્રમાણે તોહમત રેહવાને તેમાં લખેલી બાબતો સાબીત કરી આપવી જોઇએ. રાણી વી. નારાયણ બાલાજી ૯ મુ. હા. કો. રી. ૩૪.

ચોકીદાર અથવા ગામની સંભાળ રાખનાર માણસ તે જે ગામના ચોકીદાર છે તેની બહાર ખુન કરનારને પકડવાને બીજા સરકારી નોકર માફક બંધાએલા નથી. તે મતે ઢંઢેરાથી પ્રસીધ કરેલો ગુન્હેગાર નથી તેમ તેને ખુન કરતા મળી આવ્યા નથી. તેવા માણસને કોઈ ખાનગી માણસની ફરીયાદપરથી ન પકડે તો ઇં. પી. કો ક. ૨૧ મુજબ ગુન્હો થતો નથી રાણી વી. કાલુ ઇં. લો. રી. ૩ રી. ૬૦.

પકડવાની ફરજ છતા પકડવામા કસુર કરે તો ઈ. પી. કો. ક. ૨૨૧ તથા ૨૨૨ મુજબના ગુન્હા થાય છે

મુબઇ હાઈ કોરટના સ. બુ. ને પેહલે પાને પેહલી કલમમા જણાવ્યુ છે કે–હૈકોર્ટના ધ્યાનપર આવેલુ છેકે– જામીન લઇ શકાય એવા નાના ગુન્હામાં પોલીસ વગર વારંટે પકડે છે અને તે ગુન્હો થયા પછે કાંઇક વખતે ફરીયાંદ કરવામા આવી હોય તો પણ આવે પ્રસંગે તોહમતવાળાને તુરત પકડવું એ જરૂરતું નથી તથા માજીસ્રેટના હુકમ શીવાય જો પોલીસ હાથ ન ધાલે તો વધારે ડાહપણ ભરેલુ થાય સબબ જણાવવાની જરૂર છેકે–એવા પ્રસંગે પોલીસ વગર વારંટે પકડવાને બંધાએલી નથી પરંતુ પકડવાની સત્તા તેઓની મુખત્યારી પર છે અને તોહમત વાળા સખસને પકડવાને પુરતુ કારણ હોય જેમકે તે નાહસી જશે એવો સંભવ હોય અથવા જો છુટો રેહશે તો કાંઇ બીજો ગુન્હો કરશે એવું જોખમ હોય તો તેવા કારણ વગર એ સત્તા તેઓએ વાપરવી નહી. તેમજ ઇરિપા મુ. હા. કો. ક્રી. રૂ. ૩–૧૦–૯૫ ના કેસમાં ઠરાવ્યું કે—કાગ્નીઝેબલ ગુન્હાની ફરીયાદ થઈ ને તેના ખરાપણા બાબત શક આણવાને કારણ હોય તો આબરૂદાર માણસને ન પકડતા ફરીયાદીને માજીસ્રેટ પાસે ખાતરી કરી આપવા જવા દેવો.

ભટકનારાઓ તથા અપહરણ કરવાની ટેવ હોય તેવા શખસો વિગેરેને પકડવા બાબત.

**૫૫ (૧) તેમજ જેના હવાલામાં કોઇ પોલીસ–થાણું હોય તેવો હરકોઈ અમલદાર હેઠળ લખેલા શખસોને પકડવાને અથવા પકડાવવાને મુખત્યાર છે, એટલે—**

**(અ) સદરહુ થાણાની હદમાં કોઇપણ શખસ પોતે નજરે ન પડે એવો પૂર્વોપાય કરતો માલુમ પડે અને તે શખસ કાંઈ કાગ્નિઝેબલ ગુન્હો કરવાના હેતુથી સદરહુ પૂર્વોપાય કરે છે, એવું માનવાનું કારણ પ્રસંગ ઉપરથી દેખાતું હોય તો તે શખસને; અથવા**

**(બ) સદરહુ થાણાની હદમાં જે શખસની પાસે પોતાના ગુજરાનને માટે કાંઈ દેખીતું સાધન જણાતું નહિ હોય, અથવા જે પોતાને વિશે ખુલાસા ભરેલા જવાબ આપી શકતો નહિ હોય તે શખસને; અથવા**

(ક) જે શખસને અપહરણ કરવાની, ઘર ફોડવાની અથવા ચોરી કરવાની અથવા ફલાણી મિલકત ચોરીની છે એમ જાણીને તે ચોરીની મિલકત લેવાની ટેવ છે એવી રીતે મશહુર હોય તે શખસને, અથવા જેને જબરીથી કહડાવવાની ટેવ છે અ થવા જબરીથી કહડાવવાનાં કારણ સારૂ કોઈ શખસોને હાની કરવાનોભય દેખાડવાની અથવા હાની કરવાનો ભય દેખાડવાની કોશિસ કરવાની ટેવ છે એવી રીતે મશહુર હોય તે શખસને.

(૨) આ કલમ કલકત્તા અને મુંબઈ એ શેહેરોમાંની પોલીસને લાગુ છે.

**ટીકા**—આ કલમમા જે અધીકાર આપવામા આવ્યા છે તે થાણાના પોલીસ અમ-દારે માજીસ્ત્રેટને ત્યાં જતાં પેહેલા પકડવાના કારણ હોય ને વધારે નુકશાન લાગે તેમ હોય તોજ વાપરવાના છે ને જો જામીન આપેતો છુટો કરવો જોઇએ રાણી વી. દોલતસીંગ ઈ. લો. રી. ૧૪ અ. ૪૫.

આ કલમ પ્રમાણે પકડયા પછી એકદમ રીપોર્ટ કરવો જોઇએ ને પુરાવો વીગેરે અ-કઠો કરીને મોકલવો કે જેથી ક. ૧૦૯–૧૧૦ પ્રમાણે કામ ચાલે.

પોલીસ-અમલદાર વગર વારંટે પકડવા સારુ પોતાના તાબામાં હેઠા અમલદારને મો કલે ત્યારે કેમ કરવું

૫૬. (૧) જેના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય એવો હરકોઈ અમલદાર જે શખસને વગર વારંટે પકડવાનો કાયદેસર અધિકાર હોય તે શખસને (પોતાની શમક્ષ નહિ પણ બીજી રીતે) વગર વારંટે પકડવાનું પોતાનાં તાબામાંહે ના કોઇ પણ અમલદારને ફરમાવે, ત્યારે તે શખશને પક ડવાનું જે અમલદારને પોતે ફરમાવે તે અમલદારને તેણે એક હુકમ લખીને અપવો, અને તે હુકમ મધ્યે કયા શખશને પકડવો છે તે, તથા કયા ગુન્હાને માટે અથવા બીજા કયા કારણશર તેને પકડવો છે તે લખવું.

(૨) આ કલમ કલકતા અને મુંબઈ એ શેહેરોમાંની પોલીસને પણ લાગુ છે.

**ટીકા**—માજીસ્રેટ ગમે તે અમુક સખસપર વારંટ કાઢી શકે પણ તેથી આ કલમ પ્ર માણે પોલીસથાણાના અમલદારના અધીકારને બાધ આવતો નથી.

પોલીસથાણાના અમલદારની હાજરીમાં તાબાનો અમલદાર પકડે તો લખેલા હુકમની જરૂર નથી. રાણી વી. શેખઈ ૧૧ વિ. રી. ૨૦.

નામ તથા રેહેવાનું ઠેકાણું આપવાને ના પાડવા બાબત.

૫૭. (૧) કોઇ પોલીસ-અમલદારની સમક્ષ કોઈપણ શખસ કાંઈ ના-ન-કાગ્નિઝેબલ ગુન્હો કરે અથવા એવો ગુન્હો કરવાનું તેના ઉપર તોહોમત મુકવામાં આવે, અને કોઇ પોલીસ-અમલદારના કહ્યા ઉપરથી તે શખસ પોતાનું નામ તથા રેહેવાનું ઠેકાણું આપવાને ના પાડે, અથવા એવું નામ અથવા રેહેવાનું ઠેકાણું આપે કે જે ખોટું છે એમ સદરહુ અમલદારને માનવાનું કારણ હોય, ત્યારે તેનું

નામ અથવા રેહેવાનું ઠેકાણું શું છે તે ખોળી કાહાડવા માટે સદરહુ અમલદાર તે શખસને પકડવાને મુખત્યાર છે.

(૨) એવા શખસનું ખરૂં નામ તથા રેહેવાનું ઠેકાણું જાણવામાં આવે ત્યારે, માજીસ્ત્રેટ આગળ હાજર થવાનું ફરમાવવામાં આવે તો તેની રૂબરૂ હાજર રહેવા બદલ તે, જામીનસહિતનું અથવા જામીનો વગરનું ખત લખી આપે એટલે તેને છુટો કરવો;

પણ એવું ઠરાવ્યું છે કે એવો શખસ બ્રિટિશ હિંદુસ્તનમાં રહેનારો ન હોય તો તે ખતના તારણ દાખલ બ્રિટિશ હિંદુસતાનમાં રહેનારા એક અથવા વધારે શખસો જામીનો હોવા જોઇયે.

(૩) તેનું ખરૂં નામ તથા રેહેવાનું ઠેકાણું તેને પકડાયા પછી ચોવીસ કલાકમાં જાણવામાં ન આવે તો, અથવા તે ખત ન લખી આપે તો, અથવા તેને પુરતા જામીન આપવાનું ફરમાવવામાં આવેથી જામીન ન આપે તો, તેને હકુમત હોય એવા પાસેમાં પાસેના માજીસ્ત્રેટ પાસે તાબડતોબ મોકલી દેવો જોઈયે.

ટીકા—બીજો પારેગ્રાફ અવલના શબ્દો કરતા ઘણો ફારફેરવાળો છે અવલના કોડ મુજબ પાસેમાં પાસેની માજીસ્ત્રટ તરફ મોકલી દેવાતું હતું અને હાલના કોડ મુજબ હકુમત હોય એવા પાસેમા પાસેના માજીસ્ત્રેટ તરફ મોકલવા લખેલું છે ત્રીજા પારેગ્રાફમાં પણ ફારફેર છે. આ કાયદાની ક. ૧૫૫ જુઓ.

બીજી હકુમતમાં ગુન્હેગારોની પાછલ જવા બાબત

૫૮. જે શખસને આ બાબ પ્રમાણે પકડવાનો અધિકાર કોઈ પોલીસ અમલદારને હોય તે શખસને વગર વારંટે પકડવાનાં કારણ સારૂ તે પોલીસ અમલદાર બ્રિટિશ હિંદુસ્તાનમાંની હરકોઈ જગામાં સદરહુ શખસની પાછળ જવાને મુખત્યાર છે.

ખાનગી શખશોએ પકડવા બાબત

૫૯. (૧) કોઇ શખસ જામીન નહિ લઈ શકાય તેવો અને કાગ્નિઝેબલ ગુન્હો કોઈ ખાનગી શખસના દેખતાં કરે તો તે ખાનગી શખસ તેને પકડવાને મુખત્યાર છે; અથવા કોઇ શખસ ગુન્હેગાર છે એવો ઢ ઢેરો કાહાડયો હોય તો તેને પકડવાને કોઈ પણ ખાનગી શખસ મુખત્યાર છે;

સદરહુ પ્રમાણે પકસદર પ્રમાણે પકડયા પછી શું કરવું

અને સદરહુ પ્રમાણે પકડેલા શખસને તેણે નકામી ઢીલ કર્યા વગર કોઈ પોલીસ અમલદારને સ્વાધીન કરવો; અથવા પોલીસ અમલદારની ગેર હાજરીમાં, સદરહુ શખસને પાસેમાં પાસેના પોલીસ થાણામાં લઇ જવો.

(૨) સદરહુ શખસને ૫૪ મી કલમના ઠરાવો લાગુ પડે છે એમ માનવાનું કારણ હોય, તો તેને કોઈ પોલીસ અમલદારે ફરીથી પકડવો.

(૩) તેણે કાંઈ નાનકાગ્નિઝેબલ ગુન્હો કર્યો છે એમ માનવાનું કારણ હોય અને કોઇ પોલીસ અમલદારના કહ્યા ઉપરથી તે પોતાનું નામ અથવા રેહેવાનું ઠેકાણું આપવાને ના પાડે, અથવા એવું નામ અથવા રેહેવાનું ઠેકાણું આપે

**કે જે ખોટું છે એમ માનવાનું સદરહુ અમલદારને કારણ હોય, તો તેની તજવીજ ૫૭ મી કલમના ઠરાવો પ્રમાણે કરવી. તેણે કાંઇ ગુન્હો કર્યો છે એમ માનવાનું કાંઇ પરતું કારણ ન હોય, તો તેને એક દમ છોડી મુકવો.**

**ટીકા**—આ કલમ પ્રમાણે પકડી નોકર સાથે મોકલ્યો હોય ને ત્યાંથી નાશી જાય તો કાયદેસર કેદમાંથી નાસી ગયાનો ગુન્હો ક. ૨૨૪ પ્રમાણે ગણાય. રાણી વી. પોટાડુ ઈ. લો. રી. ૧૧ મ.૪૮૦

ખાનગી સખસના વિચાર પ્રમાણે ગુન્હો બન્યો નથી તો તે અટકાવ કાયદેસર અટકાવ ગણાતો નથી ને ત્યાંથી નાસી જાય તો ક. ૨૨૪ મુજબનો ગુનો બનતો નથી. રાણી વી. ઓજીગન ઈ. લો. રી. ૫ મ. ૨૨.

પકડેલા શખશને માજીસ્ટ્રેટની આગળ અથવા જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તેની આગળ લઇ જવો.

**૬૦ વગર વારંટે પકડનારા પોલીસ અમલદારે પકડેલા સખસને તે કામમાં હકુમત વાળા માજીસ્ટ્રેટની આગળ, અથવા જે અમલદારના હવાલામાં કોઈ પોલીસ થાણું હોય તેની આગળ, નકામી ઢીલ કર્યા વગર અને જામીન સંબંધી આ કાયદા માહેના ઠરાવોને અનુસરીને, લઇ જવો અથવા મોકલવો.**

**ટીકા**—એક પોલીસ અમલદારના દેખતા ચોરી થએલી તેથી તોહમતદારને પકડયો પણ માજીસ્ટ્રેટને ત્યાં મોકલવાને અધીકાર ન હોવાથી રીપોર્ટ કર્યો જેપરથી માજીસ્ટ્રેટે વારંટ કાઢયું ઠરાવ્યું કે—તોહમતદારને કાયદેસર માજીસ્ટ્રેટની રૂબરૂ લાવવામાં આવ્યો હતો. રાણી વી. મહીપીયા ૫ મુ. હા. કો. રી. ૫૯.

પકડેલા શખસને ચોવીસ કલાકથી વધારે વાર અટકાવી રાખવો નહિ

**૬૧. વગર વારંટે પકડેલા શખસને કોઇ પણ પોલીસ અમલદારે તે કામની સઘળી હકીકત જોતાં યોગ્ય હોય તે કરતાં વધારે મુદત સુધી પેહેરામાં અટકાવી રાખવો નહિ, અને ૧૬૭મી કલમ પ્રમાણે કોઈ માજીસ્ટ્રેટનો ખાસ હુકમ નહિ થયો હોય તો સદરહુ મુદત ચોવીસ કલાકથી વધારે ન હોવી જોઇએ, પણ જે જગાએ તે શખસને પકડયો હોય ત્યાંથી માજીસ્ટ્રેટની કોરટ સુધી જતાં જેટલો વખત લાગે તેટલો વખત સદરહુ મુદતમાં ગણવો નહિ.**

**ટીકા**—જો કોઇ સ્ત્રીના ઉપર કોઇ પણ ગુન્હાનુ તોહમત મુકવામા આવે અને પ્રસવ થયા પછી તરતજ તેને પકડવામા આવેલી હોય અને તેથી તે સ્ત્રીને જો તેના શરીરને ઇજા તથા તંદુરસ્તીને જોખમ થયા શીવાય માજીસ્ટ્રેટની રૂબરૂ એકદમ લઈ જઈ શકાય નહી ત્યારે જ્યા સુધી મુસાફરી કરવાને યોગ્ય સ્થીતીમા આવે ત્યા સુધી તેઓને બનતા સુધી ખસેડવી નહીં આવી સ્ત્રીઓને તેમના સગાવાહાની સંભાળમા રહેવા દેવી અથવા સઉથી નજદીકના દવાખાનામા મોકલવી અને દવાખાનાનો અધીકારી દાખલો આપે કે તેઓ પુરતી રીતે સાજી થઇ છે ત્યા સુધી ત્યાંજ રહેવા દેવી આવે પ્રસંગે આ કલમ મુજબ ૨૪ કલાકની ઠરાવેલી મુદ્દત ઉપરાંત તેઓને ઘેર અથવા દવાખાનામા અટકાવી રાખવાને માટે સૌથી નજદીકના માજીસ્ટ્રેટની પાસેથી મંજુરી મેળવવી. મુબાઇ હા. કો. સ. બુક પાને

જે માણસને સાથે લગા ૨૪ કલાક સુધી ગોંધી રાખવામા આવ્યો નહોય તેને આ કલમ લાગુ નથી. ઇંદ્રોબીઅર થાબા વી. રાણી. ૧ વિ. રી. ૫. કેસની સઘળી હકીકત ધ્યાનમા લેતા

વ્યાજબી કારણ મળી ના આવેતો આ કલમ મુજબ એક કલાક પણ કોઇ માણસને રોકી શકે નહી. રાણી વી. સુપ્રોસુનો ઘોસ. ૬ વિ. રી. ૮૮ પોલીસે વ્યાજબી રીતે પકડયા હોય તો તેમની મુખત્યારીની બાબત નથી કે મરજીમા આવે તે જગોએ ગમે તેટલા વખત સુધી રોકી શકે માજીસ્ટ્રેટના હુકમ શીવાય ચોવીસ કલાક કરતા વધારે ન રાખવા જો હુકમ ન મળ્યો હોયતો ચોવીસ કલાકમા છોડી મુકવા કે માજીસ્ટ્રેટને ત્યાં મોકલી દેવા. રાણી વી. બીહારીસીંગ ૭ વિ. રી. ૩.

પકડયા વિશે પોલીસે રિપોર્ટ કરવો.

**૬૨. જે અમલદારોના હુવાલામાં પોલીસનાં થાણાં હોય તેમણે પોતપોતાનાં થાણાઓની હદોમાં વગર વારંટે પકડેલા સઘળા શખસો વિશે જીલ્લા માજીસ્ટ્રેટને અથવા જીલ્લા માજીસ્ટ્રેટ ફરમાવે તો પેટા તુકડી માજીસ્ટ્રેટને રિપોર્ટ કરવો, પછી સદરહુ શખસોના જામીન લીધા હોય કે નહિ તો પણ.**

પકડેલા શખસને છોડી મુકવા બાબત.

**૬૩. જે શખસને પોલીસ અમલદારે પકડયો હોય તેનું પોતાનું ખત લીધા વગર અથવા તેના જામીન લીધા વગર અથવા કોઈ માજીસ્ટ્રેટના ખાસ હુકમ વગર તેને છોડી મુકવો નહિ.**

માજીસ્ટ્રેટની સમક્ષ કરેલો ગુન્હો.

**૬૪. જયારે કોઈ ગુન્હો કોઇ માજીસ્ટ્રેટની હકુમતની સ્થાનિક હદમાં તે માજીસ્ટ્રેટની સમક્ષ કરવામાં આવે, ત્યારે ગુન્હેગારને પોતે જાતે પકડવાને અથવા પકડવાનો કોઈ પણ શખશને હુકમ કરવાને અને ત્યાર પછી, જામીન લેવા સંબંધી આ કાયદા માંહેના ઠરાવોને અનુસરીને, તે ગુન્હેગારને કેદ કરવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.**

માજીસ્ટ્રેટે અથવા માજીસ્ટ્રેટની સમક્ષ પકડવા બાબત.

**૬૫. જે વખતે તથા જે પ્રસંગે કોઈ શખસને પકડવાનું વારંટ કહાડવાનો અધિકાર કોઇ માજીસ્ટ્રેટને હશે તે વખતે તથા તે પ્રસંગે તે શખસને પોતાની હકુમતની સ્થાનીક હદ માહે પોતાની સમક્ષ પકડવાને અથવા પકડવાનો હુકમ કરવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.**

નાહાસી જવા ઉપરથી પાંઝળ જવાનો તથા ફરીથી પકડવાનો અધિકાર

**૬૬ જે શખસ કાયદાસર કેદમાં હોય તે શખસ નહાસી જાય અથવા તેને છોડવવામાં આવે, તો જે શખસના પેહેરામાંથી તે નહાસી ગયો હોય અથવા તેને છોડવ્યો હોય તે શખસ તુરત તેની પાછળ જઇને બ્રિટિશ હિંદુસ્તાનમાં હરકોઈ જગાએ તેને પકડવાને મુખત્યાર છે.**

૪૭મી તથા ૪૮મી તથા ૪૯ મી કલમોના ઠરાવો ૬૬ મી કલમ મુજબ પકડવાની બાબતોને લાગુ પડવાબાબત.

**૬૭ ૬૬ મી કલમ પ્રમાણે પકડનારો શખસ વારંટની રૂએ ચાલતો નહોય અને તે સખસ પકડવાના અખત્યારવાળો પોલીસ અમલદાર ન હોય તો પણ સદરહુ કલમ પ્રમાણે પકડવાણી બાબતોને ૪૭ મી તથા ૪૮ મી તથા ૪૯ મી કલમોના ઠરાવો લાગુ પડશે.**



## બાબ ૬ ઠો.
## હાજર થવાની જરૂર પાડવા વિશે પ્રોશેસો બાબત.
## અ—સમન.

૬૮. (૧) આ કાયદા પ્રમાણે કોઈ કોરટે કાહાડેલો દરેક સમન લખેલો જોઇયે, તથા તે ડુપ્લિકેટ* જોઇયે, અને તે ઉપર સદરહુ કોરટના પ્રમુખ અમલદારે, અથવા હાઈ કોરટ વખતે વખતે કાનુન કરીને ફરમાવે તેવા બીજા અમલદારે સહી કરવી તથા મોહોર કરવી.

સમનનો નમૂનો.

(૨) સદરહુ સમન કોઈ પોલીસ અમલદારે બજાવવો, અથવા સ્થાનિક સરકાર આ બાબત ઠરાવે તે કાનુનોને અનુસરીને, તે સમન કાહાડનારી કોરટના કોઈ અમલદારે અથવા બીજા સરકારી નોકરે બજાવવો જોઇએ.

સમન કોણે બજાવવો.

(૩) આ કલમ કલકત્તા તથા મુંબઇ એ શેહેરોમાંની પોલીસને લાગુ છે.

**ટીકા**—બીજા કોઇ સરકારી નોકરે આ શબ્દો નવીન છે.

મુંબાઇ હાઈ કોરટ સરક્યુલર બુક પાને જણાવ્યું છે કે–પીનલકોડના બાબ ૧૯–૨૦–૨૧ માં જણાવેલા કામોમા દરેક સમન્સ નોટીસની પ્રોસેસ ફી ચાર આના લેવા ઠરાવ છે. તે શીવાય બીજા કામોમાં તેનો ¼ એટલે એક આનો લેવા ઠરાવ છે. પણ સરકારી નોકર પાસેથી. તેના હુદાના સંબંધની ફરીયાદના કામમાં તેની પાસેથી ફી ન લેવાનો ઠરાવ છે ને તેજ સરક્યુલરમા જણાવ્યુછે કે ૧૯–૨૦–૨૧ મા બાબ શીવાયના ગુન્હામા ફરીયાદી કે તોહમતદાર પ્રોસેસ ફી આપી શકે તેટલા પૈસા તેની પાસે નથી તો થોડી અથવા બધી માફ કરવાને મુખત્યાર છે.

ફરીયાદી તથા તેના સાહેદોના ખર્ચ સરકાર તરફથી આપવા બાબત મુંબાઇ સરકારે એ એ ગર્વમેંટ ગેઝેટ સને ૧૮૮૪ ના ભાગ પેહલાના પાને ૨૦૪ તથા ૨૦૫ મા નિચે મુજબ ધારા કર્યા છે. ફરીયાદી તથા સાહેદોને સરકાર તરફથી ખર્ચ મળવાનો હુકમ કરવા નિચેની કોર્ટોને અખત્યાર છે.

(૧) સેસન કોર્ટ (૨) માજીસ્ટ્રેટો (અ) તોહમતવાળાપર મુકાએલો ગુન્હો અથવા ગુન્હાઓમાનો કોઇપણ ગુન્હો જામીન લેવા લાયક ન હોય તેવા પ્રત્યેક કામોમા (બ) તોહમતવાળા પર મુકાએલો ગુન્હો અથવા તમામ ગુન્હાઓ જામીન લેવા લાયક હોય તે છતા જો સરકાર અથવા કોઇ જડજ, માજીસ્ટ્રેટ, અથવા બીજા સરકારી અમલદારના હુકમથી અથવા તેની મંજુરીથી ફરીયાદ માંડવામાં આવી હોય અથવા ફરીયાદ ચલાવવામાં આવતી હોય તો અથવા જો તે માજીસ્ટ્રેટ એમ ધારે કે સરકારી નોકરીનું હીત જાળવવાને સદરહુ ફરીયાદ ચલાવવામાં આવી છે તો અથવા જે સખસને ખર્ચ આપવાનો છે તે નિર્ધન સ્થીતીનો છે તેવા કામમાં પણ ક્રી. પ્રો. કો. ની ક. ૨૧૬, ૨૪૪, ૨૫૭, પ્રમાણે આવા સાહેદોને હાજર રાખવાના ખર્ચની રકમ જ્યારે કોર્ટમા અનામત મુકવામા આવી હોય ત્યારે કોઇપણ સાહેદને સરકાર તરફથી કોઈ પણ કારણસર એવો ખરચ આપવો નહી.

૨ સદરહુ લવાજમ હેઠલ પ્રમાણે આપવું.

---

* બે પ્રતો.

અ. મોફ્રીસલમા યુરોપીયન અને ઈસ્ટ ઇન્ડીયન સાહેદોને ખરેખર બેઠેલું ગાડીભાડુ દરમાઇલે છઆના કરતાં વધારે નહી તેટલું આપવુ જો તે ઉપરાંત તેઓ ખોરાકી ખર્ચ માગે તો તે બદલ તેઓને દરરોજના રૂ. ૨-૮-૦ મુજબ આપવા.

બ. હાઈ કોરટમાં હાજર રેહવાને મોફ્રસીલમાંથી આવનાર યુરોપીઅન ને ઈસ્ટ ઇન્ડીઅનને નિચે મુજબ આપવું.

**૧ લો વર્ગ**—આ વર્ગમાં આવનારા દરેક સખસને જો મુસાફ્રરી આગ ગાડીની હોય તો પોતાના અને એક નોકરના મુસાફ્રરી ખર્ચ બદલ દર મૈલે ચાર આના પ્રમાણે અને જો સાધારણ રસ્તાની મુસાફ્રરી હોય તો દર મૈલે આઠ આના પ્રમાણે ભથુ આપવું જેટલા દીવસ મુંબાઇમાં રહે તેટલા દીવસને માટે દરરોજના રૂપીઆ પાંચ પ્રમાણે હોટેલનો ખર્ચ અને હૈ કોર્ટમાં તેને હાજર રેહવાનું હોય તે પ્રત્યેક દીવસ બદલ રૂપીઆ બે પ્રમાણેનું ગાડી ભાડુ આપવું.

**બીજો વર્ગ**—આ વર્ગમાંના સખસને ખરેખર થએલો વાટ ચાલીનો ખર્ચ ત્યાં મુંબઈમાં ખાધા ખર્ચ બદલ દરરોજના ત્રણ રૂપીઆ અને હાઇ કોરટમાં જે પ્રત્યેક દીવસે તેને હાજર રેહવાનું હોય તો તે દીવસ બદલ ગાડીભાડા બદલ રૂપીઓ એક આપવો.

**ત્રીજો વર્ગ**—આ વર્ગના સખસોને ખરેખર થએલો વાટ ચાલીનો ખર્ચ તથા દરરોજની ખોરાકી બદલ દોઢ રૂપીયો આપવો. માજીસ્ત્રેટે અથવા અધીકારી સાહેદને હૈકોર્ટમાં મોકલે ત્યારે તે સાહેદ કયા વર્ગમાંનો છે તે વિષે જણાવવું.

ક. સાધારણ નિયમ તરીકે-ઉંચા વર્ગના દેશી સાહેદો જેવાકે-પટેલો વેપારીઓ વકીલો અને તેવોજ દરજ્જો ધરાવનારા સખસો તેમજ તમામ સાહેદોને જેઓની જે કામમાં સાક્ષી આપી હોય તે કામ સાથે કોઇ પણ રીતે લાગતુ વળગતુ ન હોય પણ ઇનસાફ્રનો હેતુ વધારે સારી રીતે પાર પાડવા ખાંતર તેમની સાહેદીની જરૂર પડી હોય (જેવા કે જુબાનીઓ અને પંચાત નામામાં સાહેદી કરેલી હોય તેઓ પણ આવા સખસોને લખતા વાંચતા આવડતુ હોવું જોઇએ) તેવા શખસોને ખોરકી ખર્ચ બદલ દરરોજના છ આના આપવા અને તેઓએ આગગાડી તથા બીજો મુસાફરી ખર્ચ કીધો હોય અને તે ખર્ચની રકમ વ્યાજબી લાગે તે પણ આપવું.

ડ. ખેડુતો અને ચાકરોની વર્ગના દેશી સાહેદો પોતાના ઘર છોડયા પછી વિસેષ પ્રકારનુ રહેવાનુ ઠેકાણું રાખવા માટે કાંઇ ખર્ચ ખુશીથી સાધારણ હકીકતે કરતા નથી તેઓને ખોરાકી ખર્ચ બદલ દરરોજના ચાર આના આપવા અને તેઓએ જે આગ ગાડીનો તથા બીજો મુસાફ્રરી ખર્ચ કીધો હોય તે પણ જેટલો વાસ્તવીક લાગે તેટલો આપવો.

૩ નિયમ બીજાની અ બ ક ડ મા સમાસ ન થાય એવા ખાસ કટમોમા જે કોર્ટ પાસે ખોરાકી ખર્ચ અથવા મુસાફ્રરી ભથુ માગવા આવે તે કોર્ટે તે કામોની હકીકત પ્રમાણે યોગ્યા યોગ્ય વિચાર કરી હુકમ કરવો.

૪ જે કોર્ટની રૂબરૂ સાહેદને સાહેદી આપવાની જરૂર હોય તે કોર્ટે જે શેહેર અથવા ગામમા હોય તેમા તે રહેતો હોય તે કોર્ટમાં હાજર થવાથી તેને કોઇપણ નુકસાન ખમવુ પડે તેના બદલામા તે કોર્ટે કાંઇ રકમ આપવી અને તે દરરોજના ચાર આના કરતાં વધુ હોવી ન જોઇએ.

કોઇ પણ જગાએ પ્રોસેસ બજાવવા સારૂ મોકલવામાં આવે તે જગ્યાની ભાષા પ્રોસેસ કરનારી કોર્ટની ભાષાથી જુદી હોયતો તેવી જગ્યાની ભાષામા અથવા ઈંગ્રેજીમાં તેનો તરજુમો કરી તે સાથે ટાંકવી.

સેસનકોર્ટ ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટો તથા પહેલા વર્ગના માજીસ્ત્રેટોએ ફ્રોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ક. ૬૮ મુજબ કાઢેલા સમનો ઉપર કોર્ટના પ્રમુખ અધીકારીના હુકમને અનુસરીને કલાર્ક ઓફ્ર ધી કોર્ટ અથવા તેને અભાવે સીરસ્તેદારે સહી તથા સીકો કરવો.

પહેલા અને બીજા વર્ગના સરદારો અથવા બીજા ચઢતા દરજાના દેશી ગૃહસ્થોને સાધારણ સમનને બદલે પત્ર લખવો. જ્યારે કોઇ કોર્ટથી વૈધ્યકીય અમલદાર પર સાહેદીનો સમન કરવામા આવે ત્યારે તે કોર્ટે એવી કાલજી રાખીને તારીખ ઠરાવવી કે તે સાહેદ તે ઠરાવેલે વખતે હાજર રહી શકે કોઇ અમલદારના હવાલામા દવાખાનું હોય અને તે સાહેદીમા હાજર રહેવાથી લાંબો વખત સુધી પોતાની નોકરી પરથી ગેર હાજર રહેશે એવો સંભવ હોય ત્યારે કોર્ટે તેનાપર સમન કરતી વખતે સીવીલ સરજનને લખી જણાવવું કે તેથી કરીને તે અમલદાર તે સાહેદની ગેરહાજરીમા તેનુ કામ કરવાને બને તો ગોઠવણુ કરે. કોઈ પણ દરજાના મુલકી અમલદારો પોતાના કામપરથી ગેરહાજર હોવાના સબબે સરકારી નોકરીને નુકસાન અને હરકત પડશે એ વાત તેમના પર સમન કાઢતી વખતે પુરતી રીતે લક્ષમા રાખવી. જ્યારે તેઓની સાક્ષીની જરૂર હોય ત્યારે તેઓને જેમ બને તેમ થોડો વખત રોકવા અને જ્યારે જ્યારે ન્યાયના કારણસર તેઓને પોતાને હાજર રાખવાનું યોગ્ય રીતે જરૂરનું જણાય ત્યારે ત્યારે એવા સાહેદોને જાતે હાજર રહેવાની ફરજ પાડવી નહિ. જ્યાં જ્યાં રેલવેથી મુસાફરી થઈ શક્તી હોય ત્યાં ત્યાં ફોજદારી કામોમા તમામ સાહેદો અને કેદીઓને સરકારના ખર્ચે આગ ગાડી મારફત લઈ જવાનો નામદાર ગવરનર સાહેબ બહાદુર ઇનકૌન્સીલે અધીકાર આપેલો છે.

સમનમાં કોરટનું નામ કઈ જગ્યાએ કઇ તારીખે કેટલા વાગે હાજર થવું એ અવસ્ય બતાવવું જોઇએ ને કોર્ટની રજા શીવાય ન જવું તે પણ બતાવવું. રામશરણ ઈ. લો. રી. ૫ અ. ૭.

**૬૯. (૧) સમન કરેલા શખસને જો બની શકે તો તે સમનની એક ડુપ્લિકેટ આપીને અથવા આપવા માટે કાહાડીને લો એમ કહીને ખુદ તેની ઉપર તે સમન બજાવવો જોઇયે.**

સમન શી રીતે બજાવવો.

**(૨) જેની ઉપર સદરહુ પ્રમાણે સમન બજાવ્યો હોય તેવા દરેક શખસે, જો સમન બજાવનારો અમલદાર કહે તો, તેની બીજી ડુપ્લિકેટની પછવાડે તે સમન પોહોંચ્યાની સહી કરવી જોઇયે.**

સમન પોહોંચ્યાની સહી.

**(૩) કોઈ પણ સંસ્થાપિત અથવા બીજી મંડળી ઉપર સમન બજાવવો હોય તો તે સદરહુ મંડળીના સેક્રેટરી ઉપર, સ્થાનિક મેનેજર ઉપર અથવા બીજા મુખ્ય અમલદાર ઉપર બજાવવો અથવા તે મંડળીનો જે મુખ્ય અમલદાર બ્રિટિશ હિંદુસ્તાનમાં હોય તેના સરનામા ઉપર રજીષ્ટર પોષ્ટથી પત્ર મોકલીને બજાવવો જોઇયે. એવે પ્રસંગે, તે પત્ર પોષ્ટના નિત્યક્રમ પ્રમાણે જે વખતે આવી પોહોંચે તે વખતે તે સમન બજાવવામાં આવ્યો છે એમ સમજવું જોઇયે.**

**ટીકા**—પારેગ્રાફ ૩ જો નવીન છે. **આપીને અથવા લો એમ કહીને** એકલો સમન્સ બતાવવો એ સમન્સની પુરી બજવણી ગણાય નહી સમન્સ આપવો જોઇએ અથવા આપવા માંડવો જોઇએ. રાણી વી. કરસનલાલ દંતરામ ૫ મુ. હા. કો. ૨૦. **સહી કરવી જોઇએ** સમન્સ પોચાની રસીદ આપવાની ના પાડે તો ઇ. પી. કો. ક. ૧૭૩ પ્રમાણે તે ગુન્હો નથી. રાણી વી. બુબનેશ્વરદત્ત ૨ ક. લો. અ. ૮૦ ઈ. લો. રી. ૩ ક. ૬૨૧ રાણી વી. કોલીઆબીન ફકીર ૫ મુ. હા. કો. રી. ૩૪ રાણી વી. કીસના ગોવીંદદાસ ઇ. લો. રી. ૨૦ ક. ૩૫૮

**૭૦. જ્યારે સમન કરેલો શખસ ઘટતી મેહેનત કરતાં ન જડે, ત્યારે તેના કુટુંબમાંના કોઇ પાકી ઉમરના મરદ માણસને અથવા ઈલાકાનાં મુખ્ય શહેરમાં તેની સાથે રેહેનારા તેના ચાકરને તે સમનની એક ડુપ્લિકેટ તેને સારૂ સોંપીને તે સમન બજાવવાનો અધિકાર છે; અને જેને સદરહુ સમન**

સમન કરેલો શખસ જડે નહિ તો તે સમન શી રીતે બજાવવો.

**આવી રીતે સોંપ્યો હોય તે શખસે, જો સમન બજાવનારો અમલદાર કહે તો, તેની બીજી ડુપ્લિકેટની પછવાડે તે સમન પોહોંચ્યાની સહી કરવી જોઇયે.**

**ટીકા**— ફક્ત સાહેદીને સમન બતાવવામા આવ્યો હોય તો તે પુરતી બજવણી ગણાય નહી મુળ સમન સાહેદીને આપવો જોઇએ અથવા તે સમન તેને બતાવી તેની નકલ આપવી જોઈએ. રાણી વી. કસન દાનતરામ ૫ મુ. હા. કો. રી. ૨૦ **ઘટતી મહેનત કરતા ન જડે.** તોહમતદારની વિરૂધ કામ ચલાવતા કોર્ટની આગલ જે સખસને સમન બજાવવાનુ સોંપેલુ હોય તેની એફીડેવીટથી બતાવવુ જોઈએ કે તેની જાત ઉપર બજાવવાને ઘટતી મેહેનત કરી છે અને સમન ચુકવે છે અથવા જડી શકશે નકી એમ બતાવવુ જોઇએ. રાણી વી. સુંદર વિ. નોટસ ક્ર. પા. ૧૭૦.

**૭૧. ઘટતી મેહેનત કર્યા છતાં ૬૯ મી અને ૭૦ મી કલમમાં કહ્યા પ્રમાણે સમન બજાવી ન શકાય, તો જે ઘરમાં અથવા ઘર વાડીમાં સમન કરેલો શખસ ઘણું કરીને રેહેતો હોય તે ઘરના અથવા ઘર વાડીના કોઈ પ્રસિદ્ધ ભાગ ઉપર તે સમનની એક ડુપ્લિકેટ સમન બજાવનારા અમલદારે ચોહોડવી; અને પછી તે સમન યોગ્ય રીતે બજાવ્યો છે એવું સમજવામાં આવશે.**

ઉપર ઠરાવ્યા પ્રમાણે (સમન) બજાવી ન શકાય ત્યારે શું કરવું.

**૭૨. (૧) સમન કરેલો શખસ સરકારની અથવા કોઇ રેલવે કંપનીની નોકરીમાં કામગીરીમાં હોય, ત્યારે જે કોરટે સમન કહાડયો હોય તે કોરટે તે સમન સાધારણ રીતે, જે કચેરીમાં સદરહુ શખસ નોકરીએ રહેલો હોય તે કચેરીના ઉપરી ઉપર ડુપ્લીકેટ મોકલવો જોઇએ; અને પછી સદરહુ ઉપરીએ ૬૯ મી કલમમાં ઠરાવેલી રીતે તે સમનની બજાવણી કરાવવી અને તે કલમથી ફરમાવેલા શેરા સાથે તે સમન પોતાની સહી સાથે તે કોરટની ઉપર પાછો મોકલવો જોઇયે.**

સરકારના અથવા રેલવે કંપનીના નોકર ઉપર સમન બજાવવા બાબત.

**(૨) એવી સહી, તે સમન યોગ્ય રીતે બજાવ્યા બદલનો પુરાવો થશે એમ સમજવું જોઇયે.**

**૭૩ જ્યારે કોઈ કોરટે કહાડેલો સમન પોતાની હકુમતની સ્થાનિક હદની બહાર કોઈ પણ જગાએ બજાવવો એવી તે કોરટની મરજી હોય, ત્યારે સાધારણ રીતે તે કોરટે તે સમન જે માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાં સમન કરેલો શખસ રેહેતો હોય અથવા હોય તે માજીસ્ત્રેટને ત્યાં બજાવવા સારૂ, ડુપ્લિકેટ મોકલવો જોઇયે.**

સ્થાનિક હદની બહાર સમન શી રીતે બજાલવો.

**ટીકા**—એતેદેશી રાજ્યમાં રહેનારા સાહેદોને હાજર કરવાની મુશકેલીને લીધે ફોજદારી કામનો નિકાલ કરવામાં વારંવાર અતીશય ઢીલ થાય છે એ વાત હાઈ કોરટના જાણવામાં આવ્યાથી માજીસ્ત્રેટના વહીવટ સારૂ નિચે પ્રમાણેની સુચના સદરહુ કોર્ટે પ્રસીધ કરી છે કે તેથી કરી બનતા સુધી ઉપર કેટલી મુશકેલીનો ઉપયોગ થઇ શકે.

૧. કોઇપણ દેશી રાજ્યમાં રેહનારા સાહેદને હાજર રાખવા માટે અરજી અથવા સમન મોકલતી વખતે તે સાહેદ એકલાઇથી ઓળખાઇ આવે એવું તેનું વર્ણન સંભાલ રાખીને આપવું. દાખલા તરીકે તે સાહેદનું તથા તેના બાપનું નામ લખવું અને વળી તે હુકમમાં તેની ઉમર જાત અને ગામનું નામ લખવું અને જો તેનુ ગામ કોઈ જાણીતા શેહેરની નજીક હોય તો તે પણ જણાવવું નામદાર નિઝામ સરકારના રાજ્યમાં રહેતા હોય એવા સખસોની બાબતમાં જીલ્લો ગામ તથા મેહલો બતાવવો જોઇએ.

(૨) સાહેદને કેટલો વખત સુધી રોકાવાનો સંભવ છે તે પણ જણાવવું અને તેને હાજર રાખવાની તારીખ મુકરર કરવામાં તેને સોધી કાઢી મોકલી આપવાનું બની આવે તેટલો યોગ્ય વખત આપવો જોઇએ.

(૩) સરકારના ઠરાવો પ્રમાણે સાહેદોના ખર્ચ બદલ જે ભથુ તેમને મળવાનુ હોય તે બનતા સુધી તે સાહેદોને બોલાવવાના પત્ર સાથે મોકલી આપવું વીગેરે. મુંબાઇ હાઇ કોરટ સરક્યુલર બુકમાં જણાવેલું છે.

સદરહુ બાબતોમાં તથા જ્યારે સમન બજાવનારો અમલદાર હાજર ન હોય ત્યારે બજાવણીનીસાબિતી.

**૭૪. (૧) જ્યારે કોઈ કોરટે કહાડેલો સમન પોતાની હુકુમતની સ્થાનિક હદની બહાર બજાવ્યો હોય ત્યારે, અને જે અમલદારે સમન બજાવ્યો હોય તે અમલદાર મુકદમાની ની સુનાવણી વખતે હાજર ન હોય તેવે હરકોઇ પ્રસંગે સદરહુ સમન બજાવ્યોછે એવી કોઈ માજીસ્ત્રેટની આગળ કરેલી જણાતી હોય તેવી *આફિડેવીટ, અને જે શખસને સદરહુ સમનની એક ડુપ્લિકેટ પ્રત આપી હોય અથવા આપવા માટે કહાડીને લો એમ કહ્યું હોય અથવા જેને તે પ્રત સોંપી હોય તે શખસે ( ૬૯ મી અથવા ૭૦ મી કલમથી ઠરાવેલી રીતે ) શેરો લખી આપેલી એવી પ્રત પુરાવામાં ગ્રાહ્ય થશે અને તેમાં લખેલાં મજકુરની વિરૂદ્ધ સાબિતી આપવામાં નહિ આવશે તો અને આપવામાં આવતાં સુધી તે મજકુર ખરો છે એમ સમજવું.**

**(૨) આ કલમમાં કહેલી આફિડેવીટ શદરહુ સમનની ડુપ્લીકેટ પ્રત સાથે જોડીને સદરહુ કોરટને મોકલી શકાય.**

## બ.—પકડવાનું વારંટ.

પકડવાના વારંટનો નમુનો.

**૭૫. (૧) આ કાયદા પ્રમાણે કોઈ કોરટે કહાડેલું દરેક પકડવાનું વારંટ લખેલું હોવું જોઇએ અને તે ઉપર તે કોરટના પ્રમુખ અમલદારે, અથવા માજીસ્ત્રેટોની બેંચ હોય ત્યારે તે બેંચના કોઇપણ મેંબરે સહી કરવી જોઈએ; અને તે ઉપર કોરટની મોહોર કરવી જોઈએ.**

પકડવાનું વારંટ કયાં સુધી અમલમાં રેહેશે.

**(૨) જે કોરટે તે વારં કહાડયું હોય તેણે જ્યાંસુધી તે રદ કર્યું નથી ત્યાં સુધી, અથવા તે બજાવવામાં આવે ત્યાં સુધી, તે દરેક વરંટ અમલમાં રેહેશે.**

*સોગન પુરવક અથવા પ્રતીજ્ઞા પુરવક લેખ.

**ટીકા.**—ફોજદારી કાયદાના ૧૯–૨૦–૨૧મા બાબ જણાવેલા કામોમા દરેક પકડવાના વારંટની ફી, રૂ ૧–૦–૦છે ને બીજા કામોમા તેનો ૄ છે. વિશેષ નિયમ ક. ૫૮ નિચે જુઓ મુંબાઈ કાઈ કોરટ સરક્યુલર બુક પાને.

**સહીને મોહોર.**—સહીનુ નિશાન ( સંક્ષીપ્ત સહી ) એ કાયદેસર સહી નથી. કુબ્રા બીબી વી. વજીદખાન ઈ. લો. રી. ૧૬ અ. ૫૯ મોધોપ્રસાદ વી. ગજાધર ઇ. લો. રી. ૧૧ ક. ૧૧૧ રાણી વી. સુબ્રા મનયા આયર ઇ. લો. રી. ૬ મ. ૩૯૬

**બજાવવામા આવે ત્યાં સુધી.**—પકડવાના વારંટનો અમલ તોહમતદારને માજીસ્ત્રેટની આગલ લાવ્યા એટલે તેનો અંત આવેછે પુરતા કારણ વગર અને પુરાવાની બીલકુલ ગેરહાજરીમા માજીસ્ત્રેટ તોહમતદારને જેલમા મોકલી શકે નહી. રાણી વી. સુરેદ્રનાથ ૫ એ. લો. રી. ૨૭૪ને મહેસ ચંદ્ર ૪ એ. લો. રી. ૧.

**વારંટમા અવશ્ય શુ શુ આવવુ જોઇએ.**—વારંટપર સીલ કરવી જોઇએ અને જે માણસને પકડવાનો છે તેનુ બરાબર રીતે વર્ણન બતાવવુ જોઇએ કે જેથી કરીને તેજ માણસ છે એવુ જલદીથી જણાઈ આવે અને તેના ઉપર માજીસ્ત્રેટે પોતાનુ પુરેપુરૂ નામ અને હોદ્દો લખવો જોઈએ ઉપર બતાવેલી રીત મુજબ નહી કાઢેલા વારંટથી કેદીને પકડવામા આવેલો તેવી બાબતમા હાઈકોરટે છોડી મુકયો. જેમ્સ હેસ્ટીંગસની બાબત ૯ મુ. હા. કો. રી. ૧૫૪

વારંટમા જે ઇરાદાથી ગુન્હો બન્યો હોય તેવારંટમા બતાવવું જોઇએ ને તે ન બતાવ્યાથી વારંટ કાયદા વિરૂધ ઠરાવ્યુછે બીધુ મુખી દાલી વી. સ્ત્રીનાથ કામદાર ૬ એ. લો. રી. ૧૨૯ મનુષ હરણુના વારંટમા જે ઇરાદાથી તે ગુન્હો બન્યો હોય તે દર્શાવવુ જોઇએ ૧૫ વિ. રી. ૪

વારંટ કાઢતી વખતે કાઢનાર અમલદાર બ્રીટીશ ઈન્ડીયામાં હોવો જોઇએ એવી કાંઈ જરૂર નથી પરહદમાં તેનો મુકામ હોય ત્યાંથી પણ તે વારંટ કાઢી શકે છે. રાણી વી. લખીયા ઇં. લો. રી. ૧ મુ. ૩૪૦.

**માજીસ્ત્રેટ કોની આગળ હાજર થવાનું વારંટ કાઢી શકે.** પોતાની આગળ હાજર થવાનું વારંટ કાઢી શકે–પોલીસ અમલદાર આગળ હાજર થવાને માટે કાઢી શકે નહી. જોગેદ્રનાથ મુકરજી ઇં. લો. રી. ૨૪ ક. ૩૨૦. તેમજ સરક્યુલર બુકમાં જણાવેલું છે કે—પકડવાના વારંટનો અમલ કર્યા પછી અથવા તેમ નહીતો અમુક વખત પછી જેમકે છ માસ પછી તે પાછા મોકલવા. એવો હુકમ કરવો જોઇએ જો બજ્યા વીના વારંટો પાછાં મોકલવામાં આવે તો•તેની સાથે તોહમતવાળા સખસનો પતો લાગે છે કે કેમ અને તે હાથમાં આવવાનો સંભવ છે કે કેમ. તે વિષે પોલીસે રીપોર્ટ કરવો કેટલીક વખત ફરી ફરીને કાઢયા બાદ એટલે કે ખુનના કામમાં સાત વર્ષ પછી જે કામમાં સમુદ્રપારની અથવા સાત વર્ષ કરતા ઓછી કેદની શીક્ષા થઈ શકતી ન હોય તેવા કામોમાં ત્રણ વર્ષ પછી આ પ્રમાણે પાછું આવેલું વારંટ પડતર ફાઇલે રાખવું તોહમતવાળો પકડાશે એમ માલમ પડે તો ફેર વારંટ કાડવું.

**બીજા કાયદા મુજબના વારંટ**—જ્યારે કોઈ કાયદામાં વારંટનો નમુનો ન બતાવ્યો હોયતો આ કાયદા પ્રમાણે જે નમુનો છે તે મુજબ બનાવવું આલટર કાફ્મેન ઈ. લો. રી. ૧૮મુ.૬૬૮

કોરટ તારણ લેવાનું ફરમાવવાને મુખત્યાર છે.

**૭૬. (૧) હરકોઇ શખશને પકડવા સારૂ વારંટ કહાડનારી હરકોઈ કોરટની નનજરમાં આવેતો તે કોરટ સદરહુ વારંટ ઉપર શેરો લખીને એવું ફરમાવવાને મુખત્યાર છે કે, જો શદરહુ શખશ કોઇ અમુક વખતે અને પછી કોરટ બીજી રીતે ફરમાવે ત્યાં સુધી તે કોરટની આગળ હાજર.**

રહેવા સારૂ જોઇયે તેટલા જામીન શાથે એક ખત કરી આપે, તો જે અમલદારના નામનું તે વારંટ કર્યું હોય તે અમલદારે શદરહુ તારણ લેવું અને શદરહુ શખશને પેહેરામાંથી છુટો કરવો.

(૨) સદરહુ શેરામાં હેઠળ કહેલી બાબતો લખવી—

(અ) જામીનોની સંખ્યા;

(બ) તેમણે તથા જે શખશને પકડવા સારૂ તે વારંટ કહાડેલું હોય તેણે જે રકમનો મુચરકો કરી આપવો તે; તથા

(ક) જે વખતે તેણે કોરટની આગળ હાજર રહેવું તે.

(૩) જ્યારે આ કલમ પ્રમાણે તારણ લેવામાં આવે ત્યારે જે અમલદારના નામનું સદરહુ વારંટ કર્યું હોય તે અમલદારે સદરહુ ખત સદરહુ કોરટની ઉપર રવાના કરવું.

મુચરકો રવાના કરવો.

૭૭. (૧) પકડવાનું વારંટ ઘણું કરીને એક અથવા વધારે પોલીસ-અમલદારના નામનું કાઢવું જોઇયે, અને જ્યારે તે વારંટ કોઈ પ્રેસિડેન્સી માજીસ્રેટે કહાડયું હોય, ત્યારે તે હમેશાં તે પ્રમાણેજ કાઢવું જોઇયે; પણ સદરહુ પ્રકારનું વારંટ કહાડનારી બીજી કોઇપણ કોરટ, જો તે તાબડતોબ બજાવવાની જરૂર હોય અને કોઇ પોલીસ-અમલદાર તુરત મળતો ન હોય તો, બીજા કોઇપણ શખસ અથવા શખસોના નામનું કાઢવાને મુખત્યાર છે; અને સદરહુ શખસે અથવા શખસોએ તે વારંટ બજાવવું જોઇયે.

વારંટ કોનાં નામનાં લખવાં.

(૨) જ્યારે કોઇ વારંટ એક કરતાં વધારે અમલદારોના અથવા શખસોના નામનું કાહાડયું હોય, ત્યારે તે સઘળા, અથવા તેઓમાંથી ગમે તે એક અથવા વધારે અમલદારો અથવા શખસો તે વારંટ બજાવવાને મુખત્યાર છે.

ઘણા શખસોનાં નામનું એક વારંટ.

**ટીકા—તાબડતોબ બજાવવાની જરૂર હોય અને કોઇ પોલીસ અમલદાર મળતો નહોય.**

બીજાના નામનુ વારંટ પોલીસ અમલદાર ના મળી આવે ને ઘણીજ તાકીદ હોયતોજ કાઢી શકે. રાણી વી. સુરેંદ્રનાથ ૫ બે. લો. રી. ૨૭૪ (૧૩ વિ. રી. ૨૭) પોલીસ પાસે છતાં બીજાના નામનું કાઢયું તે ઘણુંજ ગેરવાજબી ઠરાવ્યુ. સૈયદ હુશેનઅલી ૮ વિ. રી. ૭૮

**રેલવે નોકરોપરના વારંટ**—સરકારનો જ્યુડીશીઅલ ખાતાનો રેગ્યુલેશન નંબર ૩૯૮૭ તા. ૨ જુલાઇ સને ૧૮૭૭ નો થયો છે તેમા જણાવ્યું છે કે રેલવે નોકરોપર ફોજદારી કોર્ટોએ કાઢેલા વારંટો ઉંચા દરજાના કોઇ પોલીસ અમલદારને બજાવવા સારૂ સોંપવા અને વારંટનો અમલ કરતા તે પોલીસ અમલદારને એવું માલમ પડે કે-નોકરને તુરત પકડવાથી નુકસાન અથવા જોખમ થવાનો સંભવ રહે છે તો તે નોકર નાહસી ન જાય એવો યોગ્ય રીતે સંઘળો બંદોબસ્ત કરીને તોહમતવાળાને તેના કામ પરથી છુટો થાય તે માટે સદરહુ પોલીસ અમલદારે યોગ્ય અધીકારીને પુછવું અને તે છુટો થાય ત્યાં સુધી પકડવું મુલતવી રાખવું.

૭૮. (૧) કોઈ જીલ્લા માજીસ્રેટ પોતાના જીલ્લામાં અથવા કોઈ પેટા તુકડી માજીસ્રેટ પોતાની પેટા તુકડીમાં હરકોઇ જમીન

વારંટો જમીનદારો વિગેરેનાં નામનાં લખવાનો અધિકાર છે.

દારના અથવા જમીનના ઇજારદારના અથવા વહિવટદારનાં નામનું વારંટ તકસીરવાર ઠરેલો હરકોઈ શખસ નાશી ગયો હોય તેને અથવા જે ગુન્હેગાર બાબત ઢંઢેરો કાહાડયો હોય તે ગુન્હેગારને અથવા કોઈ શખસ ઉપર જામીન લઈ નહિ શકાય એવા કોઈ ગુન્હાનું તોહોમત આવ્યું હોય અને તે તેની પાછળ લાગનારના દાવામાંથી છટકી ગયો હોય તો તેને પકડવાસારૂ કાહાડવાને મુખત્યાર છે.

(૨) સદરહુ જમીનદારે, અથવા ઇજારદારે અથવા વહિવટદારે તે વારંટની પોહોંચ લખીને આપવી, અને જે શખસને પકડવાસારૂ તે વારંટ કાહાડયું હોય તે શખસ પોતાની જમીનમાં અથવા ઇજારાની જમીનમાં, અથવા પોતાના હવાલામાંહેની જમીનમાં હોય, અથવા પેસે, તો તેણે તે વારંટ બજાવવું.

(૩) જે શખસની ઉપર સદરહુ વારંટ કાહાડયું હોય તે શખસ પકડાય ત્યારે તેને વારંટ સુધ્ધાં પાસેમાં પાસેના પોલીસ અમલદારને સ્વાધીન કરવો, અને, ૭૬, મી કલમ પ્રમાણે તારણ નહિ લીધું હોય તો, તેને તે કામમાં હકુમતવાળા માજીસ્ટ્રેટની પાસે મોકલી દેવો.

પોલીસ-અમલદારના નામનું વારંટ.

૭૯. જે પોલીસ-અમલદારના નામનું કોઇ વારંટ કહાડેલું હોય તે પોલીસ-અમલદાર અથવા જે અમલદારનું નામ તે વારંટની પાછળ લખ્યું હોય તે અમલદાર તે વારંટની પાછળ બીજા જે પોલીસ-અમલદારનું નામ લખે તે પોલીસ અમલદાર પણ તે વારંટ બજાવવાને મુખત્યાર છે.

વારંટનો સાર જાહેર કરવો.

૮૦. પકડવાનું વારંટ બજાવનાર પોલીસ અમલદારે અથવા બીજા શખસે જે શખસને પકડવો હોય તે શખસને તે વારંટનો સાર જણાવવો, અને તે શખસ કહે તો, તેને તે વારંટ બતાવવું.

**ટીકા.—સાર જણાવવો.** વારંટનો સાર જાહેર કરયા શીવાય વારંટ બજાવી પકડતા કોઈ સામનો કે હરકત કરેતો સરકારી નોકરને સરકારી કામ બજાવતા હરકત કરી એવો ગુન્હો થતો નથી પણ તેનાપર હુમલો વીગેરે જે થયો હોય તેનુ તોહમત રહી શકે. રાણી વી. અબદુલ ગફુર ઈ. લો. રી. ૨૩ ક. ૮૯૬

વારંટ પાસે રાખ્યા શીવાય કોઇને પકડેતો તે ગેરકાયદે છે ને તેમા સામનો કરે કે હરકત કરે કે કેદમાંથી નાસી જાયતો ગુન્હેગાર નથી રાણી વી. અમરનાથ. ઈ. લો. રી. ૫ અ. ૩૧૮

નાની સહી વારંટપર તે જોકે ગેરકાયદે છે તોપણ તેથી બજાવવાને હરકત નથી ને ક. ૯૯ પ્રમાણે તે સામે ખાનગી બચાવનો હક નથી. રાણી વી. જાનકીપ્રસાદ ઈ. લો. રી. ૮ અ. ૨૦૫ રાણી વી. વેકંઠરાવ ૭ મુ. હા. કો. રી. ૫૦

વારંટ કે જેમા શીક્ષા લાયક ગુન્હો જણાવેલો નહી અને જે જુબાની ઉપરથી વારંટ કાઢેલુ તેમાં ગુન્હા લાયક હકીકત ન હોવાથી વારંટ રદ કર્યું બીધુ મુખતી બાબત ૬ બે. લો. રી. ૧૨૯

**૮૧. પકડવાનું વારંટ બજાવનારા પોલીસ-અમલદારે અથવા બીજા શખસને નકામી ઢીલ ન કરતાં, (જામીન સંબંધી ૭૬ મી કલમના ઠરાવોને અનુસરીને) જે કોરટની આગળ કાયદા પ્રમાણે તે પકડેલા શખસને રજુ કરવો જોઇયે તે કોરટની આગળ તેને આણવો.**

પકડેલા શખસને વગર ઢીલે કોરટની આગળ આણવો.

**ટીકા—નકામી ઢીલ ન કરતા** આ કલમ પ્રમાણે જે વારંટ કાઢવામાં આવે છે તે કમીટ કરવાનું વારંટ નથી અને માજીસ્ટ્રેટની આગળ રજુ કરવામાં વખત લાગે તે કરતાં વધારે લાંબો વખત રોકવો નહી વારંટ બજાવનાર અમલદારનું કામ છે કે પકડયા પછી તરતજ માજીસ્ટ્રેટ પાસે લઇ જવો એટલે વારંટનો અમલ તેથી રદ થાય છે અને તે વારંટની રૂઇએ માજીસ્ટ્રેટની આગળ રજુ કર્યા પછી અટકાવમાં રાખી શકાય નહી. જો અટકાવવામાં રાખવાની જરૂર હોયતો નવું વારંટ અથવા ક. ૩૪૪ મુજબ હુકમ કરવો જોઇએ. મહેસચંદ્ર ૪ બે. લો. રી. અપે. ૧.

**૮૨. પકડવાનું વારંટ બ્રિટિશ હિંદુસ્તાનમાં કોઇ પણ જગાએ બજાવવાનો અધિકાર છે.**

વારંટ કયાં બજાવવાનો અધિકાર છે.

**૮૩. (૧) જ્યારે કોઈ વારંટ કહાડનારી કોરટની હકુમતની સ્થાનિક હદની બહાર તે વારંટ બજાવવું હોય, ત્યારે સદરહુ કોરટ તે વારંટ કોઇ પોલીસ અમલદારના નામનું કહાડવાને બદલે જે માજીસ્ટ્રેટની અથવા ડિસ્ટ્રીકટ સુપરિંટેંડંટ ઓફ પોલીસની અથવા ઈલાકાના મુખ્ય શેહેરમાં કમીશનર ઓફ પોલીસની હકુમતની સ્થાનિક હદમાં તે વારંટ બજાવવું હોય તે માજીસ્ટ્રેટને અથવા ડિસ્ત્રિકટ સુપરિન્ટેન્ડેન્ટ ઓફ પોલીસને અથવા કમીશનરને સદરહુ વારંટ ટપાલ મારફતે અથવા બીજી રીતે મોકલવાને મુખત્યાર છે.**

હકુમતની બહાર બજાવવા માટે માજીસ્ટ્રેટને મોકલેલું વારંટ.

**(૨) જે માજીસ્ટ્રેટને અથવા ડિસ્ત્રિકટ સુપરિંટેંડંટને અથવા કમીશનરને સદરહુ વારંટ સદરહુ પ્રમાણે મોકલ્યું હોય તેણે તેની પાછળ પોતાનાં નામની સહી કરવી, અને પોતાની હકુમતની સ્થાનિક હદની અંદર, બજાવી શકાતું હોય તો, આમાં આગળ કહેલી રીતે, તે વારંટની બજાવણી કરાવવી.**

**ટીકા—**આ કલમ ઘણા ભાગે સુધરી છે. ને મુખ્યત્વે કરીને ડીસ્ત્રીકટ સુપ્રીન્ટેન્ડેન્ટ ઓફ પોલીસ આ શબ્દો નવીન છે. શને ૧૮૫૯ ના ૧૩ મા એકટ પ્રમાણે (આર્ટીફીશરોએ કરાર તોડે તે બાબતનો) જે વારંટ કાઢયા હોય તેને આ કલમ લાગુ પડે છે. રાણી વી. મથુરા ઈ. લો. રી. ૨૦ મ. ૪૫૭. રાણી વી. કબનીઅન ઇ. લો. રી. ૨૦ મ. ૨૩૫. રાણી વી. ગૌરીશંકર ઇ. લો. રી. ૨૦ અ. ૧૨૪.

**૮૪. (૧) જ્યારે કોઈ પોલીસ-અમલદારના નામનું કહાડેલું વારંટ જે કોરટે તે વારંટ કહાડયું હોય તે કોરટની હકુમતની સ્થાનિક હદની બહાર બજાવવું હોય, ત્યારે જે માજીસ્ટ્રેટની અથવા જે અમલદારના હવાલામાં કોઇ થાણું હોય તે અમલદારના કરતાં ઉતરતા દરજજાનો ન હોય એવા જે પોલીસ-અમલદારની હકુમતની સ્થાનિક હદમાં તે વા-**

હકુમતની બહાર બજાવવા સારૂ પોલીસ અમલદારના નામનું કાહાડેલું વારંટ.

રંટ બજાવવું હોય તે માજીસ્ત્રેટની અથવા પોલીસ-અમલદારની પાસે સહી કરાવવા સારૂ તેણે તે વારંટ સામાન્ય લઇ જવું.

(૨) સદરહુ માજીસ્ત્રેટ અથવા પોલીસ અમલદારે તે વારંટની પાછળ પોતાના નામની સહી કરવી, અને સદરહુ સહી ઉપરથી, જે પોલીસ અમલદારના નામનું સદરહુ વારંટ કહાડયું હોય તે પોલીસ અમલદારને તે વારંટ સદરહુ હદમાં બજાવવાનો પુરતો અધિકાર મળશે, અને સદરહુ અમલદાર કહે તો સ્થાનિક પોલીસે તેને સદરહુ વારંટ બજાવવામાં મદદ કરવી.

(૩) જે માજીસ્ત્રેટની અથવા પોલીસ અમલદારની હકુમતની સ્થાનિક હદમાં સદરહુ વારંટ બજાવવું હોય તે માજીસ્ત્રેટની અથવા પોલીસ અમલદારની સહી મેળવવાથી જે ઢીલ થાય તેથી સદરહુ બજાવણી થતી અટકશે એવું માનવાનું જ્યારે કારણ હોય ત્યારે જે પોલીસ અમલદારના નામનું તે વારંટ કહાડયું હોય તે પોલીસ અમલદાર તે વારંટ કાહાડનારી કોરટની હકુમતની સ્થાનિક હદની બાહાર કોઈપણ જગામાં સદરહુ સહી લીધા વગર તે વારંટ બજાવવાને મુખત્યાર છે.

(૪) આ કલમ કલકત્તા તથા મુંબઇ એ શેહેરોમાંની પોલીસને પણ લાગુ છે.

જે શખસની ઉપર વારંટ કહાડયું હોય તેને પકડયા પછી શું કરવું.

૮૫. જ્યારે પકડવાનું કોઈ વારંટ, જે જીલ્લામાં તે વારંટ કાહાડયું હોય તેની બહાર બજાવ્યું હોય, ત્યારે જે કોરટે તે વારંટ કાહાડયું હોય તે કોરટ પકડવાની જગાથી વીસ મૈલની અંદર ન હોય તો, અથવા જે માજીસ્ત્રેટની અથવા ડિસ્ત્રીકટ સુપરિંટેંડંટ ઓફ પોલીસની અથવા ઇલાકાના મુખ્ય શેહેરમાં કમિશનર ઓફ પોલીસની હકુમતની સ્થાનિક હદમાં પકડવાનું કામ કરયું હોય તે માજીસ્ત્રેટે અથવા ડિસ્ત્રીકટ સુપરિંટેંડંટ ઓફ પોલીસ અથવા કમિશનર કરતાં સદરહુ કોરટ પાસે ન હોય તો, અથવા ૭૬ મી કલમ પ્રમાણે તારણ લીધું ન હોય તો પકડેલા શખસને સદરહુ માજીસ્ત્રેટની અથવા કમિશનરની અથવા ડિસ્ત્રીકટ સુપ્રીંટેંડંટ આગળ લઈ જવો.

પકડેલા શખસને જે માજીસ્ત્રેટની આગળ આણ્યો હોય તેણે શું કરવું.

૮૬. (૧) જે કોરટે સદરહુ વારંટ કહાડયું હોય તેણે જે શખસ ધારેલો તેજ પકડેલો શખસ છે એવું જણાય, તો સદરહુ માજીસ્ત્રેટે અથવા ડિસ્ત્રીકટ સુપરિંટેંડંટ અથવા કમિશનરે તે શખસને પેહેરામાં આપીને સદરહુ કોરટની પાસે લઈ જવાનું ફરમાવવું;

પણ એવું ઠરાવ્યું છે કે જો જામીન લઈ શકાય એવો ગુન્હો હોય, અને તે શખસ સદરહુ માજીસ્ત્રેટની, ડિસ્ત્રીકટ સુપ્રીંટેંડંટની અથવા કમિશનરની ખાત્રીલાયક જામીન આપવાને તૈયાર તથા રાજી હોય, અથવા ૭૬ મી કલમ પ્રમાણે તે વારંટ ઉપર શેરો લખીને હુકમ કરેલો હોય, અને તે શખસ સદરહુ હુકમથી ફરમાવેલું તારણ આપવાને તૈયાર તથા રાજી હોય, તો તે માજીસ્ત્રેટે, ડિસ્ત્રીકટ સુપ્રીંટેંડંટ અથવા કમિશનરે સદરહુ જામીન અથવા તારણ, જેમ હોય તેમ, લેવું અને જે કોરટે વારંટ કાહાડયું હોય તેની ઉપર તે ખત રવાના કરવું.

(૨) આ કલમમાંહેના કોઈપણ મજકુરથી કોઇ પોલીસ અમલદાર ને ૭૬ મી કલમ પ્રમાણે તારણ લેવાની મના છે એમ સમજનું નહિ.

## ક.—જાહેરનામું તથા જપ્તી.

નહાસી જનારા શખસ-બાબતમાં જાહેરનામું.

૮૭. (૧) જો કોઈ કોરટને (પુરાવો લીધા પછી કે પુરાવો લીધાવગર) એમ માનવાનું કારણ હોય કે જે શખસની ઉપર પોતે વારંટ કહાડયું છે તે શખસ નાહાસી ગયો છે અથવા સંતાઈ જાય છે, તેથી સદરહુ વારંટ બજાવી શકાય એમ નથી, તો સદરહુ કોરટ એક લખેલું જાહેરનામું પ્રસિદ્ધ કરીને તેમાં સદરહુ શખસને કોઈ મુકરર કરેલી જગાએ તથા કોઇ મુકરર કરેલી મુદ્દતે હાજર થવાનું ફરમાવવાને મુખત્યાર છે. તે મુદત સદરહુ જાહેરનામું પ્રસિદ્ધ કર્યાની તારીખથી ત્રીસ દિવસ કરતાં ઓછી ઠરાવવી નહિ.

(૨) તે જાહેરનામું હેઠળ લખ્યા પ્રમાણે પ્રસિદ્ધ કરવું:—

(અ) જે શેહેરમાં અથવા ગામમાં સદરહુ શખસ ઘણું કરીને રેહેતો હોય તે શેહેરની અથવા ગામની કોઇ પ્રસિદ્ધ જગામાં તે જાહેરનામું જાહેર રીતે વાંચવું;

(બ) તે શખસ જે ઘરમાં અથવા ઘરવાડીમાં ઘણું કરીને રહેતો હોય તે ઘરના અથવા ઘરવાડીના કોઇ પ્રસિદ્ધ ભાગપર અથવા સદરહુ શેહેરની અથવા ગામની કોઈ પ્રસિદ્ધ જગાપર તે જાહેરનામું ચોહડવું; અને

(ક) તે જાહેરનામાની એક નકલ તે કોરટના મકાનના કોઈ પ્રસિદ્ધ ભાગપર ચોહોડવી.

(૩) તે જાહેરનામું કોઇ અમુક દિવસે યોગ્ય રીતે પ્રસિદ્ધ કર્યું હતું એ મુજબ તે જાહેરનામું કહાડનારી કોરટે મજકુર લખ્યો હોય તે મજકુર હેઠળ લખેલી બાબતોનો નિર્ણયકારક પુરાવો છે એવું સમજવું. એટલે, આ કલમથી ફરમાવેલી વાતોનો અમલ કરવામાં આવ્યો છે અને તે જાહેરનામું સદરહુ દિવસે પ્રસિદ્ધ કર્યું હતું.

**ટીકા—નાસી ગયોછે અથવા સંતાઈ જાયછે.**—આ કલમ પ્રમાણે જાહેરનામુ કાઢતા પેહલા કેટલીક અગત્યની બાબતમાં તપાસ કરવો જોઇએ કે જેના સામા જાહેરનામુ કાઢવું છે તે પ્રથમનુ પકડવાનુ કાઢેલું વારંટ ન બજાવવાના હેતુથી નહાસી ગયો છે અથવા સંતાઇ પેઠો છે. એવી ખાતરી કરી લેવી જોઇએ. જાહેરનામામાં લખેલું કે–તેમા બતાવેલો માણસ નાસી ગયો છે એવું હેડકોન્સ્ટેબલની જુબાનીથી જણાય છે. ઠરાવ્યું કે–જાહેરનામુ ખામીવાલુ છે. રામકી શોરની બાબત ૧૯ વિ. રી. ૧૨ (૧૦ એ. લો. રી. ૧૪) નાહાસી જવામાં એકલી જગા બદલી તેનો સમાવેશ થતો નથી પણ સંતાઈ જવું તેનો પણ થાય છે જો કોઇ માણસ વારંટ નિકળતા પેહલા સંતાઈ રહ્યો હોય ને પછે નિકળ્યા પછી પણ સંતાઈ રહેતો તેને પણ નાસતો ફરે છે. એમ કહવું. શ્રીનીવાસ ઈ. લો. રી. ૪ મ ૩૯૩

**માનવાનું કારણ હોય કે**—વારંટ ન બજે એટલે તરત ન કાઢવું પણ તોહોમતદાર નાસતો ફરેછે એવી ખામી જુબાની વીગરેથી કર્યા બાદ જાહેરનામુ કાઢવું બીશેનાથ સરકાર ૩ વિ. રી. ૭૩

**પ્રસિદ્ધ કર્યાની તારીખથી ૩૦ દીવસ કરતા ઓછી ઠરાવવી નહીં.** ત્રીસ દીવસની મુદતએ ઓછામાં ઓછી ઠરાવી છે અને તે પ્રસીદ્ધ કરવાની બતાવેલી રીત મુજબ પ્રસીદ્ધ કરે તે તારીખથી ગણાય છે અને તેટલા માટે કયારે પ્રસીદ્ધ કરં તેનો પુરાવો દફતરમા હોવો જોઇએ

રામકીશોર ૧૦ બે. લે. રી. ૧૪. આ કલમ મુજબ પ્રોસીજર ઘડવાનું કારણ એટલું છે કે જ્યારે વારંટ પરભારૂ બજી શકતુ ન હોય તો તોહમતદારને આ કલમ પ્રમાણે પ્રસીદ્ધ કરવાથી તેના સગા વાહલા મીત્ર કે બીજી રીતે ખબર મળે કે તેને હાજર રહેવાનું છે. ને તેને ખબર મળે તે સારૂ પૂરતો વખત ૩૦ ત્રીસ દીવસ ઉપરાંતનો બતાવ્યો છે. રામ કીશોર ૧૦ બે. લે. રી. ૧૪

આ કલમ પ્રમાણે કરવાથી. તોહમતદાર એમ ન કહીશકે તેને અથવા તેના માણસોને આ બાબતની ખબર નહી હતી.

જેને માટે આ કલમ પ્રમાણે જાહેરનામુ કાઢવામા આવ્યુ હોય તે હાજર ન થાય ત્યાં સુધી તેના તરફની કોઈ અરજ કોર્ટ સાંભળશે નહી. બીસેસર પ્રસાદ ૨ નો. વે. પ્રો. ૪૪૧

જે તોહમતદારની સામે વારંટને જાહેર નામુ કાઢ્યુ હોય ને તે જાહેર નામામા બતાવેલી તારીખની અંદર હાજર થાયતો ક. ૧૭૪ પ્રમાણે ગુન્હેગાર નથી. પણ જાહેર નામા મુજબ હાજર ન થાયતો ક. ૧૭૪ મુજબ ગુન્હેગાર ગણાય રાણી વી. ઓમેશચંદ્ર ૫ વિ. રી. ૭૧ ત્થા રાણી વી. અમીરજાન ૭ નો. વે. પ્રો. ૩૦૨

આ કલમ ફક્ત પક્ષ કારને લાગુ પડે છે. સાક્ષીદારને લાગુ પડતી નથી. હુસેમ માનજી ૯ વિ. રી. ૭૦.

નાહાસિ જનારા શખસની મિલકત જપ્ત કરવા બાબત.

**૮૮. (૧) ૮૭ મી કલમ પ્રમાણે જાહેરનામું કહાડયા પછી જે શખસ બાબત તે જાહેરનામું કહાડયું હોય તે શખસની જંગમ અથવા સ્થાવર મીલકત અથવા એ બંને મીલકત જપ્ત કરવાનું ફરમાવવાને તે કોરટ મુખત્યારછે**

**(૨) તે હુકમ જે જીલ્લામાં કર્યો હોય તે જીલ્લામાં સદરહુ સખસની કોઇ પણ મિલકત જપ્ત કરવાનો અખત્યાર તે હુકમ ઉપરથી છે એવું સમજવું; અને સદરહુ જીલ્લાની બહાર સદરહુ શખસની કોઇ પણ મિલકત જપ્ત કરવાનો અખત્યાર, જે જીલ્લા માજીસ્ત્રેટના અથવા ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટના જીલ્લામાં સદરહુ મિલકત આવેલી હોય તે જીલ્લા માજીસ્ત્રેટ અથવા ચીફ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ તે હુકમ પાછળ સહી કરશે એટલે તે હુકમ ઉપરથી છે એવું સમજવું.**

**(૩) જે મિલકત જપ્ત કરવાનો હુકમ કર્યો હોય તે મિલકત લેહેણું હોય અથવા બીજી જંગમ મિલકત હોય તો આ કલમ પ્રમાણે કરવાની જપ્તી હેઠળ લખ્યા મુજબ કરવી એટલે—**

**(અ) પકડીને; અથવા**

**(બ) ઉપજ વસુલ કરનાર નિમીને; અથવા**

**(ક) જે શખસ બાબત જાહેરનામું કાહાડયું હોય તે શખસને અથવા તેની તરફથી કોઈને પણ સદરહુ મિલકત સ્વાધીન કરવાની મના કરવા બાબતનો લેખી હુકમ કરીને; અથવા**

**(ડ) કોરટને યોગ્ય લાગે તે પ્રમાણે સદરહુ પ્રકારની સઘળી અથવા કોઈ પણ બે રીતે.**

**(૪) જે મિલકત જપ્ત કરવાનો હુકમ કર્યો હોય તે મિલકત સ્થાવર હશે, ત્યારે આ કલમ પ્રમાણે કરવાની જપ્તી, સરકારને મેહેસુલ ભરનારી જમીન હોય તો, જે જીલ્લામાં તે જમીન આવેલી હોય તે જીલ્લાના કલેકટરની મારતે કરવી અને બીજી સઘળી બાબતોમાં હેઠળ લખ્યા પ્રમાણે કરવી—**

(ઇ) કબજો લઇને; અથવા

(ફ) ઉપજ વસુલ કરનાર નિમીને; અથવા

(ગ) જે શખસ બાબત જાહેરનામું કાહાડયું હોય તે શખસને અથવા તેની તરફથી કોઈને પણ ભાડું અથવા ગણોત આપવાની અથવા મિલકત સ્વાધીન કરવાની મના કરવા બાબતનો લેખી હુકમ કરીને; અથવા

(હ) કોરટને યોગ્ય લાગે તે પ્રમાણે સદરહુ પ્રકારની સઘળી અથવા કોઇ પણ બે રીતે.

(૫) જે મિલકત જપ્ત કરવાનો હુકમ કર્યો હોય તે મિલકત જીવતાં જનાવરો હશે અથવા જલદી નાશ થવા જેવી હશે, તો કોરટ પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે, તેનું તાબડતોબ વેચાણ કરવા બાબત હુકમ કરવાને મુખત્યાર છે, અને એવે પ્રસંગે તે વેચાણના આવેલા પૈસાની વ્યવસ્થા કોરટના હુકમ પ્રમાણે કરવી.

(૬) દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ૩૬ મા બાબ પ્રમાણે નિમેલા ઉપજ વસુલ કરનારના જે અધિકાર, કામ તથા જવાબદારી હોય તેજ અધિકાર, કામ તથા જવાબદારી આ કલમ પ્રમાણે નિમેલા ઉપજ વસુલ કરનારની છે એમ સમજવું.

(૭) જે શખસ બાબત જાહેરનામું કહાડયું હોય તે શખસ જો જાહેનામામાં લખેલી મુદતમાં હાજર ન થાય તો તે જપ્તીવાળી મિલકત ઉપર સરકારનો વ્યવસ્થાધિકાર થશે; પણ જપ્તીની તારિખથી છ મહિના પુરા થતાં સુધી તે મિલકત વેચવી નહિ, પણ તે મિલકત જલદીથી તથા કુદરતી રીતે બગડી જાય તેવી હોય અથવા તે વેચાણથી માલીકને ફાયદો થશે એમ કોરટની નજરમાં આવે તો, એ બેમાંના પ્રસંગે કોરટને જ્યારે યોગ્ય લાગે ત્યારે તે સદરહુ મિલકત વેચાવવાને મુખત્યાર છે.

**ટીકા—જપ્તી** અપમાનની શીક્ષા તરીકે નથી જે માણસ માટે જાહેરનામુ થયુ હોય તે માણસ આવે અથવા લાવવામા આવે ને તે પેહેલા જપ્તી ન કરી હોય તો પછે કરવી નહી. રામ કીશોરસેન ૧૯ વિ. અ. ૧૨. જે ગામમા તોહમતદાર રેહેતો હતો તે ગામમા જાહેરનામુ ચોઢેલું નહી તેથી જાહેરનામુ કાયદેસર નથી એમ ઠરાવ્યુ ને કરેલી જપ્તી પણ ખસેડવામા આવી. સુબ્બા આઇર ઇ. લો. રી. ૧૯ મ. ૩

**સરકારનો વ્યવસ્થાધીકાર થશે.** આવો હુકમ કરતા પેહલા અમુક મુદતનુ જાહેરનામુ નિકળવુ જોઇએ ને તે જાહેરનામુ નાસી જાયછે અથવા સંતાઈ જાયછે. એવી સાબીતી મલ્યા બાદજ કાઢી શકાય શીવદયાલસીંગ વી. જીબતસીંગ ૬ વિ. રી. ૯૩

**છ મહીના પુરા થતા સુધી** મિલકત વેચી શકાતી નથી અને તે મુદતની અંદર હાજર થાય તેટલા પરથી મિલકત પાછી મળી શકતી નથી બીશ્વનાથ સરકાર ૩ વિ. રી. ૬૩ આ કલમ મુજબના પ્રોસીડીંગ ઈનિસાફી કામ નથી ને તેથી ત્રીજા સખસના હક બાબત તપાસ થઈ શકે નહીં શીહોદયાળ ઇં. લો. રી. ૬ અ. ૪૮૭

જપ્તકરેલી મિલકત પાછી આપવા બાબત

૮૯. ૮૮ મી કલમની પેટા કલમ (૭) પ્રમાણે જે શખસની મિલકત ઉપર સરકારનો વ્યવસ્થાધિકાર થાય અથવા થયો હોય તે શખસ જે કોરટના હુકમથી તે મિલકત જપ્ત કરી હોય તે કોરટની આગળ અથવા જે કોરટના તાબા હે-

**ઠળ એવી કોરટ હોય તે કોરટની આગળ જપ્તીની તારીખથી બે વર્ષમાં પોતાની મેળે હાજર થાય અથવા તેને પકડીને આણવામાં આવે અને સદરહુ કોરટની ખાત્રી થાય એવી રીતે તે શાબિતી આપે કે પોતાની ઉપર વારંટ બજે નહિ એવા હેતુથી પોતે નાહાસી ગયો અથવા સંતાઇ ગયો નહોતો અને જાહેરનામામાં લખેલી મુદતમાં હાજર થવાનું બની શકે એવી રીતે તે જાહેરનામાની ખબર પોતાને મળેલી નહતી, તો સદરહુ મિલકત અથવા જો તે વેચી હોય તો તે વેચાણનું નક્કી ઉત્પન્ન, અથવા જો તે મિલકતનો ફકત થોડાક ભાગ વેચ્યો હોય તો તે વેચાણનું નક્કી ઉત્પન્ન તથા તે મિલકતનો બાકી રહેલો ભાગ, સદરહુ જપ્તીને લીધે થયેલો સઘળો ખરચ તે-તેમાંથી લીધા પછી, તે શખસને સ્વાધીન કરવો.**

**ટીકા**—કલમોના શબ્દોમાં ફારફેર છે.

**ત્રીજા પક્ષકારો**—ત્રીજા સખસના હક બાબત માજીસ્ટ્રેટ હુકમ કરે તે સામે દીવાની ફરીયાદ માડવી ને હક સાબીત કરવાને ત્રીજા પક્ષકારને તક આપવી જોઇએ ને ત્યાંસુધી વેચાણ બંદ રાખવું. આવી બાબતમાં માજીસ્ટ્રેટના હુકમ સામે ફરીતપાસની અરજ ન ચાલે. કંદાપા ગુનદાન ઈ. લો. રી. ૨૦ મ. ૮૮. પાછલી કલમ પ્રમાણે જપ્તી કરતા અવલ બહુ સાવચેતી રાખવી જોઇએ. નાસી જનારનીજ મિલકત જપ્ત કરવી. ત્રીજા સખસના કબજાને કે મિલકતને હરકત ન કરવી. ચમરૂરાય ૭ વિ. રી. ૩૫.

ત્રીજા સખસની મિલકત જપ્ત થઈ વેચાણ થઈ ગઈ હોય તો વેચાણ લેનારપર પોતાના હક બાબત દીવાની કોરટમાં દાવો કરી શકે છ મહીના સુધી ત્રીજો સખશ પોતાના હક માટે કાંઈ હીલચાલ ન કરે તો નાસી જનારની મિલકત છે એવું અનુમાન થઇ શકે છે. ચંદર ભોનસીંગ ૧૭ વિ. રી. ૧૦ સીયા દયાલ વી. રાણી ઇં. લો. રી. ૬ અ. ૪૮૭.

સાહેદી ગેરહાજર રહે છે તેથી મીલકત જપ્ત કરવા હુકમ કર્યો સેસન જડજે અપીલમાં તે હુકમ એવા કારણથી રદ કર્યો કે—જેની મિલકત જપ્ત કરી છે તેનો જવાબ લેવો જોઈએ તે લીધો નથી માટે ગેરકાયદે છે હાઈ કોરટે ઠરાવ્યું કે—સેસન જડજે કાયદાની ભુલ કરી છે જો કે આ કામમાં તે સખસ હાજર થયો છે પણ હાજર ન થાય અને તેથી તેનો જવાબ ન લેવામા આવે તો પછે તે આ કલમથી બચી જાય. રાણી વી. રેહડાયરાય બીસવાસ ૨ વિ. રી. ૪૫.

માજીસ્ટ્રેટે તે નાહાસી ગયોછે કે સંતાઇ ગયો છે તેવુ બતાવવુ જોઇએ ને તે બતાવ્યુ ન હોય તો પ્રોસીડીંગને વેચાણ રદ જાય કારણુ તેમ કરવુ તે કાયદા વિરૂધ છે. રાણી વી. સીહો દયાલસીંગ ૬ વિ. રી. ૭૯.

તોહમતદારનું કામ છે કે—તે ઇનસાફ ન થવાના હેતુથી તે નાહસી ગયો નોહતો ને જો તે પ્રમાણે ન બતાવે તો મિલકત સરકાર દાખલ થાય. બીશોનાથ સરકારની અરજ બાબત ૩ વિ. રી. ૬૩.

જો પ્રોસીડીંગ નિયમસર ચલાવ્યું હોય તો નાસો જનાર સખસનો દીવાની દાવો ચાલી શકે નહી. રાણી વી. ભુકુરીસંગ ૮ વિ. રી. ૨૦૭.

ક. ૮૮ પ્રમાણે અમુક મિલકત જપ્ત કરેલી તે મિલકતપર નાહાસી જનાર સામે હુકમનામું થએલું તેમાં દીવાની કોર્ટે મિલકત જપ્તીમાં લીધી ને વેચાણ કરી નાસી ગયેલો ગુન્હેગાર જાહેરનામાની મુદતમાં હાજર ન થાય તો વ્યવસ્થાધીકારનો સરકારને હક પ્રાપ્ત થાયછે

ને તેથી માજીસ્ટ્રેટ વેચી બાદ દીવાની કોર્ટના વેચાણ લેનારને માજીસ્ટ્રેટની કોર્ટના વેચાણ લેનાર વચ્ચે તકરાર ઉઠી ને છેવટે હાઇ કોર્ટે છેલ્લાના લાભમાં હુકમ કર્યો ઠરાવ્યુ કે—સરકારનો વ્યવસ્થાધીકારનો હક પ્રાપ્ત થાય તે સરકારનો સ્વતંત્ર હક છે ને પાછળથી હાજર થઇ ન હાજર રેહવાનું પાકુ કારણ બતાવે તો ક. ૮૯ પ્રમાણે મિલકત પાછી ન મેળવી શકે પણ કીમત મેળવી શકે. સેહીક ગોલામ અબીડ ઈ. લો. રી. ૯ ક. ૮૬૧.

## ૬.—પ્રોસેસ સંબંધી બીજી કાનુનો.

**૯૦. જે બાબતમાં હાજર થવા સારૂ જ્યુરર અથવા આસેસર શિવાય બીજા કોઈ પણ શખસની ઉપર સમન કહાડવાને કોઈ કોરટને આ કાયદા પ્રમાણે અધિકાર હોય તેવી હરકોઈ બાબતમાં તે કોરટ સદરહુ શખસને પકડવા સારૂ, પોતાનાં કારણ લખીને, વારંટ કાહાડવાને મુખત્યાર છે—**

સમનને બદલે અથવા તે શિવાય વળી વારંટ કાહાડવા બાબત.

**(અ) જો સદરહુ સમન કાહાડતાં પેહેલાં, અથવા તે કાહાડયા પછી પણ તે શખસ હાજર થાય તેને માટે મુકરર કરેલા વખત પેહેલાં તે કોરટને એવું માનવાનું કારણ જણાય કે તે શખસ નાહાસી ગયો છે અથવા તે સમન નહિ માને તો; અથવા.**

**(બ) જોશદરહુ વખતે તે શખસ હાજર ન થાય અને તે સમન પ્રમાણે હાજર થવાનું તેનાથી બની શકે એવે વખતે તે સમન યોગ્ય રીતે બજાવ્યાની સાબિતી થાય અને એ પ્રમાણે હાજર નહિ થયા બાબત કાંઈ વાજબી કારણ આપવામાં ન આવે તો;**

**ટીકા—મુખત્યાર** છે માજીસ્ટ્રેટ બધા કેસમાં આ કલમ પ્રમાણે સાક્ષીદારને હાજર રાખવા માટે વારંટ કાઢવા બંધાએલ નથી બીસોનાથ ૩ વિ. રી. ૬૩ **માનવાનું કારણ જણાય** કે માજીસ્ટ્રેટને આ કલમ પ્રથમજ વખતે સમન કાઢવાને બદલે વારંટ કાઢવાનો અધીકાર યોગ્ય તપાસ કર્યા પછી જ્યારે માનવાનુ કારણ થાયકે–તેમ કરી શીવાય ધારેલો સખસ હાજર થશે નેહી. તોજ વારંટ કાઢી શકે–જેના ઉપર સમન નિકળી શકે તેમનાપર વગર તપાસે વારંટ કાઢવા માજીસ્ટ્રેટને અધીકાર આપવો એવો આ કલમનો ઇરાદો નથી. મહેશચંદ્ર ૪ બે. લો. રી. અપે. ૧ સમનને વારંટ બે પ્રોસેસો એકી વખતે ન કાઢવા સમનથી હાજર નહી થાય એમ માનવાનુ કારણ હોય તોજ વારંટ કાઢવુ ચંદ્રશીખરરાય વી. રાણી ૧૨ વિ. રી. ૧૮ સમનની બજાવણી બરાબર રીતે થઇ હતી એવુ સાબેત ન થાય ત્યા સુધી વારંટ કાઢી સકે નહી. અબદુલ રેહમાન વી. રાણી ૭ વિ. રી. ૩૭ બજોવેલા સમન્સનુ અપમાન કર્યું છે એવી જ્યાં સુધી કોર્ટને ખાત્રી ન થાય ત્યા સુધી વારંટ કાઢી શકે નહી ૧૪ વિ. રી. ૨૦

**૯૧. જે શખસના હાજર થવા સારૂ અથવા જે શખસને પકડવા સારૂ સમન અથવા વારંટ કાહાડવાનો કોઈ પણ કોરટના પ્રમુખ અમલદારને અધિકાર હશે તે શખસ જ્યારે સદરહુ કોરટમાં હાજર હોય, ત્યારે સદરહુ અમલદારને તે શખસને તે કોરટમાં હાજર થવા સારૂ જામીન સાથે અથવા જામીન વગર એક ખત કરી આપવાનું ફરમાવવાને મુખત્યાર છે.**

હાજર થવા સારૂ ખત લેવાનો અધિકાર

૯૨. આ કાયદા પ્રમાણે લીધેલા કોઈ પણ ખત પ્રમાણે જે શખસ કોઈ કોરટની આગળ હાજર થવાને બંધાયલો હોય તે શખસ એ પ્રમાણે હાજર ન થાય, ત્યારે સદરહુ કોરટનો પ્રમુખ અમલદાર વારંટ કહાડીને સદરહુ શખસને પકડીને પોતાની આગળ રજુ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે.

હાજર થવા બાબતના ખતનો કરાર તોડેથી પકડવા બાબત.

૯૩. સમન બાબત તથા વારંટ બાબત તથા તે કહાડવા બાબત તથા બજાવવા બાબત આ બાબ માંહેના ઠરાવો આ કાયદા પ્રમાણે કહાડેલા હરએક સમનને તથા પકડવાનાં દર એક વારંટને બની શકે તેટલે સુધી લાગુ પડશે.

આબાબ માંહેના ઠરાવો સમનોને તથા પકડવાનાં વારંટોને સામાન્ય રીતે લાગુ પાડવા બાબત.

**ટીકા**—કોઈ માણસને પોલીસના આગળ હાજર રાખવાના માટે જામીન ખત લખી લેવાનો પોલીસ અમલદારને આ કાયદા મુજબ અધીકાર નહી હોવાથી જામીન ખત મુળથી કાયદા વિરૂધ ગણાય છે અને તેમા ફેરફાર કરી નવી સરતો નાખાને માજીસ્ટ્રેટને અધીકાર નથી. ચંદ્રશીખર ઈ. લો. અ. ૧૧ ક. ૭૭

## બાબ ૭ મો.

### દસ્તાવેજો તથા બીજી જંગમ મિલકત રજુ કરવાની જરૂર પાડવા સારૂ તથા ગેરવાજબી રીતે કેદ કરેલા શખસોને શોધી કાઢવા સારૂ પ્રોસેસો બાબત,

### અ.—રજુ કરવા વિશે સમન.

૯૪. (૧) જ્યારે કોઈ પણ કોરટની, અથવા કલકત્તા અને મુંબાઈ એ શેહેરોની હદ બહાર કોઈ પણ જગામાં જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય એવા કોઈ પણ અમલદારની નજરમાં એમ આવે કે આ કાયદા પ્રમાણે પોતે અથવા પોતાની આગળ કોઈ પણ તપાસ અથવા ચોકસી અથવા ઇનસાફ અથવા બીજું કામ ચલાવવાના કારણ સારૂ કોઇ પણ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવી જરૂરની અથવા યોગ્ય છે. ત્યારે જે શખસના કબજામાં અથવા અખત્યારમાં સદરહુ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ છે એવું માનવામાં આવે તે શખસે સમન અથવા હુકમમાં લખેલે વખતે અને જગાએ તે દસ્તાવેજ અથવા બીજી વસ્તુ હાજર થઈને રજુ કરવી અથવા રજુ કરવી એવો તેને સમન કરવાને સદરહુ કોર્ટ અથવા એવો તેને લખેલો હુકમ કરવાને સદરહુ અમલદાર મુખત્યાર છે.

દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજું કરવા વિશે સમન.

(૨) જે શખસને ફક્ત કોઈ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવાની આ કલમ પ્રમાણે ફરમાવ્યું હોય તે શખસ તે દસ્તાવેજ અથવા બી-

જી વસ્તુ રજુ કરવા સારૂ જાતે હાજર થવાને બદલે તે રજુ કરાવે તો તે સદર હુ હુકમ પ્રમાણે ચાલ્યો છે એમ સમજવું.

**(૩) આ કલમ માંહેના કોઇ પણ મજકુર ઉપરથી સન ૧૮૭૨ના હિંદુસ્તાનના પુરાવાના આકટની ૧૨૩ મી તથા ૧૨૪ મી કલમોને બાધ આવે છે અથવા તે મજકુર ટપાલ ખાતાના અથવા તાર ખાતાના અધિકારીઓના હવાલામાં કોઈ કાગળ, પોસ્ટ કાર્ડ, તાર અથવા બીજો દસ્તાવેજ અથવા કોઈ પણ પારસલ અથવા વસ્તુ હોય તેને લાગુ પડે છે એમ સમજવું નહિ.**

**ટીકા—સુધારો** ફલાણી વખતે એ શબ્દોને બદલે સમનમા અથવા હુકમમા લખેલે વખતે એ શબ્દો તથા પેટા કલમ ૩ ની શરૂઆતમાં " આ કલમ માહેના કોઈ પણ મજકુર ઉપરથી " એ શબ્દો અને ૧૨૪ મી કલમોને એ શબ્દો પછી બાધ આવે છે અથવા તે મજકુર ટપાલ ખાતાના એ શબ્દો અને બીજો દસ્તાવેજ એ શબ્દો પછી અથવા કોઈ પણ પાર્સલ અથવા વસ્તુ અને તેને એ શબ્દ પછી લાગુ પડે છે એ શબ્દો નવા વધાર્યા છે.

**જરૂરની અથવા યોગ્ય છે.—**જે વસ્તુ મંગાવવી હોય તે વસ્તુનો સંબંધ યા લાગતુ વળગતુ ચોકશી અથવા તપાસ જાડે જોઇએ અથવા કામમા તેથી કાંઇ અજવાળુ પડે અથવા પુરાવાની સાંકળ મળે તેમ હોવુ જોઇએ તે મંગાવેલી વસ્તુ ચોકશીને એકંદરે ગેર લગતી હોય તોપણ જ્યાં સુધી એમ ધારવે કે ચોકશીને માટે જરૂરની તથા યોગ્ય છે તો કોર્ટને આ કલમ પ્રમાણે મંગાવવાનો અધીકાર છે. હૈદ્રાબાદ નિઝામ વી. જેકોબ ઇ. લો. રી. ૧૯ ક. ૫૨

દસ્તાવેજની ચોકશીમા જરૂર છે કે નહી એ માજીસ્ત્રેટે આ કલમ પ્રમાણે હુકમ કરતી વખતે અથવા ક. ૯૬ પ્રમાણે વારંટ કાઢતી વખતે ચુકવવી જોઇએ. મહમદ જકારીહ વી. અહમદ મહમદ ઇ. લો. રી. ૧૫ ક. ૧૦૯

**જે સખસના કબજામા અથવા અખતીયારમાં છે એવું માનવામાં આવે.** કોઇપણ સખસના કબજામાં અથવા અખતીઆરમાં કોઇ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ હોય ને તે તપાસમાં કે ચોકશી કે ઇનસાફી કામમાં મંગાવવી જરૂરની છે તથા યોગ્ય છે એમ માલમ પડેતો સમન તે રજુ કરવા માટે કાઢી શકાય છે. મહમદ વી. અહમદ મહમદ ઈ. લો. રી. ૧૫ ક. ૧૦૯. રાણી વી. જોગેશ્વર મોચી ઈ. લો. રી. ૩ ક. ૩૭૯ તથા મડારી ધરમશી ૧૨ મુ. હા. ક્રો. રી. ૨૧૭ ના કામમાં ગુન્હાવાળી મિલકત ત્રીજા પક્ષકારના કબજાની રજુ કરવા હુકમ ફરમાન કર્યો હતો ને મિલકતની વ્યવસ્થા કરવાના હુકમ ફરમાન કર્યા હતા. તેમજ ઈ. લો. રી. ૧૯ ક. ૫૨ મા અમુક ગર્વમેન્ટ કરનસી નોટ રજુ કરવા ફરમાવ્યું કે જેની બાબતમાં ખોટો ઉપયોગ કરવાનું કેહવામાં આવ્યું હતું જોકે કબજે રાખનારનું તે પરલીયન હતું તોપણ તેમાં ઠરાવ્યું કે—દરેક કોર્ટને અધીકાર છે અને તોહમતમા આવેલી કોઇ પણ મિલકત પ્રોસીડીંગ વખતે રોકી રાખી શકે છે.

કાગળો તથા તારો સંબંધી કેમ કરવું.

**૯૫. (૧) જો કોઇ પણ જીલ્લા માજીસ્ત્રેટના અથવા ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટના અથવા હાઈ કોરટના અથવા સેશન કોરટ ના મત પ્રમાણે સદરહુ હવાલા માંહેનો કોઇ પણ દસ્તાવેજ અથવા પારસલ અથવા વસ્તુ આ કાયદા પ્રમાણે કોઇ પણ તપાસ, ચોકસી, ઇનસાફ અથવા બીજું કામ ચલાવવાના કારણ સારૂ જોઈતી હોય, તો સદરહુ માજીસ્ત્રેટ અથવા કોરટ ફરમાવે તેવા શખસને સદરહુ દસ્તાવેજ, પારસલ અથવા વસ્તુ સ્વાધીન કરવાનું**

ટપાલ ખાતાના અથવા તાર ખાતાના જેમ હોય તેમ, અધિકારીઓને ફરમાવવા ને તે માજીસ્ટ્રેટ અથવા કોરટ મુખત્યાર છે.

(૨) જો બીજા કોઈ પણ માજીસ્ટ્રેટના અથવા કોઈ પણ પોલીસ કમિશનરના અથવા પોલીસના કોઈ પણ ડિસ્ટ્રિક્ટ સુપરિન્ટેન્ડન્ટના મત પ્રમાણે સદરહુ પ્રકારનો કોઇ દસ્તાવેજ અથવા પારસલ અથવા વસ્તુ સદરહુ પ્રકારના કોઇ પણ કારણ સારૂ જોઇતી હોય, તો સદરહુ જીલ્લા માજીસ્ટ્રેટનો, અથવા ચીફ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટનો અથવા કોરટનો હુકમ થતાં સુધી, સદરહુ દસ્તાવેજની, પારસલની અથવા વસ્તુની શોધ કરાવીને તે અટકાવી રાખવાનું ટપાલ ખાતાને અથવા તાર ખાતાને, જેમ હોય તેમ, ફરમાવવાને તે મુખત્યાર છે.

## બ—ઝાડો લેવાના વારંટ બાબત.

ઝાડો લેવાનું વારંટ ક્યારે કહાડવાનો અધિકાર છે.

**૯૬. (૧)** જે શખસને ૯૪ મી કલમ પ્રમાણે સમન અથવા હુકમ કર્યો હોય અથવા કરવાનો અધિકાર હોય અથવા જે શખસ ને ૯૫ મી કલમની પેટા કલમ (૧) પ્રમાણે ફરમાશ કરી હોય અથવા કરવાનો અધિકાર હોય તે શખસ સદરહુ સમનમાં અથવા ફરમાશમાં ફરમાવ્યા મુજબ દસ્તાવેજ અથવા વસ્તુ રજુ કરશે નહિ એવું માનવાનું કોઇ કોરટને કારણ હોય ત્યારે,

અથવા સદરહુ દસ્તાવેજ અથવા વસ્તુ ફલાણા શખસના કબજામાં છે એવું કોરટની જાણવામાં ન હોય ત્યારે,

અથવા આ કાયદા પ્રમાણે કોઇ પણ ચોકશી, ઈનસાફ અથવા બીજા કામની મતલબ સામાન્ય રીતે ઝાડો લેવાથી અથવા જઇને જોવાથી સરશે એવું કોરટની નજરમાં આવે ત્યારે,

તે કોરટ ઝાડો લેવાનું વારંટ કહાડવાને મુખત્યાર છે; અને જે શખસના નામનું સદરહુ વારંટ કર્યું હોય તે શખસ તે વારંટ મુજબ અને આ કાયદામાં આગળ કહેલા ઠરાવો મુજબ ઝાડો લેવાને અથવા જઇને જોવાને મુખત્યાર છે.

(૨) ટપાલ ખાતાના અથવા તાર ખાતાના અધિકારીઓના હવાલામાં કોઇ દસ્તાવેજ, પારસલ અથવા બીજી વસ્તુ હોય તે બાબત ઝાડો લેવાનું વારંટ આપવાનું જીલ્લા માજીસ્ટ્રેટ અથવા ચીફ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ શિવાય બીજા કોઈ માજીસ્ટ્રેટને આ કલમ માંહેના કોઈ પણ મજકુરથી અધિકાર છે એવું સમજવું નહિ.

**ટીકા—ઝાડો લેવાને તથા જઇને જોવાને**—જઇને જોવાને એ શબ્દ અમુક જગ્યાને માટે લાગુ છે પણ દસ્તાવેજ અથવા વસ્તુને માટે નથી ને આ વિચાર બરાબરછે એમ કલમ ૯૭ થી જણાયછે ને ક. ૯૪ કરતા આ કલમના શબ્દો બોહાળા અર્થ વાળા છે અહમદ જેકોરાહ વી. અહમદ મહમદ ઇ.લો. રી. ૧૫ ક. ૧૦૯ **ઝાડો લેવાનું વારંટ ક્યારે કાઢી શકાય.** ફરીયાદી હોય ને જેને કાયદા પ્રમાણે સોગન પર તપાસ્યો હોય ને વ્યાજબી આધાર વાળી ખબર ઉપરથી જો તેમની આગળ ચોકશીકે તપાસ સારૂ જરૂરની હોય તો માજીસ્ટ્રેટ ઝાડો લેવાનું વારંટ કાઢવાને મુખત્યારછે પ્રથમ દર્શનીક ચોકસી થતા સુધી કે ફરીયાદીના સાક્ષી તપાસી રેહવાય ત્યાસુધી વાટ જોવાની જરૂર નથી. રાણી વી. મહંત ત્રીપડીના ઈ. લો. રી. ૧૩ મ. ૧૯

રાધનપુર સંસ્થાનના એડમીનીસ્ટ્રેટરે અમદાબાદના ડીસ્ત્રીકટ પોલીસ સુપ્રીનટેનડેન્ટ-ન્ટ ઉપર તાર કર્યો કે–તે સંસ્થાનના ખજાનાના કેટલાક ભાગની ત્યાંથી ચોરી થઇ તે અમદાબાદ મધ્યે એક ઘરની અંદર આવેલછે એમ માનવાને કારણ છે તે પરથી શેહેરના પોલીસ ઇનિસપેક્ટરે સીટી માજીસ્ત્રેટ આગળ આ કલમ મુજબ અરજ કરી ઝાડો લેવાનુ વારંટ મેળવ્યુ. ઝડતીનુ વારંટ આપવાનો હુકમ રદ કરી ઠરાવ્યુકે–જે માહીતી ઉપરથીજ માત્ર માજીસ્ત્રેટ કાયદા પ્રમાણે ઝડતીનુ વારંટ આપી શકે તે માહીતી આ કાયદાની ક. ૧૫૧ મધ્યે જણાવેલીછે તે રીતે એટલે–( ૧ ) ફરીયાદ પરથી ( ક. ૪ અ તથા ક. ૨૦૦ની સરતો ) ( ૨ ) પોલીસ રીપોર્ટપરથી ( ક.૧૭૭ ) ( ૩ ) પોલીસ અમલદાર શીવાય બીજા સખસ પાસેથી મળેલી બાતમી પરથી ( ૪ ) પોતાની જાત માહેતી પરથી અથવા પોતાના શકપરથી. હરીલાલ જગજીવન બુચ મુ. હા. કો. ક્રી. રૂ. ૪૦થી ૮૯૭ **ક્યારે વારંટ કાઢી શકાય નહી.** હકુમતની બાહારના કોઇ માણસે ટેલીગ્રાફ કર્યો તે પરથી વારંટ કાઢવુ ન જોઇએ. હરીલાલ બુચ મુ. હા. કો. ક્રી. રૂ. ૪૦ સને ૧૮૯૭

જ્યારે ત્રીજા પક્ષકારના કબજામા મિલકત ચોરીની છે એવી તકરાર ન હોય તો તે રજુ કરાવવુ ફકત પુરાવાને માટે માગી શકાય. જેમા માલકીની તકરાર છે તેમા જપ્તીને માટે હુકમ કરવો નહી. ભાનજી ફુલાની અરજી બાબત મુ હા. કો. ક્રી. રૂ. ૧૬–૧૦–૯૩.

**દસ્તાવેજ માટે કાઢવાના વારંટ.** કાયદાથી વારંટ કાઢવાનો સલામતી ભરેલો રસ્તો આ પ્રમાણેછે. જે દસ્તાવેજ મંગાવવો અથવા જે બાબત ઝડતી લેવી હોય તે દસ્તાવેજ કીયો તે ખુલી રીતે બતાવવુ ( ૨ ) દસ્તાવેજની ચોકસીમા જરૂર છે ( ૩ ) ઝાડો લેવાનુ વારંટ કાઢતા ઇનસાફની રાહે વિચારવુ કે તે પ્રમાણે કરવાની જરૂર છે એવી હકીકત આવ્યા વગર કાઢવો નહી. વારંટમા બતાવેલ તે શીવાય બીજા દસ્તાવેજ કે વસ્તુ પકડવી નહી ને એવી રીતે ગેરકાયદે પકડી કોરટ આગળ લાવેલ તેમા ઠરાવ્યુકે—તે કોર્ટ આગળ બરાબર રીતે નથી ને તેથી તપાસવા હક નથી. અમુક વર્ષની ખાતા બુક રજુ કરવા વારંટ કાઢયુ ને તે પ્રમાણે ચોપડાને કાગલ રજુ કરવામા આવ્યા ફરીયાદીએ તપાસવા માગણી કરી જે માગણી સામે હરકત લીધી કે—કાયદો તપાસવા માટે પરવાનગી આપતો નથી તેમા ઠરાવ્યુકે—માજીસ્ત્રેટને તપાસવા દેવાનો અધીકાર છે પણ તે વારંટમા બતાવેલા ભાગના પુરતા તપાસવા દેવા મહેમદ જોહીરાહ વી. અહમદ મહમદ ઇ. લો. રી. ૧૫ ક. ૧૦૯.

**ઝડતી સામે હરકત.**—તાબાના પોલીસ અમલદારને તપાસ કરવા હુકમ કર્યો હોય પણ લેખી હુકમ ન આપ્યો હોય ને તે સામે અટકાવ કરે તો અટકાવ કરનાર ને પી. કો. ક. ૯૯ નો લાભ મળી શકતો નથી. રાણી વી. પ્રકટોકોટુ ઈ. લો. રી. ૧૯ મ. ૩૪૬. રાણી વી. વેંકઠરાવ શ્રીનીવાસ ૭ મુ. હા. કો. રી. ૫૦.

**૯૭.** **ફક્ત ફલાણી જગાનોજ અથવા તેના ફલાણા ભાગનોજ ઝાડો લેવો અથવા જઈને તે જોવો એવું કોરટ, જો પોતાને યોગ્ય લાગે તો, વારંટમાં લખી જણાવવાને મુખત્યાર છે; અને તે વારંટ બજાવવાનું કામ જે શખસને સોંપ્યું હોય તે શખસે પછી ફક્ત સદરહુ પ્રમાણે લખેલી જગાનોજ અથવા ભાગનોજ ઝાડો લેવો અથવા જઇને તે જોવો.**

વારંટની મર્યાદા બાંધવાનો અધિકાર.

૯૮. (૧) જો કોઈ જીલ્લા માજીસ્ટ્રેટને, પેટા ટુકડી માજીસ્ટ્રેટને, પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટને અથવા પેહેલાં વર્ગના માજીસ્ટ્રેટને ખબર મળ્યા ઉપરથી તથા તેની નજરમાં જરૂર જણાય તેવી ચોકશી કર્યા પછી એવું માનવાનું કારણ હોય કે ફલાણી જગા ચોરીની મિલકત મુકવા સારૂ અથવા વેચવા સારૂ વાપરવામાં આવે છે.

ફલાણા ઘરમાં ચોરીની મિલકત, બનાવટના દસ્તાવેજ વિગેરે છે એવો શક આવ્યો હોય તે ઘરનો ઝાડો લેવાબાબત.

અથવા બનાવટના દસ્તાવેજો, ખોટી મોહોરો, અથવા ખોટા સ્ટાંપ અથવા શિક્કા, અથવા ખોટા શિક્કા અથવા સ્ટાંપ બનાવવાનાં અથવા ખોટા દસ્તાવેજ બનાવવાના હથિયારો અથવા સામન મુકવા અથવા વેચવા અથવા બનાવવા સારૂ વાપરવામાં આવે છે,

અથવા ફલાણી જગાએ કોઇ પણ બનાવટના દસ્તાવેજો, ખોટી મોહોરો અથવા ખોટા સ્ટાંપ અથવા શિક્કા, અથવા ખોટા શિક્કા અથવા સ્ટાંપ બનાવવા માટે અથવા ખોટા દસ્તાવેજ બનાવવા માટે વાપરવાનાં હથિયારો અથવા સામન રાખવામાં અથવા મુકવામાં આવ્યાં છે,

તો કાનસ્ટેબલના કરતાં ઊંચા દરજ્જાના કોઇ પણ પોલીસ અમલદારને તે પોતાના વારંટથી હેઠળ લખ્યા પ્રમાણે અધિકાર આપવાને મુખત્યાર છે—

(અ) જેટલી મદદ જોઇએ તેટલી મદદ લઈને સદરહુ જગામાં પેસવાને તથા

(બ) વારંટમાં લખેલી રીતે તે જગાનો ઝાડો લેવાને તથા

(ક) કાંઇ મિલકત, દસ્તાવેજો, મોહોરો સ્ટાંપ અથવા શિક્કા તે જગાએ જડે, અને તે મિલકત ચોરીની છે અથવા ગેરકાયદેસર મેળવેલી છે અથવા તે દસ્તાવેજો બનાવટના છે અથવા તે મોહોરો ખોટી છે અથવા તે સ્ટાંપ અથવા શિક્કા ખોટા બનાવેલા છે એવો તેને શક આવે તો તે મિલકતનો દસ્તાવેજોનો, મોહોરોનો, સ્ટાંપનો અથવા શિક્કાઓનો અને વળી સદરહુ પ્રકારનાં કાંઈપણ હથિયારોનો તથા સામનનો કબજો લેવાને, તથા

(ડ) સદરહુ મિલકત, દસ્તાવેજો, મોહોરો, સ્ટાંપ, શિક્કા હથિયારો અથવા સામન કોઇ માજીસ્ટ્રેટની આગળ લઈ જવાને, અથવા જ્યાં સુધી ગુન્હેગારને માજીસ્ટ્રેટની આગળ લઈ જવામાં આવ્યો ન હોય ત્યાં સુધી તેજ જગાએ સંભાળી રાખવાને અથવા કોઇ નિરભય જગાએ તેની બીજી રીતે વ્યવસ્થા કરવાને, તથા

(ઇ) સદરહુ પ્રકારની કોઈ મિલકત ચોરેલી છે અથવા બીજી રીતે ગેરકાયદેસર મેળવેલી છે, અથવા સદરહુ દસ્તાવેજો, મોહોરો, સ્ટાંપ, શિક્કા, હથિયારો અથવા સામન ખોટો બનાવેલો છે, અથવા સદરહુ હથિયારો અથવા સામન ખોટા શિક્કા અથવા સ્ટાંપ બનાવવા માટે અથવા ખોટા દસ્તાવેજ બનાવવા માટે વાપરેલો છે અથવા વાપરવા માટે યોજેલો છે, એવું જાણ્યા છતાં અથવા એવો શક લાવવાને વાજબી કારણ છતાં ફલાણા શખસે સદરહુ પ્રકારની મિલકત દસ્તાવેજો, મોહોરો, સ્ટાંપ, શિક્કા, હથિયારો અથવા સામન

મુકવામાં વેચવામાં અથવા બનાવવામાં અથવા રાખવામાં અંદર-ખાનેથી ભાગ લીધેલો છે એવું જણાય તેવો જે શખસ સદરહુ જગાએ માલમ પડે તે સખસને પેહેરામાં લેવાને તથા કોઈ માજીસ્ટ્રેટની આગળ લઈ જવાને.

(૨) આ કલમ માંહેના ઠરાવો—

(અ) ખોટા શિક્કા બદ્દલ,

(બ) ખોટા છે એવો શક આવેલા શિક્કા બદ્દલ, અને

(ક) ખોટા શિક્કા બનાવવાનાં હથિયાર અથવા સામાન બદ્દલ,

જેટલે દરજ્જે લાગુ પાડી શકાય તેટલે દરજ્જે નીચે લખેલી બાબતોને અનુક્રમે લાગુ પડશે એમ સમજવું. એટલે—

(અ) સન ૧૮૮૯ ના ધાતુના પ્રતિ નાણાં બાબતના આકટ વિરૂધ્ધ બનાવેલા ધાતુના કકડાને, અથવા સન ૧૮૭૮ ના જળમારગની કસ્ટમના આકટની ૧૯મી કલમ મુજબ વિદ્યમાન કાળે અમલમાં હોય એવી હરકોઈ જાહેરખબર વિરૂધ્ધ બ્રિટિશ હિંદુસ્તાનમાં આણેલા ધાતુના કડકાને,

(બ) સદરહુ પ્રમાણે બનાવેલા છે અથવા સદરહુ પ્રમાણે બ્રિટિશ હિંદુસ્તાનમાં આણેલા છે એવો શક આવેલો અથવા સન ૧૮૮૯ ના ધાતુના પ્રતિ નાણાં બાબતના આકટ વિરૂધ્ધ બાહાર પડવાનો ઇરાદો છે એવા ધાતુના કકડાને અને

(ક) સદરહુ આકટ વિરૂધ્ધ ધાતુના કકડા બનાવવાના હથિયાર અથવા સામાનને.

ટીકા—આ કલમની પેટા રકમ (૨) નવીન વધારેલ છે.

૯૯. જે કોરટે ઝાડો લેવાનું વારંટ કહાડયું હોય તે કોરટની હકુમતની સ્થાનિક હદની બાહાર કોઇપણ જગાએ તે વારંટ બજાવતાં જે વસ્તુઓને માટે ઝાડો લેવામાં આવે તેમાંની કોઈપણ વસ્તુઓ જડે, ત્યારે સદરહુ વસ્તુઓ તેમજ આ કાયદામાં આગળ કહેલા ઠરાવો મુજબ તે વસ્તુઓની તઈયાર કરેલી ટીપ તાબડતોબ તે વારંટ કાહાડનારી કોરટની આગળ લઈ જવી, પણ સદરહુ જગા તે કોરટ કરતાં જે માજીસ્ટ્રેટને તે જગામાં હકુમત હોય તે માજીસ્ટ્રેટની વધારે નજીક હોય તો, તે ટીપ અને તે વસ્તુઓ સદરહુ માજીસ્ટ્રેટની આગળ તાબડતોબ લઈ જવી; અને જો વિરૂધ્ધ પડતું પાકું કારણ ન હોય તો સદરહુ માજીસ્ટ્રેટે હુકમ કરીને તે ટીપ તથા વસ્તુઓ સદરહુ કોરટની પાસે લઇ જવાનો અધિકાર આપવો.

હકુમતની બાહાર ઝાડો લેતાં જડેલી વસ્તુઓની વ્યવસ્થા.

ટીકા—માજીસ્ટ્રેટની આગળ "તાબડતોબ" એ શબ્દો નવીન ઉમેર્યા છે.

## ક.—ગેરવાજબી રીતે કેદ કરેલા સખસોની સોધ કરવા બાબત.

૧૦૦ જો કોઇપણ પ્રેસિડેન્સિ માજીસ્ટ્રેટને અથવા પેહેલા વરગના માજીસ્ટ્રેટને અથવા પેટાતુકડી માજીસ્ટ્રેટને એવું માનવાનું

ગેરવાજબી રીતે કેદ કરેલા સખસો માટે ઝાડો લેવા બાબત.

કારણ હોય કે કોઇપણ સખસને એવી રીતે અટકાયતમાં રાખ્યો છે કે જેથી કરીને એ પ્રમાણે અટકાયતમાં રાખવાનું કૃત્ય ગુન્હો થાય છે તો ઝાડો લેવાનું વારંટ કાહાડવાને તે મુખ્ત્યાર છે અને જે સખસના નામનું તે વારંટ કાઢવામાં આવે તે શખસને સદરહુ પ્રમાણે કેદ કરેલા શખસ માટે ઝાડો લેવાનો અધિકાર છે; અને તે વારંટ મુજબ સદરહુ ઝાડો લેવો અને જો તે શખસ જડે તો તેને કોઈ માજીસ્રેટની આગળ તાબડતોબ લઇ જવો, અને તે કામની હકીકત ઉપરથી યોગ્ય જણાય એવો હુકમ તે માજીસ્રેટે કરવો.

ટીકા—અટકાયતમા રાખ્યો છે. સગીર ઉમરનાને ગેરકાયદે અટકાયતમા રાખ્યો છે એવુ માનવાને કારણ નહોયતો આ કલમ મુજબ વારંટ કાઢવાને બંધાએલ નથી. મુકતાબાઈ મારતંડ મુ. હા. કો. કો. ક્રી. રૂ. ૩૦–૧–૯૬

## ડ.—ઝાડો લેવા સંબંધી સામાન્ય ઠરાવો.

ઝાડો લેવાનાંવારંટો કોના નામનાં કરવાં વિગેરે

૧૦૧ ૪૩મી, ૭૫મી, ૭૭મી, ૭૯મી, ૮૨મી, ૮૩મી, અને ૮૪મી, કલમોના ઠરાવો જેટલે સુધી બની શકે તેટલે સુધી, ૯૬ મી, ૯૮મી, અથવા ૧૦૦ મી કલમ પ્રમાણે કહાડેલાં સઘળાં ઝાડો લેવાનાં વારંટોને લાગુ છે એવું સમજવું.

બંધ કરેલી જગા જે શખસોના હવાલામાંહોય તેઓએ ઝાડો લેવા દેવો.

૧૦૨ (૧) આ બાબત પ્રમાણે જે જગા ઝાડો લેવાને અથવા જઇને જોવાને પાત્ર હોય તે જગા બંધ હોય ત્યારે જે સખસ તે જગામાં રહેતો હોય અથવા જે શખસના હવાલામાં તે જગા હોય તે શખસે વારંટ બજાવનારા અમલદારની અથવા બીજા શખસની માગણી ઉપરથી તથા વારંટ રજુ કરયા ઉપરથી તે અમલદારને અથવા બીજા શખસને તે જગાની અંદર વગર હરકતે જવા દેવો, તથા ત્યાં શોધ કરવો જેમ સેહેલ પડે તેવા સઘળા ઘટતા ઉપાયો કરી દેવા.

(૨) જો સદરહુ જગાની અંદર સદરહુ પ્રમાણે જવા દેવામાં ન આવે, તો વારંટ બજાવનારો અમલદાર અથવા બીજો સખસ ૪૮મી કલમથી ઠરાવેલી રીતે ચાલવાને મુખત્યાર છે.

(૩) જ્યારે સદરહુ જગાની અંદર અથવા સદરહુ જગાની પાસે હોય એવો કોઈપણ શખસ જે વસ્તુનો શોધ કરવો જોઇયે એવી કોઇપણ વસ્તુ પોતાના શરીર ઉપર સંતાડે છે એવો વાજબી શક આવે ત્યારે, સદરહુ શખસનો ઝાડો લેવાને અધિકાર છે. જો એવો શખસ કોઈ બાયડી હોય તો ૫૨ મી કલમ માંહેના હુકમ પ્રમાણે અમલ કરવો જોઇયે,

ટીકા—આ કલમમા "જગાની અંદર" એ શબ્દો પછી "વગર હરકતે" એ શબ્દો તથા પેટા કલમ ૩ નવા વધારેલા છે.

ઝાડો લેવો તે સાહેદોની સમક્ષ લેવો.

૧૦૩. (૧) આ બાબ પ્રમાણે ઝાડો લેતાં પેહેલાં, ઝાડો લેવા જનારા અમલદારે અથવા બીજા શખસે જે જગાનો ઝાડો લેવો હોય તે જગા જે લત્તામાં આવેલી હોય તે લત્તાના બે અથવા વધારે આબરૂદાર રેહેવાસીઓને ઝાડો લેતી વ-

ખતે હાજર રેહેવા તથા તે જોવા સારૂ બોલાવવા.

(૨) તે ઝાડો તેઓની સમક્ષ લેવો, અને તે ઝાડો લેતી વખતે જપ્ત કરેલી સઘળી વસ્તુઓની તથા જે જે જગાએ તે વસ્તુઓ જડી હોય તે તે જગાઓની એક ટીપ સદરહુ અમલદારે અથવા બીજા શખસે તૈયાર કરવી અને તેની ઉપર સદરહુ સાહેદોએ સહી કરવી; પણ આ કલમ પ્રમાણે લેવાતો ઝાડો જોનારા કોઇ પણ શખસને કોરટે ખસુસ સમન કર્યો નહિ હોય તો તેને કોરટમાં શાહેદ દાખલ હાજર થવાનું ફરમાવવું નહિ.

ઝાડો લેવાની જગાનો ભોગવટો કરનારને હાજર રહેવાનો અધિકારછે.

(૩) ઝાડો લેવાની જગાનો ભોગવટો કરનારાને અથવા તેની તરફથી કોઇ શખસને દરેક પ્રસંગે, ઝાડો લેવાતો હોય ત્યારે હાજર રેહેવા દેવો, અને સદરહુ ભોગવટો કરનારો અથવા સદરહુ શખસ કહે એટલે તેને આ કલમ પ્રમાણે તૈયાર કરેલી ટીપની એક નકલ સદરહુ શાહેદોની સહી કરાવીને સ્વાધીન કરવી.

(૪) જ્યારે કોઈ શખસનો ૧૦૨ જી કલમની પેટા કલમ (૩) પ્રમાણે ઝાડો લેવામાં આવે ત્યારે, કબજામાં લીધેલી સઘળી વસ્તુઓની એક ટીપ તૈયાર કરવી અને તેની નકલ તે શખસો માગે તો આપવી.

**ટીકા**—પારેગ્રાફ ૪થો નવીન છે. **જે જગાનો ઝાડો લેવો હોય.** જગા એ શબ્દમા ગાડાનો સમાવેશ થતો નથી. ને તેથી ગાડાનો ઝાડો લેવો હોય ત્યારે આ કલમના ઠરાવો લાગુ પડતા નથી. મુ. સરકાર વી. મકન ખોસાલ મુ. હા. કો ક્રી. રૂ. તા ૧૫–૬–૮૫

**બે અથવા વધારે** આ કલમ પ્રમાણે ચાલનાર અમલદાર શીવાય બીજા સખસે ઝડતી લેતી વખત હાજર રહેવાના સખસો પસંદ કરવા એવો કાંઈ આ કલમનો ઇરાદો નથી. રાણી વી. રામન ઇ. લો. રી. ૨૧ મ. ૮૩

પોલીસ અમલદારે બે માણસો રાખ્યા શીવાય ઝડતી લેવા ઇરાદો કર્યો તેથી સામે થવાનો કે હરકત કરવાનો હક નથી ને તેથી પી. કો. ક. ૩૫૩ મુજબ સજા કરવાને પણ હરકત નથી. રાણી વી પકોટકોટુ ઇ. લો. રી. ૧૯ મ. ૩૪૯.

## ઇ—પરચુરણ.

રજુ કરેલો દસ્તાવેજ વિગરે અટકાવી રાખવાનો અધિકાર.

**૧૦૪.** આ કાયદા પ્રમાણે પોતાની આગળ રજુ કરેલા હરકોઇ દસ્તાવેજને અથવા વસ્તુને, પોતાને યોગ્ય લાગે તો, અટકાવી રાખવાને હરકોઇ કોરટ મુખત્યાર છે.

**ટીકા**—આગ્રાના ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટે પ્રેસીડેન્સી માજીસ્ત્રેટને તાર કર્યો કે–ડ. નામના સખસ ક જે મુંબાઇમા રહે છે તેના હીસાબી ચોપડા પકડી તેમને મોકલવા ડ. પર રજુ કરવા સમન કર્યો અને જ્યારે તેણે રજુ કર્યો ત્યારે તે પકડી આગ્રે મોકલ્યા તેથી આ કાયદાની ક. ૯૬–૯૯ પ્રમાણે તેમા ઠરાવ્યુંકે—ઝાડો લેવાનુ વારંટ નથી તેથી ક. ૯૬–૯૯ લાગુ પડતી નથી અને માજીસ્ત્રેટને રજુ કરવા સમન કરવાનો અધીકાર નોતો ક. ૧૦૪ લાગુ પડતી નથી ને હકુમતની બાહાર મોકલ્યા તે કાયદેસર કર્યું નથી. પરમાનંદ કેશવજીની અરજી બાબત મુ. હા. કો. ક્રી. રૂ. નં ૨ સને ૧૮૯૭.

૧૦૫. જે જગાનો ઝાડો લેવા સારૂ વારંટ કાહાડવાનો પોતાને અખત્યાર હોય તે જગાનો ઝાડો પોતાની સમક્ષ લેવાનું ફરમાવવાને હરકોઇ માજીસ્ત્રેટ મુખત્યાર છે.

માજીસ્ત્રેટ પોતાની સમક્ષ ઝાડો લેવાનું ફરમાવવાને મુખત્યાર છે.



# ભાગ ૪ થો.

### ગુન્હા અટકાવવા બાબત.

## બાબ ૮ મો.

### સુલેહ રાખવા સારૂ તથા સારી રીતે ચાલવા સારૂ તારણ બાબત.

### અ.—ગુન્હો ઠર્યા ઉપરથી સુલેહ રાખવા સારૂ તારણ.

૧૦૬. (૧) જ્યારે હંગામો, હુમલો અથવા સુલેહનો ભંગ કરવાનું, અથવા તેમાં મદદગારી કરવાનું, અથવા તેમ કરવાના સારૂ ઇરાદાથી હથીયારવાળા માણસોને એકઠાં કરવાનું અથવા કાયદાવિરૂદ્ધ બીજા ઉપાયો કરવાનું, અથવા સાપરાધ ધમકી આપવાનું તોહોમત જે શખસની ઉપર આવ્યું હોય તે શખસની ઉપર કોઈ હાઇકોરટની આગળ, સેસન કોરટની આગળ અથવા પ્રેસિડેન્સી માજીસ્ત્રેટની, જીલ્લા માજીસ્ત્રેટની પેટા તુકડી માજીસ્ત્રેટની અથવા પેહેલા વર્ગના માજીસ્ત્રેટની કોરટની આગળ તે ગુન્હો ઠરે.

ગુન્હો ઠર્યા ઉપરથી સુલેહ રાખવા સારૂ તારણ.

અને તે કોરટનો એવો અભિપ્રાય હોય કે, સુલેહ રાખવા સારૂ ખત કરીને આપવાનું સદરહુ શખસને ફરમાવવાની જરૂર છે,

ત્યારે સદરહુ કોરટ તે શખસની ઉપર શિક્ષાનો હુકમ કરતી વખતે ત્રણ વર્ષ કરતાં વત્તી ન હોય એવી જે મુદત તે કોરટ મુકરર કરવાનું યોગ્ય ધારે તે મુદતસુધી સુલેહ રાખવા સારૂ, જામીન સાથે કે વગર જામીને, તેની સ્થીતીને ઘટતી રકમનું ખત કરી આપવાનો તે શખસને હુકમ કરવાને મુખત્યાર છે.

(૨) અપીલ ઉપરથી અથવા બીજી કોઇ રીતે જે ગુન્હો શાબિત થયાનો ઠરાવ રદ થાય તો એ પ્રમાણે કરી આપેલું ખત રદ થશે.

(૩) તેમજ આ કલમ મુજબ હુકમ, કોઈ પણ અપેલેટ કોરટને અથવા હાઇકોરટ જ્યારે પોતાની તપાસણીના અધિકાર ચલાવતી હોય ત્યારે તેને કરવાનો અખત્યાર છે.

ટીકા—શરીરને અથવા મીલકતને નુકશાન કરવાનો ડર દેખાડીને એ શબ્દો હતા તે શબ્દો કાઢી નાંખ્યા છે. પેટા ક. ૩ તદન નવીન છે. **હંગામો હુમલો અથવા સુલેહનો ભંગ કરવાનું** મનુષ જાતના શરીરને અસર કરતા ગુન્હાઓને આ કલમ લાગુ પડતી નથી પણ લોકોની સુલેહ વિરૂધના ગુન્હા જેવા કે હંગામો ફક્ત હુમલો અને સુલેહનો ભંગ એવા ગુન્હાઓને લાગુ પડે છે તેથી પી. કો. ક. ૩૨૫ ના ગુન્હા માટે ગુન્હેગાર ઠરાવી સુલેહ રાખવાના જામીન માગેલા તેમા સુલેહ રાખવાની જામીન બાબતનો હુકમ રદ કર્યો રાણી વી. કનીયા. ૪નો. પ્રો. ૧૫૪

**તે કોર્ટનો** થર્ડ કલાસ માજીસ્ટ્રેટે તોહમતદારને ગુન્હેગાર ઠરાવ્યો ને શીક્ષા કરી ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ તરફ કેસ મોકલી ભલામણ કરી કે આ કલમ મુજબ તેનુ ખત લેવુ જોઇએ ને તે પ્રમાણે લેવા ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટે હુકમ કર્યો ઠરાવ્યુ કે ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટનો હુકમ ગેરકાયદે છે અને તે રદ કર્યો આ કલમ પ્રમાણે જામીન લેવાનો હુકમ કલમમા બતાવેલા માજીસ્ટ્રેટો ગુન્હેગાર ઠરાવે ત્યારેજ થાય સજા જે કોર્ટે કરી હોય તેજ કરી શકે મહમુદી વી. અજીસેખ ઈ. લો. રી. ૨૧ ક. ૬૨૨.

**શીક્ષાનો હુકમ કરતી વખતે** આ કલમ મુજબ શુલેહ રાખવાના જામીન લેવાનો હુકમ શીક્ષાની સાથે કરવો જોઇએ. રાણી વી. પાવેલ ૩ નો વે. પ્રે. ૮૬ રાણી વી. કનૈયા ૪ નો વે. પ્રે ૧૫૪. આ કલમમાં જે ગુન્હા લખ્યા છે. તે સાબીત થાય તોજ આ કલમનો અમલ થઈ શકે. હરકુમારી દેસીયા ૨૪ વિ. રી. ૧૦ અબદુલ હક ૨૦ વિ. રી. ૫૭ સાબીત ન થાય તો આ કલમ મુજબ ફરમાવી શકાય નહી. શાહએદી વી. કુરાન ૨૧ વિ. રી. ૩૭. આ કલમ પ્રમાણે ફેસલો કરતી વખતે હુકમ કરવો રહી ગએલ હોય તો ક. ૧૦૭ પ્રમાણે કામ ચલીવવું. ગોવીંદ સુબદ્દી ૧૫ વિ. રી. ૫૬.

તોહમતદારો સામે જે ચાર્જ મુકવામાં આવ્યા હતા તેમાં નિરદોષ ઠરાવી છોડી મુકેલા તેમ છતા જામીન માગ્યા તે હુકમ ખોટો ઠરાવ્યો. દીલુસીંગ વી. ઉત્તમસીંગ ૨૨ વિ. રી. ૯ આ કલમમાં જે સુધારો થયો તેથી રાણી વી. રઘુબાર ઈ. લો. રી. ૨ અ. ૩૫૧ તથા અપીલ કોર્ટના અખતીઆર સંબંધી બીજા થએલા નકામાં છે.

હંગામાના કેસમાં કેદી તરફના સાક્ષીઓ જે હંગામાની જગાએ હાજર હોવાનું કબુલ કર્યાથી તોહમતદારોને ગુન્હેગાર ઠરાવી તોહમતદારના તથા સાક્ષીના જામીન લેવા હુકમ કર્યો. ઠરાવ્યું કે—સાક્ષીઓ પાસેથી લેવાનો જે હુકમ છે તે કાયદા વિરૂધ છે. રાણી વી. કાદરખાન ઈ. લો. રી. ૫ મ. ૩૮૦.

સાપ્રાધપ્રવેશના ગુન્હામાં આ કલમ મુજબ જામીન લેવા હુકમ કર્યો તે હાઇકોરટે એવા કારણથી બહાલ રાખ્યો કે—પુરાવાપરથી તોહમતદારની વર્તણુકપરથી સુલેહના ભંગનો ઈરાદો સ્પષ્ટ રીતે માલમ પડવાથી કાયદા વિરૂધ નથી. જ્યાંસુધી તોહમતદારની ચાલચલગત ઉપરથી જામીન લેવાની અગત્ય છે એવું ન ઠરાવે ત્યાંસુધી લઇ શકાય નહિ. રાણી વી. ઉમદાખાન ૩ ક. લો. રી. ૭૨.

## બ. બીજા કામોમાં સુલેહ રાખવા સારૂ તથા સારી રીતે ચાલવા સારૂ તારણ.

બીજા કામોમાં સુલેહ રાખવા સારૂ તારણ.

**૧૦૭. (૧) જ્યારે કોઈ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટને, જીલ્લા માજીસ્ટ્રેટને, પેટાતુકડી માજીસ્ટ્રેટને અથવા પેહેલા વર્ગના માજીસ્ટ્રેટને એવી ખબર મળે કે ફલાણો શખસ સુલેહનો ભંગ કરશે અથવા લોકની સમાધાનીનો ભંગ કરશેએવો સંભવ છે, અથવા જેથી સુલેહનો ભંગ ઘણું કરીને થાય અથવા લોકની સમાધાનીનો ઘણું કરીને ભંગ થાય એવું કાંઈ પણ ગેરવાજબી કામ કરશે એવો સંભવ છે, ત્યારે એક વર્ષ કરતાં વત્તી ન હોય એવી જે મુદત સદરહુ માજીસ્ટ્રેટ મુકરર કરવાનું યોગ્ય ધારે તે મુદત સુધી સુલેહ રાખવા સારૂ, જામીન સાથે કે વગર જામીને, એક ખત કરી આપવાનો હુકમ સદરહુ શખસને શા સારૂ ન કરવો જોઇયે તેનું કારણ બતાવવાનું તે શખસને, આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે, ફરમાવવાને સદરહુ માજીસ્ટ્રેટ મુખત્યાર છે.**

(૨) જે શખસની સામે ખબર આપી હોય તે શખસ અથવા જે જગાએ સુલેહનો ભંગ અથવા ફિશાદ થવાની ધાશતી હોય તે જગા એવા માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાં ન હોય તો આ કલમ પ્રમાણે કામ ચલાવવામાં આવશે નહીં, અને કાંઇ પણ કામ ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ અથવા જીલ્લા માજીસ્ત્રેટ શિવાય બીજા કોઈપણ માજીસ્ત્રેટની આગળ ચલાવવું નહીં, પણ જે શખસની સામે ખબર આપી હોય તે શખસ તથા જે જગામાં સુલેહનો ભંગ અથવા ફિસાદ થવાની ધાસ્તી હોય તે જગા એવા માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાં હોય તો તે માજીસ્ત્રેટની આગળ કામ ચલાવવાને હરકત નથી.

પેટા કલમ (૧) પ્રમાણે ચાલવાનો જે માજીસ્ત્રેટને અધિકારન હોય તેણે તેમ કરવું

(૩) કલમ (૧) પ્રમાણે કામ ચલાવવાનો જે માજીસ્ત્રેટને અધિકાર ન હોય તે માજીસ્ત્રેટને એવું માનવાનું કારણ હોય કે ફલાણો શખસ સુલેહનો ભંગ અથવા લોકની સમાધાનીનો ભંગ અથવા જેથી સુલેહનો ભંગ અથવા લોકની સમાધાનીનો ભંગ ઘણું કરીને થાય એવું કાંઇ ગેરવાજબી કામ કરશે એવો સંભવ છે, અને સદરહુ શખસને પેહેરામાં અટકાવી રાખ્યાવગર બીજી રીતે તે સુલેહના ભંગનો અટકાવ થઇ શકવાનો નથી, ત્યારે ( જો તે શખસ પેહેરામાં અથવા કોરટની આગળ આવી ચુકયો ન હોય તો ) તેને પકડવા માટે પોતાનાં કારણો લખીને વારંટ કહાડવાનો, તથા તે મુકદમાની તજવીજ કરવાનો જે માજીસ્ત્રેટને અધિકાર હોય તેની આગળ ને શખસને પોતાનાં કારણોની યાદીની એક નકલસહીત મોકલવાનો, સદરહુ માજીસ્ત્રેટને અથવા કોરટને અખત્યાર છે.

(૪) આ કલમ પ્રમાણે જે માજીસ્ત્રેટની આગળ કોઇ શખસને મોકલ્યો હોય તે માજીસ્ત્રેટ આ કાયદામાં આગળ કહેલી ચોકશી પુરી થતાં સુધી પોતાની નજરમાં આવે તો તે શખસને અટકાવી રાખવાને મુખત્યાર છે.

**ટીકા—ખબર મળે કે**—કોર્ટની બાહાર ગમે તેવા આબરૂદાર માણસની સાથે વાત કરવી ને તે ઉપરથી આ કલમ મુજબ અથવા ક. ૧૧૦ મુજબ કામ ચલાવવાનો હુકમ કરવો તે કાયદેસર ને યોગ્ય ગણાય નહી. રાણી વી. બાબુ ઈ. લો. રી. ૬ અ. ૧૩૨. સુલેહ રાખવા માટે તેને ખતથી કેમ બાંધી ન લેવો તેનું કારણ બતાવવાને સમન કાઢતા પેહલા માજીસ્ત્રેટ માને તેવી ભરૂસાપાત્ર ખબર કે રીપોર્ટ માજીસ્ત્રેટને મળવો જોઇએ. રાણી વી. ઉમદાખાન ૩ ઈ. લો. રી. ૭૨. આ કલમમાં બતાવેલી ખબર સ્પષ્ટ અને મુકરર માણસ વિશે હોવી જોઇએ અને જે માણસપર પ્રોસેસ કાઢવાનું હોય તે માણસને ખરેખરી લાગુ પડે અને કામની હકીકતનો હેવાલ આપે એવી હોવી જોઇએ કે જેથી કરીને તે માણસને શું સાબીત કરવાનું છે તેની ખબર માલમ પડે. જયપ્રકાશ બાલની બાબત ઇં. લો. રી. ૬ અ. ૨૬.

ખાનગી માણસ કાંઇ સોગનપર ન બતાવે તો તે માનવા લાયક ખબર ન ગણાય. માજીસ્ત્રેટનો રીપોર્ટ માનવા લાયક ખબર ગણાય. રાણી વી. જીવનજી લીમજી ૬ મુ. હા. કો. રી. ૧

કોઇ ફરીયાદીએ બતાવેલું કે—સામાવાળો ગમે તે વખતે પોતાના જાન માલ ઉપર પ્રયત્ન કરશે એવી આશા રાખવામા આવે છે તે હકીકત માજીસ્ત્રેટ માને તો તે માનવા લાયક ખબર ગણાય છે. રાણી વી. ક્રીસ્ટોનદ્રોરાય ૭ વિ. રી. ૩૦ તારીનીકંતલાહોરી ૮ વિ. રી. ૭૯

જે માણસોને મુચરકો લખી આપવાનો હુકમ કરવામાં આવ્યો છે તે માણસોથી સુલેહનો ભંગ થવાનો સંભવ હતો અથવા એવું કાંઈ કૃત્ય થવાનો સંભવ હતો કે જેથી સુલેહ-નો ભંગ થવાનો પ્રસંગ થાય એવી માનવા લાયક ખબર માજીસ્ટ્રેટને મળી હતી એવું સ્પષ્ટ રીતે તેના હુકમમાં માલમ પડવું જોઇએ. બીરેશરીપ્રસાદની બાબત ૬ વિ. રી. ૯૩. સુલેહનો ભંગ કોઇ માણસથી થવા સંભવછે એવી કાંઇ પણ ફરીયાદ તેની સામે થયા શીવાય અને તે બાબતનો કાંઇ પણ પુરાવો લીધા શીવાય બીજા કેસ પરથી પોતાની મેળે માનેલુકે-સુલેહનો ભંગ થશે તેટલા પરથી જામીન લેવા હુકમ કરેલ તેમાં ઠરાવ્યુ કે—માજીસ્ટ્રેટ અધીકાર ઉપરાંત વર્ત્યો છે ને તેથી હુકમ રદ કર્યો બ્રોજેનદ્રકુમાર ૧૭ વિ. રી. ૩૫. કોઈ ફરીયાદ અથવા સોગન પુર્વક આપેલી જુબાની પરથી અરજીને ટેકો ના મલતો હોયતો માનવા લાયક ખબર ગણી શકાય નહી કે જેથી તેની પાસે સુલેહ રાખવાના જામીન માગી શકાય ચમારો મેલો ૮ વિ. રી. ૮૫. માજીસ્ટ્રેટનો રીપોર્ટ એ માનવા લાયક ગણાય ? અને તે ઉપરથી મુચરકા માટે બોલાવી શકાય. નેલીકલ અડથીલ ઇટ પંગી અચેત. ૫ મ. હા. કો. રી. ૨૪૦ પોલીસ અમલદારનો રીપોર્ટ એ માનવા લાયક ખબર ગણાય બીન દાબનો શાહનો. ૧૦ વિ. રી. ૪૧.

**ભંગ કરશે એવો સંભવ** છે પુરાવો એવો હતો કે-તોહમતદારો અંદર અંદર લઢયા અને એક બીજાનાપર હુમલા કર્યા તે કામમા જામીન લેવા હુકમ કર્યો તે હાઇ કોરટે રદ કર્યો રાણી વી. બટક ક. વિ. નોટ સ. ૧૮૮૪ પા. ૫૪ રાણી વી. કેદારનાથ ૭ નો. વે. પ્રો. પા. ૨૩૩ મા સ્પેન્હીન્ડજે જણાવેલુ કે—આ કલમ પ્રમાણે ચાલતા માજીસ્ટ્રેટને થોડી વારમા સુલેહનો ભંગ થશે તેવુ માલમ પડવુ જોઇએ. ખત લેવાના હેતુ થોડીવારમા સુલેહના ભંગ પક્ષકારો વચે થતો અટકાવવાનો કે જે પક્ષકારો લઢયા હોય તેમના પુરતા વખત સુધી થંડા પડે ત્યા સુધીના માટે છે. દોલેગોબીન્ડ ચોધરી વી. ધનુખાન ઈ. લો. રી. ૨૫ ક. ૫૫૯ ના કામમાં ઠરાવ્યુ કે—જમીનના કબજા સંબંધી તકારથી સુલેહનો ભંગ થવાનો સંભવ હોયતો આ કલમ મુજબ ન ચલાવવુ પણ ક. ૧૪૫ મુજબ ચલાવવુ.

**સાબેતીનો બોજો** જે માણસે સમન મેલવ્યો હોય તે સખસપર સાબીતીનો બોજો છે કે સુલેહનો ભંગ થવાનો સંભવ છે. બીહારી વી. હયાતખાન ૪ બે લો. રી. ૪૬ રાણી વી. નીરંનત ૨ નો. વે. પ્રો. ૪૩૧ અબદુલ કાદર ઇં. લો. રી. ૯ અ. ૪૫૨.

**ગેરવાજબી કામ** આ શબ્દમા કોઇ પણ માણુસ કાયદેસર કરે તેવુ કૃત્ય એવો થતો નથી બીજા માણસથી સુલેહનો ભંગ થવાનો સંભવ છે તેથી કોઇ માણસને પોતાની મિલકત પર હક કરતો માજીસ્ટ્રેટે અટકાવવો જોઇએ એવી કાંઇ કલમની મતલબ નથી કાશીચંદરદાસ વી. હરીકીશોરદાસ ૧૯ વિ, રી. ૪૭, ૧૦ બે. લો. રી. ૪૪૧. એકના કબજાના જમીનના ભાડુઆતને પટા આપવા તે આ કલમના અર્થ પ્રમાણે ગેરવાજબી કામ નથી રાણી વી. ડ્રાઇવિર ઈ. લો. રી. ૨૫ ક. ૭૫૮.

પારેગ્રાફ બીજો હકુમતની હદ બાબત પ્રથમ મોઘમ શબ્દો હતા તે આ પારેગ્રાફથી પષ્ટ થયા છે. જે સખસ માજીસ્ટ્રેટની હકુમતની સ્થાનીક હદમા ન હોય તેનાપર આ કલમ પ્રમાણે પ્રોસેસ કાઢવુ નહી. રાજેચંદ્ર ઇં. લો. રી. ૧૧ ક- ૭૩૭ દીનાનાથ વી. ગીરજા ઇં. લો. રી. ૧૨ ક. ૧૩૩ ભઇ પ્રોકશલાલ. ઇં. લો. રી. ૬ અ. ૨૬ જ્યારે માજીસ્ટ્રેટને માલમ પડે કે, પોતાની સ્થાનીક હકુમત બારે હતો નથી એવો સખસ પોતાની હકુમતમા સુલેહનો ભંગ કરશે એવો સંભવ છે તો જે કોર્ટમા રેહતો હોય તે કોર્ટને ખબર ને પુરાવો જણાવવો કે જેથી અધીકારવાળો માજીસ્ટ્રેટ તે બાબત કામ ચલાવે રાજેચંદ્ર ચંદ્ર ઈં. લો, રી, ૧૧ ક, ૭૩૭

**કારણ બતાવવાનું** શામાટે ખત લખીઆપવુ ન જોઇએ તેનુ કારણ બતાવવાને પહેલા

સમન કાઢ્યા શીવાય મુચરકો લેવા હુકમ કરેલો તે ગેરકાયદે ઠરાવી રદ કર્યો. રાણી વી. મુની-રૂભી. ૨ નો. વે. પ્રો. ૧૮૯.

**સુધારો** પેટા રકમ ૩–૪ અવલક. ૧૦૮ મા હતા તે કલમ બદલી નાંખી આ કલમમાં દાખલ કર્યા છે. તથા કેટલાક શબ્દો કાઢીનાંખ્યા છે. સેસનકોર્ટ હાઇ કોર્ટ એ શબ્દો કાઢીનાંખ્યા છે.

દંગાખોર મજકુર ફેલાવનારા શખસો પાસેથી સારી રીતે ચાલવા સારૂ તારણ (લેવો બાબત.)

**૧૦૮.** જ્યારે જ્યારે કોઇ ચીફ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટને, જીલ્લા માજીસ્ટ્રેટને અથવા આ અર્થે સ્થાનિક સરકારે વિશેષ રીતે અધિકાર આપેલા પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટને અથવા પેહેલા વરગના માજીસ્ટ્રેટને એવી ખબર મળે કે પોતાની હકુમતની સ્થાનિક હદમાં એવા કોઈ શખસ છે કે જે એવી હદની અંદર અથવા બાહાર મહોડેથી અથવા બાહાર મહોડેથી અથવા લખીને—

(અ) જે કોઇપણ દંગાખોર મજકુર પ્રસિદ્ધ કરવાથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૨૪ અ મુજબ શીક્ષાને પાત્ર થવાય છે તેવો મજકુર, અથવા

(બ) જે કાંઈ મજકુર પ્રસિદ્ધ કરવાથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૫૩ અ મુજબ શિક્ષાને પાત્ર થવાય છે એવો મજકુર, અથવા

(ક) કોઇ જડજ સંબંધી જે મજકુર હિંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબ સાપરાધ ધમકી જેવો અથવા આબરૂ લેવા જેવો થાય તે મજકુર,

ફેલાવે છે, અથવા ફેલાવવાની કોશીસ કરે છે અથવા ફેલાવવામાં કોઇ પણ રીતે મદદગારી કરે છે, ત્યારે ત્યારે એક વર્ષ કરતાં વત્તી ન હોય એવી જે મુદત સદરહુ માજીસ્ટ્રેટ મુકરર કરવાનું દુરસ્ત ધારે તે મુદત સુધી સારી રીતે ચાલવા સારૂ, જામીનો સાથે અથવા વગર જામીને, એક ખત કરી આપવાનો હુકમ સદરહુ શખસને શા સારૂ નહિ કરવો જોઇયે તેનું કારણ બતાવવાનું તે શખસને (આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે) ફરમાવવાને સદરહુ માજીસ્ટ્રેટ મુખત્યાર છે;

સન ૧૮૬૭ ના પ્રેસ બાબત તથા બુકો નોંધવા બાબતના આકટમાં લખેલા કાનુનો મુજબ નોંધેલા અથવા તેને અનુસરીને છાપેલા અથવા પ્રસિધ્ધ કરેલા કોઇ પણ લખાણના એડીટર, માલીક, છાપનાર અથવા પ્રસિધ્ધ કરનાર સાથે આ કલમનીરૂચે કાંઇપણ કામ, ગવરનર જનલર ઇનકૌંસિલના, સ્થાનિક સરકારના, અથવા આ અર્થે ગવરનર જનરલ ઇનકૌંસલે અધિકાર આપેલા કોઇ અમલદારના હુકમ વગર અથવા તેના અધિકાર વગર ચલાવવું નહિ.

ટીકા—તદ્દન નવીન છે.

ભટકનારાઓ તથા શકવાળા શખસો પાસેથી સારી રીતે ચાલવા સારૂ તારણ (લેવા બાબત.)

**૧૦૯.** જ્યારે કોઇ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટને, જીલ્લા માજીસ્ટ્રેટને, પેટા તુકડી માજીસ્ટ્રેટને અથવા પેહેલા વરગના માજીસ્ટ્રેટને એવી ખબર મળે કે—

(અ) કોઇપણ શખસ સદરહુ માજીસ્ટ્રેટની હુકુમતની સ્થાનિક હદ માં પોતાની હાજરી છુપાવવાનો પુર્વોપાય કરે છે, અને સ દરહુ શખસ કાંઈ ગુન્હો કરવાના હેતુથી આવા ઉપાયો કરે છે એવું માનવાનું કારણ છે, અથવા

(બ) સદરહુ હદમાં એવો કોઇ શખસ છે કે જેની પાસે ગુજરાન નું કાંઇપણ સાધન દેખાતું નથી, અથવા જે પોતાને વિશે કાંઈ ખાત્રી લાયક હકીકત કહી શકતો નથી,

ત્યારે એક વર્ષ કરતાં વત્તી ન હોય એવી જે મુદત સદરહુ માજીસ્ટ્રેટ મુકરર કરવાનું દુરસ્ત ધારે તે મુદત સુધી સારી રીતે ચાલવા સારૂ, જામીનો સાથે એક ખત કરી આપવાનો હુકમ સદરહુ શખસને શાસારૂ નહિ કરવો જોઇએ તેનું કારણ બતાવવાનું તે શખસને, આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે, ફરમાવવાને સદરહુ માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

**ટીકા**—સુધારો પ્રથમ ૭ માસ હતા અને હાલમાં એક વરસ કરતાં વત્તી નહી તેટલી મુદતના જામીન લેવા ઠરાવ્યુ છે.

આ કલમમાં બતાવેલા માણસને પોલીસથાણાનો અમલદાર વગર વારંટે પકડી શકેછે (જુઓ ક, ૫૫) પણ જામીન આપેતો તેને છોડવો જોઇએ રાણી વી. દોલતસીગ ઈ. લો. રી. ૧૪ ૪ અ. ૪૫. ગુન્હો કર્યા બાબતનુ કામ અને આ કલમ પ્રમાણેનુ કામ તદન જુદા છે એક બીજા સાથે સંબધ નથી, ૧ વિ. રી. ૧૪ સુંદર ભીમ મુ. હા. કો. તા. ૨૭–૯–૬૧

**ગુજરાતનુ સાધન** ગુજરાતનુ સાધન નથી એની સાબીતીમા પોલીસનો રીપોર્ટ વપરાય નહી, કોમલ ફીસન ૧૧ વિ. રી. ૩૫.

**કારણ બતાવવાનુ** આ કલમ મુજબ ખત લેવા હુકમ કરે તે પેહલા તોહમતદારને તેના બચાવની તક આપવી જોઇએ અને જે તોહમતનો જવાબ આપવાનો છે તેની પણ બરાબર ખબર આપવી જોઇએ, ઇશ્વરચંદ્ર ઇ. લો. રી. ૧૧ ક. ૧૩.

આ કલમનો અમલ કરવાનો સેસનજડજને અધીકાર નથી ગંગારામ પોતદાર ૨૪ વિ. રી. ૪૦

ગુન્હો કરવાની ટેવ હોય તેવા ગુન્હેગારો પાસેથી સારી રીતે ચાલવા સારૂ તારણ (લેવા બાબત.)

**૧૧૦.** જ્યારે કોઈપણ પ્રેશિડેન્સી માજીસ્ટ્રેટને, જીલ્લા માજીસ્ટ્રેટને, અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટને અથવા પેહેલા વરગના જે માજીસ્ટ્રેટને સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો હોય તે માજીસ્ટ્રેટને એવી ખબર મળે કે પોતાની હકુમતની સ્થાનિક હદમાં ફલાણા શખસને—

(અ) અપહરણ કરવાની, ઘર ફોડવાની અથવા ચોરી કરવાની ટેવ છે, અથવા

(બ) ફલાણી મિલકત ચોરીની છે એમ જાણીને ચોરીની મિલકત લેવાની ટેવ છે, અથવા

(ક) ચોરોનું સંરક્ષણ કરવાની અથવા તેઓને આશરો આપવા ની અથવા ચોરીની મિલકતની વ્યવસ્થા કરવાના કામ

માં અથવા તે સંતાડવાના કામમાં મદદ કરવાની ટેવ છે, અથવા.

(ડ) બીગાડ કરવાની અથવા જબરાઇથી કહડાવવાનો ગુન્હો, ઠગવાનો ગુન્હો, શિકો ચલણી નોટો અથવા સ્ટાંપ ખોટા બનાવવાનો ગુન્હો કરવાની અથવા તેમ કરવાની કોશિસ કરવાની ટેવ છે, અથવા

(ઇ) સુલેહનો ભંગ થાય એવા ગુન્હા કરવાની, અથવા ગુન્હા કરવાની કોશિસ કરવાની, અથવા એવા ગુન્હા કરવામાં મદદગારી કરવાની ટેવ છે, અથવા

(ફ) તારણ વગર છુટો મુકવામાં આવે તો લોકોને જોખમ પોંહો ચવાનો સંભવ છે એટલો તે મરણી તથા ભયંકર છે,

ત્યારે ત્રણ વર્ષ કરતાં વત્તી ન હોય એવી જે મુદ્દત સદરહુ માજીસ્ટ્રેટ મુકરર કરવાનું દુરસ્ત ધારે તે મુદ્દત સુધી સારી રીતે ચાલવા સારૂ, જામીનો સાથે, એક ખત કરી આપવાનો હુકમ સદરહુ શખસને શા સારૂ નહિ કરવો જોઇએ તેનું કારણ બતાવવાનું તે શખસને, આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે, ફરમાવવાને સદરહુ માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

**ટીકા**—સુધારો આ કલમમા ક. ડ. ઈ. અને ફ એ રકમો નવીન છે " અથવા તે સખસને જબરાઇથી કઢાવવાની ટેવ છે અથવા જબરાઈથી કઢાવવા સારૂ કોઇ સખસને હાની કરવાનો ભય ઉત્પન્ન કરવાની કોશેસ કરવાની ટેવ છે એ શબ્દો હતા તે કાઢી નાંખ્યા છે.

**ખબર મળે કે**—પ્રથમ એક બે વખત ગુન્હેગાર ઠરી શીક્ષા થઇ હોય તેટલાપરથી આ કલમનો અમલ થઇ શકે નહી, પણ જો ખરાબ વર્તણુક ચાલુ રાખી છે એમ ખબર મળેતો આ કલમનો અમલ થઈ શકે બાજાની અરજી બાબત ઈ. લો. રી. મુ. ૧૭૪. કોર્ટની બાહાર ગમે તેવા આબરૂદાર સખસ સાથે વાત થઇ હોય તેટલા પરથી આ કલમ પ્રમાણે હુકમ કરી શકાય નહી, રાણી વી, બાબુઆ ઈ. લો. રી. ૬ અ. ૧૩૨ વિશેષ ખુલાશા માટે જુવો ક. ૧૦૭

**તેનું કારણ બતાવવાને** ખત લેવાનો હુકમ કરતા પહેલા તોહમતદારને બચાવ આપવાની તક આપવી જોઇએ અને જે તોહમતનો તેને બચાવ કરવાનો છે તેની ખબર પણ તેને આપવી જોઇએ ઇશ્વિર મંદર ઇ. લો. રી, ૧૧ ક. ૩૧

તોહમતદારને ચોરીની ગુન્હા માટે ગુન્હેગાર ઠરાવ્યો કેદની શીક્ષા કરી ને વલી હુકમ કર્યોકે છુટા પછી સારી ચાલના એક વર્ષની મુદતના બેજામીન આપવા ઠરાવ્યુ કે હુકમ ગેરકાયદે છે, પણ તેણે ક, ૧૧૩ પ્રમાણે કરવુ જોઈએ તમીઝ વી. ઉમીદ ઇ. લો. રી. ૯ ક. ૨૧૫ માજીસ્ટ્રેટે ગુન્હાની શીક્ષા કરી વળી હુકમ કર્યોકે સારી ચાલના જામીન આપવા ઠરાવ્યુકે—ગુન્હાની સાબીતીના ઠરાવના ભાગતરીકે જામીન બાબતનો હુકમ ન જોઇએ જો તોહમતદાર પ્રખ્યાત ગુન્હેગારછે તો ઠરાવમા એવુ લખવુકે કેદની મુદત પુરી થયે તેને જામીન સારૂ રજુ કરવો, રાણી વી. પ્રતાપ ઇ. લો. રી, ૧ અ ૬૬૬

આ કલમનો ઉપયોગ શા માટે કરવો પડેછે, આ કલમની મતલબ ગુન્હા થતા અટકાવવાનીછે પણ ગુન્હાની શીક્ષા કરવાની નથી, ને સારી ચાલના જામીન લેવાના છે તે ભવીષ્યની સારી ચાલ માટે લેવાના છે પણ ભુતકાળમા થયેલા ગુન્હા બદલ લેવા એ કાયદા વિરૂધ ગણ્યુછે, અંબીકા પ્રસાદ ૧ ક. લો. રી. ૨૬૮ જગત ચંદર ચહબતી ઈ. લો. રી. ૨ ક. ૧૧૦ કાંધીયા ઇ. લો. રી. ૭ રૂ. ૬૭ તથા ઈ. લો. રી, ૨૦ અ. ૨૦૬ ઈ. લો, રી. ૩ મ. ૨૨૮. સરકારને

પૈસા લેવા માટે નહી. પણ ઠરાવેલી મુદતમાં સારી ચાલ ચાલવા માટે ને તેથી જામીન એવા ન જોઇએ કે ઘણે છેટે રેહતા હોય કારણકે તેઓ કાંઈ દાબ રાખી શકે નહી રાણી વી. રહીમ બક્ષ ઈ. લો. રી. ૨૦ અ. ૨૦૬. આ કલમના અધીકાર જે કેસોમા તોહમતદારે ગુન્હો કર્યાનો ખરેખરો પુરાવો રજુ કર્યો હોય તો ચલાવવા એમ નથી, પેડા શીવરેડી ઈ. લો. રી. ૩ મ. ૨૩૮

આ કલમનો અમલ ઘણી સાવચેતીને ડાહપણથી કરવો જોઇએ પ્રસીધ વર્તણુક વાળા ન હોય તેમના સંબધમા કરવાનો નથી કાળા વંદર દાસ ઈ. લો. રી. ૬ ક. ૧૪

જે ડીસ્ત્રીકટમા આવુ કામ કાયદેસર રીતે કરવા માંડ્યુ હોય ત્યાંથી સદરહુ ડીસ્ત્રીકટની બાહાર તે કામ બીજી કોર્ટમાથી કલમ પ્રમાણે મોકલી શકાય નહી અનરસીંગ ઈ. લો. રી. ૧૬ અ. ૯ ફકત બીજા માણસપર બળ વાપર્યું એટલા પરથી આ કલમ પ્રમાણે જામીન લઇ શકાય નહી આ કલમ પ્રમાણે જે માણસો હમેશા અપ્રમાણીક હોય અને તે જુલમી તથા ભય ઉપજાવે તેવા હોય તો સારી ચાલના જામીન આપવા માટે બોલાવી શકાય કે જેથી લોકોના બચાવ માટે તે માણસો આગળ ઉપર એવા ગુન્હા વારંવાર કરે નહી કે જે ગુન્હાઓથી માણુસ જોખમમા આવી પોચે એટલુજ નહી પણ મિલકતના બચાવની ધાસ્તી રેહ રાણી, નવાબ ઇ. લો. રી. ૨ અ. ૮૩૫. જામીન ખતની મુદત પુરી થયા પછી બીજા જામીન માગી શકાય નહી પણ પ્રથમની તેની ટેવ જારી છે તો ફેર માજીસ્ત્રેટ આગલ લાવવો ને ફરી પુરાવો લઈ હુકમ કરવો નવો પુરાવો મળ્યા શીવાય તેવો હુકમ કરવો નહી, જસવતસીંગ ૬ વી, રી. ૧૮

સેસન જડજને આ કલમ પ્રમાણે જામીન લેવાતું જરૂરનુ ધારે તો તેણે માજીસ્ત્રેટ તરફ તેમ થવા મોકલી દેવો રાણી વી, ભઇયા ૧ મુ. હા. કો. ૯૧

યુરોપિયન ભટકનારાઓ સંબંધી વિશેષ ઠરાવ.

**૧૧૧. જે કામોમાં રાણીની વિલાયતી રૈયતની તજવીજ સન ૧૮૭૪ ના યુરોપિયન વેગ્રન્સી આકટ પ્રમાણે થઈ શકતી હોય તે કામોમાં તે રૈયતને ૧૦૯ મી તથા ૧૧૦ મી કલમના ઠરાવો લાગુ નથી.**

હુકમ કરવા બાબત.

**૧૧૨. જયારે ૧૦૭ મી, ૧૦૮ મી, ૧૦૯ મી અથવા ૧૧૦મી કલમ પ્રમાણે ચાલનારા કોઈ માજીસ્ત્રેટને સદરહુ કલમ પ્રમાણે કારણ બતાવવાનું કોઇ પણ શખસને ફરમાવવાની જરૂર લાગે, ત્યારે તેણે એક લેખી હુકમ કરીને તેમાં જે ખબર મળી હોય તેનો સાર, તથા કેટલી રકમનું ખત કરી આપવું તે, તથા કેટલી મુદત સુધી તે અમલમાં રેહેશે તે, તથા જામીન ( જોઈતા હોય તો ) કેટલા, કેવા પ્રકારના, અને કયા વર્ગના જામીન જોઇએ તે જણાવવું.**

**ટીકા—ખબર મળી હોય તેનો સાર** લખવો જોઇએ સુલેહ રાખવાના કામમાં તેનાથી સુલેહનો ભંગ થવા સંભવ છે. એ ઉપરાંત વધારે ખબર જે શખસના વિરૂધ હુકમ કાઢવાનો હોય તેને આપવી જોઇએ, કે જેથી કરીને મળેલી ખબર વિરૂધ પુરાવો આપી તેને તોડી નાંખી શકે રાણી વી. નાથુ ઇ. લો. રી. ૬ અ ૨૧૪ પણ કુંજબીહારી ૧૫ વિ. રી. ૪૩ મા ઠરાવ્યું કે—સદરહુ મતલબ ખબરમાં ન જણાવીહોયતો જે શખસ પર હુકમ કાઢયો હોય તેથી તે સખસના વી કાંઇ ન થતુ હોય તો તેટલાથી જામીન લેવાનો ઠરાવ રદ થતો નથી. વલી ઇ. લો. રી. ૧૨ ક. ૫૨૦ હઇદઅલીના કામમાં ઠરાવ્યું કે—આ કલમમાં બતાવ્યા પ્ર-

માણે ન વર્તવામાં આવ્યું હોય તો તે પ્રોસીજરની ભુલ છે. ને ઇ. લો. રી. ૮ કલમ ૭૨૪ અબસુ બેગમના કામમાં ઠરાવ્યું કે તેવી ભુલના લીધે કામ નિર્થક જશે નહી કારણ કે કરવુંજ જોઇએ એવો આજ્ઞા સુચક આ કલમમાં ઠરાવ નથી.

**કેટલીક રકમનું ખત કરી આપવું તે** જે શખસના જામીન લેવાના હોય તેની જામીન ની રકમ ઠરાવતાં માજીસ્ત્રેટે સ્થીતી ધ્યાનમાં લેવી જોઇએ ગજા ઉપરાંત જામીન ન માગવા. ૪ મ. હા.કો. રી. ૪૬ ગની ૭ નૌ. વે પ્રો,૨૪૯ દેદારબક્ષ ૧ ક. લો. રી. ૯૫ ઇ. લો. રી. ૧ ક. ૩૮૪

**કેટલી મુદત સુધી.** જરૂર હોય તેટલા વખતનાજ જામીન માગવા જોઇએ ૧૫ દીવસની અંદર મેળો ભરાઈ વીખરાઇ જવાનો હતો તેમા સુલેહનો ભંગ થવાનો સંભવ હતો તેમા એક વર્ષના જામીન લેવા હુકમ કરેલો તે રદ કર્યો નથુ ઈ. લો. રી. ૬ અ ૨૧૪

**કેટલા કેવા પ્રકારના કયા વર્ગના** આ કલમની મતલબ અશકય શરતો ઠરાવવાનો નથી. ને અશકય સરતો જણાવવી તે જામીન લેવા ના પાડી કેદમાં મોકલવા બરાબર છે આ શબ્દોનો ઉપયોગ મરજી અનવયે કરવાનો નથી. એક માજીસ્ત્રેટે હુકમ કરેલો કે—તારે આબરૂ દાર પૈસાદાર તથા તારા સગા ન હોય તથા તારા ઘરથી એક માઇલની અંદર રહેતા હોય તેવા લાવવા ઠરાવ્યું કે—જામીન તો લેવા પણ આવી અશકાય શરતો નાખવી નહી. નારાયણ સુખુધી ૨૨ વિ. રી. ૩૭

**૧૧૩. જે શખસની બાબતમાં સદરહુ હુકમ કર્યો હોય તે શખસ કોરટમાં હાજર હોય, તો તે હુકમ તેને વાંચી સંભળાવવો, અથવા તે કહે તો, તે હુકમનો સાર તેને સમજાવવો.**

જે શખસ કોરટમાં હાજર હોય તેની બાબતમાં કેમ કરવું.

ટીકા—જવાબ દેવાંને તૈયાર થવા માટે તેને યોગ્ય વખત આપવો જોઇએ. નથુ ઈ. લો. રી. ૬ અ. ૨૧૪.

**૧૧૪. જો સદરહુ શખસ કોરટમાં હાજર ન હોય, તો માજીસ્ત્રેટે સમન કહાડીને તે શખસને કોરટની આગળ હાજર થવાનું ફરમાવવું, અથવા, જ્યારે સદરહુ શખસ પેહેરામાં હોય ત્યારે માજીસ્ત્રેટે વારંટ કાહાડીને જે અમલદારના પેહેરામાં તે શખસ હોય તેને એવું ફરમાવવું કે એને કોરટની આગળ આણો,**

જે શખસ સદરહુ પ્રમાણે હાજર ન હોય તેની બાબતમાં સમન અથવા વારંટ કહાડવા બાબત.

**પણ એવું ઠરાવ્યું છે કે, જ્યારે કોઇ પોલીસ અમલદારના રિપોર્ટ ઉપરથી અથવા બીજી ખબર ઉપરથી ( તે રિપોર્ટનો અથવા ખબરનો સાર માજીસ્ત્રેટે દફતરમાં લખવો ) સદરહુ માજીસ્ત્રેટને એવું જણાય કે સુલેહનો ભંગ થવાની બીક રાખવાનું કારણ છે, અને સદરહુ શખસને તુરત પકડયા વગર બીજી રીતે તે સુલેહના ભંગનો અટકાવ થઈ શકશે નહિ, તો તે માજીસ્ત્રેટ તેને પકડવા સારૂ ગમે તે વખતે વારંટ કહાડવાને મુખત્યાર છે.**

ટીકા—**સુલેહના ભંગનો અટકાવ થઇ શકશે નહી** આ કલમ પ્રમાણે પકડવા નો હુકમ કરતા અવલ એવું માલમ પડવું જોઇએ કે—તરતજ પકડવામાં નહી આવે તો સુલેહનો ભંગ થતો અટકાવશે નહી. માજીસ્ત્રેટે લખી લીધેલી ખબર આધારે વર્તવુ જોઇએ. આવો હુકમ કરવાની જરૂર છે એવો અભીપ્રાય દર્શાવ્યો એટલુંજ બસ નથી. બબુઆ ઈ. લો. રી. ૬ અ ૧૩૨ ઇ. લો. રી. ૧૪ અ ૪૫ .

**૧૧૫. ૧૧૪ મી કલમ પ્રમાણે કહાડેલા દરેક સમન અથવા વારંટની સાથે ૧૧૨ મી કલમ પ્રમાણે કરેલા હુકમની એક નકલ મોકલવી, અને જે શખસને સદરહુ સમન પોહોંચાડવામાં આવે અથવા જે શખસને સદરહુ વારંટ પ્રમાણે પકડવામાં આવે તે શખસને તે સમન પોહોંચાડનારા અથવા તે વારંટ બજાવનારા અમલદારે સદરહુ નકલ આપવી.**

૧૧૨ મી કલમ પ્રમાણે કરેલા હુકમની નકલ સમન અથવા વારંટની સાથે મોકલવી.

**ટીકા**—બચાવ કરવાને યોગ્ય વખત આપવો ઈ. લો. રી. ૬ અ ૨૧૪

**૧૧૬. સુલેહ રાખવા સારૂ ખત કરી આપવાનો હુકમ શા સારૂ નહિ કરવો જોઈએ તેનું કારણ બતાવવા માટે જે શખસને ફરમાવ્યું હોય તેને જો માજીસ્ટ્રેટને પુરતું કારણ જણાય તો જાતે હાજર થવાનું માફ કરવાનો તે માજીસ્ટ્રેટને અધિકાર છે, અને કોઇ પ્લીડર મારફતે હાજર થવાની પરવાનગી આપવાનો તે માજીસ્ટ્રેટને અધિકાર છે.**

જાતે હાજર થવાનું માફ કરવાનો અધિકાર.

**ટીકા—અધીકાર છે** તોહમતદાર સામે ક. ૧૦૭ પ્રમાણે કામ ચલાવવામાં આવતુ હોય ને તે દુર રેહેતો હોયતો ખાસ કારણ શીવાય તેને હાજર થવાનું ફરમાવવુ એ ડહાપણ ભરેલું નથી વ્યાજબી અધીકાર વાપરવો જોઇએ દીનોનાથ મુલીક વી ગીરજા પ્રોસનો મુકરજી ઈ. લો. રી. ૧૨ ક. ૧૩૩

**૧૧૭. (૧) જે શખસ કોરટમાં હાજર હોય તે શખસને ૧૧૨ મી કલમ પ્રમાણે કરેલો હુકમ ૧૧૩ મી કલમ પ્રમાણે વાંચી સંભળાવ્યો હોય અથવા સમજાવ્યો હોય અથવા કોઇપણ શખસ ૧૧૪ મી કલમ પ્રમાણે કહાડેલા સમનની રૂએ કોઈ માજીસ્ટ્રેટની આગળ હાજર થાય, અથવા તે કલમ પ્રમાણે કહાડેલા વારંટની બજાવણી કરીને તેને માજીસ્ટ્રેટની આગળ આણ્યો હોય, ત્યારે જે ખબરને આધારે પોતે ચાલ્યો હોય તે ખબર ખરી છે કે નહિ તે વિશે માજીસ્ટ્રેટે ચોકશી કરવી, અને જે જાસ્તી પુરાવાની જરૂર જણાય તે લેવો.**

ખબર ખરી છે કે નહિ તે વિશે ચોકશી.

**(૨) જ્યારે સદરહુ હુકમમાં સુલેહ રાખવા સારૂ તારણ માગ્યું હોય, ત્યારે શમનના મુકદ્દમામાં ઇનસાફ ચલાવવા સારૂ અને પુરાવો લખી રાખવા સારૂ આ કાયદામાં આગળ જે રીત કહી છે તે રીતે, બની શકે તેટલે સુધી, સદરહુ ચોકશી કરવી; અને જ્યારે સદરહુ હુકમમાં સારી રીતે ચાલવા સારૂ તારણ માંગ્યું હોય ત્યારે વારંટના મુકદ્દમામાં ઈનસાફ ચલાવવા સારૂ અને પુરાવો લખી રાખવા સારૂ આ કાયદામાં આગળ જે રીત કહી છે તે રીતે, બની શકે તેટલે સુધી, સદરહુ ચોકશી કરવી, પણ એમાં તોહોમતનામું તૈયાર કરવાની જરૂર નથી.**

**(૩) આ કલમનાં કારણ સારૂ કોઈ શખસને ગુન્હો કરવાની ટેવ છે એ વાત (તેની) સાધારણ લોકીક સંબંધી પુરાવો આપીને અથવા બીજી કોઇ રીતે સાબિત કરવાનો અધિકાર છે.**

**(૪) ચોકશી ચાલેલા પ્રકરણમાં બે અથવા વધારે શખસો એકઠા સામેલ હોય ત્યારે તેમનો નિકાલ માજીસ્ટ્રેટને વાજબી લાગે તે પ્રમાણે એકજ ચોકશી અથવા જુદી જુદી ચોકશી કરીને કરવો.**

**ટીકા—સુધારો** પેટા કલમ ૪ નવીનછે મુંકદમાના ઇન્સાફ ચલાવવા સારૂ એ શબ્દ પછી " અને પુરાવો લખી લેવા સારૂ આ શબ્દો પેટા કલમ ૨ મા વધાર્યા છે. **ખબર ખરી છે કે નહી તે વિષે માજીસ્ટ્રેટે ચોકશી કરવી.** ક. ૧૧૨ પ્રમાણે હુકમ કાઢતા અવલ ખબર મળી હોય છે તે સાંભળેલી હકીકતના જેવી અથવા મોઘમ હોય છે. પણ જ્યારે હુકમ કરેલો શખસ કોર્ટ આગળ આવે ત્યારે આ કલમમાં બતાવેલી રીતે ચોકશી કરવી જાઇએ. પુરાવો એવો સંતોષકારક હોવો જોઇએ કે સૂલેહનો ભંગ થશે એવું એણે કાંઇ પણ કૃત્ય કર્યું છે અથવા તેનો સૂલેહનો ભંગ કરવાનો ઇરાદો છે ને સારી ચાલમાં તે ક. ૧૧૦ મા બતાવેલા શખસોની પંક્તીમાંનો છે. રાણી વી. બાબુઆ ઈ. લો. રી. ૬ અ. ૧૩૨ અને જીહાંદર વી. જી. કાદીર ક. વિ. નોટસ ૧૮૮૧ પા. ૧૫૫. જો તેવો પુરાવો ન મળી આવે તો જામીન લેવા ન જોઇએ. રાણી વી. ઇરીપા ૮ મુ. હા. કો. ૧૬૨. આ કલમ પ્રમાણે માજીસ્ટ્રેટ જે ચોકશી ચલાવે તે પુરેપુરી જ્યુડીશીઅલ ચોકશી છે પક્ષકારની રૂબરૂ પુરાવો લેવો જોઇએ ને સાક્ષીઓને ક્રોસ કરવાની પણ તક આપવી જોઇએ. નુરમહમદ વી. નીલરટન ૧૮ વિ. રી. ૨. **સાબીતીનો બોજો** જે માણસ છુટો છે ને જેણે કાયદાનું ઉલંઘન કર્યું નથી. તો તેને છુટો કેમ રાખવો અથવા તેના છુટાપણામાં કેમ ફારફેર કરવો નહી તે સાબીત કરવાનું કામ તે છુટા માણસપર નાંખવું ન જોઈએ. પણ જે માણસ છુટાપણુ લઇ લેવા માગતો હોય અથવા તેમાં ફેરફાર કરવા માગતો હોય તેનુ કામ છે તેના હક જેરદ બાતલ કરવોકે હલકો પાડવો. એટલે જામીન લેવાની માગણી કરનારપર સાબીતીનો બોજોછે રાણીવી. અબદુલ કાદીર ઇ. લો. રી. ૯ અ. ૪૫૨ સાક્ષીઓને પક્ષકારની રૂબરૂ તપાસવા જોઇએ. કુમાર પોરેશ નારાયણરાય ૧૬ વિ. રી. ૪૫ ફરીયાદીના સાહેદને ઉલટ તપાસ તોહમતદારને કરવા દેવી જોઈએ રાણી વી. શંકર ૨ નો વે. પ્રો. ૪૦૬

આ કલમ પ્રમાણે હાજર થયા પછી જામીન લેતા પેહલા માજીસ્ટ્રેટે પોતાની રૂબરૂ આપેલા પુરાવા પરથી જામીન લેવાની જરૂરછે એ બાબતનુ જ્યુડી શીઅલ રાહે નિરાકરણ કરવુ જોઇએ આવા કેસમાં પુરાવાનો બોજો જે પક્ષકારની ફરીયાદ પરથી સમન કાઢવામાં આવ્યો હોય તેનાપર છે ડી. ડની વી. હેમચંદ્ર ચોધરી. ૧૨ વિ. રી. ૬૦ બીજા કેસમાં લીધેલો પુરાવો પુરાવા એકટની ક. ૩૩ પ્રમાણે પુરાવામાં દાખલ થઈ શકે નહી. દરેક જુદા કેસમાં સાહેદો તપાસવા જોઇએ પ્રોસનો ચંદર ગોસ્વામી ૨૨ વિ. રી. ૩૬ બાબુ ફતેહચદ બકારી ૨૨ વિ. રી. ૭૪

સારી ચાલના જામીન આપવાનો હુકમ કરતા પેહલા તેનો બચાવ કરવાની તેને તક આપવી જોઇએ અને તેનાપર જે તોહમત મુકવાનુ છે તેની સ્પષ્ટ ખબર આપવી જોઈએ રાણી વી. ઇસર ચંદર ઈ. લો. રી. ૧૧ ક. ૧૩ ક. ૧૧૨ પ્રમાણે કારણ માટે બોલાવ્યો અને તેણે કાંઇ કારણ ન બતાવ્યું તેટલા પરથી ખત લેવા હુકમ ન કરવો પણ માજીસ્ટ્રેટે આ કેલમ પ્રમાણે ખબર મલી છે તેમા ખરૂ શુ છે તેનો તપાસ કરવો અને જરૂરનો પુરાવો લઈ યોગ્ય લાગે તેમ કરવુ. ગઈ બાવલા સીટવા અને બીજા હા. કો. ત્રી રૂ તા ૧૯ નવેંબર સને ૧૮૯૧

સમનના મુકદ્દમામાં બન્ને પક્ષકારોને તેઓના સાક્ષીઓને સમનથી બોલાવવાની છુટ આપવી જોઇએ ચેટસીંગ ૨૨ વિ. રી. ૭૦

માજીસ્ત્રેટે તેની સામે શક છે એટલુ કેહે તે બસ નથી પણ તેની વિરૂધ શુ સાબીત થયુ છે તે તેને સમજાવવુ જોઇએ તેને કેસની સુનાવણી પુરી થતા સુધી જેલમા પુરવો ન જોઇએ તેના જામીન લેવા જોઇએ જામીન લેવાની કાયદામા ખાસ મનાઈ કરો હોય તે શીવાય ના પાડવાનો અધીકાર નથી. ફૈકુરસીંગની બાબત ૧ ક. લો. રી. ૧૩૦

**પારેગ્રાફ ૩ જો**—મોધમ ચાલ ચલગતનો પુરાવો એ શકવાળાને માટે પુરતો પુરાવો નથી પણ જો તેઓ અમુક બાબતના દાખલા આપી. ને કેહતો તે પુરતો પુરાવો ગણાય પછે તેઓ ખાસ ગુન્હાનુ ન કેહતો પણ પેડાસીવારેડી. ઈ. લો. રી. ૩ મ. ૨૩૮

તોહમતદાર જબરાઈથી કઢાવેછે તે બદમાસ લોકોને મદત કરેછે અને તેની એકંદર ચાલ ચલગત સારી નથી એવી અમુક જગ્યાએ અફવા ચાલેછે તે આ પારેગ્રાફ પ્રમાણેનો પુરાવો ના ગણાય અફવાએ સાંભળેલી વાત છે ને આબરૂ બાબતનો પુરાવો તે જુદીછે. જે ગામમાં જે રેહતો હોય તે ગામના લોકો તેની ચાલ ચલગત સારી કેહેતો તે ચાલ ચલગતનો સારો પુરાવો ગણાય જે વિરૂધ રીતે કેહકે—તે ભયંકર અને ખરાબ ચાલનોછે તોતે પણ મજબુત પુરાવો ગણાય અમુક જગાએ અમુક વર્ગના અમુક માણસો અમુક જાતનુ અમુક કૃત્ય કરૂ એવી અફવા ચાલે છે તે આ કલમ પ્રમાણે પુરાવો ગણાય નહી રાય ઇશ્વરીપ્રસાદ વી. રાણી ઈ. લો. રી. ૨૩ ક. ૫૨૧

**૧૧૮. જે શખસની બાબતમાં સદરહુ ચોકસી કરી હોય તે શખસે, સુલેહ રાખવા સારૂ અથવા સારી રીતે ચાલવા સારૂ, જેમ હોય તેમ, જામીન સાથે કે વગર જામીને ખત કરી આપવું જરૂરનું છે એવું જો સદરહુ ચોકશી ઉપરથી સાબિત થાય, તો માજીસ્ત્રેટે તે મુજબ હુકમ કરવો. પણ એવું ઠરાવ્યું છે કે—**

તારણ આપવાનો હુકમ.

**પેહેલું—૧૧૨ મી કલમ પ્રમાણે કરેલા હુકમમાં જે પ્રકારનું, જે રકમનું અથવા જે મુદતનું તારણ કહ્યું હોય તેથી જુદા પ્રકારનું અથવા વત્તી રકમનું, અથવા વત્તી મુદત સુધીનું તારણ આપવાનો કોઇપણ શખસને હુકમ કરવો નહિ;**

**બીજું—દરેક ખતની રકમ તે કામની હકીકત ઉપર ઘટતું ધ્યાન આપીને મુકરર કરવી અને તે અતિશય ભારે હોવી નહિ જોઇએ;**

**ત્રીજું—જે શખસ સંબંધી ચોકશી કરવામાં આવે તે શખસ સગીર હોય, ત્યારે ફક્ત તેના જામીનોએજ ખત કરી આપવું.**

**ટીકા—જરૂરનુ છે** જામીન લેવાની જરૂર છે એમ સાબેત થયુ હોયતો તેના કારણો પોતાના ફેસલામાં માજીસ્ત્રેટે આપવા જોઇએ. રાજાની બાબત ઈ. લો. રી. ૧૦ મુ. ૧૭૪

પુરાવાની ગેરહાજરીમાં આ કલમ પ્રમાણે ખત કરી આપવાનો હુકમ કરી શકાય નહી ગઇબા મુ. હા. કો ક્રી. ર. ૧૯–૧૧–૯૧ આદમ મુ. હા. કો. ક્રી. રૂ. તા. ૧૨–૧૨–૮૮

**પેહલા પારેગ્રાફ બાબત**-ઇશરી પ્રસાદ નામના સખસપર હુકમ કાઢયો કે તારૂ ૭ મહીના સુધી સુલેહ રાખવાનુ તારણ રૂ. ૨૦૦ નું શા માટે ન લેવુ તેનુ કારણ બતાવ માજીસ્ત્રેટે હાજર થયા બાદ ચાર હજાર રૂપીઆનો જાત મુચરકો માગ્યો ને હજારના બે જામીન માગ્યા. હાઈ કોરટે આ હુકમ રદ કર્યો ને માજીસ્ત્રેટને ને ફરમાવ્યુ કે–જો જાસ્તી રકમનુ તારણુ લેવુ હોયતો નવો સમન કાઢવો. રાણી વી. ઇસરીપ્રસાદ ૯ એ. લા. રી. અપે. ૪૪ શા માટે જાત મુચરકો ન લેવો એવો હુકમ કર્યો હોયતો ફેસલો આપતી વખતે જામીન આપો એવો હુકમ

કરી શકાય નહી. અબદુલ બારી ૨૫ વિ. રી. ૫૦. સુલેહ રાખવાના જામીન માગવા નોટીસ કાઢી હોયતો તો પછે સારી ચાલના જામીન લેવા હુકમ કરવો તે કાયદા વિરૂધ છે, રાણી વિ. ડ્રાઇવર ઇ. લો. રી. ૨૫ ક. ૭૯૮

**બીજા પારેગ્રાફ બાબત.** જુઓ ક. ૧૧૨ નિચે નારાયણ સુબોધી ૨૧ વિ. રી. ૩૭ જામીનની રકમ હદ ઉપરાંતને વધારે હોય તો હાઇકોરટ રીવીઝનમાં રદ કરી શકે છે. રાણી વી. રામા ઈ. લો. રી. ૧૬ ફી. ૩૭૨ ઈ. લો. રી. ૧ ક. ૩૮૩ એક કેસમાં એફીડેવીટ પરથી હાઇકોર્ટને માલમ પડયુકે રકમ વધારે ઠરાવી છે. તે હાઇકોરટે રદ કરી. બાબુ ફતેહ બહાદુર ૨૨ વિ. રી. ૭૪ રકમ ઠરાવવામાં બીલકુલ ડાહપણ વાપર્યું ન હોય અથવા ગેરવાજબી ડાહપણ વાપર્યું હોયતો હાઇકોરટ દરમીયાન આવી શકેછે અંબીકા પ્રસાદ ૧ ક. લો રી. ૨૮૮ જગતચંદર ચકરબતી ઈ. લો. રી. ૨ ક. ૧૧૦ ગર્નીં ૭ નો વે. પ્રો. ૨૪૯

જે શખસની વિરૂધ્ધ ખબર આપવામાં આવવામાં આવી હોય તેને છોડી મુકવા બાબત.

**૧૧૯. જે શખસની બાબતમાં ૧૧૭ મી કલમ પ્રમાણે ચોકસી કરી હોય તે શખસે, સુલેહ રાખવા સારૂ અથવા સારી રીતે ચાલવા સારૂ; જેમ હોય તેમ, ખત કરી આપવું જરૂરનું છે એ સદરહુ ચોકશી ઉપરથી સાબિત ન થાય, તો તે માજીસ્ત્રેટે દફતરમાં તેવી મતલબની નોંધ કરવી, અને જો સદરહુ શખસને ફક્ત તે ચોકશીનાં કારણ સારૂજ પેહેરામાં રાખેલો હોય તો તેને છુટો કરવો, અથવા જો સદરહુ શખસને પેહેરામાં રાખેલો નહિ હોય તો તેને છોડી મુકવો.**

## ક—તારણ આપવાનો હુકમ કર્યો પછી સઘળી બાબતમાં કામ ચલાવવા બાબત.

જે મુદત સુધી તારણ જોઈતું હોય તે મુદતની શરૂઆત.

**૧૨૦ (૧) જે શખસની બાબતમાં ૧૦૬ ઠી અથવા ૧૧૮ મી કલમ પ્રમાણે તારણ આપવાનો હુકમ કર્યો હોય તે શખસની ઉપર, સદરહુ હુકમ કર્યો હોય તે વખતે, જો કેદની શિક્ષાનો હુકમ કર્યો હોય, અથવા કેદની શીક્ષા તે ભોગવતો હોય, તો જે મુદત સુધી સદરહુ તારણ માંગ્યું હોય તે મુદત સદરહુ શિક્ષાના હુકમના મુદત પુરી થયેથી શરૂ થવી જોઇએ.**

**(૨) બીજા કામોમાં સદરહુ મુદત માજીસ્ત્રેટ, પુરતાં કારણુસર, મોડી તારીખ ન ઠરાવે તો, તે હુકમની તારીખે શરૂ થવી જોઇએ.**

**ટીકા સુધારો.** માજીસ્ત્રેટ પુરતા કારણુસર મોડી તારીખ ન ઠરાવેતો આ શબ્દો બીજા પારેગ્રાફમાં નવીન છે.

ખતમાં શું શું લખવું.

**૧૨૧. જે ખત સદરહુ પ્રકારના કોઇ શખસે કરી આપવાનું હોય તે ખતમાં, પ્રસંગ પ્રમાણે, સુલેહ રાખવી અથવા સારી રીતે ચાલવું એ પ્રમાણે તે શખસને બાંધી લેવો, અને સારી રીતે ચાલવા બાબત ખત હોય તો કેદની શિક્ષા કરવા લાયક કાંઇ પણ ગુન્હો કરવાથી અથવા કરવાની કોશિસ કરવાથી અથવા કરવામાં મદદગારી કરવાથી, પછી તે ગુન્હો ગમે તે ઠેકાણે બને, તે ખતની શરત તુટી એવું સમજવું.**

**ટીકા—ખતની સરત તુટી ( સુલેહ બાબત )** આ સુલેહના ભંગ કરવાના જામીન લીધા હોય ને પાછલથી ચોરી કરેતો સુલેહના ભંગની સરત તોડી એમ ગણાતુ નથી ને તેથી મુચરકાની રકમ વસુલ કરી શકાય નહી. હરન ચંદ્રરાયની અરજ બાબત. ૧૮ વિ. રી. ૬૩

સુલેહના જામીન લીધા ને પાછળથી ગેરવાજબી કેદ કરી જબરાઇથી નાણા કઢાવ્યાનુ તો તોહમત આવી સજા થઈ ઠરાવ્યુકે–સુલેહના ખતનો મુચરકો બજાવી શકાય નહી ઝીરૂદીન હાઉલદાર ૧૯ વિ. રી. ૪૮

મુચરકાની સરત તુટી એમ ઠરાવતા પેહલા એમ સાબીત થવાની જરૂર છેકે–તેણે પોતાની જાતે સુલેહનો ભંગ કર્યોછેતે અથવા ,,તેમ કરવા,, મદતગારી કરીછે. માત્ર સામા વાલાનો નોકર છે નેતેના ફાયદાને સારૂ સુલેહનો ભંગ થયો છે એટલી વાત બસ નથી ખતની સરત તુટીછે એમ સમજતા પહેલા એટલુ બતાવવાની જરૂર છે કે–એવુ કાંઈ કૃત્ય કરવામાં આવ્યુ હતુકે–સુલેહનો ભંગ થવાને ઉતેજન મળે અને પછી તોહમતવાળે પોતાના હાથે કર્યુ કે બીજા પાસે કરાવ્યુ એ બહુ અગત્યનુ નથી. અનંથાચારી વી. અનંથા ચારી ઈ. લો. રી. ૨. મ ૧૬૯

સુલેહના જામીન વીધા બાદ સાપ્રાધ બળ વાપર્યા માટે ગુન્હેગાર ઠરાવ્યો ને ગુન્હેગાર ઠરાવતી વખતે મુચરકો લીધાની વાત સાબીત થઈ હતી છતા હુકમ નહી કર્યો તો અનુમાન કરવુ જોઈએ કે–એવી રીતે કરવાની અગત્ય નથી ઘણો વખત વિત્યા પછી આ પ્રમાણે હુકમ કરવો તે કાયદાથી ઉલટુ છે રામચંદ્ર લાલા ૧ ક. લો. રી. ૧૩૪ તેમજ પરબની ચરનબોસ. ૩ ક. લો. સી. ૪૦૬

જામીનો ના કબુલ કરવાનો અધિકાર.

**૧૨૨. આ બાબ પ્રમાણે આપવા માંડેલો કોઇ પણ જામીન ના લાયક શખસ છે એ સબબ ઉપરથી તેને ના કબુલ કરવાનો અધિકાર માજીસ્ટ્રેટને છે, પણ તે માજીસ્ટ્રેટ તેમ કરવાનાં કારણો દફતરમાં લખવાં.**

**ટીકા—નાકબુલ** આ કાયદો એવું કાંઈ બતાવતો નથીકે–જેના સારી ચાલના જામીન માગ્યા હોય તેણે જામીન સ્થાવર માલ મિલકત લખી આપે તેવો સોધી કાઢવો. જો જામીની સારી રીતે પુરતી હોય ને જામીનદાર સારી ચાલનો ને સારા વર્ગનો હોય તો ના કબુલ કરવી નહી. રાણી વી. ગની ૭ નો. વે. પ્રો ૨૪૯ ના કબુલ કરવાનો સબબ વ્યાજબી ને બળવાન હોવો જોઇએ. નારાયણ સુબુદ્ધિ ૨૨ વિ. રી. ૩૭

તારણ ન આપેતો કેદ

**૧૨૩. (૧) ૧૦૬ ઠી અથવા ૧૧૮ મી કલમ પ્રમાણે તારણ આપવાનો જે શખસને હુકમ કર્યો હોય તે શખસ, જે મુદત સુધી સદરહુ તારણ આપવાનું હોય તે મુદત જે તારીખે શરૂ થતી હોય તે તારીખે અથવા તે પેહેલાં જો સદરહુ તારણ ન આપે તો, આનીજ હેઠળ લખેલા પ્રસંગ શિવાયને પ્રસંગે સદરહુ મુદત પુરી થતાં સુધી, તે શખસને તુરંગમાં મોકલવો, અથવા તે તે અગાઉથીજ તુરંગમાં હોય, તો તેને તુરંગમાં અટકાવી રાખવો; એ પ્રમાણે તુરંગમાં મોકલવો અથવા અટકાવી રાખવો તે, સદરહુ મુદત પુરી થાય ત્યાં સુધી અથવા તારણ માંગવાનો હુકમ કરનારી કોરટને અથવા માજીસ્ટ્રેટને સદરહુ મુદતના અંદર તે તારણ આપે ત્યાં સુધી તેને તુરંગમાં મોકલવો જોઇએ. અથવા અટકાવી રાખવો જોઈએ.**

(૨) જયારે એક વરસ કરતાં વત્તી મુદત સુધી તારણ આપવાનો સદરહુ શખસને કોઇ માજીસ્ત્રેટે હુકમ કર્યો હોય, ત્યારે જો સદરહુ શખસ ઉપર કહ્યા મુજબ તારણ ન આપે તો તે માજીસ્ત્રેટે વારંટ કહાડીને એવું ફરમાવવું કે સેશન કોરટને હુકમ થતાં સુધી, અથવા, સદરહુ માજીસ્ત્રેટ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ હોય તો હાઇકોરટનો હુકમ થતાં સુધી તે શખસને તુરંગમાં અટકાવી રાખવો; અને બની શકે તેટલી તાકીદે તે કામ સદરહુ કોરટની આગળ રજુ કરવું.

હાઈ કોરટની અથવા સેશન કોરટની આગળ ક્યારે કામ રજુ કરવું.

(૩) સદરહુ કોરટ તે કામ તપાસીને કાંઇપણ વધારે ખબર અથવા પુરાવો પોતાને જરૂરનો લાગે તે સદરહુ માજીસ્ત્રેટ પાસેથી માગીને તે કામમાં પોતે દુરસ્ત ધારે તેવો હુકમ કરવાને મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે, તારણ નહિ આપવા બાબત કોઈપણ સુખસને કેદ કર્યો હોય તો તે કેદની મુદત ત્રણ વર્ષ કરતાં વત્તી હોવી નહિ જોઇએ.

(૪) જો તે તુરંગ જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને તારણ આપવાને કાહાડવામાં આવે તો તેણે એકદમ તે બાબત સદરહુ હુકમ કરનારી કોરટ તરફ અથવા માજીસ્ત્રેટ તરફ ગુજારવી જોઈએ અને સદરહુ કોરટના અથવા માજીસ્ત્રેટના હુકમની રાહ જોવી જોઈએ.

(૫) સુલેહ રાખવા સારૂ તારણ નહિ આપવા બાબતની કેદ આસન હોવી જોઇએ.

કેદનો પ્રકાર

(૬) સારી રીતે ચાલવા સારૂ તારણ નહિ આપવા બાબત કેદ દરેક કામમાં કોરટ અથવા માજીસ્ત્રેટ ફરમાવે તે પ્રમાણે સખત મજુરી સાથે અથવા આસાન થઇ શકે.

**ટીકા**—પેટા કલમ ૪ નવીન છે. પેટા કલમ ૧ માંથી નિચેના શબ્દો કાઢી નાંખ્યા છે "અથવા તે તુરંગમાં સદરહુ પ્રમાણે હુકમ કરેલા સખસને અટકાવી રાખ્યો હોય તે તુરંગ જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને" પેટા કલમ ૩ મા નિચેના શબ્દો વધાર્યા છે "સદરહુ માજીસ્ત્રેટ પાસેથી."

**તે તારીખે અથવા તે પહેલા**—કલમ ૧૦૬ પ્રમાણે સુલેહના જામીન લેવા હુકમ એવો ન જોઇએ કે ગુન્હેગારની સજા પુરી થાય ત્યારે ગુન્હેગારે જામીન આપવા તોહમતવાળાની મરજી હોય તો સજા મારતી વખતે અથવા તે સજાની દરમીયાન કોઇ વખતે જામીન આપવાને છુટ છે. રાણી વી. બચુ ૭ નો વે. પ્રો. ૩૨૮.

જેની સામે સારી ચાલના જામીન આપવા હુકમ ફરમાન કર્યો હોય તે સજા ભોગવતો હોય (એક પછી એક ભોગવતો હોય તોપણ) તો સજા પુરી થતા સુધી જામીન આપવાની ફરજ પાડવી નહી. ને તે બદલ કેદની શીક્ષાનો હુકમ પણ એકદમ કરવો નહી. આપા વહદ ગનુ મુ. હા. કો. ક્રી. રૂ. ૧૮ જુલાઇ સને ૧૮૯૫. પાંડુ ઉર્ફે ખંડુ મુ. હા. કો. ક્રી. રૂ. ૮ અગષ્ટ સને ૧૮૯૫.

**તુરંગમાં મોકલવો**—તુરંગમાં મોકલવો પણ કેદની સજા ન મારવી પ્રો. અપ્રીલ ૨૬ સને ૧૮૬૦ ૪ મુ. હા. કો. રી. અપે. ૪૬. તોહમતદાર જામીન આપે ત્યાંસુધી કેદમાં રાખવો એ હુકમ ગેરકાયદે છે પણ એક વર્ષ કરતા વધારે નહી એવી હદ તે હુકમમાં લખવી જોઇએ. મઇલચડી વી. હરી પુલા ઇં. લો. રી. ૮ ક. ૬૪૪.

એક ખત હયાતીમાં હોય ત્યાંસુધી બીજુ ખત લેવાનો હુકમ પણ ગેરકાયદે છે. રાણી વી. હમોટકત ૯ બે. લો. રી. ૩૦.

આ નામના સખસનો એક વર્ષની મુદતનો સુલેહનો મુચરકો લીધો ને તે મુદત પુરી થતા પહેલા. તેણે બીજા માણસો સાથે નવીન તકરારમાં પડયો ડેપ્યુટી માજીસ્ત્રેટે સેસન કોર્ટને આ કલમ પ્રમાણે ન મોકલતા બીજા એક વર્ષના જામીન લેવા હુકમ કર્યો ઠરાવ્યુકે—હુંકમ ગેર કાયદેછે રાણી વી. કાલીનાથ ૬ બે. લો. રી. અપે ૧૧૬

ત્યારે જો સદરહુ સખસ ઉપર કહયા મુજબ તારન આપે ! એક વર્ષ કરતાં વધતી મુદતના તારણુ આપવાનો હુકમ કર્યો હોય ને તે પ્રમાણે તારણ આપેતો સેસનકોર્ટમાં મોકલવાની જરૂર નથી ને તેપર અપીલ ડીસ્ત્રીકટ.માજીસ્ત્રેટને ત્યાં થસે. જો. જામીન ન આપે તો સેસનકોર્ટમાં મોકલવું જોઇએ. જે સેસન કોર્ટ તે પર હુકમ કરે પછે આ કાયદાની ક. ૪૦૬ લાગુ પડતી નથી. હરીદાસની અરજી બાબત ક. વિ. નોટસ ૧૮૯૧ પા. ૨૧૯

• આ કલમ પ્રમાણે જ્યાં સુધી સેસનજન્ડજે હુકમ કર્યો નથી ને પ્રોસીડીંગ માજીસ્ત્રેટને ત્યાં હોય ત્યાં શુધી ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટને ત્યાં અપીલ ચાલીશકે પણ એક કોરટ સેસન જડજે હુકમ કર્યો એટલે ન ચાલે રાણી વી. છેટીયા ક. વિ નોટસ ૧૮૯૩ પા. ૧૮૩

સેસન જડજ આ કલમ પ્રમાણે જે હુકમ કરે તે પર અપીલ નથી. રાણી વી. રાઘુ ૨૪ વિ. રી. ૧૨. રાણી વી. ચંદખાન ઈ. લો. રી. ૯ ક. ૮૭૮. આ કલમ પ્રમાણે એડીશનલ સેસન જડજ કામ ચલાવી શકે નહી તે ફકત સેસનમાં કમીટ કરેલા કેસ ચલાવી શકે દયારામ રણછોડ મુ. હા. કો. ક્રી. રૂ. ૧૨–૧૨–૯૫. આ કલમ પ્રમાણે સેસન જડજ સાંભળે ત્યારે વકીલ રાખવા દેવો. જહોનીસીંગ ઇ.લો. રી. ૨૩ ક. ૪૯૩ તથા મોતી પુંજા ઈ. લો. રી. ૧૬ મુ. ૬૬૧.

થઇ શકે. એ વાત ખરી છે કે—સારી ચાલના જામીન ન આપે તો સખત કે આસાન કેદ થઈ શકે. પણ કોઈ કેસમાં જેના જામીન લેવા હુકમ કર્યા હોય તેને કોઇ વખતે ગુન્હેગાર ઠરાવી શીક્ષા ન કરી હોય. તેવા સખસના જામીન એવી સરતના માગ્યા હોય કે તે મળવા મુશકેલ ને તે જામીન ન આપે તો સખત કેદની શીક્ષા કરેલી. ઠરાવ્યું કે—હુકમ અઘટતો ને ખરાબ છે. અંબીકાપ્રસાદ ૧ ક. લો. રી. ૨૬૮.

તારણુ નહી આપવાના બદલામાં કેદની જે સજા કરી હોય તે પુરી થતા બીજા સારી ચાલના જામીન માગવા નહી. પણ તે નવી જીદંગી કેવી ગાળે છે. તેની તક આપવી જોઇએ. જસવંતસીંગ. ૬ વિ. રી. ૧૮.

**સદરહુ મુદત પુરી થતા સુધી.** જેટલી મુદતનો મુચરકો માગ્યો તેટલીજ મુદતની સજા કરવી જોઈએ. ગનુ અકું મુ. હા. કો. ક્રી. રૂ. ૮ ૧૦ ૯૧ મોતી અમથા મુ. હા. કો. ક્રી. રૂ ૧૫–૬–૯૩

જો કમી સજા મારવી દુરસ્ત લાગેતો ક. ૧૨૪ મુજબ પગલા લેવા ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટ તરફ મોકલવુ. મોતી અમથા મુ. હા. કો. ક્રી. રૂ. ૧૫–૬–૯૩ માગેલો મુચરકો આપવામાં તોહમતદાર કશુર કરેતો જેટલી મુદત માટે મુચરકો માગ્યો હોય તે મુદતની સરૂઆતમાંજ ફકત ક. ૧૨૩ મુજબ કેદમાં રોકી રાખવાનુ વારંટ કાઢી શકાય હીરાલાલ ચુનીલાલ મુ. હા. કો. ક્રી. રૂ. ૧૭–૧–૮૯ લલુ પેચા મુ. હા કો. ક્રી. રૂ. ૧૭–૧–૮૯ આ કલમ પ્રમાણે કેદમાં અટકાવી રાખવાનુ વારંટ જે મુદત શુધી જમાની ખત આપવાનુ હોય તે મુદત જે તારીખે સરૂ થતી હોય તે તારીખે અને તે વખતે તોહમતદાર માગેલા જામીન આપવામાં કસુર કરે તો ફકત નિકળી શકે હીરાલાલ ચુનીલાલ મુ. હા. કો ક્રી. ૧૮ ૧ ૮૯

પારેગ્રાફ ત્રીજામાં „સદરહુ માજીસ્ત્રેટ પાસેથી,, એ સબ્દો નવીન વધાર્યાછે. તેથી ઈ. લો. રી. ૨૪ ક. ૧૫૫ જોગ્જાનસીંગ વાલો ફેંસલો નિરપયોગી છે.

તારણ નહિ આપવા બાબત કેદ કરેલા સખસોને છુટા કરવાનો અધિકાર.

**૧૨૪ (૧) જ્યારે જ્યારે જીલ્લા માજીસ્ત્રેટોનો અથવા કોઈ ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટનો એવો મત હોય કે આ બાબ પ્રમાણે તારણ નહિ આપવા બાબત કેદ કરેલા કોઈપણ શખસને છુટો કરવાથી લોકને અથવા કોઇપણ બીજા સખસને જોખમ પહોંચશે નહિ, ત્યારે ત્યારે તે સદરહુ સખસને છોડી મુકવાનો હુકમ કરવાને મુખત્યાર છે. પછી તે શખસને કેદ કરવાનો હુકમ તેણે પોતે કરેલો હોય કે પોતાના હોદ્દા ઉપર અગાઉ જે અમલદાર હોય તેણે કરેલો હોય કે કોઇ તાબા માંહેના માજીસ્ત્રેટે કરેલો હોય તોપણ.**

**(૨) આ બાબ પ્રમાણે તારણ નહિ આપવા બાબત કોઇપણ શંખસને કેદ કર્યો હશે ત્યારે ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ, અથવા જીલ્લા માજીસ્ત્રેટ (પોતાની કોરટ કરતાં કોઇ વારિષ્ટ કોરટે સદરહુ હુકમ કર્યો ન હોય તે પ્રસંગે) તારણની રકમ અથવા જામીનોની સંખ્યા અથવા તારણ જે મુદતને માટે માંગ્યુ હોય તે મુદત કમી કરવાનો હુકમ કરવાને મુખત્યાર છે.**

**(૩) જ્યારે જ્યારે જીલ્લા માજીસ્ત્રેટનો અથવા કોઇ ચીફ પ્રેસિડેન્સી, માજીસ્ત્રેટનો એવો મત હોય કે આ બાબ પ્રમાણે તારણ નહિ આપવા બાબત સેશન કોરટના અથવા હાઈકોરટના હુકમ પ્રમાણે કેદ કરેલા કોઇપણ શખસને છુટો કરવાથી લોકને જોખમ પોહોંચશે નહીં ત્યારે ત્યારે સદરહુ માજીસ્ત્રેટે, પ્રસંગ પ્રમાણે, સેશન કોરટના અથવા હાઈકોરટના હુકમ સારૂ તે કામનો તુરતરિપોર્ટ કરવો, અને સદરહુ કોરટ દુરસ્ત ધારે તો તે, સદરહુ શખસને છુટો કરવાનો હુકમ કરવાને મુખત્યાર છે.**

ટીકા—પારેગ્રાફ બીજો નવીન છે.

સુલેહ રાખવા બાબતનું અથવા સારી રીતે ચાલવા સારૂ કોઇપણ ખત રદ કરવાનો જીલ્લા માજીસ્ત્રેટનો અધિકાર.

**૧૨૫. ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ અથવા જીલ્લા માજીસ્ત્રેટ, પોતાના જીલ્લામાંની જે કોરટ પોતાની કોરટથી ચહડતા દરજાની ન હોય તેવી કોઈ કોરટના હુકમથી સુલેહ રાખવા સારૂ અથવા સારી ચાલચલણ સારૂ જે ખત આ બાબ પ્રમાણે કરી આપ્યું હોય તે ખત પાકાં કારણો સારૂ ગમે તે વખતે રદ કરવાને મુખત્યાર છે; તે કારણો દફતરમાં લખવાં.**

જામીનોનો છુટકારો.

**૧૨૬ (૧) કોઇપણ શખશની સુલેહ ભરેલી અથવા સારી ચાલ માટે બીજો જે શખસ જામીન થયો હોય તે સખસ કોઇ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટની જીલ્લા માજીસ્ત્રેટની, પેટાટુકડી માજીસ્ત્રેટની અથવા પેહેલા વરગના માજીસ્ત્રેટની હુકમતની સ્થાનિક હદ માંહે આ બાબ પ્રમાણે કરી આપેલું હરકોઈ ખત રદ કરવા બાબતની અરજી ગમે તે વખતે સદરહુ માજીસ્ત્રેટને કરવાને મુખત્યાર છે.**

(૨) સદરહુ અરજી થયા ઉપરથી તે માજીસ્ત્રેટે, પોતાને દુરસ્ત લાગે તે પ્રમાણે પોતાનો સમન અથવા વારંટ કાહાડીને જે શખસને માટે સદરહુ જામીન બંધાયલો હોય તે શખસને પોતાની આગળ હાજર થવાનું અથવા આણવાનું ફરમાવવું.

(૩) જ્યારે તે માજીસ્ત્રેટની આગળ સદરહુ શખસ હાજર થાય અથવા તેને આણ્યો હોય, ત્યારે સદરહુ માજીસ્ત્રેટે તે ખત રદ કરવું, અને તે ખતની મુદતના બાકી રહેલા ભાગને માટે અસલ તારણના જેવાજ પ્રકારનું નવું તારણ આપવાનો સદરહુ શખસને હુકમ કરવો. સદરહુ પ્રકારનો દરેક હુકમ ૧૨૧ મી, ૧૨૨ મી, ૧૨૩ મી, અને ૧૨૪ મી, કલમોનાં કારણસારૂ, પ્રસંગ પ્રમાણે ૧૦૬ ઠી, અથવા ૧૧૮ મી કલમ મુજબ કરેલો હુકમ છે એવું સમજવું.

## બાબ ૯ મો.

## કાયદા વિરૂદ્ધ મંડળીઓ.

માજીસ્ત્રેટના અથવા પોલીસ અમલદારના હુકમ ઉપરથી મંડળીએ વિખરાઇ જવું.

૧૨૭. (૧) કોઈપણ કાયદા વિરૂધ્ધ મંડળીને, અથવા જેથી લોકની સુલેહમાં ગડબડ થવાનો સંભવ હોય એવી પાંચ અથવા વધારે શખસોની મંડળીને, વિખરાઇ જવાનો હુકમ કરવાને કોઇ પણ માજીસ્ત્રેટ અથવા જે અમલદારના હવાલામાં કોઈ પોલીસ—થાણું હોય તે અમલદાર મુખત્યાર છે; અને એવા હુકમ થયેથી તે હુકમ મુજબ વિખરાઈ જવાની તે કાયદા વિરૂધ્ધ મંડળીના અંગભુતોની ફરજ છે.

(૨) આ કલમ કલકત્તા તથા મુંબાઈ એ શેહેરોમાંની પોલીસને પણ લાગુ છે.

**ટીકા**—કાયદા વિરૂધ મંડળી એ શબ્દની વ્યાખ્યા પી. કો. ક. ૧૪૧ મા આપી છે. આ કલમ પ્રમાણે વિખરાઇ જવા હુકમ કર્યા છતા તેમા જારી રેહતો ઇ. પી. કો. ક. ૧૪૫ પ્રમાણે ગુન્હો બને છે.

**જે અમલદારના હવાલામા પોલીસથાણું હોય તે અમલદાર.** તેનો ઉપરી અમલદાર આ કલમ પ્રમાણે વિખરી નાંખવા હુકમ કરે તો તે આ કલમ પ્રમાણે બરાબર છે. રાણી વી. ટકર ઇ. લો. રી. ૭ મુ. ૪૨. વળી તે કેસમાં હાઇકોરટે ઠરાવ્યું કે—મંડળીનો હેતુ લોકોની શુલેહમાં ભંગ કરવા જેવો છે કે કેમ એ અભીપ્રાયની બાબત છે ને તે મુનસફીપર રાખેલુ છે તેમણે પોતાના અભીપ્રાય પર ચાલવુ જોઇએ. ને તે અભીપ્રાય લગતો છે ને જે કારણો પરથી તે બંધાઓ હોય તે પણ લગતા છે.

વિખરી નાંખવા સારૂ બિન લશ્કરી જબરી કરવા બાબત.

૧૨૮. એ પ્રમાણે હુકમ કર્યા ઉપરથી સદરહુ પ્રકારની કોઈ મંડળી વિખરાઇ નહિ જશે, તો અથવા એ પ્રમાણે હુકમ કર્યાવગર તેની વર્તણુક ઉપરથી વિખરાઈ નહિ જવાનો તેનો નિશ્ચય જણાય તો હરકોઇ માજીસ્ત્રેટ અથવા જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ–થાણું હોય તે અમલદાર, પછી તે ઈલાકાનાં મુખ્ય શેહેરોની અંદર કે બાહાર

હોય, સદરહુ મંડળીને જબરીથી વિખરી નાંખવાને મુખત્યાર છે, અને સદરહુ મંડળી વિખરી નાંખવાના કારણ સારૂ, અને જરૂર હોય તો, સદરહુ મંડળી વિખરી નાંખવાને અથવા તે મંડળીના માણસોને કાયદા પ્રમાણે શિક્ષા કરવામાં આવે તે માટે તે માણસોને પકડવા તથા કેદ કરવા સારૂ મલીકાઆઝમાના લશ્કરમાંના અમલદાર અથવા સિપાઇ નહિ હોય તેવા અથવા ૧૮૬૯ ના હિંદુસ્તાનના વાલન્ટીયરોના આકટ પ્રમાણે નોંધેલા વાલન્ટીયર નહિ હોય અને તેવા તરીકે કામ કરતો ન હોય એવા કોઇપણ મરદ માણસોની મદદ માંગવાને મુખત્યાર છે.

લશ્કરી જબરી કરવા બાબત.

૧૨૯. જો સદરહુ પ્રકારની કોઈ મંડળી બીજી રીતે વિખરી નખાતી નહિ હોય, અને લોકોની સહી સલામતી રાખવા સારૂ તે મંડળી વિખરી નાખવાની જરૂર હોય, તો ઊંચામાં ઊંચા દરજ્જાનો જે માજીસ્ત્રેટ હાજર હોય તેને તે મંડળી લશ્કરી જબરીથી વિખરી નખાવવાનો અખત્યારછે.

લશ્કરના જે કમાંડિંગ આફિસરને મંડળી વિખરી નાખવાનું માજીસ્ત્રેટે ફરમાવ્યું હોય તે કમાંડિંગ ઓફિસરનું કામ.

૧૩૦. (૧) જ્યારે કોઇ માજીસ્ત્રેટ સદરહુ પ્રકારની કોઈપણ મંડળી લશ્કરી જબરીથી વિખરી નાખવાનો નિશ્ચય કરે, ત્યારે મલીકામાઆઝમાના લશ્કરમાં હરકોઇ સિપાઈઓની અથવા ૧૮૬૯ના હીંદુસ્તાનના વાલેન્ટીયરોના આકટ પ્રમાણે નોંધેલો હરકોઈ વાલેન્ટીયરોની, કમાંડ જે કોઇ સનંદી અથવા બીનસનંદી અમલદારની પાસે હોય તે અમલદારને સદરહુ મંડળી તેવી જબરીથી વિખરી નાખવાનું, તથા પોતે ફરમાવે તેવા, અથવા તે મંડળી વિખરી નાખવાને અથવા કાયદા પ્રમાણે શિક્ષા કરવામાં આવે તે માટે જેમને પકડી અટકાવી રાખવાની જરૂર હોય તેવા, તે મંડળીના માણસોને પકડી અટકાવી રાખવાનું, ફરમાવવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

(૨) સદરહુ પ્રકારના દરેક અમલદારે પોતાને દુરસ્ત લાગે એવી રીતે સદરહુ હુકમ પ્રમાણે ચાલવું; પણ તેમ કરવામાં તેણે તે મંડળી વિખરી તો નાખવીજ તથા સદરહુ માણસોને પકડીને અટકાવી તો રાખવાંજ, પણ તેમ કરવામાં જેટલી ઓછી જબરી થાય તેટલી ઓછી જબરી કરવી, અને જાનમાલને જેટલું ઓછું નુકસાન થાય તેટલું ઓછું નુકસાન કરવું.

મંડળી વિખરી નાખવાનો કમીશન્ડ (સનદી) લશ્કરી અમલદારોનો અધિકાર.

૧૩૧. જ્યારે સદરહુ પ્રકારની કોઈપણ મંડળીથી લોકોની સહી સલામતીને ઉઘાડી રીતે ધોકો પોહોંચતો હોય, અને કોઇ માજીસ્ત્રેટને જણાવી શકાતું નહિ હોય, ત્યારે મલીકામાઆઝમાના લશ્કરના હરકોઈ કમીશન્ડ (સનદી) અમલદારને સદરહુ મંડળી લશ્કરી જબરીથી વિખરી નાખવાનો અધિકાર છે, તથા સદરહુ મંડળી વિખરી નાખવા માટે અથવા કાયદા પ્રમાણે શિક્ષા કરવામાં આવે તે માટે તે મંડળીના હરકોઇ માણસોને પકડીને કેદ કરવાનો તેને અધિકાર છે; પણ જ્યારે આ કલમ પ્રમાણે તે ચાલતો હોય તેવામાં કોઈ માજીસ્ત્રેટને તે બાબતની હકિકત જણાવવાની તક

મળી આવે તો તેણે તેમ કરવું, અને ત્યાર પછી પોતે સદરહુ પ્રમાણે કરવાનું જારી રાખવું કે નહિ તે બાબત તેણે તે માજીસ્ત્રેટના હુકમ પ્રમાણે ચાલવું.

આ બાબ પ્રમાણે કરેલાં કામ બાબત ફરિયાદ માંડવાની વિરૂદ્ધ બચાવ.

૧૩૨. આ બાબ પ્રમાણે કરેલું છે એવું કેહેવામાં આવતું હોય તેવા કોઈ પણ કામ બાબત કોઇ પણ શખસ ઉપર કોઈ પણ ફરિયાદ, ગવર્નર જનરલ ઈન કૌન્સિલની મંજુરી વગર, કોઈ પણ ફોજદારી કોરટમાં માંડવી નહિ; તથા—

(અ) આ બાબ પ્રમાણે શુદ્ધ બુદ્ધિથી ચાલનારા કોઈ પણ માજીસ્ત્રેટે અથવા પોલીસ અમલદારે,

(બ) ૧૩૧ મી કલમ પ્રમાણે શુદ્ધ બુદ્ધિથી ચાલનારા કોઇ પણ અમલદારે,

(ક) ૧૨૮ મી અથવા ૧૩૦ મી કલમ પ્રમાણે કોઇ હુકમ મુજબ શુદ્ધબુદ્ધિથી હરકાંઇ કામ કરનારા કોઈ પણ શખસે, અને

(ડ) જે હુકમ માનવાને પોતે બંધાયલો હોય તે હુકમને તાબે થઈને કાંઈ પણ કામ કરનારા કોઇ હલકા દરજ્જાના અમલદારે અથવા સિપાઇએ, અથવા વાલેન્ટિયરે,

તે ઉપરથી કાંઈ ગુન્હો કર્યો છે એવું સમજવું નહિ.

**ટીકા**—કોઇપણ કામ બાબત આ શબ્દો પછી " કોઇપણ માણસ્ત્રેટ લશકરી અમલદાર સીપાઈ અથવા વાલીન્ટરનીઉપર" આ શબ્દો હતા તે કાઢી નાંખી "કોઈપણ સખસ ઉપર" આ શબ્દો મુકયા છે.

ડ રકમમાં લશકરી કાયદા પ્રમાણે એ શબ્દો જુના કોડમા હતા તે મુકી દેવામાં આવ્યા છે. શુધબુધી એ શબ્દની વ્યાખ્યા પી. કો. ક. પ૨માં આપી છે તે જુઓ ને વલી ૧૮૯૭ ના એકટ ૧૦ મી ક. ૩ ની રકમ ૧૦ માં આપી છે તે જુઓ બને વ્યાખ્યામાં થોડો ફારફેર મુદ્દાની બાબતમાં છે તે જુઓ.



## બાબ ૧૦ મો.

## લોકાપકારક કૃત્યો.

અપકારક વસ્તુ ખસેડવા બાબત શરતી હુકમ.

૧૩૩. (૧) જ્યારે જ્યારે કોઇ પોલીસનો રિપોર્ટ અથવા બીજી ખબર મળ્યા ઉપરથી તથા પોતે દુરસ્ત ધારે એવો પુરાવો (જો જોઇતો હોય તો) લીધા ઉપરથી, કોઈ જીલ્લા માજીસ્ત્રેટના અથવા કોઇ પેટા ટુકડી માજીસ્ત્રેટના અથવા પેહેલા વર્ગના જે માજીસ્ત્રેટને સ્થાનિક સરકારે આ બાબત અધિકાર આપ્યો હશે તે માજીસ્ત્રેટના વિચારમાં એમ આવે કે,

ફલાણો રસ્તો અથવા નદી અથવા કાંસ લોકો કાયદેસર વાપરે છે અથવા લોકોને કાયદેસર વાપરવાનો અધિકાર છે તે રસ્તામાંથી અથવા નદીમાંથી અથવા કાંસમાંથી અથવા ફલાણી સાર્વજનિક જગામાંથી ફલાણી કાયદા વિરૂદ્ધ અડચણ અથવા અપકારક વસ્તુ ખસેડવી જોઇયે, અથવા,

ફુલાણો વેપાર અથવા ધંધો, અથવા ફુલાણો માલ અથવા વેપારની જણસ રાખવી એ લોકની તનદુરસ્તીને અથવા શરીર સુખને નુકસાનકારક હોવાના સબબથી તે વેપાર અથવા ધંધો બંધ કરી નાખવો જોઇએ અથવા ખસેડવો જોઇયે અથવા તે બાબત મના કરવી જોઇયે અથવા તે માલ અથવા વેપારની જણસ રાખવાનું બંધ કરી નાખવું જોઇયે અથવા ખસેડવું જોઇયે અથવા તે બાબત મના કરવી જોઇયે, અથવા

ફુલાણી ઈમારત બાંધવાથી અથવા ફુલાણા પદાર્થની વ્યવસ્થા થયાથી આગ લાગવાનો અથવા અવાજ થઇને ફુટવાનો સંભવ છે માટે તે અટકાવવી જોઇયે અથવા બંધ કરવી જોઇયે, અથવા

ફુલાણી ઈમારત એવી હાલતમાં છે કે તે પડશે અને તેથી પડોશમાં રેહેનારા અથવા ધંધો ચલાવનારા લોકોને અથવા પાસે થઈને આવનાર જનાર લોકોને નુકશાન થશે એવો સંભવ છે, અને તેટલા માટે તેને ખસેડવાની અંથવા તેની મરામત કરવાની અથવા તેને ટેકો આપવાની જરૂર છે, અથવા

સદરહુ પ્રકારના ફુલાણા રસ્તા પાસેના અથવા ફુલાણી સાર્વજનિક જગા પાસેના ફુલાણા તળાવની અથવા કુવાની અથવા ખાડાની આસપાસ વાડ અથવા પાળ એવી રીતે બાંધી લેવી જોઇયે કે પછી તેથી લોકોને કાંઇ ભય ઉત્પન્ન થાય નહિ,

ત્યારે ત્યારે જે શખસ તે અડચણ અથવા અપકારક વસ્તુ કરતો હોય, અથવા તે વેપાર કે ધંધો ચલાવતો હોય અથવા તે માલ કે વેપારની જણસ રાખતો હોય, અથવા તે ઇમરતનો, પદાર્થનો, તળાવનો, કુવાનો અથવા ખાડાનો માલિક અથવા કબજેદાર હોય અથવા તે ઉપર અખત્યાર ચલાવનાર હોય તે શખસની ઉપર એક શરતી હુકમ મોકલવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે, તે હુકમમાં તે શખસને એમ ફરમાવવું કે આ હુકમમાં ઠરાવેલી આટલી મુદતમાં તમે—

તે અડચણ અથવા અપકારક વસ્તુ કાહાડી નાખજો; અથવા
તે વેપાર અથવા ધંધો બંધ કરજો અથવા ખસેડજો; અથવા
તે માલ અથવા વેપારની જણસ ખસેડજો; અથવા
તે ઈમારત બાંધશો નહિ અથવા બાંધવી બંધ રાખજો; અથવા
તે ખસેડી લઈ જજો અથવા તેની મરામત કરજો અથવા તેને ટેકો આપજો; અથવા
તે પદાર્થની વ્યવસ્થામાં ફેરફાર કરજો; અથવા
પ્રસંગ પ્રમાણે તે તળાવને અથવા કુવાને અથવા ખાડાને વાડ અથવા પાળ બાંધી લેજો; અથવા.

અને તેમાં બીજું એમ ફરમાવવું કે અગર તમે એ પ્રમાણે ન કરો, તો આ હુકમથી ઠરાવેલી ફુલાણી વખતે તથા જગાએ તમે અમારી આગળ અથવા કોઇ પેહેલા અથવા બીજા વર્ગના માજીસ્ત્રેટની આગળ હાજર થજો, અને આ કાયદામાં આગળ ઠરાવેલી ફુલાણી રીતે તે હુકમ રદ કરાવવાની અથવા બદલાવવાની દરખાસ્ત કરજો.

**(૨) આ કલમ પ્રમાણે કોઈ માજીસ્ટ્રેટે યોગ્ય રીતે હુકમ કર્યો હોય તે હુકમ વિશે કોઈપણ દિવાની કોરટમાં તકરાર ઉઠાવવી નહિ.**

**ખુલાસો.—"સાર્વજનિક જગા" આ શબ્દોમાં સરકારની માલ મિલકતનો તથા છાવણીની જગાનો અને લોકોની તનદુરસ્તી ઠીક રાખવા સારૂ અને તેઓની ગમતને સારૂ જે જગા છુટી રાખેલી હોય તે જગાનો પણ સમાવેશ થાયછે.**

ટીકા—રીપોર્ટ એ શબ્દ પેહલા પોલીસ એ શબ્દ ઉમેર્યો છે. તળાવને એ શબ્દો પેહલા પ્રસંગ પ્રમાણે ને તે શબ્દો પછી કૌંસ હતો તે કાઢી નાંખેલ છે. **લોકો કાયદેસર વાપરે છે. વાપરવાનો અધીકાર છે સાર્વજનીક જગોમાંથી** તે સાર્વજનીક જગા હોય અથવા ધોરી રસ્તો હોય તોજ આ કલમ પ્રમાણે અપકૃત્ય ખસેડવાનો હુકમ કરવાનો અધીકાર છે. શાહ સુજંટ હુસેન ૨૨ વિ. રી. ૧૯ પીતાંબર વી. નસરૂદેય ૨૫ વિ. રી. ૪. ખાનગી રસ્તાને હરકત કરવી તે અપકૃત્ય ગણાતું નથી. જંકીનાથ ભટાચારજી ૨ વિ. રી. ૩૬ કેટલાક ઘરોનું પાણી એક ખાલમા જતું તે અટકાવ્યું તે પણ દીવાની કૃત્ય છે. ચોયલોકીનાથ ૫ વિ. રી. ૫૮. અમુક જગા દફનક્રીયા માટે વપરાતી હતી એવું નકી થવાની ફરીયાદ આ કલમમાં આવે નહી ગીધાધર કમીલા વી. બૈદ્યનાથ ૨૪ વિ રી. ૬.

જાહેર રસ્તાની તકરાર હક સંબંધી સુધ બુધીથી ઉત્પન્ન થઇ હોય ત્યાં આ કલમના અધીકાર વાપરવા નહી આવી જાતની તકરારમા જ્યાસુધી જાહેરાંત હક વ્યાજબી કાયદેસર દીવાની અથવા ફોજદારી મુકદમો ચલાવી સાબેત થાય નહી ત્યાંસુધી આ બાબ પ્રમાણે હુકમ કરવા નહી બસરૂદીન બીકાયા બાહારઅલી ઈ. લો. રી. ૧૧ ક. પા. ૮ તેમજ અસકરમીયા વી. સરદારમીયા ઈ. લો. રી. ૧૨ ક. ૧૩૭ મા ઠરાવ્યું છે કે—શુધ બુધીથી હકની તકરાર ઉઠાવે તો તે કેસ દીવાની ગણાય છે આ બાબના નિયમ પ્રમાણે હકના વિષયના તકરારી દાવાનો નિકાલ કરવાનો નથી પણ ફરીયાદ કરેલી હરકતો હૈયાતીમા હોય અગર ન હોય તે વિષેના ફકત સ્વાલો જોવાની બાબતમાં છે તેમજ લાલમીયાં વી. નાઝીર ખલાસી ઈ. લો. રી. ૧૨ ક. ૬૯૬ ના કામમાં ઠરાવ્યું કે—હકની તકરાર શુધ બુધી છે કે નહી તે તપાસવાનું કામ કોર્ટનું છે માત્ર નામની તકરાર કરી હોય તો હુકમ કરી શકે. તેમજ ઈ. લો. રી. ૧૭ ક. ૫૬૨. પ્રથમ દર્શનીક માજીસ્ટ્રેટ ધારે કે—સાર્વજનીક જગા અથવા ધોરી રસ્તો છે ને તે પ્રમાણે "નથી" એવો વાંધો જો ન ઉઠાવ્યો હોય તો તે જ્યુરી માજીસ્ટ્રેટના હુકમને વ્યાજબી ઠરાવે તો પછે હાઇકોરટ વચે આવશે નહી. ઇમાનદીખાની અરજી બાબત ઈ. લો. રી. ૮ ક. ૩૯૯ પુરાવો લીધા શીવાય કોઇપણ માજીસ્ટ્રેટથી ધોરી રસ્તો છે કે નહી એ કહી શકાય નહી. જાતે સ્થાનીક તપાસ કરી હોય એ પુરતુ નથી. મખતલાલ વી. મખત ઈ. લો. રી. ૧૧ ક. ૨૪૧ માજીસ્ટ્રેટ હકની તકરાર વ્યાજબી નથી એમ ઠરાવે તો તેના કારણ લખવા જોઇએ. હકની તકરાર. પ્રથમ અથવા સુનાવણી વખતે ઉઠાવવી જોઇએ. પાછળથી નહી ચાલે. લખી નારાયણ વી. રામકુમાર ઈ. લો. રી. ૧૫ ક. ૫૬૪ તથા પ્રીઓનાથડે ઈ. લો. રી. ૨૫ ક. ૨૭૮. **રસ્તો નદી કાંસ**—આ કલમ પ્રમાણે રસ્તો નદી અથવા કાંસને કાયદા વિરૂધ હરકત કરી છે એટલું બતાવવું તે બસ નથી પણ તે હરકત સાર્વજનીક વાપરવાને પણ થવી જોઇએ. નદીના બે કાંટા પર આવેલા ગામોના તાલુકદાર વચે તકરાર એવા કારણથી પડી કે ખાઈ ખોદી પાળ વીગેરે બાંધી નદીનો પ્રવાહ ફેરવ્યો બને તાલુકદાર પોતાની ખાનગી મીલકત છે એમ તકરાર કરે છે ઠરાવ્યું કે—આ કલમ પ્રમાણે માજીસ્ટ્રેટ વચે આવી શકે નહી. શ્રી જશવંતસીંગ ઇ. લો. રી. ૨૨ મુ. ૯૮૮

**ફુલાણો વેપાર અથવા ધંધો વીગેરે (પારેગ્રાફ ૩ જો).** લોકની તંદુરસ્તીને નુકસાન ને અપકારક કૃત્ય ગણી કોઇ વેપાર બંધ કરવાને માજીસ્ટ્રેટે હુકમ કર્યો હોય તો વેહપાર

લોકના સુખને અને તંદુરસ્તીને નુકસાનકારક હતો એવો માજીસ્ટ્રેટને વ્યાજબી રીતે પુરાવો મળ્યો નોતો અથવા બતાવેલું કારણ એવું હતું કે—વેપાર બંધ કરવાને કરેલો હુકમ વ્યાજબી ને યોગ્ય નોહતો એવી માજીસ્ટ્રેટને ખાત્રી થવી જોઇતી હતી. એ બેમાંની ગમે તે બાબત સાબીત થયા શીવાય હાઇકોરટ દરમીયાન થશે નહી કોઇપણ માજીસ્ટ્રેટના ઠરાવો કામના દફતરમાં એવી રીતે ઠરાવો કાપવાને કાંઇપણ પુરાવો નથી એવું માલમ પડયા શીવાય ખરા તરીકે ગણે છે. ક. મ્યુ. ક. વી. અમનતઅલી ૭ બે. લો. રી. ૫૧૬.

કોઈ સખસ. પોતાના ખાનગી ઘરમાં કાંઈ ધંધો ચલાવતો હોય તે ધંધો કોઈ અમુક જાતના લોકને વહેમને લીધે કંટાળો છુટે તેવો હોયતો તે અપકારક નથી. હાજી મુઝહર અલી વી. ગંદોરીસાહુ ૨૫ વિ. રી. ૭૪

કોઈ વેહપાર કરવાની પેહલેથી મંજુરી મેળવી હોય ને પાછળથી આસ પાસના પાડોશીઓને તેનાથી અપકારક કૃત્ય થતુ હોયતો ધંધો જારી રાખવાનો માલીકોને હક નથી અપકારક કૃત્ય કરતી વખતે કોઈ માણુસને ઇજા થઈ નોતી એજ ફક્ત કારણ બતાવી નુકસાન કારક વેપાર ચલાવી કોઈ અમુક જગાની હવામાં બીગાડ કરવાનો કોઈપણ માણુસને હક નથી અને ઘણા વર્ષ સુધી ધંધો ચલાવ્યો હોયતો તેથી તે કાયમ રાખવાનો હક મળતો નથી અને લોકના વર્ગની તંદુરસ્તીને ખરેખરો ભય ઉપજાવે એવું અપકારક કૃત્ય ગમે તેટલા લાંબા વખતથી ચાલતુ હોય તોપણ તે કાયદેસર ગણી શકાતુ નથી. ક. પ્ર. ક. વી. મહમદઅલી. ૭ બે. લો. રી. ૪૫૯ ( ૧૬ વિ. રી. ૬ ) કોઈ ગુણકા જ્યાંસુધી પોતે ચુપકીથી અને રીતસર ચાલેછે અને બદફેલીથી રહી ખુલીરીતે કાંઈ બે આબ્રુ કરતી નથી ત્યાંસુધી તે ધંધો ચલાવેછે એવું કારણ બતાવી તેણીને પોતાના ઘરમાંથી કાઢી મુકવાને અધીકાર નથી પણ તેનાથી વિરધ ચાલી પાડોશીઓને ત્રાસ ઉપજે તેવી રીતે વર્તી ઉપદ્રવ કરેતો અધીકાર છે. નંદોકુમારી પેશગર વી. આનંદ મોહન હોથા કરટા ૨૪ વિ. રી. ૬૮ તેમજ રાણી વી. મુસામત બેગમ ૨ નો વે. પ્રો. ૩૪૯ નાં કામમાં ઠરાવ્યુ કે—કૃત્ય વાળાને બોલવાની ઢબ અથવા દુઃખ ઉત્પન્ન થાય તેવા કે ગેરવાજબી ન હોયતો ક. ૨૯૦ મુજબ ગુન્હો થતો નથી.

**ધમણના તણખા**—ત્રીજા માણુસના ઘરમાં રૂ ભરેલું તેને તણખા ન લાગે તે સારૂં ધમણ કાઢી નાંખવા હુકમ કરેલો. ઠરાવ્યું કે—ધમણ કાઢી નાંખવાનો હુકમ કાયદેસર નથી પણ માજીસ્ટ્રેટ ધમણની ગોઠવણમાં એવી રીતનો ફેરફાર કરવાનો હુકમ કરી શકે કે જેથી તેમાંથી તણખા ઉડી બાહાર ખુલી હવામાં જાય નહી. લાહાનુ લક્ષમણ મુ. હા. કો. ક્રી. રૂ. ૨૪–૯–૯૬ એક માણુસના પોતાની મીલકતના કેહવાતા વપરાસથી બીજાની મિલકતને નુકસાન થાય તો તેવી બાબતમાં આ કલમ લાગુ પડતી નથી. લીંબડી ઠાકોર મુ. હા. કો. ક્રી. રૂ. ૧૯–૮–૯૦.

**તળાવ, કુવા, ખાડા**—ઈંટો બનાવવા ખાડો ખોદેલો તે પુરી નાંખી સરખી જમીન કરવા માજીસ્ટ્રેટે હુકમ કરેલો તેમાં ઠરાવ્યું કે—હુકમ ગેરકાયદેસર છે કારણ કે—લોકો જે રસ્તો નદી કે ખાડી કાયદેસર રીતે વાપરતા હોય અગર વાપરી શકે તેની પાસે અથવા કોઈ જાહેર જગ્યાની પાસે ખોદાણ હોય તો ખોદાણની આજુબાજુ વાડ કરવા હુકમ કરી શકે ખાડો પુરવાનો હુકમ કરી શકાય નહી. શુલેમાનજી ગુલામહુસેન મુ. હા. કો. ક્રી. રૂ. ૬–૭–૯૬.

જે તલાવમાં ફ્કત પાણી હોય તેમા અકસમાત બનાવ અટકાવવાને ફ્કત વાડ કરવવાનોજ હુકમ કરી શકે પણ અડધુ સુકાએલુને અડધા ખાડામા લોકો કચરો નાંખી ઉપદ્રવ કરતા હોય તો તે ખાડો પુરી નાંખવા હુકમ કરી શકે. બીસ્નો ચંદ્ર ચકરબતી ૧૦ વિ. રી. ૨૭. આ કલમ પ્રમાણેનો હુકમ લોકોપકારક કૃત્ય દુર થવાની જરૂર છે તલાવ સંબંધી લોકોપકારક

કૃત્યમા માજીસ્ટ્રેટે ખાડો ખોદાવી દુર કરવા હુકમ કરેલો કેવી રીતે અપકારક કૃત્ય દુર કરવું તે માલીકની મરજી પર છે પોલદાસ ૧૦ વિ. રી. ૫૧.

જે ખાડામા ફરીયાદી પોતાનો કચરો પુંજો નાંખતો હોય તો તે માટે માજીસ્ટ્રેટથી કંઈ થઇ શકે નહી. સામદાસ વી. ભોળાદાસ ૧ વિ. રી. ૩૨૪.

**પડી જાય તેવી ઇમારત.** જે ઈમારતનો ભાગ ધોરી રસ્તાપર આવેલ હોય તેટલા પરથી તેના ખાનગી કમ્પાઉંડમાં દુરસ્ત કરવા આ કલમ પ્રમાણે હુકમ થઇ શકે નહી આ કલમનો મતલબ. પડોશમાં રેહનાર અથવા ધંધો ચલાવનાર અથવા જનાર આવનારને નુકશાન થતું અટકાવવા માટે છે જસોદા નજદ ઈ. લો. રી. ૨૦ અ. ૫૦૧.

**પરચુરણ બાબતો.** મુસલમાન ને હીંદુ વચે તકરાર ચાલી કે—હીંદુએ અમુક સરીઆમ જગાએથી મડદા નહી લઈ જવા માજીસ્ટ્રેટે હુકમ કર્યોકે નજીકની જગોએથી બાળવા લઈ જવા અને મુસલમાન બતાવેછે તે જગોએથી નહી લઈ જવા ઠરાવ્યુકે હુમ ગેરકાયદે છે નારાયણની બાબત ઈ. લો. રી. ૭ મ. ૪૯

• લોકોને અડચણ કરે તેવી ભીંત તોડી નાખવા અરજી કરી હોય તેમાં કબજાના સ્વાલ ચુકવવા માટે હાઇકોરટ માજીસ્ટ્રેટને કહી શકે નહી રામલાલ મુકરજી ૫ વિ. રી. ૬૬ સ્મશાન ભુમી. કે કબરસ્તાન ઉપદ્રવકારક વસ્તુ નથી. પણ એમ બતાવવામાં આવેકે તે દુ:ખ ઉપજાવે તેવી સ્થીતીમાં છે અથવા દહન ક્રીયા એવી રીતે કરવામાં આવેછે કે તેથી પાસેના રહેનાર સખસોને દુ:ખ નુકસાન ભય ઉત્પન્ન થાય તેમ છે તો આ કલમ મુજબ પગલા ભરી શકે ઇદ્રિનાથ બેનરજી ઈ. લો. રી. ૨૫ ક. ૪૨૫

**શરતી હુકમ મોકલવાને** આ કલમ મુજબ કરેલા દરેક હુકમમાં કેટલા વખતની અંદર અને કઈ જગાએ હુકમ કરવામાં આવેલા સખસે માજીસ્ટ્રેટની રૂબરૂ હાજર થઈ હુકમ ફેરવવાની અથવા શુધારવાની દરખાસ્ત કરવી તે તેની અંદર આવવુ જોઇએ. આ કલમ મુજબ બીન સરતી હુકમ નિકળી શકતો નથી રાણી વી. બ્રોજોકંતરાય ચોધરી ઈ. લો. રી. ૯ ક. ૬૩૭ તથા રાણી. વી. જાનકીનાથ ૨ વિ. રી. ૩૬ રાણી વી. બીસ્ટોચંદર ૧૦ વિ. રી. ૨૭ સામાન્ય હુકમ કે જાહેરનામુ નિકળી શકે નહી અમુક વર્ગ અથવા સખસને આવો હુકમ કરવો જોઇએ. માણેકચંદ લાલચંદ મુ. હા. કો. ક્રી. રૂ. ૧–૯–૯૭

**રકમ (૨) બીજી** ઈ. લો. રી. ૧૪ ક. ૬૦ ખોદાબક્ષ મંડળ વી. મોગલાઈ મંડળ. આ કલમ. પ્રમાણે માજીસ્ટ્રેટે હુકમ કર્યો હોય તેથી હકના સ્વાલનો નિર્ણય થતો નથી તેથી માજીસ્ટ્રેટના હુકમથી નારાજ થનાર સરકાર સામે હક ઠરાવવાનો દાવો લાવી શકે છે. ક્રી. સ્ટેટ સેક્રેટરી વી. જેઠાભાઇ કાળીદાસ ઇ. લો. રી. ૧૭ મુ. ૨૯૩. આ કલમ મુજબના હુકમથી નારાજ થનાર સામાવાળે ઇર્ષાથી અથવા ગેરવાજબી નુકસાન કરવાના ઇરિદાથી માજીસ્ટ્રેટને ફરીયાદ કરી હતી એવું બતાવી આપ્યા શીવાય દાવો કરી શકે નહી. ચીંતામલ બાપુજી વી. ડીગમ્બર મીત્ર ૨ બે. લો. રી. ૧૫.

કોઇ જગાને સાર્વજનીક જગા માજીસ્ટ્રેટ ઠરાવે તો દાવો માજીસ્ટ્રેટ પર ન ચાલે. પણ સ્ટેટ સેક્રેટરી પર કરવો જોઇએ. નીલકંઠ આપા વી. સોલાપુર માજીસ્ટ્રેટ ઇ. લો. રી. ૬ મુ. ૬૭૧ આ કલમ પ્રમાણે માજીસ્ટ્રેટનો કરેલો હકુમત વિનાનો છે કારણ કે જે જમીન બાબત હુકમ કરેલો છે તે જમીન ખાનગી મિલકત છે અને જાહેર કે સાર્વજનીક નથી એ કારણથી સદરહુ હુકમ રદ કરવાને દીવાની કોરટને સત્તા નથી પણ દીવાની કોરટે કરેલા હુકમને બાજુપર રાખી સદરહુ દાવાવાળી જમીન દાવાના પક્ષકારો કે તેમના પ્રતીનીધીઓની ખાનગી મીલકત છે કે નહી એ સવાલનો નિર્ણય કરવા દીવાની કોરટને સત્તા છે યત્તીરામ શાહુ વી. મોહીલાલ રોય ઈ.

લો. રી. ૬ ક. ૨૦૧ હક સ્થાપીત થવા બાબત દાવા ચાલી શકે. ચુનીલાલ વી. રામકીશન ઇં. લો. રી. ૧૫ ક. ૪૬૦. આ કલમ પ્રમાણે માજીસ્રેટ મુકદમો ચલાવે ને ખાત્રી થાય કે—વધારે તપાસ કરવાની જરૂર નથી તો છોડી દેવાનો અધીકાર છે. ઇશ્વિરચંદરનાથ વી. કાલીચરનનાથ ઇં. લો. રી. ૮ ક. ૮૮૩. શોહાની પરમાનીક વી. જોગેંદ્રશાહ ૧ ક. લો. રી. ૪૮૬.

હુકમ પોહોંચાડવા અથવા જાહેર કરવા બાબત.

**૧૩૪. (૧) જે શખસની ઉપર સદરહુ હુકમ કર્યો હોય તે શખસને, બની શકે તો, આ કાયદામાં સમન બજાવવા સારૂ ઠરાવેલી રીતે, તે હુકમ પોહોંચાડવો.**

**(૨) જો સદરહુ હુકમ એ પ્રમાણે પોહોંચાડી શકાતો ન હોય, તો સ્થાનિક સરકાર કાનુન કરીને ફરમાવે તે રીતે જાહેરનામું પ્રસિદ્ધ કરીને તે હુકમ જાહેર કરવો, તથા તેની ખબર તે શખસને પોહોંચાડવા માટે સૌથી લાયક હોય એવી જગાપર અથવા જગાઓપર તેની નકલ ચોહોડવી.**

**ટીકા—બની શકેતો** રાણી વી. નારાયણ ઈ. લો. રી. ૧૨ મ. ૪૭૫ ના કામમા ઠરાવ્યુ કે—ક. ૧૩૩ પ્રમાણે હુકમ તેને જાતે ન આપતા તેના ઘેરે ચોઢયો તેમા ઠરાવેલુ કે—તેની જાતનેજ આપવો એવી રીત અહીં આગળ કામમાં નથી તેમ ક. ૭૧ મુજબની બજવણી કાયદેસર નથી એવુ નથી તેથી બજવણી કાયદેસર ઠરાવી.

બજવણી જાત પર કરવી પણ લોકોને જાહેરનામાથી સાધારણ રીતે ન કરવી. જોહુ ઈ. લો. રી. ૮ અ ૯૯ ક્રોમલકીસ્ટોબોની ક. ૧૨ ક. લો. રી ૨૩૧.

પક્ષકારોને નોટીસ નિકળ્યાની ખબર હતી ને તે બાબત વાંધો માજીસ્રેટને ત્યાં ન ઉઠાવ્યો ને માત્ર હાજર ન થવાનુ કારણ બતાવ્યુ હતુ એમ સાબીત થયુ હોય તો માજીસ્રેટે કાઢેલો હુકમ રદ કરવાને માટે જાત બજવણી થઈ નોતી. તે જોઇએ તેવું કારણ નથી. કોચન વી. ઇલીઅટ ૫ વિ. રી. ૪

જેના વિરૂધ હુકમ કરવાનો તેના જાણવામા હકીકત હતી એટલુ બતાવ્યુ તો પછે ક. ૧૮૮ મુજબ કામ ચલાવવાને હરકત નથી દ્રીઅર્થી હુકમ હોય તો તોહમતદારના લાભમા અર્થ લેવાય તેટલો લેવો. રાણી વી. પરબતી ચરન ઈ. લો. રી. ૧૬ ક. ૯

**૧૩૫. જે શખસની ઉપર સદરહુ હુકમ કર્યો હોય તેણે—**

જે શખસને હુકમ કર્યો હોય તેણે તે હુકમ માનવો અથવા કારણ બતાવવું અથવા જ્યુરી માંગવી.

**(અ) તે હુકમમાં લખેલી મુદતમાં તે હુકમથી ફરમાવેલું કામ કરવું; અથવા**

**(બ) સદરહુ હુકમ પ્રમાણે હાજર થવું અને તેની વિરૂદ્ધ કારણ બતાવવું, અથવા તે હુકમ વાજબી તથા યોગ્ય છે કે નહિ તેનો ઇનસાફ કરવાને એક જ્યુરી મુકર્રર કરવા સારૂ, જે માજીસ્રેટે તે હુકમ કર્યો હોય તે માજીસ્રેટને અરજી કરવી,**

**ટીકા—**પક્ષકારને તેના વિરૂધ હુકમ શા માટે ન કરવો તેનુ કારણ બતાવવાને માટે જે મુદત ઠરાવી હોય તે મુદતે ન બતાવતા કેસ ચાલતા બતાવે તો તે સાંભળ્યા શીવાય હુકમ ન કરવો. ખીરદુ ચંદર ચકરબતી ૧૦ વિ. રી. ૨૭ નોટીસ કાઢયા પછી જેના ઉપર નો-

ટીસ કાઢી હોય તે જ્યુરીની માગણી. કરેતો જ્યુરી નિમવી જોઇએ પણ સ્થાનીક તપાસથી તેનો ચુકાદો થઈ શકે નહી. મથુર ચંદર દાસની અરજી બાબત. ૨ ક. લો. રી. ૫૦૯

જેના વિરૂધ હુકમ કર્યો હોય તેના સંબંધમાં જ્યુરી નિમવી જોઇએ પણ જો જ્યુરીને માટે માગણી ન કરે ને માજીસ્ટ્રેટના હુકમ વિરૂદ્ધ કારણ બતાવે ને તે પછી કામ ચાલી ઠરાવ થાય તો તે ઓછો બંધનકારક નથી. ખોદાબક્ષ વી. મોગણી ઈ. લો. રી. ૧૪ ક. ૫૦

**ઈનસાફ કરવાને.** જ્યુરીને કેહવુ જોઇએ કે આ કૃત્ય લોકો પકારક કૃત્ય છે કે નહી ને તે બંધ કરવુ જોઇએ કે નહી એ જણાવો. તોહમતદારોએ જ્યુરી નિમવા માગણી કરેલી તેથી તેના કાયદેસર હકો જતા નથી અથવા તકરારી અપકૃત્ય બંદ કરવાની અગત્યતાનો સ્વાલ જેને માટે જ્યુરી ઠરાવી હતી તેને માટે જ્યુરી ઠરાવવી જોઈએ નહી એ બાબતને પણ કોઈ રીતે અસર થતી નથી. મઝહુરઅલી. વી. ગન ડાફરી. ૨૫ વિ. રી. ૭૨.

તેમ નહિ કરવાનું ફળ.

**૧૩૬. ૧૩૫ મી કલમમાં ફરમાવ્યા મુજબ સદરહુ શખસ સદરહુ કામ ન કરે અથવા હાજર થઇને કારણ ન બતાવે અથવા જ્યુરી મુકરરર કરવા સારૂ અરજી ન કરે, તો તે બાબત હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૮૮ મી કલમમાં ફરમાવેલી શિક્ષાને તે પાત્ર થશે અને તે હુકમ નિ:સંકેત કરવામાં આવશે.**

**ટીકા—તો તે બાબત.** આ શબ્દનો અર્થ એવો છે કે ક. ૧૩૫ પ્રમાણે જે રીતે વર્તવુ જોઇએ તે પ્રમાણે વર્તે નહીતો એવો થાય છે. માજીસ્ટ્રેટ એક તરફ મળેલી ખબર કબુલ રાખે ને ક. ૧૩૩ પ્રમાણે જે સરતી હુકમ હોય તેપર આધાર રાખે પણ જેના વિરૂધ હુકમ કર્યો હોય તે ફરમાવેલી રીતે વર્તે નહી તેમ રદ કરવા ઇલાજ લે નહી તો એક તરફી મળેલી ખબર નિર્ણય કારક પુરાવો થાયછે ને તે પ્રમાણે નહી વર્તવાથી શીક્ષા પાત્ર થાયછે ને સંબંધ વાળો પક્ષકાર ક. ૧૮૮માં બતાવેલી શીક્ષાને લાયક થસે. આ કલમનો નિયમ છે. કારણકે સાર્વજનીક ભય અટકાવવા જે સરતી હુકમ માજીસ્ટ્રેટે કાઢયો હોય તેની સગવડતા કરી આપવા માટે છે કે જેથી નકામો વખત ગયા વગર આખરનો થાયછે ને જેવડે સાર્વજનીક સલામતી જળવાયછે રાણી વી. નારાયણ ઈ. લો. રી. ૧૨ મ. ૪૭૫. ક. ૧૩૩ પ્રમાણે જે સખસની વિરૂધ હુકમ કર્યો હોય ને તેમાં બતાવેલી મુદતની અંદર તે પ્રમાણે કરે નહી અથવા કાયદામાં બતાવેલી રીતે વાંધો લે નહી. એટલે બેમાની એક રીતે ચાલે નહી તો તે બાબત છેવટનો હુકમ થવાની રાહ જોયા શીવાય ક. ૧૮૮ પ્રમાણે કામ ચલાવવાને પાત્ર થઈ જાય છે. જે ક. ૧૩૩ પ્રમાણે કરેલો હુકમ ક. ૧૩૬ પ્રમાણે જ્યારે નિ:સકન થાય ત્યારે ભવીષ્યમાં કોઇવિખતે તે વિરૂધ વર્તી શકે નહી. રાણી વી. બીશંભર ઈ. લો. રી. ૧૩ અ. ૫૭૭

ક. ૧૩૩ પ્રમાણે કાઢેલો હુકમ પોચવાથી કોઈ માણસ હાજર થઈ કારણ બતાવે ને માજીસ્ટ્રેટના ઠરાવને તાબે થાયતો ક. ૧૮૮ મુજબ સજા થઈ શકે નહી નીમીચરનેડે વી. કાશીનાથ ૨૬ વિ. રી. ૭.

જેના વિરૂધ હુકમ કર્યો હોય ને તેના જાણ્યામાં આવ્યો હોય ને તેનું અપમાન કરેતો ક. ૧૮૮ પ્રમાણે ગુન્હેગાર થાય. પરબતી ચરન એક ઈ. લો. રી. ૧૬ ક. ૯

તે કારણ બતાવવાને હાજર થાય ત્યારે કેમ કરવું.

**૧૩૭. (૧) જો તે શખસ હાજર થાય અને તે હુકમની વિરૂદ્ધ કારણ બતાવે, તો માજીસ્ટ્રેટે સમનના મુકદ્દમા પ્રમાણે તે બાબતમાં પુરાવો લેવો.**

**(૨) જો માજીસ્ટ્રેટની એવી ખાત્રી થાય કે તે હુકમ બ્યાજબી તથા યોગ્ય નથી, તો તે બાબતમાં આગળ કામ ચલાવવું નહી.**

**(૩) જો તે માજીસ્ટ્રેટની એવી ખાત્રી ન થાય, તો તે હુકમ નિ:સંકેત કરવો.**

**ટીકા—પુરાવો લેવો.** જ્યારે કોઈ માણસ કારણ બતાવવા હાજર થાય તો માજીસ્ટ્રેટની ફરજ છે કે—પુરાવો લેવો જોઇએ. નીમીચરન વી. કાશીનાથ ૨૬ વિ. રી. ૭ મોહરચંદર ૮ ક. લો. રી. ૪૩૧ માહદજી ઈં. લો. રી. ૧૧ મુ. ૩૭૫ ઇ. લો. રી. ૮ ક. ૮૮૩. ઈં. લો. રી. ૧૧ ક. ૮ ઈં. લો. રી. ૨ ક. ૧૩૭. ઈં. લો, રી. ૧૨ ક. ૬૯. માત્ર માજીસ્ટ્રેટ જગો તપાસે તે આ કલમ પ્રમાણે પુરતુ નથી. એવો પુરાવો હોવાની જરૂર છે કે—જે હરકત કરી છે તે કાયદા વિરૂધ અથવા વસ્તુ અપકારક છે. માજીસ્ટ્રેટે કાંઇ પણ પુરાવો લીધા શીવાય માત્ર પોતાના અભીપ્રાયથી તે અપકારક છે એમ માની ખસેડવાનો હુકમ કર્યો. ઠરાવ્યું કે—તે અધીકાર બાહાર ને કાયદા વિરૂધ કર્યું છે. મહાદજી સદાશીવ તીલક ઈં. લો. રી. ૧૧ મુ. ૩૭૫.

ક. ૧૩૩ પ્રમાણે જેની સામે હુકમ કર્યો હોય ને તે કારણ બતાવે તો માજીસ્ટ્રેટે પુરાવો લેવો જોઇએ માજીસ્ટ્રેટ જાતે જગો તપાસે તે માત્ર આ કલમ પ્રમાણે પુરતું નથી. માજીસ્ટ્રેટે પોતાનો અભીપ્રાય આપવો જોઇએ. માત્ર કેસ દરમીયાન થવા જોગ છે એટલું લખે તો બસ નથી. જ્યારે કાયદો અમુક રીતે ચાલવા ફરમાવે તો વિરૂધ રીતે ચાલવું ન જોઇએ. મારગન વી. લીચ મુ. ઈ. અ. ૪૩૫.

હાજર થઈ કારણ બતાવે તો માજીસ્ટ્રેટની ફરજ છે કે—ધોરી રસ્તો અથવા અડચણ છે કે નહી એની તજવીજ કરવી ને તેવી તજવીજ કરે તો તેને હકુમત નથી એમ કહી શકાય નહી જો કાયદાની બાબતમાં ભુલ કરે તો તે ફેંસલો આ કાયદાની ક. ૪૩૫ મા આવે થી પુરાવાની ભુલ ભરેલી બાબત રીવીઝનમાં આવે નહી. એતજીલો વી. કારજીલ ૧૮ વિ. રી. ૪૧. ૯ બે. લો. રી. ૪૧૭. માજીસ્ટ્રેટને તપાસ કર્યા પછી માલમ પડે કે વધારે આગળ કામ ચલાવવાની જરૂર નથી તો તે બાબત પડતી મુકવાને તે મુખત્યાર છે. પુરાવાની તુલના માટે હાઇ કોરટ દરમીયાન નહી આવે. શેનાઈ વી. જોગેંદ્રો ૧ ક. લો. રી. ૪૮૬. વાજબી તથા યોગ્ય રાણી વી. દલસુખરામ ૨ મુ. હા. કો. રી. ૩૮૪

**૧૩૮. (૧) જ્યુરી મુક્કરર કરવા સારૂ ૧૩૫ મી કલમ પ્રમાણે અરજી આવે એટલે માજીસ્ટ્રેટે—**

તે સખસ જ્યુરી માંગે ત્યારે કેમ કરવું.

**(અ) તુરત એક જ્યુરી મુક્કરર કરવી. તેમાં પાંચ શખસો કરતાં ઓછા નહિ હોય તેવી વિષમ સંખ્યા હોવી જોઇએ, અને તેનો પ્રમુખ તથા બાકીના સભાસદો માંહેના અડધા સભાસદો તે માજીસ્ટ્રેટે મુક્કરર કરવા, અને બીજા સભાસદો તે અરજદારે મુક્કરર કરવા;**

**(બ) સદરહુ પ્રમુખને તથા સભાસદોને માજીસ્ટ્રેટ દુરસ્ત ધારે તેવી જગાએ તથા વખતે હાજર થવા સારૂ સમન કરવા; અને**

**(ક) તેમણે પોતાનો ઠરાવ કેટલી મુદતમાં આપવો તે મુદત મુક્કરર કરવી.**

**(૨) આ પ્રમાણે ઠરાવેલો વખત, સારૂં કારણ બતાવ્યાથી, વધારવાનો માજીસ્ટ્રેટને અખત્યાર છે.**

**ટીકા—**આ કલમની પેટા કલમ (૨) નવી છે.

**માજીસ્ટ્રેટે** ક. ૧૩૩ પ્રમાણે જેને નોટીસ પોચાડી હોય ને જ્યુરીને માટે માગણી કરેતો જ્યુરી નિમવી જોઇએ માજીસ્ટ્રેટ સ્થાનીક તપાસથી તે ચુકવી શકે નહી. મથુર ચંદરની અરજી બાબત ૨ ક. લો. રી. ૫૦૯

**વિષમ સંખ્યા** જ્યુરીમા પાંચ માણસો નિમેલા તેમાના એકે જ્યુરી તરીકે કામ કરવા ના પાડી ને તેમાના બે જણે ક. ૧૩૩ પ્રમાણે જે સરતી હુકમ કરેલો તેની તરફેણુમા મત આપ્યો ને બાકીના બે જણે વિરૂધ મત આપ્યો ને ક. ૧૩૯ પ્રમાણે કરેલો સરતી હુકમ વ્યાજબી તથા યોગ્ય છે એવુ જ્યુરીના વધુ મતે ન ઠર્યાથી કેસ કાઢી નાંખ્યો ઠરાવ્યુ કે—માજીસ્ત્રેટે પકડેલી રીત ગેરકાયદે છે ને હુકમ કર્યો કે નવી જ્યુરી બોલાવવી ને નવીન રીતે તપાસ કરવો, ઉમાચરન વી. જોસીન સઈકિ ઇ. લો. રી. ૧૧ ક. ૮૪ **પ્રમુખ તથા બાકીના સભાસદો માહેના અડધા સભાસદો માજીસ્ત્રેટે મુકરર કરવા.** જ્યુરીનો પ્રમુખ માજીસ્ત્રેટે મુકરર કર્યો ને સભાસદો પક્ષકારે મુકરર કર્યા હોય તો તે જ્યુરી કાયદેસર ગણાતી નથી, દીનોનાથ ચકરબતી વી. હરગોવીંદપાલ ૭ બે. લો, રી. ૫૭.

જ્યુરીને માટે અરજ થઇને રીતસર નિમી માજીસ્ત્રેટે નિમેલા જ્યુરરો પૈકી એક જ્યુરર માંદો પડયો જ્યુરીના પ્રમુખે કોર્ટની જાણ બહાર તેની જગ્યાએ બીજાને રાખ્યો માજીસ્ત્રેટે આવી રીતે થએલી જ્યુરીના વધુ મતનો ઠરાવ કબુલ રાખી ક, ૧૪૦ પ્રમાણે હુકમ કર્યો તે હુકમ અમાન્ય કરવાથી ક, ૧૮૮ પ્રમાણે કામ ચલાવી ગુન્હેગાર ઠરાવી શીક્ષા કરી ઠરાવ્યુ કે—જે રીપોર્ટ વડે પગલા ભર્યા છે તે કાયદેસર નિમેલી જ્યુરીનો રીપોર્ટ નથી તેથી હુકમ સજા ને સાબીતીનો ઠરાવ ગેરકાયદે છે રાણી વી. ભોઇ રયચંદ્ર ૧૦ ક. લો. રી. ૧૯૩. જ્યુરીના થોડામત પ્રમાણે ચાલવામાં ના આવે તો ઘણામતે થએલા રીપોર્ટ પરથી પણ માજીસ્ત્રેટ મુકદમો ચલાવી શકતો નથી. દુરગાચરનદાસ વી. સસીભુસન ઈ. લો. રી. ૧૩ ક. ૨૭૫

એક પક્ષકારની અરજપરથી બીજા પક્ષકારની ગેરહાજરીમાં પોતાના ચુંટી કાઢેલા જ્યુરરોને કાઢી નાંખવા નહી. ચંદરનાથ સેનની અરજી બાબત ઈ. લો. રી. ૫ ક. ૮૭૫ જો એક માજીસ્ત્રટને જ્યુરી નિમવાને અરજ કરવામાં આવેતો તે માજીસ્ત્રેટ તે નિમવાનુ કામ બીજા માજીસ્ત્રેટને સોંપી શકતો નથી. વીઠુ ઉર્ફે સગનાજી મુ. હા. કો. ક્રી. રૂ. તા. ૪–૪–૮૫

**જ્યુરી**—જે લોકોનુ હીત હોયતે લોકોને જ્યુરીમાં દાખલ ન કરવા કારણકે પોતાના કજીઆમાં પોતે ન્યાય કરી શકતો નથી બ્રીન્દાવન દત્ત ૨૨ વિ, રી, ૪૭. જ્યુરીની નિમનોક કરવાનીછે તે જ્યુરીના અંગ ભુતોની નીમનોકમાં માજીસ્ત્રેટે પોતાનુ સ્વતંત્ર ડાહપણુ વાપરવુ જોઇએ અને ફક્ત અરજદારની વિરૂધનો પક્ષકાર જેના નામો આપે તે અંગીકાર કરવા નજોઇએ ને આ કલમના નિયમ વિરૂધ જ્યુરી બની હોય તે કાયદેસર જ્યુરી કહેવાય નહી ને કાયદેસર બંધન કારક તે ચુકાદો આપી શકે નહી, દીનોનાથ ચકરબતી ૧૬ વિ. રી. ૨૩ સત્યોનંદ ઘોસાલ ૨૧ વિ. રી. ૪૩ ઉપેદ્રનાથ ભટ્ટાચારજી ઈ. લો. રી. ૨૩ ક. ૪૯૯ **રકમ ક** જ્યુરી મુદત પછે ફેસલો આપેતો તે કાયદા વિરૂધ ગણાયછે ને તે માજીસ્ત્રેટ મંજુર રાખી શકતો નથી પણ આવી રીતનો કેસ પોતે ચલાવી. ફેસલો આપવો જોઇએ દીનોનાથ ચકરબતી વી. હરગોવીંદપાલ ૭ બે. લો રી. ૫૭ જ્યુરીને સોપતા જ્યુરીને વખત આપવો જોઇએ અને જ્યારે કોઇપણ કારણથી નિમાએલા જ્યુરરોમાં ફેરફાર થઇ નવો જ્યુરર નિમાય ત્યારે પણ આવી રીતે હુકમ કરવો જોઇએ ને આવી રીતે હુકમ ન કર્યો હોય ને ફેસલો આપવાને વાર થઇ હોય તોપણ માજીસ્ત્રેટ પોતાના અવલના હુકમનો અમલ કરી શકતો નથી શામકંત બંધો યદીઆની બાબત ૧૪ વિ. રી. ૬૯. મુદત વિત્યા પછે ઘણા દીવસે ફેસલો આપે તો તેમનો ફેસલો નિર્થક છે. રાણી વી. દલસુખરામ ૨ મુ. હા. કો. રી. ૩૮૪.

**૧૩૯. (૧) જો તે જ્યુરીને, અથવા જ્યુરરોમાંના અડધાથી વધારે જ-ણને, માજીસ્ટ્રેટનો અસલનો હુકમ વાજબી તથા યોગ્ય છે એવું, અથવા તે હુકમમાં કાંઇએક ફેરફાર કર્યો હોય તો તે હુકમ વ્યાજબી તથા યોગ્ય થશે એવું દેખાશે અને તે ફેરફાર માજીસ્ટ્રેટ કબુલ કરશે તો સદરહુ પ્રકારના ફેરફાર ( જો કાંઈ ફેરફાર હોય તો તેને ) અનુસરીને તે માજીસ્ટ્રેટે તે હુકમ નિ:સંકેત કરવો.**

જો જ્યુરી માજીસ્ટ્રેટનો હુકમ વ્યાજબી ઠરાવે તો કેમ કરવું.

**(૨) બીજી બાબતોમાં આ બાબ પ્રમાણે આગળ કામ ચ-લાવવું નહિ;**

**ટીકા**—આ બાબ પ્રમાણે એ શબ્દો નવીન ઉમેર્યા છે.

**જ્યુરરોમાંના અડધાથી વધારે જણને.** માજીસ્ટ્રેટ જ્યુરીનો રીપોર્ટ દાખલ કરે તો તેમના ઘણા મતે થએલી ભલામણ પ્રમાણે તે ચાલવાને બંધાએલ છે કેટલાક જ્યુરરો એક બીજા સાથે દરેક બાબતમા મળતા ના આવ્યા હોય પણ માજીસ્ટ્રેટે કરેલો હુકમ એકંદર જોતા તે કરવાની જરૂર નોતી એ વિશે સઘળા એક મત થયા હોય તો બધા જ્યુરરો હુકમ વિશે વાંધો ઉઠાવે છે એવું ધારવું જોઇએ. રાણી વી. ના કોરટ ૨૫ વિ. રી. ૩૧. રાણી વી. પો-હલીમુલીક ૧૨ વિ. રી. ૨૮. રાણી વી. અલાબક્ષ ૭ બે. લો. રી. ૪૮૨. આ કલમમાં વધારે મતે કરવાનું છે તે વધારે મત પુખ્ત વિચાર કરી નિમેલા જ્યુરરો ઠરાવ પર આવે ત્યારે તેમ કરવું પણ જો તેમ થયું નહોય તો તે પ્રમાણે ચાલવાનું નથી. દુરગાચરનદાસ વી. શ-સીભુસન ઇં. લો. રી. ૧૩ ક. ૨૭૫.

જ્યુરીનો અથવા જ્યુરરોમાંના વધારે જણના મત પ્રમાણે ચાલવાને બંધાએલ છે જો. તેઓનો ઠરાવ ચોખો ન હોય તો તેઓને બોલાવવા અને પુછવું કે—કરેલો હુકમ વ્યાજબી ને યોગ્ય છે કે નહી તે જણાવો. રાણી વો. પોહોલી ૧૨ વિ. રી. ૨૮.

કાયદા પ્રમાણે જ્યુરરે તેની અગાડી મુકેલા કેસમા પોતાની અકલ પ્રમાણે ચાલી પુરાવા પરથી ફેસલો આપવો જોઇએ પણ પોતાના સોબતીઓના મત પ્રમાણે વિચાર કર્યા વગર ચા-લવું જોઇએ નહી પાંચ માણસની જ્યુરીમાં ત્રણ માણસમાનો એક માણસ બે માણસોએ ક-રેલી તપાસ ને તજવીજ પર આધાર રાખતો હોય તો તે ત્રણ માણસે આપેલો ફેસલો કાય-દેસર વધારે મતનો ગણાતો નથી. પીતાંબર જગી વી. નાસારૂદી ૨૫ વિ. રી. ૪.

**૧૪૦. (૧) જ્યારે ૧૩૬ મી, ૧૩૭ મી, અથવા ૧૩૯ મી કલમ પ્રમાણે કોઈ હુકમ નિ:સંકેત કરવામાં આવ્યો હોય, ત્યારે જે શખસની ઉપર તે હુકમ કર્યો હોય તેને તે માજીસ્ટ્રેટે તે હુકમની નોટીસ આપવી અને તે નોટીસમાં જે મુદત ઠરાવવામાં આવે તે મુદતમાં તે હુકમથી ફરમાવેલું કામ કરવાનું તે શખસને વળી ફરમાવવું, અને તેને ખબર આપવી કે જો તમે આ હુકમ નહિ માનો તો હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૮૮ મી કલમમાં ઠરાવેલી શિક્ષાને તમે લાયક થશો.**

હુકમ નિ:સંકેત કરેથી કેમ કરવું.

**(૨) જો તે ઠરાવેલી મુદતમાં સદરહુ કામ કરવામાં ન આવે, તો તે માજીસ્ટ્રેટ તે કામ કરાવવાને મુખત્યાર છે, અને તે ફુ-**

હુકમ નહિ માનવાનાં ફળ.

રવાનો ખરચ જે કોઈ ઈમારત અથવા માલ અથવા બીજી મિલકત તેના હુકમથી ખસેડવામાં આવે તેનું વેચાણ કરીને, અથવા સદરહુ શખસની બીજી કોઈ જંગમ મિલકત સદરહુ માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદની અંદર કે બહાર હોય તે મિલકત જપ્ત કરીને તથા વેચીને, વસુલ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે, જો સદરહુ પ્રકારની બીજી મિલકત સદરહુ હદની બાહાર હોય, તો જપ્ત કરવાની મિલકત જે માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાં માલમ પડે તે માજીસ્ત્રેટ તે હુકમની પાછળ સહી કરે, એટલે તે મિલકત જપ્ત કરીને વેચવાનો અધિકાર તે હુકમથી મળશે.

(૩) આ કલમ પ્રમાણે શુધ્ધબુદ્ધિથી કાંઈપણ કર્યું હોય તે સંબંધી કાંઇપણ દાવો ચાલશે નહિ.

**ટીકા—પારેગ્રાફ ૩ જો.** નુકશાનનો દાવો ન ચાલે. પણ સાર્વજનીક જગા ઠરાવી હોય તો તે જગા પોતાની માલકીની ઠરાવવા દાવો કરી શકે છે લાલજી ઉકેડો વી. જવબા ડવબા ૮ મુ. હા. કો. રી. અપે. ૯૪. મતીરામ શાહુ વી. મોહીલાલ ઈ. લો. રી. ૬ ક. ૨૯૧ ૪ વિ. રી. ૪૩૪. ૧૨ વિ. રી. ૧૬૭. ચુનીલાલ વી. રામકીશન ઈ. લો. રી. ૧૫ ક. ૪૬૦.

પેટા તુકડી માજીસ્ત્રેટે ક. ૧૩૩ પ્રમાણે હુકમ કાઢયો ને સેકન્ડ કલાસ માજીસ્ત્રેટ તરફ શામાટે હુકમની બજવણી ન કરવી તેનું કારણ બતાવવા ફરમાવ્યું તે પ્રમાણે હાજર થયો ને ક. ૧૩૭ પ્રમાણે હુકમ કર્યો પછે સેકન્ડ કલાસ માજીસ્ત્રેટે નોટીસને હુકમ આ કલમ પ્રમાણે અપકારક કૃત્ય અમુક દીવસમાં કાઢી નાંખવા ફરમાવ્યું ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટે કેસ એવા કારણથી મોકલો કે—આવી બાબતમાં છેવટનો હુકમ આપવા સેકન્ડ કલાસ માજીસ્ત્રેટને અધીકાર નથી ઠરાવ્યું કે—હુકમ ગેરકાયદે નથી. નારાસીતાહ ઈ. લો. રી. ૯ મ. ૨૦૧. ક. ૧૩૩ પ્રમાણે કરેલો હુકમ જ્યારે આ કલમ પ્રમાણે નીઃસંકેત કર્યો એટલે પછે તેના કાયદેસરપણા માટે પાછળથી સ્વાલ ઉઠાવી શકાય નહી. રાણી વી. બીસંબરલાલ ઇ. લો. રી. ૧૩ અ. ૫૭૭

જ્યુરીએ કરેલા ફેસલા પર અપીલ નથી. શીતારામ વી. રામાનંદ ૧૬ વિ. રી. ૫૬.

જ્યુરી મુકરર નહિ કરેથી અથવા જ્યુરી પોતાનો ઠરાવ નહિ કહી સંભળાવેથી કેમ કરવું.

**૧૪૧.** જો ગફલતથી કે કોઇ બીજી રીતે અરજદાર જ્યુરી મુકરર થતી અટકાવે, અથવા મુકરર કરેલી જ્યુરી ઠરાવેલી મુદતમાં અથવા જેટલી મુદત વધારે આપવાનું માજીસ્ત્રેટની નજરમાં આવે તેટલી મુદતમાં કાંઈપણ કારણને લીધે પોતાનો ઠરાવ નહિ કહી સંભળાવે, તો પોતે દુરસ્ત ધારે એવો હુકમ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે, અને ૧૪૦ મી કલમમાં ઠરાવેલી રીતે સદરહુ હુકમ અમલમાં લાવવો.

**ટીકા—ઠરાવેલી મુદતમા** જ્યુરરોએ તેમનો ફેંસલો કેટલી મુદતની અંદર આપવો તેને માટે વખત નિમવો જોઇએ ને જો તે પ્રમાણે વખત નિમ્યો નહોય તો માજીસ્ત્રેટ જ્યુરીનો ઠરાવ આવતાવાર થઇ તેટલા કારણથી પોતાનો અસલનો હુકમ અમલમાં લાવી શકતો નથી. શામકંત બંધોપ્યા ૧૪ વિ. રી. ૬૯.

**દુરસ્ત ધારે એવો** રાણી વી. દલસુખરામ ૨ મુ. હા. કો. રી. ૩૮૪

**૧૪૨. (૧) જો ૧૩૩ મી કલમ પ્રમાણે હુકમ કરનારા કોઇ માજીસ્ત્રેટના વિચારમાં એવું આવે કે લોકને તુરત થાય એવું જોખમ અથવા ભારે નુકસાન અટકાવવાને, તાબડતોબ ઈલાજ કરવો જોઈએ, તો તે જોખમ અથવા નુકસાન દુર કરવાને અથવા અટકાવવાને, જ્યુરી મુકરર કરવાની હોય અથવા ન હોય અથવા જ્યુરી મુકરર કરી હોય કે ન કરી હોય તો પણ તે બાબતનો નિકાલ થયાની પેહેલાં, જે શખસની ઉપર તે હુકમ કર્યો હોય તે શખસને જેવી જોઇએ તેવી તાકીદ મોકલવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.**

ચોકશી થતાં સુધી તાકીદ આપવા બાબત.

**(૨) સદરહુ તાકીદ પ્રમાણે તુરત ચાલવામાં જો તે શખસ કસુર કરે તો તે જોખમ દુર કરવાને અથવા તે નુકશાન અટકાવવાને પોતે દુરસ્તધારે એવા ઇલાજો પોતે કરવાને અથવા કરાવવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.**

**(૩) આ કલમ પ્રમાણે કોઈ માજીસ્ત્રેટે કાંઇપણ શુધ્ધબુદ્ધિથી કર્યું હોય તે સંબંધી કાંઈપણ દાવો ચાલશે નહિ.**

**ટીકા**—તે બાબતનો નિકાલ થયાની પેહલા આ શબ્દો નવીન છે માજીસ્ત્રેટ આ કલમ પ્રમાણે હુકમ કર્યા પછી પોલીસને વધારે તપાસ કરવા હુકમ કર્યો. તો પછે આ કલમ પ્રમાણે કરેલો હુકમ રદ કર્યો એવું સમજવુ ને પછે કારણ બતાવવા રીતસર નોટીસ કાઢી બજવવી. બીજેદોલાલ ૨૧ વિ. રી. ૮૬

ભય નજદીકમાં હોય તો જ્યુરીથી તજવીજ થાય ત્યાં સુધી તે અટકાવવાને તાબડતોબ બંદોબસ્ત કરવાનો અધીકાર છે પણ ભય જત્તા રહયા પછી આગળ કામ ચલાવવાની સત્તા નથી. ઇન્દુભુસનડેબરોય ૧ વિ. રી. ૮.

**૧૪૩. લોકાપકારક કૃત્ય આ શબ્દોની વ્યાખ્યા હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં લખી છે, અથવા કોઇ વિશેષ કે સ્થાનિક કાયદામાં લખી હોય તે લોકાપકારક કૃત્ય ફરીથી નહિ કરવાનો અથવા જારી નહિ રાખવાનો હુકમ જીલ્લા માજીસ્ત્રેટ અથવા પેટા ટુકડી માજીસ્ત્રેટ અથવા બીજા જે માજીસ્ત્રેટને સ્થાનિક સરકારે અથવા જીલ્લા માજીસ્ત્રેટે આ બાબત અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટ કરવાને મુખત્યાર છે.**

લોકાપકારક કૃત્ય ફરીથી કરવાની અથવા જારી રાખવાની મના કરવાને માજીસ્ત્રેટ મુખત્યાર છે.

**ટીકા**—કોઇ અમલમાં લાવનાર અધીકારીએ આ કાયદા મુજબ કાંઈ હુકમ કર્યો હોય અને તે હુકમ અથવા જાહેર નામાની શરત તોડયા બાબત જ્યાં સુધી ગુન્હેગારી લેવાનો પ્રયત્ન કરવામાં આવે નહી ત્યાં સુધી એ હુકમ અથવા જાહેરનામુ કાયદેસર છે કે નહી એ વિષેનો સ્વાલ કોઈ રીતે ઈનસાફ આપનાર અમલદાર ઉઠાવી શકતો નથી હુકમ વાજબી થએલો છે કે નહી. એ વિચાર કરવાની ફરજ ઇનસાફ આપનાર અમલદારની પછીથી ગણાય છે. શણી વી. સુરજ નારાયણ ઈ. લો. રી. ૬ ક. ૮૮. આ કલમ પ્રમાણે કરેલો હુકમ દરેક સખસપર જુદો જુદો કરી બજાવવો જોઇએ. રાણી વી. જોખુ ઇ. લો. રી. ૮ અ. ૯૯.

## બાબ ૧૧ મો.

## અપકારક કૃત્ય સંબંધી અથવા થવાની ધાસ્તી હોય એવા ભય સંબંધી તાકીદના મુકરદમાઓમાં હંગામી હુકમો.

અપકારક કૃત્ય સંબંધી અથવા થવાની ધાસ્તી હોય એવા ભય સંબંધી તાકીદના મુકરદમાઓમાં એકદમ, નિઃસંકેત હુકમ કહાડવાનો અધિકાર.

૧૪૪. (૧) જે બાબતોમાં કોઇ જીલ્લા માજીસ્ત્રેટની, ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટની, અથવા પેટા તુકડી માજીસ્ત્રેટની, અથવા બીજા જે માજીસ્ત્રેટને સ્થાનિક સરકારે ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટે અથવા જીલ્લા માજીસ્ત્રેટે આ કલમ પ્રમાણે ચાલવાનો વિશેષે કરી તે અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટની નજરમાં તાબડતોબ અટકાવ કરવો અથવા વેહેલો ઈલાજ કરવો યોગ્ય જણાય તે બાબતોમાં,

જો સદરહુ માજીસ્ત્રેટના વિચારમાં એવું આવે કે ફલાણા શખસને હેઠળ લખ્યા પ્રમાણે ફરમાવ્યાથી કાયદાસર રીતે કામ કરનારાં કોઇ પણ માણસોને અડચણ, દુઃખ અથવા નુકસાન થતું, અથવા આ અડચણ, દુઃખ અથવા નુકસાનનું જોખમ થતું, અથવા માણસની જીંદગીને અથવા તનદુરસ્તીને અથવા સલામતીને જોખમ થતું, અથવા લોકોની સલામતીનો ભંગ થતો, અથવા કાંઈ હંગામો અથવા બખેડો થતો, ઘણું કરીને અટકશે અથવા અટકે એવું છે, તો તે માજીસ્ત્રેટ એક લખેલો હુકમ કહાડીને તથા તેમાં તે કામની મુદ્દાની હકીકત જણાવીને તથા ૧૩૪ મી કલમમાં ઠરાવેલી રીતે તે હુકમ પોહોંચાડીને તે શખસને એવું ફરમાવવાને મુખત્યાર છે કે તમારે ફલાણાં કામથી દુર રેહેવું અથવા તમારા કબજામાંની અથવા વહિવટમાંની ફલાણી મિલકતની તમારે ફલાણી વ્યવસ્થા કરવી.

(૨) જરૂરીને પ્રસંગે અથવા જે શખસને તે હુકમ ફરમાવ્યો હોય તે શખસની ઉપર યોગ્ય વખતમાં નોટીસ બજાવવાનું બનતું ન હોય એવી હકીકત હોય તેવે પ્રસંગે આ કલમ પ્રમાણે એક તરફી હુકમ કરવાનો અધિકારછે,

(૩) આ કલમ પ્રમાણે હુકમ કોઈ મુકરર સખસનું નામ લખીને અથવા કોઇ મુકરર જગાએ લોકો મળતાં હોય અથવા જતા હોય ત્યારે સામાન્ય રીતે સઘળા લોકોને ફરમાવવાનો અખત્યાર છે.

(૪) પોતાની જાતે અથવા પોતાના તાબા માંહેના કોઈ માજીસ્ત્રેટે અથવા પોતાના હોદ્દા ઉપર પોતાની અગાઉ જે અમલદાર હોય તે અમલદારે આ કલમ પ્રમાણે જે હુકમ કર્યો હોય તે હુકમ રદ કરવાનો અથવા તેમાં ફેરફાર કરવાનો અખત્યાર કોઇ માજીસ્ત્રેટને છે.

(૫) માણસની જીંદગીને અથવા તનદુરસ્તીને અથવા સલામતીને જોખમ થાય તેવે પ્રસંગે અથવા કાંઈ હંગામો અથવા બખેડો થવાનો સંભવ હોય તેવે પ્રસંગે સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિધ્ધ કરીને સ્થાનિક સરકાર

**બીજી રીતે ફરમાવે નહિ તો આ કલમ મુજબ કરેલો કાંઇ પણ હુકમ, તે કર્યા પછી બે મહિના કરતાં વધારે મુદત સુધી અમલમાં રહેશે નહિ.**

**ટીકા**—ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટની ને ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ એ શબ્દ નવીન ઉમેર્યા છે. પેટા ક. ૧ ના બીજા પારેગ્રાફમા લોકોની સલામતીનો ભંગ થતો એ શબ્દ નવા વધારેલા છે. **તાબડતોબ અટકાવ કરવો અથવા વહેલો ઇલાજ કરવો યોગ્ય જણાય.** આ કલમ પ્રમાણે માજીસ્ટ્રેટને જે અધીકાર છે તે આ કલમ પ્રમાણે એવી હકીકતમા વાપરવાનો છે કે વહેલો ઇલાજ કરવો જરૂરનો છે તેવી હકીકત હયાતીમાં હોવાનું જણાયેલ હોયતો. ક્રીસ્ના મોહનની અરજી બાબત ૧ ક. લો. રી. ૫૮. માજીસ્ટ્રેટને આ કલમ પ્રમાણે જે હકીકતમા વર્તવાનુ છે તે હમેશા મોઢાની ખબર પરથી વહેલા ઇલાજ લેવા જરૂર છે તેવી બાબતમા છે. રામાનુજા વી. રામાનુજા ઇ. લો. રી. ૩ મ. ૩૫૪. આ કલમ પ્રમાણે હુકમ કરવાને વાસ્તે બહુ અગત્યના બનાવો હોવા જોઇએ ને જરૂરી બનાવો ન હોય તેવે પ્રસંગે આ કલમ પ્રમાણે હુકમ કરવો તે અધીકાર ઉપરાંત છે. ગોપી મોહન મલીક વી. • તારીની ચૌધરી. ઈ. લો. રી. ૫ ક. ૭ હરી મોહન મેલો ૧ બે. લો. રી. ૨૦

**અપકારક બાબતના જરૂરી કામોમા થોડા વખત માટે હુકમ કરવા બાબત આ બાબ છે અને બજારના ભાડાના ઉઘરાત સંબંધી બાબતમાં લાગુ પડતો નથી શુબનાસીંગ ૨૩ વિ. રી. ૫૭ રસ્તાની ખાનગી તકરાર માટે આ બાબ લાગુ નથી મુખોપાધીયા વી. આનંદચંદર ૧૯ વિ. રી. ૬ સદરહુ માજીસ્ટ્રેટના વિચારમાં એવું આવે કે ઘણું કરીને અટકશે અથવા અટકે એવું છે.** હુકમ કરતા પહેલા મજીસ્ટ્રેટ વ્યજબી કારણો પરથી ખાત્રી કરી લેવાને બંધાએલ છે કે—હંગામો કે બખેડો વીગેરે અટકશે અથવા અટકે એવું છે. બયંકતરામની અરજી બાબત. ૧૦ બે. લો. રી. ૪૩૪ લછમીપતસીંગ ૧૪ વિ. રી. ૩ પણ આ શબ્દોથી જમીનના માલીકો પોતાના જે સાધારણ હકો તે બજાવતા હોય તો ને તે બજાવતા પોલીસની મદતની જરૂર હોય, ને પોલીસની મદત ન હોય તો બખેડો થવાનો સંભવ હોય તો પણ માજીસ્ટ્રેટ વચે આવી શકતો નથી. જમીનદારોની જાગીરની અંદર હાટો બનાવી અને ઘણોજ અનુકુળ હોય તેવા કોઇ દીવસે તે માંડવાના દીવાની હકોની અંદર કોઈ પણ માજીસ્ટ્રેટ દરમીયાન થઈ શકે નહી. શીબચંદ્ર ભટાચારજી વી. સાઇન અલીખાન. ૪ વી. રી. ૧૨ એમ માલમ પડયુ હોય કે—એક માણસ કે જે તે કાયદા પ્રમાણે કરવા હકદાર હોય અને તેના પાડોશીઓ સુલેહનો ભંગ કરવાની કે ધમકીનો ગુન્હો કરવાની બીક બતાવતા હોય તો માજીસ્ટ્રેટની ફરજ છે કે—કાયદેસર હક બજાવતો હોય તેનો હક છીનવી લેવો નહી પણ જે લોકો કાયદેસર હક બજાવતા ગેરકાયદેસર હરકત કરતા હોય તેમને અટકાવવા જોઇએ. અબદુલ વી. લછમી નારાયણ ઈ. લો. રી. ૫ ક. ૧૩૨ મજીસ્ટ્રેટે તેની આગળ જે બાબત ચાલવામાં આવી હોય તેનાથી જે સુલેહનો ભંગ ને લોકોપકારક કૃત્ય થતુ હોય તે અટકાવવા માટે જરૂર કરતાં વધારે ન કરવા ઘણી સંભાળ રાખવી જોઇએ. પણ જો એમ માલમ પડે કે—પક્ષકારોના હકો બજાવવા દેવાથી કેટલીક વખતે સુલેહનો ભંગ થયો ને વળી વધારે વાર હકો ભોગવવા દીધાથી સુલેહનો ભંગ થશે એમ જો માજીસ્ટ્રેટનો અભીપ્રાય થાય તો હુકમ કરી શકે. કાલકા પ્રસાદ ૧૧ વિ. રી. ૫ ( ૫ બે. લો. રી. ૮૨ ) કાયદો સાર્વજનીક વિરૂદ્ધના કામમાં ઘણો બહોળો અધીકાર માજીસ્ટ્રેટને આપે છે ને યોગ્ય વીચાર કર્યા પછી અમુક જગ્યાએ અમુક દીવસે જાગીરદારે દુકાન માંડવી નહી એવો હુકમ તે પ્રમાણે માંડવાથી સુલેહનો ભંગ થશે એવો સંભવ હોય તો તે હુકમ કાયદેસર છે,

બકંતરામની **અરજી** બાબત. ૧૦ બે. લો. રી. ૪૩૪. આ કલમમા બતાવેલો હુકમ કોઈ અમુક માણસ અથવા માણસોને કાંઈ અમુક કૃત્ય અથવા કૃત્યો કરવાને અથવા કરતા અટકાવવાને માટે તેમનાપર ખાસ ને કોઇ અમુક રીતે કાઢવાના છે. સરીઆમ રસ્તાઓમાં ઢોર અથવા ઘોડા વીગરે છુટા મુકવા નહી એવો મોઘમ હુકમ કાઢવા માજીસ્ત્રેટને અધીકાર નથી. રાણી વી. અમીરૂદીન ૧૨ વિ. રી. ૩૬ કોલેરા અટકાવવા માટે જમણવાર નહી કરવા માજીસ્ત્રેટે આ કલમ પ્રમાણે જાહેરનામુ કાઢીને મેહલે મેહલે પ્રસીધ કર્યુ જાહેરનામુ પ્રસીધ થયા પછી થોડા દીવસે તોહમતદારે પોતાના ખાનગી મકાનમાં પાંચસે માણસને જમણ આપ્યું તેપરથી માજીસ્ત્રેટે ક. ૧૮૮ પ્રમાણે ગુન્હેગાર ઠરાવ્યો ઠરાવ્યુ કે—જાહેરનામાનો મજકુર ને પ્રસિદ્ધ કરવાની રીત કાયદેસર નથી. અને ક. ૧૪૪ પ્રમાણેના અધીકાર ઉપરાંતની છે. આ કલમ પ્રમાણેના અધીકાર અમુક સખસને અમુક કામથી કે અમુક રીતથી દુર રેહવા માટે કરી શકાય. ને સામાન્ય રીતે સઘળા લોકોને અમુક જગ્યાએ લોક મળતા હોય અથવા જતા હોય ત્યારેજ. કરી શકાય તેથી ગુન્હાનો ઠરાવ રદ કરી દંડ પાછો આપવા હુકમ કર્યો. રાણી વી. લખમનદાસ મકનદાસ ઈ. લો. રી. ૧૪ મુ. ૧૬૫ એક બીજાને તેમના ઘર આગળ વાજીંત્ર ન વગાડવાના સંબંધમાં મોઘમ હુકમ કરી શકે નહી પણ એક બીજાને માઠુ લાગે એવી રીતે વાજીંત્ર વગાડતા માઠુ લાગે નહી એવી મના કરી શકે રામચંદ્રગીર ગોસાઈ ૬ વિ. રી. ૪૦ માજીસ્ત્રેટે બે હાટ માંડનારા પૈકી એકને છેટે માંડવા હુકમ કર્યો કે જ્યાં આગળ હાટ જે વિચારથી માંડયુ હોય તે વ્યર્થ જાય તેમા ઠરાવ્યું કે—હુકમ અધીકાર ઉપરાંતનો છે. શારતચંદ્ર બાનરજી વી. બ્રામચંદન મુકરજી ૪ ક. લો. રી. ૪૧૦ પઢરપુરનુ દેવલ જે સાર્વજનીક ગણાય છે. ત્યાં વરસના ઘણા ખરા ભાગમાં મોટી જાત્રા ભરાય છે. આવી રીતે લોકોની ભીડથી નુકસાન થાય તે અટકાવવાના ને હવા સુધારવાના વિચારથી માજીસ્ત્રેટે બારણુ પોહળુ અને ઉચુ કરવાનો ગોરને લેખી હુકમ કર્યો ઠરાવ્યું કે—હુકમ કાયદેસર છે આ મિલકત જો ખાનગી મીલકત તરીકે હોત તો આવી રીતનો હુકમ કરી શકત તેવી રીતે આમા થઇ શકે છે. રાણી વી. રામચંદ ૬ મુ. હા. કો. રી. ૩૬.

જ્યારે જમીનના કે મકાનના કબજા બાબત પક્ષકારો વચ્ચે તકરાર હોય ને તેથી સુલેહનો ભંગ થવાનો સંભવ હોય તો બારમા બાબ પ્રમાણે ન ચલાવતા આ બાબ પ્રમાણે ચલાવી શકે રામાનુજા વી. રામાનુજા ઇ. લો. રી. ૩ મ, ૩૫૪.

આ બાબનુ મથાળુ એવુ છે કે—અપકૃત્ય સંબધી તાકીદના મુકદમામાં હંગામી હુકમો અને આખો બાબ વાંચતા જણાય છે કે—જમીન અથવા તેના પર બંધાવેલા કે ઉભા કરેલા દરમીયાન થવાના પ્રકારના લગતા કામો માટે છે. ક. ૧૪૫–૧૪૬ કબજા સંબંધી સ્વાલો માટે છે. ને તેમાં ખેડુત પાસેથી ભાડુ ન ઉઘરાવવા સંબંધમાં એક પક્ષકાર બીજાને પ્રતીબંધ કરવા માગતા હોય તેવા કામનો સમાવેશ થાય છે તેથી તેવા કામ આ કલમમા આવતા નથી અનદાચંદ્ર વી, કારસ્ટીવન ઈ. લો. રી. ૧૯ ક. ૧૨૭ આ કલમના અધીકાર માજીસ્ત્રેટ મિલકતના સંરક્ષાણાર્થે માટે વાપરી શકે નહી રાણી વી પ્રયાગ ઈ. લો. રી. ૯ ક. ૧૦૩ **એક લખેલો હુકમ કાહાડીને** હરી મોહનની અરજી બાબત ૧ બે. લો. રી. ૨૦ ક.૧૮૮ પ્રમાણે તોહમત રહેવાને લખેલો હુકમ હોવાની જરૂર છે પીતાંબર ૧૭ વિ. રી, ૫૭.

**ફલાણું કામ** એટલે મુકરર કામ જો કોઈ સખસને બે પ્રગણાના ખેડુતો પાસેથી ભાડુ ઉઘરાવવા મના કરી હોય પણ કયા કયા ભાડુતો પાસેથી ન ઉઘરાવવુ તે જણાવ્યું ન હોયતો ફલાણુ કામ એ શબ્દમાં તેનો સમાવેશ થતો નથી. અને તેથી તે રદ કરવો અબયશ

નેરી ડેબી વી. શીધેશ્વરી ડેવી. ઇ. લો. રી. ૧૬ ક. ૮૦ ખેડુતો પાસેથી ભાડુ ન ઉઘરાવવું એવો કોઇ મિલકતના સંબંધમાં આ કલમ પ્રમાણે હુકમ કરી શકાતો નથી. અનદાચંદ્ર વી. ક્રારસ્ટીવન ઈ. લો. રી. ૧૯ ક. ૧૨૭ મંદીરમાંથી કે તેની મીલકતમાંથી દુર રેહવું એ આ કલમના અર્થ પ્રમાણે ફલાણુ કામ એ શબ્દમાં આવે છે રામનુજા વી. રામાનુજા ઈ. લો. રી. ૩ મ. ૩૫૪.

**તમારા કબજામાની× × × × તમારે ફલાણી વેવસ્થા કરવી** ઝાડનો અમુક જથો કાપી નાંખવો એવી બાબતને આ કલમ લાગુ નથી વરામચંદ્ર મુકરજી ૫ બે, લો, રી, ૧૩૧ તેમજ ૧ બે, લો, રી, ૨૭ રાણી વી, સેખ ગુલામહુસેનના કામમાં તે માજીસ્રેટે તલાવની કોર લોકોને હરકત કરતા હોવાથી તે પુરી નાંખવા માજીસ્રેટે હુકમ કરેલો જે ફસન જડજે રદ કર્યો.

બાળકોના કબજા અને વાલીપણા માટે હુકમ કરવાને આ કલમ પ્રમાણે માજીસ્રેટને સત્તા નથી, મ, હા, કા, પ્રો ૨૦ અકટોબર સને ૧૮૮૦

**પેટા કલમ (૨)** જેને હુકમ કરવામાં આવ્યો હોય તેને સાધારણ રીતે તે હુકમ સામે કારણ બતાવવા તક આપવી જોઇએ હરીમોહન મેલો ૧૦ વિ. રી, ૫૩ લખમીપતસીંગ ૫ બે, લો, રી, ૮૧ બીજાની જમીનમાં દીવાલ ચણી હોય તે કાઢી નાંખવા સંક્ષીપ્ત રીતે હુકમ હંગામો અથવા બખેડો થવા સંભવ છે

**પેટા કલમ (૪)** માજીસ્રેટ કોઈ પણ સખસને કોઇપણ મીલકત તેના કબજામાં હોય તે મિલકતની વ્યવસ્થા કરવાનો હુકમ માનવા ફક્ત હુકમ કરી શકે છે, પણ તે રદ ના થઈ શકે એવો હુકમ કરવાની સત્તા નથી, ઉત્તમચંદ્ર ચાતરજી ૧૩ વિ, રી ૭૨, એક માજીસ્રેટે પોતાનો હુકમ રદ કરી કેસ કાઢી નાંખ્યો ઠરાવ્યુ કે-ફ્રી નવું કામ ચલાવ્યા શીવાય તે રદ કરેલો હુકમ તે સજીવન કરી શકતો નથી, બ્રેડલી વી, જેમીસન ઈ, લો, રી, ૮ ક, ૫૧૦ જો કોઇ માજીસ્રેટને પુરાવો લેતા માલુમ પડે કે પોતાનો પેહલો કરેલો હુકમ ખોટો છે અને હકુમત શીવાયનો છે અને તેથી તે પોતાનો પેહલો હુકમ રદ કરેતો તે વ્યાજબી કર્યું કહેવાય મોહન સરદાર ૧૩ વિ, રી, ૭૨,

**બે મહીના કરતા વધારે મુદત સુધી અમલમાં રહેશે નહી** જે મુદત બતાવેલી છે તે કરતા જાદે મુદતનો હુકમ કરવા અધીકાર નથી ને જાથુનો હુકમ કરે તે તદન ગેરકાયદે છે. ગોપી મોહન મુલીક વી. તારામતી ચોધરણી ઈ. લો. રી. ૫ ક. ૭ તથા જાથુનો હુકમ કરવા અધીકાર નથી બ્રેડી વી જેમશન ઈ. લો. રી. ૮ ક, ૫૮૦ આ પ્રમાણેના હુકમો હંગામી છે મુદત વિત્યા પછે અમુક ધર્મની ક્રીયા અમુક વખતે કરવા ફરમાવેલી છે તે કરતા જુદીજ વખતે કરવા માંડી તેથી સજા કરી ઠરાવ્યું કે—સજા ગેરકાયદે છે રાણી વી. શીહોડીન ઈ. લો. રી, ૧૦ અ ૧૧૫

## પરચુરણ.

દીવાનીમાં જવુ—આ કલમ પ્રમાણે હુકમ કર્યો હોય તેથી દીવાની કોર્ટમાં જવા પ્રતીબંધ નથી તેમ હુકમ નામુ ન બજાવવુ એવો પણ પ્રતીબંધ નથી સીબ ગોપાલ વી ૫ આ. કા, કોરી. ૧૦૮ લક્ષ્મીપતસીંગ ૧૪ વિ. રી, ૧૮ દીવાની ફરીયાદ માંડીને ખાનગી સખસોને જે મેળવવાનો હક કાયદાએ આપ્યો છે તે હક તેઓ પાસેથી છીનવી લેવાતો નથી રાજકુમાર સીંગવી સાહેબ જાદારાય ૩ ક, લો, રી, ૨૦ ગોપી મોહન મલીક વી તારામોની ચોધરી ઈ, લો, રી, ૫ ક, ૭ **આ કલમ પ્રમાણે કરેલા હુકમ કયારે તપાસી શકાય** હુકમ પર અપીલ નથી તેથી ક, ૧૮૮ પ્રમાણે કામ ચાલે ત્યારે જોઇ શકાય પીઠીસીંગ ૮ વિ, રી; ૩૭ ને તે વખતે

ઉપલી કોર્ટ રદ રકી શકે સુરજી નારાયણદાસ ઇ. લો, રી. ૬ ક. ૯૯ આ કલમ પ્રમાણે હુકમ કરવાને પોલીસ રીપોર્ટ એ બસ નથી ભીરોદયાલસીંગ ૧૧ વિ. રી. ૪૬ આ કલમમા બતાવ્યો છે તે પ્રમાણે હુકમ ન હોય અને તે આ કલમ પ્રમાણે થઇ શકતો ન હોય માત્ર આ કલમ પ્રમાણે હુકમ કર્યો છે એટલા પરથી આ કલમ પ્રમાણે હુકમ થતો નથી ને તેથી રીવીઝનમાં તપાસી શકાય છે. આનંદચંદ્ર વી કારસ્ટીવન ઇ. લો. રી. ૧૯ ક. ૧૨૭



## બાબ ૧૨ મો.

## સ્થાવર મિલકત સંબંધી તકરારો બાબત.

જમીન વિગેરે બાબતની તકરારથી શુલેહનો ભંગ થવાનો સંભવ હોય ત્યારે કેમ કરવું.

**૧૪૫.** (૧) જ્યારે જ્યારે કોઇ પોલીસ રિપોર્ટ ઉપરથી અથવા બીજી ખબર ઉપરથી કોઇ જીલ્લા માજીસ્ત્રેટની અથવા પેટા તુકડી માજીસ્ત્રેટની અથવા પેહેલા વર્ગના માજીસ્ત્રેટની એમ ખાત્રી થાય કે પોતાની હકુમતની સ્થાનિક હદમાં કોઈપણ જમીન સંબંધી અથવા જલાસય સંબંધી અથવા તેની હદ સબંધી એવી કાંઈ તકરારછેકે જેથી સુલેહનો ભંગ થવાનો સંભવછે, ત્યારે ત્યારે તેણે એક લેખી હુકમ કરવો અનેતેમાં પોતાની ઉપલી ખાત્રીનાં કારણો લખવાં, અને પોતે મુદ્દત ઠરાવીને તે તકરારમાં જેઓનું લાગતું વળગતું હોય તેવા સઘળા પક્ષકારોને ફરમાવવું કે આટલી મુદ્દતમાં તમે જાતે અથવા પ્લીડરની મારફતે હમારી કોરટમાં હાજર થઈને તે તકરારની વસ્તુ ખરેખર કોના કબજામાં છે તે વિશે તમે તમારા પોત પોતાના દાવાની લખેલી કેફીયત આપો.

(૨) આ કલમનાં કારણ સારૂ "જમીન અથવા જલાશય" આ સંજ્ઞામાં ઘરો, મારકીટો, માછલાં પકડવાનાં ઠેકણાં, પાક અથવા જમીનનું બીજુ ઉત્પન્ન અને એવી મિલકતનું ભાડું અથવા નફો એનો સમાવેશ થાય છે.

(૩) તે હુકમની એક નકલ, માજીસ્ત્રેટ ફરમાવે તેવા કોઈ સખસ અથવા શખસો ઉપર આ કાયદામાં સમન બજાવવા બાબતની જે રીત ઠરાવી છે તે રીતે બજાવવી જોઈયે, અને તેની નિદાન એક નકલ તકરારની વસ્તુની અથવા વસ્તુ પાસેની કોઇ પ્રસિધ્ધ જગાએ ચોહોડીને જાહેર કરવી.

કબજા બાબત ચોકસી.

(૪) પછી તે કરારની વસ્તુના કબજાના હક બાબત સદરહુ પ્રકારના કોઇ પણ પક્ષકારના દાવાના ગુણદોષનો વિચાર ન કરતાં તે માજીસ્ત્રેટે ઉપર લખ્યા મુજબ આપેલી કેફીયત વાંચી જોવી, તે પક્ષકારોનું કેહેવું સાંભળવું, તેઓએ રજુ કરેલો પુરાવો લેવો, તે પુરાવાનું શું પરિણામ થાય છે તે ધ્યાનમાં લેવું, પોતાને જરૂરનો લાગે એવો જાસ્તી પુરાવો ( જો હોય તો ) લેવો, અને તકરારની વસ્તુ ઉપર કહેલા હુકમની તારીખે તે પક્ષકારોમાંથી કોઈના પણ કબજામાં સદરહુ પ્રમાણે હતી કે કેમ અને કોના કબજામાં હતી તે, બની શકે તો, ઠરાવવું.

પરંતુ એવું ઠરાવ્યું છે કે, એવા હુકમની તારીખ તરત અગાઉના બે મહિનાની અંદર કોઇપણ પક્ષકારનો કબજો જોર જુલમથી તથા ગેરકાયદાસર રીતે લઇ લેવામાં આવ્યો છે એમ તે માજીસ્ત્રેટને જણાય, તો એવી રીતે જેનો કબજો લઇ લેવામાં આવ્યો હોય તે પક્ષકારનો તે તારીખે કબજો હતો એમ ગણવાનો તેને અખત્યાર છે.

વળી એવું ઠરાવ્યું છે કે, સદરહુ બાબત જરૂરની છે એમ તે માજીસ્ત્રેટની નજરમાં આવે, તો આ કલમ મુજબ પોતાનો ઠરાવ થતાં સુધી તે તકરારી વસ્તુ ગમે તે વખતે જપ્ત કરવાને તે મુખત્યાર છે.

**(૫) જે પક્ષકારને સદરહુ પ્રમાણે હાજર થવાનું ફરમાવ્યું હોય તે પક્ષકારને, અથવા હિતસંબંધ હોય એવા બીજા કોઈ શખસને સદરહુ પ્રકારની કાંઇ તકરાર નથી અથવા થયેલી નથી એવું બતાવવામાં આ કલમ માંહેના કોઇપણ મજકુરથી હરકત છે એમ સમજવું નહિ; અને એવું બતાવવામાં આવે ત્યારે માજીસ્ત્રેટે પોતાનો સદરહુ હુકમ રદ કરવો, અને પછી આગળ સઘળુ કામ ચલાવવાનું બંધ થવું જાઇયે; પરંતુ માજીસ્ત્રેટનો પેટા કલમ (૧) મુજબનો હુકમ, સદરહુ પ્રમાણે રદ થવાની બાબતને પાત્ર રહીને, આખરનો સમજવો જોઇયે.**

**(૬) જો સદરહુ વસ્તુ તે પક્ષકારોમાંથી ફલાણા પક્ષકારના કબજામાં સદરહુ પ્રમાણે હતી એવું તે માજીસ્ત્રેટ ઠરાવે તો તેણે એક હુકમ કાહાડવો અને તેમાં લખવું કે સદરહુ પક્ષકારના કબજામાંથી તે વસ્તુ કાયદાના ક્રમથી લઈ લેવામાં આવે ત્યાં સુધી તે વસ્તુનો કબજો રાખવાનો તેનો હક્ક છે, અને ત્યાં સુધી તે કબજામાં કોઇએ હરકત કરવી નહી.**

જે શખસના કબજામાં તે વસ્તુ હોય તે શખસના કબજામાંથી તે વસ્તુ કાયદા પ્રમાણે લઇ લેવામાં આવે ત્યાં સુધી તે તેની પાસે રાખવી.

**(૭) આ કલમની રૂયે ચલાવેલા કામમાંનો કોઈ પક્ષકાર મરણ પામે તો તે કામ તેટલાજ કારણથી બંધ પડશે નહિ.**

**ટીકા**—આ કલમ મુદાની બાબતમાં સુધરીછે. ને તે સુધારો નિચે દર્શાવ્યો છે.

**પોલીસ રીપોર્ટપરથી અથવા બીજી ખબર ઉપરથી.** આ કલમ પ્રમાણે પોલીસ રીપોર્ટપરથી જો સુલેહનો ભંગ થવાનો સંભવ જણાય તો માજીસ્ત્રેટ હુકમ કરી શકેછે. રામચંદ્રરોય ૨૧ વિ. રી. ૨૮ માજીસ્ત્રેટે તકરારી જમીન જાતે જોઈ તેટલાપરથી હુકમ કરી શકે નહી. મુસામત આનંદી કુંવર ૯ વિ. રી. ૬૪ કાલીચંદર. ૭ બે. લો. રી. ૩૨૨.

**પોતાની હકુમતની સ્થાનીક હદમાં.** માજીસ્ત્રેટ પોતાની હકુમત બહારની જમીનના સ્વાલનો નિર્ણય કરી શકે નહી ગોકલચંદ્ર વી. રાજમોહન બોસ ૧૭ વિ. રી. ૩૩.

**કોઇ પણ જમીન સંબંધી અથવા જલાશય સંબંધી.** આ શબ્દો. સ્પર્શેન્દ્રીય સ્થાવર મિલકત સંબંધી એ જે શબ્દો હતા તેના બદલે મુકવામાં આવ્યા છે. હાલના શબ્દોનો અર્થ પેટા કલમ (૨) માં આપવામાં આવ્યોછે. જુના શબ્દોનો અર્થ જુદી જુદી હાઇકોરટોએ જુદી રીતે કરેલ છે. ને તેથી નિચેના ફેસલાઓ નિરપયોગી જણાયા છે.

ઈ. લો. રી. ૧૩ ક. ૧૭૯ ઈ. લો. રી. ૧૨ ક. ૫૩૯ ઈ. લો. રી. ૧૧ ક. ૪૧૨ ઈ. લો. રી. ૧૫ ક. ૫૨૧ ઈ. લો. રી. ૧૨ મ. ૮૮ ઈ. લો. રી. ૧૬ ક. ૫૧૩ ઈ. લો રી. ૨૩ ક. ૮૦.

**સુલેહનો ભંગ થવાનો સંભવ છે.** સુલેહનો ભંગ થવાની ધાસ્તી હાલમાં ન હોય પણ ભવિષ્યમાં સુલેહનો ભંગ થવાનો સંભવ હોય તો આ કલમ પ્રમાણે હુકમ કરી શકાય નહી. ઉમાચરન ૭ ક. લો. રી. ૩૫૨ જે તકરારથી સુલેહનો ભંગ થવાનો સંભવ છે તેવી તકરાર છે એવું પક્ષકારો જ્યાંસુધી બતાવી ના શકે ત્યાસુધી માજીસ્ટ્રેટે હાથ ઘાલવો નહી. અને આગળ કામ ચલાવવું નહી. ગોવીંદચંદ્ર ઈ. લો. રી. ૬ ક. ૮૩૫ દામોદર વી. સકમન્દય ઈ. લો. રી. ૭ ક. ૩૮૫ બેનીનારાયણ વી. અચરાનાથ ઇ. લો. રી. ૫ અ. ૬૦૭ જમીનના કબજા સંબંધી સુલેહનો ભંગ થાય તેવી તકરાર હોય તો આ કલમ પ્રમાણે કામ ચલાવવું પણ ક. ૧૦૭ પ્રમાણે નહિ દોલે ગોવીંદ ચોધરી ઈ. લો. રી. ૨૫ ક. ૫૫૯.

**ખાત્રી થાયકે**—જમીન સંબંધી તકરાર છે અને તેથી સુલેહનો ભંગ થવાની ધાસ્તી છે. અને તે અટકાવવા તુરત ઈલાજ લેવા જોઇએ એવી માજીસ્ટ્રેટની ખાતરી થવી જોઇએ. આ કલમ પ્રમાણે ચાલવામાં નહી આવે તો સુલેહનો ભંગ થવાનો સંભવ છે એટલાજપરથી માજીસ્ટ્રેટને સત્તા મળતી નથી. દામોદર બીદ્યાધર મોહોરમો વી. સ્યામાનંદ દેવ ઈ. લો. રી. ૭ ક. ૩૮૫ ચંદર માધવ ૪ ક. લો. રી. ૪૮૩ આ કલમમાં એવું નથી કે–કયા કારણો પરથી ખાત્રી થવી ન જોઇએ સધરએન્ડની અરજી બાબત ૯ બે. લો. રી. ૨૨૯ સુલેહનો ભંગ થવાનો સંભવ છે. એવી ખાત્રી થવી જોઇએ મુસામત આનંદી કુંવર ૯ વિ. રી. ૬૪ તકરારી જગા પ્રતીવાદીના કબજામાં છે તેટલા કારણથી સદરહુ જગા ઉપર મકાન બાંધતા અટકાવવાને માટે નાપાડી તો પણ આવો હુકમ સુલેહ જાળવવા જરૂરનો છે એમ માજીસ્ટ્રેટની ખાત્રી થાય તો મનાઇ હુકમ કાઢી શકે છે સુબા વી. ત્રીકલ ઇ. લો. રી. ૭ મ. ૪૬૦ તકરાર વાસ્તવીક વિસાતવાળી હોવી જોઇએ. પણ માત્ર હક વિષે મોઢાની બોલાચાલી એ પુરતુ નથી. મહારાજા બર્ડવાન વી. ચે. દા. મ્યુ. ઈ. લો. રી. ૫ ક. ૧૯૪ જ્યારે તકરાર જમીનના કબજા બાબત ન હોય પણ વારસા બાબતની તકરાર હોય ત્યારે આ કલમ લાગુ પડતી નથી. મહંત ધનરાજગીરી વી. શ્રીપતીગીરી ગોસ્વામી ૨ બે. લો. રી. ૨૭ માજીસ્ટ્રેટે પોલીસ રીપોર્ટપરથી કે બીજી રીતે ખાત્રી કરી લેવી જોઇએ કે સુલેહનો ભંગ થવાનો સંભવ છે. રાણી વી. ગોવીંદચંદ્ર ઈ. લો. રી. ૨૦ ક. ૫૨૦ **લેખી હુકમ કરવો અને * * * ખાત્રીના કારણો લખવા.** જે કારણો માજીસ્ટ્રેટે જણાવ્યા હોય તે કારણો એવા પ્રકારના હોવા જોઇએ કે રીવીઝન કોર્ટની ખાત્રી થાય ધનપતસંગ ઇ. લો. રી. ૨૦ ક. ૫૧૩ સુલેહનો ભંગ થવાની ખાત્રી કાયદેસર પુરાવા પરથી કરવી જોઈએ અને તેવી ખાત્રીના કારણો લખીને પ્રોસીડીંગ કરવું જોઈએ. તારાકુડી મન્ડલ વી. ચંદ્રભુસન ૧૬ વિ. રી. ૬૪ કનનદ નારાયણ ઈ. લો. રી. ૪ ક. ૬૫૦ ઓખીલચંદ્ર ૧ ક. લો. રી. ૪૮ સુલેહનો ભંગ થવાનો સંભવ છે એવી ખબર મળી હોય પણ તેવા કારણો જે રીત પ્રમાણે લખવા જોઇએ તે લખ્યા ન હોયતો તેટલા પરથી. માજીસ્ટ્રેટના હુકમમાં દરમીયાન આવવાની જરૂર નથી. હુરન ૬ વિ. રી. ૪ માજીસ્ટ્રેટે આ કલમ પ્રમાણે જે કામ સરૂ કરેલુ તેમાં પ્રથમ હુકમ ફરમાવતી વખતે સુલેહનો ભંગ થવાનો સંભવ છે. એવી ખાત્રીનાં કારણો લખેલા નહી તેમજ છેલા ઠરાવપરથી પણ એમ જણાતુ નહીં–તેને એવી ખાત્રી થઈ હતી ઠરાવ્યુ કે–પ્રથમના હુકમમા નથી લખ્યુ તે ભુલ ક. ૫૩૭ પ્રમાણે ઢંકાઈ જાય પણ જ્યારે છેલા હુકમમાં જ્યારે તે પ્રમાણે ખાત્રી થવાનુ બતાવ્યુ નથી તેથી કરેલો હુકમ રદ કરવો જોઇએ ગંગાપ્રસાદ વી. નારાયણ ઇ. લો. રી. ૧૫ અ. ૩૯૪ પોલીસ રીપોર્ટની અંદર સુલેહનો ભંગ થવાનો સંભવ છે. તો તે પુરતો છે. ગોકલચંદ્ર વી. કાલીચરન ઇ. લો. રી. ૧૩ ક. ૧૭૫ ધનપતસીંગ વી. ચતરપટ ઈ. લો. રી. ૨૦ ક. ૫૧૩

જ્યારે માજીસ્ટ્રેટ પોલીસ રીપોર્ટના આધારે ચાલ્યો હોય ને તે રીપોર્ટમાં એવુ કાંઈ ન હોયકે- સામી બાજુના માણસો ભેગા થયા હતા. તો આ કલમ પ્રમાણે તે પુરતુ નથી. પોધો મોતી ડારી વી. જગદમાદાસી. ૨૫ વિ. રી. ૨

**ભાગતુ વળગતુ હોય તેવા સઘળા પક્ષકારોને * * * ને પારેગ્રાફ ત્રીજો.** પારેગ્રાફ ત્રીજો નવીન છે.

તકરારના પક્ષકારોપર હુકમની નકલ પોચાડવી જોઇએ ને ખબર લાગતા વળગતા પક્ષકારોને માજીસ્ટ્રેટે આપવી જોઇએ ગોવીંદ ચંદરદાસ ઇ. લો. રી. ૨૦ ક. ૫૨૦ ધનપતસીંગ ઈ. લો. રી. ૨૦ ક. ૫૧૩ લાગતુ વળગતુ હોય તેવા પક્ષકારોને એટલે પ્રોસીડીંગ સરૂ થયુ તે વખતે તકરારની સાથેના લાગતા વળગતા પક્ષકારો એવો થાય છે મુળની તકરારમાં જેનુહીતરહેલુ ના હોય એવા પક્ષકરોને દાખલ કરવાને આ પ્રોસીડીંગમાં સત્તા નથી. બેન્ડશેખ ઈ. લો. રી. ૨૧ ક. ૪૦૫

**પેટાકલમ (૨) નવીન છે. ને પેટાકલમ (૩)** નવીન છે. પેટાકલમ (૪) માં "તે વખતે" એ શબ્દને "બદલે ઉપર કહેલા હુકમની તારીખે" એ શબ્દો મુકવામાં આવ્યા છે "તે વખતે" એ શબ્દનો અર્થ દ્વીઅર્થી હતો કેટલીક વખતે પ્રથમના હુકમની તારીખે એમ કરતા ને કેટલીક વખતે આખરના ફેસલા વખતે એવી રીતે કરતા પેટા કલમ ૪ નો પારેગ્રાફ બીજો તથા ત્રીજો નવીન છે. બીજા પારેગ્રાફથી નિચેના ફેસલા નિરઉપયોગી થયા છે. ઇ. લો. રી. ૧૧ ક. ૩૬૫ ઈ. લો. રી. ૧૨ ક. ૫૨૧ ઇ. લો. રી. ૧૮ મ. ૪૧. ૨૦ વિ. રી. ૫૧ ઈ. લો. રી. ૧૫. મુ. ૧૫૨ ઈ. લો. રી. ૧૩ અ. ૯૬૨ ઈ. લો. રી. ૧૨ ક. ૫૩૯ પારેગ્રાફ બીજાના શબ્દો ઘણા સ્પસ્ટ છે એટલે કે કોઈ સખસે જોર જુલમથી કબજો મેળવ્યો હોય તો તેને આ કલમ મુજબ પ્રથમ હુકમ કરતા પહેલા ફક્ત બે માસનોજ તેનો કબજો હોય તો આ કલમનો તેને આશ્રય નહી મલે. ને પારેગ્રાફ ત્રીજો ઘડવાનુ કારણુ કે—ઘણી વખત સલાહ• શાંતી જાળવવાની ખાતર આ કલમ મુજબ વર્તતા ઘણો વખત જાય તેમ હોય ત્યારે આ પારેગ્રાફ મુજબ વર્તી મિલકત જપ્ત કરેથી બને બાજુ નરમ પડી સુલેહ જળવાય.

**કબજાના હક બાબત.** કબજાના હક બાબતની નહી. પણ ફક્ત કબજાની માજીસ્ટ્રેટ તપાસ કરી શકે છે મુસામન ઈમામ ૭ વિ. રી. ૨૬ બાપુ જગજીવન. ૪ મુ. હા. કો. રી. ૧૫૩ માલકી હક ઉપરથી આ કલમ પ્રમાણે ફેસલો આપી શકાય નહી. કાળો કીસ્તો ઠાકોર ઈ. લો. રી. ૭ ક. ૪૬ પુરાવા પરથી કબજાની તકરારનો નિવેડો કરવો. વૈકુંઠ કુમાર ૩ ક. લો. રી. ૧૩૪ જ્યાં જમીનના ઘણા ભાગની તકરાર હોયતો દરેક કકડો કોના કબજામાં છે. તેનો નિર્ણય કરવો જોઇએ. માધ સુધુન વી. બેજોયગોવીંદ ૨૧ વિ. રી. ૫૫ અશ્ચીમ મુલા વી. સોતુપુરા ૧૦ ક. લો. રી. ૫૨૩ વચલા જમીન ધારણ કરનારા જેમને ખેડુતો ભાડુ આપે છે તેમની મારફતનો ગર્ભીત કબજો આ કલમ પ્રમાણે બસ નથી ઠાકોર દયાળસીંગ ઈ. લો રી. ૩ ક. ૩૨૦ તકરારી કબજો કામ ચાલતા અવલ કોનો હતો તેનો તપાસ કરવો જોઇએ ક્રષ્ણા ઘેનદત્ત વી. લોક નાથ ઈ. લો. રી. ૧૨ ક. ૫૩૭

**પક્ષકારો** જે માણસ કબજાનો દાવો કરે ને તેના નોકરથી સુલેહનો ભંગ થવાનો સંભવ હોય તો પક્ષકારમાં સામેલ કરવો જોઇએ જીતાભાણ વી. ભાન સરૂપ ઘોબી. ૬ ક. લો. રી. ૧૯૩ કંપનીના મેનેજરને પક્ષકાર તરીકે સામેલ ન કરાય કારણકે આ કલમ પ્રમાણે જોઈએ તે પ્રમાણે તેનો કબજો ગણાતો નથી. બ્રૈઉન વી. પૃથરાજ ઈ. લો. રી. ૨૫ ક. ૪૨૩ કામ ચાલતાની દરમીયાન ત્રીજા પક્ષકારને સામેલ કરવા કાયદામાં કાંઇ નિયમ નથી. સુલેહના

ભંગની ખાત્રી કરતી વખતે તે તકરારમાં કોણ કોણ સામેલ છે તેની પણ ખાત્રી કરવી જોઇએ. ને કામ ચાલતા પક્ષકારો વધારી શકાય નહી પ્રતાપ નારાયણસીંગ ઇ. લો. રી. ૨૪ ક. ૫૫.

**કેફીઅત** નિમેલી તારીખે રજુ ન કરે ને તેથી માજીસ્ત્રેટ આગળ કામ ચલાવવા ના પાડે તો તે ના પાડવું વ્યાજબી નથી ગોકલચંદર મીતી ૧૧ વિ. રી. ૯.

**રજુ કરેલો પુરાવો લેવો.** જે સખસોને પક્ષકાર કર્યા હોય ને જોકે ખરેખર તે તકરારમાં સાસેલ ન હોય તો પણ તેમને તેમના દાવાની પુસ્ટીમાં પુરાવો આપતા બંધ ન કરવા તેમને તેમનો કબજો સાબીત કરવાની તક આપવી જોઇએ. ગોવીંદચંદ્રદાસ. ઇ. લો. રી. ૨૦ ક.૫૨૦

સાક્ષીને પ્રોસેસ કાઢવા માટે યોગ્ય વખતમાં અરજ કરે તો ના પાડવી નહી મદદ આપવી જોઈએ ના પાડી હોયતો તેના કારણ બતાવવા જોઈએ હરેંદ્રો નારાયણસીંગ ઈ. લો. રી ૧૧ ક. ૭૬૨.

• **પુરાવાનું શું પરીણામ થાય છે તે ધ્યાનમાં લેવું.** કબજાની તકરારમાં માજીસ્ત્રેટે એકલા દસ્તાવેજી પુરાવાપર જોવું નહી એવી બાબતમાં મુખજુબાની પુરાવો મુખ્ય છે ને તેપર આધાર રાખી ચાલવું જોઈએ મહારાજ ગોવીંદનાથ વી. રાજા અણુંદનાથરાય ૫ વિ રી. ૭૯ જે જગા બાબત સુલેહનો ભંગ થવાની ધાસ્તી છે તે જગા કયા પક્ષકારના કબજામાં છે તેનો નિવેડો કરવા સ્થાનીક તપાસ ને પક્ષકારે સોગનપર નકી કીધેલી હકીકત પુરતી નથી કાલીચંદ શાહ ૧૬ વિ. રી. ૧૩ તકરાર **થશે** એવી બાબતનો માત્ર જુજ પુરાવો હોયતો તે પુરતો નથી. ૪ મ. હા. કો. રી. ૪૯ મામલતદારનો ઠરાવ નિર્ણય કારક પુરાવો નથી પણ આ કલમ પ્રમાણે થએલો કબજા સંબંધી ઠરાવ કબજાની બાબતમાં નિર્ણય કારક છે લીલુબીન રાદુ વી. અનાજી પરશરામ ઈ. લો. રી. ૫ મુ. ૩૮૭ હક બાબતનો પુરાવો કબજા સંબંધી નિકાલ કરવાને પોતાની વીવેચન બુધીને સીધે રસ્તે દોરવા માટે તથા વ્યાજબી ફેસલો આપવા માટે પુરાવામાં લેવાય કબજા સંબંધી પુરાવાની સાથે માલકી હકનો પુરાવો પુરાવા તરીકે વાપરી શકાય પણ ફકત માલકી હકનો પુરાવો એ કાંઈ કબજાનો પુરાવો નથી જો બન્ને બાજુનો પુરાવો કબજા સંબંધી એકએકથી વિરૂધ હોયતો પુરાવાના પરીણામનો વિચાર કરતી વખતે હકનો પુરાવો માજીસ્ત્રેટ ધ્યાનમાં લેતો તેમાં કાંઈ ગેરકાયદે નથી કાલાહીસ્તો ઠાકોરના કામમાં ઇ. લો. રી. ૭ ક. ૪૬ જગળેશરીયા ચોધરી ૩ ક. લો. રી ૯૪ રાજાબાબુ વી. મદનમોહનલાલ ઈ. લો. રી. ૧૪ ક. ૧૬૯ જગત કીશોર વી. ખાજા અશન ઉલા ઇ. લો. રી. ૧૬ ક. ૨૮૧.

**પેટા કલમ ૫** મા પક્ષકારને એ શબ્દ પછી "અથવા હીતસંબંધ હોય" એ શબ્દો નવા વધાર્યા છે જુના કાયદા મુજબ ત્રીજા સખસોને બંધન કારક હુકમ માજીસ્ત્રેટ કરી શકે કેમ તે બાબત શક હતો તે આ શબ્દો વધારવાથી દુર થયો છે પારેગ્રાફને છેલે **આખરનો** એ શબ્દો છે તેનો અર્થ એવો છે કે—તેની ફરી તપાસણી પણ થઈ શકે નહી. ક્રુપાદયાર ઈ. લો. રી. ૧૮ મ. ૫૧ માં ઠરાવ્યું કે—આ કલમ મુજબ કરેલા હુકમો **કેસમાં જે** પક્ષકારો હોય તેમનેજ ફકત તે બંધન કારક છે. તેમજ પ્રતાબ નારાયણસીંગ ઈ. લો. રી. ૨૪ ક. ૫૫ મા ઠરાવ્યુ કે—કામ ચાલતા બીજા પક્ષકારની જરૂર લાગે તો તેને વાસ્તે નવું પ્રોસીડીંગ સરૂ કરવું તે રસ્તો છે.

**કાયદાના ક્રમથી × × × × હરકત કરવી નહીં.** એક માણસ પાક લણી રહે ત્યાં સુધી તેનો કબજો રાખવો ને પછી બીજાને જમીન આપી દે એવો હુકમ માજીસ્ત્રેટ કરી શકે નહી. બનવારીલાલ મીસર વી. રાધા પ્રસાદ ૧ ક. લો. રી. ૧૩૬ જો માજીસ્ત્રેટને એક

પક્ષકારનો કબજો છે એમ માલમ પડયા પછી તે કબજાનો દાવો લાવે તેનો નિર્ણય થતા સુધી બીજા પક્ષકારને ખેડવાની પરવાનગી અપાય નહી. સીંબચરન વી કીશનચંદર ૧૮ વિ. રી. ૨૯ યોગ્ય અધીકારવાળી કોર્ટ હક નકી કરી આપે એટલે તકરારનો અંત આવે છે ને પછે તેનો અમલ કરવો એ માજીસ્ટ્રેટની ફરજ છે ને તે વિરૂધ સુલેહના ભંગનુ કૃત્ય કરે તો ક. ૧૦૭ પ્રમાણે જામીન માગવા. ગોવીંદચંદ્ર ઇ. લો. રી. ૬ ક. ૮૩૫ મોતીલાલ મંગળજી મુ. હા. કો. ક્રી. રૂ. તા. ૧૧ ૪ ૮૯ દીવાની કોરટનું હુકમ નામુ થાય એટલે પછે સંક્ષીપ્ત હુકમની જરૂર નથી રાણીગંજ વી. હેમલાલ ૨૪ વિ. રી. ૧૭ દીવાની કોરટના હુકમમા માજીસ્ટ્રેટથી વચે ન ન આવી શકાય ને દીવાની કોરટથી જેને કબજો અપાવ્યો હોય તેનોજ કાયમ રાખવો શામ સુંદરી ૬ વી. રી. ૧૦ **પેટા કલમ ૭ નવી છે.** એચુશેખ ઇં. લો. રી. ૨૧ ક. ૪૦૫ મા ઠરાવેલુ કે—કામ ચાલતા ગુજરી ગએલા પક્ષકારના છોકરા વિરૂધ હુકમ કરી શકાય નહી. ઈ. લો. રી. ૨૧ ક. ૪૦૫ પણ આ સુધારો ધ્યાનમા લેવા જોગ છે.

તકરારની વસ્તુ જપ્ત કરવાનો અધિકાર.

**૧૪૬. (૧) જો માજીસ્ટ્રેટ એવો ઠરાવ કરે કે તકરારની વસ્તુ તે પક્ષકારોમાંના કોઇના કબજામાં સદરહુ પ્રમાણે તે વખતે નથી, અથવા તે કયા પક્ષકારના કબજામાં સદરહુ પ્રમાણે તે વખતે છે એ બાબત પોતાની ખાત્રી ન થઈ શકે, તો પક્ષકારોના તે સંબંધી હક બાબત અથવા તેનો કબજો કોને મળવાનો હક છે તે બાબત, કોઈ યોગ્ય અધિકારવાળી કોરટનો ફેંસલો થતાં સુધી તે તકરારની વસ્તુ જપ્ત કરવાને તે મુખત્યાર છે,**

**(૨) માજીસ્ટ્રેટ તકરારી વસ્તુની જપ્તી કરે ત્યારે, તેને યોગ્ય જણાય તો, તે માટે એક વહિવટદાર નિમવાનો અધિકાર છે, તે વહિવટદારને, માજીસ્ટ્રેટના નિર્બંધ હેઠળ દિવાની કામ ચલાવવાની રીત વિશેના કાયદા પ્રમાણે નિમેલા વહિવટદારના સર્વ અધિકાર પ્રાપ્ત થશે.**

**ટીકા—**કોરટ એ શબ્દની પહેલા દીવાની એ જબ્દો હતા તે કાઢી નાંખ્યા છે પેટા કલમ ૨ નવીન છે ને આ નવીન કરવાનુ કારણ જપ્ત કરેલી મિલકતની વ્યવસ્થાના સંબંધમાં અડચણ પડવાથી તે દુર કરવા માટે ફરેલ છે.

**ઠરાવ કરે** કોના કબજામાં છે તે બાબત પક્ષકારો પુરાવો આપે તે જપ્તનો હુકમ કરતા પહેલા લેવો જોઈએ ને જો તે પુરાવાથી ખાત્રી ન થાયતો જપ્ત કરવા હુકમ કરી શકાય રામસુંદરી દેવી ૧ ક. લો. રી. ૮૬ તા. ૨૮–૧૧–૭૦, ૬ મ. હા. રી. અ. ૪ મખોદા દાસી ૧૮ વિ. રી. ૪

**એ બાબત પોતાની ખાત્રી ન થઈ શકે.** પક્ષકારો જે પુરાવો રજુ કરે તેપરથી પોતાની ખાત્રી ન થાય તો જપ્ત કરવાનો હુકમ કરી શકાય. પણ તેવી તપાસ વગર શક ઉત્પન્ન થાયતો જપ્ત કરી શકાય નહી. લીલાનંદ ૧ ક. લો. રી. ૨૭૩.

દીવાની કોરટ એ શબ્દ કાઢી નાંખવાથી ઈ. લો. રી. ૧૫ અ. ૩૯૪ માજીસ્ટ્રેટે આ કલમ પ્રમાણે મિલકત જપ્ત કરી હોય તો પછે દીવાની કોરટ એ બાબત ઠરાવ કરે એટલે જપ્ત કરેલી મિલકતને તેની ઉપજ પછે જપ્તીમાં રાખવા અધીકાર નથી. અવધ નારાયણ ક. વિ. નોટસ ૧૮૯૩ પા. ૧૦૦ આ કલમ પ્રમાણે જપ્ત કરેલી મિલકત ભાડે આપી શકે ગીરીસચંદ્ર ૧૭ વિ. રી. ૩૮ અમુક મિલકત કોની છે એ બાબત શક પડવાથી જપ્ત કરી અને પછે સમાધાન થવાથી જપ્તી દુર કરી પછે ત્રીજા પક્ષકારના સંબંધમાં સુલેહના ભંગનો

ઇરાદો જણાયાથી જપ્ત કરી ઠરાવ્યુંકે ક. ૧૪૫ પ્રમાણે નવી તપાસ કરી આ કલમ પ્રમાણે જપ્ત કરી શકે જ્યારે નવી તકરાર પડે એટલે જુનુ કામ રદ ગણવું જોઈએ પણ વધારે સારો રસ્તો એ છે કે ૮મા બાબ પ્રમાણે કામ ચલાવવું રાણી વી. કાલી કીશોર ૨૫ વિ. રી. ૬૮ આ કલમ પ્રમાણે માજીસ્ત્રેટે હુકમ કર્યો હોય તેમાં સેસન જડજ વચ્ચે આવી શકે નહી ૧૫ વિ. રી. ૧૧૫ વિ. રી. ૨.

ઇઝિમેન્ટ (સુખાધિકાર) હક વિગેરે સંબંધી તકરારો.

**૧૪૭.** **જ્યારે જ્યારે ઉપર કહ્યા મુજબ સદરહુ પ્રકારના હરકોઈ માજીસ્ત્રેટની એવી ખાત્રી થાય કે પોતાની હકુમતની સ્થાનીક હદમાં આવેલી કોઇ પણ જમીનના અથવા જલાશયના ઉપયોગના હક્ક બાબત (રસ્તાના હક્ક અથવા તે ઉપરના બીજા સુખાધિકાર સાથે ) કાંઇ તકરાર છે ને તેથી સુલેહનો ભંગ થવનો સંભવ છે, ત્યારે ત્યારે તે બાબત ૧૪૫.મી કલમમાં કહેલી રીતે ચોકસી કરવાને તે મુખત્યાર છે; અને સદરહુ હક્ક વિદ્યમાન છે એમ તેને જણાય, તો જે શખસ સદરહુ વસ્તુ કરવામાં હરકત કરતો હોય અથવા જે સદરહુ વસ્તુ કરવાનો દાવો કરતો હોય તે શખસનો, પ્રસંગ પ્રમાણે, સદરહુ વસ્તુ નહિ કરવા દેવાનો, અથવા કરવા દેવાનો, હક્ક છે એ પ્રમાણે કોઈ યોગ્ય અધિકારવાળી કોરટનો ઠરાવ તે શખસ મેળવે ત્યાં સુધી, સદરહુ વસ્તુ કરવા દેવા બાબત અથવા તે વસ્તુ નહિ કરવા દેવા બાબત પ્રસંગ પ્રમાણે, એક હુકમ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે;**

**પણ એવું ઠરાવ્યું છે કે જ્યારે કોઈપણ વસ્તુ કરવાનો હક વર્ષમાં સઘળી વખતે બજાવી શકાય એવો હોય, ત્યારે જો તે ચોકસીની શરૂઆત થતાં પેહેલાં તુરત ત્રણ મહિનામાં સદરહુ હક બજાવ્યો ન હોય તો આ કલમ પ્રમાણે તે વસ્તુ કરવા દેવાનો અથવા, જ્યારે તે હક ફક્ત મુકરર મોસમેજ અથવા અવસરેજ બજાવી શકાય એવો હોય, ત્યારે, જો સદરહુ ચોકસી શરૂ થયાની પેહેલાની, સદરહુ મોસમ અથવા અવસર પૈકી છેલ્લી મોસમે અથવા છેલ્લા અવસરે તે હક બજાવ્યો ન હોય તો, આ કલમ પ્રમાણે તે વસ્તુ કરવા દેવાનો, કાંઇપણ હુકમ કરવો નહિ.**

**ટીકા**—"પ્રથમના કોડમાં" કોઇપણ સ્પર્શજ્ઞેય સ્થાવર મિલકત એ શબ્દો હતા તેને બદલે. "કોઇપણ જમીનના અથવા જલાશયના એ શબ્દો મુક્યા છે. ત્યારે" ત્યારે તે બાબત ક. ૧૪૫ કહેલી રીતે ચોકશી કરવાને મુખત્યાર છે આ શબ્દો નવીન છે દીવાની કોરટ એ શબ્દ કાઢી નાંખ્યા છે. આ કલમ પ્રમાણે એ શબ્દો નવીન છે "અવસરેજ" એ શબ્દો નવીન છે તે મજ,' અવસર પૈકી અથવા છેલા અવસરે એ શબ્દો નવીન છે."

**રસ્તાનો હક અથવા બીજા સુખાધીકાર સાથે** બીજાની જમીનમાં સુખાધીકારનો હક હોયતો તે વાત અરજદારે સાબીત કરવી જોઈએ હરીમોહન ઠાકોર વી. કીસન સુંદરી ઈ. લો. રી. ૧૧ ક. ૫૨ આ કલમ પ્રમાણે વચે પડવુ કે કેમ તે માજીસ્ત્રેટની મુખત્યારની વાતછે તેથી અરજદારે પુરેપુરો કેસ સાબીત કરવો જોઈએ રસુલનિયો ૧૧ વિ. રી. ૩ પક્ષકારના હક નહી કરવા માટે આ કલમ નથી તે માટે દીવાની કોરટમાં જવુ મુશની હરખલાલ ૬ વિ. રી. ૭૪ જે લોકોએ ખરેખરો ઉપયોગ કર્યો હોય ને તેમાં કોઈ આડે આવતુ હોયતો તે અટકાવવા હુકમ કરી શકે છે. બરદવાની મહારાજા ઈ. લો. રી. ૫ ક. ૧૯૪ કોઈ

અરજ કરેકે મારા રસ્તાના હકમાં આડા આવે છે તો દીવાની દાવો કરવાનુ ના કેહતા. આ કલમ પ્રમાણે ચાલવુ જોઈએ. ભોઇરીમંડળ ૧૮ વિ. રી. ૨૮ માધોચરન ૧૩ વિ. રી. ૫૧ પણ ભોગવટાની કાયદેસર સાબીતી આપવી જોઇએ શ્રીમંતો દુલાવી. વી. રામચંદ્ર આદક ૫ વિ. રી. ૫૭ પણજો દીવાની કોરટથી નહી થઈ ગયુ હોયતો આ કલમ પ્રમાણે કાંઇ ન કરવુ બાલકૃસ્ન ઈ. લો. રી. ૧૧ મુ. ૫૮૪ સુલેહના ભંગની તેમ છતાં બીક હોયતો આઠમા બાબ પ્રમાણે વર્તવુ ઈ. લો. રી. ૧૪ મુ. ૨૫ આતમારામ નારાયણ મસીદમા ધર્મ ક્રીયા કરવામાં હક બાબત તકારથી સુલેહનો ભંગ થવા સંભવ હોયતો આ કલમ પ્રમાણે હુકમ કરી શકાય મહમદ મુસાલીયાર વી. કનજી એક ઈ. લો. રી. ૧૧ મ. ૨૨૩

**પક્ષકારો** આ કલમ મુજબની તપાસના કામ માટે જે સખસો જોકે તે હક તેમને બીજા તરફથી મળ્યો હોય તો પણ તેઓ પોતાના માટે દાવો રાખતા હોયતો તેમને પક્ષકાર કર્યા એટલે બસ છે માલીકોને કરવાની જરૂર નથી રામચંદ્રદાસ ઈ. લો. રી. ૨૧ ક. ૨૯ ઈ. લો. રી. ૨૧ ક. ૭૧૭ દુખીમળા ઇ. લો. રી. ૨૩ ક. ૫૫.

સ્થાનિક ચોકસી.

**૧૪૮. (૧) જ્યારે જ્યારે આ બાબનાં કારણ સારૂ કાંઈ સ્થાનિક ચોકસી કરવાની જરૂર હોય ત્યારે ત્યારે, તે ચોકસી કરવાને પોતાના તાબામાંહેના હરકોઇ માજીસ્ત્રેટને મોકલવાને, તથા તેણે શી રીતે ચોકસી કરવી તે બાબતમાં તેની સમજુત થવા સારૂ જરૂર જણાય તેવો લેખી હુકમ તેને કરવાને, અને ચોકસી કરવાનો જરૂરનો સઘળો ખરચ અથવા તેમાંનો કોઇપણ ભાગ કોણે આપવો તે ઠરાવવાને, હરકોઇ જીલ્લા માજીસ્ત્રેટ અથવા પેટાતુકડી માજીસ્ત્રેટ મુખત્યાર છે.**

**(૨) એ પ્રમાણે મોકલેલા શખસનો રિપોર્ટ તે મુકદ્દમામાં પુરાવા તરીકે વાંચવાનો અધિકારછે.**

ખરચ બાબત હુકમ.

**(૩) આબાબ પ્રમાણે ચલાવેલાં કોઈ કામમાં કોઈપણ પક્ષકારને શાહેદો બાબત અથવા પ્લીડરોની ફી બાબત અથવા એ બન્ને બાબત કાંઇ ખરચ થયો હોય, ત્યારે, તે ખરચ કોણે આપવો, સદરહુ પક્ષકારે આપવો કે તે કામના બીજા કોઇ પક્ષકારે આપવો તે, અને તે ખરચ સઘળો આપવો કે થોડો આપવો કે ફાળાપડતો આપવો તે ફરમાવવાનો અધિકાર ૧૪૫ મી અથવા ૧૪૬ મી અથવા ૧૪૭ મી કલમ પ્રમાણે ઠરાવ કરનારા માજીસ્ત્રેટને છે, જે ખરચ આપવાનું એ પ્રમાણે ફરમાવ્યું હોય તે સઘળો ખરચ જાણે દંડ હોય એવી રીતે વસુલ કરવાનો અધિકાર છે.**

**સ્થાનિક ચોકસી કરવાની જરૂર હોય.** સ્થાનિક તપાસ મિલકતના દેખાવ સંબંધી તકરારને લગતી જોઇએ પણ જે વાત મુખ જુબાની પુરાવાથી સાબેત કરી શકાય તેવી બાબતમા ન કરવી. બેકુંઠ કુમાર ૩ ક. લો. રી. ૧૩૪ સ્થાનિક તપાસ કરવામા આવે ને તે તપાસમા જેનુ હીત રહેલુ હોય તેને તેથી વાકેફ કરવો. ને જો તે વિરૂધ તે કાંઇ બતાવે તો સાંભળવું જોઇએ મીરધનુ બ્રાઉન ૨૧ વિ. રી. ૨૫

**ઠરાવ કરનારા માજીસ્ત્રેટને છે.** ખરચ બાબતનો હુકમ એ ઠરાવનો ભાગ હોવો જોઇએ તેથી કરી માજીસ્ત્રેટે ખર્ચ બાબત હુકમ કર્યો પણ કેટલ ખચ તે જણાવેલ નહી. ઠરાવ્યુ કે—તેની પછી આવનાર માજીસ્ત્રેટને ખર્ચનો આં[illegible] આપવાનો અધીકાર નથી

મોજલાલ સ્નેનાર વી. નીરખતસીંગ ઇ. લો. રી. ૨૧. ક. ૬૦૯ ખરચનો આંકડો ચુકાદો આપતી વખતે બને પક્ષકારની રૂબરૂ તેમને વિરૂધ બતાવવાની તક આપીને કરવો. લાંબા વખત પછી ન કરવો જોઇએ. ટોમી જુઠી ઇ. લો. રી. ૨૪ ક. ૭૫૭ ચુકાદો આપતી વખતે જેમ દીવાની કાયદાની ક. ૨૧૮ મા જણાવ્યુ છે તેમ તે બાબત ઠરાવ કરવો જોઇએ. અરજીના ખરચનો નિકાલ અરજીનો નિકાલ થાય તે વખતે કરવો જોઇએ બીનોદસુંદરી વી. કાલી કીરટોપાલ ઈ. લો. રી. ૨૨ ક. ૩૯૭ ચુકાદો આપતી વખતે ખરચ આપવા હુકમ કર્યો ને તેનો નકી આંકડો તેની જગોએ આવનાર માજીસ્રેટ કરેતો તેમાં કાંઇ વાંધો નથી. ગીરધરચેટરજી ઈ. લો. ૨૨ ક. ૩૮૪ મહમદ ઇરશાદ અલીખાન ઈ. લો. રી. ૨૩ ક. ૩૭



## બાબ ૧૩ મો.

## અટકાવ કરવા બાબત પોલીસનું કામ.

કાગ્નિઝેબલ ગુન્હાનો અટકાવ પોલીશેકરવો.

૧૪૯. કોઇ પણ કાગ્નિઝેબલ ગુન્હો થતો અટકાવવાનાં કારણ સારૂ દરેક પોલીસ—અમલદાર વચ્ચે પડવાને મુખત્યાર છે, અને તેણે બનતો પ્રયત્ન કરીને સદરહુ ગુન્હો થતો અટકાવવો જોઈયે.

સદરહુ ગુન્હા કરવાની ધારણા બાબત ખબર.

૧૫૦. કોઇપણ કાગ્નિઝેબલ ગુન્હા કરવાની ધારણા વિશે જે પોલીસ અમલદારને ખબર પડે તે પોલીસ—અમલદારે તે ખબર જે પોલીસ—અમલદારના તાબામાં પોતે હોય તે પોલીસ અમલદારને, તથા તે ગુન્હો થતો અટકાવવાનું અથવા તે સાંભળવાનું બીજા જે અમલદારનું કામ હોય તે અમલદારને આપવી.

સદરહુ ગુન્હા અટકાવવા સારૂ પકડવા બાબત.

૧૫૧. કોઈ પણ કાગ્નિઝેબલ ગુન્હો કરવાની ધારણા જે પોલીસ—અમલદારના જાણ્યામાં હોય તે પોલીસ અમલદારને જો એમ જણાય કે તે ગુન્હો થતો બીજી રીતે અટકાવી શકાશે નહિ તો કોઈ માજીસ્રેટના હુકમ શિવાય અને વગર વારંટે તેવી ધારણા કરનાર શખસને પકડવાને તે અમલદાર મુખત્યારછે.

સાર્વજનિક મિલકતને નુકસાન થતું અટકાવવા બાબત.

૧૫૨. કોઈ પોલીસ અમલદારના દેખતાં કાંઇ સાર્વજનિક સ્થાવર અથવા જંગમ મિલકતને જે નુકસાન કરવાની કોશિશ કરવામાં આવે તે નુકસાન થતું અટકાવવા સારૂ, અથવા કાંઈ સાર્વજનિક ભુમિચિન્હ અથવા બોયું અથવા વાહાણ ચલાવવાના કામમાં વપરાતી હોય એવી બીજી કોઇ નિશાની કાહાડી નખાતી અથવા તેને નુકશાન થતું અટકાવવા સારૂ પોતાનાજ અખત્યારથી વચ્ચે પડવાને તે પોલીસ—અમલદાર મુખત્યારછે.

કાટલાં તથા માપ જોવા બાબત.

૧૫૩. (૧) કોઇ પોલીસ—થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને જ્યારે એમ માનવાનું કારણ હોય કે પોતાનાં થાણાની હદ માંહેની કુલાણી જગામાં કાંઈ ખોટાં કાટલાં અથવા માપ અથવા તોળવાનાં યંત્ર છે ત્યારે તે જગા-

માં વપરાતાં અથવા રાખેલાં કાટલાં અથવા માપ અથવા તોળવાનાં યંત્ર તપાસવાને અથવા તેનો શોધ કરવાને વગર વારંટે તે જગામાં પેસવાને તે અમલદાર મુખત્યાર છે.

(૨) જો તે અમલદારને તે જગામાં કાંઇ ખોટાં, કાટલાં, માપ અથવા તોલવાનાં યંત્રો જડે, તો તે પકડવાને પોતે મુખત્યાર છે, અને હકુમત વાળા માજીસ્ટ્રેટને તેણે તે પકડયાની તુરત ખબર આપવી.

# ભાગ ૫ મો.

## પોલીસને ખબર આપવા બાબત તથા તપાસ કરવાના તેના અધિકાર બાબત.

## બાબત ૧૪ મો.

કાગ્નિઝેબલ મુકદમા ખબર કરવા બાબત.

**૧૫૪. જે અમલદારના હવાલામાં કોઈ પોલીસ-થાણું હોય તેને કાગ્નિઝેબલ ગુન્હો કર્યા સંબંધી જે જે ખબર મ્હોડેથી આપવામાં આવે તે દરેક ખબર તેણે અથવા તેના હુકમ પ્રમાણે લખી લેવી અને ખબર આપનારને વાંચી સંભળાવવી; અને સદરહુ પ્રકારની ગમે તે ખબર લખીને આપી હોય કે ઉપર કહ્યા મુજબ લખી લીધી હોય તો પણ તે આપનાર શખસે તે દરેક ખબર ઉપર સહી કરવી, અને આ બાબત સ્થાનિક સરકાર ફરમાવે તેવા નમુનાની જે એક બુક તે અમલદારે રાખવી જોઈએ તે બુકમાં તેનો સાર નોંધવો.**

**ટીકા—સહી કરવી** જો તેમ નવર્તે તો ઇ. પી. કો. ક. ૧૮૦ મુજબ ગુન્હો થાયછે ખોટી ખબર આપે અથવા ખોટી ફરીયાદ કરેતો ઈ. પી. કો. ક. ૧૮૨—કોઈ સરકારી નોકર પાસે તેનો કાયદેસર અખત્યાર અમલમાં અણાવીને બીજા સખસને નુકસાન અથવા ઇજા કરવા સારૂ ખોટી ખબર આપવી. ઈ. પી. કો. ક. ૨૧૧-નુકસાન કરવાના ઇરાદાથી ગુન્હાનુ ખોટુ તોહમત મુકવુ. તેમજ જુઓ કરીમદાદ ઇ. લો. રી. ૬ ક. ૪૯૬ સૈદની સરહુસેન વી. રામગુલાબસીંગ ૨૫ વિ. રી. ૧૦ પોલીસને આપેલ ખબર સોગનપર ન જોઇએ. ને જો ખબર ખોટી આપી હોયતો ક. ૧૯૩ પ્રમાણે ગુન્હો નહી પણ ક. ૧૮૨ અગર ક. ૨૧૧ પ્રમાણે થાય સુબાના ગૌનદાન ઇ. લો. રી. ૧ મ. ૩૦ ઓના માલી સાહાઈ ૫ વિ. રી. ૩૨ ને તે ખોટી ખબર આપ્યા બાબત કામ ચલાવવુ હોયતો મંજુરીની જરૂર નથી. ૨૪ વિ. રી. ૪૧ ઇ. લો. રી. ૫ ક. ૧૮૪ ઈ. લો. રી. ૭ મ. ૨૯૨.

નાનકાગ્નિઝેબલ મુકદમામાં ખબર કરવા બાબત.

**૧૫૫. (૧) જ્યારે કોઇ પોલીસ-થાણાની હદમાં કોઈ નાનકાગ્નિઝેબલ ગુન્હો કર્યાની ખબર જે અમલદારના હવાલામાં તે પોલીસ-થાણું હોય તેને આપવામાં આવે, ત્યારે તે અમલદારે ઉપર કહ્યા મુજબ એક બુક રાખીને તેમાં સદરહુ ખબરનો સાર નોંધવો અને તે ખબર આપનારને માજીસ્ટ્રેટની આગળ જવાનું ફરમાવવું.**

**(૨). કોઇ નાનકાગ્નિઝેબલ મુકદ્દમાની તપાસ પેહેલા વર્ગના અથવા બીજા વર્ગના જે માજીસ્ત્રેટને તે મુકદ્દમાનો ઈનસાફ કરવાનો અથવા ઈનસાફ કરવા સારૂ તે મુકદ્દમો કમિટ કરવાનો અધિકાર હોય તે માજીસ્ત્રેટના અથવા પ્રેસિડેન્સી માજીસ્ત્રેટના હુકમ વગર કોઇપણ પોલીસ—અમલદારે કરવી નહિ.**

નાનકાગ્નિઝેબલ મુકદ્દમાની તપાસ.

**(૩) જે અમલદારના હવાલામાં પોલીસ-થાણું હોય તે અમલદાર જેટલો અધિકાર કાગ્નિઝેબલ મુકદ્દમામાં ચલાવી શકતો હોય તેટલોજ અધિકાર ( વગર વારંટે પકડવાના અધિકાર શિવાય ) સદરહુ હુકમ પોહોંચેથી હરકોઇ પોલીસ—અમલદાર તે તપાસના સંબંધમાં ચલાવવાને મુખત્યાર છે.**

**ટીકા**—માજીસ્ત્રેટને તે સાંભળી શકે તેવી ફરીયાદ થઇ હોય તો ફરીયાદ પોલીસ તરફ મોકલવી ન જોઇએ ફરીયાદ લેવાને તે બંધાએલ છે અને ફરીયાદીને તપાસ્યાબાદ કાયદેસર આગલ કરવું જોઈએ. જાનકીદાસ ભુરસીતારામ ઈ. લો. રી. ૧૨ મુ. ૧૬૧ માજીસ્ત્રેટે ફરીયાદ પરથી પ્રોસેસ કાઢી ફરીયાદની મજબુતીમાં સાક્ષી તપાસ્યા પછે તે માજીસ્ત્રેટ હકુમત ચલાવતો બંદ પડયો ને તેના પછી આવનાર માજીસ્ત્રેટે કેસ લઈ ફરીયાદ પોલીસ તરફ તપાસ થવા તથા રીપોર્ટ સારૂ મોકલીને પોલીસ-રીપોર્ટ મળ્યાબાદ તોહમતદારને છોડી મુકયો ઠરાવ્યું કે-પ્રોસીજર ગેરકાયદે છે ક. ૨૦૨ પ્રમાણે ફરીયાદની મજબુતીમાં પુરાવો લીધા પછે અને પ્રોસેસ કાઢયા પછે તે કલમ પ્રમાણે મોકલી શકાય નહી. સડાગોપા ચાઅર વી. રાધવા ચાર્ય ઈ. લો. રી. ૮ મ. ૨૮૨.

**૧૫૬. (૧) કોઈ પોલીસ—થાણાની હદમાંહેના સ્થાનિક ક્ષેત્ર ઉપર જે કોરટને હકુમત હોય તે કોરટને ચોકસી અથવા ઈનસાફની જગા સંબંધી ૧૫ મા બાબના ઠરાવો પ્રમાણે જે કાગ્નિઝેબલ મુકદ્દમાની ચોકસી અથવા ઇનસાફ કરવાનો અધિકાર હોય તેવા હરકોઇ કાગ્નિઝેબલ મુકદ્દમાની તપાસ, કોઇ માજીસ્ત્રેટના હુકમવગર, કરવાનો અધિકાર સદરહુ પોલીસ—થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને છે.**

કગ્નિઝેબલ મુકદ્દમાની તપાસ.

**(૨) સદરહુ પ્રકારના કોઇપણ મુકદ્દમામાં કોઈ પોલીસ—અમલદાર જે કાંઈ કામ ચલાવે તે વિશે, સદરહુ અમલદારને આ કલમ પ્રમાણે તે મુકદ્દમાની તપાસ કરવાનો અધિકાર નહતો. એ સબબ ઉપરથી મુકદ્દમો ચાલતાના દરમિયાન કોઈ પણ વખતે તકરાર ઉઠાવવી નહિ.**

**(૩) ૧૯૦ મી કલમ મુજબ અધિકાર આપેલા કોઇપણ માજીસ્ત્રેટને ઉપર કહેલા પ્રકારની તપાસ કરવાનો હુકમ કરવાનો અધિકાર છે.**

**ટીકા**—આ કલમની પેટા ક. ૩ જી નવી છે.

**૧૫૭. (૧) જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ—થાણું હોય તે અમલદારને ૧૫૬ મી કલમ પ્રમાણે જે ગુન્હાની તપાસ કરવાનો અધિકાર હોય તે ગુન્હો થયો છે એ મુજબ તે અમલદારને, ખબર મળ્યા ઉપરથી અથવા બીજી રીતે, શક આણવાનું કારણ હોય, તો જે માજીસ્ત્રેટને પોલીસના**

કાગ્નિઝેબલ ગુન્હો થવાનો શક આવે ત્યારે કેમ કરવું.

રિપોર્ટ ઉપરથી સદરહુ ગુન્હો સાંભળવાનો અધિકાર હોય તે માજીસ્ત્રેટને તે બાબતનો તાબડતોબ રિપોર્ટ મોકલવો, અને તે મુકદમાની હકીકતની તથા બીનાની તપાસ કરવા સારૂ, તથા ગુન્હેગારને શોધી કાહાડવા તથા પકડવા માટે જરૂર હોય તેવા ઉપાયો કરવા સારૂ પોતે જાતે તે ઠેકાણે જવું. અથવા પોતાના તાબા માંહેના અમલદારોમાંના એક અમલદારને મોકલવો.

પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

સ્થાનિક તપાસ ક્યારે કરવાની જરૂર નથી.

(અ) જ્યારે સદરહુ પ્રકારનો કોઇપણ ગુન્હો થયા વિશે કાંઇપણ ખબર કોઇ શખસનું નામ લઇને તે શખસની વિરૂધ્ધ આપવામાં આવે અને તે કામ ભારે ન હોય, ત્યારે જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય તેને તે ઠેકાણે તપાસ કરવા સારૂ જાતે જવાની અથવા તાબામાંહેના કોઈ અમલદારને મોકલવાની જરૂર નથી;

જે અમલદારના હવાલામાં થાણું હોય તે અમલદારને તપાસકરવાનો પુરતો સબબ જણાય નહિ (તો શું કરવું.)

(બ) જે અમલદારના હવાલામાં કોઇ પોલીશ—થાણું હોય તે અમલદાને જો એમ જણાય કે તપાસ કરવા માંડવાનો કાંઈ પુરતો સબબ નથી, તો તેણે તે મુકદમાની તપાસ કરવી નહિ.

(૨) પેટા કલમ (૧) ના વિશેષ ઠરાવની (અ) તથા (બ) રકમોમાં કહેલે દરેક પ્રસંગે, જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તે અમલદારે તે પેટા કલમમાં ફરમાવ્યા પ્રમાણે પુરતી રીતે નહિ ચાલવાનાં પોતાનાં કારણ સદરહુ રિપોર્ટમાં લખવાં.

**ટીકા**—આ કલમ પ્રમાણે જે રીપોર્ટ હોય તે પુરાવા એકટની ક. ૭૪ મુજબ પબલીક ડોકયુમેંટ નથી ને તેથી તોહમતદાર ચોકશી થતા અવલ તેની નકલ માગી શકે નહી. રાણી વી. અરૂ મુગમ ઈ. લો. રી. ૨૦ મ. ૧૮૯.

૧૫૭મી કલમ પ્રમાણે રિપોર્ટ કેવીરીતે મોકલવા

૧૫૮. (૧) સ્થાનિક સરકાર ફરમાવે તો ૧૫૭ મી કલમ પ્રમાણે માજીસ્ત્રેટને મોકલવાનો દરેક રિપોર્ટ સ્થાનિક સરકાર, સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને પોલીસના જે ઉપરી અમલદારને આ બાબત નિમે તે અમલદારની મારફતે મોકલવો.

(૨) જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તેને સદરહુ ઉપરી અમલદાર પોતાને દુરસ્ત લાગે એવી સમજુત આપવાને મુખત્યાર છે, અને તેણે તે સમજુત સદરહુ રિપોર્ટ ઉપર લખીને તે માજીસ્ત્રેટને તે રિપોર્ટ વગર ઢીલે મોકલી દેવો.

૧૫૯. સદરહુ રિપોર્ટ પોહોંચેથી સદરહુ માજીસ્ત્રેટ આ કાયદામાં ઠરાવેલી રીતે તે કામની તપાસ કરવાનો, હુકમ કરવાને

તપાસ કરવાનો અથવા પ્રથમ ચોકસી કરવાનો અધિકાર.

**અથવા, પોતાને દુરસ્ત લાગે તો, આ કાયદામાં ઠરાવેલી રીતે તેની પ્રથમારંભી ચોકસી અથવા બીજી કાંઇ વ્યવસ્થા પોતે તુરત કરવાને અથવા પોતાના તાબામાંહેના કોઇ માજીસ્ત્રેટને કરવાનું કહેવાને મુખત્યાર છે.**

ટીકા—આ કલમ પ્રમાણે માજીસ્ત્રેટે તપાસ કરી હોયતો યોગ્ય રસ્તો એ છે કે–તેણે તે કામ નહી ચલાવતા બીજા માજીસ્ત્રેટ પાસે તે કામ ચલાવવા માગવું જોઇએ હરોચંદરપાલ ૨૦ વિ. રી. ૭૬.

શાહેદોને હાજર થવાનું ફરમાવવાનો પોલીસ અમલદારનો અધિકાર.

**૧૬૦. આ બાબ પ્રમાણે હરકોઇ પોલીસ–અમલદાર જે કામની તપાસ કરતો હોય તે કામની હકીકતથી પોતાના થાણાની અથવા કોઈ પાસેના થાણાની હદ માંહેનો ફુલાણો સખસ વાકેફ છે એમ, મળેલી ખબર ઉપરથી અથવા બીજી રીતે, તેને જણાય, તો તે અમલદાર લેખી હુકમ કરીને તે શખસને પોતાની આગળ હાજર થવાનું ફરમાવવાને મુખત્યાર છે; અને તે હુકમમાં ફરમાવ્યા પ્રમાણે તે શખસે હાજર થવું જોઇયે.**

**ટીકા—કામની હકીકતથી ફુલાણો સખસ વાકેફ છે.** કોઇપણ પોલીસ અમલદારને કેસની હકીકતથી વાકેફ હોય એવો કોઇ માણસ માલમ પડેતો તેને પોતાની રૂબરૂ બોલાવવાનો અધીકાર આપેલો છે તેથી તે અમલદાર તોહમતદારની વિરૂધ થએલી ફરીયાદનો જવાબ આપવાને તેને અધીકાર મલતો નથી કાયદાકારનો અભીપ્રાય ફક્ત પુરાવો મેળવવાની સવડ પડે તેટલા માટે છે પણ તોહમતદારને હાજર થવાની બાબતમાં કે જેને પાછળથી વગર વારંટે પકડી શકે તેની બાબતમાં નથી. રાણી વી. સમીનદાઈ ઈ. લો. રી. ૭ મ. ૨૭૪

**લેખી હુકમ કરીને.** પોલીસ તપાસ કરનાર અમલદારને કોઈ સખસના પુરાવાની જરૂર હોયતો તેને પકડવાનો કે ઘડીભર રોકી રાખવાનો અધીકાર નથી જેની જરૂર હોય તેને આ કલમ મુજબ હાજર થવાને માટે લખેલો હુકમ કરે. તે ફરમાવેલા સખસે હાજર રેહવુ જોઇએ પણ જબરીથી પોતાની આગળ હાજર થવાનુ ફરમાવી શકે નહી ને પોલીસ અમલદારની આગળ અમુક સખસને હાજર કરવો એવો મુચરકો લેવા પણ કાયદામાં ફરમાવ્યું નથી. રાણી વી. બીહારી ૭ વિ. રી. ૩.

લખીત હુકમ જોઇએ પરશોતમ વનમાલી મુ. હા. કો. ક્રી. રૂ. ૨૬ ૩ ૫૯.

**હાજર ન થાયતો કેમ કરવું.** ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટે પોલીસ આગળ થતી તપાસમા પુરાવો આપવાને માટે હાજર કરવા સારૂ વારંટ કાઢયુ ને તે વારંટ બજાવતાં પોલીસે ખોટા માણસને પકડતા તેમના સામે સામનો કરયો ઠરાવ્યુ કે પોલીસ તપાસમાં સાક્ષી આપવાને માટે હાજર કરવાનુ વારંટ કાઢવાનો અધીકાર નથી પણ પોતાની કોર્ટ માટે ક. ૭૬–૮૧ પ્રમાણે કાઢી શકે–આબાબ પ્રમાણે પોલીસ તરફ થતી તપાસમાં આ કલમ પ્રમાણે હુકમ કર્યા છતા હાજર ન થાય તો ઈ. પી. કો. ક. ૧૭૪ પ્રમાણે કામ ચલાવવુ તોહમતદાર સામનો કરવામાં વ્યાજબી હતા ને તેથી ક. ૧૪૩–૧૮૬ મુજબ ગુન્હો થતો નથી. રાણી વી. જોગેંદ્રનાથ મુકરજી ઈ. લો. રી. ૨૪ ક. ૩૨૦

કોઈ માણસને પોલીસ અગાડી હાજર રાખવાને માટે જામીન ખત લખાવી લેવાનો પોલીસ અમલદારને અધીકાર નથી તેથી તેવુ લીધેલુ ખત મુળથી કાયદા વિરૂધ છે ને તેમાં ફેરફાર કરી નવી સરતો નાંખવાનો માજીસ્ત્રેટને અધીકાર નથી. ચંદ્રસીખ રાયની અરજી બાબત ઇ. લો. રી. ૧૧ ક. ૭૭

પોલીસે શાહેદોની જુબાની લેવા બાબત.

**૧૬૧. (૧) આ બાબ પ્રમાણે તપાસ કરનાર હરકોઈ પોલીસ અમલદાર, તે કામની બીના તથા હકીકતથી ફલાણો શખસ વાકેફ છે એમ ધારવામાં આવે તે શખસની મુખ જબાની લેવાને મુખત્યાર છે.**

**(૨) સદરહુ કામ સંબંધી જે સવાલોના જવાબ દેતાં પોતાની ઉપર કાંઇ ફોજદારી ગુન્હાનું તોહોમત આવી પડે અથવા કાંઇ દંડ અથવા ગુન્હેગારી આપવી પડે તે સવાલો શિવાય બીજા જે સવાલો પોતાને સદરહુ અમલદાર પુછે તે સઘળા સવાલોના જવાબ સદરહુ શખસે દેવા જોઇયે.**

**ટીકા**—આ કલમ સુધરી છે જુના કોડમાંના નિચેના શબ્દો કાઢી નાંખ્યા છે. "અને એ પ્રમાણે જે સખસની જબાની લેવામાં આવે તે સખસ જે કહે તે લખી લેવાને" આ શબ્દો મુખ જુબાની લેવાને એ પછી હતા તે કાઢી નાંખ્યા છે "ખરા" એ શબ્દો જવાબ દેવો જોઈએ એના પેહલા હતા તે કાઢી નાંખ્યા છે. આ કલમ પ્રમાણે જુબાની લખી લેવાની પોલીસ અમલદારની ફરજ નથી તેમ પુરાવા એકટની કલમ ૯૧ પ્રમાણે તે બાબતનો મુખ જુબાની પુરાવો ગેરલગતો નથી જો લખી લીધી હોય તો તે લખાણ એ પુરાવો નથી. પણ ક. ૧૫૯ પ્રમાણે યાદ દાસ્ત તાજી કરવાના ઉપયોગમાં તથા સાક્ષીદાર પરનો ભરૂસો કમી કરવા ઉલટ તપાસ માટે તે વાપરી શકાય. તેવી જુબાની જેણે લખી લીધી હોય અથવા જેણે સાંભળી હોય તેની જુબાનીથી સાબેત કરી શકાય. રાણી વી. ઉત્તમચંદ કપુરચંદ ૧૧ મુ. હા. કો. રી. ૧૨૦ એક સખરો એક એકથી વિરૂધ એવી બે જુબાનીઓ આપી. તેમાં એક આ બાબ પ્રમાણે તપાસ કરનાર પોલીસ અમલદારને બીજી પ્રથમ દર્શનીક તજવીજ ચલાવનાર માજીસ્ત્રેટને તેમાં વિકલ્પનીક તોહમત રાખી શકાય નહી તેવા કેસમાં બીજો પુરાવો ન હોય પણ એક એકથી વિરૂધ જુબાનીઓ હોયતો તેમાં જુદુ તોહમત ફરમાવી શકાય નહી રાણીવી. મગાપા બીન નીગાપા ઇ. લો. રી. ૧૮ મુ. ૩૭૭ તોહમતદાર પર વિકલ્પનીક રીતે ખોટો પુરાવો આપ્યા બાબતનું તોહમત હતુ. એક તપાસ કરનાર પોલીસ અમલદારને ને બીજી માજીસ્ત્રેટને બે જુબાનીઓ એક એકથી વિરૂધ હતી. ને કઈ જુબાની ખોટી છે તેવો પુરાવો આપવામાં આવેલો નહી તેમ એવો કાંઇ પુરાવો નથી કે પોલીસ અમલદારની આગળ આપેલી જુબાની અમુક સ્વાલના જબાબમાં થઇ હતી માત્ર પુરાવો એટલો આપવામાં આવ્યો કે—તે બળી ગએલા ઘરના ગુન્હાની બાબત તપાસ કરતો હતો જ્યુરીએ તોહમતદાર પરનો ગુંન્હો ના સાબીત ઠરાવ્યો સેસન જડજ જુદા પડી હાઇકોરટમાં મોકલ્યુ ઠરાવ્યુ કે જ્યુરીનો ઠરાવ વાજબી છે એવા કામમાં શીક્ષા કરતા પેહલા પોલીસ અમલદાર આગળ થએલી જુબાની સ્વાલના જવાબમાં થઈ હતી એવું સ્પષ્ટ સાબીત થવું જોઇએ ને જો એવુ સાબીત ન થયુ હોયતો જુબાની જો કે જુઠી છે એમ સાબીત થાય તો પણ ગુન્હાનો ઠરાવ કાયમ રહી શકે નહી. ને આવા કેસમાં એમ પણ સાબીત થવાની જરૂર છે કે પોલીસ અમલદાર આ બાબ પ્રમાણે તપાસ ચલાવતો હતો. રાણી વી. બઇનકટા બાકરી ઈ. લો. રી. ૧૬ ક. ૩૪૯ આ કલમ પ્રમાણે પોલીસ અમલદારે લખી લીધેલી જુબાની જ્યુડીશીઅલ પ્રોસીડીંગમાં કોઈ વખતે તે પુરાવો નથી. આ કલમ પ્રમાણે પોલીસ અમલદાર જુબાની લે ત્યારે તે જડજ નથી અથવા કોર્ટ નથી તેથી ક. ૧૯૫ પ્રમાણે સેંકશનની જરૂર નથી. રાણી વી. ઇસમાલ વલદફતારૂ ઇ. લો. રી. ૧૧ મુ. ૬૫૯ **ખરા.** આ શબ્દો સને ૧૮૮૨ પેહલાના કોડમાં નહી હતા સને ૧૮૮૨ના કોડમાં તે શબ્દો હતા તે શબ્દો હાલ કાઢી નાંખવામાં આવ્યા છે. સને ૧૮૮૨ પેહલાના કોડપર નિચે મુજબ ફેસલા થયા છે.

**સઘળા સવાલોના જવાબ સદરહુ સખસે દેવા જોઇએ.** એ શબ્દનો અર્થ એવો થતો નથી કે ઈ. પી. કો. ની ક. ૧૯૧માં લખ્યુ છે કે કાયદા પ્રમાણે સાચુ બોલવાને બધાએલ છે માત્ર પોલીસને ખબર આપવાની ફરજ નાંખેલી છે પણ સાચુ બોલવાની જવાબદારી નાખેલી નથી. રાણી વી. કાસમખાન ઇ. લો. રી. ૭ ક. ૧૨૧.

સને ૧૮૭૨ ના ક્રીમીનલ પ્રોસીજર કોડની ક. ૧૧૮ પ્રમાણે બધા સવાલના જવાબ દેવા જોઈએ તેથી તે કલમ તથા ૧૧૯ પ્રમાણે જે માણસને તપાસ્યો હોય તેણે ખરા જવાબ દેવા જોઇએ એવી જવાબદારી આવતી નથી તેથી ક. ૧૯૩ પ્રમાણે તોહમત રહી શકે નહી. રાણી વી. કાસીમખાન ૮ ક. લો. રી. ૨૩૬.

સને ૧૮૮૨ નો ક્રીમીનલ પ્રોસીજર થયો તેમાં "ખરા" એ શબ્દ ઉમેરવામાં આવ્યા ત્યારે રાણી વી. પરશુરામરાય ઈ. લો. રી. ૮ મુ. ૨૧૬માં ઠરાવ્યું કે આ કલમમાં જે અપવાદ બતાવ્યો છે તે શીવાયના બીજા સ્વાલના જવાબ ખરા દેવા જોઈએ આ ધારો નવીન દાખલ કરેલો છે ને પ્રથમના કાયદામાં કાઇ ખાસ ધારાથી બતાવેલું નથી. પણ આ ફેંસલો તેમજ ઇં. લો. રી. ૧૧ મુ. ૬૫૯ તથા ઈ. લો. રી.૧૦ ક. ૪૦૫ ન ફેંસલાઓ "ખરા" શબ્દ કાઢી નાંખવાથી રદ થઇ જાય છે.

**૧૬૨. (૧) આ બાબ પ્રમાણે તપાસ ચાલતી હોય ત્યારે પોલીસ અમલદારને કોઇપણ શખસે કહેલો મજકુર લખી લેવામાં આવ્યો હોય તો તે મજકુર કેહેનાર શખસે તે ઉપર સહી કરવી નહિ અથવા તે શખસની વિરૂદ્ધ પુરાવા તરીકે વાપરવો નહિ.**

પોલીસને કહેલા મજકુર ઉપર સહી કરવી નહિ અથવા તે પુરાવામાં દાખલ કરવા નહી.

**પરંતુ એવું ઠરાવ્યું છે કે, જે કોઇપણ શખસનો કહેલો મજકુર ઉપર પ્રમાણે લખી લેવામાં આવ્યો હોય તે શખસને ફરિયાદીની તરફથી સાહેદ તરીકે બોલાવ્યો હોય ત્યારે કોરટે, તોહોમતવાળાની અરજ ઉપરથી, તે મજકુર જોવો, અને પછી પોતાને ન્યાયના લાભમાં જોતાં જરૂરનું જણાય તો, તેની નકલ તોહોમતવાળાને આપવાનું ફરમાવવું; અને એવો મજકુર સાહેદના ભરોસા ઉપર શક લાવવા માટે સન ૧૮૭૨ ના હિંદુસ્તાનના પુરાવાના આકટમાં ઠરાવેલી રીતે વાપરી શકાશે.**

**(૨) આ કલમમાંહેનો કોઇપણ મજકુર સન ૧૮૭૨ ના હિંદુસ્તાનના પુરાવાના આકટની ૩૨ મી કલમની રકમ (૧) ના ઠરાવો જેને લાગુ પડતા હોય એવા કોઇપણ લખી આપેલા મજકુરને લાગુ પડે છે એમ સમજવું નહી**

**ટીકા—**સુધરી છે મરતી વખતે કહેલા મચકુર શીવાય આ શબ્દો જુના કોડમાં પ્રથમ હતા તેને બદલે બીજા પારેગ્રાફમાં મુકવામાં આવ્યા છે કોઈ પણ " સખસે કહયો હોય તેવો કોઇ પણ મચકુર લખી લેવામાં આવ્યો હોય એ પ્રમાણે જુના કોડમાં શબ્દ હતા તેને બદલે કોઈ પણ સખસે કહેલો મજકુર લખી લેવામાં આવ્યો હોય એ શબ્દો મુકયાછે " અથવા તે તોહમતવાળાની વિરૂધ વાપરવો નહી એ પ્રમાણે જુના કોડમાં શબ્દો હતા તેમાં તોહમતવાળા એ શબ્દો કાઢી નાંખ્યા છે અને તે પુરાવા તરીકે વાપરવો નહી એ શબ્દો મુકયા છે પ્રથમ પારેગ્રાફનો જે બીજો પારા છે તે નવીન છે જુના કોડમાં પુરાવા એકટની ક. ૨૭. બાબત જે પારેગ્રાફ હતો તે કાઢી નાંખ્યો છે

કલમ ૧૭૨ નિચે નિચેના ફેસલા છે તે જુઓ. રાણી વી. મનુ ઇ. લો. રી. ૧૯ અ. ૩૯૦ તથા રાણી વી. કાલીચર્ન ઇ. લો. રી. ૮ ક. ૧૫૪ તથા રાણી વી. શેરસા ઈ. લો. રી. ૨૦ ક. ૬૪૨ તથા રાણી વી. ભીકુખાન ઇ. લો. રી. ૧૬ ક. ૬૧૦

મરતી વખત ના કહેલા મજકુર શીવાય આ બાબ પ્રમાણે જે જુબાની લીધી હોય તે જુબાની તોહમતદારના લાભમાં વાપરી શકાય પણ તે એવી રીતે વપરાયકે—કાયદેસર રીતે તે પુરાવામાં આણેલ હોયતો એટલે કે—ઉલટ તપાસ સાક્ષીની તે જુબાની બાબત થવી જોઈએ સાક્ષી ના કબુલ કરે તો જે પોલીસ અમલદારે તોહમતદારના લાભમાં લખી લીધી હોય તેના પુરાવાથી બતાવી આપવી જોઇએ પોલીસ અમલદારને યાદદાસ્ત તાજી કરવા સારૂ આ પીને પણ જુબાની એકલી તેની મેળે એ સીધો પુરાવો નથી જે જુબાની બીજા પારેગ્રાફમાં આવતી નથી તે શીવાય બીજી જુબાની તોહમતદારની વિરૂધ પુરાવા તરીકે વાપરી શકાય નહી. રાણી વી. તાજખાન ઇ. લો. રી. ૧૭ અ. ૫૭

પોલીસ અમલદારને જે જુબાની આપેલી તેની નોટ એ જો પાછલથી ચોકશી ચાલતા વાપરી હોયતો ખરેખર સાબીતી થયા પછે અને કેવી હકીકતમાં તે લખી લીધી તે જોયા પછી તથા જે જડજ મુખ્ય હોય તેની મંજુરીથી વાપરી શકાય તેની નકલો સવાલ ઉઠાવ્યા શીવાય આપવી ન જોઈએ ને તે વાત તોહમતદાર તથા તેના વકીલની છે. રાણી વી. નસરૂદીન ઇ. લો. રી. ૧૬ અ. ૨૦૭ ક. ૧૬૧ પ્રમાણે જે જુબાની આપી હોય તેથી આ જુ બાબતની ફરીયાદ ચાલી શકે નહી. રાણી વી. ગોવીંદા પીલઇ ઈ. લો. રી. ૧૬ અ. ૨૩૫ ક. ૧૬૧ પ્રમાણે પોલીસ અમલદારે જે જુબાની લખી લીધી હોય તો સાહેદીને જુઠો પાડવા માટે તે સાબીત કરી શકાય પ્રથમ સાક્ષીની તે બાબત ઉલટ તપાસ જે બાબતમાં જુઠો પાડવો હોય તે બાબતની કરવી જોઈએ પણ જ્યાં એમ માલમ પડયુ હોય કે—બચાવનો મુખ્ય સાહેદો કે જેની જુબાની ભરૂંસા પાત્ર પ્રથમ તપાસ કરનાર અમલદારની આગળ આપેલી જુબાનીથી ના ગણી જે જોવામાં નહી આવી હોત તો તોહમતદાર છુટી જાત ઠરાવ્યુ કે—સદરહુ પ્રમાણે જુબાની વાપરવાથી તોહણતદારની વિરૂધ તે પુરાવામાં વાપરી એમ થાય છે. રાણી વી. માધુ ઈ. લો. રી. ૧૫ અ ૨૫૫ આ કલમ પ્રમાણે તોહમતદારની જે જુબાની લખી લીધી હોયતે તોહમતદાર માટે પુરાવામાં વાપરી શકાય નહી. જોકે તે પુરાવો નથી તો પણ જે પોલીસ અમલદારને તે આપી હોય તે પુરાવા એકટની ક. ૧૫૯ યાદદાસ તાજી કરવાના ઉપયોગમાં લઈ શકેછે ને જેના વિરૂધમા આપી હોય ને ઉલટ તપાસ કરી શકે છે ને જેને જુંબાની આપી હોય તેના પરનો ભરૂસો કમી કરવાના ઇરાદાથી તે બાબતના તેને સ્વાલ પુછી શકાય છે અને પોલીસ અમલદારે કે જેને જુબાની સાંભળી હોય તેની જુબાની પુરાવા એકટની ક. ૧૫૫ મુજબના પોઇંટ સારૂ લઇ શકાય છે રાણી વી. સીતારામ વીથલ ઇ. લો. રી. ૧૧ મુ. ૬૫૭

તોહમતદાર સામે જવારી ચોરયાનુ તોહમત હતુ પોલીસની આગળ દાણા લીધાનુ ને જારમાં સંતાડયાનુ કબુલ કરી રજુ કરી અને આ અંગીકરણ શીવાય બીજા પુરાવાથી ખાત્રી થઈ નોતી અને આ અંગીકરણ પરથી ગુન્હેગાર ઠરાવ્યો તોહમતદારે પોતાની મેળે જવારી રજુ કરી છે તે તેમતું કૃત્ય હતુ અને તેમને ખબર આપી તે પરથી મેળવી તેમ નથી ને તેથી પુરાવા એકટની ક. ૨૭ લાગુ પડતી નથી. જો કે રજુ કરવાની વાત સાબીત થઈ શકે છે કે જે તોહમતદારની કબુલાત પુરાવામાં દાખલ થઈ શકે નહી રાણી વી. કમાલીઆ ઈ. લો. રી. ૧૦ મુ. ૫૯૫.

ખુનના કેસમાં મરનારે મરતા અવલ તેને કેટલાકે પુછેલુ કે કેવી હકીકતમાં તેને ઈજા થઈને તે વખતે તે બોલાવાને અશક્ત હતી પણ નિશાન નથી તે બતાવતી હતી તે પુરાવો ફરીયાદી તરફથી રજુ કરવામાં આવ્યો અને જે સ્વાલો પુછ્યા તે અને તેના જવાબ કેવી નિશાનીથી આપ્યા તે પુરાવા દાખલ લીધા ઠરાવ્યું કે—(કુલ બેન્ચે મહમદ જડજથી જુ

દા પડીને) સ્વાલને નિશાન જે બતાવવામાં આવ્યાછે તેને મોની જુબાની એમ ગણવુ ને તે ક. ૩૨ પ્રમાણે ગણાય તેથીપુરાવા દાખલ વાપરી શકાય. રાણી વી. અબદુલાહ ઈ. લો. રી. ૭ અ. ૩૮૫.

તોહમતદારો મિલકતની માલકી વિષે પોલીસ આગળ જે કીધેલુ તે તેનીપર જે કામ ચાલે તેમાં તે લગતુ નથી પણ ક. ૫૨૩ મુજબ મિલકતની વેવસ્થા બાબત જે તપાસ તેમાં તે લગતુ છે. રાણી વી. ત્રીભોવન માનેકચંદ ઇ. લો. રી. ૯ મુ. ૧૩૧ તોહમતદાર સામે ચોરીનું તોહમત હતું તેમાં તેમને ગાય તથા વાછરડાની ચોરી કરી અમુક સખસને અમુક ઠેકાણે વેચી એવુ પોલીસની આગળ બતાવ્યું ફુલબેન્ચે મહમદ જડજથી જુદી રીતે પડીને ઠરાવ્યું કે—ક. ૨૭ તે ક. ૨૫ તથા ૨૬ નો વધારો છે ને તેથી પોલીસ અમલદારને આપેલી ખબર કબુલત હોય કે ન હોય તોપણ તે સાબીત કરી શકાય છે. રાણી વી. બાબુલાલ ઈ. લો. રી. ૬ અ. ૫૦૯

તોહમતદારે પોલીસની આગળ કીધુ કે—આ છરીવડે છોડીનું ખુન કર્યું છે અને તેના સાંકળા તેના મારી નાંખાની જગાએ નાંખેલા તે બતાવીશ એમ કીધુ ને બીજે દીવસે પોલીસ સાથે જઇ જ્યાં છોડીની લાસ પડી હતી ત્યાં સાંકળા બતાવ્યા ઠરાવ્યું કે—આ પ્રમાણે આ પેલી જુબાની કબુલાત છે ને તેથી હકીકત માલમ પડી નથી ને તેથી તે તોહમતદારની વિરૂધ સાબીત થઇ શકે નહી. રાણી વી. પંનચન ઈ. લો. રી. ૪ અ. ૧૯૮.

મરતી વખતની જુબાની તોહમતદારની સમક્ષ લેવી જોઈએ ને જો તે પ્રમાણે ન લીધી હોયતો તેમ જુબાની આપીં હતી એમ સાબીત થઇ શકે નહી તેવી જુબાનીઓ જે ને સાંભળી હોય તેમની જુબાનીથી સાબીત થઈ શકે ને તેવા સખસો લખેલી જુબાની યાદદાસ્ત તાજી કરવાના ઉપયોગમાં લઇ શકે છે રાણી વી. સમીરૂદીન ઇ. લો. રી. ૮ ક. ૨૧૧.

તોહમતદારને પકડતા અવલ તેને જે અંગીકરણ કરેલુ હોયતે પુરાવામાં આપી શકાય છે. રાણી વી. દાબીપ્રસાદ ઈ. લો. રી. ૬ ક. ૫૩૦.

તોહમતદાર સામે ક. ૧૯૩ પ્રમાણે ખોટી સાહેદી બાબતનું તોહમત હતુ તેમાં અમુક જુબાની પોલીસ ઇનિસપેકટર આગળ આપ્યાનું ના કબુલ કર્યું તેથી તે અમલદારને તપાસ્યો ને તેણે લીધેલી જુબાની પુરાવામાં મુકી ઠરાવ્યું કે—તે જુબાનીઓ પુરાવામાં લગતી નથી ને તે તોહમતદારે પોલીસને શું કીધું તે બાબતનો પુરાવો જોઈએ. સેઇકિડાબુ ૬ ક. લો. રી. ૪૭

ચીફ કોન્સ્ટબલે પોતાની સર તપાસણીમાં આરોપી વિરૂધ પુરાવા દાખલ કેટલીક હકીકત કહેલી જે હકીકત ફરીયાદી અને બીજાએ બતાવી હતી તેમાં ગુન્હો ના સાબીત ઠરાવી ઠરાવ્યું કે— જેણે ફરીયાદી કેહવામાં આવ્યો છે તેણે અને સાહેદીએ ચીફ કોન્ટસ્ટેબલ આગળ જે હકીકત કહી હતી તે વિષે ચીપ કોન્સ્ટેબલે આપેલી હકીકત આરોપી વિરૂધ પુરાવામાં લેવી એ વાત આ કલમની સરત વિરૂધ છે. રાણી વી. કીસનસીંગની સ્ત્રી મુ. હા. કો. ક્રી. રૂ. ૪૪ સને ૧૮૯૭.

કાંઇ લાલચ દેખાડવી નહી.

**૧૬૩. (૧) કોઇપણ પોલીસ-અમલદારે અથવા અધિકારવાળા શખસે સન ૧૮૭૨ના હિંદુસ્તાનના પુરાવાના આકટની ૨૪ મી કલમમાં કહી છે તેવી કાંઇપણ લાલચ અથવા ધમકી દેખાડવી નહિ અથવા દેખડાવવી નહિ અથવા તેવું વચન આપવું નહિ અથવા અપાવવું નહિ.**

**(૨) પણ આ બાબ પ્રમાણે કોઈપણ તપાસ ચાલતી હોય ત્યારે કાંઈ મજકુર પોતાની રાજીખુશીથી કહેવાની કોઇપણ શખસની મરજી હોય તો કાંઇપણ પોલીસ-અમલદારે અથવા બીજા શખસે ચેતવણી આપીને અથવા બીજી રીતે તે શખસને તે મજકુર કહેતાં અટકાવવો નહિ.**

**ટીકા**—પુરાવા એકટની ક. ૨૪ પ્રમાણે ફોજદારી કામમાં લાલચ કીંવા ધમકી કીંવા વચન ઉપરથી કીધેલી કબુલત ગેરલગતી છે. ક. ૨૫ પ્રમાણે પોલીસ અમલદારની રૂબરૂ કીધેલી કબુલાત પુરાવામાં લેવી નહી. ક. ૨૬ પ્રમાણે પોલીસના હવાલામાં સખસ હોય તે તેણે કરેલી કબુલત કોઇ પણ માજીસ્ત્રેટની રૂબરૂ કીધી ન હોયતો તેને સદરહુ સખસની વિરૂધ સાબીત કરવી નહી. ક. ૨૭ તોહમતવાળા સખસે બતાવેલા મજકુરનો અથવા તેણે કીધેલી કબુલાતનો જેટલો ભાગ તે મજકુર અથવા કબુલત ઉપરથી સોધી કાઢેલી હકીકત સાથે સંબંધ રાખતો હોયતો તેટલો સાબીત કરી શકાય છે. કબુલત લેવા વ્યથા કરે તો ઈ. પી. કો. ક. ૩૩૧ કબુલત લેવા મહા વ્યથા કરે તો ઈ. પી. કો. ક. ૩૩૧ કબુલત લેવા ગેરવાજબી કેદ કરે તો ક. ૩૪૮ તથા સાપ્રાધ ધમકી આપે તો ઇ. પી. કો. ક. ૫૦૬ મુજબ ગુન્હા થાય છે. પોલીસ પેહરામાં રહેલા કોઇ સખસે પોલીસ અમલદાર થોડો વખત બાહર ગયો હોય તે દરમીયાન કોઈ ત્રીજા સખસ ને તેણે કબુલત આપી હોય તે ગ્રાહ્ય થઇ શકે નહી. લેસ્ટર ઈં. લો. રી. ૧૯ મુ. ૧૬૫. અધીકારવાળા એટલે ફરીયાદી તોહમતદારનો શેઠ શેઠાણી પોલીસ અમલદાર કોન્સ્ટેબલ કે બીજા અમલદાર કે જેના કબજામાં તોહમતદાર કેદમાં હોય તે માજીસ્ત્રેટને તેવા બીજા સખસો એનો સમાવેશ થાય છે. ટેલરનો એવીડન્સ તથા ફીલ્ડનો એવીડન્સ

પોલીસ પટેલ એ પોલીસ અમલદાર છે, અને તેની આગળ થએલી કબુલત પુરાવામાં વપરાય નહીં. રાણી વી. ભીમા ઈ. લો. રી. નં. ૧૭ મુંબાઈ ૪૮૫.

ડેપ્યુટી માજીસ્ત્રેટે કબુલત લીધી તેમાં લખ્યું કે પોલીસના અમલદારોને ખસેડીને તહોમતદારને મોઢેથી નિચે મુજબ કહ્યું—" તમને જે પોલીસ અમલદાર લાવ્યા હતા, તેમને ખસેડ્યા છે, અને તું જે કહીસ તે તારા વિરૂધમાં જશે તેથી વધારે સારૂ છે કે તું સાચું બોલ ઠરાવ્યું કે સદરહુ પ્રમાણે શબ્દો વાપરવાથી—તહોમતદારને કબુલ કરવા લલચાયો એમ થાય છે માટે તે કબુલત પુરાવામાં વપરાય નહીં. રાણી વિ. ઉઝીર ઈં. લો. રી. ૧૦ કલકત્તા ૭૭૫.

કહેલા મજકુર તથા કબુલ કરેલી વાત દફતરમાં દાખલ કરવાનો અધિકાર.

**૧૬૪. (૧) જે માજીસ્ત્રેટ પોલીસ-અમલદાર ન હોય તે દરેક માજીસ્ત્રેટ, આ બાબ પ્રમાણે કોઈ તપાસ ચાલતી હોય ત્યારે, અથવા પછી પણ ચોકસી અથવા ઇનસાફ શરૂ થતાં પહેલાં કોઇપણ વખતે પોતાને કહેલો કાંઇપણ મજકુર અથવા પોતાની આગળ કબુલ કરેલી કાંઇપણ વાત દફતરમાં દાખલ કરવાને મુખત્યાર છે.**

**(૨) પુરાવો દફતરમાં દાખલ કરવા સારૂ આ કાયદામાં આગળ કહેલી રીતોમાંની જે રીત તે કામની હકીકત જોતાં પોતાની નજરમાં ઘણીજ યોગ્ય આવે તે રીતે સદરહુ મજકુરો દફતરમાં દાખલ કરવા. ૩૬૪ મી કલમમાં ઠરાવેલી રીતે સદરહુ કબુલ કરેલી વાતો દફતરમાં દાખલ કરવી તથા તે ઉપર સહી કરવી, પછી જે માજીસ્ત્રેટ તે કામની ચોકસી અથવા ઈનસાફ કરવાનો હોય તે માજીસ્ત્રેટની ઉપર તે કહેલા મજકુર અથવા કબુલ કરેલી વાતો રવાના કરવી.**

**(૩) સદરહુ પ્રકારની કોઇપણ કબુલત રાજીખુશીથી કરવામાં આવી છે એમ, તે કબુલત કરનાર શખસને સવાલ પુછયા ઉપરથી, માનવાનું કારણ ન હોય તો કોઇપણ માજીસ્ત્રેટે તે કબુલત દફતરમાં દાખલ કરવી નહિ; અને જ્યારે તે કબુલત પોતે દફતરમાં દાખલ કરે ત્યારે તે કબુલતની નીચે તેણે હેઠળ લખ્યા પ્રમાણે ટીપ લખવી:—**

**"મને લાગે છે કે આ કબુલત રાજીખુશીથી કરી છે. આ મારી સમક્ષ તથા મારા સાંભળતાં લીધી છે, અને આ કબુલત કરનાર શખસને તે વાંચી સંભળાવી છે અને તે ખરી છે એવો તેણે અંગીકાર કર્યો છે, અને તેણે કહેલા મજકુરનો પુરે પુરો તથા ખરો હેવાલ તેમાં છે.**

(સહી) **અ. બ.**

**માજીસ્ત્રેટ."**

**ખુલાસો.—કબુલત અથવા મજકુર લખી લેનારો માજીસ્ત્રેટ તે મુકદમમાં હકુમતવાળો માજીસ્ત્રેટ હોવો જોઇયે એવી જરૂર નથી.**

**ટીકા**—ખુલાસો નવીન છે. મુંબાઈ હાઈકોરટ સ. બુ. પાને જણાવ્યું કે—ફોજદારી કામ ચલાવવાના રીતના કાયદાની કલમ ૧૬૪ મુજબ કોઈ સખસ માજીસ્ત્રેટની રૂબરૂ જુબાની આપે અથવા કબુલ કરે ત્યારે સદરહુ જુબાની અથવા કબુલત તેના વિરૂધ ગ્રાહય પુરાવો થાય એટલા માટે જુબાની અથવા કબુલાત થતી વખતે આસપાસની હકીકત તથા તે સખસ તે વેળા કોના સ્વાધીનમાં હતો તે બાબતોનો અવસ્ય કરીને માજીસ્ત્રેટે નોંધવી અને તેને માટે નિચેની પદ્ધતીઓને અનુસરીને લક્ષ પુર્વક ચાલવું ૧ દરેક સ્વાલ અને જવાબ પુરે પુરી રીતે નોંધી લેવો જોઈએ (ક. ૩૬૪) ૨ તોહમતવાળા સખસની સહી અથવા તેની સહીનું નિશાન લેવું જોઈએ (ક. ૩૬૪) ૩ કબુલત નિચે સર્ટીફીકેટ (બતાવ્યા મુજબનુ) જોઈએ. ૪ જ્યારે આ કાયદાની આ કલમ મુજબ કોઈ પણ જુબાની અથવા કબુલાત લેવામાં આવે ત્યારે તે જુબાની અથવા કબુલત લખી લેનાર માજીસ્ત્રેટે તેના પર કાયદાની જે કલમ મુજબ તે લખી લીધી હોય તે કલમ જણાવવી જોઈએ અને જે જડજ અથવા માજીસ્ત્રેટ તે દસ્તાવેજનો પાછળથી પુરાવા તરીકે ઉપયોગ કરે તેણે તે દસ્તાવેજને મથાળે જે મુકદમો અથવા કામમાં એવો દસ્તાવેજ દાખલ કીધો હોય તેનું નામ તથા અનુક્રમ નંબર ટાંકવો જોઈએ.

જ્યારે આ કલમ મુજબ કોઇ પણ ગુન્હાની કબુલતની નોંધ લખી લેતા હોય તે વેળા આ કાયદાના ચૌદમા બાબ મુજબ તે ગુન્હાની તજવીજનો કરનાર કોઇ પણ પોલીસ અમલદાર હાજર રહે એ મુનાસબ નથી તેમજ તોહમતવાળા સખસને યોગ્ય રીતે પેહરામાં રાખવાને જરૂર હોય તેટલા શીવાય કોઇ પણ પોલીસ અમલદારે તે વખત માજીસ્ત્રેટની કોરટમાં રહેવું નહી યોગ્ય રીતે પેહરામાં રાખવાનુ કામ ઘણી વખતે પોલીસ અમલદાર શીવાય માજીસ્ત્રેટની કોરટમાં હાજર રહેલા નોકરોથી પણ બની શકે છે સદર કલમ ૨ માં જે હકીકત લખવાની કહી છે તેમાં આ સરતનો અમલ થાય છે કે નહી તેનો પણ મજકુર લખવો પણ મુ. હા. કો. ક્રી. રૂ.-૩ સને ૧૮૯૧ રાણી વી.બાદુના કામમાં ઠરાવ્યું કે—તોહમતદાર પોલીસના કબજામાં નોતો એ લખવું મુકી દીધેલું બીજી સરતો બરાબર પાળેલી. તેથી કબુલાત નકામી થતી નથી

**તે દરેક માજીસ્ત્રેટ**—આ શબ્દનો અર્થ ખુલાસો નવીન આપવામાં આવ્યો છે તેથી થઈ જાયછે, ને ફેસલામાં પણ ઠર્યું છે કે—કોઇ પણ માજીસ્ત્રેટ પણ અધીકાર વાળો માજીસ્ત્રેટ એમ નહી. રાણી વી. વાહલા જેઠા ૭ મુ. હા. કો. રી. ૫૬ તથા રાણી વી. ક્નોમુની ૯ ક. લો. રી. ૨૩૯ રાણી વી. અનંતરામ ઈ. લો. રી. ૫ ક. ૫૫૪ બેહારી કાજીની બાબત ૫ ક. લો. રી. ૨૩૮.

**મજકુર ( સ્ટેટમેન્ટ ) અથવા કબુલ કરેલી કોઇપણ વાત**—આ કલમ મુજબ જે માણસે માજીસ્ત્રેટની રૂબરૂ સાક્ષી તરીકે જુબાની આપી હોય તે માણસની જુબાની અને તોહમતદારની કબુલાત લખી લેવાનો અધીકાર છે, રાણી વી. માલકા ઈ. લો. રી. ૨ મુ. ૬૪૩.

**ચોકશી અથવા ઇનસાફ સરૂ થતા પેહલા**—અમુક દીવસે તોહમતદારની કબુલત લખી લીધી ને તેને બીજે દીવસે તે કેસ ચલાવવાનો માજીસ્ટ્રેટને અખ્તીકાર હોવાથી જુબાનીઓ લઇ કમીટ કરયો ઠરાવ્યું કે—તોહમતદારની કબુલાત ક. ૩૬૪ પ્રમાણે ગણવી જોઇયે. રાણી વી. યાકુબખાન ઇ. લો. રી. ૫ અ. ૨૫૩ તે **રીતે સદરહુ મચકુરો** × × × × **કબુલ કરેલી વાતો** × × × **દાખલ કરવી.** આ કલમથી બે બાબતો જુદી જુદી છે જ્યારે કોઇ સખસ કાંઇ હકીકત જાણતો હોય ને તે કેહવા આવે તે એક ને બીજુ જે તોહમતદાર પોલીસ તરફથી ગુન્હો કબુલ કરવા આવ્યો હોય તે પેહલાની બાબતમાં કાયદો એમ કહે છે કે—પુરાવો દફતરમાં દાખલ કરવા સારૂ કહેલી રીતોમાની જે રીત યોગ્ય લાગે તે રીતે દાખલ કરવી. એટલે સાહેદ હોયતો સોગન કે પ્રતીજ્ઞાપર લેવી. અને તોહમતદાર હોયતો તેની ક. ૩૪૨ પ્રમાણે સોગન કે પ્રતીજ્ઞા આપ્યા શીવાય લેવી. રાણી વી. માલકા ઈ. લો. રી. ૨ મુ. ૬૪૩.

**જ્યારે**—આ કલમ મુજબ કબુલાત ખુશીથી આપેલી છે એવું સર્ટીફીકેટ માજીસ્ટ્રેટે કબુલાત લખી લેતી વખતે અથવા કબુલાત જે દીવસે લીધી હોય તે દીવસે આપ્યુ ના હોય તો તે કબુલાત પુરાવામાં ગ્રાહય થઈ શકે નહી. રાણી વી. હાજીનરસુ ઈ. લો. રી. ૬ મુ. ૨૮૮

**મારી સમક્ષ** × × × **તેણે કહેલા** × × × આ કલમ મુજબ પુરાવામાં દાખલ કરવાને કબુલત ઉપર માજીસ્ટ્રેટના ધારવા પ્રમાણે કબુલાત ખુશીથી આપેલી છે એટલુંજ ફકત લખવુ જોઇએ નહીં પણ ક. ૩૬૪ મુજબ સર્ટીફીકેટ આપવું જોઇએ કબુલાત પુરાવામાં ગ્રાહ્ય થઈ શકે તેવી ના હોય તો તે સાબીત કરવાને મોંનો પુરાવો લઈ શકાય નહી. રાણી વી. સીવરા ઈ. લો. રી. ૧ મુ. ૨૧૯.

માજીસ્ટ્રેટે કબુલાત લીધી હોય અને કાયદામાં બતાવ્યા પ્રમાણે બરોબર રીતે સરટીફીકેટ તેની જોડે ના ટાંગ્યુ હોયતો તેટલાજ કારણ ઉપરથી કબુલાત કામમાં નકામી થઈ જતી નથી રાણી વી. ભૈરનસીંગ ઈ. લો. રી. ૩ અ. ૩૩૮.

**કબુલાત**—એ શબ્દનો અર્થ એવો છેકે—જે માણસ સામે ગુન્હાનુ તોહમત આવ્યુ હોય તે ગુન્હો કર્યો છે એમ કહે અથવા એવું બતાવી આપે તે. સ્ટીપન ડાઇજેષ્ટ પુરાવા એકટ પરનું ની ક. ૨૧ રાણી વી. મીહીર અલી મુલીક ઈ. લો. રી. ૧૫ ક. ૫૮૯ તથા રાણી વી. બાબુલાલ ઈ. લો. રી. ૬ અ. ૫૦૯ પણ રાણી વી. જગરૂપ ઈ. લો. રી. ૭ અ. ૬૪૬ ના કામમાં ઠરાવ્યુંકે—માત્ર દોષ મુકે તેવી કે જેથી ગુન્હાનુ જુજ અંગી કરણ થતુ હોય તો તેનો સમાવેશ કબુલાત એ શબ્દમાં થતો નથી. ૯ મુ. હા. કો. રી. ૩૪૪ ગડબડ એચરના કામમાં ઠરાવ્યું કે—કેદીએ કરેલી કબુલાત તેને વાંચી સંભળાવતા ફરી જાય તો તે કબુલત નથી તેમજ આપાબીન બાપુના કામમાં મુ. હા. કોર્ટ તા. ૨૯—૬—૯૯ ના રોજ ઠરાવ્યુ કે તોહમતદારની કબુલત લેતા પેહલા ખાત્રી કરી લેવી જોઇએ કે રાજીખુશીથી કબુલત કરે છે કે કેમ. તોહમતદારને પકડવામાં તેની સામે ગેરવર્તણુક વાપરી હોય ૨૪ કલાક કરતા વધારે વખત સુધી ગેરવાજબી રાખ્યો હોય અને તેનાપર મારના નિશાન હોય તો કરેલી કબુલત રાજી ખુશીથી કરી એમ ગણાય નહી ને તેથી પુરાવામાં ગ્રાહ્ય થઇ શકે નહીં.

**પાછી ખેચી લીધેલી કબુલાત**—કબુલાત પાછી ખેચી લેવામાં આવેલી જે કબુલાત કાયદેસર રીતે લીધેલી તે કબુલાત ગુન્હેગાર ઠરાવવાને માટે બીજા લગતા પુરાવાથી ટેકો ના મલ્યો હોય "તોપણ" પુરતી છે. રાણી વી. ભટન રૂજવાત ૧૨ વિ. રી. ૪૯ પણ જુઓ. ૨ ક. લો. રી. ૧૩૨.

પાછી ખેચી લીધેલી કબુલાતને બીજા સ્વતંત્ર લગતા ભરૂસાદાર પુરાવાથી મુખ્ય બાબતોથી મજબુતી મળવી જોઇએ રાણી વી. ભાર માપા ઇ. લો. રી. ૧૨ મ.૧૨૩ તથા રાણી વી. રંગી ઇ. લો. રી. ૧૦ મ. ૨૯૫ પણ ઇ. લો. રી. ૧૯ મુ. ૭૨૮ રાણી વી. ધારીયાના કામમાં ઠરાવ્યુકે—પાછી ખેચી લીધેલી કબુલાત રાજી ખુશીથી કરી હતી તો કેસના બીજા પુરાવા સાથે

તેના પર આધાર રાખી શકાય. કાયદાનો એવો કાંઈ નિયમ નથી કે પાછી ખેચી લીધેલી કબુલાતને મુખ્ય બાબતમાં લગતા પુરાવાથી મજબુતી મળવી જોઈએ તેવી કબુલાત વાપરવાનો આધાર કાયદા કરતાં ડાહપણ પર વધારે આધાર રાખેછે. પણ ઇ. લો. રી. ૧૮ અ. ૭૮ રાણી વી. મહાબીરના કામમાં ઠરાવ્યુકે—પાછી ખેચી લીધેલી કબુલાત પુરાવાનો વિચાર કર્યા વગર લીધેલી કબુલત ખરીછે એમ ઉતાવળથી માની તે પર આધાર રાખી સજા કરવી તે સલામત નથી એટલે કબુલાત બીજા ભરૂસાદાર સ્વતંત્ર પુરાવાથી સાબીત થવી જોઇએ.

**કબુલતો બરાબર નમુના પ્રમાણે નહી લીધેલી છતા દાખલ કરી તે**—કબુલાત બંગાલીમાં તોહોમતદારે આપેલી જે ઇંગ્રેજીમાં લખી લીધેલી કમીટીંગ માજીસ્ત્રેટે તેના પુરાવામાં કીધેલુ કે—પોતે બંગાલી લખી શકતો નથી, ને જે વખતે કબુલાત લીધી તે વખતે મોહર્રીઅર હતો નહી. ઠરાવ્યું કે—ક. ૩૬૪ પ્રમાણે બરાબર રીતે ચાલવામાં આવ્યુ છે. રાણી વી. રાઝાંઈમીઆ. ઇ. લો. રી. ૨૨ ક. ૮૧૭

કબુલાત સવાલ જવાબના રૂપમાં લખ્યા વગર વાતના રૂપમાં લખી લીધેલી, ને એવુ કાંઈ બતાવવામાં આવ્યું નથી કે તે ભુલથી તોહમતદારને નુકસાન થયું હોય ઠરાવ્યુ કે—તે ભુલથી કબુલાત પુરાવામાં લેવા હરકત નથી મુનશી સેહકની અરજી બાબત ઇ. લો. રી. ૮ ક. ૬૧૮ રાણી વી. ટીટુમીયા. ૧ ક. લો. રી. ૧ તથા રાણી વી. સગમ્બર ૧૨ ક. લો. રી ૧૨૦

માજીસ્ત્રેટે સર્ટીફીકેટ જે નમુના પ્રમાણે આપવુ જોઇયે તેજ પ્રમાણે બરાબર રીતે આપવામાં આવ્યું ન હોય તો તેથી કબુલત દાખલ કરવાને કાંઈ હરકત નથી. રાણી વી. ભાઈ રોનસીંગ ઈ. લો. રી. ૩ અ. ૩૩૮.

તોહમતદારે કબુલાત એક ભાષામાં કરી હોય ને બીજી ભાષામાં લખી લીધી હોય તો જે ભાષામાં આપી તે ભાષામાં લખી લેવાય તેમ નોહતું એવું બતાવ્યા શીવાય તે કબુલાત પુરાવામાં દાખલ થઈ શકે નહી. રાણી વી. નીલમાધબ મીટર ઈ. લો. રી. ૧૫ ક. ૫૩૯ તથા રાણી વી. લાલચંદ ઇ. લો. રી. ૧૮ ક. ૫૪૯.

**પર હદમા લીધેલી કબુલાત**—કાયદા પ્રમાણે સર્ટીફીકેટ આપ્યું હોય સહીનુ નિશાન હોયતો એટલે કાયદેસરરીતે નેટીવસ્ટેટમાં કબુલાત લેવામાં આવી હોયતો પુરાવા એકટની ક, ૮૦ પ્રમાણે તે પુરાવામાં દાખલ થઈ શકે છે, રાણી વી, સુંદરસીંગ ઈ. લો. રી. ૧૨ અ. ૫૯૫ રાણી વી, નાગલા કાલા ઇ. લો. રી. ૨૨ મુ. ૨૩૫ પણ મદ્રાસ હાઈ કોરટે ચીના વેંકઠાના કામમાં જુદી રીતે ઠરાવેલ તે એ કે—રીતસર સર્ટીફીકેટ આપ્યું હોય તોપણ તે પુરાવામાં ગ્રાહ્ય થઈ શકે નહી તે માત્ર જેમ ખાનગી સખસ આગળ થઈ હોય ને જેમ સોગનપર સાબીત થવી જોઇએ તેમ સાબીત થવી જોઇએ પુરાવા એકટની ક. ૮૦ લાગુ પડતી નથી.

**તહોમતદારની કબુલત**—જે માજીસ્ત્રેટને ચોકશી ચલાવવા તથા કમીટ કરવાનો અધીકાર નહી તેવા માજીસ્ત્રેટે લીધેલી, પણ તોહોમતદારની સહી કે નીસાન લીધેલું નહીં તે કબુલત પુરાવામાં ગેરલગતી ઠરાવી. રાણી વિ. રતન ૧૦ મુંબાઈ હા. રી. ૧૬૬.

તહોમતદારની કબુલત લીધી, પણ રીતસર સર્ટીફીકેટ નહી આપ્યું તેમજ તેની સહી કે નીશાંન પણ નહી લીધેલું—તેમાં ઠરાવ્યું કે કબુલત પુરાવામાં વપરાય નહી. રાણી વિ. મનુપાંનીઓલી. ૪ કલકતા લો. રી. ૨૮૯. તોહમતદાર પોલીસના હવાલામાં લાંબા વખતથી હ તો એ સબબથી કબુલત નકામી થતી નથી માહાદુ લાલજી મુ. હા. ક્રી. ર. ૨૫–૧૦–૯૪.

**૧૬૫. (૧) જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય તેને અથવા કોઈ પોલીસ અમલદાર તપાસ કરતો હોય તેને જે ગુન્હા બાબત તપાસ કરવાનો અખત્યાર હોય તે ગુન્હાની તપાસ કરવા સારૂ ફલાણો દસ્તાવેજ અથવા બી-**

પોલીસ અમલદારે ઝાડા લેવા બાબત.

જી વસ્તુ હાજર થવાની જરૂર છે એમ તે અમલદારની નજરમાં આવે, અને જે શખસને ૯૪ મી કલમ પ્રમાણે સમન અથવા હુકમ મોકલ્યો હોય અથવા મોકલી શકાય તે શખસ તે સમનમાં અથવા હુકમમાં ફરમાવ્યા મુજબ સદરહુ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ હાજર કરશે નહિ અથવા નહિ કરે એમ માનવાનું કારણ હોય, અથવા સદરહુ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ ફલાણા શખસના કબજામાં છે એવું જાણવામાં ન હોય, ત્યારે ત્યારે જે થાણું પોતાના હવાલામાં હોય અથવા જે થાણામાં તેને નિમ્યો હોય તે થાણાની હદમાંહેની કોઈપણ જગામાં તેને માટે ઝાડો લેવાને અથવા ઝાડો લેવરાવવાને તે અમલદાર મુખત્યાર છે.

(૨) સદરહુ અમલદારે, બની શકે તો ઝાડો લેવો તે જાતે લેવો

(૩) જો તે ઝાડો તેનાથી જાતે લેવાનું ન બની શકે, અને તે ઝાડો લેવાને બીજો કોઇ પણ લાયક શખસ તે વખતે હાજર ન હોય, તો પોતાના હાથતળેના કોઈપણ અમલદારને તે ઝાડો લેવાનું ફરમાવવાને તે અમલદાર મુખત્યાર છે અને તેણે તે હાથ તળેના અમલદારને એક હુકમ લખીને આપવો, અને કયા દસ્તાવેજ અથવા બીજી વસ્તુને માટે ઝાડો લેવો છે તે, તથા કઇ જગાનો ઝાડો લેવો છે તે; તે હુકમમાં લખવું; અને ત્યાર પછી તે જગામાં તેને માટે ઝાડો લેવાને તે હાથતળેનો અમલદાર મુખત્યાર છે,

(૪) ઝાડો લેવાના વારંટો બાબત આ કાયદાના ઠરાવો, આ કલમ પ્રમાણે લીધેલા ઝાડાને બની શકે તેટલે સુધી, લાગુ પડશે.

**ટીકા—તેણે તે હાથ તળેના અમલદારને એક લખીને હુકમ આપવો.** * * * *

જે કામમાં કાયદાના આ નિયમો પ્રમાણે ચાલવામાં નહી આવેલું તે કામમાં હાઇકોરટે ક. ૧૪૩–૩૫૩ પ્રમાણે કરેલી સજા રદ કરી એવા કારણથી કે થાણાના પોલીસ અમલદારે લખેલ હુકમ આપ્યા શીવાય તાબાના પોલીસ અમલદારને સોંપેલું તેથી રાણી વી. નારાયણ ૭ નો વે. પ્રો. ૨૦૯. પોલીસ થાણાના અમલદારે તજવીજ કરવાનું તાબાના અમલદારને સોંપેલું તેણે ઝડતી લેવાના વારંટ શીવાય ચોરીની મિલકત સોધવાને ઘરમાં પેસવાને યત્ન કરેલો તેમાં તેને અટકાવવામાં આવ્યો હતો ઠરાવ્યુ કે—જો કે વારંટ શીવાય ઘરની ઝડતી લેવાનો પોલીસ અમલદારને વ્યાજબી રીતે હક નોતો તોપણ તે અમલદાર કાયદા વિરૂધ ચાલ્યો તેથી અટકાવ વ્યાજબી હતો એવી તકરાર અટકાવ કરનાર માણસ લાવી શકે નહી કારણ કે તે અમલદાર શુદ્ધ બુદ્ધીથી અને દ્વેશ શીવાય બીજી રીતે ચાલ્યો હતો એમ સાબીત કરવામાં આવ્યુ નોતુ રાણી વી, વેકંઠરાવ શ્રીનીવાસ ૭ મુ. હા. કો. રી. ૫૦ રાણી વી. પકોટ કોટુ ૪. લો. રી. ૧૯ મ. ૩૪૯

પોલીસ થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદાર બીજા તેવા અમલદારને ઝાડો લેવાનું વારંટ કાહાડવાનું ક્યારે ફરમાવવાને મુખત્યાર છે.

**૧૬૬. (૧) પોલીસનું એક થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદાર જે કામમાં પોતાના થાણાની હદમાં કાંઇ ઝાડો લેવરાવવાને મુખત્યાર હોય તે કામમાં તેવો ઝાડો કોઇ પણ જગામાં લેવરાવવાનું, પોલીસનું કોઇ બીજુ થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને ફરમાવવાને મુખત્યાર છે, પછી તે બીજું થાણું તેજ જીલ્લામાં હોય કે જુદા જીલ્લામાં હોય તોપણ**

(૨) સદરહુ પ્રકારના અમલદારને સદરહુ પ્રમાણે ફરમાવ્યું હોય ત્યારે તેણે ૧૬૫ મી કલમના ઠરાવો પ્રમાણે ચાલવું, અને કાંઈ વસ્તુ જડે તો જે અમલદારના ફરમાવ્યાથી ઝાડો લીધો હોય તે અમલદારની ઉપર તેણે તે વસ્તુ મોકલી દેવી.

જ્યારે ચોવીશ કલાકમાં તપાસ પુરી થઈ શકે નહિ ત્યારે કેમ કરવું.

૧૬૭. (૧) જ્યારે જ્યારે આ બાબ પ્રમાણે કોઇ પણ તપાસ ૬૧ મી કલમથી મુકરર કરેલી ચોવીસ કલાકની મુદતમાં પુરી થઈ શકશે નહિ એમ જણાય, અને તોહોમત અથવા આપેલા ખબર પાકા આધારવાળી છે એમ માનવાના સબબ હોય, ત્યારે ત્યારે પોલીસ થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે આ કાયદામાં આગળ ફરમાવેલા રોજનામામાં તે મુકદમા સંબંધી કરેલી નોંધની એક નકલ પાસેમાં પાસેના માજીસ્ત્રેડને તાબડતોબ મોકલવી અને તેજ વખતે કોઇ તોહોતવાળો હોય તો તેને સદરહુ માજીસ્ત્રેટની આગળ મોકલી દેવો.

(૨) જે માજીસ્ત્રેટની આગળ આ કલમ પ્રમાણે તોહોમતવાળો શખસને મોકલ્યો હોય તે માજીસ્ત્રેટ તે કામનો ઇનસાફ કરવાની પોતાને હુકુમત હોય કે નહિ હોય તોપણ તે તોહોમતવાળાને બધી મળીને પંદર દિવસની મુદતસુધી પોતાને યોગ્ય લાગે તેવા પેહેરામાં અટકાવી રાખવાનો વખતે વખતે અધિકાર આપવાને મુખત્યાર છે. જો તે કામનો ઈનસાફ કરવાની અથવા ઈનસાફ કરવા સારૂ તે કામ કમિટ કરવાની પોતાને હુકુમત ન હોય, અને પોતાના વીચારમાં એવું આવે કે તોહોમતવાળાને વધારેવાર અટકાવી રાખવાની જરૂર નથી, તો તે માજીસ્ત્રેટ તેને સદરહુ હુકુમતવાળા માજીસ્ત્રેટની પાસે મોકલવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

(૩) આ કલમ પ્રમાણે પોલીસના પેહેરામાં અટકાવી રાખવાનો અધિકાર આપનારા માજીસ્ત્રેટે તેમ કરવાનાં પોતાનાં કારણો દફતરમાં લખવાં

(૪) જો તે હુકમ જીલ્લા માજીસ્ત્રેટ અથવા પેટા તુકડી માજીસ્ત્રેટ શિવાયં બીજા કોઈ માજીસ્ત્રેટે કર્યો હોય, તો તેણે પોતાના હુકમની નકલ તથા તે હુકમ કરવાનાં કારણો પોતે જે માજીસ્ત્રેટના પ્રત્યક્ષ તાબામાં હોય તે માજીસ્ત્રેટને લખી મોકલવાં.

**ટીકા—મુંબાઇ હાઇ કોરટ સ. બુ. પાને.** જણાવ્યું છે કે—મહારાણી સાહેબની રઇઅત જે વિનાકારણ અને કાયદા વિરૂધ પ્રતીબંધમાં રહેતી બચાવવી એ પ્રત્યેક વર્ગના માજીસ્ત્રેટનુ કામ છે તોહમતવાળા સખસને માજીસ્ત્રેટની રૂબરૂ ૨૪ કલાકની અંદર રજુ કરવો એવો ચોખો ઠરાવ કાયદામાં છે, (ક, ૬૧) જે પોલીસ અમલદાર આ નિયમ પ્રમાણે ચાલે નહી તે પોતે ગુન્હો કરે છે અને તેનાપર સખત નજરે જોવું જોઇએ,

પોલીસે યોગ્ય અને પુરતુ કારણ બતાવ્યા શીવાય આ કાયદાની આ કલમ પ્રમાણે તોહમતવાળા સખસને અટકાવી રાખવાના વિશેષ હુકમ આપવા નહી સાધારણ નિયમ તરીકે અધીકારવાળા માજીસ્ત્રેટની રૂબરૂ તોહમતવાળા સખસને આણવો જોઇએ અને તેમની નજરમાં વધારે તપાસ કરવાની જરૂર જણાયતો ક, ૩૪૪ મુજબ વખતે વખત તપાસ કરવાનુ તેઓ

મુલતવી રાખી શકે છે તેમ છતાં પણ જ્યારે આ કાયદાની કલમ પ્રમાણે કેદીને માજીસ્ત્રેટની પાસે આણવામાં આવે ત્યારે તે માજીસ્ત્રેટે તેને અટકાવી રાખવાનો હુકમ કર્યા આગમચ એવી ખાત્રી કરવી જોઇએ કે—(અ) કેદીને પકડવા તથા અટકાવી રાખવા લાયક કોઇ એક અમુક ગુન્હો કીધો છે એવો શક લાવવાના બળવાન કારણ છે, (બ) તેને પોલીસના હવાલામાં રેહવા દેવો એ ખરેખર અવસ્યનુ છે આવી રીતે પ્રતીબંધમાં રાખ્યાથી ન્યાયનું કામ વધારે સારૂ થવાને બદલે વારંવાર ન્યાય ડુબે તેથી કરીને ઉપર વર્ણવેલા સીધાંતને અનુસરી જોતા અટકમા રાખવાનો પુરતો પુરાવો હોયા વગર અટકમાં રાખવાનો હુકમ કરવો નહી જો કોઈ માજીસ્ત્રેટ પોલીસને આ કાયદા પ્રમાણે બરોબર ચલાવવામાં અને તેમ કરવાની તેને ફરજ પાડવામાં કસુર કરશે તો તે માજીસ્ત્રેટે પોતાના કર્તવ્યમાં મોટી ભુલ કીધી છે એમ હૈકોર્ટ માનશે.

તેમજ બુક પાને જણાવ્યુંછે કે–જ્યારે પોલીસની કોઇપણ તજવીજના દરમીયાન તોહોમત વાળાને ગુન્હેગાર ઠરાવતી હકીકતો અજવાળામા આવી હોય પરંતુ તે કામ અધીકાર વાળા માજીસ્ત્રેટ તરફ મોકલવા લાયક ન હોય ત્યારે તે તોહમત વાળા સખસને તપાસ થવા પર પાછો કેદમા મોકલવાનો હુકમ મેળવવા માટે આ કલમ મુજબ સૌથી નજદીકના માજીસ્ત્રેટ તરફ મોકલવો જોઈએ અને તેજ વખતે ડાયરીમાં દાખલ કીધેલી નોધોની નકલ પણ મોકલવી જોઇએ ડાયરી અથવા તેની નકલ તૈયાર કરવામા ઢીલ થયાને લીધે તોહમત વાળાને અટકાવી રાખવો એ વાજબી નથી.

**ચોવીસ કલાકમા** જ્યારે સતત ( ચાલુ ) ૨૪ કલાકનો અટકાવ ન હોય ત્યારે લાગુ પડતી નથી. ઈનિદોબીર થાબા ૧ વિ. રી. ૫

**પંદર દીવસની મુદત સુધી** આ બાબ પ્રમાણે થતી પોલીસ તપાસમા એક અથવા વધારે રીમાન્ડ સુધી. બધી મળી પંદર દીવસ કરતા વધારે લાંબી મુદત સુધી પ્રતીબંધમા રાખવા હુકમ આપી શકાય નહી. આ કલમ પ્રમાણે માજીસ્ત્રેટ જ્યારે હુકમ કરે ત્યારે તોહમતદારને પોલીસના હવાલામા. કે અથવા તેવા કોઇ પ્રતીબધમાં માજીસ્ત્રેટ યોગ્ય ધારે તેવો હુકમ કરી શકે આ કલમ પ્રમાણેનો પ્રતીબંધ ક. ૩૪૪ થી તદન જુદો છે. ને ક. ૩૪૪ નો પ્રતીબંધ ચોકશી વખતનો છે ને આ કલમ પ્રમાણે પોલીસ પોતાની તપાસ પુરી કરે તે માટે છે, રાણી વી. એમગડુ ઇ. લો. રી. ૧૧ મ. ૯૮ પોલીસ ઈન્સિપેકટર સામે ૨૪ કલાક કરતા વધારે વખત સુધી અટકાવી રાખવા વિષે તોહોમત હતું તેમા ફરયાદી તરફથી એમ સાબીત થવાની જરૂર નથી કે–તેનો ગુન્હાવાળો ઇરાદો હતો. કાયદામાં ખુલુ છે કે–૨૪ કલાક કરતા વધારે વખત સુધી માજીસ્ત્રેટના હુકમ વગર અટકાવી રાખવો નહી રાણી વી. બ સુરામદાસ ૧૯ વિ. રી. ૩૬. માજીસ્ત્રેટ મુદત બતાવ્યા શીવાય પ્રતીબંધમા રાખવા જે હુકમ કરે તે ગેરકાયદે છે. રાણી વી. સરકીના વલદ ધાકુપ મુ. હા. કો. રી. ૩૧.

**સુધારો.** પેહલા પારેગ્રાફમા ખબર એ શબ્દ નવીન ઉમેર્યો છે.

**૧૬૮. જ્યારે તાબા માંહેના કોઇ પોલીસ અમલદારે આ બાબ મુજબ કાંઈ તપાસ કરી હોય, ત્યારે જે અમલદારના હવાલામાં તે પોલીસ થાણું હોય તે અમલદારને તેણે તે તપાસનાં પરિણામનો રિપોર્ટ કરવો.**

તાબા માંહેના પોલીસ અમલદારે તપાસનો રિપોર્ટ કરવો.

ટીકા—આ કલમ પ્રમાણેનો રીપોર્ટ એ પુરાવા એકટની ક. ૭૪ પ્રમાણે સાર્વજનીક દસ્તાવેજ નથી તેથી તોહમતદાર ચોકશી થતા પહેલા તેની નકલો માગવા હકદાર નથી. રાણી વી. અરૂમગંમ ઈ. લો. રી. ૨૦ મ. ૧૮૯

**૧૬૯. તોહોમતવાળાને કોઇ માજીસ્ત્રેટની પાસે મોકલવાનું વ્યાજબી થાય એટલો પુરતો પુરાવો અથવા એવા વાજબી આધારવાળો શક નથી એમ જે અમલદારના હવાલામાં તે પોલીસ થાણું હોય તે અમલદારને, આ બાબ પ્રમાણે તપાસ કર્યા ઉપરથી, જણાય તો જે માજીસ્ત્રેટને પોલીસ રિપોર્ટ ઉપરથી તે ગુન્હો સાંભળવાનો અધિકાર તથા તોહોમતવાળાનો ઈનસાફ કરવાનો અથવા ઈનસાફ થવા સારૂ તેને કમિટ કરવાનો અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટની આગળ હાજર થવાનું ફરમાવવામાં, જો અને જ્યારે આવે તો અને ત્યારે હાજર થવા બાબત, સદરહુ અમલદાર ફરમાવે તે મુજબ, જામીન સાથે અથવા જામીન વગર, તે શખસ એક ખત લખી આપે એટલે, જો તે પેહેરામાં હોય તો, તેને તે અમલદારે છુટો કરવો.**

જ્યારે પુરાવો બરોબર ન હોય ત્યારે તોહોમતવાળાને છુટો કરવો.

ટીકા—ખત તથા જામીન ખતનો નમુનો પરીશીષ્ટ નબર ૫ મા નંબર ૨૫ નો છે. તે જુઓ પોલીસ અમલદારને ફરીયાદ પાછી ખેંચી લેવાની પરવાનગી આપવાનો અધીકાર નથી. એ માજીસ્ત્રેટનુ કામ છે. મુ. હા. કો. નોઠરાવ. ૧૫ જુન ૧૮૭૫

**૧૭૦. (૧) ઉપર કહ્યા પ્રમાણે પુરતો પુરાવો અથવા વાજબી આધારવાળો શકછે એમ જે અમલદારના હવાલામાં તે પોલીસ થાણું હોય તે અમલદારને, આ બાબ પ્રમાણે તપાસ કર્યા ઉપરથી જણાય તો જે માજીસ્ત્રેટને પોલીસ રિપોર્ટ ઉપરથી તે ગુન્હો સાંભળવાનો અધિકાર તથા તોહોમતવાળાનો ઇનસાફ કરવાનો અથવા ઇનસાફ થવા સારૂ તેને કમિટ કરવાનો અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટની પાસે સદરહુ અમલદારે તોહોમતવાળાને પેહેરામાં આપીને મોકલી દેવો, અથવા જો તે ગુન્હો જામીન લઇ શકાય એવો હોય અને તોહોમતવાળો તારણ આપી શકતો હોય તો, કોઈ મુકરર દિવસે સદરહુ માજીસ્ત્રેટની આગળ હાજર થવા સારૂ તથા જ્યાં સુધી બીજી રીતે ફરમાવવામાં આવે નહિ ત્યાંસુધી સદરહુ માજીસ્ત્રેટની આગળ રોજ રોજ હાજર રેહેવા સારૂ તેની પાસેથી તે અમલદારે તારણ લેવું.**

જ્યારે પુરાવો પુરતો હોય ત્યારે કામ માજીસ્ત્રેટની પાસે મોકલવું.

**(૨) જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય તે અમલદાર જ્યારે આ કલમ પ્રમાણે કોઇ તોહોમતવાળા શખસને માજીસ્ત્રેટની પાસે મોકલે અથવા સદરહુ માજીસ્ત્રેટની આગળ હાજર થવા સારૂ તેની પાસેથી તારણ લે, ત્યારે તે માજીસ્ત્રેટની આગળ જે હથિયાર અથવા બીજી વસ્તુ હાજર કરવાની જરૂર હોય તે પણ તેણે મોકલવાં, અને કોઈ ફરિયાદી હોય તો તેને તથા ફલાણા શખસો તે કામની હકીકતથી વાકેફ છે એમ તે અમલદારને જણાય તેમાંના જેટલાની પોતાને જરૂર લાગે તેટલા શખસોને ખતમાં ફરમાવેલી વખતે તથા રીતે તોહોમતવાળાની ઉપર મુકેલા તોહોમતનાં કામમાં માજીસ્ત્રેટની આગળ હાજર થવા સારૂ, તથા, પ્રસંગ પ્રમાણે, ફરિયાદનું કામ ચલાવવા સારૂ અથવા પુરાવો આપવા સારૂ, એક ખત લખી આપવાનું ફરમાવવું.**

(૩) જો તે ખતમાં જીલ્લા માજીસ્ત્રેટની અથવા પેટા તુકડી માજીસ્ત્રેટની કોરટ કહી હોય તો જે કોરટની પાસે સદરહુ માજીસ્ત્રેટ તે કામ ચોકસી અથવા ઇનસાફ કરવા સારૂ મોકલે તે કોરટનો તેમાં સમાવેશ થાય છે એવું સમજવું, પણ એવું ઠરાવ્યું છે કે આ પ્રમાણે કામ મોકલવાની વાજબી નોટીસ સદરહુ ફરિયાદીને અથવા શખસોને આપવી જોઇએ.

(૪) આ કલમ પ્રમાણે મુકર્રર કરવાનો દહાડો તોહોમતવાળા શખસ પાસેથી હાજર થવાનું તારણ લીધું હોય તો તેને જે દહાડે હાજર થવાનું હોય તે દહાડો, અથવા તે શખસને પેહેરામાં આપીને મોકલવો હોય તો, જે દહાડે તે માજીસ્ત્રેટની કોરટ આગળ આવી પોહોંચવાની તેની વકી હોય તે દહાડો હોવો જોઇયે,

(૫) જે અમલદારની સમક્ષ તે ખત લખી આપ્યું હોય તે અમલદારે તેની એક નકલ જે શખસોએ તે ખત લખી આપ્યું હોય તેમાંના એક જણને આપવી, અને પછી તે અસલ ખતને પોતાના રિપોર્ટ સાથે માજીસ્ત્રેટ ઉપર મોકલવું.

**ટીકા**—સાહેદીઓના મુચરકા લેવાનો નમુનો પરીશીષ્ટમાં ૫ મા નંબર ૨૬ નો છે.

**મુકરર કરેલા દીવસે.**—મુચરકો તોહમતદારને બંધન કારક થવાને તેણે કોર્ટમાં કયા દીવસે હાજર થવું એ બતાવવું જોઇએ રાણી વી. પુરાન જાલાહ ૧૧ વિ. રી. ૪૭.

તારીખ પછી એક મહીને હાજર થવાનો સાહેદીઓનો પોલીસ મુચરકો લઇ શકે નહી. રાણી વી. ભીમ માનજી ૬ વિ. રી. ૫૨ આ કલમ પ્રમાણે ફરીયાદીને સાક્ષીઓના મુચરકા તેઓ પુરાવો આપવા હાજર થાય તે માટે લેવા જોઇએ. રાણી વી. પુરાન જાલાહ ૧૧ વિ. રી. ૪૭.

મુંબાઇ હા. કો. સ. બુ. પાને જણાવ્યું છે કે—જ્યારે અજવાલામાં આવેલી હકીકતો પરથી એવુ એક કામ બનેલુ હોય કે જે અધીકારવાલા માજીસ્ત્રેટની પાસે યોગ્ય રીતે મોકલી શકાય ત્યારે તોહમતવાળાને આ કલમના ઠરાવ પ્રમાણે તેવા માજીસ્ત્રેની તરફ તુરત મોકલવો જોઇએ જો પોલીસને તજવીજને પેહલે ભાગે તોહમતવાળા ઉપરનુ કામ મજબુત માલમ પડેતો ઉપલી કલમમાં દર્શાવ્યા પ્રમાણે તેને એકદમ મોકલી દેવો જોઈએ.

**૧૭૧.** કોઇ પણ ફરિયાદી અથવા શાહેદ માજીસ્ત્રેટની કોરટમાં જતો હોય ત્યારે રસ્તે તેને કોઇ પોલીસ અમલદારની સાથે જવાનું ફરમાવવું નહિ,

ફરિયાદીઓને તથા શાહેદોને પોલીસ અમલદારની સાથે જવાનું ફરમાવવુ નહિ.

અથવા કોઇ પણ ફરિયાદીને અથવા શાહેદને નકામો પ્રતિબંધ અથવા અડચણ કરવી નહિ, અને હાજર થવા બાબત તેના પોતાનાં જાત મુચરકા શિવાય કાંઈ બીજી તારણ આપવાનું તેને ફરમાવવું નહિ;

ફરિયાદીઓને તથા શાહેદોને પ્રતિબધ કરવો નહિ.

પણ એવું ઠરાવ્યું છે કે, ૧૭૦ મી કલમમાં ફરમાવ્યા મુજબ કોઈ પણ ફરિયાદી અથવા શાહેદ હાજર થવાની ના કેહે અથવા

હુકમ નહિ માનનારા ફરિયાદીને અથવા શાહેદને પેહેરામાં આપીને મોકલવાનો અધિકાર છે.

ખત લખી આપવાની ના કેહે તો, જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તે અમલદાર તે ફરિયાદીને અથવા શાહેદને પેહેરામાં આપીને માજીસ્ત્રેટની પાસે મોકલવાને મુખત્યાર છે, અને તે ફરિયાદી અથવા શાહેદ સદરહુ ખત લખી આપે ત્યાંસુધી, અથવા તે કામની સુનાવણી પુરી થાય ત્યાંસુધી, તેને પેહેરામાં અટકાવી રાખવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

તપાસમાં ચલાવેલાં કામનું રોજનામું

૧૭૨. (૧) આ બાબ મુજબ તપાસ કરનારા દરેક પોલીસ અમલદારે તે તપાસમાં ચલાવેલું પોતાનું કામ રોજ રોજ એક રોજનામામાં લખવું, તે મધ્યે પોતાની પાસે ખબર કયા આવી તે વખત, પોતે તપાસ કયારે કરવા માંડી તથા કયારે બંધ કરી તે વખત, જે જે જગાએ પોતે જઈ આવ્યો હોય તેઓનાં નામ, તથા પોતે કરેલી તપાસથી જે જે હકીકત માલમ પડી હોય તેની વિગત, એટલી વાત લખવી.

(૨) પોતાની આગળ જે મુકદમાની ચોકસી અથવા ઈનસાફ ચાલતો હોય તે મુકદમા બાબત પોલીસનાં રોજનામાં હોય તે રોજનામાં મંગાવવાનો, અને તે રોજનામાં તે મુકદમામાં પુરાવા દાખલ નહિ પણ તે ચોકસીમાં અથવા ઈનસાફમાં પોતાને મદદ મળે એટલા સારૂ વાપરવાનો હરકોઈ ફોજદારી કોરટને અખત્યાર છે. તોહોમતવાળાને અથવા તેના મુખત્યારોને તે રોજનામાં મંગાવવાનો હક્ક નથી, અથવા કોરટે તે જોવા લીધાં એટલાજ સબબથી તે જોવાનો તોહોમતવાળાને અથવા તેના મુખત્યારોને હક્ક નથી; પણ જે પોલીસ અમલદારે તે રોજનામાં લખ્યાં હોય તેણે પોતાની યાદદાસ્ત તાજી કરવા સારૂ તે કામમાં લીધાં હોય, અથવા તે પોલીસ અમલદારને ખોટો પાડવા સારૂ કોરટે તે કામમાં લીધાં હોય, તો સન ૧૮૭૨ ના હિંદુસ્થાનના પુરાવાના આકટની ૧૬૧ મી અથવા ૧૪૫ મી, જેમ હોય તેમ, કલમના ઠરાવો લાગુ પડશે.

ટીકા—મુંબાઈ હાઈ કોરટ સરકયુલર બુકપાને જાવ્યુ છેકે મહત્વના તમામ કામોમાં અને ખુન તથા ડાકાટીના કામોમાં અવસ્ય કરીને એ દુરસ્ત છે કે—જે પોલીસ અમલદારે તપાસ ચલાવી હોય તેણે તે તપાસ કીધા બદલની હકીકત વિષે સાહેદ તરીકે જરૂર જણાયતો જબાની આપવા સારૂ હાજર થવુ તે પોલીસ અમલદારે તે કામની ડાયરી તથા આ કાયદાની ક. ૧૬૧ મુજબ જે સાહેદોના જવાબ તેણે લખી લીધા હોય તેનુ ટીપણ પણ સાથે લેતા આવવુ અને તે ટીપણ કદાચ ડાયરીથી જુદુ રાખેલુ હોય તોપણ તે ઉપર તેનો ઉલેખ હોવો જોઇએ અને તે ભાગ છે એમ ગણવું જોઈએ જ્યારે જ્યારે પોલીસ અમલદારને સવાલ કરવાના આધાર તરીકે—ડાયરીનો ઉપયોગ કરવામાં આવે ત્યારે ત્યારે તેનો ઇન્તેખાબ કામના દફતર સાથે રાખવો જોઇએ સાહેદોના જવાબનુ ટીપણ મુકદમામાં દાખલ કરવુ એવો સામાન્ય નિયમ નથી.

**પુરાવા દાખલ નહી.** પોલીસની રોજની નોધ વાસ્તવીક રીતે કાયદેસર પુરાવામાં મુકવી નહી અથવા જ્યુરીને વાંચી સંભળાવવી નહી. રાણી વી. હરદત ૮ વિ. રી. ૬૮. પોલીસનો રીપોર્ટ એ તેમાં લખેલી હકીકતનો પુરાવો નથી પણ પોલીસના માણસનો પુરાવો જે માજીસ્ત્રેટની આગળ થયો હોય તેને જુઠો પાડવાને કે ખુલાસો કરવાને માટે તે ધ-

બીજા મજબુત પુરાવો છે તેથી કરી તોહમતદારને પોલીસના માણસે કોર્ટમાં જે પુરાવો આપ્યો હોય તેને જુઠો પાડવાને કે તફાવત બતાવવાને માટે મંગાવી રજુ કરાવવાનો તોહમતદારને ખુલી રીતે અધીકાર છે. મહેશચંદરની બાબત ૪ બે. લો. રી. ૧ જ્યારે પોલીસ અમલદાર યાદ દાસ્ત તાજી કરવાના ઉપયોગમાં લે અથવા કોર્ટ તેને જુઠો પાડવાના ઉપયોગ સારૂ લે ત્યારે તોહમતદારને જોવાનો હક થાય છે પણ તે પ્રમાણે થતા સુધી નથી કાલીચરનની બાબત ઇ. લો. રી. ૮ ક. ૧૫૪. આ કલમ બતાવી આપે છે કે—રોજનામામાં શું આવવું જોઇએ પણ એવા કાંઈ ઇરાદો નથી કે—પોલીસના અમલદારે મોઢેથી જે તપાસણી સાહેદીઓની કરી હોય તે તેની અંદર આવવી જોઈએ ખરીવાત એકે તેના રોજ નામાના ભાગ તરીકે અમુક સાહેદોને તપાસ્યા પણ ખરીરીતે સાહેદીઓની જુબાની એ પોલીસ અમલદારના રોજ નામાનો ભાગ નથી સ્પેશીઅલ ડાયરીમાં જુબાનીઓ ક. ૧૬૧ મુજબ લખી લીધેલી કાયદા પ્રમાણે એટલે પુરાવા એકટની ક. ૧૪૫ ને ૧૫૯ પ્રમાણે વપરાતી અટકાતી નથી રાણી વી. શેરૂસા ઈ. લો. રી. ૨૦ ક. ૬૪૨.

પોલીસ રોજ નામામાં આ કલમ પ્રમાણે જે લખવું જોઇએ તેમાં ક. ૧૬૧ મુજબ લીધેલી જુબાનીઓ તેમાં આવતી નથી. ગુમુની બાબત ઇ. લો. રી. ૮ ક. ૭૩૯.

સેસન જડજને અમુક ખાસ કેસમાં પોલીસની ડાયરી મંગાવી તપાસવી હોયતો તેમ હુકમ કરી શકે છે પણ એવો હુકમ કાઢવા અધીકાર નથી. કે જે કેસ કમીટ કરવામાં આવે અથવા જેની અપીલ કરવામાં આવે તેવા દરેક કેસમાં માજીસ્ત્રેટના દફતર સાથે મોકલવી ને તેવો કાઢેલો હુકમ ગેરકાયદે છે. આ કલમ મુજબ જે ડાયરી બતાવી હોય તેમાં કોઈ સાહેદની જુબાની લખી લીધી હોય તેની નકલમાં ગવાનો હક નથી કેસની ખાસ અમુક બાબતની સફાઈ થવા અને સરકાર તથા તોહમતદાર વચેના કેસનો ઇનસાફ કરવાની ખાતર કોર્ટને તે ડાયરીનો ઉપયોગ કરવાનો અધીકાર છે પણ પુરાવા દાખલ સ્પેશીઅલ ડાયરીમાં લખેલી હકીકત માટે કોઈ દીવસ તે પુરાવા દાખલ વાપરવી નહી. કોર્ટ સ્પેશીઅલ ડાયરી જે પોલીસ અમલદારે તે બનાવી હોય તેને જુઠો પાડવાને કે જે સાહેદો યાદદાસ્ત તાજી કરવાના ઉપયોગમાં લીધી હોય તેને જુઠો પાડવાને માટે તેનો ઉપયોગ કરી શકે છે ને જો કોર્ટ તેમ ઉપયોગ કરે તો તેટલા પુરતી તોહમતદારને ને તેના વકીલને જોવાનો હક છે તેથી ફુલબેન્ચે ઠરાવ્યુકે—તપાસ કરનાર પોલીસ અમલદાર ક. ૧૬૧ મુજબ લીધેલી જુબાનીઓ સ્પેશીઅલ ડાયરીમાં લખી છે ને તે ભાગ ડાયરીનો ભાગ ગણવો જોઈએ અને તે ભાગને ડાયરીમાં લખેલી બીજી હકીકતની માફક તેને ગણવી જોઈએ. બાનરજી અને આલકમન જડજે ઠરાવ્યું કે—ક. ૧૬૧ મુજબ લીધેલી જુબાનીઓ સ્પેશીઅલ ડાયરીમાં લખવી એવો કાયદા કરનારનો હેતુ નથી ને તેમ છતાં દાખલ કરેતો તેને ડાયરીનો ભાગ ગણવો ન જોઇએ ને તેથી તે ભાગ તોહમતદારને તથા તેના વકીલને જોવાનો હક છે રાણી વી. મનુ ઈ. લો. રી. ૧૯ અ. ૩૯૦.

પોલીસ ચાર્જસીટની નકલ અથવા તેના ઇન્તિખાબની નકલ તોહમતદારે માગેલી જે માજીસ્ત્રેટે આપવાની ના પાડેલી હાઈકોરટે ઠરાવ્યું કે રીવીઝનમાં તેવા હુકમની દરમીયાન નહી આવે. રાણી વી. વેનકટરાટનમ પાનટું લું ઈ. લો. રી. ૧૯ મ ૧૪ ક. ૧૬૧ પ્રમાણે જે જુબાનીયો લખી લીધી હોય ને આ કલમ મુજબ.તે પોલીસ ડાયરીનો ભાગ ન હોયતો તોહમતદારને તે મંગાવવાનો તપાસવાનો અને તેપર સાક્ષીને ક્રોસ કરવાનો હક છે રાણી વી. ભીખુખાન ઈ. લો. રી. ૧૬ ક. ૬૧૦

૧૭૩ (૧) આ બાબ પ્રમાણે દરેક તપાસ નકામી ઢીલ ન કરતાં પુરી કરવી જોઈયે, અને તે પુરી થઇ રેહે કે તુરત, જે અમલદારના હવાલામાં તે પોલીસ થાણું હોય તેણે સ્થાનિક સરકારે ફરમાવેલા નમુના મુજબ એક રિપોર્ટ જે માજીસ્ત્રેટને પોલીસ રિપોર્ટ ઉપરથી તે ગુન્હો સાંભળવાનો અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટની પાસે મોકલવો, તેમાં પક્ષકારોનાં નામ ખબરનો પ્રકાર તથા જે શખસો તે મુકદમાની હકીકતથી વાકેફ જણાતા હોય તેઓનાં નામ, એ વિગત લખવી, અને તોહોમતવાળા શખશને પેહેરામાં આપીને મોકલ્યો છે કે તેને તેનાં ખત ઉપરથી છુટો કર્યો છે અને અગર તેને એ પ્રમાણે છુટો કર્યો હોય તો, જામીન સાથે કે જામીન વગર તેમ કર્યું છે, તેપણ લખવું.

પોલીસ અમલદારનો રીપોર્ટ,

(૨) જ્યારે ૧૫૮ મી કલમ પ્રમાણે કોઇ ઊંચા દરજાના પોલીસ અમદારને નીમ્યો હોય ત્યારે સદરહુ રીપોર્ટ જે પ્રસંગોમાં સ્થાનિક સરકાર સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને તેમ કરવાનું ફરમાવે તે પ્રસંગોમાં તે અમલદારની મારફત મોકલવો જોઇયે, અને માજીસ્ત્રેટનો હુકમ થતાં સુધી, જે અમલદારના હવાલામાં તે પોલીસ થાણુ હોય તે અમલદારને વધારે તપાસ કરવાનું ફરમાવવાને સદરહુ અમલદાર મુખત્યાર છે.

(૩) આ કલમ પ્રમાણે મોકલેલા રિપોર્ટ ઉપરથી જ્યારે એમ જણાય કે તોહોમતવાળાને પોતાના ખત ઉપરથી છુટો કર્યો છે, ત્યારે તે માજીસ્ત્રેટે તે ખત રદ કરવાનો અથવા બીજી રીતનો જે હુકમ પોતાને વાજબી લાગે તે હુકમ કરવો.

ટીકા—ઈ. લો. રી. ૨૦ મ. ૧૮૯ રાણી વી. અરૂમુગમના કામમાં કોલીન અને બેનસન જડજે ઠરાવ્યું કે—આ કલમ મુજબના રીપોર્ટ પુરાવા એકટની ક. ૭૪ મુજબ સાર્વજનીક દસ્તાવેજ નથી ને તેથી તોહમતદારને રીપોર્ટની નકલ માગવાનો હક નથી શેપર્ડ અને સુબ્રામનીઆ આર જડજે ઠરાવ્યું કે—પુરાવા એકટની ક. ૭૪ મુજબ સાર્વ જનીક દસ્તાવેજ છે અને તેથી તે કાયદાની ક. ૭૬ મુજબ તોહમતદારને નકલ માગવાનો તેનો હક છે

૧૭૪ (૧) જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય તે અમલદારને અથવા તે કારણ સારૂ સ્થાનિક સરકારે નિમેલા બીજા દરેક પોલીસ અમલદારને એવી ખબર મળે કે.—

આતમઘાત વિગેરેની ચોકસી કરીને પોલિસે રિપોર્ટ કરવો.

(અ) કોઇ શખસે આતમઘાત કર્યો છે, અથવા

(બ) કોઇ શખસને કોઇ બીજા શખસે અથવા કોઇ જાનવરે મારી નાંખ્યો છે અથવા કોઇ સખસ સંચાથી અથવા અકસ્માતથી મરણ પામ્યો છે; અથવા

(ક) કોઇ શખસ એવી રીતે મરણ પામ્યો છે કે તે ઉપરથી કોઈ બીજા શખસે ગુન્હો કર્યાનો વાજબી શક ઉત્પન્ન થાય છે,

એટલે તુરત તે અમલદારે પાસેમાં પાસેના જે માજીસ્ત્રેટને *ઈનકવેસ્ટ ભ-

* કાંઇપિણ ચોકસી અથવા તપાસ; વિશેષે કરીને અકસ્માતથી અથવા બીજી રીતે આકસ્મિક મરણ નિપજ્યું હોય ત્યારે.

રવાનો અધિકાર આપ્યો હોય તે માજીસ્ટ્રેટને તે બાબત ખબર આપવી અને સ્થાનિક સરકારે કરેલી કોઇ પણ કાનુનની અથવા જીલ્લા માજીસ્ટ્રેટના અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટના કોઇ પણ સામાન્ય અથવા વિશેષ હુકમથી બીજી રીતે ફરમાવ્યું ન હોય તો જે જગાએ સદરહુ મરેલા શખસનું મડદું હોય તે જગાએ જવું અને ત્યાં પડોસમાંના બે અથવા વધારે આબરૂદાર રેહેવાસીઓની સમક્ષ તપાસ કરીને મોતનાં દેખઈતાં કારણનો રિપોર્ટ તૈયાર કરવો, અને તેમાં તે મુડદાં ઉપર જે જખમ, ભાંગેલાં અવયવ ચગદાયાની તથા નુકશાનની બીજી નિશાનીઓ માલમ પડે તેનું વર્ણન કરવું, તથા શી રીતે અથવા કેવાં (જો હોય તો) શસ્ત્રવડે અથવા હથિયારવડે સદરહુ નિશાનીઓ કરેલી જણાય છે તે લખવું.

(૨) તે રિપોર્ટપર તે પોલીસ અમલદારે તથા બીજા શખસોએ અથવા તેઓમાંના જેટલાનો વિચાર તેમાં લખ્યા પ્રમાણે હોય તેટલાઓએ સહી કરવી, અને પછી તુરત તે રિપોર્ટ જીલ્લા માજીસ્ટ્રેટની પાસે અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટની પાસે મોકલી દેવો.

(૩) જ્યારે મોતના કારણ સબંધી કાંઇપણ શક હોય, અથવા જ્યારે બીજા કોઇપણ કારણસર પોલીસ અમલદાર તેમ કરવું યોગ્ય ધારતો હોય, ત્યારે આ બાબત સ્થાનિક સરકાર જે જે કાનુનો ફરમાવે તે તે કાનુનોને અનુસરીને, તે પોલીસ અમલદારે તે મુડદું પાસેમાં પાસેનાં સિવિલ સરજન પાસે તપાસાવવા સારૂ અથવા આ બાબત સ્થાનિક સરકારે બીજા જે યોગ્ય વૈદ્યકીય શખસને નિમ્યો હોય તે શખસ પાસે તપાસાવવા સારૂ મોકલી દેવું. પણ હવા તરફ જોતાં તથા કેટલે દુર તે મુડદુ મોકલવું છે તેનો વિચાર કરતાં એમ જણાય કે સદરહુ તપાસ નિરૂપયોગી થઈ પડે એવી રીતે તે મુડદું રસ્તે જતાં સડી જવાનો ભય નથી તો એ પ્રમાણે મોકલવું.

(૪) મદ્રાસ ઈલાકામાં તથા મુંબઈ ઇલાકામાં આ કલમ પ્રમાણે તપાસ કરવાનો અધિકાર ગામના મુખીને છે, અને પછી તે મુખીએ પાસેમાં પાસેના જે માજીસ્ટ્રેટને ઈનકવેસ્ટ ભરવાનો અધિકાર મળ્યો હોય તે માજીસ્ટ્રેટને તે તપાસના પરિણામનો રિપોર્ટ કરવો.

(૫) હેઠળ લખેલા માજીસ્ટ્રેટોને ઈનકવેસ્ટ ભરવાનો અધિકાર આપ્યો છે, એટલે હરકોઇ જીલ્લા માજીસ્ટ્રેટ અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટ, તથા જે માજીસ્ટ્રેટને આ બાબત સ્થાનિક સરકારે અથવા જીલ્લા માજીસ્ટ્રેટે વિશેષે કરીને અધિકાર આપ્યો હોય તે માજીસ્ટ્રેટ.

ટીકા—સુધારો "અથવા તે કારણ સારૂ સ્થાનીક સરકારે નિમેલા બીજા દરેક પોલીસ અમલદારને" આ શબ્દો નવીન ઉમેરવામાં આવ્યાં છે.

માણસોને બોલાવવાનો અખત્યાર.

૧૭૫ (૧) કલમ ૧૭૪ મુજબ કામ ચલાવનારા પોલીસ અમલદારને, સદરહુ તપાસ કરવા સારૂ ઉપર કહ્યા પ્રમાણે બે અથવા વત્તાં માણસોને, અને તે કામની હકીકતથી બીજું જે માણસ વાકેફ જણાતું હોય તે માણસને, હુકમ લખીને, બોલાવવાનો અખત્યાર છે. એ પ્રમાણે બોલાવે-

લો દરેક માણસ હાજર થવાને અને સવાલોના જવાબ દેતાં કાંઈ ફોજદારી ગુન્હાનું તોહોમત પોતાની ઉપર આવી પડે, અથવા કાંઈ દંડ અથવા ગુન્હેગારી આપવી પડે એવા સવાલો સિવાય બીજા સઘળા સવાલોના ખરા જવાબ દેવાને બંધાયલો છે એમ સમજવું"

(૨) હકીકત ઉપરથી એવો કોઇ કાગ્નિઝેબલ ગુન્હો દેખાતો ન હોય કે જેને ૧૭૦ મી કલમ લાગુ પડતી હોય, તો તે માણસોને માજીસ્ત્રેટની કોરટમાં હાજર થવાનું તે પોલીસ અમલદારે ફરમાવવું નહિ.

મોતનાં કારણની ચોકસી.માજીસ્ત્રેટે કરવી.

૧૭૬. (૧) જ્યારે કોઇ શખસ પોલીસના હવાલામાં હોય તેવામાં તે મરણ પામે, ત્યારે પાસેમાં પાસેના જે માજીસ્ત્રેટને ઇનકવેસ્ટ ભરવાનો અધિકાર મળ્યો હોય તેણે, તે પોલીસ અમલદારે કરેલી તપાસને બદલે અથવા તે ઉપરાંત મોતનાં કારણની ચોકસી કરવી, અને ૧૭૪ મી કલમની પેટા કલમ (૧) ની (અ), (બ) અને (ક) રકમોમાં કહેલી બીજી કોઈ પણ બાબતમાં, જે માજીસ્ત્રેટને એ પ્રમાણે અધિકાર મળ્યો હોય તે માજીસ્ત્રેટ તે પોલીસ અમલદારે કરેલી તપાસને બદલે અથવા તે ઉપરાંત મોતનાં કારણની ચોકસી કરવાને મુખત્યાર છે; અને તે એ પ્રમાણે ચોકસી કરે તો, કોઈ ગુન્હાની ચોકસી કરવા બાબત તેને જેટલો અધિકાર હોય તેટલો સઘળો અધિકાર તેને સદરહુ પ્રકારની ચોકસી કરવા બાબત છે એવું સમજવું. સદરહુ પ્રકારની કોઇ ચોકસી કરનારા માજીસ્ત્રેટે તે ચોકસીના સંબંધમાં પોતે લીધેલો પુરાવો, કામની હકીકત પ્રમાણે, આ કાયદામાં આગળ કહેલી રીતો માંહેની ગમે તે રીતે દફતરમાં દાખલ કરવો.

દાટેલું મુડદું ખોદી કાઢવાનો અધિકાર.

(૨) જે શખસનું મુડદું દાટી દીધું હોય તે શખસના મોતનું કારણ શોધી કહાડવા માટે તેના મુડદાની તપાસ કરવાનું જ્યારે એવો માજીસ્ત્રેટ યોગ્ય ધારે ત્યારે, તે મુડદું ખોદી કહાડવાને તથા તેની તપાસ કરાવવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.



# ભાગ ૬ ઠો.

## ચાલેલા મુકદમામાં કામ ચલાવવા બાબત.

## બાબ ૧૫ મો.

## ચોકસી તથા ઈનસાફ કરવામાં ફોજદારીકોરટોની હકુમત બાબત.

### અ.—ચોકસી અથવા ઈનસાફ કરવાની જગા.

ચોકસી તથા ઈનસાફ કરવાની મામુલ જગા.

૧૭૭. દરેક ગુન્હાની ચોકસી તથા ઈનસાફ જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તે ગુન્હો કર્યો હોય તે કોરટે ઘણું કરીને કરવો.

**ટીકા**— આ કલમમાં બતાવેલો નિયમ સામાન્ય છે, અને ખાસ બીજા કાયદામા તે બાબત ઠરાવ કરેલા છે તે માટે નિચેના કાયદા જુઓ સને ૧૮૮૭ નો ૧૪ મો ઈંડીઅન મરીન બાબત એકટની ક. ૪૪ સને ૧૮૯૦ નો ૯ મો ઈંડીઅન રેલવે એકટની કલમ ૧૩૧ સને ૧૮૯૫ નો ૧૪ મો પીલગ્રી મશીપ બાબતનો એકટની ક. પર સને ૧૮૮૯ નો ૧૦ મો ઈંડીઅન પોરટસ એકટની ક. ૬૦ તથા જુઓ માગવાઅર ઇ. લો. રી. ૫ ક. ૧૨૪.

**સ** નામના સખસ માટે **બ**એ બ્રીટીશ ઈંડીઆમાં મજુરી કરવાનો કરાર પર હદમાં કરેલો તેને પર હદમાં પકડયો અને બ્રીટીશ ઇંડીઆમાં લાવવામાં આવ્યો સને ૧૮૫૯ ના ૧૩ મા કાયદા પ્રમાણે તેની સામે કામ ચલાવવામાં આવ્યું ઠરાવ્યું કે—બ્રીટીશ કોરટને હકુમત નથી સીધા વી. બીલગીરી ઈ. લો. રી. ૭ મ. ૩૫૪.

આ કલમના ઠરાવો વિરૂધ જે સેસન કોરટને વિષયક હકુમત નહોય ત્યાં કમીટ કરવા નો હુકમ કર્યો ઠરાવ્યું કે—તેવી ભુલથી અન્યાય ન થયો હોય તો કમીટનો હુકમ રદ થઈ શકે નહી. થાકુ વી. રાણી ઇ. લો. રી. ૮ મુ. ૩૧૨.

મુકદમાનો ઇનિસાફ જુદી સેશન તુકડીઓમાં કરવાનું ફરમાવવાનો અધિકાર.

**૧૭૮. ૧૭૭ મી કલમમાં ગમે તે કહ્યું હોય તે છતાં, ફલાણા જીલ્લામાં ઈનસાફ કરવા સારૂ કમિટ કરેલા ફલાણા ફલાણા મુકદમાનો અથવા ફલાણા વર્ગના મુકદમાનો ઇનસાફ ફલાણી સેશન તુકડીમાં કરવાનો અધિકાર છે એવો હુકમ ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.**

**પણ એવું ઠરાવ્યું છે કે સન ૧૮૬૧ ના હિંદુસ્થાનની હાઇકોરટો બાબતના આકટની ૧૫ મી કલમ પ્રમાણે અથવા આ કાયદાની પર૬ મી કલમ પ્રમાણે હાઇકોરટે કોઈ હુકમ અગાઉથી કાહાડયો હોય તેની વિરૂધ્ધ સદરહુ હુકમ હોવો નહિ જોઇયે.**

**ટીકા**—પારેગ્રાફ બીજામાં આ પ્રમાણે શબ્દો હતા તે કાઢી નાંખ્યા છે " વીકટોરીયા ના ૨૪ તથા ૨૫ મા વર્ષના સ્ટાટચ્યુટના ૧૦૪ ના બાબની " તેને બદલે આ કલમમાં નિચે ના શબ્દો મુકયા " સને ૧૮૮૬ ના હીંદુસ્થાનની હાઇકોરટો બાબતની આકટની" રેકાર્ડના રંગુનની કોર્ટમાંથી કમીશનરની કોર્ટમાં કેસ ટ્રાન્સફર કરવાનો આ કલમ પ્રમાણે અધીકાર નથી પણ રંગુનની ડીસ્ટ્રીકટમાંથી પેગુની ડીસ્ટ્રીકટ કોર્ટમાં ટ્રાન્સફર કકવાનો સ્થાનીક સરકારને અખત્યાર છે રાણી વી. નાગા થામંગ ઈ. લો. રી. ૧૦ ક. ૬૪૩.

જે જીલ્લામાં કૃત્ય કર્યું હોય, અથવા જે જીલ્લામાં પરિણામ થયું હોય ત જીલ્લામાં તોહોમતવાળાનો ઇનસાફ થઈ શકશે.

**૧૭૯. કાંઈ વસ્તુ કર્યાના સબબથી, અને તેનુ કાંઈ પરિણામ થયું હોય તે સબબથી, કાંઈ ગુન્હો કર્યાનું તોહોમત કોઈ શખસ ઉપર આવ્યું હોય, ત્યારે જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં એવી કોઇ પણ વસ્તુ કરી હોય અથવા એવું કોઈ પણ પરિણામ થયું હોય તે કોરટને તે ગુન્હાની ચોકસી અથવા ઈનસાફ કરવાનો અધિકાર છે.**

## દષ્ટાંતો

**(અ) અ નામનો શખસ ક્ષ કોરટની હકુમતની સ્થાનિક હદમાં જખમી થયો અને તે ઝ કોરટની હકુમતની સ્થાનિક હદમાં મરણ પામ્યો. અ ના શિક્ષણીય મનુષ્યવધના ગુન્હાની ચોકસી અથવા ઈનસાફ ક્ષ ને અથવા ઝ ને કરવાનો અખત્યાર છે.**

(ખ) અ નામનો સખસ ક્ષ કોરટની હુકુમતની સ્થાનિક હદમાં જખમી થયો અને દસ દહાડાસુધી ય કોરટની હુકુમતની સ્થાનિક હદમાં અને બીજા દસ દહાડા સુધી ઝ કોરટની હુકુમતની સ્થાનીક હદમાં રહયો, અને ય કોરટની કે ઝ કોરટની હુકુમતની સ્થાનિક હદમાં તેનાથી પોતાનો મામુલ ધંધો કરાયો નહિ, અ ને મહાવ્યથા કરવાના ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ ક્ષ ને અથવા ય ને અથવા ઝ ને કરવાનો અખત્યાર છે.

(ક) અ નામના શખસને નુકસાન કરવાનો ભય ક્ષ કોરટની હુકુમતની સ્થાનિક હદમાં ઉત્પન્ન કર્યો, અને જે માણસે એને ભય ઉત્પન્ન કર્યો તેને તે કારણથી માલ સ્વાધીન કરવાને ય કોરટની હુકુમતની સ્થાનિક હદમાં અ લલચાયો, અની ઉપર જબરાઈથી કહાડવાનો ગુન્હો કર્યો તેની ચોકસી અથવા ઇનસાફ ક્ષ ને અથવા ય ને કરવાનો અખત્યાર છે.

(ડ) અ વડોદરાના દેશી સંસ્થાનમાં જખમી થયો, અને તે જખમોથી તે પુનામાં મરી ગયો. બ નું મરણ નિપજાવવાના ગુન્હાની ચોકસી તથા ઈનસાફ પુનામાં કરવાનો અખત્યાર છે.

**ટીકા**—" તે વસ્તુ " અને " તે પરીણામ " આ શબ્દો કાઢી નાંખી એવી કોઇપણ વસ્તુ અને એવું કોઇ પરીણામ આ શબ્દો મુકયા છે દ્રષ્ટાંત છેલુ નવું વધાર્યુ છે અને તે પરથી એમ જણાય છે કે–રાણી સરકાર સાથે મૈત્રી ધરાવનાર દેશી સંસ્થાનમાં ગુન્હો કરવામાં આવ્યો હોય અને તેના પરીણામ બ્રીટીશ હીંદુસ્થાનમાં થાય ત્યારે બ્રીટીશ ઇંડીયામાં કામ ચલવાય. રાણી. વી. પીરતાઇ ૧૦ મુ. હા. કો. રી. ૩૨૬માં ઠરાવેલું કે—આ કાયદો બ્રીટીશ ઇંડીયામાં લાગુ છે અને આ કલમનો ભાવાર્થ એમ દેખાય છે કે—બ્રીટીશ કોર્ટની હકુમતમાં વસ્તુ કરી હોય તે પર હદમાં રહેનારા કોઇ પારકા રાજ્યના માણસે ગુન્હો કરવાની ઉશકેરણી કરી અને તે ઉશકેરણીથી ગુન્હો ઇંગ્રેજી હદમાં બન્યો તેમાં ઠરાવેલુ કે—આ કોડમાં બતાવેલા કોઈ પણ ડીસ્ત્રીકટમાં ઉશકેરણી થએલી નહી હોવાથી ઉશકેરનાર માણસ આ કાયદાની બનેલી કોઈ પણ ઇંગ્રેજી કોર્ટને જવાબદાર નથી.

**પરિણામ થયુ હોય**–કીસબણનો ધંધો કરવા એક છોકરીમે વેચાણ લઈ કબજે રાખી. તે ગુન્હો જ્યાં વેચાણ રાખી કબજે લીધી ત્યાં પુર્ણ થઇ જાય છે તેથી કરી દેશી રાજ્યમાં તેવા ઇરાદાથી કબજે લીધી ને પછે બ્રીટીશ ઇંડીયામાં લાવવામાં આવી ઠરાવ્યુ કે—માજીસ્ત્રેટને કમીટ કરવાની સત્તાનથી રાણી વી. લછમન ઈ. લો. રી. ૧ મુ. ૩૪૦ (૧ લી. રી. પા. ૧)

કે જે કંપનીની ઑફીસ કાનપુરમા છે તેની નોકરીમા બ છે તેની સામે ક. ૪૦૮ પ્રમાણે વિશ્વાસ ઘાતનુ તોહમત છે ફરીયાદ એવી હતી કે બના કબજામા બંગાલામા કેટલોક માલ કંપનીની વતી હતો. તે માલ કાનપુર મોકલવા કીધો તે મોકલ્યો નહી ને તેનો હીસાબ પણ આપ્યો નહી ને કંપનીને નુકશાન થયું ઠરાવ્યું કે—ફરીયાદની હકીકત પરથી કાનપુરની કોર્ટને હકુમત છે બનાકૃત્યથી કંપનીને નુકસાન કાનપુરમા થયું છે ઓબ્રીયાન ઇ. લો. રી ૧૯ અ. ૧૧૧ લાઇબિલના કેસની તપાસ જ્યાં તે લખાણ થયુ હોય ત્યાં અથવા જ્યાં એ લખાણ પ્રગટ થયુ હોય ત્યાં થઈ શકે છે એક માણસે બીજા માણસને કાગળદ્વારે ગુન્હો કરવાની ઉસકેરણી કરે તો

ઉસકેરણીથી મદતગારીનો ગુન્હો જેના નામનુ સરનામુ હોય તેને મળે એટલે ત્યાં પુર્ણ થાયછે ને તેથી જ્યાં કાગળ મળે ત્યાં ચોકશી થઈ શકે રાણી વી. શીવો દયાલમાલ ઈ. લો. રી. ૧૯ અ. ૩૮૯

જ્યારે બીજા ગુન્હા સાથે સંબંધ હોવાના સબબથી કાંઈ કૃત્ય ગુન્હો થાય ત્યારે ઈન્સાફ કરવાની જગા.

**૧૮૦.** **જે કૃત્ય ગુન્હો હોય અથવા જે કૃત્યનો કરનાર ગુન્હો કરી શકતો હોય તો તે ગુન્હો થાય તેવાં કાંઈ કૃત્યની સાથે સંબંધ હોવાના સબબથી બીજું કાંઈ કૃત્ય પણ ગુન્હો હોય ત્યારે આ છેલ્લા કહેલા ગુન્હાના તોહોમતની ચોકસી અથવા ઈનસાફ જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં એ બેમાંનું ગમે તે કૃત્ય કર્યું હોય તે કોરટને કરવાનો આધકાર છે.**

## દષ્ટાંતો.

**(અ) મદદગારીનાં તોહોમતની ચોકસી અથવા ઇનસાફ, જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં મદદગારી કરી તે કોરટને, અથવા મદદગારી કરેલો ગુન્હો જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં કર્યો તે કોરટને કરવાનો અધિકાર છે.**

**(બ) ચોરીનો માલ લેવાનાં અથવા રાખવાનાં તોહોમતની ચોકસી અથવા ઇનસાફ જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં માલ ચોર્યો હોય તે કોરટને અથવા તે માલમાંનો કંઈ પણ માલ જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં કોઇપણ વખતે બદદાનતથી લીધો અથવા રાખ્યો હોય તે કોરટને કરવાનો અધિકાર છે.**

**(ક) કોઇ શખસનું હરણ થયું છે એવું જાણીને તે શખસે ગેરવાજબી રીતે સંતાડવાના તોહોમતની ચોકસી અથવા ઇનસાફ, જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં ગેરવાજબી રીતે સંતાડવાનું કામ બન્યું હોય તે કોરટને, અથવા જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તે શખસનું હરણ થયું હોય તે કોરટને કરવાનો અધિકાર છે.**

**ટીકા**—ક. ૧૭૯ નિચે શીવદયાલ માલ ઇ. લો. રી. ૧૬ અ. ૩૮૯ તથા પીરલાતાઇ ૧૦ મુ. હા. કો. રી. ૩૫૯ ના ફેસલા આપ્યા છે તે જુઓ. નેપાલની રૈયતે નેપાલમાં ઢોરોની ચોરી કરી ઇંગ્રેજી રાજ્યમાં લાવ્યા કે જ્યાં એમને પકડી સજા કરી ઠરાવ્યું કે—ચોરીના ગુન્હા માટે રજુઆત ચલાવી શકાય નહી પણ ચોરીની મિલકત બદદાનતથી રાખ્યા બાબત ગુન્હેગાર ઠરાવી શકાય રાણી વી. શંકર ગોપી. ઈ. લો. રી. ૬ ક. ૩૦૭ લાખીયા ગોવીંદ ઈ. લો. રી. ૧ મું. ૫૦ અદીવીગાડુ ઈ. લો, રી, ૧ મ. ૧૭૧ અમુક સખસો બ્રીટીશ પ્રજા છે એમ પુરવાર થયુ નથી ને ડાકાઈટીનો ગુન્હો બ્રીટીશ ઇંડીયામા થએલો તેની મીલકત નેટીવસ્ટેટમા તે લોકોના કબજામા માલમ પડી તેઓએ ડાકાઇટીનો ગુન્હો કરવામા ભાગ લીધો છે તેમ પુરવાર થયું નથી તેમ ચોરીની મિલકત બ્રીટીશ ઇંડીયામા રાખી તેમ પણ પુરવાર થયુ નથી ને ક. ૪૧૨ ના ગુન્હા માટે ગુન્હેગાર ઠરાવ્યા ઠરાવ્યુ કે–બ્રીટીશ કોરટથી ઈનસાફ થઈ શકે નહી કીરપાલસીંગ ઇ. લો. રી. ૯ અ.૫૨૩ તથા બેચર માવા. ૪ મુ. હા. કો. રી. ૩૬

કાયદાસર પેહરામાથી નાશી જવાનો ગુન્હો બ્રીટીશ હિંદુસ્થાનની બહાર કરવામા આવ્યો હોય તો તેને માટે તેનો ઇનસાફ કરવાને માજીસ્ત્રેટને હકુમત નથી ફ્રાનસીસ સુજા. મુ. હા. કો. ક્રી. રૂ. ૨૦ અગષ્ટસને ૧૮૯૫

**૧૮૧ (૧) ઠગ હોવાના, ઠગ થઇને ખુન કરવાના, ડાકાઇટી કરવાના, ખુન કરીને ડાકાઇટી કરવાના, ડાકાઇટોની ટોળીમાં હોવાના, અથવા પેહેરામાંથી નાહાસી જવાના, ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તોહોમતવાળો શખસ હોય તે કોરટને કરવાનો અધિકાર છે.**

ઠગ હોવા બાબત અથવા ડાકાઈટોની ટોળિમાં હોવા બાબત અથવા પેહેરામાંથિ નાહાસી જવા બાબત વિગેરે.

**(૨) સાપરાધ ખોટો ઉપયોગ કરવાના અથવા સાપરાધ વિશ્વાસઘાત કરવાના ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ જે મિલકત બાબત તે ગુન્હો કર્યો હોય તે મિલકતનો કોઇપણ ભાગ જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તોહોમતવાળા શખસે લીધો હોય અથવા રાખ્યો હોય તે કોરટને, અથવા જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તે ગુન્હો કર્યો હોય તે કોર્ટને, કરવાનો અધિકાર છે.**

સાપરાધ ખોટો ઉપયોગ તથા સાપરાધ વિશ્વાસ ઘાત.

**(૩) કંઇપણ વસ્તુ ચોરવાના ગુન્હાની ચોકસી અથવા ઈનસાફ, જે કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં તે વસ્તુ ચોરી હોય અથવા ચોરના કબજામાં હોય અથવા તે ચોરેલી છે એવું જાણ્યા છતાં અથવા એવું માનવાનું કારણ છતાં તે વસ્તુ લેનારા અથવા રાખનારા કોઇપણ શખસના કબજામાં હોય તે કોર્ટને કરવાનો અધિકાર છે.**

ચોરવા બાબત.

**(૪) હરણ કરવાના અથવા ફોસલાવી લઇ જવાના ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ જે કોર્ટની સ્થાનિક હદમાં સદરહુ હરણ કરેલા અથવા ફોસલાવી લઇ ગયેલા માણસનું હરણ કર્યું હોય અથવા તેને ફોસલાવી લઈ ગયા અથવા સંતાડી રાખ્યા હોય અથવા અટકાવી રાખ્યા હોય તે કોર્ટને કરવાનો અધિકાર છે.**

હરણ કરવા બાબત તથા ફોસલાવવા બાબત.

**ટીકા**--" અથવા રાખ્યો હોય " એ શબ્દો તથા પેટા ક. ૪ નવી છે **સ્થાનીક હદમાં** એટલે જે સ્થાનીક હદમા ક્રીમીનલ પ્રેસીજર લાગુ છે તેમા. પરહદનો તેમજ જ્યાં ક્રીમીનલ પ્રેસીજર લાગુ નથી તેનો સમાવેશ થતો નથી. તેમજ ક. ૫૩૧ મા જે ડીસ્ત્રીકટ પેટા તુકડી વીગેરે જણાવ્યા છે તેપણ જ્યાં ક્રીમીનલ લાગુ છે તેવા સમજવા- બીચીટ્ર નંદદાસ ઈ. લો. રી. ૧૯ ક. ૬૬૭

રાજકોટ સીવીલસ્ટેશન એ બ્રીટીશ ઇંડીયા મા ૨૧ મા તથા ૨૨ મા વર્ષના ચાપટર ૧૦ પ્રમાણે નથી. દેશી સંસ્થાનની રઇઅતે રાજકોટમાં ચોરી કરી અને થાણામા ચોરીની મિલકત માલમ પડી. ઠરાવ્યુ કે-જ્યારે બ્રીટીશ ઈંડીયામા ચોરી થઈ નથી અને રઇઅત જ્યારે દેશી સંસ્થાનની છે તેથી થાણાની કોર્ટને ક. ૩૮૧ ના ગુન્હા માટે ચોકશી ચલાવવાનો અધીકાર નથી પણ ક. ૪૧૦ પ્રમાણેના ગુન્હા માટે ચલાવી શકે રાણી વી. અબદુલ લતીફ ઈ.

લો. રી. ૧, મુ. ૧૮૬ તોહમતદારે મિલકતની ચોરી પરહદમા કરી. પણ તે મિલકત સાથે બ્રીટીશહદમા પકડાયો ઠરાવ્યુ કે–ચોરીના ગુન્હા માટે કેદીની રજુઆત ચલાવવાનો અધીકાર મલતો નથી રાણી વી. અડવી. ગડુ ઈ. લો. રી. ૧ મ. ૧૭૧

**૧૮૨. ઘણાંએક સ્થાનિક ક્ષેત્રોમાંનાં કયાં સ્થાનિક ક્ષેત્રમાં ગુન્હો થયો તેનો નિશ્ચય નહિ હોય ત્યારે, અથવા**

ગુન્હાનું સ્થળ નક્કી ન થાય અથવા એકજ જીલ્લામાં ગુન્હો થયો ન હોય અથવા ગુન્હો ચાલુ રહે તેવો હોય અવથા ઘણાં એક કૃત્યો મળીને ગુન્હો થયો હોય ત્યારે ચોકસી અથવા ઇનસાફ કરવાની જગા.

**ગુન્હાનો કાંઈક ભાગ એક સ્થાનિક ક્ષેત્રમાં અને કાંઇક ભાગ બીજા સ્થાનિક ક્ષેત્રમાં થયો હોય ત્યારે, અથવા**

**ગુન્હો ચાલુ રહે તેવો હોય અને એક કરતાં વત્તા સ્થાનિક ક્ષેત્રોમાં તે કરવાનું ચાલુ રહેલું હોય ત્યારે અથવા**

**જુદા જુદા સ્થાનિક ક્ષેત્રોમાં કરેલાં ઘણાંએક કૃત્યો મળીને એક ગુન્હો થયો હોય ત્યારે.**

**સદરહુ પ્રકારનાં ગમે તે સ્થાનિક ક્ષેત્ર ઉપર જે કોરટને હકુમત હોય તે કોરટને તે ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ કરવાનો અધિકાર છે.**

**ટીકા**—સ્થાનીક ક્ષેત્ર માટે જુઓ ૭. લો. રી. ૧૬ ક. ૬૬૭ તથા બાપુદાલ દી. ઈ. લો. રી. ૫ મ. ૨૩

**૧૮૩. કાંઈ ગુન્હો જ્યારે ગુન્હેગાર મુસાફરી અથવા સફર કરતો હોય ત્યારે કર્યો હોય તે ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ, ગુન્હેગાર અથવા જે શખસની વિરૂદ્ધ અથવા જે વસ્તુન સંબંધમાં તે ગુન્હો કર્યો હોય તે શખસ અથવા વસ્તુ એ પ્રત્યેક તે મુસાફરી અથવા સફર કરતાં કરતાં જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં થઈને અથવા હદમાં ગયાં હોય તે કોરટને કરવાનો અધિકાર છે.**

મુસાફરીમાં કરેલો ગુન્હો.

**ટીકા—મુસાફરી અથવા સફર કરતો હોય ત્યારે** મુસાફરીમાં થોડો વખત એક ગામમાં મુકામ કર્યો હોય તો તેટલાથી મુસાફરી પુરી થઈ એમ ગણાતુ નથી ચીતાગોંગ તરફ હંકારવામાં આવેલા મછવામાંથી ઉતરીને શંભુગંગી અગાડી મુકામ કરવાની દરમીયાન પૈસાની થેલી ચોરયાનુ તોહમત મુકેલુ તેની તજવીજ ટીપરાહ અથવા ચીનગાંગમાં થવી જોઈએ કે નહી એ વિષેનો સ્વાલ ઉઠવાથી ઠરાવ્યુકે–મુકામ કરવાથી મુસાફરીમા તુટ પડી ગણાતી નથી. તેથી તજવીજ ચીનગાંગમાં કરવી જોઇએ રાણી વી. અબદુલ અલી ૨૫ વિ. રી. ૪૫૦ આ કલમ પ્રમાણેની મુસાફરી તોહમતદારે અને ફરીયાદી એ ભેગી કરેલી હોવી જોઇએ ને તે કોઇ ઠેકાણેથી જુદી પડયા વગર કરેલી હોવી જોઇએ. ચારાન અય ૧૩ એ. લો. રી. ૪ હીરામન ૨૧ વિ. રી. ૬૪ માલોની ૧ મ. હા. કો. રી. ૧૯૩

૧૮૪. રેલવે, ટેલિગ્રાફ, પોસ્ટ આફીસ-અથવા હથિયાર તથા યુદ્ધસામગ્રી સંબંધી હરકોઈ ચાલુ કાયદાના ઠરાવો વિરૂદ્ધ સઘળા ગુન્હાઓની ચોકસી અથવા ઇનસાફ ઇલાકાના મુખ્ય શેહેરમાં કરવાનો અધિકાર છે, પછી તે ગુન્હો સદરહુ શેહેરમાંહે કરેલો છે એવું જણાવ્યું હોય કે નહિ હોય તોપણ;

રેલવે, ટેલિગ્રાફ, પોસ્ટ આફીસ તથા હથિયાર સંબંધી આકટોની વિરૂદ્ધ ગુન્હા.

પણ એવું ઠરાવ્યું છે કે ગુન્હેગાર તથા તેની ઉપર મુકદમો ચલાવવા માટે જરૂરના સઘળા શાહેદો સદરહુ શેહેરમાં માલમ પડવા જોઇયે.

૧૮૫. (૧) જ્યારે જ્યારે ફલાણા ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ આ બાબમાં પાછળ કહેલા ઠરાવો પ્રમાણે કઇ કોરટે કરવો તે બાબત કાંઇપણ સંશય પડે, ત્યારે ત્યારે જે હાઇકોરટની અપેલેટ ફોજદારી હકુમતની સ્થાનિક હદમાં ગુન્હેગાર ખરેખર હોય તે હાઇકોરટ તે ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ કઈ કોરટે કરવો તે ઠરાવવાને મુખત્યાર છે.

કયા જીલ્લામાં ચોકસી અથવા ઇનસાફ કરવો તેમાં સંશયને પ્રસંગે, હાઇકોરટે ઠરાવવું.

(૨) દક્ષિણ બ્રહ્મદેશમાં, જ્યારે ગુન્હેગાર રાણીની વિલાયતી રૈયત હોય ત્યારે, રંગુનના રિકાર્ડરની કોરટ અને બીજે સઘળે પ્રસંગે, જ્યુડિશિયલ કમિશનરની કોરટ આ કલમનાં કારણો સારૂ હાઈકોરટ છે એમ સમજવું.

૧૮૬. (૧) જ્યારે કોઇ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટને, કોઇ જીલ્લા માજીસ્ત્રેટને, કોઇ પેટા તુકડી માજીસ્ત્રેટને અથવા પેહલા વર્ગના જે માજીસ્ત્રેટને સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટને એવું માનવાનું કારણ જણાય કે પોતાની હકુમતની સ્થાનિક હદમાંહેના કોઇપણ શખસે સદરહુ હદની બાહાર ( પછી બ્રિટિશ હિંદુસ્તાનની અંદર કે બાહાર ) એવો કોઇ ગુન્હો કર્યો છે કે જેની ચોકસી અથવા ઈનસાફ ૧૭૭ થી ૧૮૪ સુધીની કલમો ( એ બન્ને કલમો સુદ્ધાં ) કલમોના ઠરાવો પ્રમાણે, અથવા બીજા હરકોઇ ચાલુ કાયદા પ્રમાણે, સદરહુ હદની અંદર થઇ શકે એમ નથી, પણ જેનો ઇનસાફ કોઈ ચાલુ કાયદા પ્રમાણે બ્રિટિશ હિંદુસ્તાનમાં થઈ શકે એમ છે, ત્યારે તે ગુન્હો જાણે સદરહુ હદમાં થયો હોય એવી રીતે તેની ચોકસી કરવાને, તથા સદરહુ શખસને પોતાની આગળ હાજર થવાની આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે જરૂર પાડવાને, તથા સદરહુ ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ કરવાની હકુમત જે માજીસ્ત્રેટને હોય તે માજીસ્ત્રેટની પાસે તે શખસને મોકલવાને, અથવા, સદરહુ ગુન્હો જામીન લઈ શકાય એવો હોય તો સદરહુ માજીસ્ત્રેટની આગળ હાજર થવાસારૂ તેની પાસેથી જામીનસાથે કે વગર જામીને ખત લેવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

સ્થાનિક હકુમતની બાહાર કરેલા ગુન્હા સારૂ સમન અથવા વારંટ કહાડવાનો અધિકાર.

પકડયા પછી માજીસ્ત્રેટે કેમ કરવું.

(૨) જ્યારે સદરહુ હકુમતવાળા એક કરતાં વધારે માજીસ્ત્રેટો હોય અને સદરહુ શખસને કયા માજીસ્ત્રેટની પાસે મોકલવા, અથવા કયા માજીસ્ત્રેટની આગળ હાજર થવાસારૂ બાંધી લેવો, તે બાબત આ કલમપ્રમાણે ચાલનારા માજીસ્ત્રેટની

**ખાત્રી થાય નહિ, ત્યારે હુકમ મળવાસારૂ હાઇકોરટને તે કામનો રિપોર્ટ કરવો.**

ટીકા—જેમ વારટ પોતાની હદમાં રહી કાઢી શકે તેમપરહદમાં રહીને પણ વારંટ કાઢી શકે રાણી વી. લછીયા ઈ. લો. રી. ૧ મુ. ૩૪૦

તાબામાંહેના માજીસ્ત્રેટે વારંટ કહાડયું હોય ત્યારે કેમ કરવું.

**૧૮૭. (૧) ૧૮૬ મી કલમપ્રમાણે કોઈ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ અથવા જીલ્લા માજીસ્ત્રેટ શિવાય બીજા કોઈ માજીસ્ત્રેટે કહાડેલા વારંટ ઉપરથી જો તે શખસને પકડવામાં આવ્યો હોય, તો સદરહુ માજીસ્ત્રેટે તે શખસને જે જીલ્લા અથવા પેટા તુકડી માજીસ્ત્રેટના તાબામાં પોતે હોય તે જીલ્લા અથવા પેટા તુકડી માજીસ્ત્રેટની પાસે મોકલવો, પણ તેવા ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ કરવાની જે માજીસ્ત્રેટને હકુમત હોય તે માજીસ્ત્રેટે જો તે શખસને પકડવા માટે પોતાનું વારંટ કહાડયું હોય, તો તે પકડેલા શખસને જે પોલીસ-અમલદાર તે વારંટ બજાવતો હોય તે પોલીસ-અમલદારને હવાલે કરવો, અથવા જે માજીસ્ત્રેટે તે વારંટ કહાડયું હોય તેની પાસે મોકલવો.**

**(૨) જો તે પકડેલા શખસે જે ગુન્હો કર્યાનું કહેવામાં આવ્યું હોય અથવા કર્યાનો શક આવ્યો હોય તે ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ તેજ જીલ્લામાં ૧૮૬ મી કલમપ્રમાણે ચાલનારા માજીસ્ત્રેટની કોરટ શિવાય બીજી કોઇ ફોજદારી કોરટને કરવાનો અધિકાર હોય, તો સદરહુ માજીસ્ત્રેટે તે શખસને સદરહુ કોરટની પાસે મોકલવો.**

બ્રિટિશ હિંદુસ્તાનની બહાર કરેલા ગુન્હાબાબત બ્રિટિશ રૈયતની જવાબદારી

**૧૮૮. જ્યારે માલિકામાંઆઝમાની હિંદુસ્તાનમાંહેની કોઇ દેશી રઈયત બ્રિટિશ હિંદુસ્તાનની હદની બાહાર તથા પેલીગમ કોઇ પણ જગાએ કાંઇ ગુન્હો કરે, અથવા**

**કોઈ બ્રિટિશ રઇયત હિંદુસ્તાનમાંહેના કોઈ રાજાના અથવા સરદારના મુલકોમાં કાંઇ ગુન્હો કરે, અથવા**

**રાણીનો કોઇ નોકર ( પછી તે બ્રિટિશ રઈયત હોય અથવા ન હોય ) હિંદુસ્તાનમાંના કોઇ રાજા અથવા સરદારના મુલકોમાં કંઇ ગુન્હો કરે,**

**ત્યારે બ્રિટિશ ઇંડિયામાંહેની જે જગાએ તે રઈયત જડી આવે તે જગાએ જાણે તે ગુન્હો કર્યો છે એવી રીતે તે ગુન્હાસંબંધી તેની તજવીજ કરવાનો અધિકાર છે.**

તોહોમતબાબત ચોકસી કરવાની યોગ્યતા સંબંધી પોલિટિકલ એજંટે દાખલો આપવો.

**પણ એવું ઠરાવ્યું છે કે જે મુલકમાં સદરહુ પ્રકારનો કોઈપણ ગુન્હો કર્યાનું કેહેવામાં આવ્યું હોય તે મુલકમાં કોઈ પોલિટિકલ એજંટ હોય તો તેના મતપ્રમાણે તે તોહોમતની ચોકસી બ્રિટિશ હિંદુસ્તાનમાં કરવી જોઇયે એવો દાખલો તે આપે નહિ તો સદરહુ ગુન્હાસંબંધી કોઇપણ તોહોમતની ચોકસી બ્રિટિશ હિંદુસ્તાનમાં કરવી નહિ; અને જ્યાં પોલિટિકલ એજન્ટ ન હોય ત્યાં સ્થાનિક સરકારની મંજુરી મેળવવી જોઇએ.**

**વળી એવું પણ ઠરાવ્યું છે કે આ કલમ પ્રમાણે કોઈપણ શખસની ઉપર કાંઇ પણ કામ ચલાવ્યું હોય તેથી, જો તેજ ગુન્હો બ્રિટિશ હિંદુસ્તાનમાં કર્યો હોત તો તે ગુન્હા બાબત સદરહુ શખસની ઉપર પછીથી કામ ચલાવતાં જેમ અટકાવ થાત તેમજ સદરહુ ચલાવેલા કામથી બ્રિટિશ હિંદુસ્તાનની હદની બાહાર કોઇ પણ મુલકમાં તેજ ગુન્હા સંબંધી સન ૧૮૭૯ ના પરરાજમાંહેની હકુમત બાબતના અને ગુન્હેગારો સ્વાધીન કરવા બાબતના આકટપ્રમાણે આગળ બીજું કામ ચલાવતાં અટકાવ થશે એમ સમજવું.**

**ટીકા**—પેલીગમ એ શબ્દો નવીન છે પારેગ્રાફ બીજો નવીન છે પારેગ્રાફ ચોથામાં નિચેના શબ્દો વધાર્યા છે. "અને જ્યાં પોલીટીકલ એજંટ નહોય ત્યાં સ્થાનીક સરકારની મંજુરી મેળવવી જોઈએ"

**જે જગાએ તે રઇઅત જડી આવે.** તોહમતદારપર ઈ. પી. કો. ક. ૪૦૭ મુજબ અમુક મિલકત તેમના કબજામાં સુપેલી તેનો વિશ્વાસઘાત કર્યા બદલનુ તોહમત છે બધા તોહમતદારો મલીકામાયાજમાની દેશી રઇતમાંના છે. ગુન્હો પોર્ટગીજ રાજ્યમાં કરેલો અને તેઓ બીટીશ ઇંડીયામાં માલમ પડયા ઠરાવ્યુકે–તેઓ જે જગાએથી જડી આવ્યા ત્યાં આગળ આ કલમ પ્રમાણે તેમની ચોકશી ચાલી શકે છે. રાણી વી. ડાહયા ઈ. લો. રી. ૧૩ મુ. ૧૪૭ જડી આવે એ શબ્દનો અર્થ જ્યાં આગળ તે માલમ પડયો એવો લેવો ના જોઇએ પણ જ્યાં તે ખરેખર હોય એવો લેવો જોઇએ મગનલાલ ઇં. લો. રી. ૯ મુ. ૬૨૨. મુંબાઇ સરકાર વી. નટવરરાય ઇં. લો. રી. ૧૬ મુ. ૧૭૮ ના કામમા ઠરાવેલું કે—દેશી રઈયત એ શબ્દમાં રાણીના નોકરનો સમાવેશ થતો નથી. ને તેથી જે નોકર પરહદનો હોય તો તેની બાબતમા કેસ ચલાવવાની સત્તા નથી એમ ઠરાવેલુ. પણ હવે ત્રીજા પારેગ્રાફથી આ ફેંસલો બીન ઉપયોગી જણાય છે. **બ્રિટીશ હિંદુસ્થાનમાં કરવી જોઇએ એવો દાખલો તે આપે નહી તો** રીત પ્રમાણે દાખલો હોવો જોઇએ અને તે ન હોય તો કમીટમેંટ રદ થાય. રાણી વિરૂધ ચંદ્ર ક. વિ. નોટસ સને ૧૮૮૪ પા. ૮૫ સર્ટીફીકેટની પ્રથમ દર્શનીક જરૂર છે. સર્ટિફીકેટની ગેરહાજરી એ ક. ૫૩૨ મુજબ સુધારી શકાય એવી ભુલ નથી ને તેથી પ્રોસીડીંગ ગેરકાયદે થાય છે કાથાપેરૂમલ ઈ. લો. રી. ૧૩ મ. ૪૨૩. આપેલું સર્ટીફીકેટ પાછું ખેંચીલેવાની સત્તા નથી હોરમસજી નસરવાનજી મુ. હા. કો. ક્રી. રૂ. તા. ૧૧–૨–૮૬. જે કેસને આ કલમના ઠરાવો લાગુ પડે છે તે કેસ ચલાવામાં સર્ટીફીકેટની ગેરહાજરી પ્રતીબંધકર્તા થઇ પડે રામસુંદર ઈ. લો. રી. ૧૯ અ. ૧૦૦.

જબાનીની તથા રજું કરેલા કાગળોની નકલો પુરાવામાં લેવાનું ફરમાવવાનો અખત્યાર.

**૧૮૯. જ્યારે જ્યારે ૧૮૮ મી કલમમાં કહેલા કોઈપણ ગુન્હાની ચોકસી અથવા ઈનસાફ ચાલતો હોય ત્યારે ત્યારે, સ્થાનિક સરકારને યોગ્ય લાગે તો જે મુલકમાં સદરહુ ગુન્હો કર્યાનું કેહેવામાં આવ્યું હોય તે મુલકમાંના અથવા તે મુલકના પોલીટિકલ એજંટ અથવા કોઇ જુડિશીયલ (ન્યાય ખાતાના) અમલદારની આગળ આપેલી જબાની અથવા રજુ કરેલા કાગળો જે બાબતો સાથે સંબંધ રાખતા હોય તે બાબતો સંબંધી પુરાવો લેવાસારૂ સદરહુ ચોકશી અથવા ઈનસાફ કરનારી કોરટ જે પ્રસંગે કમિશન કાહાડી શકે તે પ્રસંગે સદરહુ જબાનીની અથવા રજુ કરેલા કાગળોની નકલો સદરહુ કોરટે પુરાવાદાખલ લેવી એવું સ્થાનિક સરકાર ફરમાવવાને મુખત્યાર છે.**

## બ,—કામ ચલાવવા માટે જે શરતો અવશ્ય છે તે.

માજીસ્ત્રેટોએ ગુન્હા સાંભળવા બાબત.

**૧૯૦.** (૧) આ કાયદામાં આગળ ઠરાવ્યું છે તે શિવાય હરકોઇ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ, જીલ્લા માજીસ્ત્રેટ, અથવા પેટા તુકરી માજીસ્ત્રેટ, અને બીજા જે માજીસ્ત્રેટને આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટ હેઠળ લખ્યાપ્રમાણે હરકોઈ ગુન્હો સાંભળવાને મુખત્યાર છે.

(અ) જે હકીકતનો સદરહુ ગુન્હો બનેલો હોય તે હકીકતની ફરિયાદ આવ્યા ઉપરથી;

(બ) સદરહુ હકીકત વિશે કોઈ પોલીસ રિપોર્ટ ઉપરથી;

(ક) પોલીસ-અમલદાર શિવાય બીજા કોઇપણ શખસ પાસેથી ખબર મળ્યા ઉપરથી, અથવા સદરહુ ગુન્હો થયો છે એવું પોતેજ જાણ્યા ઉપરથી અથવા એવો પોતાનેજ શક આવ્યા ઉપરથી.

(૨) જે માજીસ્ત્રેટને જે ગુન્હાઓનો ઇનસાફ કરવાનો અથવા ઈનસાફ થવા સારૂ કમીટ કરવાનો અધિકાર હોય તે માજીસ્ત્રેટને તે ગુન્હો પેટા કલમ (૧). રકમ (અ) અથવા રકમ (બ) પ્રમાણે સાંભળવાનો અધિકાર સ્થાનિક સરકાર અથવા સ્થાનિક સરકારના સામાન્ય અથવા વિશેષ હુકમને અનુસરીને જીલ્લા માજીસ્ત્રેટ આપવાને મુખત્યાર છે.

(૩) પેહેલા અથવા બીજા વરગના જે માજીસ્ત્રેટને જે ગુન્હાઓનો ઈનસાફ કરવાનો અથવા ઇનસાફ થવાસારૂ કમિટ કરવાનો અધિકાર હોય તે માજીસ્ત્રેટને તે ગુન્હા પેટા કલમ (૧) રકમ (ક) પ્રમાણે સાંભળવાનો અધિકાર સ્થાનિક સરકાર આપવાને મુખત્યાર છે.

**ટીકા**—પ્રથમ ના કોડમાં આ કલમમાં પોલીટીકલ એજંટ એ શબ્દની વ્યાખ્યા હતી તે કાઢીનાંખી છે. અને પ્રથમ નાકોડની ક. ૧૯૧ હતી તે આ જગ્યા એ મુકી છે.

**હરકોઈ ગુન્હો સાંભળવાને મુખત્યારછે** આ શબ્દોનો અર્થ એવો થાય છે કે-એથી ફરીયાદ સાંભળવાનુ માજીસ્ત્રેટની મરજી ઉપર નથી પણ ગુન્હો બને એવી હકીકતની જે રીત મુજબ તેને ખબર મળી હોય તેમાની ગમે તે રીતે ગુન્હાની તજવીજ ચલાવવામાં માજીસ્ત્રેટે લીધી હોય તેને લાગુ પડે છે તે ફરીયાદીની જુબાની લેવા બંધાએલ છે અને લીધા પછી તેને તોહમતદારપર સમન કાઢવો જોઇએ અથવા કલમ ૨૦૨ મુજબ તજવીજ ચલાવાને હુકમ કરવો જોઇએ અથવા કલમ ૨૦૩ મુજબ ફરીયાદ માંડીવાળવી જોઇએ અમીર અલી વી. સફરઅલી ઇ. લો. રી. ૧૩ ક, ૩૩૪ બાઇ કાસી મુ. કા. હા. ક્રી. રૂ. તા ૧૨-૪-૮૮

**ફરીયાદ આવ્યાપરથી** ફરીયાદ મોઢાના શબ્દોથી અથવા લખીને થઈ શકે અમુક નમુનાના શબ્દોમાં હોવી જોઈએ એમ જરૂર નથી ફક્ત એટલુજ જરૂરનુ છે કે-ફરીયાદી તરફથી પ્રથમ દર્શનીક ગુન્હો માલમ પડી આવે એવી હકીકત માજીસ્ત્રેટના ધ્યાનપર લાવવી જોઇએ. પોલીસ રીપોર્ટ ઉપરથી માજીસ્ત્રેટ પાસે આવેલો કેસ જેમા ગુન્હો બન્યો છે એવો શક રેહનો હોય તો તપાસ કરવા અધીકાર છે રાણી વી. શામલાલ ઇ. લો. રી. ૧૪ ક. ૭૦૭ જે માણસને ગુન્હો થયાની માહીતી હોય તે ફરીયાદ કરીને કાયદાનો અમલ કરાવી શકે પછે તેને ગુન્હાથી ખરેખરૂ નુકસાન થયુ ન હોય તો પણ ગનેશ નારાયણ સાથે ઈ. લો. રી. ૧૩ મુ. ૬૦૦ ફરઝંદ અલી ઈ. લો. રી. ૧૮ અ. ૪૬૫

**ખબર મળ્યા ઉપરથી** ત્રીજા માણસે આપેલી ખબર ઉપરથી માજીસ્ટ્રેટ નુકશાન થએલા પક્ષકારની કાંઈપણ ફરીયાદ આવ્યા શીવાય કેસની તજવીજ કરી શકે છે રામરતનયોગી ૬ વિ. રી. ૮૩ આનોહેતુ એ છે કે જે ખાનગી સખસો રીતસર ફરીયાદ કરવા ન આવે તેના માટે છે એટલે કે ખાનગી સખસો ફરીયાદ કરવાને નાખુશ હોય કીંવા અશકત હોય તોપણ ગુન્હો કરનારને ઇનસાફની નજરે ઉઘાડો પાડવો એવો માજીસ્ટ્રેટને અખતીઆર આપવા માટેની છે સુરંદ્રનાથરાય ૫ એ. લો, રી ૭૭૪ જે ખબરના આધારે ચાલ્યા હોય તે ખબર ખુલી કરવી જોઇએ મોહેસચંદ્ર ૪ બે. લો. રી. ૧

તોહોમતવાળાની અરજી ઉપરથી બીજાની પાસે મોકલવા અથવા કમિટ કરવા બાબત.

**૧૯૧. ઉપલી કલમની પેટા કલમ (૧), રકમ (ક) પ્રમાણે માજીસ્ટ્રેટ મુકદમો હાથમાં લે ત્યારે તોહમતવાળા શખસને કંઇપણ પુરાવો લેવાય તે પેહેલાં, ખબર આપવી કે તે મુકદમાંનો ઇનસાફ બીજી કોઇ કોરટ પાસે કરાવવાનો તેને હક છે, અને કોઇપણ તોહોમતવાળો શખસ અથવા તોહોમતવાળા શખસો વધારે હોય ત્યારે તેઓમાંનો કોઇ એક એવા માજીસ્ટ્રેટથી પોતાનો ઈનસાફ થવા બાબત હરકત લે ત્યારે, તે મુકદમાનો ઇનસાફ તે માજીસ્ટ્રેટ પાસે કરાવવાને બદલે તે મુકદમો સેશન કોરટમાં કમિટ કરવો અથવા બીજા માજીસ્ટ્રેટ પાસે મોકલવો.**

**ટીકા—તેને હક છે.** ફરજ બંદી શબ્દો છે તેથી માજીસ્ટ્રેટે અરજ કબુલ કરવી જોઈએ ના પાડી શકે નહી. રાણી વી. હાવ થૅાર્ન ઇ. લો. રી. ૧૩ અ. ૩૪૫ કલમ નવીન છે આ કલમ પ્રમાણે કાયદેસર વાંધો લીધો હોય તો માજીસ્ટ્રેટ કેસ ચલાવી શકે નહી તેમ ટ્રાન્સફર કરવાને બંધાએલ નથી પણ સેસન કોર્ટમાં મોકલવાનું તે પસંદ કરી શકે છે. રાણી વી. ફેલીક્ષ ઇ. લો. રી. ૨૨ મ. ૧૪૮.

માજીસ્ટ્રેટોએ મુકદમા બીજાની પાસે મોકલવા બાબત.

**૧૯૨ (૧) જે મુકદમો પોતે હાથમાં લીધો હોય તે મુકદમાની ચોકસી અથવા ઈનસાફ કરવા સારૂ પોતાના તાબા માંહેના હરકોઇ માજીસ્ટ્રેટની પાસે તે મુકદમો મોકલવાને હરકોઇ ચીફ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ, જીલ્લા માજીસ્ટ્રેટ અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટ મુખત્યાર છે.**

**(૨) પેહેલા વર્ગના જે માજીસ્ટ્રેટે જે મુકદમો હાથમાં લીધો હોય તે માજીસ્ટ્રેટમે તે મુકદમો પોતાના જીલ્લામાંનો બીજો વિશેષે કરીને કહેલો જે કોઇ માજીસ્ટ્રેટ આ કાયદા પ્રમાણે તે તોહોમતવાળાનો ઇનસાફ કરવાને અથવા ઇનસાફ થવા સારૂ કમિટ કરવાને લાયક હોય, તે માજીસ્ટ્રેટની પાસે ચોકસી અથવા ઇનસાફ કરવા સારૂ મોકલવાનો અધિકાર આપવાને હરકોઇ જીલ્લા માજીસ્ટ્રેટ મુખત્યાર છે; અને તે મુજબ સદરહુ માજીસ્ટ્રેટને તે મુકદમાની વ્યવસ્થા કરવાનો અધિકાર છે.**

**ટીકા**—ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ એ શબ્દ નવીન છે ચોકશી એ શબ્દમાં બાબ ૧૮ મુજબ પ્રથમની જે ચોકશી કરવાની તેનો સમાવેશ થતો નથી. ૪ મ. હા. કો. પ્રો અપે. ૪૦ તા. ૨૩–૩–૬૯

**તાબામાંહેના** સબ ડીવીજનલ માજીસ્ટ્રેટ સરકારી કામ સારૂ ડીસ્ત્રીકામાં ફરતો હતો તેણે પોતાની આગળનો ચોરીનો કેસ થર્ડકલાસ માજીસ્ટ્રેટ તરફ મોકલ્યો. થર્ડકલાસ માજીસ્ટ્રેટે ગુન્હેગાર ઠરાવી. ક. ૩૪૯ મુજબ વધારે સજા થવા માટે સબ ડીવીજન માજીસ્ટ્રેટ તરફ કેસ મોકલ્યો ને તેમણે સજા કરી. ઠરાવ્યુકે–થર્ડકલાસ માજીસ્ટ્રેટ તાબા માંહેનોછે અને તેથી કા-

યદ્ય પ્રમાણે બરાબરછે રાણી વી. કાલુ ઇ. લો. રી. ૪ અ. ૩૬૬ સણી વી. રાધી. ઇ. લો. રી. ૧૨ અ. ૬૬ કોઇ તાબા માહેના માજીસ્ત્રેટ પાસે કોઈ કેસ ઇનસાફ થવા માટે મોકલ્યો હોયતો તે માજીસ્ત્રેટ બીજા કોઈ તાબાના માજીસ્ત્રેટ પાસે મોકલી શકે નહી ૭ મ. હા. કો. રી. ૩૩ તા ૧૫-૬-૭૪ બીજાને ત્યાં કેસ મોકલ્યો હોયતો મોકલનાર કાંઇ કરી શકતો નથી જે માજીસ્ત્રેટને ત્યાં કેસ મોકલ્યો હોય ત્યાંથી કેસ કાઢી લીધા પછી જે કરવુ હોય તે થાય સાંતુતીઓરાની ૩ બે. લો. રી. ૧૫૧ હાઇકોરટે એક ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટની કોરટમાંથી બીજા ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટ તરફ કેસ મોકલ્યો હોય તો તે બીજો પોતાના તાબા માહેના અધીકાર વાળા માજીસ્ત્રેટ તરફ કેસ મોકલી શકે રાલીમતા પ્રસાદ ઇ. લો. રી. ૧૯ અ ૨૪૯ ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટ તાબા માંહેના માજીસ્ત્રેટ તરફ જે કેસ તાબા માહેના માજીસ્ત્રેટને સાંભલવાનો અધીકાર ન હોય તેવા મોકલી શકે નહી રઘુસીંવી અબદુલ વહબ ઈ. લો. રી. ૨૩ ક. ૪૪૨ બીજી કોરટમાં મોકલતા અવલ પક્ષકારોને નોટીસ આપવી જોઇએ. ટીકોટી રોકદાર ઈ. લો. રી. ૮ ક. ૩૯૩

**૧૯૩. (૧) આ કાયદાથી અથવા બીજા હરકોઇ ચાલુ કાયદાથી બીજી રીતે સ્પષ્ટ ઠરાવ કર્યો હોય તે શિવાય, આ અર્થે યોગ્ય આધકાર મળેલા કોઇ માજીસ્ત્રેટે તોહોમતવાળા શખસને કમિટ કર્યા વગર કોઇ પણ સેશન કોરટે અસલ હકુમત ની કોરટ દાખલ કોઈપણ ગુન્હો સાંભળવો નહિ.**

સેશન કોરટોએ ગુન્હા સાંભળવા બાબત

**(૨) આડિશનલ સેશન જડજોએ તથા આસિસ્ટન્ટ સેશન જડજોએ ફક્ત જે મુકદમાનો ઇનસાફ કરવાનું સ્થાનિક સરકાર સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને તેમને ફરમાવે, તેવાજ મુકદમાનો ઈનસાફ તેમણે કરવો અથવા આસિસ્ટંટ સેશન જડજોની બાબતમાં જે મુકદમા તે તુકડીનો સેશન જડજ સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને ઈનસાફ કરવા સારૂ તેમને સોંપે તેવાજ મુકદમાનો તેમણે ઈનસાફ કરવો.**

**ટીકા—સ્પષ્ટ ઠરાવ કર્યો હોય તેશીવાય** જુઓ આ કાયદાની ક.૪૭૭,૪૭૮,૪૮૦,૫૩૨.

**કોઇપણ ગુન્હો સાંભલવો નહી.** કમીટ કર્યા વગર ન સાંભલવો જોઇએ કમીટ કર્યા વગર ન સાંભલવાનો નિયમ ઘડવાનુ કારણ એ છેકે-પ્રથમ ચોકશીનો તોહમત વાળો લાભલે એટલે કામની હકીકતથી વાકેફ થઇ તોહમતરદ કરવાને પોતાનો બચાવ કરી શકે-કોવીલગાથા ઈ. લો. રી. ૩ મ. ૩૫૩ ચીનાચેટી ઇ. લો. રી. ૪ મ. ૩૫૧ જો આસી. સેસન જડજને સેસન જડજનો ચાર્જ થોડા વખત માટે મલ્યો હોયતો બીજા પારેગ્રાફ મુજબ વિશેષ અથવા સામાન્ય હુકમથી ચાર્જ સોંપવામાં આવ્યો નહોયતો સેસન જડજ તરીકે વર્તવાને નિમાએલો અમલદાર નથી. મહાદુ હીરા. મુ. હા. કો. ક્રી. રૂ. તા. ૨૪-૩-૯૦

**૧૯૪. (૧) હાઇકોરટ હરકોઈ ગુન્હો આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે પોતાને ત્યાં કમિટ કર્યા ઉપરથી સાંભળવાને મુખત્યાર છે**

હાઇકોરટે ગુન્હા સાંભળવા બાબત.

**સન ૧૮૬૧ ના હિંદુસ્તાનની હાઇકોરટો બાબતના આકટ પ્રમાણે આપેલા હરકોઈ લેટર્સપેટન્ટના ઠરાવોને અથવા આ કાયદાના બીજા કોઈપણ ઠરાવને આ કલમ માંહેના કોઈ પણ મજકુરથી બાધ આવે છે એવું સમજવું નહિ.**

**(૨) (અ) આ કાયદામાં ગમે તે ઠરાવ હોય તોપણ, ગવરનર જનરલ ઇન કૌન્સિલની અથવા સ્થાનિક સરકારની અગાઉથી મંજુરી લઇને, એડવોકેટ જનરલને, હાઇકોરટની હકુમતને પાત્ર થનારા શખશો વિરૂદ્ધ હાઇકોરટને, જે કારણ સારૂ**

એડવોકેટ જનરલ તરફથી માહિતી.

મલિકામાઆઝમાના ઍટર્ની જનરલ ઇંગ્લંડ દેસમાંહેની ન્યાયાધિકારી હાઇકોરટમાં સરકાર તરફથી માહિતી આપી શકે, તે સઘળાં કારણોસર માહિતી આપવાનો અધિકાર છે.

(બ) આવી દરેક માહિતીની બાબતમાં કામ ચલાવવું તે, એવી માહિતી મલિકામાઆઝમાના એટર્ની જનરલ દાખલ કરે છે તે બાબતમાં જે પ્રમાણે કામ કાયદા પ્રમાણે ચલાવવામાં આવે છે, તે પ્રમાણે મુકદમાની હકીકત ઉપરથી તથા સદરહુ હાઇકોરટના વહિવટ તથા કામ ચલાવવાની રીત ઉપરથી જેટલા દરજ્જાસુધી ચલાવવમાં આવે તેટલે દરજ્જે ચલાવવાનો અધિકાર છે.

(ક) આવી માહિતી પ્રમાણે અથવા માહિતીની રૂએ વસુલ કરેલો અથવા લીધેલો સઘળો દંડ, શિક્ષા દાખલ દંડ, ગુન્હેગારી બદલનો દંડ, કરજ તથા પૈસાની રકમ હિંદુસ્તાન સરકારની મિલકત થશે.

(ડ) આ કલમના ઠરાવો અમલમાં આણવાસારૂ હાઇકોરટને કાનુનો કરવાનો અધિકાર છે.

ટીકા—આ કલમની પેટા કલમ ૨ અને તેની રકમો તદન નવીન છે તેમજ પેહલા પારાના બીજા પારેગ્રાફમાં "અને ૧૮૬૧ના હીંદુસ્થાનની હૈકોર્ટ બાબતના એકટ પ્રમાણે આ શબ્દો નવીન છે વીકીટીરીયા રાલીના ૨૪, ૨૫ વર્ષના વીગેરે શબ્દો કાઢી નાંખ્યા છે.

સરકારી નોકરોના કાયદેસર અખત્યારના તિરસ્કાર બાબત ફરિયાદનું કામ ચલાવવું.

૧૯૫. (૧) (અ) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૭૨ થી ૧૮૮ સુધીની કલમો (એ બંને કલમો સુદ્ધાં) પ્રમાણે શિક્ષા કરવા લાયક કોઇપણ ગુન્હો, જે સરકારી નોકરનું લાગતું વળગતું હોય તેની અથવા તે જે સરકારી નોકરના તાબામાં હોય તેની, પ્રથમ મંજુરીયત લીધા વગર અથવા તેની ફરિયાદ વગર, કોઈ પણ કોરટે સાંભળવો નહિ;

સરકારી ઇનસાફની વિરૂદ્ધ કેટલાએક ગુન્હાઓ બાબત ફરિયાદનું કામ ચલાવવું.

(બ) સદરહુ કાયદાની ૧૯૩ મી, ૧૯૪ મી, ૧૯૫ મી, ૧૯૬ મી, ૧૯૯ મી, ૨૦૦ મી, ૨૦૫ મી, ૨૦૬ ઠી, ૨૦૭ મી, ૨૦૮ મી, ૨૦૯ મી, ૨૧૦ મી, ૨૧૧ મી, અથવા ૨૨૮ મી, કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક કોઇપણ ગુન્હો, જ્યારે તે હરકોઈ કોરટમાં ચાલેલાં હરકોઇ કામમાં અથવા કામના સંબંધમાં કર્યો હોય ત્યારે, તે કોરટની અથવા બીજી જે કોરટના તાબામાં તે કોરટ હોય તેની, પ્રથમ મંજુરીયત લીધા વગર અથવા તેની ફરિયાદ વગર કોઇપણ કોરટે સાંભળવો નહિ;

પુરાવામાં આપેલા દસ્તાવેજો સબંધી કેટલાએક ગુન્હા બાબત ફરિયાદનું કામ ચલાવવું.

(ક) તેજ કાયદાની ૪૬૩ મી કલમમાં વર્ણવેલો અથવા ૪૭૧ મી, ૪૭૫ મી, અથવા ૪૭૬ મી, કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક કોઈ પણ ગુન્હો, જ્યારે તે હરકોઇ કોરટમાં હરકોઈ કામના કોઇ પક્ષકારે તે કામમાં પુરાવામાં રજુ કરેલા અથવા આપેલા કોઈ દસ્તાવેજના સંબંધમા કર્યો હોય ત્યારે તે કોરટની અથવા બીજી જે કોરટના તાબામાં તે કોરટ હોય તે કોરટની પ્રથમ મંજુરિયત લીધા વગર અથવા તેની ફરિયાદ વગર કોઈ પણ કોરટે સંભાળવો નહિ.

(૨) પેટા કલમ ૧ની રકમો (બ) તથા (ક) માં "કોરટ" એ શબ્દનો અર્થ દિવાની, મુલકી, અથવા ફોજદારી કોરટ થાય છે, પણ તેમાં સને ૧૮૭૭ ના હિંદુસ્તાનના નોંધવાના આકટ પ્રમાણેના રજીસ્ટાર, અથવા સબ રજીષ્ટારનો સમાવેશ થતો નથી.

(૩) પેટા કલમ ૧માં કહેલા ગુન્હાઓ સંબંધી ઠરાવો, એવા ગુન્હા કરવામાં કરવાની મદદગારીને તથા તે ગુન્હા કરવાના પ્રયત્નને પણ લાગુ પડેછે.

મંજુરિયત કેવા પ્રકારની જોઇયે.

(૪) આ કલમમાં સુચવેલી મંજુરિયત મોઘમ રીતે આપવાનો અખત્યાર છે, અને તેમાં તોહોમતવાળા શખસનું નામ લખવાની જરૂર નથી; પણ બની શકે તેટલે સુધી, જે કોરટમાં અથવા બીજી જગામાં, અને જે પ્રસંગે તે ગુન્હો કર્યો હોય તે કોરટ અથવા જગા, અને તે પ્રસંગ, એ વિશેષે કરીને તેમાં જણાવવા.

(૫) જ્યારે આ કલમમાં સુચવેલા હરકોઈ ગુન્હાના સંબંધમાં મંજુરિયત આપી હોય ત્યારે તે મુકદ્દમો સાંભળનારી કોરટને સદરહુ પ્રમાણે સુચવેલો બીજો જે ગુન્હો હકીકત ઉપરથી જણાઈ આવે તે ગુન્હાનું તોહોમતનામું તૈયાર કરવાનો અધિકાર છે.

(૬) જે મંજુરિયત આ કલમ પ્રમાણે આપી હોય અથવા આપવાની ના કહી હોય તે મંજુરિયત રદ્દ કરવાનો અથવા આપવાનો અખત્યાર જે અધિકારીના તાબામાં તે મંજુરિયત આપનારો અથવા આપવાની ના કહેનારો અધિકારી હોય તે અધિકારીને છે; અને જે તારીખે સદરહુ પ્રકારની કોઇ પણ મંજુરિયત આપી હશે, તે તારિખથી છ મહિના કરતાં વતી મુદત સુધી તે મંજુરિયત અમલમાં રહેશે નહિ પણ એવું ઠરાવ્યું છે કે સારૂ કારણ બતાવ્યું હશે તો હાઇકોરટ તે મુદત વધારી શકશે.

૭ આ કલમનાં કારણોસારૂ દરેક કોરટ ફક્ત જે કોરટમાં તેની ઉપર અપીલો ઘણું કરીને ચાલી શકતી હોય તેજ કોરટના તાબામાં છે એવું સમજવું, એટલે—

(અ) જ્યારે એવી અપીલો એક કરતાં વધારે કોરટમાં ચાલતી હશે, ત્યારે જે અપીલેટ કોરટની સૌથી ઓછી હકુમત હશે તે અપીલેટ કોરટના તાબા હેઠળ એવી કોરટ છે એમ સમજવું;

(બ) જ્યારે એવી અપીલો દિવાની તેમજ મુલકી કોરટમાં ચાલતી હશે, ત્યારે જે બાબતના સંબંધમાં એવો ગુન્હો કર્યાનું કેહેવામાં આવતું હોય તે બાબતના સ્વરૂપ પ્રમાણે એવી કોરટ સદરહુ દિવાની અથવા મુલકી કોરટના તાબા હેઠળ છે એવું સમજવું.

(ક) જ્યારે અપીલ ચાલતી ન હોય ત્યારે એવી કોરટ અસલ હકુમતવાળી જે મુખ્ય કોરટની હકુમતની સ્થાનિક હદમાં હોય તે કોરટના તાબા હેઠળ છે એવું સમજવું.

ટીકા—સુધારો આ કલમની પેટા રકમ ક મા પુરાવામાં રજુ કરેલા એ શબ્દો નવીન છે. પેટા કલમ. ૨ નવીન છે ને તેથી નિચેના ફેસલા નકામા છે ઈ. લો. રી. ૧૦ મ. ૧૫૪ ઇ. લો. રી. ૧૫

મ. ૧૩૮ ઈ. લૉ. રી. ૧૨ મુ. ૩૬ ઈ. લૉ. રી. ૧૭ ક. ૮૭૨ ઈ. લૉ. રી. ૫ મુ. ૧૩૭ ઈ. લૉ. રી. ૧૧ મ. ૩ પેટા કલમ ૩ નવીન છે પેટા કલમ ૭માં" પણ એવું વધાર્યુ છેકે "સારૂ કારણ બતાવ્યુ હસે તો હૈકોર્ટ તે મુદત વધારી શકસે" પેટાકલમ ૭ ની અ બ ક રકમો નવીનછે ને છેલ્લા બે પારેગ્રાફ હતા તે કાઢી નાંખ્યા છે **મંજુરીનો હેતુ** આ કલમમાં બતાવેલા ગુન્હા મુજબની ફરીયાદ જે કોર્ટ આગળ તે ગુન્હો બનેલો હોય તે કોર્ટની પરવાનગી વગર કોઇપણ ફોજદારી કોર્ટ સાંભળવો નહી તેથી તેમ ઠરાવવામા કાયદાકારનો હેતુ એવો છે કે—એવા માણસની સામે કોઇ માણસ જાતી દ્વેષ અથવા ખરાબ સ્વભાવથી તેમને ફોજદારી કોર્ટમાં તે કલમોના ગુન્હાને સારૂ લઈ જાય તેમાંથી તેમનો બચાવ કરવો રાણી વી. માહાદેવસીંગ ક. વિ. નો. ૧૮૮૭ પા. ૧૪૨ આ કલમ પ્રમાણે જે મંજુરી જોઇએ તેનો હેતુ એ છે કે—જે કોર્ટની આગળ તે ગુન્હો બન્યો હોય તે કોર્ટની અથવા તો જે કોર્ટની તાબાની હોય તે કોર્ટ પુર્ણ વિચાર કર્યા પછી ફરીયાદ માંડવામાં આવે રાણી વી. મહમ દહુસેન ૧૬ વિ. રી. ૩૭ ગીરધરલાલ હરગોવનદાસ મુ. હા. કો. ક્રી. ૩ તા. ૨૬–૪–૮૮ આ સઘળા ગુન્હાની ફોજદારી ફરીયાદો માંડવામા બહુ સાવચેતી રાખવી એવો કાયદાકારનો હેતુ આ કલમ ઘડવામાં છે. આમ કરવામાં આવી ફોજદારી ફરીયાદોથી કેટલુ સારૂ પરીણામ નિવડસે તે વિષે તપાસ કરવાની તથા પોતાની અકલ વાપરવાની ફરજ મંજુરી આપનાર કોર્ટ ઉપર નાંખી છે ક્રીશનલાલ વી. શીવદયાલ ક. વિ. નો. ૧૮૯૩ પા. ૧૦૪ ફરીયાદ માંડવાની મંજુરી આપતા પેહલા ગુન્હો બન્યો છે એ વિષેની ખાતરી કરવાને કોર્ટ બંધાએલી છે પણ તે ગુન્હામાં સામેલ થએલા બધા સખસો ઉપર તજવીજ ચલાવવાને બંધાએલ નથી. ગોવીંદન નાયરની અરજી બાબત ઇ. લો. રી. ૭ મ. ૨૨૪ કામનુ દફતર તપાસ્યા શીવાય કોઈ કોરટે મંજુરી ન આપવી જોઇએ મંજુરીનો હેતુ એ છેકે—પક્ષકાર સામે વ્યાજબી કેસ છે. એવી વરીષ્ટ કોર્ટની અથવા જે કોર્ટ આગળ તે કેસ ચાલતો હોય તે કોરટની ખાત્રી થાય નહી ત્યાં સુધી કામ ચલાવવુ નહી કુયુ ઇ. લો. રી. ૭ મ. ૫૬૦ મંજુરી આપતા અવલ જે કામમાં મંજુરી આપવાની હોય તે કામ પુરૂ થવુ જોઇએ ૧૬ વિ. રી. ૭૭ મંજુરી મેળવવાની અરજ શુધ બુધીથી કરી છેકે—હેરાન કરવા કે પૈસા કઢાવવા કરી છે તે ધ્યાનમાં લેવુ જોઇએ શુધ બુધીથી અરજ કરવામાં આવી હોય અને સારા કારણ હોય તોજ મંજુરી આપવી જોઇએ ગ્યાનચંદ્ર રોય ઈ. લો. રી. ૭ ક. ૨૦૮ તજવીજ કર્યા શીવાય કામ ચલાવવનો હુકમ માજીસ્ત્રેટે કરવો જોઈએ નહી ફરીયાદ કરવાની મંજુરી તે ફરીયાદ કરવાનો હુકમ ગણાતો નથી પણ ફરીયાદ કરવી કે નહી તે સ્વતંત્ર વિચાર અમલમાં લાવવાને માટે તે કોઈ ખાનગી સખસને આપેલી રજા ગણાય છે ગીરધારી વી. ઉચીટઝટ ઈ. લો. રી. ૮ ક. ૪૩૫. **મંજુરીયાત લીધા વગર અથવા તેની ફરીયાદ વગર કોઈપણ કોરટે સાંભળવો નહીં.** મંજુરી મેળવ્યા લશીવાય કામ ચલાવી શીક્ષા કરી હોય તે કેસમાં મંજુરી નહી મેળવ્યાથી અન્યાય થયો છે. તેવુ સાબીત નહી થવાથી સજાના ઠરાવમાં દરમ્યાન થવા હાઈ કોર્ટ ના પાડી કાલીમોહન ૧૩ ક. લો. રી. ૧૧૭ રાણી વી. વ્યકંટ સામી ઈ. લો. રી. ૧૫ મ. ૧૩૧ મંજુરી મેળવ્યા શીવાય તોહમતદારને ગુન્હેગાર ઠરાવ્યાથી સઘળો મુકદમો કાયદા વિરૂધ ગણાય છે અને ફરીયાદ કરવાની મજુરી મેલવી ફરી રજુઆત ચલાવવી જોઈએ રાણી વી. સબસુખ ઈ. લો. રી. ૨ અ. ૫૩૩. બ એ ક પર ફરીયાદ કરી કે તેણીને અમુક છેડાછુટના કામમાં ખોટી જુબાની આપવાને ઉશકેરી કે જે દાવામાં ક પણ પક્ષકાર હતો ને ફરીયાદ વગર મંજુરીએ કરી. ઠરાવ્યું કે—જે કોરટમાં કેસ ચાલે છે તેની મંજુરી શીવાય કામ ચલાવવાની માજીસ્ત્રેટને હકુમત નથી ચંદ્રમોહન બાનરજી વી. બાલકૃર ઇ. લો. રી. ૨૬ ક. ૩૫૯.

જ્યારે ફરીયાદ માંડવાની મંજુરી મળવાસારૂ અરજી ન કરી હોયતો કામ ચલાવવાને કરેલો હુકમ માજીસ્ટ્રેટની ફરીયાદ તરીકે ગણવો જોઇએ રાણી વી. એન્ડાવા ઈ. લો. રી. ૭ મ. ૧૮૯ ફરીયાદ કરવાની મંજુરી તે લખેલો ને ખાનગી સખસને આપવાનો દસ્તાવેજ છે એવા હેતુથી કે—જે માજીસ્ટ્રેટને તે ફરીયાદ કરે તે સાથે દાખલ કરે અને તે માજીસ્ટ્રેટ તેના વડે સાંભલી શકે. આ કલમના પાછલા ભાગો ફક્ત આવા દસ્તાવેજને લાગુ પડે છે અને ફક્ત તે અરજીને લાગુ પાડવા બીજી રીતે કહીએ તો ફરીયાદ એટલે આ કાયદા પ્રમાણે માજીસ્ટ્રેટ પગલા ભરે તેવા ઇરાદાથી માજીસ્ટ્રેટ પાસે મુકેલી હકીકત છે આ કલમ ફરીયાદ કરવાની મંજુરી જે કોર્ટે આપેલી હોય તેનો અને ફરીયાદ જે કોર્ટે કરી હોય તેનો તફાવત બતાવી આપે છે. કોર્ટ ખાનગી સખસને મંજુરી આપે અથવા ક. ૪૭૬ પ્રમાણે વર્તે જો મંજુરી આપે ને તોહમતદારને ફક્ત માજીસ્ટ્રેટ તરફ મોકલે તો તેથી તે ક. ૪૭૬ પ્રમાણે થતુ નથી. પણ જરૂર પડતી ચોકશી કરી નજીકના ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ તરફ ચોકશી અથવા ઇનસાફ થવા સારૂ મોકલે અથવા તેના તાબાની કોર્ટ તે પ્રમાણે પ્રોસીજર કબુલ રાખે ત્યારે આ કલમ મુજબ ફરીયાદ કરી એમ ગણાય અને જે કોર્ટે ખાનગી સખસને પરવાનગી આપી હોય તેનાથી તે જુદી પડેછે કાયદા કારનો ખુલો હેતુ છે કે—ફરીયાદના રૂપમાં કોરટ જ્યારે કામ ચલાવવાનું ધારે ત્યારે જેમ ખાનગી સખસ તોહમતદારની સામે ફોજદારી કોરટમાં ફરીયાદ કરે તેવી છુટ રેહવી જોઇએ અને તેની ઉપરી કોર્ટ જે કાયદા પ્રમાણે ફરીયાદના રૂપમાં લીધેલુ પ્રોસીડીંગ રદ કરવાને સત્તા નથી ક. ૪૭૬ પ્રમાણે જ્યારે કેસ મોકલવામાં આવે ત્યારે માજીસ્ટ્રેટ કાયદા પ્રમાણે કામ ચલાવવાને બંધાએલ છે જે કોર્ટે ફરીયાદ કરી હોય તે કોર્ટ જે કોર્ટમાં ફરીયાદ કરી હોય તેના તાબાની હોય તોપણ ચોકશી બંધ કરવાનો તેને અધીકાર નથી તો પણ પુરાવો ન હોયતો છોડી મુકવાનો અધીકાર છે રાણી વી. રાચાપા ઈ. લો. રી. ૧૩ મુ. ૧૦૯ મંજુરી અને ફરીયાદ એ બેમાં તફાવત છે મંજુરીનો અર્થ એવો છે કે—લાગતા વળગતા અમલદાર શીવાય બીજા તરફથી આવે તે છે રાણી વી. જુગોલ ઇ. લો. રી. ૮ અ. ૩૮૨ સરકારી નોકર અથવા બતાવેલી કોર્ટ પરભારી ફરીયાદ કરેતો તે મંજુરીની બરાબર પુરતુ છે એમ આ કલમ બતાવે છે પુનીટ વી. માધો ઇ. લો. રી. ૧૩ ક. ૨૭૦

જજમેંટમાં કામ ચલાવવાને ઇરાદો દર્શાવ્યો હોય પણ તે અમલમાં લાવવામાં ન આવ્યો હોયતો તે મંજુરી ગણી શકાતી નથી. પીરતાપા મુ. હા. કો. ક્રી. રૂ. ૨—૧૦—૭૩ સેસન કોર્ટ ડીસ્ત્રીકટ માજીસ્ટ્રેટને સુચના કરીકે—તેની આગળ આવા કેસમાં ખોટી જુબાની આપી છે તેમનાપર કામ ચલાવવુ ઠરાવ્યુકે તે મંજુરી ગણાતી નથી. ગોવર્ધનદાસ ઈ. લો. રી. ૩ અ. ૬૨ મંજુરી માંગવાની અરજ તળે હુકમ થયોકે— અરજદાર પુરતો પુરાવો ધારતો હોયતો મંજુરી આપવાને મારે કાંઇ વાંધો નથી. ઠરાવ્યુ કે—મંજુરી ગણાય નહી. જદુનાથ ૧૧ ક. લો. રી. ૫૩ એક તાબાના માજીસ્ટ્રેટે ડીસ્ત્રીકટ માજીસ્ટ્રેટ તરફ કામનો નીકાલ કરી કેસ મોકલ્યો તેમાં સુચના કરીકે—અમુક સખસોપર ક. ૨૧૧ મુજબ કામ ચલાવવું જોઇએ ઠરાવ્યુ કે—આ સુચના મંજુરી નથી એમુનાથ ઈ. લો. રી. ૧૬ ક. ૭૩૦

**મંજુરીની અરજી** પ્રથમ જે કોર્ટની આગળ ગુન્હો બન્યો હોયતે કોર્ટને કરવી જોઇએ મથુરદાસ ઈ. લો. રી. ૧૮ અ. ૮૦ તથા વેકઠગીરીનો રાજા ૬ મ. હા. કો. રી. ૯૨ મંજુરી મલવા અરજ અમુક માણસે કરવી એમ કાયદામાં નથી તેમજ અમુક નમુનામાં કરવી તે પણ કાયદામાં નથી સુબ્રાયા પીલાઇ ઈ. લો. રી. ૧૮ મ. ૪૮૭ ખાનગી માણસનેજ મંજુરી આપવી એવો કાંઇ કાયદો નથી જનત મોહીની ૧૦ ક. લો. રી. ૪ વેનકટ ઇ. લો. રી. ૭ મ. ૩૧૪ ઓટલીકર ઇ. લો. રી.

૧૧ મુ. ૪૩૮ મંજુરી બ્યાજબી થવા માટે મુકરર માણસને ધારેલુ કામ ચલાવવા આપવી જોઈએ બાપેરામ શર્મ ઇ. લો. રી. ૨૦ ક. ૪૭૪ મંજુરી માગ્યા શીવાય પોતાની મેળે આ પવી ન જોઈએ ને પોતાની મેળે પગલા ભરવા હોયતો ક. ૪૭૬ મુજબ વર્તવુ છનારસીદાસ ઈ. લો. રી. ૧૮ અ. ૨૧૩ મંજુરીની અરજ કરવામાં ઢીલ કરેતો તો ધારવું કે–અરજદાર ન્યાયની ખાતર કરતો નથી પણ હેરાન કરવા દુઃખદેવા જુલમ કરવાના ઈરાદાથી વર્તે છે મં જુરી આપવાનો હેતુ ન્યાય માટે છે બલવંતસીંગ ઇ. લો. રી. ૧૮ અ. ૨૦૪ મંજુરી મલ વાની અરજી માટે કાંઈ મુદત નથી ફોજદારી કાયદામાં ન્યાય કરવામાં મુદતનો કાયદો લાગુ પડતો નથી અજોધ્યાસીંગ ઈ. લો. રી. ૧૦ અ. ૩૫૦ ફરામજી અરદેસર મુ. હા. ક્રી. રૂ. ૧૯—૧૧—૯૫.

મંજુરીના બળવાન પણા વિષે સ્વાલ જે કોર્ટમાં કેસ ચાલતો હોય ત્યાં આગળ નહી પણ યોગ્ય કોર્ટમાં ઉઠાવવો જોઈએ ઇરદઅલી ઈ. લો. રી. ૪ ક. ૮૬૯ હુસેનબેગ મુ. હા. કો. ક્રી.૦રૂ. ૨૭ જુન ૧૮૮૯.

**જ્યારે તે હરકોઈ કોર્ટમાં ચાલેલા હરકોઇ કામમાં અથવા કામના સંબંધમાં કર્યો હોય** (રકમ બ) આ રકમમાં બતાવેલા ગુન્હાની મંજુરી જે કોરટમાં ચાલેલા કોઈ કામના સંબંધમાં કર્યો હોય ત્યારે ફક્ત મંજુરીની જરૂર છે રકમ એમાં બતાવેલા ગુન્હા સરકારી નોકર સંબંધીના છે રાણી વી. ઇરબા સાચા ઇ. લો. રી. ૪ મુ. ૪૭૯.

**કોર્ટ** એ શબ્દની વ્યાખ્યા પેટા કલમ ૨ માં નવીન છે ને તે માટે ઉપર જુવો. પોલીસ પટેલ આ કાયદાના અર્થ પ્રમાણે ફોજદારી કોરટ નથી ઇરાબા સાપા ઈ. લો. રી. ૪ મુ. ૪૭૯ પોલીસ અમલદાર હકીકત લખી લે તો તે જડજ નથી ઈસ્માલ વલદ ફતરૂ ઈ. લો. રી. ૧૧ મુ. ૬૫૯.

**તાબાની કોર્ટ** એ માટે આ કલમની પેટા કલમ ૭ની રકમો જુવો ફર્સ્ટકલાસ માજીસ્ટ્રેટ એ ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટના તાબામાં છે ને તેથી તે મંજુરી આપવા ના પાડેતો ડીસ્ટ્રી ક્ટ માજીસ્ટ્રેટને અરજ કરવી પણ સેસન જડજને નહી ગુરૂદયાલ ઈ. લો. રી. ૨ અ. ૨૦૫ આ કલમના અર્થ પ્રમાણે આસી. કલેકટર એ ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટના તાબાની કોરટ નથી નરોત મ ઈ. લો. રી. ૬ અ. ૯૮ બીજા વર્ગનો માજીસ્ટ્રેટ પોલીસ ચોકીના અમલદારનો ઉપરી અ ધીકારી નહી હોવાથી ક. ૧૮૨ મુજબના ગુન્હાની ફરીયાદ કરવાની મંજુરી આપી શકે નહીં રાણી વી. એલા એદમ ઇ. લો. રી. ૬ મ. ૧૪૬.

**હરકોઈ કોર્ટમાં હરકોઈ કામના કોઇ પક્ષકારે** (રકમ ક) આ કલમમાં વાપરેલા પક્ષકાર શબ્દમાં સાક્ષીનો સમાવેશ થતો નથી રાણી વી. એ નદાવીરના ઈ. લો. રી. ૩ મ. ૪૦૦ મથુરદાસની અરજી ઇ. લો. રી. ૧૬ અ. ૮૦.

**પુરાવામાં રજુ કરેલા.** દસ્તાવેજ પુરાવામાં ખરેખર આપવો જોઈએ માત્ર ફાઇલ કરવાથી નહી, દફતર કરતા કોરટ આગલ જઈ શકે નહી અબદુલ કાદર વી. મીરાસાહેબ ઈ. લો. રી. ૧૫ મ. ૨૨૪ પણ શસીકુમાર વી. શસીકુમાર ઇ. લો. રી. ૧૯ ક. ૩૪૫ રજુ કરેલો દસ્તાવેજ રજીષ્ટરના કે સ્ટાંપના વાંધાને લીધે રદ કરે તો પણ આ કલમના અર્થ મુજબ દસ્તાવેજ પુરાવામાં આપેલો ગણાય નગીનદાસ રાજારામ મુ. હા. કો. ક્રી. રૂ. ૧ ૨—૮૬ અખીદલ ચંદ્રડે ઈ. લો. રી. ૨૨ ક. ૧૦૦૪ **રકમ ક** દીવાની કે ફોજદારી કોરટમાં બનાવટી દસ્તાવેજ પુરાવામાં રજુ કર્યા હોય તેવા કેસોને લાગુ પડે છે બીજા કેસોમાં આ કલમ પ્રમાણે મંજુરી આપ્યા શીવાય બનાવટી દસ્તાવેજના દોષારોપ વિષે પોતાની મેળે ત-

પાસ કરી શકે છે રામબારીસીંગ ૧૦ વી. રી. ૫ જે કોરટમાં દાવો કરવામાં આવ્યો હોય તે દાવો પુરાવામાં ઉતર્યા શીવાય પતી જાય અને દાવાના કોઇ પણ પક્ષકાર ઉપર ફોજદારી ફ-રીયાદ માંડવાની મંજુરી આપવાનો અધીકાર હોય તો પણ તે મંજુરી આપે તે ઘણીજ ભુલ ગણાય છે કારણ કે—કોરટને દાવાની કે જવાબના વ્યાજબીપણા વિશે તપાસ કરવાની તક મળેલી નહી તેથી કાશીચંદર મોજુમદાર ઈ. લો. રી. ૬ ક. ૪૪૦ શીવગીરી જમીનદાર ઈ. લો. રી. ૬ મ. ૨૯.

**મોઘમ રીતે ફરીયાદ કરવાની મંજુરી** જેમ તોહમતનામુ ઘડવામાં જરૂર પડે છે તેવી સાવચેતીથી તઇયાર કરવી જોઇએ રાણી વી. સબીસની ૮ મુ. હા. કો. રી. ૨૮ બાલાજી સીતારામ ૧૧ મુ. હા. કો. રી. ૩૪ રાણી વી. લેખ રાજ ૨ નો વે. પ્રો. ૧૩૨ તજવીજ ચલાવનાર માજીસ્ટ્રેટને ચોખી રીતે માલમ પડે કે કયા ગુન્હા અથવા ગુન્હાઓની તજવીજ કરવાની છે તેવી રીતે ખાસ કરીને બનાવવી જોઇએ ચીમાન ક. વિ. નોટસ ૧૮૮૩ પા. ૨૨૮ મંજુરી આપવાની હોય તે ગુન્હાનુ વર્ણન જો કે વાસ્તવીક રીતે આપવામાં ન આવ્યુ હોયતો પણ મોઘમ શબ્દોમાં બતાવવું જોઇએ બાલાજી સીતારામ ૧૧ મુ. હા. કો. રી. ૩૪ મંજુરીમાં કંઈ કોરટમાં ને કેવે પ્રસંગે ગુન્હો થયો છે એ બતાવવું જોઇએ રાણી વી. નરોતમદાસ ઇ. લો. રી. ૬ અ. ૯૮ પરસોતમલાલ વી. બીજાઈ ઇ. લો. રી. ૬ અ. ૧૦૧ જયારે તાબાની કોરટ આ કલમ પ્રમાણે મંજુરી આપે તે પહેલા તેમને પોતાની આગળ પ્રો-સીડીંગ એવી રીતે તઇઆર કરવુ જોઇએ કે—મંજુરી વ્યાજબી આપી છે કે ના પાડી છે કેદારનાથ વી. મહેશ ઈ. લો. રી. ૧૬ ક. ૬૬૧ ખોટી સાહેદી બાબત મંજુરી આપવામાં આવી હોય તો તેમાં બતાવવું જોઇએ કે કઇ જગ્યા અને કયે વખતે કામમાં બતાવેલી ખોટી સાહેદી આપી હતી. ને ખોટા ઠરાવેલા શબ્દોની મતલબ તેમજ જે પીનલકોડની કલમો મુજબ કામ ચલાવવાની મંજુરી આપી હોય તે કલમો બતાવવી જોઈએ હરદીયાલ વી. દુરગાપ્રસાદ ઇ. લો. રી. ૬ અ. ૧૦૫ તોહમત રાખેલા માણસોમાના એક માણસપર મંજુરી આપવામાં આવેલી તેવા કેસમા કમીટ કરેલો હુકમ રદ કરી જે માણસોપર પરવાનગી આપી નોહતી તેમને હાઇકોરટે છોડી મુકયા રાણી વી. વુડરનસીંઘ ૧૦ વિ. રી. ૨૪ રાણી વી. રાજકીશોરી ૧૫ વિ. રી. ૫ મંજુરી મેળવવાની અરજી આવી તે દાખલ કરીને શેરો કર્યો કે—મંજુરી આપવાની જરૂર નથી તેમાં હાઈકોરટે ઠરાવ્યુ કે—મંજુરી આપવાની ના પાડી છે રાણી વી. સબસુખ ઇ. લો. રી. ૨ ક. ૫૩૩ **કોરટ અથવા જગા અને તે પ્રસંગ એ વિશેષ કરીને જણાવવા.** જે કોરટમાં ખોટી સાહેદી આપી હોય તે કોરટ અને જે પ્રસંગે તે આપવામાં આવી હો-યતે પ્રસંગ જણાવવા જોઇએ. બાલાજી સીતારામ ૧૧ મુ. હા. કો. રી. ૩૪ મંજુરી આપવાનુ જે કોરટ રૂબરૂ બન્યુ હોય તે કોરટ પર રહેલું છે એમ નથી પણ જેના તાબાની કોરટ હોય તે ઉપરી કોરટ પર પણ રાખેલું છે. ઉપરી કોરટોને જયાં સુધી એમ બતાવવામાં ન આવે કે તાબાની કોરટને અરજ કરી હતી ને તેમણે ના પાડી છે ત્યાં સુધી અરજી દાખલ કરવા ના પાડવી જોઈએ ને એકાદ કોરટે ના પાડી હોય તો તેથી ઉપરી કોરટનો મરજી મુજબનો અધીકાર જતો નથી ને તે માટે અરજ કરવી તે અપીલની રીતે નહી પણ મુળ કોર્ટમાં જેમ કરી હોય તે માફક કરવી બારકટુલી હયાત વી. રેની ઈ. લો. રી. ૧ અ. ૧૭ મંજુરી આપવાનો કે ન આપવાનો જે હુકમ કર્યો હોય તેપર અપીલ ચાલી શકે નહી પણ રીવીઝન માફક અરજ કરવી જોઇએ મેહદી હસન વી. લોટારામ ઇ. લો. રી. અ. ૬૧ તાબાની કોરટના

પાડો હોય ને ઉપરી કોરટ આપે તો ના પાડવામાં ભુલ કરી છે તેના મજબુત કારણો હોવા જોઈએ. ક્રીશનલાલ વી. શીઓદયાળ ક. વિ. નોટસ ૧૮૯૩ પા. ૧૦૪. **નોટીસ આપવા બાબત.** આ કલમમાં બતાવેલા ગુન્હાઓના સંબંધમા માજીસ્ત્રેટને ફરીયાદ કરવાની મંજુરી જે કોરટની રૂબરૂ તકરારી ગુન્હો થયો હોય તેજ કોરટમા આપતા પેહલા જેના પર ફરીયાદ માંડવાની છે તેને નોટીસ આપવાની કાંઈ જરૂર નથી ક્રીષ્ણોનંદદાસ ઇ. લો. રી. ૧૨ ક. ૫૮ તેમજ જુઓ ઈ. લો. રી. ૧૦ મ. ૩૨ નોટીસ આપવી જોઈને જે કેહવું તે કેહવાની તક આપવી. અવીલખસીંગ ઈ. લો. રી. ૧૦ ક. ૧૧૦૦ નોટીસ કાઢવામાં આવી હોય ત્યારે નોટીસની બજવણી માટે પુરતો વખત આપી બજવણી થયા પહેલા મંજુરી અપાય નહી ઉમરભાઇ વલદ નબીભાઇ મુ. હા. કો. ક્રી. રૂ. તા. ૫-૯-૮૮.

**છ મહીના કરતા વધતી મુદત સુધી.** આ મુદતનો નિયમ ફરીયાદને લાગુ નથી પણ મંજુરીને લાગે છે અમુક સખસોએ ક. ૧૯૩, ૪૬૩, ૪૭૧ મુજબ ગુન્હો કર્યો છે એવો મુનસફનો મત થવાથી તા. ૨ અગસ્ટ ૧૮૮૪ ના રોજસી. પ્રો. કો. ક. ૬૪૩ મુજબ હુકમ ક્યોંકે-તોહમતદારને માજીસ્ત્રેટ તરફ મોકલવાને તેની ચોકશી માજીસ્ત્રેટે કરવી. શ. ૧૮૮૫ના મે માસમાં તોહમતદારોમાનાએ ડીસ્ત્રીકટ કોર્ટને અરજ કરી કે-મુનસફે જે મજુરી આપી છે તે રદ કરો ને તકરાર કરીકે—તા. ૨-૨-૮૫ના રોજ મુદત પુરી થઇછે ઠરાવ્યુ કે—આ કેસને તે મુદત લાગુ પડતી નથી. ઇસિરીપ્રસાદ વી. સામલાલ ઇ. લો. રી. ૭ અ. ૮૭૧ જેને મંજુરી મળીહોય તે મરીજાયતો તેનીસાથે મંજુરી જતી રહેતી નથી થાથા અયાની બાબત ઈ. લો. રી. ૧૨ મ. ૪૭ આ કલમમા છ મહીના કરતા વધતી મુદત સુધી અમલમા નહી રહે તેમ બતાવેલુંછે પણ કાંઈ નવી મંજુરી ન આપવી તેવુ કાંઈ બતાવ્યુ નથી તેથી નવી આપતા કાંઇ હરકત નથી બુધુમલ વી. યજોધીયા કવી નોટસ ૧૮૮૪ પા. ૭૦ કોઈ કાયદાના કારણથી મંજુરી ઉપલી કોર્ટે રદ કરી હોયતો નવી મંજુરી મેળવી શકાય છે હરદીયાત મી. દુરગાપ્રસાદ ઈ. લો. રી. ૬ અ. ૧૦૫ નવી મંજુરી આપતા પહેલા પ્રથમની મંજુરી જે વખતે અમલમાં હતી તે વખતે શા માટે કામ ચલાવવાનુ શરૂ ન કર્યું તેનો ખુલાસો હોવો જોઇએ ભયો દીઓસીંગ વી. હરીચર ઈ. લો. રી. ૧૧ ક. ૫૭૭ જે કોર્ટે પ્રથમ મંજુરી આપી હોય તે કોરટ નવી મંજુરી મુદત જવાના કારણથી આપવાને મુખત્યાર છે પણ અરજદારે ખુશીથી ઢીલ કરી હોય અથવા તો સામા પક્ષકારને હેરાન કરવાના ઇરાદાથી ફેર મંજુરી માગે છે તો કોરટ ફરી મંજુરી આપવાની ના પાડી શકે છે હરીલેરા ઈ. લો. રી. ૧૨ ક. ૫૧ તોહમતદારને પ્રથમ નોટીસ આપ્યા શીવાય મંજુરી આપવામાં તો ફક્ત તેજ કારણ ઉપરથી ખોટી ફરીયાદ કરવાને માટે ગુન્હેગાર ઠરાવવુ કાયદા વિરૂધ ગણાતુ નથી કોઈ ગુન્હાને માટે ફરીયાદ કરવાની મંજુરી આપવી તે ઇનિસાફી કૃત્ય છે અને જે પક્ષકારના વિરૂધ આપવામાં આવે છે તેની તકરાર પેહલી સાંભળીને કાયદેસર લીધેલા પુરોવાપરથી ઠરાવ કરવો જોઇએ જે કેસોમાં પોલીસ રીપોર્ટ પરથી માજીસ્ત્રેટે મુળની ફરીયાદો માંડી વાળી હોયતો જેના ઉપર ઠરાવ કરી શકે તેવો તેની પાસે કાયદેસર પુરાવો ગણાતો નથી તોપણ માજીસ્ત્રેટે જે કેસોમાં ફરીયાદીની જુબાની લઈ પુરાવો લીધા પછી નિરદોષ ઠરાવી છોડી મુક્યો હોયતો પછીથી ફરીયાદીને નોટીસ આપ્યા શીવાય ખોટી ફરીયાદ કરવાને માટે મંજુરી આવી હોયતો તે ગેરકાયદેસર આપેલી મંજુરી ગણાતી નથી. રાણી વી. શેર બીચરા ઈ. લો. રી. ૧૦ મ. ૨૩૨ જે મુકરદમાની દરમીયાન ગુન્હો બન્યો છે તે મુકરદમો પુરો થયા પછી મંજુરી લેવાની અરજી કરી હોયતો જે માણસ સામે મંજુરી મેળવવાની છે તે માણસને અરજીની ખબર આપ્યા શીવાય અને તેની તકરાર સાંભળ્યા શીવાય મંજુરી આપવી જોઇએ નહી. અબીલાખ સીગલીં ખુબ લામ ઇ. લો રી ૧૦ ક. ૧૧૦૦ પોતાના કેસની ફરીયાદ રદ થયાં પછી કહ્યુંકે— મંજુરી માટે કોઇ અરજ થઈ હોયતો તે સામે તકરાર બતાવવા તઈઆર છે એમ કીધા છ-

તા નોટીસ આપ્યા શીવાય તેની ગેરહાજરીમા અરજ સાંભળી મંજુરી આપી ઠરાવ્યુકે—તોહમત દારને નોટીસ ન આપવા માને તેનુ ન સાંભળવામા વ્યાજબી ડાહપણ વાપરૂ નથી આ કલમ પ્રમાણે કાઈ કોરટને પોતાના તબાની કોઈ કોરટે મંજુરી આપીહોય તો તે રદ કરવાની મનાછે ને તેથી હાઈ કોરટને વિચારવાની ફરજ છેકે—મંજુરી વ્યાજબી રીતે આપવામા આવીછેકે નહી. કેદારનાથની મોહેશ ઈ. લો. રી. ૧૬ ક. ૬૬૧ તોહમતદારની સામે નોટીસ કાઢવામાં આવ્જે મુદત છે તે માજીસ્ત્રેટને સાંભળવાની બાબતમાછે એટલે૭ મહીના પછી તેદી મંજુરી થી સાંભળી શકે નહી પણ એવો કાંઇ મતલબ નથી કે તે મુદતની અંદર ફરીયાદ તરફનુ કામ પુરૂ થઈ રહેવુ જોઇએ ગુલાબસીંગ વી. દેબીપ્રસાદ ઈ. લો. રી. અ. ૪૫ ૭ મહીનાની મુદત જે તારીખે મંજુરી આપી હોય તે તારીખથી ગણવી જોઇએ—ફરી તે મંજુરીનો સાર વાંચી બતાવે તે તારીખથી નકી ૭ મહીના વિત્યાપછી નવો હુકમ લખવામાં આવેતો તો તે નવી મંજુરી નથી પણ અસલ મંજુરીનુ ફરી વચનછે દરબારી મંડળ વીરૂધ જગુલાલ ઈ. લો. રી. ૨૨ ક. ૫૭૩ લીલા બહરૂમલ મયારામ મુ. હા. કો. ક્રી. રૂ. ૧૬–૧૦–૯૫ મુદત બાંધવાનુ કારણ અચોકસ મુદત સુધી તોહમત લીકતુ નરહે તે માટે છે તા ૫–૯–૯૩ નારોજ મંજુરી આપી તા. ૭–૩–૯૪ નારોજ માજીસ્ત્રેટ આગળ કામ સરૂ થયુ ને તા ૪–૫–૬ના રોજ તેહવારના દીવસ હતા ઠરાવ્યુકે–તેહવારના દીવસ મજરે ન મળે. ઠરાવેલી મુદતમાં કામ સરૂ થવુ જોઇએ એ મુદત વધારવાનો કાયદામાં ઠરાવ નથી રાજચંદર ઈ. લો. રી. ૨૨ ક. ૧૭૬ પણ મંગરરાય ઇ. લો. રી. ૧૮ અ. ૩૫૮માં આથી જુદુ ઠરવામાં આવ્યુ તા ૧૨–૧૨–૯૪નારોજ ઠરાવમા મંજુરી આપી. કાયદેસર મંજુરી તા. ૨૫–૧–૯૫ ના રોજ લખી ઠરાવ્યુ કે—મુદત તા. ૧૨—૧૨—૯૪ થી ગણવી. લાલા બહરૂમલ મુ. હા. કો. ક્રી. રૂ. ૧૬—૧૦—૯૫

## પરચુરણ

કઇ કોરટમા કામ ચાલશે તે બતાવવાની જરૂરી નથી. સુબ્બા આપીલાઇ ઈ. લો. રી. ૧૮ મ. ૪૮૭ મંજુરી બાબત અરજી થઈ કટેરને કોરટને દફતરપરથી મંજુરી આપવા જેવુ માલમ પડેતો નવો પુરાવો ન લેતા નાપાડવી. ઈ. લો. રી. ૬૫૨. ૯ ઈ. લો. રી. ૬૬, ૪૪ પણ ઈ. લો. રી. ૨૦ મ. ૩૩૯ ચોથાના કેસમા તેથી વિરૂધ ઠરાવ્યુ એટલે દફતર બીહજર પુરાવો લઈ મંજુરી આપી શકે—વકીલે અસીલ તરફથી દસ્તાવેજ રજુ કર્યો તે માટે વકીલ સામે મંજુરી આપેલી તેમા ઠરાવ્યુકે—બીજાએ ટંટો કરતા વકીલને માથે ભારે જોખમદારી નથી ને પોતાના અશીલ તરફથી દસ્તાવેજ રજુ કરવાના સંબંધમાં ક. ૧૯૬, ૪૭૧, ૧૦૯ મુજબના ગુન્હાઓ માટે તેનાપર કામ ચલાવવા સારૂ એમ બનાવવુ જોઇએકે તે પોતે સદરહુ દસ્તાવેજ બનાવવામાં હતો કે મદત કરી હતી અથવા તો બનાવટી છે એમ તે જાણતો હતો માત્ર દસ્તાવેજ જોયાપરથી તે બનાવટી છે એમ તેને શક ઉઠેલો હોવો જોઇએ એટલીજ હકીકત એ દસ્તાવેજ બનાવટી છે એમ માનવાનુ તેને કારણ હતુ અથવા તે બનાવટી છે એમ તે જાણતો હતો એ પ્રાયમાફસી પુરાવો નથી રણછોડદાસ નાગરદાસ ઈ. લો. રી. ૨૨ મુ. ૩૧૭.

આપેલી ખોટી જુબાની અગત્યની હોવાની જરૂર નથી જાણી બુજી તે ખોટી આપીછે એમ હોયતો તે બસછે મ. હા. કો. રી. ૧૩—૪—૮૧ કયા ખોટા દસ્તાવેજ બાબત કામ ચલાવવુછે તે ખુલુ બતાવવુ જોઇએ ખોટા દસ્તાવેજ બતાવ્યાના અમુક કૃત્ય અથવા કૃત્યો અને ખોટા પુરાવાના કેસમા જે અમુક ખોટા શબ્દો હોય તે બતાવવા જોઇએ ગોબીચંદન ૧૦ વિરૂધ ૪૧ બલવંતસીગ ઇ. લો. રી. ૧૮ અ. ૨૦૪ જે સખસ પર ખોટું તોહમત મુકયાનો કેસ હોય તેના બધા શાક્ષીઓ ની જુબાની લીધા શીવાય તેનાપર ક. ૨૧૧ મુજબ કામ ચલાવવાની મ

જુરી આપવામા આવેતો તે ગેરકાયદેસર છે શીઓ બેઠરી ઈ. લો. રી. ૬ ક. ૫૮૨ ઇં. લો. રી. ૬ ક. ૪૯૬ ઈ. લો. રી. ૭ ક. ૮૭ ઈ. લો. રી. ૭ ક. ૨૦૮, ૨૫ વિ.રી. ૧૦ ૧૬ વિ. રી. ૪૪ ઇ. લો. રી ૮ ક. ૪૩૫ પોલીસને ખોટી ખબર આપ્યા બાબત મંજુરીની જરૂર નથી. ગોકલ ચંદર ૨૪ વિરી ૪૧ ઈ. લો. રી. ૫ ક. ૧૮૪ ઇ. લો. રી. ૩ ર. ૩૨૨ ઇ. લો. રી. ૭ મ. ૨૯૨.

આ કલમ મુજબ કરેલી અરજીના સુનાવણી વખતે અરજદાર ગેરહાજર રહે તો ફરીયાદ કાઢી નાંખવી નહી રામચંદ્ર સીકેશ્વર મુ. હા. કો. ક્રી. રૂ. તા. ૩૧—૧૦—૭૮ ગુન્હો થયો છે કે નહી તેની ખાત્રી કરવા માટે ૫૦ માનુ મનબારીકાઇથી લગાડવું જોઇએ. તેનો ગેરઉપયોગ થતા અટકાવાનું ધ્યાનનાં રાખવું જાઇએ જીવન અંબાઇદાસ ઈ. લો. રી. ૧૯ મુ. ૩૬૨ આ કલમ પ્રમાણે કરેલા હુકમ આખરના છે ને તેનું રીવ્યું થઇ શકે નહીં. ગંગારામ બીનશંકરજી મુ. કા. કો. ક્રી. રૂ. નં. ૫૬ ડીસેંબર સને ૧૮૯૭

રાજ્ય વિરૂદ્ધ ગુન્હા બાબત ફરિયાદનું કામ ચલાવવું.

**૧૯૬. હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૨૭ મી કલમ શિવાય ૬ ઠ્ઠા બાબ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો અથવા તેજ કાયદાની કલમ ૧૦૮ અ, બ અથવા કલમ ૧૫૩ અ, અથવા કલમ ૨૯૪ અ, અથવા કલમ ૫૦૫ પ્રમાણે શિક્ષા થઈ શકે એવો કોઇપણ ગુન્હો ગવરનર જનરલ ઇન કોન્સિલના અથવા સ્થાનિક સરકારના અથવા જે અમલદારને ગવર્નર જનરલ ઈન કોન્સિલે આ બાબત અધિકાર આપ્યો હોય તે અમલદારના હુકમથી અથવા અખત્યારથી ફરિયાદ કર્યા વગર કોઇપણ કોરટે સાંભળવો નહિ.**

ટીકા—ક. ૧૦૮ અ. તથા. ૧૫૩ અ. તથા. ક. ૫૦૫ એ નવીન વધારેલ છે

જડજો તથા સરકારી નોકરો ઉપર ફરિયાદનું કામ ચલાવવું.

**૧૯૭. (૧) હિંદુસ્તાન સરકારની અથવા સ્થાનિક સરકારની મંજુરિયત વગર પોતાના હોદ્દા ઉપરથી ખસેડી ન શકાય એવા હરકોઈ જડજની ઉપર અથવા એવા હરકોઈ સરકારી નોકરની ઉપર તે સદરહુ પ્રકારનો જડજ છે અથવા સરકારી નોકર છે તે સબબથી કોઈ ગુન્હાનું તોહોમત મુકવામાં આવે, ત્યારે તેને ખસેડવાનો હુકમ કરવાનો જે સરકારને અધિકાર પોચ તે સરકારની અગાઉથી મંજુરિયત લીધા વગર અથવા એવી મંજુરીયત આપવા બાબત જે અમલદારને તે સરકારે અધિકાર આપ્યો હોય તે અમલદારની અથવા જે કોરટના અથવા બીજા અધિકારીના તાબામા સદરહુ જડજ અથવા સરકારી નોકર હોય અને સદરહુ મંજુરિયત આપવાના જેના અધિકારની સદરહુ સરકારે મર્યાદા કરી ન હોય તે કોરટની અથવા બીજા અધિકારીની અગાઉથી મંજુરિયત લીધાવગર કોઈ પણ કોરટે તે ગુન્હો સાંભળવો નહિ.**

ફરીયાદનું કામ ચલાવવા બાબત સરકારનો અધિકાર

**(૨) કયા શખસે તથા કઇ રીતે તથા કયા ગુન્હા અથવા ગુન્હાઓ બદલ શદરહુ જડજ અથવા સરકારી નોકરની ઉપર ફરિયાદનું કામ ચલાવવું તે નક્કી કરવાને તથા જે કોરટની આગળ ઇનસાફ કરાવવો હોય તે કોરટ વિશેષે કરીને જણાવવાને એવી સરકાર મુખત્યાર છે.**

**ટીકા—હોદ્દા પરથી ખસેડી ન શકાય** કોઇપોલીસ પટેલે પોતાના હોદ્દાની રૂએ કોઈ પણ ગુન્હો કર્યો હોય તો તેના ઉપર ફરીયાદ માંડતા પહેલા મંજુરી લેવાની કાંઈ જરૂર નથી વીલેજ પોલીસ આકટ પ્રમાણે સરકારની મંજુરી પ્રથમ મેલવ્યા શીવાય નોકરીમાંથી દુર કરી શકાયછે રાણી વી. ભગવાન દેવરાજ ઇ. લે.. રી. ૪ ઊ. ૩૫૭

**સદરહુ પ્રકારનો જડજ અથવા સરકારી નોકરછે** કોઈ દાવાની રજુઆત ચાલતી વખતે સાહેદીને આગ્રુ જાય એવા શબ્દો જડેજે કહ્યાથી તેના ઉપર તોહમત રાખવામાં આવેલા કેસમા ઠરાવ્યુંકે મંજુરી શીવાય આ કલમ મુજબ કામ ચલાવાય નહી પણ જ્યારે જડજ તરીકે કાયને કોર્ટની બાહાર આબરૂદાર એવા શબ્દો બોલેતો પરવાનગીની જરૂર નથી. ગોલામ મહમદ શેરીફ ઇ. લો. રી. ૯ મ. ૪૩૯ બધા જડજો સરકારી નોકરછે પણ બધાં સરકારી નોકરો જડજ નથી ૬ હા શે. રી. ૨૧ તા. ૨૯ ૩ ૭૧ કોઈ સરેકારી નોકર પણ એવા કૃત્યોનુ તોહમત રાખવામા આવ્યું કહેકે જે કૃત્યો કોઇ ખાનગી મલસે કર્યા હોયતો જબરાઈથી કહ્યાનો ગુન્હેગાર થાય તેમા એમ ઠરાવ્યુંકે ફરીયાદ કરવાની પરવાનગી લીધા શીવાય, જબરાઇથી કઢાવવાનો ગુન્હો ગણી રજુઆત ચલાવવી તે કાયદા વિરૂધ નથી રાણી વી. પદ્દમરામ કેશવજી મું. હા. કો. રી. ૬૧

**અગાઉથી મંજુરીઆત લીધા વગર** અગાઉથી મંજુરી મેળવવી જોઇએ. મંજુરી મેળવ્યા વગરનો ચલાવેલો મુકદમો કાયદા વિરૂધ અને હકુમત વિનાનો થાય છે પાછળથી મંજુરી મેળવી તે કાંઇ કામની નથી. રાણી વી. માસન ઈ. લો. રી. ૯ મુ. ૨૮૮ તથા ઈ. લો. રી. ૨ મુ ૪૮૧ તથા ૭ મુ. હા. કો. રી. ૬૧ મંજુરી લખેલી જોઇએ એવો કાંઈ નિયમ નથી. પણ આવી જાતની પરવાનગી અથવા હુકમ લખેત કરી કામમાં સામેલ રાખવાની ઘણી જરૂર છે પણ કોઇ રીતે કાયદેસર એમ કરવાની જરૂર નથી. મંજુરી વિષે વાંધો રજુઆત આલતી વખતે ઉઠાવવો જોઇએ. બી. ક્રીસ્ટોનારૂ ૭ મ. હા કો. રી. ૫૮ તોહમતદાર સરકારીનોકરછે એ સબબથી અમુક ગુન્હો કર્યાનુ તેની ઉપર તોહમત હોય અને સદરહુ સરકારીનોકર ઉપર સદરહુ ગુન્હો કર્યા માટે કામ ચલાવવાને પુરતા કારણો છે એવુ ઠરાવવાની જવાબદારી મંજુરી આપનાર અધીકારી કાયદા મુજબ રાખતો હોયતો આ કલમ પ્રમાણે મા ગેલી મંજુરી આપવી જોઇએ ક. ૧૯૫માં મોઘમ રીતે મંજુરી આપવા બાબત જે બબાવેલુ છે તે કલમ માહશાવ્યુ નથી અને ક. ૧૯૭ પ્રમાણે આપેલી મંજુરી ( ગેરકાયદે )નો અમલ ક. ૫૩૭ પ્રમાણે કરવા બતાવેલુ નથી તે ઉપરથી કાયદાનુ વલણ એમ જથાય છેકે–જે ગુન્હા માટે કામ ચલાવવાની મંજુરી આપેલી છે તે ગુન્હાનુ નામ જણાવવાની ફરજ મંજુરી આપનાર અધીકારીને માથે છે એક ડેપ્યુટી કલેકટરે રીપોર્ટ કર્યોકે–ડેપ્યુટી તે હસીલદારે રૂસવત લીધી. અને તેવા બીજા ગુન્હાના તોહમત મુકી જણાવ્યુકે–સદરહુ ગુન્હા કર્યા માટે ફોજદારી કોર્ટથી તપાસ થવી જોઇએ તે ઉપરથી બોઓફ રેવન્યુ એ તે ડીસ્ત્રીકટના કલેકટરની આગળ કામ ચલાવવાને મંજુરી આપી પણ અ મંજુરી આ કલમ મુજબ કાયદેસર નથી અને આવા તોહમત ફરમાવી કરેલુ કમીટ મેટ રદ કરવુ જોઈએ રાણી વી. રગમટ વીયર ઈ. લો. રી. ૧૬ મ. ૪૬૮ અમુક અધીકારી એજ અમુક સરકારી નોકરપરના તોહમતનુ કામ ચલાવવુ એવુ સરકારે ખસુસ કરીને મજુરીના હુકમમાં લખ્યુ હોયતો પછી બીજા કોઈ અધીકારીથી એ કામ ચલાવી શકાય નહી ને ચલાવેતો ગેરકાયદે છે. વીનાયક દેવા કરત્યુ. હા. કો. રી. ૩૨

**સાંભળવો નહી** આ કલમના હેતુ પ્રમાણે જે ગુન્હો બતાવ્યો છે તે માટે ફરીયાદીને તપાસવો ને પરથી સાંભલવો નહી તેમાં ઉતરતા પેહલા મંજુરી દાખલ કરવી જોઇએ.

અને ફરીયાદ સમજતા પેહલા ફરીયાદીને તપાસવો એ વખતો વખત જરૂરનુ છે. નારાયણસામી ૭ મ. હા. કો. રી. ૧૮૨ આ કલમ મુજબ મંજુરી લેવાની તે એવી ફરીયાદો માંડયા પેહલા લેવી જોઇએ જ્યાં સુધી પરવાનગી મળી નથી ત્યા સુધી જે માજીસ્ત્રેટથી ગુન્હો ચલાવાય તે માજીસ્ત્રેટને ગુન્હો ચલાવવાનો અધીકાર નથી અને આવી રીતે પરવાનગી મેળવ્યા શીવાય પુરાવાપરથી કોઇને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હોય તો તે ગેર કાયદેસર ગણાય છે રાણી વી. પરશરામ ૭ મુ. કા. કો. રી. ૬૧ સદરહુ મંજુરીયાત આપવાના જેના અધીકારની સદરહુ સરકારે મર્યાદા ન કરી હોય. આ કલમની મતલબ એટલીજ છે કે—સરકારની મંજુરી લેવી જોઇએ કે જેને તોહમતદારને ખશેડવાની સત્તા છે અથવા સરકારે જેને અધીકાર આપ્યો હોય તેવા કોઈ અમલદારની અથવા સદરહુ જડજ કે સરકારી નોકર જેના તાબામાં હોય તે કોર્ટની અથવા તેવા અમલદારની સદરહુ મંજુરીઅત આપવાના જેના અધીકારની સદરહુ સરકારે મર્યાદા કરી નહોય તેની મંજુરી લેવી જોઇએ નારાયણ સામી આયર ૭ મ. હા. કો. રી. ૧૮૨ નોકરીમાંથી દુરકરીના શકાય તેવા કોઈ સરકારી નોકર અથવા જડજ જે કોર્ટ અથવા અધીકારીના તાબામાં ગણાયછે તે કોરટ અથવા અધીકારી ફરીયાદ માંડવાની મંજુરી આપી શકે છે અથવા ફરીયાદ માંડવા હુકમ કરી શકે છે સરકારે અધીકાર આપવો જોઈએ એવુ કાંઈ નથી પણ અવધ બાંધ્યા શીવાય અથવા અનામત રાખી મુકયા શીવાય તે કાયમ ગણાશે મુદત ના હોય તો દરેક કોરટ અથવા અધીકારીને સત્તા હોય છે. બીક્રીસ્ટોના રૂ ૭ મ. હા. કો. રી. ૫૮

કરાર તોડવા બાબત, આબરૂ લેવા બાબત અને લગ્ન વિરૂદ્ધ ગુન્હા બાબત ફરિયાદનું કામ ચલાવવું.

**૧૯૮. જે ગુન્હો હિંદુસ્તાનના ફોજદારી કાયદાના ૧૯ મા અથવા ૨૧ મા બાબમાં અથવા તેજ કાયદાની ૪૯૩થી ૪૯૬ સુધીની ( એ બન્ને કલમો સુદ્ધાં ) કલમોમાં આવતો હોય તે ગુન્હાથી જે શખસને નુકશાન પહોંચ્યું હોય તે શખસે કરેલી ફરિયાદ વગર કોઈ પણ કોરટે તે ગુન્હો સાંભળવો નહિ.**

**ટીકા—જે સખસને નુકસાન પહોચ્યુ હોય તે સખસે** ફરીથી લગ્ન કરવાને માટે કોઈ ગાંડા માણસની સ્ત્રી ઉપર તે માણસના ભાઈની ફરીયાદ પરથી કામ ચલાવવામાં આવ્યુ હતુ ઠરાવ્યુંકે ગાંડા માણસના ભાઇએ ફક્ત ફરીયાદ કર્યા પરથી " તે ગુન્હાથી જે સખસને નુકસાન પોહોચ્યુ હોય તે સખસે કરેલી ફરીયાદ આ કલમના અર્થ મુજબ ગણાતી નથી અને તેથી ફરીયાદ ચલાવી શકાય નહી. રાણી વી. બાઈ રૂક્ષમણી ઈ. લો. રી. ૧૦ મુ. ૩૪૦ ક. ૪૯૭ના ગુન્હા માટે છોકરો તેની મા માટે જેમ ધણી તેની સ્ત્રી માટે જે સ્થીતીમા છે તે સ્થીતીમાં છોકરો નથી ને તેથી કરી છોકરો તેની માની આબ્રુ બાબત ફરીયાદ માંડી શકે નહી. મસુરી આડીન વી જગનનાથ. ક. વિ. નો. ૧૮૯૩ પા ૨૦૭ કોઈ સ્ત્રીની બદ નકશીના કામમાં નુકસાન પામલી સખસ તરીકે ફરીયાદ કરવાને તે સ્ત્રી જાતે લાયક છે તેનો કોઈ સગો તે માટે લાયક નથી. કુસ્ત નટીન. મુ. હા. કો. ક્રી. રૂ. ૩ ૩ ૮૭ કોઇ પરણેલી સ્ત્રી બદ ચાલનીછે એવી રીતે કહી આબરૂ લીધેલી તેથી તેના ધણીને નુકસાન પોહચે છે માટે તે આ કલમ પ્રમાણે ફરીયાદ કરી શકે છે એલમ નૈડુ વી. રામ સામી ઈ. લો. રી. ૧૪ મ. ૩૭૯

**ફરીયાદ વગર** ફરીયાદ રજુ કર્યા પછી તે ક. ૨૦૦ પ્રમાણે જ્યારે જુબાની લીધી હોય તે પછી પોતાની ખુશીથી અથવા માજીસ્ત્રેટની સુચનાથી પાછલથી આબરૂ બાબતનુ તોહમત તે વધારી શકે નહી રાણી વી. દેવકીનંદ ઇ. લા. રી. ૧૦ અ. ૩૯ ફરીયાદીએ પોતાની સ્ત્રીને કોઇએ રાખી છે એમ ફરીયાદ કરી. પછે એક લગ્ન છતા બીજુ લગ્ન કર્યાનુ સાબી

ત થયુ તેમાં ઠરાવ્યુકે તાજી ફરીયાદ વગર સેસન કમીટ કરેલો તે ગેર કાયદેસર નથી. ઉજલા બીવા ૧ ક. લો. રી. ૫૨૩

છિનાળાં બાબત અથવા પરણેલી સ્ત્રીને ફેસલાવી જવા બાબત ફરિયાદનું કામ ચલાવવું.

**૧૯૯. હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૯૭ મી અથવા ૪૯૮ મી કલમ મુજબના કોઈ ગુન્હા બાબત, તે સ્ત્રીના ધણીએ, અથવા, તેની ગેરહાજરીમાં, તેની તરફથી જે શખસની શંભાળમાં સદરહુ સ્ત્રી તે ગુન્હો કરવામાં આવ્યો તે વખતે હોય તે શખસે ફરિયાદ ન કરી હોય, તો કોઇ પણ કોરટે તે ગુન્હો સાંભળવો નહિ.**

**ટીકા—ફરીયાદ ન કરી હોય**—ફરીયાદ એ શબ્દમાં લખેલ ફરીયાદનો તેમજ પ્રોસેસ નીકળતા પહેલા ફરીયાદીની જુબાની લીધી હોય તેનો પણ સમાવેશ થાયછે શેખ મહમદ મુ. હા. કો. ક્રી. રૂ. ૪૪ સને ૧૮૯૧ છીનાળાના કેસમાં ધણીની રીતસર કબુલાત તેની જુબાનીની ઉ-વટ વધારવામાં આવતી હોય તો તે આ કલમ પ્રમાણે બરાબર નથી. રાણી વી. લખીનારાયણ ૨૪ વિ. રી. ૧૮ આ કલમના અર્થ મુજબ બળાત્કાર સંભોગના ગુન્હાનુ તોહોમત ફેરવી ધણી-ની મંજુરી શીવાય છીનાળના ગુન્હાનુ તોહમત રાખી શકાય નહી ને ધણીએ આ કલમમાં બતાવ્યા મુજબ છીનાળાની ફરીયાદ ખરેખર રીતે તોહમતદાર સામે કરી નોતી નેબળાત્કારસંભોગના ગુન્હા માટે ફરીયાદ તરફના સાક્ષી તરીકે ધણી આવ્યો તે ઉપરથી આકલમના અર્થ મુજબ તેણે ફરીયાદ કરી હતી એમ ધારી શકાય નહી ને તેથી છીનાળા માટે કરેલી શીક્ષા રદ કરવી જોઇએ શણી વી. કાલુ ઈ. લો. રી. ૫ અ. ૨૩૩ રાણી વી. રામબક્ષ. ક. વિ. નોટસ ૧૮૮૩ પા. ૧૬૫. ક. ૪૯૪ને૪૯૮ મુજબ ગુન્હાની ફરીયાદમાં ક. ૪૯૭ના ગુન્હાનો સમવેશ થતો નથી અને તેથી. ક ૪૯૭ નાગુન્હા માટે કામ ચલાવી શકાય નહી નાલીયા વલદ વીઠુ મુ. હા. કો. ક્રી રૂ. ૪-૧૨-૯૦ ફરીયાદી એ પોતાની સ્ત્રીના સંબંધમાં ક. ૩૬૬ મુજબના ગુન્હા માટે ફરીયાદ કરી માજીસ્ત્રેટે ક. ૪૯૮ મુજબના ગુન્હા માટે ગુન્હેગાર ઠરાવી શીક્ષા કરી. સેસન જડજનો અભીપ્રાય એવો છે કે ક. ૪૯૮ ના ગુન્હા માટે ધણીની ફરીયાદ નથી. ને ગુન્હો આ કાયદાની ક ૨૨૮માં આવતો નથી ઠરાવ્યુકે–ક. ૨૩૮મા આવેછે કાયદાનો હેતુ એવો છેકે લગ્ન સંબંધી ગુન્હા ધણીની અથવા કાયદેસર અખતીયાર વાળાની મંજુરી શીવાય પોતાની ખુશીથી માજીસ્ત્રેટે ચલાવવા નહી ને તે અટકાવવાનો કાયદા કરનારનો વિચાર છે પણ જ્યારે ધણી ક. ૩૬૬ના ગુન્હા માટે ફરીયાદ લાવે ને તે માટે તે ફરીયાદી હોયતો ક. ૪૯૮ પ્રમાણે સજા થઈ શકે તેવો પુરતો પુરાવો હોયતો નાના ગુન્હા માટે ગુન્હેગાર ઠરાવે તે બરાબર છે પણ ભારે ગુન્હા માટે તે પુરતુ નથી. જમાસેખ વી. રેઈઝિટ સેઇક ઇ. લો. રી. ૨૦ ક. ૪૮૩

---

## બાબ ૧૬ મો.

## માજીસ્ત્રેટોએ ફરિયાદ કરવા બાબત.

ફરિયાદીની જબાની લેવા બાબત

**૨૦૦. ૪૭૬ મી કલમના ઠરાવોને પાત્ર રહીને ફરિયાદ ઉપરથી કોઇ ગુન્હો સાંભળનારા માજીસ્ત્રેટે તુરત ફરિયાદીની કસમ ઉ-જબાની લેવી, અને તે જબાનીનો સાર લખી લેવો તથા તે ઉપર ફરિનાદીએ અને માજીસ્ત્રેટે પણ સહી કરવી;**

પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

**(અ) જ્યારે ફરિયાદ લખીને કરવામાં આવે, ત્યારે આ કલમ માંહેના કોઈ પણ મજકુરમી, ૧૯૨ મી કલમ પ્રમાણે તે મુકદ્દમો બીજાની પાસે મોકલતાં પહેલાં કોઈ માજીસ્ટ્રેટને ફરિયાદીનો જબાની લેવની જરૂર છે એવું સમજવું નહિ;**

**(બ) જ્યારે સદરહુ માજીસ્ટ્રેટ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ હોય, ત્યારે દરેક મુકદ્દમામાં તે માજીસ્ટ્રેટ દુરસ્ત ધારે તે પ્રમાણે સદરહુ જબાની કસમ ઉપર અથવા તે વગર લેવાનો અધિકાર છે, અને તે લખી લેવાની જરૂર નથી; પણ પોતે દુરસ્ત ધારે તો, ફરિયાદની બાબત પોતાની આગળ આણતાં પેહેલાં તે માજીસ્ટ્રેટ તે બાબત લખી આપવાનું રમાવવાને મુખત્યાર છે;**

**(ક) જ્યારે તે મુકદ્દમો ૧૯૨ મી કલમ પ્રમાણે કોઈ બીજા પાસે મોકલવામમાં આવ્યો હોય અને આ પ્રમાણે મોકલનારો માજીસ્ટ્રેટ ફારયાદીની જુબાની લઇ ચુકયો હોય, ત્યારે જે માજીસ્ટ્રેટની પાસે તે મુકદ્દમો મોકલવામાં આવ્યો હોય તે માજીસ્ટ્રેટ ફરિયાદીની ફરીથી જબાની લેવાને બંધાયલો નથી.**

**ટીકા**—"૪૭૬મી કલમના ઠરાવોને પાત્ર રહીને" આ શબ્દો નવીન છે રકમ "બ" મા " લખી લેવાની જરૂર નથી " એ શબ્દો નવીન છે. **કસમ પર જબાની લેવી.** માજીસ્ટ્રેટ ફરીયાદીને સાક્ષીની માફક સોગન પર તપાસવો જોઇએ અને તેની જાત માહીતીની જે બાબત હોય તે બાબત તપાસવો જોઇએ. હરેનાથ વિ. રી. ૧૮૬૪ પા. ૩૩ જ્યારે તોહમતદાર પોતાની ખુશીથી તોહમતનો જવાબ દેવા હાજર થાય તો સમન કે વારંટ કાઢવા માટે સોગન પર ફરીયાદીની જુબાની ન લીધી હોય તે કાંઈ જરૂરતુ નથી. રાણી વી. સીવાપા ૫ મુ. હા. કો. રી. ર૯કસમપર જુબાની લેવી એવા શબ્દછે તેથી જુબાની લેવાની માજીસ્ટ્રેટની ફરજ છે માજીસ્ટ્રેટની મરજી પર આધાર નથી. માટે ફરીયાદીને અવસ્ય તપાસવો જોઇએ ને તે એવી રીતે તપાસવોકે ફરીયાદમા લખેલી હકીકત વિષે માજીસ્ટ્રેટ બરાબર વિચાર કરીશકે અને પછી આગલ કામ ચલાવવાની જરૂર છેકે નહી તે વિશે નકી થઇશકે અને તેપરથી શું શું કામ કરવુ તે નકી થાય. માત્ર નમુના પ્રમાણે ફરીયાદમાં લખેલી વાત ખરી છે. એટલુ પુછવુ તે કસમ પર જુબાની થતી નથી હરખચંદ નવલખા ૮ વિ. રી. ૧૨ મુંબાઇ હાઇકોરટ સરકયુલર બુક પાને જણાવ્યુ છેકે—આગળ કામ ચલાવવાને કાંઇપિણ કારણો છેકે નહી તેનો અભીપ્રાય બાંધવાનુ માજીસ્ટ્રેટને બની આવે એવી રીતે યોગ્ય રીતે પુરી તપાસ થાય તે માટે આ કલમ પ્રમાણે ફરીયાદીની જુબાની લેતી વખતે સંભાળ રાખવી જોઇએ ણુલીસીંગ ૧૭ વિ. રી. ૨ ના કામમાં ઠરાવ્યુકે—ફરીયાદ શુછે તે નકી કરવાનુ છે તે કાંઈ ફરીયાદ વાંચી જોઇ એટલે પાર પડયુ એમ નથી પણ ફરીયાદીની જુબાની લઈ તે જે કેહ તે ઉપરથી ફરીયાદ શું છે તે નકી થાયછે.

**જબાનીનો સાર લખી લેવો તથા તેપર ફરીયાદીએ તથા માજીસ્ટ્રેટે સહી કરવી.** આ કલમ પ્રમાણે ફરીયાદીની જુબાની લખી લેવી જોઇએ ને તેપર માજીસ્ટ્રેટને તથા ફરીયાદીએ સહી કરવી જોઇએ રાણી વી. હરપ્રસાદ ૪ નો વે. પ્રો. ૨૩ અને નહીમ ચંદ્ર ૩ ઈ. લો. રી. ૬૭ આકલમ પ્રમાણે માજીસ્ટ્રેટે તપાસવો જોઇએ ને તેની જુબાની દાખલ કરી બાદ હાજર થવા પ્રોસેસ કાઢવુ ફરીયાદ ઓફીસમા દાખલ કરવાનો શેરો કરવો એ ગેરકાયદે છે નીલ મોનાય ૧૬ વિ. રી. ૫૮ પ્રથમ દર્શનીક પોલીસ અખત્યારી ગુન્હો હોય તો પણ માજીસ્ટ્રેટે ફરીયાદીને સમન આપવા ના પાડી શકેનહી પણ કાયદા પ્રમાણે તેને સોગન પર તપાસી બાદ હુકમ કેસમા

કરવો જોઇએ અમીર વી. બ્રાઅ. ૧૪ વિ. રી. ૩૬ ફ્રીયાદીને તપાસ્યા શીવાય હાજર થવાને કાઢેલા સમન ગેર કાયદે ઠરાવ્યા રજીબમન્ડલે વી. લોચન વિ. રી. ૧૮૬૪ પા. ૩૭ મુખત્યારે ફ્રીયાદ રજુ કરી તેવખતે હાજર નોતો તેમા ઠરાવ્યુકે આ કલમ મુજબ ફરીયાદીને તપસવાની તક નહોતી તેથી તે અરજી કરવામા તે વ્યાજબી હતો જાનકીકોમદોડુની બાબત મુ. હા. કો. વી. રૂ. ૨૪ ૧૧ ૯૨ માજીસ્ત્રેટને કે જે બાબત તેને હુકુમતછે તેની ફ્રીયાદ કરવામા આવે તો તે પોલીસ અમલદાર તરફ મોકલવી તે વ્યાજબી નથી જ્યારે તેને અધીકારછે ત્યારે તેને કાયદા મુજબ કામ ચલાવવુ જોઇએ બીજી રીતે ચલવ્યાથી કાયદા વિરૂધને નુકસાન કર્તા છે. જાનકીદાસ ગુરૂ સીતારામની અરજી બાબત ઈ. લો. રી. ૧૨ મુ. ૧૬૧ રાણી વી. મુરધટ ઈ. લો. રી. ૯ અ. ૬૬૬માં ઠરાવ્યુકે–ફ્રીયાદના રૂપમાં લખેત અથવા મોઢેથી જુબાની લઇને સોગન આપ્યા તો બરાબર સરત પાળીછે એમ ગણાય જુબાની લીધા શીવાય સોગન આપી ફરીયાદ ખરી કરી લીધી હોય તો ક. ૨૦૩ની બરાબર સરત વાળી છે ને જો તેમ ન કર્યું હોયતો ક. ૫૩૭ પ્રમાણે ગેરશી રસ્તો ગણાય પણ ઇ. લો. રી. ૧૮ અ. ૨૨૧ રાણી વી. કેશરીના કામ માં ઠરાવ્યુકે—ફ્રીયાદીને ફ્કત સોગન આપી ખરી કરી લેવી તે પુરતુ નથી આ કલમ મુજબ રીતસર સોગન આપી જુબાની લેવી જોઇએ.

**ફ્રીયાદ કોણ કરી શકે** જે ગુન્હો બન્યાનું જાણતો હોય અને જોકે તેમા તેનુ હીત નહોન અથવા ગુન્હામા તેનુ લખાતુ વલગાતું નહોય તોપણ કાયદો અમલમા લાવવા ફ્રીયાદ કરી શકે છે નુકસાન પામેલાએજ કરવી એવો કાયદાનો નિયમ નથી ગણેસ નારાયણ સાથે ઈ. લો. રી. ૧૩ મુ. ૬૦૦

જે માજીસ્ત્રેટને ફ્રિયાદ લેવાનો અધિકાર ન હોય તેણે શું કરવું.

**૨૦૧. (૧) જે માજીસ્ત્રેટને તે મુકદમો સાંભળવાનો અધિકાર ન હોય તેને તે ફ્રિયાદ લખીને કરી હોય તો, તેણે તે ફ્રિયાદ યોગ્ય કોર્ટની આગળ રજુ કરવા અરજી પાછી આપવી અને તેની ઉપર તે મતલબનો શેરો લખવો.**

**(૨) જો તે ફ્રિયાદ લખીને કરી ન હોય તો, તે માજીસ્ત્રેટે ફ્રિયાદીને યોગ્ય કોર્ટ કઈ તે કહેવું જોઇએ.**

**ટીકા**—કલમ ૨ નવીન છે.

પ્રોસેસ કહાડવાનું મુલતવી રાખવું.

**૨૦૨. (૧) ચીફ્ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટને અથવા બીજા જે પ્રેસિડેન્સી માજીસ્ત્રેટને સ્થાનિક સરકાર આ બાબત વખતે વખતે અધિકાર આપે તે પ્રેસિડેન્સી માજીસ્ત્રેટને અથવા પેહેલા અથવા બીજા વર્ગના માજી સ્ત્રેટને જે ગુન્હો સાંભળવાનો અધિકાર હોય તે ગુન્હાની ફ્રિયાદનાં ખરાપણા બાબત તેની ખાત્રી ન થાય તો ફ્રિયાદીની જબાની લીધા પછી પોતાનાં કારણ દફતરમાં દાખલ કરવાને, અને પછી જે શખસની ઉપર ફ્રિયાદ થઈ હોય તે શખસને હાજર થવાની જરૂર પાડવા માટે પ્રોસેસ કહાડવાનું મુલતવી રાખવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે, અને ફ્રિયાદનું ખરાપણું અથવા ખોટાપણું નક્કી કરવા સારૂ માજીસ્ત્રેટ તે મુકદમાની પોતાની જાતે ચોકસી કરવાને અથવા પોતાના તાબા માંહેના હરકોઇ અમલદારને અથવા કોઇ પોલીસ અમલદારને અથવા પોતે યોગ્ય ધારે એવો બીજો જે શખસ માજીસ્ત્રેટ અથવા પોલીસ અમલદાર ન હોય તે શખસને પ્રથમ સ્થાનિક તપાસ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે.**

**(૨) જે શખસ માજીસ્ત્રેટ અથવા પોલીસ અમલદાર ન હોય તેવો કોઈ શખસ સદરહુ તપાસ કરે, તો જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તે અમલદારને આ કાયદાથી આપેલા સઘળા અધિકાર તે શખસે ચલાવવા, પણ વગર વારંટે પકડવાનો અધિકાર તેને નથી.**

**(૩) આ કલમ કલકત્તા મુંબઇ એ શેહેરોમાંની પોલીસને લાગુ છે.**

**ટીકા**—"ખરાપણા બાબત શક આણવાનુ કારણ જણાય" આ શબ્દોને બદલે "ખરાપણા બાબત તેની ખાતરી ન થાય" આ શબ્દો મુક્યા છે.

**કારણ દફતરમાં દાખલ કરવાને.** કારણો લખવા જોઈએ બૈયદનાથ વી. મુસપરટ ઈ. લો. રી. ૧૪ ક. ૧૪૧.

**ખરાપણુ અથવા ખોટાપણુ નકી કરવા સારૂ.** ફરીયાદીને પોલીસ તરફ મોકલવો તે વ્યાજબી નથી પણ કાયદાં પ્રમાણે વર્તવુ જોઈએ. ને કાયદાથી વિરૂધ રસ્તો પકડવો ન જોઇએ. જાનકીદાસ ઇ. લો. રી. ૧૨ મુ. ૧૬૧ આ કલમ પ્રમાણે તપાસ કરવા. ફરીયાદના સાક્ષીને તપાસીને. તોહમતદારની સામેપ્રોસેસ કાઢયુ હોય ત્યારે પછે કેહવુ નજોઇએ. ઈ. લો. રી. ૯ મ. ૨૮૨ ફરીયાદીએ કરેલી ફરીયાદ સાચી છેકે નહી એ ખોળી કાઢવા માટે જોકે તોહમતદાર માજીસ્ત્રેટના તાબાનો હોય તોપણ તેની પાસેથી આ કલમ મુજબ રીપોર્ટ માગવો નહી. ઇ. લો. ૧૪ ક ૧૪૧ પોલીસ તરફ તપાસ થવા કેસ મોકલ્યો ને તેનો જે રીપોર્ટ આવે તે તપાસ એ કેસનો ભાગ છે ને ક. ૨૦૩ પ્રમાણે જ્યારે રદ કરે ત્યારે ખાસ કરીને છે ઈ. લો. રી. ૧૪ ક. ૧૪૧ તોહમતદારને વારંટથી કોર્ટ રૂબરૂ આણ્યા પછી આ કલમ પ્રમાણે તપાસ કરવા હુકમ થઇ શકે નહી. રામકાંત સીરકાર ૨૧ વિ. રી. ૪૪ ફરીયાદના ખરાપણા બાબત શક હોય તો આ કલમ પ્રમાણે પોલીસ અમલદાર તરફ મોકલી શકે પણ જો તાબાનો અમલદાર હોય તો જાતે તપાસ કરવી. કાનાપા પીલાઈ ઈ. લો. રી. ૨૦ મ. ૩૮૭ ખરાપણુ કે ખોટાપણુ નકી કરવા. ફરીયાદીનો પુરાવો લેવો એમ નથી પણ સાક્ષીઓને તપાસવાનુ અને તેન યોગ્ય લાગે તેવી તજવીજ કરવાનુ માજીસ્ત્રેટની મુખતીયારી ઉપર છે કંકુચંદ શીવચંદ મુ. હા. કો. ફી. તા. ૨૬ જુન ૧૮૯૭

**૨૦૩. જે માજીસ્ત્રેટની આગળ ફરિયાદ કરી હોય અથવા જે માજીસ્ત્રેટની પાસે તે ફરિયાદ મોકલી હોય તે માજીસ્ત્રેટ, ફરિયાદીની જબાની લીધા પછી અને ૨૦૨જી કલમ પ્રમાણે તપાસ કરી હોય તો તેના પરિણામ ઉપર વિચાર કર્યા પછી આગળ કામ ચલાવવાનો પુરતો સબબ નથી એવું તેની નજરમાં આવે, તો તે ફરિયાદ કાહાડી નાંખવાને મુખત્યાર છે. એવે પ્રસંગે એમ કર્યા બાબતના પોતાનાં કારણ ટુંકમાં લખી રાખવાં જોઇયે.**

ફરિયાદકહાડી નાખવા બાબત.

"એવે પ્રસંગે એમ કર્યા બાબતના પોતાના કારણ ટુકામાં લખી રાખવા જોઈએ" એ શબ્દો નવીન ઉમેર્યા છે. આ કલમ પ્રમાણે ફરીયાદ રદ કરતા આ કાયદાની ક. ૨૦૦ થી ૨૦૩ સુધી સાથે વાંચવી જોઈએ અને નિચે બતાવેલા ત્રણ કારણો જેવાકે—આ કાયદાની ક. ૨૦૦ મુજબ લખી લીધેલી ફરીયાદીની હકીકત પરથી કાંઇ ગુન્હો બન્યો નથી એમ માલમ પડેતો (૨) અને ફરીયાદીએ બતાવેલી હકીકત પરથી તે વિશ્વાસ રાખતો ના હોયતો (૩) અને તે હકીકત ઉપર તે ભરોસો ના રાખે પણ તે અણુભરૂસો જોઇશે તેવો મજબુત નથી કે જેને માટે ક ૨૦૨ મુજબ વધારે તજવીજ કર્યા શીવાય ચાલી શકે એ ઉપરથી તો તેના કારણો લખવા જોઇએ. બઇદિનાથ ઈ. લો. રી. ૧૪ ક. ૧૪૧

**ફરીયાદીની જબાની લીધા પછી.** માજીસ્ટ્રેટ ફરીયાદ રદ કરતા અવલ ફરીયાદીની જુબાની લેવાને બંધાએલ છે. રંગા સીમી વી. સાબાપાથી ૪ મ. હા. કો. ૧૬૨ રામચરન ૩ નો. વો. પ્રો. ર૭ર રાણી વી. ગનેશ નારાયણ સાઠે ઈ. લો. રી. ૧૩ મુ. ૫૯૦ રાણી વી. મરહાઈ ઈ. લો. રી. ૯ અ. ૬૬૬ માં ઠરાવ્યુકે—ફરીયાદીની રીતસર જુબાની ન લીધી હોયતો એ ઢંકાઇ જાય તેવી ભુલ છે. પણ ઈ. લો. રી. ૧૮ અ. રર૧ માં ઠરાવ્યુકે—લેવી જોઇએ.

**વિચાર કર્યા પછી** તમામ વર્ગના માજીસ્ટ્રેટોએ ખુલી રીતે જાણવુ જોઇએકે પોલીસ પોતાની ફરજ પુરાવો એકઠો કરવાની બજાવે છે ત્યારે ભેગા કરેલા પુરાવાના ભરૂસા બાબત તથા તેના પુરતા પણા બાબત ચુકાવવાનુ કામ માજીસ્ટ્રેટપર રહેલુ છે ગર્વમેંટ વી. કરીમદાદ ઈ. લો. રી. ક. ૪૫૬

**પુરતા કારણુ** તોહમતદાર વિરૂધ વિશ્વાસ રાખવા લાયક પ્રથમ દર્શનીક કેસ જેથી સાબીત થાય એવી ખરી હકીકત ફરીયાદી માજીસ્ટ્રેટની ધ્યાનપર લાવે તેનેજ પુરતા કારણ કહેછે ગનેશ નારાયણ સાઠે ઇ. લો. રી. ૧૩ મુ. ૫૯૦ આ કલમથી તોહમતદાર વિરૂધ પ્રોસેસ કાઢયા શીવાય ફરીયાદ કાઢી નાંખવા સબંધી માજીસ્ટ્રેટને વધારે સત્તા મળે છે પણ અમુક સરતો આ કલમ પ્રમાણે હુકમ કરતા પહેલા પુરી પાડવી જોઇએ બઇદનાથ વી. મુસપરટ ઇ. લો. રી. ૧૪ ક. ૧૪૧ ફરીયાદ ખોટી અને પાયા વગરની છે એમ માજીસ્ટ્રેટનુ ધારવુ હો· હોયતો તે સમન અથવા વારંટ કાઢવાને બંધાએલો નથી કાયદા પ્રમાણે તેના વિચારપર તે રહેલુ છે અને તે વિચારનો અમલ કરવો તેને માથે રહેલ છે. રામચરનની બાબત ૩ નો. વે. પ્રો. ર૭ર બટુલ વી. ભગતુ ૧૦ વિ. રી. ૫૦ માજીસ્ટ્રેટના વિચાર પ્રમાણે જો કે કેસ દીવાની લાયક હોય તો પણ બતાવેલી હકીકત ખરી હોય તો વાજબી રીતે રાખેલી તોહમતની તપાસ કરવી જોઈએ પણ આ કલમ પ્રમાણે સંક્ષીપ્ત રીતે કાઢી નાંખવી ન જોઇએ રાણી. વી. હરપ્રસાદ ૪નો વે. પ્રો. ર૩ પ્રાયમા ફેશી કેસ સાબીત થયો હોયતો માજીસ્ટ્રેટે શાક્ષીયોને બોલાવી તેમની જુબાનીઓ લઈ પુરાવાપરથી પોતાનો મત બાંધવો જોઇએ ફક્ત પોલીસ રીપોટ પર આધાર રાખી કાઢી નાખવી ન જોઇએ બ્રોડોકંત મુકરજી વી. કાલી ૯ વિ. રી. ર૧. દીવાની કામ સારૂ ફોજદારી કોર્ટથી પ્રોસેસ કાઢવા તે કરતાં વધારે ખરાબ બીજુ કાંઈ નથી. ને માજીસ્ટ્રેટો જે સત્તા ધરાવેછે તેની રૂઇએ એવા કામમાં વાપરવો નહી જોઇએ રઉનક હુસેન વી. હરબતસ ઈ. લો. રી. ૩ અ. ર૮૩ તોહમતદારને હાજર થવા માટે સમન કાઢયા પહેલા આ કલમ મુજબ ફરીયાદ માંડી વાળી શકે છે પણ જ્યારે સઘળા પક્ષકારો હાજર હોયતો આગળ બતાવેલી પદ્ધતી મુજબ મુકદમો ચલાવવાને તે બધાએલ છે. અને પુરાવો લીધા શીવાય તે હુકમ કરી શકે નહી બીલાસ વી. મકરૂ ૧૦ વિ. રી. ૬૧.

ફરીયાદીએ ક. ૩ર૩ ના ગુન્હા માટે ફરીયાદ કરી માજીસ્ટ્રેટે ટુંકામા ફરીયાદીની જુબ. ની લીધા પછી પણ તેને કોઇ સાક્ષીયો બોલાવવાના છે કે કેમ એ બાબત પુછેલુ નહી ને હુકમ કર્યો કે પોલીસ અમલદાર તરફ મોકલવી ને પરિણામનો રીપોર્ટ માગ્યો રીપોર્ટ આ વ્યાપરથી માજીસ્ટ્રેટે ફરીયાદ રદ કરી માજીસ્ટ્રેટે પ્રથમના હુકમમા ફરીયાદના ખરાપણા બાબત શક છે એમ માલમ પડવાના કારણ લખ્યા નોતા તેમ ફરીયાદના ખરાપણા બાબત શક છે એમ પણ લખેલું નોતું ફરીયાદ કાઢી નાંખ્યા પછી ફરીયાદીએ ફરી બીજા તોહમત માટે પ્રથમના કેસની હકીકત પરથી ફરીયાદ કરી. ને તે પરથી કામ ચલાવી ગુન્હેગાર ઠરાવ્યો. ઠરાવ્યું કે—માજીસ્ટ્રેટ ક. ર૦ર પ્રમાણે ચાલ્યો નથી ને પોલીસરીપોર્ટ આવ્યા પરથી ફરીયાદ રદ

ન કરવી જોઇએ બીજી ફરીયાદ આવ્યા પરથી વધારે ચોકશી કરવાનો હુકમ કાયદા વિરૂધ નથી ને પ્રથમની ફરીયાદ જે હકીકતમાં રદ થઈ હતી. તે હકીકત જોતા વધારે ચોકશીની જરૂર હતી. રાણી વી. પુરન ઇં. લો. રી. ૯ અ. ૮૫. ફરીયાદીએ ફરીયાદ કરી કે–તોહમતદાર તેની બાયડીને ફોસલાવી લઈ ગયો છે ( નાનકાગ્નીજેબલ ગુન્હાની ) અને ચોરી કરી ( કાગ્નીજેબલ ગુન્હાની ) પોલીસે કાગ્નીજેબલ ગુન્હા માટે તપાસ કરી અને પ્રાયમાફેસી કેસ થતો નથી તેવો માજીસ્રેટને રીપોર્ટ કર્યો માજીસ્રેટે કેસ કમીટ કરવા હુકમ કર્યો તેમાં ઠરાવ્યું કે—નાન કાગ્નીજેબલ ગુન્હાની જે ફરીયાદ છે તે માટે કેસ ચલાવવાને હરકત આવતી નથી. ગર્વમેંટ ઓફ બોમ્બે વી. બીધાયા ઈ. લો. રી. ૫ મુ. ૪૦૫.

ફરીયાદીની જુબાની લીધા પછે માજીસ્રેટે સમન કાઢવા અથવા ક. ૨૦૨ પ્રમાણે તપાસ કરાવવી અથવા આ કલમ પ્રમાણે રદ કરવી. ઉમરઅલી વી. શફ્રઅલી ઈ. લો. રી. ૧૩ ક. ૩૩૪ રાણી વી. જાનકીદાસ ઇં. લો. રી. ૧૨ મુ. ૧૬૧.

ફરીયાદી જે બાબત કેહતો હોય તે તેની જાત માહીતીની હકીકત કેહતો નથી એટલા પરથી ફરીયાદ કાઢી ન નાંખવી પણ ફરીયાદીને સાબીત કરવાની તક આપવી જોઇએ કંકુચંદ શીવચંદ મુ. હા. કો. ક્રી. રૂ. ૨૬ જુન ૧૮૯૩.

ફરીયાદ અરજી રદ કરી હોય તો તેની તેજ બાબતમાં ફરી ફરીયાદ રદ કર્યાનો હુકમ રદ થયા શીવાય ચાલી શકે નહી કોમલચંદ્ર પાલ ઇ. લો. રી. ૨૪ ક. ૨૮૯.

ડીસ્ત્રીકટ માજીસ્રેટને એક ફરીયાદ ફર્સ્ટ કલાસ માજીસ્રેટની વિરૂધ એવી ફરીયાદ થઇ કે મુનિસાફનું કામ ચાલતા કેટલાક ગુન્હા ભરેલા શબ્દો બોલ્યા કે જેથી આબરૂને નુકસાન લાગ્યું ડીસ્ત્રીકટ માજીસ્રેટે તે બાબત ફર્સ્ટ કલાસ માજીસ્રેટનો રીપોર્ટ માગ્યો ને તેણે બતાવેલા કારણથી સંતોષ પામી ફરીયાદીને સોગન પર તપાસ્યા શીવાય ફરીયાદ રદ કરી ઠરાવ્યું કે–કાયદેસર નિકાલ થવા ફરીયાદ પાછી મોકલી છે રીપોર્ટ માગવાની રીત બરાબર નથી જેની સામે ફરીયાદ થઈ છે તેનો રીપોર્ટ કે હકીકત ધ્યાનમાં લેતા પહેલા ફરીયાદીને તથા તેના સાહેદોને તપાસવા. સુબોરાવ રામચંદ્રની અરજી બાબત મુ. હા. કો. ક્રી. રૂ. ૬ સને ૧૮૯૮.

---

## બાબ ૧૭ મો.

## માજીસ્રેટોની આગળ કામ શરૂ કરવા બાબત.

પ્રોસેસ કહાડવા બાબત.

૨૦૪ [૧] કોઇ ગુન્હો સાંભળનારા માજીસ્રેટના મત પ્રમાણે આગળ કામ ચલાવવાનો પુરતો સબબ હોય, અને બીજા પરિશિષ્ટના ચોથા આસન પ્રમાણે પ્રથમજ સમન નિકળવો જોઇએ એવો તે મુકદમો જણાય તો, તોહોમતવાળો હાજર થાય એટલા માટે તે માજીસ્રેટે પોતાનો સમન કાહાડવો. જો તે મુકદમો એવો જણાતો હોય કે તેમાં તે આસન પ્રમાણે પ્રથમજ વારંટ નિકળવું જોઈએ તો, તે માજીસ્રેટ તોહોમતવાળાને પોતાની આગળ અથવા [ પોતાને હકુમત ન હોય તો ] હકુમતવાળા બીજા કોઈ માજીસ્રેટની આગળ અમુક વખતે પકડી મંગાવવા સારૂ અથવા હાજર કરાવવા સારૂ વારંટ, અથવા, પોતાને યોગ્ય લાગે તો સમન કહાડવાને મુખત્યાર છે.

**(૨) આ કલમ માંહેના કોઇપણ મજકુરથી ૯૦મી કલમના ઠરાવો-ને બાધ થાયછે એવું સમજવું નહિ.**

**(૩) જ્યારે વિદ્યમાન કાળે અમલમાં હોય એવા કોઇપણ કાયદા-થી કોઇપણ પ્રોસેસ ફી અથવા બીજી ફી આપવાની હોય, ત્યારે તે ફી આપ-વામાં આવે ત્યાં સુધી કોઈપણ પ્રોસેસ કાહાડવામાં આવશે નહિ, અને વાજબી મુદતની અંદર તે ફી આપવામાં નહિ આવે તો તે ફરિયાદ કાઢી નાખવાનો તે માજીસ્ત્રેટને અધિકાર છે.**

**ટીકા**—પોતાને હકુમત ન હોયતો આજે કૌંસમાં શબ્દો છે તે નવા છે પેટા કલમ ત્રીજી નવીન છે.

**ગુન્હો સાંભળનારા માજીસ્ત્રેટના**—જે ફરીયાદ સાંભળે તેણે સમન અથવા વારંટ કાઢવું જોઇએ કારણ જેણે ફરીયાદ સાંભળી હોય તે પોતાનું ડાહાપણ બરાબર વિચાર કર્યા પછી વાપરી શકે ને એક ફેરા ફરીયાદ પરથી વારંટ કાઢયા પછી માજીસ્ત્રેટ તે કેસ પોતાની પાસે મંગાવી તરતજ વારંટ બંધ કરી ક. ૨૦૩ પ્રમાણે કાઢી નાંખ્યો ઠરાવ્યું કે—જ્યાંથી કેસ બાકી રહ્યો હતો ત્યાંથી માજીસ્ત્રેટે કેસ ચલાવવો જોઇએ પણ વારંટ બંધ કરી કાઢી નાં-ખવામાં ભુલ કરી છે રઘુપરીરાહ અરજદાર ૧૯ વિ. રી. ૨૮

**પુરતો સબબ હોય**—ફરીયાદીની જુબાનીથી કામ ચલાવવાને કારણો માજીસ્ત્રેટ પ્રો સેસ કાઢે તે સારૂ પેહલા દેખાઇ આવવા જોઇએ હોરોનાથ વિ. રી. ૧૮૬૪ પા. ૩૩

**સમન કાઢવો**—સમન કાઢવો જોઇએ છતા વારંટ કાઢયુ હોયતો તે સબબથી કરેલી સજા-રદ થાય નહી. અનીરૂપટની ૧ વિ. રી. ૧૬

**વારંટના બદલે સમન્સ**—વારંટના બદલે સમન્સ કાઢયો હોય તો તેથી કરીને સમ-ન્સ કેસમા ફરીયાદીની ગેરહાજરીથી જેમ કેસ કાઢી નંખાય છે તેમ કાઢી નંખાય નહી નંદો-લાલ સુમોધાર ૧૪ વિ. રી. ૩૧

**પ્રોસેસ ફી બાબત નિચે મુજબ નિયમ છે** (મુ. હા. કો. સ. બુક પાને ) જે ગુન્હાને માટે પોલીસ અમલદાર વગર વારંટે પકડે તે શીવાયના ગુન્હાની બાબતમાં કોઈ પણ માજીસ્ત્રેટની કોર્ટ તરફથી પ્રોસેસો તૈયાર કરી લાગુ કરવા અને બજાવવા માટે જોઇતી ફી નિચે મુજબની છે.

૧ પીનલ કોડ કાયદાના ૧૯, ૨૦, ૨૧, માં બાબમા જણાવેલા ગુન્હામાં દરેક સમન્સ અથવા નોટીસના ચાર આના દરેક પકડવાના વારંટનો એક રૂપીઓ નાહાસી ગએલા પક્ષકાર અથવા સાહેદને માટે દરેક જાહેરનામાનો રૂપીઓ એક જપ્તીના દરેક વારંટનો રૂ. ૧ એક લેવાસે. તે બાબ શીવાયના બીજા બધા કામોમાં દરેક પ્રોસેસ માટે બતાવેલી ફીનો એક ચ-તુરથાંસ ભાગ લેવામા આવશે પરંતુ એમ ઠરાવ્યું છે કે—સરકારી કામ કરતો હોય તેવા કામમાં પ્રોસેસ ફી ન લેવા લખ્યું છે ને કોર્ટ ૧૯, ૨૦, ૨૧ માં બાબ શીવાયના બીજા કામમાં થોડી અથવા બધી પ્રોસેસ ફી માફ કરવાને મુખત્યાર છે.

માજીસ્ત્રેટ તોહોમતવાળાને જાતે હાજર થવાનું માફ કરવાને મુખત્યાર છે.

**૨૦૫ (૧) જ્યારે માજીસ્ત્રેટ સમન કહાડે, ત્યારે તોહોમતવાળાને જાતે હાજર થવાનું માફ કરવાનું અને તેના પ્લીડરની મારફતે હાજર થવાની છુટ આપવાનું પો-તાને કારણ જણાય તો તેમ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યારછે.**

**(૨) પણ તે મુકદ્દમાના ચોકસી અથવા ઇનસાફ કરનારા માજીસ્ટ્રેટની નજરમા આવે તો, કામ ચાલતું હોય ત્યારે ગમે તે વખતે, તે માજીસ્ટ્રેટ તોહોમતવાળાને જાતે હાજર થવાનું ફરમાવવાને, અને જરૂર હોય તો, આ કાયદામાં પાછળ ઠરાવેલા રીતે તેને જબરજસ્તીથી હાજર કરાવવાને મુખત્યાર છે.**

**ટીકા--સમન કહાડે** તોહમતદારને જાતે હાજર થવાનુ માફ કરવાને ને વકીલ મારફતે હાજર થવાનું એકલા સમનના મુકરદમામાં ફરમાવી શકે એમ નહી પણ જે મુકદમામાં સમન કાઢે તેવા તમામ મુકરદમામાં માફ કરી શકે બસુ મોતી અધીકારી ઈ. લો. રી. ૨૧ ક. ૫૮૮ કોઈ ગુન્હાને માટે તોહમત રાખવામાં આવેલી પડદામાં રેહનારી કોઇ સારી સ્થીતીની સ્ત્રી ઉપર માજીસ્ત્રેટે સમન કાઢેલો તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે—તોહમતદારને જવાબ આપવાને માટે ખરેખરૂ તોહમત છે એવી સ્પસ્ટ અને વિશ્વાસ રાખવા લાયક સાબીતી જ્યાં સુધી મળે નહી ત્યાં સુધી તેણીને જાતે હાજર નહી રાખતા વકીલ મારફતે હાજર રહેવાને માજીસ્ત્રેટે પરવાનગી આપવી જોઇતી હતી. રહીમ બીબી ઇ. લો. રી. ૬ અ. ૫૯

જો જાતે હાજર થવાનુ માફ કર્યું હોય ને એજંટને હાજર થવાની પરવાનગી આપી હોય તો તેનુ મુખત્યાર નામુ આઠ આનાના સ્ટાંમ્પપર જોઇએ ને જો મુચરકો લેવાની જરૂર પડે તો તોહમતદાર પાસેથી લેવો જોઇએ પણ મુખત્યાર પાસેથી ન લેવો જોઇએ ને જો મુખત્યાર હાજર ન થાય તો ખત બજાવવું ને દંડની રકમ લેવી રાણી વી. લલુભાઇ જસુભાઈ ૫ મુ. હા. કો. રી. ૬૪ આ કાયદા પ્રમાણે તોહમતદારની સામે એક તરફી કામ ન ચલાવવુ માજીસ્ત્રેટ હાજર થવાનુ માફ કરેતો મુખત્યાર મારફતે કામ ચાલે પક્ષકાર ગેરહાજર હોવાથી કરેલી સજા ગેર કાયદે ઠરાવી તારીનીચરનબોસી વી. મ્યુ. ક. ૨૪ વિ. રી. ૨૫.

---

## બાબ ૧૮ મો.

## સેશન કોર્ટ અથવા હૈકોર્ટ ઇનસાફ કરી શકે એવા મુકદ્દમાની ચોકસી બાબત.

ઇનસાફ થવાસારૂ કમિટ કરવાનો અધિકાર.

**૨૦૬. (૧) કલમ ૪૪૩ ના ઠરાવોને પાત્ર રહાને, હરકોઇ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ, જીલ્લા માજીસ્ત્રેટ, પેટા તુકડી માજીસ્ત્રેટ, પહેલા વર્ગનો માજીસ્ત્રેટ, અથવા જે માજીસ્ત્રેટને આ બાબત સ્થાનિક સરકારે અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટ સેશન કોર્ટથી અથવા હૈ કોર્ટથી ઇનસાફ થઈ શકે એવા હરકોઈ ગુન્હા બાબત હરકોઈ શખસને સદરહુ કોર્ટમાં ઇનસાફ થવા સારૂ કમિટ કરવાને મુખત્યાર છે.**

**(૨) પણ આ કાયદામાં બીજી રીતે ઠરાવ્યું છે તે શિવાય, જે શખસનો ઇનસાફ સેશન કોર્ટથી થઈ શકતો હોય તે શખસને હૈકોર્ટમાં ઇનસાફ થવા સારૂ કમિટ કરવો નહિ.**

**ટીકા**—જ્યારે માજીસ્ત્રેટ અધીકાર શીવાય સેસન કમીટ કરે તો તે નકામું છે ને તે રદ કરવા માટે હાઇ કોરટમાં લખવાની પણ જરૂર નથી. રાણી વી. અલીમ મન્ડલી ૧૧ ક. લો. રી. ૫૫.

માજીસ્ટ્રેટ પોતાની આગળ ખોટી સાહેદી આપ્યા બાબત ફરીયાદ તરફના સાક્ષી તપાસ્યા શીવાય કમીટ કરે તો તે કમીટમેંટ ગેરકાયદે છે. રાણી વી. ચીના વેદાગીરી ચેટી ઇ. લો. રી. ૪ મ. ૨૨૭. તોહમતદારને તેના સાક્ષી તપાસ્યા સીવાય કમીટ કરે તો તે ગેરકાયદે નથી. રાણી વી. હરનાથરાય ૨ વિ. રી. ૫૦.

કમિટ કરતાં પહેલાં ચોકશીમાં કામ ચલાવવાની રીત

**૨૦૭. જે મુકદ્દમાનો ઈનસાફ ફકત સેશન કોર્ટજ અથવા હૈ કોર્ટજ કરી શકે, અથવા જે મુકદ્દમાનો ઈનસાફ, માજીસ્ટ્રેટના મત પ્રમાણે શદરહુ કોર્ટે કરવો જોઇએ, તેવા મુકદ્દમાની ચોકસી માજીસ્ટ્રેટોની આગળ ચાલતી હોય ત્યારે હેઠળ લખેલી રીત પ્રમાણે કામ ચલાવવું.**

**ટીકા—માજીસ્ટ્રેટના મત પ્રમાણે સદરહુ કોર્ટે કરવોજોઇએ.** ફકત સેસન કોર્ટ ને હૈ કોર્ટ ઇનસાફ કરી શકે તેવાજ કામમાં આ બાબ પ્રમાણે કામ ચલાવવાનું છે એમ નથી પણ જે કેસ માજીસ્ટ્રેટના અભીપ્રાય પ્રમાણે તે કોરટે ચલાવવો જોઇએ તેવા કેસમાં પણ કામ ચલાવવાની રીત આ બાબ પ્રમાણેની છે રાણી વી. અબદુલ રહીમાન ઈ. લો. રી. ૧૬ મુ. ૫૮૦ આ કાયદાની ક. ૨૦૬ મુજબ અધીકારવાળો માજીસ્ટ્રેટ આ કાયદાના આ બાબ મુજબ મુકદ્દમાની તજવીજ કરી શકે છે અને આ બાબમાં લખેલી કામ ચલાવવાની રીત ખાસ સેસન કોર્ટ લાયક કેસોમાંજ ચલાવવી જોઇએ એમ નથી પણ તે રીત જે કેસોમાં માજીસ્ટ્રેટની નજરમા એમ આવે કે તે કોરટે ચલાવવો જોઇએ તેવા દરેક કેસને લાગુ પડે છે. સેકન્ડ ક્લાસ માજીસ્ટ્રેટને ક. ૨૦૬ મુજબ અધીકાર આપવામાં આવ્યો હતો તેની આગળ ક. ૩૯૨ મુજબ સજા થઈ શકે તેવો ગુન્હો કર્યાની ફરીયાદ કરવામાં આવી હતી ને માજીસ્ટ્રેટે હુકમ કર્યો કે રજુઆત પોતાની કોરટમાં ચલાવવી જોઇએ અને આ બાબ મુજબ તજવીજ ચલાવી છોડી મુક્યો. ઠરાવ્યું કે—છોડી મુકવું કાયદેસર હતું. રામસુંદર વી. નીરોતમ ઈ. લો. રી. ૬ અ. ૪૭૭

રજુ કરેલો પુરાવો લેવા બાબત.

**૨૦૮. (૧) જ્યારે માજીસ્ટ્રેટની આગળ તોહોમતવાળો હાજર થાય અથવા તેને આણવામાં આવે, ત્યારે ફરિયાદી હોયતો તેનો મજકુર માજીસ્ટ્રેટે સાંભળવો અને ફરિયાદી પક્ષની સાબીતીમાં અથવા તોહોમતવાળાની તરફથી જે પુરાવો રજુ કરવામાં આવે અથવા જે પુરાવો માજીસ્ટ્રેટ માગે તે સઘળો પુરાવો આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે લેવો.**

**(૨) તોહમતવાળાને, ફરિયાદી પક્ષના સાક્ષીઓની ઉલટ પાલટ તપાસ કરવાની છુટ છે, અને એવે પ્રસંગે તેઓની ફરી તપાસ કરવાનો ફરીયાદીને અધીકાર છે.**

વધારે પુરાવો રજું કરવા બાબત પ્રોસેસ.

**(૩) જો ફરિયાદી અથવા ફરિયાદી પક્ષ ચલાવનારો અમલદાર અથવા તોહમતવાળો હરકોઈ શાહેદને હાજર થવાની અથવા હરકોઈ દસ્તાવેજ અથવા વસ્તુ રજુ કરવાની જરૂર** પાડવા બાબત પ્રોસેસ કહાડવાની માજીસ્ટ્રેટને અરજી કરે તો તે પ્રોસેસ કહાડવાની જરૂર નથી એમ ધારવાનાં માજીસ્ટ્રેટને કારણ નહી હોય તો, ( જો હોય તો તે દફતરમાં દાખલ કરવાં જોઇએ ) તેણે તે પ્રોસેસ કહાડવું જોઇયે;

**(૪) આ કલમમાંહેના કોઇપણ મજકુરથી કોઈ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટને પોતાનાં કારણ દફતરમાં દાખલ કરવાની જરૂર છે એવું સમજવું નહી.**

**ટીકા**—પેટા કલમ બીજી નવીન છે. કમીટ કરતા પેહલા વ્યાજબી **તપાસ થવી** જોઇએ એમ બતાવવામાં આવ્યું અંદેસા પડતા માણસોને તજવીજ કરી ગુન્હેગાર ઠરાવવા એટલુંજ ફકત પોલીસ અને માજીસ્ટ્રેટનું કામ નથી પણ શકવાળા માણસપર જે તોહમત રાખવામાં આવ્યું છે તેમાંથી તેઓ મુક્ત થઈ શકે છે કે નહી એ બાબત પણ સોધી કાઢવાંની તેમની ફરજ છે રાણી વી. ફ્રીસ્ટોડોબા ૧૪ વિ. રી. ૧૬. **ફરીયાદ પક્ષની સાબીતીમા**—ફરીયાદ પક્ષની ફરજ છે કે—હકીકતથી જાણતા સાહેદોને બોલાવવા જોઇએ. રામ શહાઈલાલ ઇ. લો. રી. ૧૦ ક. ૧૦૭૦ ફરીયાદીના કામ સાથે સંબંધ ધરાવનારા સાક્ષીને વ્યાજબી કારણ વગર ન બોલાવ્યો હોય તો ફરીયાદ પક્ષની વિરૂધ અનુમાન કોરટ કરી શકે. ધનુકાઝી ઇ. લો. રી. ૮ ક. ૧૨૧ ઇં. લો. રી. ૧૪ અ. ૫૨૧ રાણી વી. કાલીપ્રશ્નો ઇં. લો. રી. ૧૪ ક. ૨૪૫ રાણી વી. બન્ડખાન્ડી ઈ. લો. રી. ૧૫. અ. ૬ **તોહમતવાળાની તરફથી જે પુરવો રજુ કરવામાં આવે.** તોહમતદાર તેની આગળ જે પુરાવો રજુ કરે તે બધો પુરાવો લે નહી ત્યાસુધી તોહમત ફરમાવવાનો કે કમીટ કરવાનો અધીકાર નથી અહમદી ઈ. લો. રી. ૨૦ અ. ૨૬૪ માહાધુ મુ. હા. કો. ક્રી. રૂ. ૨૭-૨-૯૬ **જરૂર નથી એમ ધારવાના માજીસ્ટ્રેટને કારણ નહી હોય તો.** તોહમતવાળે અરજ કરી કે અમુક સાહેદને કોર્ટથી કે કમીસનથી બોલાવો તે અરજ કારણ લખ્યા વગર નામંજુર કરી. ઠરાવ્યું કે—અરજનો કાયદેસર નિકાલ કરવો. સતનારાયણસીંગ ઈ. લો. રી. ૩ અ. ૩૯૨ કરસનલાલ દાનતરાય ૫ મુ. હા. કો. રી. ૨૦. **તોહમતવાળો હાજર થાય અથવા તેને આણવામાં આવે.** માજીસ્ટ્રેટ પોતાની રૂબરૂ સોગન પર આપેલી જુબાનીથી અથવા બીજી રીતે દફતરમાં રાખી શકાય એવી રીતે આપેલી જુબાની જેથી તેને વ્યાજબી રીતે કેદમાં મોકલી શકે એવું ખુલું કારણ માલમ પડયા શીવાય પછીથી તે માણસને વધારે વખત સુધી કેદમાં રાખવાને અથવા તેને ફરીથી કેદમાં મોકલવાનો અધીકાર નથી અબદુલ કાદરખાન વી. પુર્ણીનો માજીસ્ટ્રેટ ૨૦ વિ. રી. ૨૩ મણીકામ ઇં. લો. રી. ૬ મ. ૬૩ **લેવો**—આ બાબ પ્રમાણે માજીસ્ટ્રેટ કમીટ કરે તે પહેલા કમીટમેંટ જે પુરાવા પર આધાર રાખતું હોય તે પુરાવો અવશ્ય લેવો જોઇએ. રાણી વી. એન્ડરસન ૨ વિ. રી. ૬૫.

**૨૦૯. (૧) જયારે ૨૦૮ મી કલમની પેટા કલમ (૧) તથા (૩) માં કહેલો પુરાવો લાધો હોય અને જે હકીકત તોહમતવાળાની વિરૂદ્ધ પુરાવામાં જણાતી હોય તે હકીકતનો તે ખુલાસો કરી શકે એટલા સારૂ તે તોહમતવાળાની પોતે જબાની લીધી હોય, ત્યારે, જો પોતે એવું ઠરાવે કે ઇનસાફ થવા સારૂ તોહમતવાળા શખસને કમિટ કરવાના પુરતા સબબ નથી તો સદરહુ માજીસ્ટ્રેટે પોતાનાં કારણ લખી રાખવાં તથા તેને છોડી મુકવો, પણ પોતાની આગળ અથવા બીજા કોઈ માજીસ્ટ્રેટની આગળ સદરહુ શખસનો ઇનસાફ કરવો જોઇએ એવું તે માજીસ્ટ્રેટને જણાય, તો તે બાબતમાં તેણે તે મુજબ કરવું.**

તોહમતવાળા શખસને ક્યારે છોડી મુકવો.

**(૨) જો માજીસ્ટ્રેટ એમ ધારતો હોય કે તોહોમત પાયા વગરનું છે તો મુકદમો ચાલતો હોય તેવામાં અગાઉ કોઈ પણ વખતે તોહોમતવાળાને છોડી મુકતાં તેને આ કલમના કોઇપણ મજકુરથી અટકાવ થશે એવું સમજવું નહિ; પણ સદરહુ માજીસ્ટ્રેટે તેમ કરવાનાં કારણો દફતરમાં દાખલ કરવાં.**

ટીકા—“ **પોતાના કારણ લખી રાખવા** ” એ શબ્દો નવીન છે. **પુરતા સબબ નથી તો × × × તેને છોડી મુકવો** પુરતા સબબ નથી એટલે અપરાધી ઠરાવવાના સબબ નહી પણ જ્યારે તોહમતદારની ન્યાય ઉપર મુકવાને એટલે ઈનસાફ પર મુકવાને પુરતો સબબ ન હોય નામદેવ સત્વાજી ઈ. લો. રી. ૧૧ મુ. ૩૭૩ આ બાબની ગોઠવણ કરવાનો હેતુ જે કેસમાં અપરાધ સાબીત કરવાને યોગ્ય કારણ ન હોય તેવા કેસો સેસન કોર્ટમાં જતા અટકાવવાનો છે ને તેનુ કારણ તોહમતદારપર સાબીત ન થાય તેવા ગુન્હાની તપાસ દરમીયાન ફીકરમાં રહેતા બચાવવાનો અને સેસન કોર્ટનો નકામો વખત ન ગુમાય તે છે “ પુરતા” “સબબ ” એ શબ્દોનો અર્થ બોહોળો કરવો જોઇએ ને માજીસ્ત્રેટ ફરીયાદીનો પુરાવો ભરસા પાત્ર ન ગણે તો કમીટ કરવાને બંધાએલ નથી. લછમન વી. જવલા ઇ. લો. રી. ૫ અ. ૧૬૧ વજા રાયજી મુ. હા. કો. ક્રી. રૂ ૧૩—૩—૯૫. કમીટ કરવા માટે પ્રૉયમા ફેસી કેસ સાબીત થવો જોઇએ. ને તે પ્રમાણે પ્રાયમા કેસ છે એમ માજીસ્ત્રેટ ન ધારે તો કમીટ કરવું તે વ્યાજબી નથી મુની સામી ઈ. લો. રી. ૧૫ મ. ૩૯ સેશન કોર્ટ સાંભળી શકે તેવા ગુન્હાની ચોકશી માજીસ્ત્રેટ ચલાવતો હોયતો ફરીયાદી તરફનો પુરાવો માનવામાં આવેતો તોહમતદારની સામે કેસ છે તેટલા પરથી કમીટ કરવાને બંધાએલ નથી પણ તેણે પુરાવાના ખરાપણા બાબત વિચારવું જોઇએ ને જો તે પુરાવો ભરૂસાપાત્ર ન ગણે તો છોડી મુકી શકે છે. કલ્યાણસીંગ ઇ. લો. રી. ૨૧ અ. ૨૫૫. **પણ પોતાની આગળ** ચોકશી ચલાવનાર માજીસ્ત્રેટના અધીકારમાં આવી ના જાય તેવા કોઈ ગુન્હાનુ તોહમત તોહમતદાર પર રાખી શકાય એવું પુરાવા પરથી સાબીત થાય તો ક. ૩૫ મુજબ અધીકાર મળેલા કોઇ માજીસ્ત્રેટે આ કલમ મુજબ કેસ પોતે ચલાવવો નહી. રાણી વી. પરમાનંદ ઇ. લો. રી. ૧૦ ક. ૮૫ તોહમતદારે પોતાની સ્ત્રીને ફેકી દીધી તથા કેટલીક લાતો મારી તેથી તે મરણ પામી માજીસ્ત્રેટે વ્યથાનો ગુન્હેગાર ઠરાવી શીક્ષા કરી. ઠરાવ્યું કે જ્યાં જોર વાપરવાથી મરણ નિપજ્યુ હોય તેવા કેસમાં માજીસ્ત્રેટે છેવટનો નિર્ણય કરવો ન જોઇએ રૂદાયા. મુ. હા. કો. ક્રી. રૂ. તા. ૨૧—૫—૮૮.

તોહમતનામું ક્યારે તૈયાર કરવું

**૨૧૦. ( ૧ ) જ્યારે સદરહુ પુરાવો લીધા ઉપરથી અને સદરહુ જુબાની ( જો હોય તો ) લીધા ઉપરથી, માજીસ્ત્રેટની એવી ખાત્રી થાય કે તોહમતવાળાનો ઇનસાફ થવા.સારૂ તેને કમિટ કરવાનો પુરતો સબબ છે, ત્યારે તેણે પોતાની સહીવાળું એક તોહોમતનામું તૈયાર કરવું, અને તોહોમતવાળાની ઉપર કયા ગુન્હાનું તોહમત મુકયું છે તે તેમાં જણાવવું.**

તોહોમતવાળાને તોહમતનામું સમજાવવું, અને તેની નકલ આપવી.

**( ૨ ) તોહોમતનામું તૈયાર થઇ રહે એટલે તુરત તોહોમતવાળાને તે વાંચી સંભળાવવું તથા સમજાવવું, અને, તે માગેતો તેની એક નકલ તેને મફત આપવી.**

ટીકા—**કમીટ કરવાનો પુરતો સબબ છે** તોહમતવાળાને કમીટ કર્યા પેહલા ગુન્હો બન્યો છે એવી માજીસ્ત્રેટની પુરી સંતોષકારક ખાત્રી થવીજ જોઇએ એમ માજીસ્ત્રેટ ધારેતો તે ભુલ ભરેલું છે જ્યારે તોહમતવાળાનો ઇનસાફ થવાને પુરતુ કારણ હોય ત્યરે માજીસ્ત્રેટે તેને કમીટ કરવો જોઇએ મહાસીંગ ૩ નો વે. પ્રો. ૨૭ મુનીસામી ઈ. લો. રી. ૧૫ મ. ૩૯ જ્યારે તોહમતદારને ઇનસાફ પર મુકવાને પુરાવો પુરતો હોય અને જ્યારે ભરૂસો રાખવા લા-

પક સાક્ષીઓ જુબાની આપે ને તે માનવામાં આવે તો અપરાધ સાબીત થાય ત્યારે પુરતો સબબ છે. અસંભાવના અને ખુલી વિરોધતા બાંધવાનું કામ વ્યાજબી રીતે કેસ ચલાવવાની હકુમતવાળી કોરટનું છે નામદેવ સત્વાજી ઈ. લો. રી. ૧૧ મુ. ૩૭૩. **તોહમતનામું તૈયાર કરવું**—તોહમતનામું ફરમાવતી વખતે માજીસ્ત્રેટે નકી કરવું કે—સેસન કમીટ કરવો છે કે નહી. ને સેસન કોરટ એ કામનો ઇનસાફ કરશે એમ કીધું એટલે પછે વધારે પુરાવો લઈ તોહમતવાળાને છોડી મુકવાનો હુકમ ગેરકાયદે છે. કમીટ કરવાનો હુકમ કર્યો એટલે કમીટ કરવો જોઇએ. મારી વી. ગોપાળ મુ. હા. કો. ક્રી. રૂ. ૯–૪–૮૧ ભીખી મુ. હા. કો. ક્રી. રૂ. ૧૭–૨–૯૮ પણ આ ફેસલા ઉપયોગી ન હોય એમ લાગે છે. ક. ૨૧૩ ની બીજી પેટા કલમ જુવો.

ઇનસાફની વખતે તોહમતવાળાના બચાવ સારૂ સાહેદોની ટીપ.

**૨૧૧. (૧) પોતાના ઈનસાફની વખતે પુરાવો આપવા સારૂ જો કોઇ શખસોને સમન કરાવવાની તોહોમતવાળાની મરજી હોય તો તે શખસોની ટીપ, મોહોડેથી બોલીને અથવા લખીને, આપવાનું તેને તુરત ફરમાવવું.**

બીજી ટીપ.

**(૨) માજીસ્ત્રેટની નજરમાં આવે તો પાછળથી કોઈ વખતે તે તોહમતવાળાને શાહેદોની બીજી ટીપ આપવા દેવાને માજીસ્ત્રેટ મુખત્યાર છે; અને તોહોમતવાળાને તેનો ઇનસાફ થવા સારૂ હાઇકોરટમાં કમિટ કર્યો હોય, ત્યારે તેના ઇનસાફની વખતે પુરાવો આપવા સારૂ જે શખસોને સમન કરાવવાની તે તોહોમતવાળાની મરજી હોય તે શખસોની બીજી ટીપ પોતાનો ઇનસાફ થવાની અગાઉ કોઈપણ વખતે, કલાર્ક ઓફ ધી ક્રૌનને આપવામાં આ કલમમાંહેના કોઈપણ મજકુરથી તે તોહોમતવાળાને બાધ છે એવું સમજવું નહિ.**

**ટીકા—તેને તુરત ફરમાવવુ** માજીસ્ત્રેટે લીસ્ટ માગ્યુ પણ તેણે ના પાડી હોય તો કમીટ કર્યા પછી સમન કઢવાને માજીસ્ત્રેટને ફરજ પાડી શકતો નથી ને સાક્ષીઓનો પુરાવો અગત્યનો થઈ પડશે એવી સેસન જડજની ખાત્રી ન થાય તો આવા પ્રસંગે આવા સાક્ષીયોને હાજર થવા માટે સમન કરવાની તેને પણ ફરજ પાડી શકાય નહી શાકીરઅલી ઇ. લો રી. ૧૯ અ. ૫૦૨. માજીસ્ત્રેટ કેસની હકીકત વિશે કહી શકે એવા કોઈ સાહેદને સમન કરવા બંધાએલ છે જોકે તેમનો પુરાવો કેટલો કીમતી થઇ પડશે એ વિષે શક હોય તો પણ બોલાવવાને બંધાએલ છે. કારણ કે તેઓની જુબાની ઉપર કેટલો ભરૂસો રેહશે તે પહેલાથી કહી શકાય નહી મોહીમાં ચંદરશાહ ૧૫. વિ. રી. ૧૫ સમશાઈ ચોધરી વી. શંકર બાહદુરના કામમા ઠરાવ્યુ કે—તોહમતદાર પર જે તોહમત રાખવામાં આવ્યુ છે તે તોહમતમા બોલાવેલા સાક્ષીઓ આમેલ છે. એવુ સાબીત થાય તોપણ પોતાના સાક્ષી ઉપર સમન કઢાવી તેમને તપાસવાનો તોહમતદારને હક છે.

સમન કાઢવામા આવસે કીંવા નહી તે ચોખુ જણાવવુ જોઇએ અને ના પાડવાના કારણો લખવા જોઇએ લીસ્ટમા ઘણા સાહેદીના નામ આપ્યા છે એટલાજ સબબને લીધે સમન કાઢવાની ના પાડવી નહી હરીંદ્ર નારાયણસીંગ ચોધરી વી. ભોવાનીપ્રીયાબુધાની ઈ. લો. રી. ૧૧ ક. ૭૬૨ તોહમદારે સાંક્ષી ઉપર સમન કાઢવાને સાક્ષીના નામ આપ્યા પણ માજીસ્ટ્રેટે સાક્ષી એ લાવવાનુ કારણ પુછ્યાથી કારણ બતાવ્યુ નહી તેમા ઠરાવ્યુ કે—સાક્ષી અગત્યના છે એવો ખુલાસો કેદીએ કર્યો નહી તેથી સમન કાઢવાની ના પાડી એ બરાબર છે પણ નામ આપેલા માણસના ખરચ માટે માજીસ્ત્રેટે રકમ ઠરાવવી જોઇતી હતી ને તે રકમ ભરેથી સાક્ષીને સમન કાઢવામા આવસે એવી ખબર આપવી જોઇતી હતી રાણી વી. સુભાર્યા મુદાલી ૪ મ. હા.

ક્રા. રી. ૮૧ બચાવ મુલતવી રાખવાનો હક છે ને સેસન કોર્ટ આગળ જે સાક્ષી બોલાવવા તેનો ઈરાદો હોય તેના નામ અમુક વખત માટે એટલે સેસન કોરટ માટે જણાવવાનુ રાખી મુકવાનો તેનો હક છે હરગોવીંદસીંગ ઇ. લો. રી. ૧૪ અ. ૨૪૨

સદરહુ શાહેદોની જબાની લેવાનો માજીસ્ત્રેટનો અધિકાર.

**૨૧૨ માજીસ્ત્રેટની નજરમાં આવે તો, ૨૧૧ મી કલમ પ્રમાણે પોતાને આપેલી હરકોઇ ટીપમાં જે શખસનું નામ લખેલું હોય તે શખસને સમન કરીને તેની જબાની લેવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.**

**ટીકા—મુખત્યાર છે.** તોહમતદાર એમ કહેકે મારો બચાવ સેસન કોર્ટ આગળજ કરવાનો છે તો પછી કમીટીંગ માજીસ્ત્રેટ તેના સાહેદને સમન કરી તપાસી સકતો નથી. કાલી સરકાર ૧૩ વિ. રી. ૧ આ કલમ પ્રમાણે જુબાની લેવાનુ માજીસ્ત્રેટની મુખત્યારી પર છે તપાસવા એવી તેમનાપર ફરજ નથી પણ તેમની મરજીમાં આવે તો તેમ કરી શકે તોહમત દારને કમીટ કરી દીધો હોય ને તોહમતદારે પોતાનો બચાવ સેસન કોર્ટમાં કરવા તહકુબ રાખ્યો હોય તેથી આ કલમ પ્રમાણે વર્તતા માજીસ્ત્રેટને બાધ આવતો નથી. રૂદ્રસીંગ ઈ. લો. રી. ૧૮ અ. ૩૮૦

કમિટ કરવાનો હુકમ.

**૨૧૩. (૧) જ્યારે ૨૧૧ મી કલમ પ્રમાણે ટીપ આપવાનું તોહોમતવાળાને ફરમાવેથી તેણે તેમ કરવાની ના કહી હોય, અથવા જ્યારે સદરહુ ટીપ તેણે આપી હોય અને તે માંહેના (જો હોય તો) જે શાહેદોની જબાની લેવાની તે માજીસ્ત્રેટની મરજી હોય તે શાહેદોને ૨૧૨ મી કલમ પ્રમાણે સમન કરીને તેમની જબાની લીધી હોય, ત્યારે તે માજીસ્ત્રેટ તોહોમતવાળાનો હાઇકોરટમાં અથવા સેશન કોરટમાં (જેમ હોય તેમ) ઇનસાફ થવા સારૂ તેને કમિટ કરવાનો હુકમ કરવાને મુખત્યાર છે, અને (તે માજીસ્ત્રેટ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ ન હોય તો) તેણે આવી રીતે કમિટ કરવાનાં કારણ પણ ટુંકમાં દફતરે દાખલ કરવાં.**

**(૨) બચાવ તરફના શાહેદોને સાંભળ્યા બાદ, જો માજીસ્ત્રેટની ખાત્રી થાય કે તોહોમતવાળા શખસને કમિટ કરવાનાં પુરતાં કારણ નથી, તો તેને તે ચાર્જ રદ કરવાનો તથા તોહોમતવાળા શખસને છોડી દેવાનો અખત્યાર છે.**

**ટીકા—**પેટા કલમ બે નવીન છે પહેલા પારેગ્રાફમાં "મુખતેસરમાં નોંધવા।" આ શબ્દો હતા તે કાઢી નાંખી ટુંકામાં દફતરે દાખલ કરવા એ શબ્દ મુક્યા છે. **કમીટ કરવાના કારણ** દરેક તોહમતદાર વિરૂધ જુદા જુદા અને ખુલેખુલા બતાવવા જોઇએ અને તે આધાર સાથે બતાવવા કોદાઈકાહાર ૫ વી. રી. ૬ કમીટ કરવાના કારણમાં કેસની હકીકત આવી જોઇએ ઇસર માનજી ૧૫ વિ. રી. ૧૭ માજીસ્ત્રેટે રાજીનામુ ફરીયાદીનુ લીધુ તેથી કમીટ કરેલો કેસ રદ થઈ શકતો નથી ૨ વિ. રી. ૫૭

ઇલાકાનાં મુખ્ય શેહેરોની બહાર જે શખસની ઉપર રાણી સાહેબની વિ-

**૨૧૪. (રાણીસાહેબની વિલાયતી રઈયત નહિ હોય એવા) કોઇશખશે રાણી સાહેબની કોઇ વિલાયતી રઇયતની સાથે મળીને કાંઇ ગુન્હો કર્યો છે એવું તે શખસની ઉપર પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ શિવાય બીજા કોઇ માજીસ્ત્રેટની આગળ તોહોમત મુકવામાં આવે, અને રાણીસાહેબની સ॰**

વિલાયતી રઇયતની સાથે એ કજું તોહોમત આવ્યું હો ય તે શખસ બાબત

**દરજ્જુ વિલાયતી રઇયતનેતેજ કામમાંથી ઉઠેલા તેવાજ તોહોમત ઉપરથી હઇકોરટમાં તેનો ઈનસાફ થવા સારૂ કમિટ કરવાની, અથવા તેનો ઇનસાફ કરવાની, તૈયારી હોય, અને તોહોમતવાળાને તેનો ઈનસાફ થવા સારૂ કમિટ કરવાના પુરતા સબબ છે એવું તે માજીસ્ત્રેટ ઠરાવે, તો તેણે તોહોમતવાળાને તેનો ઇનસાફ થવા શારૂ સેસન કોરટમાં કમિટ ન કરતાં, હઇકોરટમાં કમિટ કરવો.**

**ટીકા—**કામમા અનિયમીતપણુ હોવાને લીધે યુરોપીઅન અંગ્રેજ રઇઅતપરતુ કમીટમેંટ રદ કરવામા આવે તો તેની સાથે જે સખસ પર તોહમત આવ્યુ હોય તેનુ પણ કમીટમેંટ રદ કરવુ જોઇએ એ. મારટન ઇ. લો. રી. ૯ મુ. ૨૮૮

૨૧૩ મી અથવા ૨૧૪ મી કલમ પ્રમાણે કમિટ કર્યાના હુકમ રદ કરવા બાબત.

**૨૧૫. ૨૧૩ મી અથવા ૨૧૪ મી કલમ પ્રમાણે કોઇ યોગ્ય અધિકારવાળા માજીસ્ત્રેટે, અથવા ૪૭૭ મી કલમ પ્રમાણે કોઇ સેશન કોરટે, અથવા ૪૭૮ મી કલમ પ્રમાણે કોઇ દિવાની અથવા મુલકી કોરટે કમિટ કરવાનો હુકમ એક વખતે કર્યો એટલે પછી તે ફકત હઇકોરટથીજ રદ થઇ શકે, અને ફક્ત કાયદાની કોઇ બાબત ઉપરથીજ રદ થઇ શકે.**

**ટીકા—**" અથવા ૪૭૭ મી કલમ પ્રમાણે કોઇ સેસન કોર્ટે અથવા ૪૭૮ મી કલમ પ્રમાણે કોઈ દીવાની અથવા મુલકી કોર્ટે " એ શબ્દો નવીન ઉમેર્યા છે.

**યોગ્ય અધીકાર વાળા** અધીકાર વિનાનો માજીસ્ત્રેટ કોઈ કેસ સેસન કમીટ કરેતો તે કમીટમેટ કાયદેસર ગણાય છે અને તે રદ કરવાને હાઇ કોરટમાં રેફરન્સ કરવાની જરૂર નથી. રાણી વી. અલીમ મંડળ ૧૧ ક. લો. રી. ૫૫.

**ફક્ત હાઈ કોરટથી.** છીનાળાનાં ગુન્હાનો કેસ કમીટ કર્યો ને તરતજ ફરીયાદીએ રાજીનામુ આપ્યુ એટલે માજીસ્ત્રેટે તોહમતદારને છોડી મુકયો ઠરાવ્યુ કે—છોડી મુકવુ ગેરકાયદેસર છે એક વખત કમીટ કર્યો એટલે પછે તે હાઇકોરટથીજ રદ થઈ શકે રાણી વી. ભગબીર ઈ. લો. રી. ૪ અ. ૧૫૦ ગેરવાજબી કમીટ કરેલો કેસ ગમે તેટલો ચાલ્યો હોય તોપણ હાઇકોરટ રદ કરી શકે છે શીઓ બાહાર ઇ. લો. રી. ૬ ક. ૫૮૪ પણ રાણી વી. સગમ્બર ૧૨ ક. લો. રી. ૧૨૦ ના કામમા ઠરાવ્યુ કે–તોહમતદારને ઇનસાફ પર મુકયો ને તે ઈનસાફ થવાનો દાવો રાખે તો પછે કમીટમેંટ રદ થઇ શકે નહી ક. ૪૭૭ પ્રમાણે કમીટમેંટ થયુ હોય તે ક. ૪૩૯ મુજબ હાઇકોરટ તપાસણીમા રદ કરી શકે છે રાણી વી. લછમન ઇ. લો. રી. ૨. અ. ૩૫૮.

ફક્ત કાયદાની બાબત પરથીજ રદ થઈ શકે. ક. ૧૯૫મા બતાવેલી શરતો જો ફરીયાદ પક્ષમા ખુટતી હોયતો તે કેસ લેવાને માજીસ્ત્રેટ લાયક નથી તેમ છતા કમીટ કરે તો તે ગેરકાયદે છે નરોતમદાસ ઈ. લો. રી. ૬ અ. ૯૮ ક. ૧૯૫મા બતાવેલી છ માસની મુદત પછી તોહમતદારે વાંધો લીધા છતાં કમીટમેંટ કર્યુ તે ગેરકાયદે ઠરાવ્યુ રાજચંદ્ર ઈ. લો. રી. ૨૨ ક. ૧૭૬ કીલા વંદ્રાવન મુ. હા. કો. ક્રી. ૩. તા. ૪–૧૦–૯૪ શામા વીયર ઇ. લો. રી. ૧૬ મ. ૪૬૮ માજીસ્ત્રેટે પોતાની આપ અખતીયારી વાપર્યા શીવાય ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટના કહેવાથી જો કામ કમીટ કર્યુ હોયતો તે કમીટમેન્ટ ગેરકાયદે છે મુની સામી ઇ. લો. રી. ૧૫ મ. ૩૯ જુદા જુદા તોહમતદારો સામે ક. ૨૧૧. ૧૧૪. ૪૬૫. ૧૯૩. ના ગુન્હા માટે

એકજ તપાસ ચલાવી તે તોહમતો માટે કમીટ કર્યો હાઈ કોરટે તે કૃત્ય કાયદા વિરૂધને તોહમતદારને નુકસાનકારક ગણ્યુ તેથી કમીટમેન્ટ રદ કરી નવેસરથી કામ ચલાવવા હુકમ કર્યો દૌલતા બીન ઢોંડી મુ. ૯૧. કો કી. ૨ ૩૦-૮-૯૭ માજીસ્ત્રેટનો કમીટ કરવાનો હુકમ એ ક. ૫૩૧ મુજબ ફોજદારી અદાલતનો ગણાયછે ક. ૧૭૭ થી ઉલટી રીતે હકુમત વિનાની કોર્ટમાં કમીટ કર્યો હોય ને તે કમીટમેંટથી તોહમતદારને નુકસાન થયુ ન હોય તો કમીટમેંટ રદ થાય નહી. રાણી વી. થાકુ ઈ. લો. રી. ૮ મુ. ૩૧૨ કોઈ તોહમતદારને સબ માજીસ્ત્રેટે છોડી મુકયો હોય તો તેને કમીટ શા માટે ન કરવો તેનુ કારણ બતાવવાને બોલાવ્યા શીવાય કમીટ કરવાને હુકમ કર્યો ઠરાવ્યુ કે-કમીટ કરવાનો હુકમ અને કમીટમેંટ એ ગેરકાયદે છે રાણી વી. કંજમાલઇ ઈ. લો. રી. ૬ મ. ૩૭૨.

જ્યારે તોહોમતવાળાને કમિટ કર્યોહોય, ત્યારે તેના બચાવસારૂ શાહેદોને સમન કરવા બાબત.

**૨૧૬. જ્યારે તોહોમતવાળા શખસે ૨૧૧મી કલમ પ્રમાણે શાહેદોની કોઇપણ ટીપ આપી હોય અને તેનો ઇનસાફ થવા સારૂ તેને કમિટ કર્યો હોય, ત્યારે તે ટીપમાંહેના જે શાહેદો પોતાની આગળ હાજર થયા ન હોય તે શાહેદોને જે કોરટમાં તોહોમતવાળાને કમિટ કર્યો હોય તે કોરટની આગળ હાજર થવા સારૂ તે માજીસ્ત્રેટે સમન કરવા.**

**પણ એવું ઠરાવ્યું છે કે જ્યારે સદરહુ શખસને હુઇકોરટમાં કમિટ કર્યો હોય, ત્યારે માજીસ્ત્રેટની નજરમાં આવે તો સદરહુ શાહેદોને સમન કરવાનું કામ કલાર્ક ઓફ ધી ક્રૌનની પાસે રહેવા દેવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે, અને સદરહુ શાહેદોને તે પ્રમાણે સમન કરવાનો અધિકાર છે.**

(શાહેદના ખરચની રકમ) અનામત મુકવામાં ન આવે, તો નકામા શાહેદને સમન કરવાની ના કેહેવી.

**વળી એવું પણ ઠરાવ્યું છે કે જો તે ટીપમાં કોઇપણ શાહેદનું નામ તસદી આપવા સારૂ અથવા વિલંબ કરવાસારૂ અથવા ન્યાયની મતલબ પાર ન પડે એમ કરવાસારૂ દાખલ કરેલું છે એવું તે માજીસ્ત્રેટ ધારે, તો સદરહુ શાહેદનો પુરાવો મુદ્દાનો છે એવું માનવાનાં યોગ્ય કારણો છે એવી પોતાની ખાત્રી કરી આપવાનું તોહોમતવાળાને ફરમાવવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે અને પોતાની તેવી ખાત્રી ન થાય તો, તે શાહેદને સમન કરવાની ના કહેવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે (એ પ્રમાણે ના કહેવાનાં પોતાનાં કારણ દફતરમાં દાખલ કરવાં ) અથવા તે શાહેદને સમન કરતાં પેહેલાં તેને હાજર કરાવવાનો ખરચ તથા બીજો સઘળો યોગ્ય ખરચ પુરો પાડવા સારૂ પોતે જરૂરની ધારે તેવી રકમ અનામત મુકવાનું ફરમાવવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.**

**ટીકા**—"તથા બીજો સઘળો યોગ્ય ખરચ" એ શબ્દો નવા વધાર્યા છે.

કોઇપણ તોહમતદારે બચાવના જે સાહેદના નામ આપ્યા હોય તેમાના અમુક માણસનુ નામ તસદી આપવા અથવા વિલંબ કરવા સારૂ આપ્યુ છે. તો માજીસ્ત્રેટે પોતાનો ઠરાવ કરી વિચારવુકે-મુદ્દાનો સાક્ષી છે. આ પારેગ્રાફનો એવો કાંઈ મતલબ નથી કે-તોહમતદારનો શો બચાવ છે તેમા ઉતરવાનુ નથી રાજ ઉમારસીંગ ૨ ક. લો. રી. ૬૨ **મુદ્દાનો** માજીસ્ત્રેટે સમન કાઢવાની ના એટલા કારણથી પાડીકે-સાહેદને બોલાવવાના જે કારણ આપ્યા છે તે પુરતા નથી. ઠરાવ્યુકે-માજીસ્ત્રેટનુ ના પાડવુ ગેરકાયદે છે. ના પાડવાનુ જે કારણ બતાવ્યુ

છે તે પરથી એમ નથી જણાતુ કે—સાંક્ષી મુદ્દાનો નોતો રાજાકાનીટ ઇ. લો. રી. ૮ અ. ૬૬૮ મુદ્દાના છેકે નહી તે તજવીજ કરવાની માજીસ્ત્રેટને સત્તા છે પણ બચાવ શો છે તેની તજવીજ કરવાની સત્તા નથી. દીનાનાથ ઘટક ઇ. લો. રી. ૩ ક. ૫૭૩ **વિલંબ કરવા સારૂ વીગેરે** સાક્ષી મુદ્દાનો છેકે નહી તે બતાવવાની ફરજ માજીસ્ત્રેટ તસદી આપવા સારૂ અથવા વિલંબ કરવા સારૂ અથવા ન્યાયની મતલબ પાર ન. પડે તે સારૂ આપ્યુછે એમ માજીસ્ત્રેટ વીચારે નહી ત્યાં સુધી નથી. રાજા કાન્તી ઇ. લો. રી. ૮ અ. ૬૬૮ **કારણો દફતરમાં દાખલ કરવા.** માજીસ્ત્રેટ સમન કરવા હા પાડે છે કે ના પાડે છે તે ખુલુ બતાવવુ. ને ના પાડે તો તેના કારણ બતાવવા. રાણી વી. રાજ ઉમાર ૧૬ વિ. રી. ૧૪. ને તે ના પાડવાના કારણમાં એમ હોવુ જોઇએ કે—સાહેદ મુદ્દાનો નથી. રાજા કાનીટ ઇ. લો. રી. ૮ અ. ૬૬૮

ફરિયાદીઓનું તથા શાહેદોનું ખત.

**૨૧૭. (૧) ફરિયાદીઓ તથા ફરિયાદી પક્ષના અને તોહોમતવાળાના શાહેદો, જેઓની હાજરી સેસન કોર્ટમાં અથવા હાકોર્ટમાં જરૂરની હોય, અને જેઓ તે માજીસ્ત્રેટની આગળ હાજર થાય, તેઓએ જ્યારે તેમને ફરમાવવામાં આવે ત્યારે, પ્રસંગ પ્રમાણે, ફરિયાદનું કામ ચલાવવા સારૂ અથવા સાક્ષી આપવા સારૂ સેસન કોર્ટમાં અથવા હઇકોર્ટમાં હાજર થવા બાબતના મુચલકા તે માજીસ્ત્રેટની આગળ લખી આપવા.**

હાજર થવાની અથવા ખત લખી આપવાની ના કેહે તો પેહેરામાં અટકાવી રાખવા બાબત.

**(૨) જો કોઈપણ ફરિયાદી અથવા શાહેદ સેસન કોર્ટ અથવા હૈકોર્ટની આગળ હાજર થવાની, અથવા ઉપર ફરમાવ્યા મુજબ મુચલકો લખી આપવાની, ના કેહે, તો તે એવો મુચલકો લખી આપે ત્યાંસુધી, અથવા સેશન કોર્ટમાં અથવા હાઈ કોર્ટમાં તેની હાજરીની જરૂર પડે ત્યાંસુધી તેને પેહેરામાં અટકાવી રાખવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે અને જ્યારે સદરહુ પ્રમાણે જરૂર પડે ત્યારે તે માજીસ્ત્રેટે તેને પેહેરામાં આપીને, પ્રસંગ પ્રમાણે, સેશન કોર્ટની અથવા હાઇ કોર્ટની પાસે મોકલી દેવો.**

**ટીકા**—બચાવના જે સાહેદ માજીસ્ત્રેટની આગળ કોઈ વખતે હાજર થયા ન હોય તેમને સેસન કોર્ટમા હાજર થવાના તેમની પાસેથી માજીસ્ત્રેટ મુચાલકો લઈ શકે નહી. મ. હા. કો. પ્રો. તા. ૨૯–૧૦–૭૬

કમિટ કર્યાની વાત ક્યારે જાહેર કરવી.

**૨૧૮. (૧) જ્યારે તોહોમતવાળાને તેનો ઈનસાફ થવા સારૂ કમિટ કરવામાં આવે, ત્યારે જે શખસને સ્થાનિક સરકાર આ બાબત નિમે તે શખસની ઉપર તે માજીસ્ત્રેટે એક હુકમ મોકલવો, તેમાં કમિટ કર્યાની વાત જણાવવી, અને તોહોમતનામાના નમુના પ્રમાણેજ ગુન્હો લખી જણાવવો પણ કમિટ કર્યાની તથા તોહોમતનામાના નમુનાની ખબર સદરહુ શખસને થઇ ચુકી છે એવી તે માજીસ્ત્રેટની ખાત્રી થાય તો તેમ કરવાની જરૂર નથી;**

તોહોમતનામું વિગેરે કો-

**અને તોહોમતનામું, ચોકસીનું દફતર તથા જે હથિયાર અથવા બીજી વસ્તુ પુરાવામાં રજુ કરવાની હોય તે, તે માજીસ્ત્રેટે સે-**

*રટની પાસે અથવા સેસન કોરટની પાસે મોકલવા બાબત.*

શન કોર્ટને અથવા ( જ્યારે તે કામ હઇકોરટમાં કમિટ કર્યું હોય ત્યારે ) કલાર્ક ઓફ ધી ક્રૌનને અથવા બીજા જે અમલદારને હઈ કોરટે આ બાબત નીમ્યો હોય તે અમલદારને મોકલવુ.

*હઇકોરટની પાસે અંગ્રેજી તરજુમો મોકલવા બાબત.*

(૨) જ્યારે તે કામ હઇકોરટમાં કમિટ કર્યું હોય અને દફતરનો કોઇપણ ભાગ અંગ્રેજી ભાષામાં ન હોય, ત્યારે સદરહુ ભાગનો અંગ્રેજી તરજુમો દફતર સાથે મોકલવો.

*પુરવણી શાહેદોને સમન કરવાનો અખત્યાર*

૨૧૯. (૧) સદરહુ માજીસ્રેટ, પોતાને યોગ્ય લાગે તો, કામ કમિટ કર્યા પછી અને ઇનસાફ શરૂ થતાં પેહેલાં, પુરવણી શાહેદોને સમન કરીને તેઓની જબાની લેવાને, અને હાજર થઇને સાક્ષી આપવાસારૂ આ કાયદામાં આ અગાઉ ઠરાવેલી રીતે તેમને બાંધી લેવાને મુખત્યાર છે.

(૨) સદરહુ જબાની, બની શકે તો, તોહોમતવાળાની સમક્ષ લેવી, અને, જ્યારે તે માજીસ્રેટ પ્રેસિડેન્સી માજીસ્રેટ ન હોય ત્યારે, તોહોમતવાળો માગે તો, સદરહુ શાહેદોના પુરાવાની એક નકલ તેને મફત આપવી.

*ઇનસાફ થતાં સુધી તોહોમતવાળાને પેહેરામાં રાખવા બાબત.*

૨૨૦. ઈનસાફ શરૂ થતાં સુધી, અને ઇનસાફનું કામ ચાલતું હોય ત્યારે માજીસ્રેટે, જામીન લેવા સંબંધી આ કાયદાના ઠરાવોને અનુસરીને, તોહોમતવાળાને વારંટ કાહાડીને કેદ કરવો.



## બાબ ૧૯ મો.

## તોહોમતનામા બાબત.

### તોહોમતનામાનો નમુનો.

*તોહોમતનામામાં ગુન્હો લખવો.*

૨૨૧. (૧) તોહોમતવાળાની ઉપર જે ગુન્હાનું તોહોમત મુકયું હોય તે ગુન્હો આ કાયદા મુજબના દરેક તોહોમતનામામાં લખવો.

*ગુન્હાનું વર્ણન કરવાને તેનું મુકરર નામ લખવું બસ છે.*

(૨) જે કાયદા પ્રમાણે તે ગુન્હો થતો હોય તે કાયદામાં તેનું કાંઇ મુકરર નામ પાડયું હોય તો તોહોમતનામામાં ફક્ત તેના મ લખીને તે ગુન્હાનું વર્ણન કરવામાં આવે તો ચાલે.

*ગુન્હાનું કાંઈ મુકરર નામ ન હોય ત્યારે તે કેમ લખવો.*

(૩) જે કાયદા પ્રમાણે તે ગુન્હો થતો હોય તે કાયદામાં તેનું કાંઇ મુકરર નામ પાડયું ન હોય, તો તોહોમતવાળાની ઉપર જે બાબતનું તોહોમત મુકયું હોય તે બાબતની તેને ખબર મળે એટલો તો ગુન્હાની વ્યાખ્યાનો ભાગ લખવો જોઇએ.

(૪) જે કાયદાની તથા તેની જે કલમની વિરૂદ્ધ તે ગુન્હો કર્યાનું કેહેવામાં આવ્યું હોય તે કાયદો તથા કલમ તોહોમતનામામાં જણાવવાં.

(૫) તોહોમતનામુ' કર્યુ' છે એ વાત, જે ગુન્હાનુ' તોહોમત મુકયુ' હોય તે ગુન્હો થવાને કાયદાસર જે જે શરત કાયદા પ્રમાણે જોઇએ તે તે શરત તે અમુક કામમાં પાર પડી છે એવું કહ્યા સમાન છે.

તોહોમતનામા ઉપરથી શુ' શુ' સમજવું.

(૬) ઇલાકાનાં મુખ્ય શેહેરોમાં તોહોમતનામુ' અ'ગ્રેજીમાં લખવુ' બીજે ઠેકાણે તે અ'ગ્રેજીમાં અથવા કોરટની ભાષામાં લખવુ'.

તોહોમતનામાની ભાષા.

(૭) તોહોમતવાળાની ઉપર અગાઉ કાંઈ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય અને જે શિક્ષા ઠરાવવાનો કોરટને અધિકાર હોય તે શિક્ષા ઉપર અસર થવા સારૂ અગાઉનો ઠરાવ સાબિત કરવાનો ઈરાદો હોય તો અગાઉ ગુન્હો સાબિત થયાના ઠરાવની વાત તથા તેની તારીખ તથા જગા તોહોમતનામામાં લખવી. તે મજકુર લખ્યો નહિ હોય તો શિક્ષાનો હુકમ કરતાં પેહેલાં કોઇપણ વખતે તે મજકુર વધારવાનો કોરટને અધિકાર છે.

અગાઉ ગુન્હો સાબિત થયાનો ઠરાવ કયારે લખવો

દ્રષ્ટાંતો.

(અ) બનુ' ખુન કર્યાનુ' તોહોમત અની ઉપર મુકયુ' છે. એ વાત હેઠળ કહ્યા સમાન છે, એટલે, હિ'દુસ્તાનના ફોજદારી કાયદાની ૨૯૯ મી અને ૩૦૦ મી કલમમાં ખુનની વ્યાખ્યા લખી છે તે વ્યાખ્યામાં અનુ' કૃત્ય આવે છે; અને તેજ કાયદાના સાધારણ અપવાદમાંના કોઈ અપવાદમાં તે કૃત્ય આવતુ' નથી, અને ૩૦૦ મી કલમમાં પાંચ અપવાદ છે તેમાંના કોઇ અપવાદમાં તે કૃત્ય આવતુ' નથી; અથવા પેહેલા અપવાદમાં તે કૃત્ય આવતુ' હોય તો તે અપવાદમાં ત્રણ શરતો છે તેમાંની એક નહીં તો બીજી શરત તેને લાગુ પડે છે,

(બ) ગોળી મારવાના હથિયારવડે બને બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવાનુ' તોહોમત હિ'દુસ્તાનના ફોજદારી કાયદાની ૩૨૬ મી કલમપ્રમાણે અની ઉપર મુકયુ' છે. એ વાત હેઠળ કહ્યા સમાન છે, એટલે, હિ'દુસ્તાનના ફોજદારી કાયદાની ૩૫૫ મી કલમમાં તે બાબત સ'બ'ધી ઠરાવ્યુ' નથી, અને તે બાબતને સાધારણ અપવાદો લાગુ પડતા નથી.

(ક) અની ઉપર ખુનનુ' અથવા ઠગાઇનુ' અથવા ચોરીનુ' અથવા જબરાઇથી કઢાવવાનુ' અથવા છિનાળાનુ' અથવા સાપરાધ ધમકીનુ' અથવા મિલકતની ખોટી નિશાણી વાપરવાનુ' તોહોમત આવ્યુ'છે. હિ'દુસ્તાનના ફોજદારી કાયદામાં એ ગુન્હાઓની જે વ્યાખ્યાઓ લખીછે તે કાંઇપણ કહ્યા વગર, અએ ખુન અથવા ઠગાઇ અથવા ચોરી અથવા જબરાઇથી કઢાવવાનો ગુન્હો અથવા છિનાળુ' કર્યુ છે અથવા સાપરાધ ધમકી દેખાડી છે, અથવા મિલકતની ખોટી નિશાણી વાપરી છે એટલુ'જ તોહોમતનામામાં લખવામાં આવે તો ચાલે; પણ તે ગુન્હા

બાબત જે કલમોમુજબ શિક્ષા થઇ શકતી હોય તે કલમો પ્રત્યેક પ્રસંગે, તોહોમતનામામાં લખવી.

(ડ) સરકારી નોકરના કાયદેસર અખત્યારથી વેચવા કહાડેલી મિલકતના વેચાણમાં ઇરાદાપુર્વક અડચણ કરવાનું તોહમત હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૮૪ મી કલમપ્રમાણે અ ની ઉપર મુકયું છે. ત્યારે તોહોમતનામામાં એ શબ્દો લખવા.

ટીકા—કાયદો ઘડનારે તોહમત એ શબ્દ અમુક ગુન્હાની હકીકતના સંબંધમા વાપર્યો છે પણ તોહમતદાર પર રાખેલા બધા ગુન્હાનો તે અનુક્રમ બતાવતો નથી પણ સ્કોટ જડજે ઠરાવ્યુ કે—તોહમતના ભાગો અથવા બધા અનુક્રમો અને વળી કોઈ એક અમુક ગુન્હાનુ તોહમત એ બંને અર્થમા તોહમત એ શબ્દ આ કાયદામા વાપર્યો છે રાણી વી. આપાસુભન મુ. લો. રી. ૮ મુ. ૨૦૦ દરેક અમુક ગુન્હાના એક ભાગપર તોહમત રાખીને તેનુ વ્યાજબી રીતે નિશ્ચય પુર્વક વર્ણન કરવુ તે બસ છે રાણી વી. બાબુલ નકી જરા ૫ વિ. રી. ૯૭

તોહમતદાર પર ઇ. પી. કો. ક. ૨૧૭ મુજબ તોહમત રાખેલુ પણ કાયદાનો કયો નિયમ તોડયો અને કેવી રીતે તોડયો એ તોહમતનામામાં સ્પસ્ટ રીતે બતાવ્યુ નોતુ ઠરાવ્યુ કે—અનીશ્ચીત શબ્દોમાં બતાવેલા તોહમતપર ગુન્હેગાર ઠરાવ્યાથી જે અમુક અર્થમા તોહમત સમજાય છે તે અમુક અર્થ પ્રમાણે અપીલમા ચાલવુ જોઇએ રાણી વી. બાબનખાન ઈ. લો. રી. ૨ મુ. ૧૪૨ પોતાના પર જે તોહમત રાખવામાં આવ્યુ હોય તે બરાબર અને ચોકસ રીતે જાણવાનો તોહમતદારને હક છે અને જ્યાં સુધી તેના જાણવામાં ન આવે ત્યાં સુધી પોતાના બચાવમાં તેને ઘણીજ હરકત પડે આ બાબત બધા કેસોમાં લાગુ પડે છે પણ ખાસ કરીને જે કૃત્યો પોતે ન કર્યા હોય પણ મદત ગારીમાં તેણે કર્યા હોય તેમાં ગણવાને તે માગતા હોય તેમાં વધારે ખરૂં છે. બીહારી મટોન ઈ. લો. રી. ૧૧ ક. ૧૦૬.

કોઇ તોહમતદાર ફટકાના કાયદા મુજબ ફટકાની સજાને લાયક હોય તો તોહમતનામામાં જવાબદારી બતાવવી જોઇએ ને સજા કરવામાં આવે તો તેના સ્પષ્ટ કારણો જજમેંટમાં બતાવવા રાણી વી. બડીયા ઇ. લો. રી. ૫ મ. ૧૫૮ પારેગ્રાફ સાત.

અગાઉ ગુન્હેગાર ઠરેલો એ હકીકતની બાબત છે. તેથી તેનો ચુકાદો જડજે નહીં પણ જ્યુરીએ કરવો ઇશનચંદ્ર દેવ ૨૧ વિ. ૪૦ પીનલ કોડ મુજબના અમુક ગુન્હા બદ્દલ શીક્ષા થઇ હતી એટલુ કહેવુ તે પુરતુ નથી પણ પુરવાથી તે સીધ થવુ જોઈએ સેખ જાફર ૨૨ વિ. રી. ૩૯ તે સાબીત કરવાનું કામ ફરીયાદ પક્ષનુ છે મ. હા. પ્રો. ૧૯–૧૨–૮૧. અગાઉ ગુન્હો સાબીત થયો હતો એ વાત તોહમતનામામાં બતાવવી જોઇએ. અને ચાર્જમાં તે શીક્ષા કરતા અવલ ગમે તે વખતે ઉમેરી શકાય છે રાજકુમાર બોસ ૧૯ વિ. રી. ૪૧ અનાજી કબાજી મુ. હા. કો. ક્રી. રૂ. ૧૮૭૩.

૨૨૨. (૧) જે ગુન્હો કર્યાનું કેહેવામાં આવ્યું હોય તે ગુન્હાના વખત સંબંધી તથા જગા સંબંધી અને (કોઈ શખસની વિરૂધ્ધ તે ગુન્હો કરવામાં આવ્યો હોય તો) તે શખસ સંબંધી અથવા (કોઇ વસ્તુની બાબતમાં તે ગુન્હો કરવામાં આવ્યો હોય તો) તે વસ્તુ સંબંધી જેટલી વિગત તોહમતવાળાની ઉપર મુકેલા તોહોમતની બાબત વિશે તેને ખબર આપવાને વાજબી રીતે બસ થાય તેટલી વિગત તોહમતનામમાં લખવી.

વખત જગા અને શખસ સંબંધી વીગત.

(૨) જ્યારે તોહોમતવાળાની ઉપર સાપરાધ વિશ્વાસઘાતનું અથવા બદદાનતથી પૈસાનો ખોટો ઉપયોગ કરવાનું તોહોમત મુકયું હોય ત્યારે જે રકમના સંબંધમાં ગુન્હો કર્યાનું કહેવામાં આવતું હોય તે કુલ રકમ તથા જે તારીખોની દરમિયાન તે ગુન્હો કર્યાનું કહેવામાં આવતું હોય તે તારીખો લખી એટલે બસ થશે; ચોકસ રકમો અથવા ચોકસ તારીખો લખવાની જરૂર નથી, અને એવી રીતે ઘડેલું તોહોમતનામું ૨૩૪ મી કલમના અર્થ મુજબ એક ગુન્હાનું તોહોમતનામું છે એમ સમજવું

પણ એવું ઠરાવ્યું છે કે એવી તારીખોમાંની પહેલી તથા છેલ્લી તારીખ વચ્ચેની મુદત એક વર્ષ કરતાં વધારે હોવી ન જોઇયે.

**ટીકા**—પેટા કલમ ( ૨ ) નવીન છે. **ગુન્હાના વખત સંબંધી + + + તોહમત નામામાં લખવી** તોહમતનામામાં વખત જગા સખસ અને લગતી હકીકત જણાવવી કે જેથી તોહમતદાર જાણી શકે કે કઇ બાબતમાં તેનીપર તોહમત આવ્યુ છે તેની દરેક તોહમત દારને ખબર પડે રાણી વી. ફકીરાપા ઇ. લો. રી. ૧૫ મુ. ૪૯૧ તોહમતનામામાં કયા વરસના કયા મહીનાની કઈ તારીખ ને કઈ જગ્રોએ બતાવવુ જોઈએ. રાણી વી. મહારાજા માસર ૭ બે. લો. રી. અપે. ૬૬ વખતને જગા ઉપરાંત કયા જાણીતા કે વગર જાણીતા સખસ વિરૂધ ગુન્હો કર્યો છે તે બતાવવું જોઇએ રાણી વી. ખઇરિતી ઈ. લો. રી. ૬ અ. ૨૦૪ તોહમતદારપર જે બાબતનુ તોહમત રાખવામાં આવ્યુ હતુ તે બાબત તેના ધ્યાનપર આવવાને વાજબી રીતે જરૂર હોય તેવી વખત ને જગા વિષેની હકીકત તોહમતનામામાં નહી બતાવેલી તેવા કેસમાં હાઇકોરટે નિરદોષ ઠરાવી છોડી મુકયો રાણી વી. ઉદીતસીંગ ૨૫ વિ. રી. ૪૬ પીનલકોડ ક. ૪૫૧ મુજબનુ તોહમત રેહેવામાં અમુક ગુન્હો કરવાના ઇરાદાથી પેઠો હતો એવું બતાવવું જોઇએ મોદોરદાવોલીયા. ૧૬ વિ. રી. ૬૩ રેહવાનુ ઘર બાજ્યું હોય તો તે રહેવાનુ હતું એ બતાવવું દરબારોપોલી. ૮ વિ. રી. ૩૦ ક. ૪૫૭ મુજબનુ તોહમત રહેવામાં ઇરાદો બતાવવો જોઇએ ક. ૪૫૬ મુજબનું તોહમતરાખી ગુન્હેગાર ઠરાવેલો પણ ઇરાદો બતાવેલો નહી. તો તેથી સાબીતીનો ઠરાવ રદ થાય નહી. બાલમુકંદરામ ઇ. લો. રી. ૨૨ ક. ૩૯૧.

ગુન્હો કર્યાની રીત કયારે લખવી જોઇએ

**૨૨૩.** જ્યારે કામનું સ્વરૂપ એવું હોય કે ૨૨૧ મી તથા ૨૨૨ મી કલમમાં કહેલી વિગત ઉપરથી તોહોમતવાળાની ઉપર મુકેલું તોહોમત તેને પુરતું સમજાતું નહીં હોય, ત્યારે જે ગુન્હો કરવાનું કહેવામાં આવતું હોય તે ગુન્હો જે રીતે કર્યો હોય તે રીત સંબંધી જેટલી વિગત તે કારણસારૂ બસ થાય તેટલી વિગત તોહોમતનામમાં લખવી.

## દષ્ટાંતો.

(અ) ફલાણી વખતે ફલાણી જગાએ ફલાણી જણસની ચોરી કર્યાનું તોહોમત અ ની ઉપર આવ્યું છે, ત્યારે કઇ રીતે ચોરી કરી તે રીત તોહોમતનામમાં લખવાની જરૂર નથી.

(બ) ફલાણી વખતે ફલાણી જગાએ બ ને ઠગ્યાનું તોહોમત અ ની ઉપર આવ્યું છે, ત્યારે અ એ બ ને શી રીતે ઠગ્યો તે રીત તોહોમતનામમાં લખવી જોઇયે.

(ક) ફલાણી વખતે ફલાણી જગાએ ખોટી શાહેદી આપવાનું તોહોમત અની ઉપર આવ્યું છે, ત્યારે અએ આપેલી શાહેદીનો ફલાણો ભાગ ખોટો છે એવું કેહેવામાં આવ્યું હોય તે ભાગ તોહોમતનામામાં લખવો જોઇએ.

(ડ) ફલાણી વખતે ફલાણી જગાએ બ નામનો કોઇ સરકારી નોકર પોતાનું સરકારી કામ કરતો હતો ત્યારે તેણે અડચણ કરવાનું તોહોમત અ ની ઉપર આવ્યું છે. ત્યારે બ પોતાનું કામ કરતો હતો ત્યારે તેને અએ જે રીતે અડચણ કરી તે રીત તોહોમતનામામાં લખવી જોઇયે.

(ઇ) ફલાણી વખતે ફલાણી જગાએ બ નું ખુન કર્યાનું તોહોમત અ ની ઉપર આવ્યું છે, ત્યારે અ એ બ નું ખુન શી રીતે કર્યું તે રીત તોહોમતનામામાં લખવાની જરૂર નથી.

(ફ) બને શિક્ષામાંથી બચાવવાના ઇરાદાથી કાયદામાં ફરમાવેલો હુકમ નહીં માનવાનું તોહોમત અ ની ઉપર આવ્યું છે. ત્યારે જે હુકમ નહીં માન્યાનું તોહોમત હોય તે હુકમ નહીં માન્યાની વાત અને જે કાયદો તોડયો હોય તે કાયદો એ બેઉ વાનાં તોહોમતનામામાં લખવા જોઇયે.

તોહોમતનામા માંહેના શબ્દોનો અર્થ જે કાયદા પ્રમાણે ગુન્હો સિક્ષા કરવા લાયક હોય તે કાયદા પ્રમાણે કરવો.

૨૨૪. દરેક તોહોમતનામામાં ગુન્હાનું વર્ણન કરવામાં વાપરેલા શબ્દો જે કાયદા પ્રમાણે સદરહુ ગુન્હો શિક્ષા કરવા લાયક હોય તે કાયદામાં તેમનો જે અર્થ કર્યો હોય તે અર્થમાં વાપરેલા છે એવું સમજવું.

ચૂકનું ફળ.

૨૨૫. તોહોમતનામામાં જે ગુન્હો અથવા વિગત લખવી જોઇયે તે લખવામાં કાંઈ ચુક પડે તેથી, અને તે ગુન્હો અથવા વિગત લખવામાં કાંઇ કસુર થાય તેથી તોહોમતવાળો ખરેખર ઉલટું સમજયો નહીં હોય તથા અન્યાય થયો નહીં હોય, તો તે ચુંક અથવા કસુર મુદ્દાની છે એવું મુકદમો ચાલતો હોય ત્યારે કોઈપણ વખતે સમજવું નહીં.

દષ્ટાંતો.

(અ) “ ખોટો શિક્કો પોતાના કબજામાં આવ્યો તે વખતે તે ખોટો છે એમ જાણયા છતાં તે શિક્કો પોતાના કબજામાં રાખ્યાનું ” તોહોમત હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૪૨ મી કલમ પ્રમાણે અ ની ઉપર મુકયું છે. “ દગલબાજીથી ” આ શબ્દ તોહોમતનામામાં મુકી દીધો છે. આ શબ્દ મુકી દીધાથી અ ખરેખર ઉલટું સમજયો એવું જણાતું નહીં હોય તો તે ચુંક મુદ્દાની છે એવું સમજવું નહીં.

(બ) બ ને ઠગવાનું તોહોમત અ ની ઉપર મુકયું છે અને તેણે બ ને શી રીતે ઠગ્યો તે રીત તોહોમતનામામાં લખી નથી અથવા ખોટી લખી છે. અ પોતાનો જવાબ કરે છે, અને શાહેદોને બોલાવે છે, તથા એ કામ શી રીતે બન્યું તે વિશે પોતાનો હેવાલ આપે છે. ત્યારે ઠગાઇ શી રીતે કરી તે રીત તોહોમતનામામાં લખવાની કસુર કરી તે મુદ્દાની નથી એવુ અનુમાન કરવાનો અખત્યાર કોરટને છે.

(ક) બ ને ઠગવાનું તોહોમત અ ની ઉપર મુકયું છે, અને તેણે બ ને શી રીતે ઠગ્યો તે રીત તોહોમતનામામાં લખી નથી અને તથા બ ને ઘણી આપ લે થઈ હતી, અને તોહોમત કઇ આપ લે બાબત છે તે જાણવાનું સાધન અ ની પાસે નહીં હતું માટે તેણે કાંઇ જવાબ કર્યો નહીં. ઠગાઇ શી રીતે કરી તે રીત તોહોમતનામામાં લખવાની કસુર કરી તે મુદ્દાની ચુક છે એવું અનુમાન સદરહુ વાતો ઉપરથી કરવાનો કોરટને અખત્યાર છે.

(ડ) સન ૧૮૮૨ ના જાન્યુઆરી મહિયાની ૨૧ મી તારીખે ખુદાબક્ષનું ખુન કર્યાનું તોહોમત અ ની ઉપર મુકયું છે. ખરૂં જોતાં જે માણસનું ખુન કર્યું તેનું નામ હઇદરબક્ષ હતું અને ખુન થયાની તારીખ ૨૦ મી જાન્યુઆરી સન ૧૮૮૨ એ હતી. એક ખુન શિવાય બીજા કોઈ ખુનનું તોહોમત અ ની ઉપર મુકેલું નહીં હતું, અને માજીસ્ત્રેટની આગળ જે ચોકસી થઇ તે હઇદરબક્ષના મુકદ્દમા બાબતજ હતી, અને તે ચોકસી અ એ સાંભળી છે અ ઉલટુ સમજ્યો નથી, અને તોહોમતનામા માંહેની તે ચુક મુદ્દાની નથી એવું એ વાતો ઉપરથી અનુમાન કરવાનો અખત્યાર કોરટને છે.

(ઇ) અ ની ઉપર સન ૧૮૮૨ના જાન્યુઆરી મહિનાની ૨૦ મી તારીખે હઇદરબક્ષનું ખુન કર્યાનું અને તેને તે ખુન બાબત પકડવાનો યત્ન ખુદાબક્ષ કરતો હતો તેનું સન ૧૮૮૨ ના જાન્યુઆરી મહિનાની ૨૧ મી તારીખે ખુન કર્યાનું તોહોમત મુકયું છે. હઈદરબક્ષના ખુનનું તોહોમત મુકયું હતું ત્યારે ખુદાબક્ષના ખુનના તોહોમત બાબત તેનો ઇનસાફ થયો. તેને જવાબ કરતી વખતે જે શાહેદો હાજર હતા તે હઈદરબક્ષના મુકદ્દમાના શાહેદો હતા. એ ઉપરથી અ ઉલટું સમજ્યો હતો, અને તે ચુક મુદ્દાની હતી એવું અનુમાન કરવાનો અખત્યાર કોરટને છે.

ટીકા—"ખરેખર" તથા "તથા અન્યાય થયો નહી હોય" એ શબ્દો નવીન ઉમેર્યા છે **કોઈપણ વખતે સમજવું નહી.** તોહમતનામું મોઘમ મુકવાથી નુકશાન થયું હોય તો સઘળું •કામ રદ થાય રાણી વી. બાબનખાન ઈ. લો. રી. ૨ મુ. ૧૪૨ આ કલમ તથા ક. ૫૩૭

પર નજર રાખતા વિકલ્પનીક તોહમત માટે ગુન્હેગાર ઠરેલો તોહમતદાર પોતાના જવાબમા ખોટે રસ્તે દોરાવવો જોઇએ એમ અનુમાન થતા તેનો ગુન્હો અને સજા રદ કરવી જોઇએ રાણી વી. સજાબરાવ ઈ. લો. રી. ૧૦ મુ. ૧૨૪ નુકશાન ન થયું હોય તો રદ થાય નહી રખમા ૧૦ મુ. હા. કો. રી. ૩૭૩

તોહોમતનામા વગર અથવા અધુરૂં તોહોમત મુકીને કમિટ કરવામાં આવે ત્યારે કેમ કરવું.

**૨૨૬. જ્યારે કોઇપણ શખસને તોહોમતનામા વગર અથવા અધુરૂં અથવા ભુલ ભરેલું તોહોમત મુકીને તેનો ઈનસાફ થવા સારૂ કમિટ કરવામાં આવે, ત્યારે કોરટને અથવા હાઇકોરટની બાબતમાં કલાર્ક ઓફ ધી ક્રાઉનને તોહોમતનામું તૈયાર કરવાનો અથવા તોહોમતનામામાં ઉમેરો કરવાનો અથવા બીજી રીતે ફેરફાર કરવાનો, જેમ હોય તેમ, અધીકાર છે, અને તેમ કરવામાં તોહોમતનામા બાબત આ કાયદા માંહેના નમુના સંબંધી કાનુનો ઉપર ધ્યાન આપવું.**

દૃષ્ટાંતો.

**૧ क નું ખુન કર્યાનું તોહમત अ ની ઉપર મુકયું છે. તે તોહોમતમાં क ના ખુનમાં મદદગારી કર્યાનું તોહમત ઉમેરવાનો અથવા તેને બદલે તે તોહમત મુકવાનો અધિકાર છે.**

**૨ હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૬૭ મી કલમ મુજબ એક કીંમતી દસ્તાવેજ ઉપર ખોટી સહી કર્યાનું તોહોમત अ ની ઉપર મુકયું છે. કલમ ૧૯૩ મુજબ ખોટો પુરાવો બનાવવાનું તોહોમત ઉમેરવાનો અધિકાર છે.**

**૩ અમુક ચોરેલી મિલકત ચોરાયલી છે એવું જાણીને તે લેવાનું તોહોમત अ ની ઉપર મુકયું છે. ઈનસાફ વખતે અકસ્માત એવું માલમ પડી આવે છે કે તેના કબજામાં ખોટા શિક્કા બનાવવાનાં હથિયાર છે. હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૩૫ મી કલમ મુજબનું તોહોમત તેના તોહોમતનામામાં ઉમેરી શકાશે નહીં.**

**ટીકા**—દ્રષ્ટાંતો નવાન છે **તોહમતનામા વગર.** આ શબ્દો જે કેસમાં બીલકુલ તોહમત નથી એને વ્યાજબી રીતે લાગુ પડસે એટલુજ નહી પણ સેસન જડજ અથવા કલાર્ક ઓફધી ક્રાઉન એમ ધારે કે એવા ગુન્હાનુ તોહમત નથી કે જેને માટે કેદીપર કામ ચલાવવું જોઇએ એવા કેસને પણ લાગુ પડે છે રાણી વી. આપા સુભન ઇ. લો. રી. ૮ મુ. ૨૦૦ **અધુરૂ અથવા ભુલ ભરેલુ** ત્રણ સખસોને સેસન કમીટ કરવામાં આવ્યા તેમાના બે જણપર જ નુ ખુન કરવાનું અને ત્રીજાપર તેમાં મદતગારી કર્યાનુ તોહમત રાખવામાં આવ્યું હતું ઈનસાફ વખતે ક ને વ્યથા કર્યા બાબતનું બધા તોહમતદાર સામે તોહમત ફરમાવ્યું અને તેમને અસલને વધારેલા તોહમત માટે ગુન્હેગાર ઠરાવ્યા જે હુમલાથી જ નુ ખુન થયું તેજ વખતે અથવા ત્યારપછી તરતજ ક પર હુમલો કરવામાં આવ્યો હતો ઠરાવ્યું કે—કેસ આ કલમની શરતમાં આવતો નથી તોહમત વધારવાથી જે ગેરવાજબીપણુ થયું છે તે આ કલમ કે ૫૩૭ થી ઢંકાઈ જાય તેવું નથી તે કલમો આવી હકીકતને લાગુ પડતી નથી પણ સેસન જડજે કેદી તરફના વકીલે પોતાના ભાષણમાં બતાવેલી સઘળી તકરારો સાંભળ્યાથી અને નવા વધારેલા તોહમત માટે આરોપી તરફના સાહેદીઓ બોલાવ્યાથી આ કેસને ક. ૫૩૭ લાગુ પડે છે ખારગા ઇ. લો. રી. ૮ મ. ૬૬૫ તોહમતદારને બીલકુલ તોહમતનામુ મુકયા વગર ક

મીટ કર્યો હોય અથવા કમીટીંગ માજીસ્ટ્રેટની આગળ જે પુરાવો પડયો હોય તે તપાસતાં તો હમતનામું ભુલ ભરેલુ હોયતો કમીટીંગ માજીસ્ટ્રેટની આગળ પડેલા પુરાવા પરથી જે તોહમત સાબીત માલમ પડયુ હોય તેવુ નવુ તોહમત ઘડવાનો કોર્ટને અધીકાર છે.

ખુન થયાની ખબર કાયદેસર રીતે આપવાને હ નામનો સખસ બંધાએલો છતાં તે પ્રમાણે જાણી બુજીને ખબર નહી આપ્યાથી ક. ૨૦૨ મુજબ તેના પર તોહમત રાખી સેસન કોર્ટમાં કમીટ કર્યો ઇનસાફ વખતે જે ગુન્હાને માટે કમીટ કરવામાં આવ્યો છે તે ગુન્હો કર્યાનુ તેણે કબુલ કર્યું ફરીયાદનુ કામ ચલાવનારની અરજ પરથી સેસન જડજે આરોપી તરફનો વાંધો છતાં ખુન થએલુ મડદુ દાટવામાં મદદ કર્યાનુ તોહમત રાખવામાં આવેલી ક નામની સ્ત્રીને મદત કરવાનું તોહમત ક. ૨૦૧ ૧૦૯ મુજબનું વધાર્યું ને તેને માટે જવાબ માગી ક નામની સ્ત્રીને માફી આપી તેની સાક્ષી તરીકે જુબાની લઇ હ ને સજા કરી ઠરાવ્યું કે—સેસન જડજે હ ઉપર વધારેલા તોહમતની મજબુતીમાં માજીસ્ટ્રેટની રૂબરૂ પુરાવો નહી હોવાથી સેસન જડજનુ વધારવુ અધીકાર ઉપરાંતનુ હતુ તેથી વધારાના તોહમતની શીક્ષા ગેરકાયદે છે વળી ઠરાવ્યું કે—સેસન જડજે હ ને ક કરતા વધારે ગુન્હેગાર ધારવાથી રજુઆત બંધ કરી કેસનુ દફતર માજીસ્ટ્રેટ તરફ મોકલવુ જોઇતુ હતુ રાણી વી. એમ કે રામા વરમારાજા ઇ. લો. રી. ૩ મ. ૩૫૧ સેસન કોર્ટની રૂબરૂ રજુઆતને માટે અમુક તોહમત રાખી કોઈ તોહમતદારને કમીટ કરવામાં આવ્યો હોયતો જવાબ કરવાને તોહમતદારને બોલાવતા પહેલા તોહમત કાઢી નાંખવાનો સેસન જડજને આ કલમ મુજબ અધીકાર નથી રાણી વી. પેરીશુલાહ સેખ ૭ ક. લો. રી. ૧૪૩ તોહમત વધારવાની અરજ કેસની સરૂઆતમાં ફરીયાદ પક્ષવાળાએ કરી હોય તો તે અરજનો નિકાલ તે વખતેજ કરવો વજેરામ ભગવાન ઈ. લો. રી. ૧૬ મુ. ૪૧૪.

કોરટને તોહોમતનામામાં ફેરફાર કરવાનો અધિકાર છે.

**૨૨૭. (૧) કોઇપણ કોરટ ફેંસલો જણાવતાં પેહેલાં અથવા સેશન કોરટની અથવા હાઈ કોરટની આગળ ઈનસાફનાં કામ ચાલતાં હોય તે બાબતમાં જ્યુરી પોતાનો ઠરાવ કેહે તેની પેહેલાં અથવા આસેસરો પોતાના અભિપ્રાય જણાવે તેની પેહેલાં કોઇપણ વખતે કોઈ પણ તોહોમતનામામાં ફેરફાર કરવાને અથવા તેમાં વધારે મજકુર દાખલ કરવાને મુખત્યાર છે.**

**(૨) સદરહુ પ્રકારનો દરેક ફેરફાર અથવા વધારેલો મજકુર તોહોમતવાળાને વાંચી સંભળાવવો તથા સમજાવવો.**

**ટીકા**—"અથવા તેમા વધારે મજકુર દાખલ કરવાને" "અથવા વધારેલો મજકુર" એ શબ્દો નવીન ઉમેર્યા છે.

**પેહલા**—જ્યુરી પોતાનો ઠરાવ કેહ તે પછી અધીકાર નથી ૫ મુ. હા. કો. રી. ૯

**જ્યુરીનો ઠરાવ**—એ શબ્દનો અર્થ કોર્ટ લખી લેવાને બંધાએલી છે એવો છેવટનો ફેંસલો આપવો એવો થાય છે. ઇ. લો. રી. ૮ મુ. ૨૦૦

**ફેરફાર**—આ શબ્દમા "વધારવુ" એ શબ્દનો સમાવેશ કરીએ તો ફેરફાર કરવાની માફક કોઇ અમુક તોહમતનો વધારો કરવો એવી રીતે ઉમેરો કરવાનો છે પણ તેથી કાંઇ નવુ તોહમત ઉમેરવુ એવો થતો નથી. રાણી વિ. આપા સુભન ઇ. લો. રી. ૮ મું. ૨૦૦ ઉપરનાથી જુદો અભીપ્રાય રાણી વી. ગોરડન ઈ. લો. રી. ૯ અ. ૨૨૫ ના કામમા લીધો. અને તે મત ફેરને લીધે ઉપરનો સુધારો થયો છે. ફેરફાર એ શબ્દમા જે તોહમતને માટે કમીટ

કરવામાં આવ્યો હોય તેમા ઉમેરેલુ તોહમત સેસન જડજે પાછુ ખેંચી લેવુ તેનો પણ સમાવેશ થાય છે દ્વારકાલાલ વી. મહાદેવરાય. ઈ. લો. રી. ૧૨ અ. ૫૫૧ જે તોહમત રાખી કમીટ કરવામા આવ્યો હોય તે તોહમતની જોડે સંબંધ રાખે નહી એવુ તદન નવુ તોહમત તે વધારી શકે નહી. રાણી વી. વોરીસઅલી. ૩ નો. વે. પ્રો. ૩૩૭ તોહમતમા સુધારો કાયદેસર રીતે કરવો જોઇએ અને તે દફતરમા સ્પસ્ટ રીતે માલમ પડવો જોઇએ રાણી વી. ફીરો જદાર રોય. ૯ વિ. રી. ૧૪ ફરીયાદમા જણાવ્યા શીવાય બીજા ગુન્હાનુ તોહમત રાખી ગુન્હેગાર ઠરાવી શકાય ઢોડીરામચંદ્ર ૫ મુ. હા. કો. રી. ૧૦૦

ફેરફાર કર્યા પછી ઈનસાફનું કામ તુરત ક્યારે ચલાવી શકાય.

**૨૨૮. ૨૨૬ મી કલમ મુજબ અથવા ૨૨૭ મી કલમ મુજબ તઈયાર કરેલું તોહોમતનામું અથવા કરેલો ફેરફાર અથવા વધારેલો મજકુર જો એવી તરેહનો હોય, કે પછી તુરત તે ઈનસાફનું કામ ચલાવવાથી કોરટના અભિપ્રાય પ્રમાણે, તોહોમતવાળાને પોતાનો જવાબ કરવામાં અથવા ફરિયાદનું કામ ચલાવનારને તે મુકદ્દમો ચલાવવામાં કાંઈ નુકશાન થવાનો સંભવ નથી, તો સદરહુ તોહોમતનામું તૈયાર કર્યા પછી અથવા સદરહુ ફેરફાર અથવા વધારો કર્યા પછી, જાણે તે નવું અથવા ફેરફાર કરેલું તોહોમતનામું અસલ તોહોમતનામું હોય એવી રીતે, તે ઇનસાફનું કામ પોતાની નજરમાં આવે તો, ચલાવવાને તે કોરટ મુખત્યાર છે.**

ટીકા—**નુકસાન થવાનો સંભવ નથી.** નુકસાન ન થાય તો સુધારવા અધીકાર છે. સુધારવાથી તોહમતદારના વિરૂધ અભીપ્રાય બંધાઇ નુકશાન થશે કે નહી એ વિષે શક પડે તો કોર્ટનુ વલણ તોહમતદાર તરફ થવુ જોઇએ રાણી વી. ગોવોનદાસ ૬ મુ. હા. કો. રી. ૭૬ રાણી વી. ગોવીંદ બાબલી ૧૧ મુ. હા. કો. રી. ૨૭૮ તોહમતદારને અમુક તોહમતનો જવાબ આપવાને બોલાવ્યાથી તેનાપર મુકવાના બીજા ગુન્હાની પ્રથમ તેને ખબર આપ્યા શીવાય અને તોહમત વિરૂધ કહેવાનો લાગ આપ્યા શીવાય તદન જુદા તોહમત માટે તેને ગુન્હેગાર ઠરાવી શકાય નહી. ગ્રેશચંદર નંદી અરજદાર ૨૬ વિ. રી. ૮ "અથવા વધારેલો મજકુર" એ શબ્દો નવા છે.

નવેસરથી ઇનસાફ કરવાનું ક્યારે ફરમાવી શકાય, અથવા ઇનસાફ ક્યારે મુલતવી રાખી શકાય.

**૨૨૯. જો તે નવું અથવા ફેરફાર કરેલું અથવા વધારેલું તોહોમતનામું એવી તરેહનું હોય કે પછી તુરત તે ઈનસાફનું કામ ચલાવવાથી, કોરટના અભિપ્રાય પ્રમાણે, તોહોમતવાળાને અથવા ફરિયાદનું કામ ચલાવનારને ઉપર કહ્યા મુજબ નુકશાન થવાનો સંભવ છે, તો નવેસરથી ઇનસાફ કરવાનું ફરમાવવાને અથવા જેટલી મુદત જરૂરની હોય તેટલી મુદત સુધી ઇનસાફનું કામ મુલતવી રાખવાને, તે કોરટ મુખત્યાર છે.**

ટીકા—"વધારેલુ" એ શબ્દો નવીન છે.

ફેરફાર કરેલા તોહોમતનામા માંહેના ગુન્હા બા

**૨૩૦. જો તે નવા અથવા ફેરફાર અથવા વધારો કરેલા તોહોમતનામામાં લખેલા ગુન્હા બાબત ફરિયાદનું કામ ચલાવવા સારૂ અગાઉથી મંજુરિયત લેવી જરૂરની હોય, તો તે મંજુરિયત મેળવવામાં આવે ત્યાં સુધી તે મુકદમો ચલાવવો**

બત ફરિયાદનું કામ ચલાવવા સારૂ અગાઉથી મંજુરિયત જોઇતી હોય તો કામ બંધ રાખવું.

નહી પણ જે હકીકતોને આધારે તે નવું અથવા ફેરફાર કરેલું તોહોમતનામું બનાવ્યું હોય તેજ હકીકતોને આધારે ફરિયાદનું કામ ચલાવવા સારૂ મંજુરિયત લેવાઇ ચુકી હોય તો તે મુકદમો ચલાવવાને હરકત નથી.

જ્યારે તોહોમતનામામાં ફેરફાર કરવામાં આવે ત્યારે શાહેદોને પાછા બોલાવવા બાબત.

૨૩૧. જ્યારે ઈનસાફ શરૂ થયા પછી કોરટ કોઈ તોહોમતનામામાં ફેરફાર કરે અથવા તેમાં વધારે મજકુર દાખલ કરે, ત્યારે જે શાહેદની જબાની લેવાઈ હોય તે શાહેદને ફરીથી બોલાવીને અથવા ફરિથી સમન કરીને સદરહુ ફેરફારના અથવા વધારેલા મજકુરના સંબંધમાં તેની જબાની લેવાની તથા જે કોઇ બીજા શાહેદની સાક્ષી કોરટને મુદ્દાની લાગે તેને બોલાવવાની છુટ ફરિયાદનું કામ ચલાવનારને તથા તોહોમતવાળાને આપવી.

ટીકા—"વધારે મજકુર દાખલ કરે" ત્યા "અથવા વધારેલા મજકુરના સંબંધમા" ત્યા "જે કોઈ બીજા સાહેદની સાક્ષી કોર્ટને મુદ્દાની લાગે તેને બોલાવવાની" એ શબ્દો નવીન ઉમેર્યા છે.

મુદ્દાની ચુકનું ૫ળ.

૨૩૨. (૧) કોઇપણ અપેલેંટ કોરટના અથવા હાઈ કોરટ તપાસ કરવાનો અથવા ૨૭ માં બાબ મુજબનો પોતાનો અધિકાર ચલાવતી હોય ત્યારે હાઇ કોરટના મતમાં એમ આવે કે જે શખસની ઉપર કોઈ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયેલો છે તે શખસ કાંઈ તોહોમતનામું નહીં હોવાને લીધે અથવા તોહોમતનામામાં કાંઈ ચુકને લીધે પોતાનો જવાબ કરવામાં ઉલટું સમજ્યો છે, ત્યારે પોતે દુરસ્ત ધારે એવી ગમે તે રીતે તોહોમતનામું તૈયાર કરીને ઉપરથી ઇનસાફ નવેસરથી કરવાનું તે કોરટે ફરમાવવું.

(૨) જો તે કોરટની નજરમાં એવું આવે કે સાબિત થયેલી હકીકતોનાં સંબંધમાં તોહોમતવાળાની ઉપર કાંઈ કાયદેસર તોહોમત મુકી શકાય નહીં એવી તે મુકદમાની હકીકત છે, તો તે ગુન્હો સાબિત થયાનો ઠરાવ તે કોરટે રદ કરવો.

## દૃષ્ટાંત.

અ ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૯૬ મી કલમ પ્રમાણે ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવામાં આવ્યો છે, અને જે શાહેદી અથવા પુરાવાને ખરી શાહેદી અથવા ખરા પુરાવાની માફક તેણે દુષ્ટ ભાવથી વાપરયો અથવા વાપરવાની કોશીસ કરી તે શાહેદી ખોટી છે અથવા તે પુરાવો બનાવટનો છે એવું તે જાણતો હતો એવો મજકુર તોહોમતનામામાં મુકી દીધો છે અને સદરહુ પ્રકારનું જ્ઞાન હતું, અને તે વાતનો મજકુર તોહોમતનામામાં મુકી દેવાથી તે પોતાનો જવાબ કરવામાં ઉલટું સમજેલો એવું તે કોરટને સંભવિત લાગે, તો તોહોમતનામામાં સુધારો કરીને તે ઉપરથી ઈનસાફ નવેસરથી કરવાનું તે કોરટે ફરમાવવું; પણ અને સદરહુ પ્રકારનું કાંઈ જ્ઞાન હતુંજ નહીં એવું ચલાવેલા કામ ઉપરથી સંભવિત જણાય, તો તે ગુન્હો સાબિત થયાનો ઠરાવ તે કોરટે રદ કરવો.

## તોહોમત એકઠાં કરવા બાબત.

**૨૩૩. કોઈપણ શખસની ઉપર જુદા જુદા ગુન્હાનાં તોહોમત મુકવામાં આવે ત્યારે તે દરેક ગુન્હા બાબત જુદું જુદું તોહોમત મુકવું, અને તે દરેક તોહોમતનો ઇનસાફ જુદો જુદો કરવો જોઇયે, પણ ૨૩૪ મી, ૨૩૫ મી, ૨૩૬ મી, અને ૨૩૯ મી કલમમાં કહેલી બાબતોમાં તેમ કરવું નહીં.**

જુદા જુદા ગુન્હા બાબત જુદાં જુદાં તોહોમતનામાં

### દૃષ્ટાંત.

**એક વખતે ચોરી કર્યાનું અને બીજી વખતે મહા વ્યથા કર્યાનું તોહોમત અ ની ઉપર આવ્યું છે. ચોરી બાબત અને મહા વ્યથા કર્યા બાબત અ ની ઉપર જુદું જુદું તોહોમત મુકીને જુદો જુદો ઈનસાફ કરવો.**

**ટીકા—જુદા જુદા ગુન્હાના તોહમત મુકવામાં આવે.** ખોટો પુરાવો આપવાનુ દરેક કૃત્ય જુદો ગુન્હો છે ૩ મ. હા. કો. રી. ૩૨ મનુમીયા ઈ. લો. રી. ૯ ક. ૩૭૧ ફકીરીયા ઈ. લો. રી. ૧૫ મુ. ૪૯૧ **જુદુ જુદુ તોહમત મુકવુ.** આ સામાન્ય ધારો છે. તે ઠરાવવાનો હેતુ એવો છેકે—જુદા જુદા પુરાવાના આધારે જુદા જુદા તોહમતો માટે એકજ કેસમાં જો કેદીનો ઇનસાફ કરવામાં આવે તો કોરટનુ તેની વિરૂધ વલણ થઈ જાય ને એક કેસમાં બીજા કેસના પુરાવાથી જે વિરૂધ અનુમાન થઇ તોહમતદારને નુકસાન થાય તે અટકાવવાનો હેતુ છે. રાણી વી. જુવાલા પ્રસાદ ઇ. લો. રી. ૭ અ. ૧૭૪ ત્રણ જુદા જુદા ગુન્હા એકઠા કરી એક તોહમત નામુ બનાવવું નહી. ૩ નો. વે. પ્રો. ૩૧૪ ક. ૧૮૨–૧૯૩ મુજબ ઓલટર નેટીવ ચાર્જ મુકેલા તેમાં ઠરાવ્યુકે—જુદા જુદા મુકવા રામજી સજાબારાવ ઈ. લો. રી. ૧૦ મુ. ૧૨૪ પણ એક જુબાનીમાં ખોટો પુરાવો આપ્યો હોયતો તે બદલ વિકલ્પનીક તોહમત રહી શકે—હર્બાંબુલા ઇ. લો. રી. ૧૦ ક. ૫૩૭ તોહમતદારે ત્રણ જુદા જુદા દાવામાં જુદી જુદી વખતે દાવાના જવાબ સાથે બનાવટી પોહચો રજુ કરેલી. તેમાં દરેક દાવાના જવાબ જોડે રજુ કર્યા બાબત જુદુ તોહમત રાખી ત્રણ તોહમતનો ભેગો ઇનસાફ કર્યો ઠરાવ્યુકે—ત્રણ જુદા જુદા તોહમત ઘડવાની જરૂર નથી. રઘુનાથદાસ ઈ. લો. રી. ૨૦ ક. ૪૧૩ હુંગામાંના ગુન્હામાં દરેક પાર્ટી ઉપર જુદા જુદા તોહમત મુકી. તેમનો જુદો ઇનસાફ કરવો હુસેનબક્ષ મુ. હા. કો. ક્રી. રૂ. તા. ૨૪–૬–૮૦ **ઈનસાફ જુદો જુદો કરવો.** તા. ૫ મીના રોજ હુલડ કર્યાનુ ને તા. ૯ મીના રોજ સાપ્રાધ પ્રવેશ કર્યાનુ તોહમત મુકી. આ બે કેસો એકત્ર ચલાવી એક જજમેંટમાં તેનો ચુકાદો આપ્યો ઠરાવ્યુકે—તદન ગેરકાયદેસર છે. આ કલમ મુજબ તેવી રીતે ન થઈ શકે—ચંદીસીંગ ઈ. લો. રી. ૧૪ ક. ૩૯૫ ઘણા ગુન્હેગાર સામે ક. ૨૯૦–૨૯૧ મુજબના જુદા ગુન્હાઓનુ તોહમત મુકી ઇનસાફ બધા ગુન્હેગારોનો સાથે કર્યો તેમા ઠરાવ્યુ કે—કામ ચલાવવાની રીતે કાયદા વિરૂધને તોહમતદારને નુકસાનકારક છે. પુશી સાંકીરેડી ઈ. લો. રી. ૫ મ. ૨૦. બે આમન સામન કેસો ચલાવી બે કામની ભેગી તકરાર સાંભળી બે કામનો આસેસરોનો એકત્ર અભીપ્રાય લઇ બે કામનું એક જજમેંટ કર્યું. ઠરાવ્યું કે—રીત અયોગ્ય છે પણ તોહમતદારને નુકસાન કારક નથી તેથી નવેસરથી તજવીજ કરવાની જરૂર નથી ચંદ્રભુધઆ. ઈ. લો. રી. ૨૦ ક. ૫૩૭ જે તોહમત માટે બોલાવ્યો ન હોય તેવા તોહમતની તોહમતદારને ખબર આપ્યા શીવાય ગુન્હેગાર ઠરાવાય નહી. નથુલાલજી મુ. હા. કો. ક્રી. રૂ. ૨૭–૧૧–૯૦ જુદા જુદા તોહમત બાબત જુદો ઠરાવ લખી જુદી સજા કરવી. ૩ નો વે. પ્રો ૩૧૪ જુદા જુદા ધણીના બળદ એકજ વખતે ચોરવામા આવેતો એક ગુન્હો ગણાય. ત્રીભણો વલદ શાહાજી મુ. હા. કો. ક્રી. રૂ. ૨–૫–૯૭

**૨૩૪. (૧) જ્યારે એકજ જાતના એક કરતાં વત્તા ગુન્હા પેહેલેથી તે છેલ્લાં ગુન્હા સુધી બાર મહિનાની મુદત માંહે કર્યાનું તોહોમત કોઇ શખસની ઉપર આવ્યું હોય, ત્યારે તે ગુન્હાઓમાંના ઘણામાંઘણા ત્રણ ગુન્હા સુધી ગમેતેટલા ગુન્હાઓનું તોહોમત તે શખસની ઉપર મુકીને તે બાબત તેનો એકજ વખતે ઈનસાફ કરવાનો અધિકાર છે.**

એક વરસમાં એકજ જાતના ત્રણ ગુન્હા કર્યા હોય તેઓનું એકઠું તોહોમત મુકવાનો અધિકાર છે.

**(૨) જે ગુન્હાઓ બાબત હિંદુસ્તાનના ફોજદારી કાયદાની અથવા હરકોઇ વિશેષ અથવા સ્થાનિક કાયદાની એકજ કલમ પ્રમાણે એકસરખી શિક્ષા થઇ શકે તે ગુન્હાઓ એકજ જાતના છે.**

**ટીકા—એકજ જાતના** એકજ સખસની બાબતમાં બે જુદે જુદે વખતે બે જુદી જુદી રકમોનું ઉચાપતપણુ એકજ ગુન્હો ગણાય લછમી નારાયણ ઇ. લો. રી. ૧૪ ક. ૧૨૮ જુદા જુદા માણસોએ મનીઆરડર કરાવવાને પૈસા આપેલા તે પૈસા કોઇ પોસ્ટ માસ્તર બદ દાનતથી એક વરસમાં ત્રણ વખત ખાઈ ગયો અને તે બાબતના તેનાપર તોહમત રહ્યા ઠરાવ્યું કે—તોહમતદાર પર તોહમત સરકારી નોકરે બદદાનતથી સરકારના પૈસાનો ખોટા ઉપયોગ કર્યાનુ છે કારણ કે પૈસા મનીઆરડર કરવા આપ્યા કે તરતજ સરકારના થઇ જાય છે આપનાર માણસના ગણાતા નથી તેથી આ કલમના અર્થ મુજબ એકજ જાતના ગુન્હા ગણાઇ એકત્ર તજવીજ થવી જોઈએ રાણી વી. જોલાપ્રસાદ ઇ. લો. રી. ૭ અ. ૧૭૪ **ઘણામાં ઘણા ત્રણ ગુન્હા સુધી**—આ કલમથી ખુલુ છે કે—એકજ જાતના ત્રણ જુદા જુદા ગુન્હાનો ઇનસાફ એકજ વખતે કરવાનો અધીકાર છે ને જો એકજ જાતના અમુક ચાર ગુન્હા માટે એકજ તજવીજ ચલાવવામાં આવે તો ક. ૫૩૭ થી ઢંકાઇ જાય તેવો ગેરસીરસ્તો નથી પણ તે ગેરસીરસ્તાથી આખુ કામ નકામુ થઇ જાય છે પણ તે ગેરસીરસ્તો પાછળથી તોહમતનો કાંઈ ભાગ કાઢી નાંખવાથી સુધરી શકે લછમીનારાયણ ઇ. લો. રી. ૧૪ ક. ૧૨૮ **એકજ વખતે ઇનસાફ કરવાનો અધીકાર છે**—ફકત કાયદેસર કેટલા ગુન્હાઓને માટે એક રજુઆત કરાય તે સંખ્યા બતાવે છે તોપણ એક વર્ષની અંદર એકજ જાતના ઘણા ગુન્હા કર્યા હોય તેની એકજ દીવસે જુદુ જુદુ તોહમત રાખી જુદી જુદી રજુઆત નજ થઈ શકે એવું આ કલમમાં નથી રાણી વી. દોનનજોય ઈ. લો. રી. ૩ ક. ૫૪૦ જુદા જુદા સખસોના સામે એકજ જાતના ગુન્હા બન્યા હોય તો તેની એકત્ર તજવીજ થઇ શકે નહી પણ એકજ માણસના સંબધમાં એક કરતા વધારે ગુન્હા બન્યા હોય તેનીજ માત્ર એકત્ર તજવીજ થઈ શકે—રાણી વી. મુરારી ઈ. લો. રી. ૪ અ. ૧૪૭ ડાકાઇટી ત્રણ જુદી વખતે જુદા માણસના ટોળાપર કરેલી તે ત્રણેનો જુદો ઇનિસાફ કરવો જોઇએ રાણી વી. શીરાહ ક. વિ. નો ૧૮૮૩ પા. ૧૨ રાણી વી. ધટક ક. વિ. નો ૧૮૮૩ પા. ૧૦૭ પણ ઈ. લો. રી. ૯ ક. ૩૭૬ મનુમીયાના કામમાં એમ ઠરાવ્યું કે—એકજ જાતના ગુન્હાઓ એ શબ્દથી એકજ સખસ સામેના ગુન્હાઓ એમ હદ બંધાતી નથી. ઢોંડી વલદ ફીષ્ણા મુ. હા. કો. ફી. રૂ. ૩૦–૬–૮૭ મા પણ તેવોજ અભીપ્રાય લીધો છે.

**૨૩૫ (૧) કેટલાંએક કૃત્યોનો એક બીજા સાથે એવો સબંધ હોય કે તેથી તે કૃત્યો મળીને એકજ કામ થાય તેવાં કૃત્યો કર-**

એક કરતાં વત્તા ગુન્હા બાબત ઇનિસાફ.

વામાં જો એકજ શખસે એક કરતાં વત્તા ગુન્હા કર્યા હોય તો એવા દરેક ગુન્હાનું તોહોમત તે શખસની ઉપર મુકીને તે બાબત તેનો ઇનસાફ એકજ વખતે કરવાનો અધિકાર છે.

એક ગુન્હાને બેવ્યાખ્યા લાગુ હોય તે ગુન્હો.

( ૨ ) જે કૃત્યો કર્યાનું કેહેવામાં આવતું હોય તે કૃત્યો મળીને એક ગુન્હો થાય અને જે કોઇ ચાલુ કાયદામાં ગુન્હાઓની વ્યાખ્યા અથવા શિક્ષા કહેલી હોય તે કાયદાની બે અથવા વધારે જુદી જુદી વ્યાખ્યા તે ગુન્હાને લાગુ હોય, તો જે શખસની ઉપર તે કૃત્યોનું તોહોમત આવ્યું હોય તે શખસની ઉપર સદરહુ ગુન્હાઓમાંના દરેક ગુન્હાનું તોહોમત મુકીને તે બાબત તેનો એકજ વખતે ઇનસાફ કરવાનો અધિકાર છે.

જે કૃત્યો ( છુટાં છુટાં લેવાથી ) એક ગુન્હો થાય, પણ એકઠાં લેવાથી કાંઇ જુદો ગુન્હો થાય તેવાં કૃત્યો.

( ૩ ) જે કૃત્યોમાંનું એક અથવા એક કરતાં વધારે કૃત્ય જાતેજ કાંઇ ગુન્હો થાય, તેવાં કેટલાંક કૃત્યો જ્યારે એકઠાં કરવામાં આવે ત્યારે કાંઈ જુદોજ ગુન્હો થાય, તો જે શખસની ઉપર તે કૃત્યોનું તોહોમત આવ્યું હોય તે શખસની ઉપર જે ગુન્હો સદરહુ કૃત્યો એકઠાં કરવાથી થતો હોય તે ગુન્હાનું અને જે ગુન્હો સદરહુ કૃત્યોમાંના એક અથવા વધારે કૃત્યથી થતો હોય તે ગુન્હાનું તોહમત મુકીને તે બાબત તેનો એકજ વખતે ઇનસાફ કરવાનો અધિકાર છે.

( ૪ ) આ કલમના કોઇપણ મજકુરથી હિંદુસ્તાનના ફોજદારા કાયદાની ૭૧ મી કલમને બાધ આવશે નહિ.

## દષ્ટાંતો.

૧ લી પેટા કલમમાં

(અ) ब નામનો શખસ કાયદાસર કેદમાં છે, તેને अ છોડાવે છે અને તે કરવામાં क નામના જે કાનસ્ટેબલના પેહેરામાં ब હતો તે કાનસ્ટેબલને મહા વ્યથા કરે છે. अ ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૨૫ મી તથા ૩૩૩ મી કલમમાં કહેલાં ગુન્હાનાં તોહોમત મુકવાનો, અને તે ગુન્હા સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.

(બ) છિનાળુ કરવાના ઈરાદાથી अ દહાડે ઘર ફોડે છે, અને જે ઘરમાં એ પ્રમાણે પ્રવેશ કર્યો તે ઘરમાં ब ની બાયડી સાથે છિનાળુ કરે છે. अ ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૫૪ મી તથા ૪૯૭ મી કલમ મુજબના ગુન્હાનુ જુદું જુદું તોહોમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હો સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો, અધિકાર છે.

(ક) ब જે क ની બાયડી છે તેની સાથે છિનાળું કરવાના ઇરાદાથી अ बને ફોસલાવીને कની પાસેથી લઈ જાય છે, અને પછી તેની સાથે છિનાળુ કરે છે. अ ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૯૮ મી તથા ૪૯૭ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદાં જુદાં તોહોમત મુકવાનો અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે,

(ડ) अના કબજામાં કેટલીએક મોહરો છે અને તે ખોટી છે એવું તે જાણે છે, અને હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૬૬ મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક કેટલાએક ખોટા લેખ બનાવવાના ગુન્હા કરવા સારૂ તે મોહોરોનો ઉપયોગ કરવાનો તે ઇરાદો રાખે છે. अની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૭૩ મી કલમ પ્રમાણે દરેક મોહર રાખવા બાબત જુદું જુદું તોહોમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા સબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

(ઇ) बને નુકસાન કરવાના ઇરાદાથી अ તેની ઉપર ફોજદારી કામ માંડે છે અને એ પ્રમાણે કામ માંડવા માટે કાંઇ વાજબી અથવા કાયદેસર આધાર નથી એવું તે જાણે છે; અને વળી તે बની ઉપર કાંઈ ગુન્હો કર્યાનું જુદું તોહોમત મુકે છે, અને તે તોહોમત માટે કાંઈ વાજબી અથવા કાયદેસર આધાર નથી એવું તે જાણે છે. अની ઉપર હિંદુસ્તાનના ફોજફારી કાયદાની ૨૧૧ મી કલમ પ્રમાણે બે ગુન્હા કરવા બાબત જુદા જુદા તોહોમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો, અધિકાર છે.

(ફ) बને નુકશાન કરવાના ઇરાદાથી अ તેની ઉપર કાંઇ ગુન્હો કર્યાનું જુદુ તોહોમત મુકે છે, અને તે તોહોમત માટે કાંઇ વાજબી અથવા કાયદેસર કારણ નથી એવું તે જાણે છે. ઈનસાફની વખતે अ ब ની વિરૂધ્ધ ખોટી શાહેદી આપે છે, અને એ પ્રમાણે बની ઉપર દેહાન્ત શિક્ષા કરવા લાયક કોઇ ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરાવવાનો ઇરાદો રાખે છે. अની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૧૧ મી અને ૧૯૪ મો કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદાં જુદાં તોહમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો, અધિકાર છે.

(ગ) अ બીજા છ માણસોની સાથે મળીને હુંગામાનો, મહાવ્યથાનો, અને કોઈ સરકારી નોકર પોતાના હોદ્દાનું કામ બ-

જાવતાં તે હુંગામો બંધ પાડવાનો યત્ન કરતો હોય ત્યારે તેની ઉપર હુમલો કરવાનો ગુન્હો કરે છે. अની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૪૭ મી, ૩૨૫ મી અને ૧૫૨ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદાં જુદાં તોહોમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

(હ) ब, क અને ડના મનમાં દેહશત ઉત્પન્ન કરવાના ઇરાદાથી अ તેમનાં શરીરને નુકસાન કરવાની ધમકી એકજ વખતે ત્રણેને દેખાડે છે. अની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૫૦૬ ઠી કલમ પ્રમાણે એ ત્રણ ગુન્હામાંના દરેક ગુન્હાબાબત જુદું જુદું તોહોમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે. (अ) થી ह સુધીનાં દૃષ્ટાંતોમાં કહેલાં જુદાં જુદાં તોહોમતોનો ઈનસાફ એકજ વખતે કરવાનો અધિકાર છે.

૨ ૭ પેટા કલમનાં—

(આઇ) अ એક નેતરવતી ब ને ગેરવાજબી રીતે મારે છે. अ ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૫૨ મી તથા ૩૨૩ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદાં જુદાં તોહોમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો, અધિકાર છે.

(જ) કેટલીએક ચોરેલી દાણાની ગુણો अ ને તથા ब ને સંતાડવાનાં કારણ સારૂ સ્વાધીન કરવામાં આવી છે, તે ચોરીની મિલકત છે એવું તેઓ જાણે છે. પછી તે ગુણો એક કોઠારને તળીએ સંતાડવાને अ તથા ब એક બીજાને બુદ્ધિપુર્વક મદદ કરે છે. अ તથા ब ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૧૧ મી તથા ૪૧૪ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદાં જુદાં તોહોમત મુકવાનો, અને તેમની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો, અધિકાર છે.

(કે) अ પોતાનું બચ્ચું ખુલ્લું મુકે છે તેથી તે એનું મોત આણશે એવું તે જાણે છે. સદરહુ પ્રમાણે ખુલ્લું મુકવાથી તે બચ્ચું મરી જાય છે. अની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૧૭ મી તથા ૩૦૪ થી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદાં જુદાં તોહોમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

(લ) ब નામના એક સરકારી નોકર ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૬૭ મી કલમ પ્રમાણે ગુન્હો સાબિત કરવા

**માટે અ એક બનાવટના દસ્તાવેજનો ખરા પુરાવા માફક બદ દાનતથી ઉપયોગ કરે છે. અ ની ઉપર તેજ કાયદાની ૪૭૧ મી કલમ ( સાથે ૪૬૬ મી કલમ ધ્યાનમાં લઇને ) અને ૧૯૬ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદાં જુદાં તોહોમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો, અધિકાર છે.**

૩ જી પેટા કલમનું—

(મ) અ વનું અપહરણ કરે છે, **અને તેમ કરવામાં તેને બુધ્ધિપુર્વક વ્યથા કરે છે. અ ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૨૩ મી તથા ૩૯૨ મી તથા ૩૯૪ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદાં જુદાં તોહોમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો, અધિકાર છે.**

**ટીકા**—એકજ કામ થાય. ( પેટા ક. ૧ માં ) કામ એ શબ્દની વ્યાખ્યા આ કોડમાં આપવામાં આવી નથી પણ આ કલમના પેહલા પારેગ્રાફના દ્રષ્ટાંતો બતાવી આપે છે કે જુદા જુદા ગુન્હા કે જે એક ચાલુ મોટા ગુન્હાના જુદા ભાગો કે જેનો ઇનસાફ એકત્ર થઈ શકે–જેવા કે–કાયદેસર કેદમાંથી છોડાવાને મહાવ્યથા કરે અથવા ધરફોડનો ગુન્હો અમુક ઇરાદાથી કરે તેવા ( જુઓ દ્રષ્ટાંત **અ બ ક** ) અથવા કેટલાક જુદા જુદા ગુન્હા એકજ વખત કરે જેમ કે કોઇના કબજામાં કેટલા એક ખોટા શીકા હોય અને તેમાંના દરેક વડે બનાવટી લેખ કરે અથવા ઘણા સખસોને એકજ વખતે નુકસાન કરવાને માટે ધમકી આપે અને જુદુ તોહમત મુકે ( જુઓ દ્રષ્ટાંત **ગ ડ હ** ) અથવા એક ઇરાદો પાર પાડવાને માટે જુદા જુદા ગુન્હા જુદી જુદી વખતે કરવામા આવે જેવા કે દ્રષ્ટાંત **ઇ ફ** માં બતાવ્યા મુજબ ક. ૨૩૯ નીચેનુ દ્રષ્ટાંત એ બતાવી આપે છે કે એક ખુન કરવા લાગેલા બે તોહમતદારનો ઇનસાફ ભેગો થઈ શકે છે તે કલમનુ **બ** દ્રષ્ટાંત બતાવી આપે છે કે–એક અપહરણ કરવામા બે તોહમતદારો લાગેલા હોય અને જેમાના એકે ખુન કર્યું હોય અને એ કૃત્ય કરવામા બે ગુન્હા કર્યા હોય દ્રષ્ટાંત **ક** બતાવી આપે છે કે–બે સખસો પર ચોરીનુ તોહમત આવ્યુ હોય અને તેજ કામ માં બીજી બે ચોરી કર્યાનુ તોહમત મુકયુ હોય. અહીં "કામ" એ શબ્દ હદવાળી **આ** કલમમાં વાપરવાનો છે અને તે ફક્ત જ્યારે ચોરીનો ગુન્હો બે તોહમતદારોએ ભેગી કરી હોય અને તેને મળતી હકીકત હોય ત્યારે લાગુ પડે છે.

બે કેસો એકત્ર કરવાથી તોહમતદારને નુકસાન થાય છે કારણ કે ફરીયાદ તરફ વાળા ઘણી બાબતોનો પુરાવો રજુ કરે તેથી તોહમતદાર વિરૂધ વલણ કરે કે શક જાય અને તેથી તેવા ભેગા કરેલા તોહમત વિશે સ્વાલ થઈ શકે અને તે જોવા લાયક છે માજીસ્ત્રેટે અમુક ગુન્હાની અમુક હકીકત નકી કરી તે પર પુરાવો એકઠો કરવો જોઇએ. અને અનીશ્ચીત જુદા જુદા પ્રકારનો પુરાવો જુદા જુદા ગુન્હા કર્યાનો શક નાખે પણ ખરી રીતની સાબીતી ન હોય તેવા પર આધાર રાખી સેસન કોરટમાં શીક્ષા થાય એવી આશા રાખવી ન જોઇએ. હાંવીજ ભુલ જે જડજ દાવાનો ચુકાદો કરવા બેઠો હોય અને દેવાની રકમ પૈકી એક રકમ સાબીત ન થાય તે છતાં તેજ પુરાવાથી લેણુ સાબીત ગણે તેવી રીત પકડયા બરાબર થાય છે રાણી વી. ૫કીરા પા. ઈ. લો. રી. ૧૫ મુ. ૪૯૧. **કીયુ તોહમત પેહલુ ગણવુ.** મુખ્ય ગુન્હાને પેહલુ

ગણવુ બીજા તોહમતો વધારવાનો હેતુ સજામા વધારો કરવો એવો નથી પણ મુખ્ય તોહમત સાબીત થવામાં નિષ્ફળ જાય તેવે પ્રસંગે સાહીત્ય પુરા પાડવા માટે છે દરેક તોહમતો પર ચુકાદો આપવો એ સઉથી સરસ રસ્તો છે. મ. હા. કો. પ્રો. ૩૦–૩–૯૫ **અધીકાર છે.** આ-કલમના ઠરાવ આજ્ઞા સુચક નથી. પણ અખત્યાર આપનાર છે. ઉગરા વિરચંદ મુ. હા. કો. ક્રી. રૂ. ૨૧–૧૦–૮૬ એક કરતા વત્તા ગુન્હા કર્યા હોય. એક ગાડાને જોડેલા બે જુદા જુદા માલ ધણીના બળદ ચોરાણા હોય તો તે એકજ ચોરીનો ગુન્હો કહેવાય. ક્રીષ્ણાવલદ મુ હા. કો. ક્રી. રૂ. ૨–૯–૯૭ એક ઓરડામાથી જુદા જુદા ધણીનો માલ ચોરાણો હોય તો તે પણ એકજ ચોરી કહેવાય શેખ મુનીઆહ. ૧૧ વિ. રી. ૩૮

**એક કરતા વધારે કૃત્ય જાતેજ કાંઇ ગુન્હો થાય વીગેરે.** શસ્ત્ર વડે મહાવ્યથા કરવાના અથવા ખુન કરવાના ગુન્હાના અપરાધી ઠરાવી સજા કરી હોય. અને જ્યારે એ સઘળા ગુન્હા એકજ કૃત્યના ભાગ હોય ત્યારે તેને હંગામો કર્યા માટે દંડની સજા થાય નહી મુસાબગાસ મુ. હા. કો. ક્રી. રૂ. ૨૧–૧૧–૮૯ કાયદા વિરૂધ મંડળીના કેટલાક મેમ્બરો એ. મહાવ્યથા કરી હોય. ને બાકીના મેમ્બરોએ તેવું કૃત્ય કર્યુ નથી. તો તેમના પર ક. ૧૪૯ મુજબનુ તોહમત રહે પણ મહાવ્યથાનુ બાકીના તોહમતદાર પર તોહમત રહી શકે નહી. રામપ્રતાબ ઈ. લો. રી. ૬ અ. ૧૨૧ નીલમોની પાડર ઈ. લો. રી. ૧૬ ક. ૪૪૨.

કયો ગુન્હો કર્યો તેનો શક હોય ત્યારે કેમ (કરવું)

**૨૩૬. જે વાતો સાબિત થઈ શકે છે તે ઉપરથી કેટલાએક ગુન્હાઓમાંનો કયો ગુન્હો થાય છે તે બાબત શક પડે એવા પ્રકારનું એકજ કૃત્ય હોય અથવા કૃત્યોનો સમુદાય હોય ત્યારે તોહોમતવાળાની ઉપર સદરહુ પ્રકારના સઘળા ગુન્હા અથવા તેમાંના હરકોઈ ગુન્હો કર્યાનું તોહમત મુકવાનો અધિકાર છે, અને સદરહુ પ્રકારનાં ગમે તેટલાં તોહોમતોનો એકી વખતે ઈનસાફ કરવાનો અધિકાર છે; અથવા સદરહુ ગુન્હાઓમાંનો એક નહીં તો બીજો ગુન્હો કર્યાનું તોહમત વિકલ્પની રીતે તેની ઉપર મુકવાનો અધિકાર છે.**

## દષ્ટાંતો.

(અ) ચોરી કરવાનો, અથવા ચોરીની મિલકત લેવાનો, અથવા સાપરાધ વિશ્વાસઘાત કરવાનો, અથવા ઠગાઇ કરવાનો ગુન્હો થાય એવા કાંઇ કૃત્યનું તોહમત અ ની ઉપર આવ્યું છે. ત્યારે ચોરી કરવાનું, ચોરીની મિલકત લેવાનું, સાપરાધ વિશ્વાસઘાત કરવાનું, અને ઠગાઇ કરવાનું તોહમત તેની ઉપર મુકવાનો અધિકાર છે, અથવા ચોરી કર્યાનું અથવા ચોરીની મિલકત લીધાનું અથવા સાપરાધ વિશ્વાસઘાત કર્યાનું અથવા ઠગાઇ કર્યાનું તોહોમત તેની ઉપર મુકવાનો અધિકાર છે.

(બ) માજીસ્ટ્રેટની રૂબરૂ अ સોગન ઉપર કહે છે કે તેણે क ને સોટાથી મારતાં ब ને જોયો. સેશન કોરટમાં अ સોગન ઉપર કહે છે કે ब એ क ને માર્યોજ નથી જો કે આ બે વિરોધી હકીકતમાંની કઇ ખોટી તે સાબિત થઇ શકે નહીં તો પણ, अ ની ઉપર વિકલ્પની રીતે તોહોમત મુકીને તે-

**ની ઉપર જાણી બુજીને ખોટી સાક્ષી આપ્યાનું તોહોમત સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.**

**ટીકા—કેટલાએક ગુન્હાઓ માંનો કયો ગુન્હો થાય છે.** જે કામમાં હકીકત વિષે શક ન હોય પણ હકીકતને કાયદો લાગુ પડે તે બાબત શક પડતી હોય ત્યારે આ કલમ લાગુ પડે છે આ કલમનું દ્રષ્ટાંત " **અ** " બતાવી આપે છે કે—જેમાં હકીકતની બાબતમાં શક ન હોય પણ લાગુ પડતા કાયદાની બાબત શક હોય ત્યારે આ કલમ મુજબ તોહમત મુકવા રાણી વી. જામુરલ ૭ નો વે. પ્રો. ૧૩૭ રાણી વી. નેઇઝઅલી ઇ. લો. રી. ૫ અ. ૧૭ આ કલમ જે હકીકતો સાબીત થઇ છે તે હકીકતોથી કયો ગુન્હો બન્યો છે તે વિષે જ્યારે શક ભરેલુ હોય ત્યારે લાગુ પડે છે. પણ જ્યારે ગુન્હાના તત્વોનો ભાગ જે હકીકતોથી બને તે હકીકતો બાબત શક હોય તેવા કેસમાં લાગુ પડતી નથી વફાદારખાન ઈ. લો. રી. ૨૧ ક. ૯૫૭ ચૌદમાં બાબ મુજબ પોલીસ અમલદાર તપાસ કરતો હોય ત્યારે જે હકીકત કહી હોય તેથી વિરૂધ હકીકત માજીસ્ટ્રેટની રૂબરૂ કહી હોય તો તેનાપર વિકલ્પનીક તોહમત રહી શકે નહી ને તેવી રીતે ગુન્હેગાર ઠરાવી શકાય નહી. આન્યાવલદ ગોવીંદ મુ. હા. કો. ક્રી. રૂ. ૨૮ અગષ્ટ સને ૧૮૯૦ **બ** દ્રષ્ટાંત નવું છે.

જ્યારે કોઇ શખસની ઉપર એક ગુન્હાનુ તોહોમત મુકયું હોય, ત્યારે તેની ઉપર બીજો ગુન્હો ઠરી શકે.

**૨૩૭. (૧) ૨૩૬ મી કલમમાં કહેલી બાબતમાં જો તોહોમતવાળાની ઉપર એક ગુન્હાનું તોહોમત મુકયું હોય અને જે જુદા ગુન્હા બાબત તે કલમના ઠરાવો પ્રમાણે તેની ઉપર તોહમત મુકી શકાય તેવો જુદોજ ગુન્હો તેણે કર્યો છે એવું પુરાવા ઉપરથી દેખાય, તો ફલાણો ગુન્હો તેણે કર્યો છે એવું બતાવવામાં આવે તે ગુન્હાનું તોહોમત તેની ઉપર મુકેલું ન હોય તોપણ ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.**

**(૨) જ્યારે તોહમતવાળા ઉપર એકાદા ગુન્હાનું તોહોમત મુકવામાં આવે ત્યારે તે ગુન્હો કરવાના પ્રયત્ન કીધાનું તોહોમત તેના ઉપર મુકયું નહીં હોય તોપણ તે પ્રયત્ન કીધાની સાબિતીનો ઠરાવ તેના ઉપર કરવાનો અધિકાર છે.**

## દ્રષ્ટાંત.

**અની ઉપર ચોરીનું તોહોમત મુકયું છે તેણે સાપરાધ વિશ્વાસઘાત કરવાનો અથવા ચોરીનો માલ લેવાનો ગુન્હો કર્યો એવું જણાય છે. સાપરાધ વિશ્વાસઘાત કરવાનું, અથવા ચોરીનો માલ લેવાનું, (પ્રસંગ પ્રમાણે) તોહોમત તેની ઉપર મુકેલું નથી તોપણ તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધીકાર છે.**

**ટીકા**—પેટા કલમ બીજી નવીન છે આ કલમને ક. ૨૩૬ દ્રષ્ટાંતમાં બતાવ્યા મુજબ એક મેકને મલતા આવતા ગુન્હાઓને માટે લાગુ પડે છે જેમકે ચોરીને વિશ્વાસઘાત પણ તદન જુદા પ્રકારના જેમકે ચોરી અને ખુન એવી બાબતમાં આ કલમો લાગુ પડતી નથી. જ્યાં તોહમતદાર પર માત્ર ખુનનો કેસ ચલાવવામાં આવ્યો ને તે માટે તેને નિરદોષ ઠરાવી ચોરીના ગુન્હા માટે આ કલમ લાગુ પડે છે એમ ઠરાવી ગુન્હેગાર ઠરાવ્યો ઠરાવ્યું કે—આ કલમના

રાવો લાગુ પડી શકતા નથી ને તેથી વ્યાજબી નથી રાણી વી. નરોટમ ક. વિ નોટસ ૧૮૮૮ પા. ૯૫ ચોરીનો માલ જાણી બુજી રાખ્યા બાબત તોહમત રાખી તેનાપર કામ ચલાવ્યું હોય તો તેને ઘરમાંથી ચોરી કર્યા બાબત ક. ૨૨૭ મુજબ તોહમત સુધાર્યા શીવાય ગુન્હેગાર ઠરાવી શકાય નહી રાણી વી. કરીમબક્ષ ક. વિ. નોટસ ૧૮૮૮ પા. ૧૧૬ તોહમતો એકજ જાતના ન હોયતો માજીસ્ટ્રેટે તપાસના છેલા ભાગમાં તે સુધારવા ન જોઇએ ક. ૨૩૬ ને આ કલમ મુજબ તેવી રીતે સુધારવુ વ્યાજબી નથી બારીગૌડા ઈ. લો. રી. ૧૯ મુ. ૫૧-૭૫.

જે ગુન્હાનું તોહોમત મુક્યું હોય તે ગુન્હામાં સાબિત થયલા ગુન્હાનો સમાવેશ થાય ત્યારે કેમ કરવું.

**૨૩૮. (૧) જે ગુન્હાનું તોહોમત કોઈ સખસની ઉપર મુકયું હોય તે ગુન્હો કેટલીએક બાબતનો બનેલો હોય અને તે બાબતોમાંની ફક્ત કેટલીક બાબતોને એકઠી કરવાથી કોઇ પુર્ણ ન્હાનો ગુન્હો થતો હોય અને સદરહુ રીતે એકઠી કરેલી બાબતો સાબિત કરવામાં આવે પણ બાકી રહેલી બાબતો સાબિત ન કરવામાં આવે ત્યારે તે ન્હાના ગુન્હાનું તોહોમત તેની ઉપર મુકેલું નથી તોપણ તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.**

**(૨) કોઇ શખસ ઉપર કોઇ ગુન્હાનું તોહોમત મુકયું હોય અને એવી હકીકત સાબિત થાય કે તેથી તે ગુન્હો ઓછો થઇને ન્હાનો ગુન્હો થાય ત્યારે તે ન્હાના ગુન્હાનું તોહોમત તેની ઉપર મુકેલું નથી તોપણ તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.**

**(૩) જ્યારે ૧૯૮ મી અથવા ૧૯૯ મી કલમથી ફરમાવ્યા પ્રમાણે કાંઈ ફરિયાદ કરવામાં આવી ન હોય ત્યારે તે કલમમાં કહેલો કોઈપણ ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર આ કલમમાંહેના કોઈપણ મજકુરથી છે એવું સમજવું નહિ.**

## દષ્ટાંતો.

**(અ) અ ને ભારવાહક દાખલ કાંઇ મિલકત સોંપી તે બાબત સાપરાધ વિશ્વાસઘાત કર્યાનું તોહોમત હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૦૭ મી કલમ પ્રમાણે તેની ઉપર મુકયું છે તે મિલકત બાબત તેણે ૪૦૬ ઠી કલમ પ્રમાણે વિશ્વાસઘાત કર્યો પણ તે મિલકત તેને ભારવાહક દાખલ સોંપેલી નહીં એમ જણાય છે. ૪૦૬ ઠી કલમ પ્રમાણે એ સાપરાધ વિશ્વાસઘાતનો ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.**

**(બ) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૨૫ મી કલમ મુજબ અની ઉપર મહાવ્યથા કર્યાનું તોહોમત મુકયું છે. ભારે તથા આકસ્મીક ક્રોધ ચડયાથી તેણે એમ કર્યું એવું તે સાબિત કરેછે. તે કાયદાની ૩૩૫ મી કલમ મુજબ તેની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકારછે.**

**ટીકા—નાહાના ગુન્હાનુ તોહમત તેની ઉપર મુકેલુ નથી.** નાહનો ગુન્હો એ શબ્દની વ્યાખ્યા આ કાયદામાં આપવામાં આવી નથી તેનો અર્થ ટેકનીકલ સમજમાં કરવો જોઇએ જ્યારે ક. ૩૬૬ ને ૩૭૬ મુજબ તોહમત મુકયુ હોય ત્યારે ક. ૩૬૫ મુજબ ગુન્હેગાર ઠરાવી શકાય સીતાનાથ મંડલ ઇ. લો. રી. ૨૨ ક. ૧૦૦૬ જો કોઈ સ્ત્રીના ધણીએ તોહમતદાર પર ક. ૩૬૬ મુજબ તોહમત મુકયુ હોય પણ તે ગુન્હો ઠરાવવાને પુરતો પુરાવો ન હોય પણ ક. ૪૯૮ મુજબ ગુન્હેગાર ઠરાવાય તેટલો હોયતો તે માટે ગુન્હેગાર ઠરાવી શકાય જત્રાશેખ ઇ. લો. રી. ૨૦ ક. ૪૮૩ તોહમતદારો ગાયકવાડ સરકારની રઈઅત છે તેમણે બ્રીટીશ ઈન્ડીયામાં ડાકાયટી ગુન્હો કરવાથી માગણુ કરી બોલાવેલા માજીસ્ટ્રેટે તપાસ ચલાવી ક. ૩૯૮ મુજબના ગુન્હા માટે તેમને સેસન કમીટ કર્યા સેસન જડજે તોહમત સુધારી ક. ૩૯૫ મુજબનુ એવા કારણથી રાખ્યું કે– તે ગુન્હા માટે તેમનુ માગણુ કર્યું છે બીજા ગુન્હા માટે કર્યું નથી તપાસના અંતે તોહમતદાર ડાકાઇટીના ગુન્હેગાર નહી પણ ચોરીના ગુન્હેગાર માલમ પડયા તેથી તેમને છોડી મુકયા ઠરાવ્યું કે—ના સાબીતીનો ઠરાવ ૨૬ ક. ૨૨૭ મુજબ તોહમત સુધારવાનો હક છે ને આ કલમ મુજબ નાહના ગુન્હા માટે ગુન્હેગાર ઠરાવી શકાય રાણી વી. ખોડા ઉમા ઇ. લો. રી. ૧૭ મુ. ૩૬૯.

કયા શખસો ઉપર એકઠાં તોહોમત મુકવાનો અખ્તિકાર છે.

**૨૩૯ જ્યારે એકજ ગુન્હો કર્યાનું અથવા એકજ કામમાં જુદા જુદા ગુન્હા કર્યાનું તોહોમત એક કરતાં વત્તા શખસો ઉપર આવ્યું હોય, અથવા કોઇ પણ ગુન્હો કર્યાનું તોહોમત એક શખસની ઉપર આવ્યું હોય અને તે ગુન્હામાં મદદગારી કરવાનું અથવા તે ગુન્હો કરવાની કોશિસ કરવાનું તોહોમત કોઈ બીજા શખસ ઉપર આવ્યું હોય, ત્યારે કોરટની નજરમાં યોગ્ય આવે તે પ્રમાણે તે શખસ ઉપર એકઠું તોહોમત મુકીને ઈનસાફ કરવાનો અથવા જુદાં જુદાં તોહોમત મુકીને ઈનસાફ કરવાનો અધિકાર છે; અને આ બાબના પાછલા ભાગમાંહેના ઠરાવો એવાં સઘળાં તોહોમતોને લાગુ પડશે.**

## દૃષ્ટાંતો.

**(અ) અ તથા બ ની ઉપર એકજ ખુનનું તોહોમત આવ્યું છે. તે ખુન બાબત અ તથા બ ની ઉપર એકઠું તોહોમત મુકીને ઇનસાફ કરવાનો અખત્યાર છે.**

**(બ) અ તથા બ ની ઉપર અપહરણ કરવાનું તોહોમત આવ્યું છે, તે અપહરણ કરવામાં અ એ ખુન કર્યું બ ખુનમાં બ નો કાંઈ સંબંધ નથી; અ તથા બ એ બેઉની ઉપર અપહરણ કરવાનું તોહોમત મુકીને અને એકલા અ ની ઉપર ખુનનું તોહોમત મુકીને તેઓનો એકઠો ઇનસાફ કરવાનો અખ્તિકાર છે.**

**(ક) અ તથા બ એ બન્નેની ઉપર એક ચોરી કર્યાનું તોહોમત મુકયુ છે, અને તેજ કામમાં બ એ બીજી બે ચોરી કર્યાનું તોહોમત બ ની ઉપર મુકયું છે. અ તથા બ એ બન્નેની ઉપર**

**એક ચોરીનું તોહમત મુકીને અને એકલા ૨ ની ઉપર બીજી એ ચોરીનુ તોહોમત મુકીને એ બન્નેનો એકઠો ઇનસાફ કરવાનો અધિકાર છે.**

ટીકા—**એકજ કામમાં** સામસામા તડના માણસો પર હંગામાનુ એકઠું તોહમત મુકવામાં આવેલુ તેમાં ઠરાવ્યું કે—દરેક તડના માણસોનો એટલે દરેક પક્ષનો જુદો જુદો ઇનસાફ કરવો જોઇએ ચંદ્રભુઇયા ઇ. લો. રી. ૨૦ ક. ૫૩૭ હુસેનબક્ષ ઇ. લો. રી. ૬ ક. ૯૬ જો દરેક તોહમતદારનો ગુન્હો જુદો હોય અને જેમાં બધા મળે એવો સામાન્ય ગુન્હો ન હોય તો તેવા કેસમાં ભેગો ઇનસાફ કરવો એ વ્યાજબી નથી દેવીસેટી કોનડુજા મ. હા. કો. પ્રો. ૨૫–૪—૮૨ ચોરીને ચોરીનો માલ રાખ્યા બાબતના ગુન્હાની તપાસ એકત્ર થઇ શકે છે ડેવીડ ૬ ક. લો. રી. ૨૪૫.

**૨૪૦. જ્યારે એકજ શખસ ઉપર જેમાં એક કરતાં વધારે બાબત હોય એવું તોહોમત મુકયું હોય અને જ્યારે તેમાંનાં એક અથવા વધારે તોહોમત ઉપરથી ગુન્હો ઠરે, ત્યારે ફરિયાદી અથવા ફરિયાદનું કામ ચલાવનારો અમલદાર કોરટની સંમતિ લઈને બાકીનું તોહોમત અથવા બાકીનાં તોહોમતો પાછાં લઇ લેવાને મુખત્યાર છે, અથવા તે કોરટ તે બાકીના તોહોમતની અથવા તોહોમતોની ચોકશી અથવા ઇનસાફ કરવાનું પોતાનીજ મેળે બંધ રાખવાને મુખત્યાર છે. સદરહુ પ્રમાણે તોહોમત અથવા તોહોમતો પાછાં લઈ લેવાનું ફળ, સદરહુ તોહોમત અથવા તોહોમતો બાબત ગુન્હો ના સાબિત થયાના ઠરાવ જેવું થશે, પણ જો ગુન્હો સાબિત થયાનો ઠરાવ રદ્દ કરવામાં આવે તો તે પ્રસંગે (તે ગુન્હો સાબિત થયાનો ઠરાવ રદ કરનારી કોરટના હુકમને અનુસરીને) સદરહુ કોરટ એ પ્રમાણે લઇ લીધેલા તોહોમતની અથવા તોહોમતોની ચોકશી અથવા ઈનસાફનું કામ ચલાવવાને મુખત્યાર છે.**

કેટલાંએક તોહોમતોમાંના એક તોહોમત ઉપરથી ગુન્હો ઠરે તો બાકીનાં તોહોમત પાછાં લેવા બાબત.

ટીકા—**જેમાં એક કરતાં વધારે બાબત હોય.** આ કલમ મુજબની પરવાનગી ફક્ત એકજ કેસમાં તેજ તોહમતદાર વિરૂધના તોહમતની બાબતમાં છે જુદા જુદા કેસોમાં જુદા જુદા ગુન્હાના જુદા જુદા તોહમતની બાબતમાં નથી તેથી ક. ૩૮૦–૭૫ મુજબ ગુન્હેગાર ઠરી સજા કરી એટલે સરકારી વકીલે બીજા કેસમાં તેજ તોહમતદાર વિરૂધનુ પી. કો. ક. ૫૧૧ ને ૪૫૭ પાછુ ખેચી લેવા પરવાનગી માગ્યાથી આપી. તે રદ કરવામાં આવી. સાદીયા પાદીયા મુ. હા. કો. ક્રી. રૂ. ૧૬–૨–૮૮ **પાછા લઇ લેવાને મુખત્યાર છે.** જ્યુરીએ ગુન્હેગાર ઠરાવ્યા પછી પાછા ખેંચી લેવાય નહી નાથરીઆ હોલીયા મુ. હા. કો. ક્રી. રૂ. ૮–૪–૮૬ બીજા તોહમતોનો ઇનસાફ થતા પેહલા તેમાના કોઈ તોહમતનો આરોપી ગુન્હેગાર ઠરે તો બીજા પાછા લઈ લેવાય પણ જ્યારે બધા તોહમતોપર પુરાવો લેવામાં આવ્યો હોય ને વકીલોની તકરારો સાંભળી હોયતો ક. ૨૯૭ મુજબ સમઅપ કરી દઈ જ્યુરીને ઠરાવ કરવા કેહવુ લીગો બીન રાજાના મુ. હા. કો. ક્રી. રૂ. ૨૫–૩–૮૬ **બંદ રાખવાને મુખત્યાર છે.** તોહમતદારને પોલીસે આઠ જુદા જુદા તોહમત માટે મોકલેલ તે પૈકી ત્રણ તોહમતો લુટવાની કોશેસના અથવા તો ભયંકર શસ્ત્ર વડે જબરાઇથી કઢાવવા બાબતના હતા અને બાકીના પાંચ અપહરણના હતા અને તોહમતદાર દરેક કેસમાં ભયંકર શસ્ત્ર સાથે હતો ને માજીસ્ટ્રેટે છેલા બે કેસો

માટે ક. ૩૯૨ પ્રમાણે ગુન્હેગાર ઠરાવી શીક્ષા કરી અને ૭ કેસની ચોકશી આ કલમ લાગુ પડે છે એમ કહી બંદ રાખ્યા ઠરાવ્યુકે–આ કલમ માત્ર એકજ કેસમાંના જુદા જુદા તોહમતોને માટે લાગુ છે પણ જુદા જુદા કેસોને માટે લાગુ નથી અને તેથી ૭ કેસનો રીતસર ચુકાદો કરવા ફરમાવ્યુ રાણી વી. ગોવીંદા વલદરામા મુ. હા. કો. ફી. રૂ. ૩૪ સને ૧૮૯૮

# બાબ ૨૦ મો.

## સમનના મુકદમાઓનો માજીસ્ત્રેટોએ ઇનસાફ કરવા બાબત.

સમનના મુકદમાઓમાં કામ ચલાવવાની રીત.

**૨૪૧. સમનના મુકદમાઓનો ઈનસાફ કરતી વખતે માજીસ્ત્રેટોએ હેઠળ લખેલી રીતે કામ ચલાવવું.**

**ટીકા**—વારંટના મુકદમાનો ઇનસાફ આ બાબ પ્રમાણે થઇ શકે નહી રાણી વી. ચાપડુ ઇ. લો. રી. ૭ મ. ૪૫૪ જો કોઈ પણ ફરીયાદમાંથી બે જુદા જુદા વિષયોના તોહમતો માલમ પડે તેમા એક વારંટ કેસનુ અને બીજુ સમન્સ કેસનુ તો તે ગુન્હાઓની તજવીજ વારંટ કેસ મુજબ થવી જોઇએ રાજનારાયણ કુનવાર વી. લાલા ટમ્બોલી ઈ. લો. રી. ૧૧ ક. ૯૧

તોહોમતનો સાર કહી જણાવવો.

**૨૪૨. જ્યારે માજીસ્ત્રેટની આગળ તોહોમતવાળો હાજર થાય અથવા તેને આણવામાં આવે, ત્યારે જે ગુન્હાનું તોહોમત તેની ઉપર આવ્યું હોય તે ગુન્હાની વિગત તેને કહી જણાવવી, અને તેને પુછવું કે તમારી ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ શા સારૂ નહીં કરવો જોઇએ તેનું કોઇ કારણ તમારે બતાવવાનું છે; પણ કાંઈ પદ્ધતી પ્રમાણે તોહોમતનામું તૈયાર કરવાની જરૂર નથી.**

**ટીકા—વિગત તેને કહી જણાવવી.** તેનાપર તોહમતની ચોકસી થવાની છે તે અને તેનાપર મુકવામા આવેલા ગુન્હાનો શું પ્રકાર છે તે તોહમતદારને સ્પસ્ટ કહેવુ જોઇએ અચીરાજલાલની અરજી ૩ ક. લો. રી ૮૭ જે તોહમતનો જવાબ આપવાનો હોય તે વિષે તેને સ્પસ્ટ જણાવવાની માજીસ્ત્રેટની ફરજ છે. જહાંગીર બક્ષખાન ૧૬ વિ. રી. ૪૩

તોહોમત સાચું છે એવું કબુલ કરેથી ગુન્હાની સાબિતીનો ઠરાવ.

**૨૪૩. તોહોમતવાળાની ઉપર જે ગુન્હાનું તોહોમત આણ્યું હોય તે ગુન્હો મેં કર્યોછે એવું તે કબુલ કરેતો તેની કબુલત બની શકે તેટલે સુધી તેણે વાપરેલા શબ્દોમાં નોંધો લેવી; અને તેની ઉપર ગુન્હો સાબિત થવાનો ઠરાવ શા સારૂ નહીં કરવો જોઇયે તેનું પુરતું કારણ તે ન બતાવે, તો એ પ્રમાણે તેની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ માજીસ્ત્રેટે કરવો.**

**ટીકા—નોધી લેવી.** કેસ ચાલતો હોય તે વખતે તોહમતદારની કબુલત લખી લેવી પણ પાછલથી ટાંચણપરથી કે પોતાની યાદ દાસ્તમાંથી લખવી ન જોઇએ. એરૂ ગાડુ ઈ. લો. રી. ૧૫ મ. ૮૩ આ બાબ પ્રમાણે ચોકશી ચાલતી હોય ત્યારે તોહમતદાર લખીત જવાબ રજુ કરેતો માજીસ્ત્રેટ જાતે તપાસી જવાબ લખી લેવાને બંધાએલ નથી. ડીલા મન્ડલ વી. કાલીચાંદ ૧૬ વિ. રી. ૬૩

**૨૪૪. (૧) જો તોહમતવાળો સદરહુ પ્રકારની કાંઇ કબુલત કરે નહીં, તો માજીસ્ત્રેટે ફરિયાદી હોય તો તેની વાત સાંભળવી, અને ફરિયાદનું કામ ચલાવવાની પુષ્ટિમાં જે પુરાવો રજુ કરવામાં આવે તે સઘળો લેવો અને વળી તોહોમતવાળાની વાત સાંભળવી તથા તે પોતાના જવાબમાં જે પુરાવો રજુ કરે તે સઘળો લેવો.**

સદરહુ પ્રકારની કાંઇ કબુલત કરવામાં ન આવે ત્યારે કેમ કરવું.

**(૨) જો માજીસ્ત્રેટ દુરસ્ત ધારે તો તે, ફરિયાદીની અથવા તોહોમતવાળાની અરજી ઉપરથી કોઈ પણ શાહેદને હાજર થવાની જરૂર પાડવા બાબત અથવા કોઇ પણ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવાની જરૂર પાડવા બાબત પ્રોસેસ કહાડવાને મુખત્યાર છે.**

**(૩) સદરહુ અરજી ઉપરથી કોઇ પણ શાહેદને સમન કરતાં પેહેલાં તેને તે ઇનસાફનાં કારણસારૂ હાજર થવામાં જે વાજબી ખરચ થાય તે કોર્ટમાં અનામત મુકવો એવું ફરમાવવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.**

**ટીકા--ફરીયાદી હોય તો તેની વાત સાંભળવી × × × × તે સઘળો લેવો** તોહમતદાર જો ગુન્હો ના કબુલ કરે તો ફરીયાદ સાંભળવી જોઇએ ને તેનો બધો પુરાવો લેવો જોઈએ ફરીયાદ પક્ષના સાહેદી લીધા શીવાય માજીસ્ત્રેટ ગુન્હો ના સાબીત થયાનો ઠરાવ કરી શકે નહી રાણી વી. ખેરી ઇ. લો. રી. ૧૮ અ. ૨૨૧ મીસીસતુલામાન મુ. હા. કો. ક્રી. રૂ. તા. ૨૩–૨–૯૧ કોઇ કેસમાં ફરીયાદીએ કેટલાક સાક્ષીઓના નામ બતાવેલા તે સાક્ષીઓને અમુક તારીખે હાજર રાખવા એમ ફરમાવ્યુ પણ ફરીયાદી તે મુજબ ન વર્તતા બે સાક્ષીઓને હાજર રાખ્યા જેમની જુબાનીઓ લીધી ઠરાવ્યુકે–બાકીના સાક્ષીઓપર સમન કાઢવાની માજીસ્ત્રેટને અરજી નહી હોવાથી માજીસ્ત્રેટે પોતાની પાસે જે પુરાવો હતો તે પરથી કેસનો ફેસલો આપ્યો તે કાયદા વિરૂધ નથી નોટાબર બહેરા ૧૫ વિ. રી. ૮૭ ફરીયાદ તરફની ફરજ છેકે–હકીક્તથી જાણતા તમામ સાહેદોને રજુ કરવા નહીતો વિરૂધ અનુમાન થશે ધનોકાજી ઈ. લો. રી. ૮ ક. ૧૨૧ રામ શાહાઇલાલ ઈ. લો. રી. ૧૦ ક. ૧૦૭૦ **જવાબમાં જે પુરાવો રજુ કરે તે સઘળો લેવો** તોહમતદાર બચાવમાં જે સાહેદો રજુ કરે તે સઘળા લેવા જોઇએ અમીરચંદ નોહટા ૧૩ વિ. રી. ૬૩ ને માજીસ્ત્રેટે તેવા સાક્ષી તપાસ્યા વગર કરેલી સજા ગેરકાયદે ઠરાવી રાણી વી. મહીમ ચંદર ચકરબતી ૪ બે. લો. રી. ૭૭ સુનાવણીની દીવસે તોહમતદારે પોતાના સાહેદી હાજર રાખવા એ તેની ફરજ છે ને જો સમની બોલાવવા હોય તો સુનાવણી પહેલા સમન પોચે તેટલી મુદતમાં અરજ કરવી જોઇએ ને કાયદો પ્રોસેસો કાઢવા કે નહી તે માજીસ્ત્રેટની મુખત્યારીપર રાખે છે રાણી વી. ચેદી કુનજરા ૧૬ વિ. રી. ૭૬ કેદી તરફના સાક્ષીઓ પર સમન કાઢવાને જોકે તેમનો પુરાવો કેટલો કીમતી થઇ પડશે એ વિશે શક હોયતો પણ બંધાએલ છે કારણ કે તે પેહલેથી તપાસ્યા શીવાય કહી શકાય નહી. મોહીમચંદ્ર ૬ બે. લો. રી. અપે. ૭૮ તોહમતદાર પર જે તોહમત રાખવામાં આવેલુ છે તે તોહમતમાં બતાવેલા સાક્ષીઓ સામેલ છે એવુ સાબીત થાય તોપણ સાક્ષીઓ પર સમન કઢાવી તપાસવાનો તોહમતદારને હક છે રામશાલીવીશંકર ૬ બે. લો. રી. ૬૫.

**૨૪૫. (૧) ૨૪૪ મી કલમમાં કહેલો પુરાવો અને પોતે પોતાનીજ મેળે કાંઇ વધારે પુરાવો રજુ કરાવે તો તે પુરાવો લીધા ઉપરથી, અને ( પોતે યોગ્ય ધારે તો ) તોહોમતવાળાની જબાની લીધાઉપરથી જો માજીસ્ત્રેટ એવું ઠરાવે કે**

ગુન્હો ના શાબિત થયાનો ઠરાવ.

**તોહોમતવાળો તકસીરવાર નથી, તો તેણે ગુન્હો નાસાબિત થયાના ઠરાવનો હુકમ દફતરમાં નોંધવો.**

શીક્ષાનો હુકમ. **(૨) તોહોમતવાળો તકસીરવાર છે એવું માજીસ્ટ્રેટ ઠરાવે તો તેણે તેની ઉપર કાયદા પ્રમાણે શિક્ષાનો હુકમ કરવો.**

**ટીકા—ના સાબીત થયાનો ઠરાવનો હુકમ દફતરમાં નોધવો** ફરીયાદ પક્ષના સાહેદી લીધા શીવાય માજીસ્ટ્રેટ ગુન્હો નાસાબીત થયાનો ઠરાવ કરી શકે નહી રાણી વી. બેરી ઇ. લો. રી. ૧૮ અ. ૨૨૧ માજીસ્ટ્રેટે બધા શાક્ષીઓની જુબાની લેવી જોઇએ કીશોશાહાઇ ૧૬ વિ. રી. ૪૮ ફરીયાદી ને તેના સાક્ષીઓની જુબાની લીધા શીવાય છોડી મુકવાનો હુકમ કરેલો તે રદ કરી ફરી તપાસનો હુકમ કર્યો મીસીસ તુલમાન મુ. હા. કો. ક્રી. રૂ. ૨૩–૨–૯૧ **તોહમત વાળો તકસીરવાર છે × × × × શીક્ષાનો હુકમ કરવો.** અપરાધી ઠરાવે તો નામની પણ સજા કરવી જોઇએ ૪ મ. હા. કો. રી. અપે. ૬૬ કોર્ટ બાહાર પોતાને કહેલી હકીકત પર માજીસ્ટ્રેટે પોતે વિશ્વાસ રાખી તે કેસનો નિકાલ કરવો એ વ્યાજબી નથી શાહાદુ વલદ તુકારામ મુ. હા. કો. ક્રી. રૂ. ૨૭–૨–૯૦ ફોજદારી કેસમાં પુરાવાનો બોજો ફરીયાદી પર છે તેથી શકપરથી કે સંભવ વાળી હકીકત પરથી ગુન્હેગાર ઠરાવવો નહી. રાણી. વી. નારાયણ મુ. હા. કો. ક્રી. રૂ. ૪૩ સને ૧૮૯૫ શાક્ષીઓએ આગળ કહેલી હકીકત ખેચી લીધી હોયતો આગલા પુરાવા પરથી ગુન્હેગાર ઠરાવી શકાય નહી રાણી. વી. રામદીન મુ. હા. કો. ક્રી. રૂ. ૨૩ સને ૧૮૯૫

ફરિયાદ અથવા સમન પ્રમાણે ઠરાવ કરવો એવી કાંઈ હદ નથી.

**૨૪૬. ફરિયાદનો અથવા સમનનો પ્રકાર ગમે તેવો હોય તોપણ, આ બાબ પ્રમાણે ઇનસાફ થઈ શકે એવો કોઇ પણ ગુન્હો કબુલ કરેલી અથવા સાબિત થયેલી હકીકત ઉપરથી તોહોમતવાળાએ કરેલો છે એમ જણાય તે ગુન્હા બાબત તેની ઉપર ૨૪૩ મી અથવા ૨૪૫ મી કલમ પ્રમાણે ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવાને કોઇ માજીસ્ટ્રેટ મુખત્યાર છે.**

ફરિયાદીની ગેરહાજરી.

**૨૪૭. જો સમન ફરિયાદ થયા ઉપરથી કહાડયો હોય અને તોહોમતવાળાને હાજર થવા સારૂ મુકરર કરેલે દિવસે અથવા ત્યાર પછી જે દિવસ સુધી સુનાવણી મુલતવી રાખવામાં આવે તે દિવસ ફરિયાદી હાજર ન થાય, તો, આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, માજીસ્ટ્રેટે તોહોમતવાળાની ઉપર ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કરવો. પણ કાંઇ કારણસારૂ પોતે તે કામની સુનાવણી બીજા કોઇ દિવસસુધી મુલતવી રાખવાનું યોગ્ય ધારે તો તેમ કરવું નહિ.**

**પણ એવું ઠરાવ્યું છે કે ફરિયાદી એકાદો સરકારી નોકર હોય અને તેને જાતે હાજર રેહેવાની જરૂર ન હોય, તો માજીસ્ટ્રેટ તેને હાજર રેહેવાની ફરજ ન પાડવાને અને તે મુકદ્દમો આગળ ચલાવવાને મુખત્યાર છે.**

**ટીકા**—સુધારો છેલો પારેગ્રાફ નવીન છે ને તે સરકારી નોકરનો વખત ન ગુમાય તે સારૂ છે. **મુકરર કરેલે દીવસે × × × મુલતવી રાખવામાં આવે તે દીવસ** અમુક દીવસપર મુલતવી રાખ્યા શીવાય ને હાજર થવાનો મુકરર દીવસ નકી કર્યા શીવાય કાઢી નાંખવાનો હુકમ ગેર કાયદે છે. મહમદ આલમ. ૧૬ વિ. રી. ૬૮ પક્ષકારની હાજરીમાં અને

તેમના સાંભળતા સુનાવણીનો દિવસ મુકરર ન કર્યો હોય ને તેથી ફરીયાદી ગેરહાજર હોયતો કાઢી નાંખવાનો હુકમ ગેરકાયદે છે. ૮ મ. હા. કો.રી. અપે. ૪ **ગુન્હો ના સાબીત થયાનો ઠરાવ કરવો.** માજીસ્ટ્રેટ તોહમતદાર વિરૂધ ગુન્હો ના સાબીત ઠરાવી છોડી મુકવાને બંધાએલ છે ને તે છોડી મુકવામાટે કોર્ટ ઉઠે ત્યા સુધી ફરીયાદીની રાહ જોવી એવી કાંઈ જરૂર નથી કતુયાલી વી. પરીમકરી ઈ. લો. રી. ૭ મ. ૩૫૬ રંગાસામી અયાનગર ઇં. લો. રી. ૭ મ. ૨૧૩ જે દીવસે કેસ મુલતવી રાખ્યો હોય ને જે દીવસ સુનાવણીનો ઠરાવ્યો હોય તે દીવસે ફરીયાદી હાજર ન થાયતો માજીસ્ટ્રેટ ફરીયાદ માંડી વાળી શકેછે મદુ સુદનશા વી. હરીદાસ ૨૨ વિ. રી. ૪૦ સને ૧૮૮૨ પેહલાના પ્રોસીજર પ્રમાણે ઠરેલુ છે કે–ફરીયાદી હાજર ન થાયતો ફરીયાદ રદ કરવી જોઇએ ને તે ઠરાવ ગુન્હો નાસાબીત થયાના ઠરાવ બરાબર તે રદ કરવાનો હુકમ સમજવો ૧૦ વિ. રી. ૩૧. ૨૩ વિ. રી. ૬૩. ૨૫ વિ. રી. ૬૩ સને ૧૮૮૨ ના ને હાલના પ્રોસીજર પ્રમાણે યોગ્ય કારણ હોયતો મુલતવી રાખી શકેછે **કાંઇ કારણ સારૂ** × × × **મુલતવી રાખવાનુ યોગ્ય ધારેતો તેમ કરવુ નહી** ફરીયાદી તેની શક્તીના બાહારના કૃત્યથી હાજર થવાને અટકે જેમકે મોટી રેલ આવે તેવા કેસોમાં માજીસ્ટ્રેટે અવસ્ય બંદ રાખવો જોઇએ શ્રીમતીટાગ્રુનીસા વી. વાસીલ ૨૪ વિ. રી. ૬૪ જ્યારે માજીસ્ટ્રેટ કેટલીક વખત એક જગાએ ને કેટલીક વખતે બીજી જગાએ કોર્ટ ભરે તો માજીસ્ટ્રેટ ફરીયાદીને મુલતવી રાખેલો કેસ કઇ જગ્યાએ લેવામાં આવસે તેની ખબર આપવાને બંધાએલ છે ને જ્યારે આ પ્રમાણે ખબર ન આપી હોય ને ફરીયાદી ઠરાવેલે દીવસે હાજર ન થાયતો પોતે અધીકાર ચલાવી કેસ મુલતવી રાખવો જોઇએ બનસીધરની અરજી બાબત વિ. નોટસ ૧૮૮૨ પા. ૨૨૯ લખીમ વી. ગુરદાસ ૫ વિ. રી. ૫૧ તહીમહમદ મંડળ ૭ બે. લો. રી. ૭ એક માજીસ્ટ્રેટની કોર્ટમાંથી બીજા માજીસ્ટ્રેટની કોર્ટમાં કેસ ટ્રાન્સફર કર્યોને સુનાવણીનો દીવસ મુકરર કર્યો મુકરર કરેલા દીવસે કેસ સુનાવણી પર લીધો પણ ફરીયાદી હાજર નહોવાથી આ કલમ પ્રમાણે કેસ કાઢી નાંખ્યો પાછળથી માલમ પડ્યુ કે–ફરીયાદી અને તેના સાહેદો જે કોર્ટમાં કેસ ટ્રાન્સફર થયો હતો તે કોર્ટમાં જો કે હાજર થયા નોતા પણ તેજ કોર્ટની જોડે જે બીજી કોર્ટ છે ત્યાં કેસ છે એમ સમજી હાજર થયા હતા ઠરાવ્યું કે–ફરીયાદી કોર્ટમાં હાજર હતો એમ ગણવું કેસની હકીકત જોતા આ કલમના નિયમ ગેર વ્યાજબી રીતે લાગુ પાડયા છે. રામનાથ પાલ વી. બીહારી બગડી ૧૩ ક. લો. રી. ૩૦૩. **આ કલમ મુજબ ના સાબીત ઠરાવ્યા પછી તેજ બાબતની ફરી ફરીયાદ**–ફરીથી તાજી કરી શકે નહી રાણી વી. ભવાનીપ્રસાદ ક. વિ. નો. ૧૮૮૫ પા. ૪૩. આ કલમ મુજબ કાઢી નાંખવામાં આવે તોપણ તેનો ઈનસાફ થએલો ગણાય અને તેનું પરીણામએ કે બીજા માણસની ફરીયાદ ઉપરથી તેજ ગુન્હા માટે અને તેજ હકીકતોપર તેનો ફરી ઇનસાફ થાય નહી સુરીયા શાસ્ત્રી મ. હા. કો. પ્રો. તા. ૨૭–૩–૮૮ ફરી ન ચાલે બધુ બીહારી ૧ વિ. રી. ૨૫ ફરીથી તાજી ન થાય તોપણ ખાત્રી લાયક કારણ બતાવેતો તે ફરીથી તાજી થશે. ને તે અરજ જેને કાઢી નાંખી હોય તેને કરવી પણ બીજાને નહી દયારામ મુ. હા. કો. ક્રી. રૂ. ૩૧ અગષ્ટ શ. ૧૮૭૧ ફરીયાદીએ અરજ કરીકે અનીવાર્ય કારણને લીધે ગેરહાજર હતી આ બાબતની માજીસ્ટ્રેટે તજવીજ ન કરી ઠરાવ્યુ કે–ફરીયાદણે બતાવેલી હકીકત માજીસ્ટ્રેટે ધ્યાનમાં લઈ વધારે વિચાર કરવો જોઇતો હતો વ્યાજબી ડાહપણ વાપરવું જોઇએ તાજુ નિસ્સા ૨૪ વિ. રી. ૬૪.

**૨૪૮. આ બાબ પ્રમાણે કોઈ પણ કામમાં છેવટનો હુકમ થતા પેહેલાં કોઇ પણ વખતે જો કોઇ ફરિયાદી માજીસ્ટ્રેટની એવી**

ફરિયાદ પાછી લઈ લેવા બાબત.

ખાત્રી કરી આપે કે પોતાની ફરિયાદ પાછી લઈ લેવાની પોતાને પરવાનગી આપવાના પાકાં કારણ છે, તો તે ફરીયાદ પાછી લઇ લેવાની તેને પરવાનગી આપવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે, અને તે ઉપરથી તેણે તોહોમતવાળાની ઉપર ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ કરવો.

**ટીકા—પરવાનગી આપવાના પાકા કારણછે.** આ કલમ પ્રમાણે પરવાનગી સમનના મુકદમામાંજ આપી શકાય અને ગમે તેટલો ગુન્હો નાનો હોય તોપણ પરવાનગી આપવાના પાકા કારણ છે એવી ખાત્રી કરી આપ્યા શીવાય પાછો ખેંચી લઈ શકે નહી ફરીયાદ ભારે શીક્ષા થાય એવા ગુન્હાની હોય અને સાર્વજનીક અને ન્યાય ખાતાના વહીવટને ઘણીજ ઉંડીરીતે લગતી હોય તેવા કામમા ફરીયાદીની પાછુ ખેંચી લેવાની ખુશી એ નિરૂપયોગી છે ગણેશ નારાયણ સાઠે ઈ. લો. રી. ૧૩ મુ. ૬૦૦ આ કલમ પ્રમાણે ફરીયાદનુ ખેંચી લેવુ સમન્સ કેસમા થઈ શકે સમબસ્ત્રી વી. ભોગાપા ઈ. લો. રી. ૫ મ. ૩૭૮ **ફરીયાદ પાછી લઇ લેવાની** ફરીયાદ પાછી લઇ લેવાના અને ફરીયાદ માંડી વાળવાના કૃત્યો એકમેકથી જુદા છે ફરીયાદ પાછી લઈ લેવામા રજુઆત ચલાવનાર માજીસ્ટ્રેટની પરવાનગીની જરૂરછે અને તે પરવાનગી માત્ર સમનના મુકદમામાંજ આપી શકાય અને ફરીયાદ પાછી ખેંચી લઈ લેતા પેહલા માજીસ્ટ્રેટને તેમ કરવાના ખાત્રીના કારણો આપવા જોઇએ રાણી વી. મોરાઈ ઈ. લો. રી. ૨૧ ક. ૧૦૩ આ કલમ પ્રમાણે ડેપ્યુટી માજીસ્ટ્રેટે ફરીયાદ જે ભારે ગુન્હાની નોહતી તે ખેંચી લેવા દઈને તોહમતદારને છોડી મુકેલો તે કેસ કમીશનરના કેહવાથી ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટે ફરી ચલાવ્યો ઠરાવ્યુકે—ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટને તેમ કરવા અધીકારનથી રાણી વી. જહુરલહ ક. ૨૫ વિ. રી. ૬૪ પીનલ કોડ ક. ૪૪૮ ના ગુન્હામાટે ફરીયાદ થવાથી પોલીસે માજીસ્ત્રેટને ત્યાં કેસ મોકલ્યો પુરાવો લેતા પેહલા ફરીયાદીએ અંદર અંદર સમાધાન થયાનુ જાહેર કર્યું તે પરથી કેસ માંડી વાળ્યો ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટે ક. ૨૪૮. ૨૫૯ કલમોપર વિચાર કરી ક. ૪૩૭ મુજબ ફેર કેસ ચલાવવા હુકમ કર્યો ઠરાવ્યુકે–ક. ૨૪૮. ૨૫૯ લાગુ પડતી નથી અને તોહમતદારને ફકત પોલીસે મોકલ્યો એ બાબત પરથી રાજીનામાથી માંડી વાળાતા ગુન્હાનો અટકાવ થતો નથી રાણી વી. નવાબજાન ઈ. લો. રી. ૧૦ ક. ૫૫૧ સરકારી નોકરનું અપમાન થયાના કેસોમા આ કલમ મુજબ જે સરકારી નોકરનુ અપમાન થયુ હોય તે ફરીયાદી ગણાયછે ને ગુન્હેગારની સામે ફોજદારી મુકદમો તેની મંજુરી શીવાય ચાલી શકે નહી ને તેથી તાબાનો નોકર આ કલમ મુજબ ફરીયાદ પાછી ખેંચી લઈ શકે નહી મુસાઅલી આદમ ઈ. લો. રી. ૨ મુ. ૬૫૩

જ્યારે કોઇ ફરિયાદી ન હોય ત્યારે કામ બંધ કરવાનો અધિકાર.

**૨૪૯.** ફરિયાદ શિવાય બીજી રીતે માંડેલા કોઇ પણ મુકદમામાં, ગુન્હો ના સાબિત થયાનો અથવા સાબિત થયાનો ફેંસલો આપ્યા વગર કોઇ પણ વખતે કામ બંધ કરવાને પ્રેસિડેન્સિ માજીસ્ત્રેટ અથવા પેહેલા વર્ગના માજીસ્ત્રેટ, અથવા જીલ્લા માજીસ્ત્રેટની અગાઉથી મંજુરી લઇને બીજો કોઈપણ માજીસ્ત્રેટ મુખત્યાર છે. પણ તેમ કરવાનાં કારણો તેણે દફતરમાં લખવાં, અને પછી તોહોમતદારને છોડી મુકવાને તે મુખત્યાર છે.

## સમનના તથા વારંટના મુકદ્દમાઓમાં નજીવી ફરિયાદો બાબત

**૨૫૦.** (૧) આ કાયદામાં વ્યાખ્યા કર્યા મુજબની ફરિયાદ થયા ઉપરથી, અથવા કોઈ પોલીસ અમલદારને અથવા માજીસ્ત્રે-

નજીવી અથવા તસ્દી આપે એવી ફરિયાદો બાબત.

ટને આપેલી ખબર ઉપરથી માંડેલા કોઇ પણ મુકદમામાં હરકોઈ માજીસ્ટ્રેટની રૂબરૂ કોઇ શખશ ઉપર માજીસ્ટ્રેટ તપાસ કરી શકે એવા હરકોઈ ગુન્હાનું તોહમત આવ્યુ હોય અને તે મુકદમાની તપાસ કરનારો માજીસ્ટ્રેટ તે તોહોમતવાળાને છોડી મુકે અથવા તેની ઉપર ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ કરે, અને તે માજીસ્ટ્રેટની એવી ખાત્રી થાય કે સદરહુ તોહોમતવાળા ઉપર આણેલું તોહોમત નજીવું અથવા તસ્દી આપે એવું છે, ત્યારે તોહોમતવાળાને છોડી મુકવાના અથવા તેના ઉપર ગુન્હો ના સાબિત થયાના પોતાના હુકમમાં પોતાની મરજીમાં આવે તે પ્રમાણે જે શખસની ફરિયાદ અથવા ખબર ઉપરથી સદરહુ તોહોમત આણ્યું હોય તે શખસે તે તોહોમતવાળાને અથવા જ્યારે એક કરતાં વત્તા તોહોમતવાળા હોય ત્યારે તેમાંના દરેકને, ઘણામાં ઘણા પચાસ રૂપિયાસુધીનો પોતાને યોગ્ય લાગે તેટલો નુકસાનીનો અવેજ આપવો એવું ફરમાવવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ મુજબ ફરમાવતાં પેહેલાં તે માજીસ્ટ્રેટ નિચે પ્રમાણે કરવું જોઇયે, એટલે—

(અ) સદરહુ ફરમાન કરવા વિરૂધ્ધ સદરહુ ફરિયાદી અથવા ખબર આપનાર જે કાંઇ હરકત રજુ કરે તે દફતરમાં દાખલ કરીને તેનો વિચાર કરવો, અને

(બ) જો પોતે નુકસાનીનો કાંઈ અવેજ આપવાનું ફરમાવે, તો તે અવેજ અપાવવા બાબતનાં પોતાનાં કારણ, તોહોમતવાળાને છોડી મુકવાના અથવા તેના ઉપર ગુન્હો ના સાબિત થયાના પોતાના હુકમમાં લખવાં જોઇએ.

(૨) પેટા કલમ (૧) મુજબ માજીસ્ટ્રેટે નુકસાનીનો જે અવેજ આપવાનો હુકમ ફરમાવ્યો હોય તે અવેજ જાણે દંડ હોય એવી રીતે વસુલ થઇ શકશે.

પણ એવું ઠરાવ્યું છે કે તે અવેજ વસુલ ન થઇ શકે, તો જે કેદ ઠરાવવી તે આસાન હોવી જોઇયે અને ઘણામાં ઘણા ત્રીસ દિવસ સુધીની જેટલી મુદત માજીસ્ટ્રેટ ફરમાવે તેટલી મુદત સુધીની હોવી જોઇએ.

(૩) તોહોમતવાળા શખસને નુકસાનીનો અવેજ આપવા બાબત બીજા અથવા ત્રીજા વર્ગના કોઇ માજીસ્ટ્રેટે જે ફરિયાદીને અથવા ખબર આપનારને પેટા કલમ (૧) મુજબ હુકમ ફરમાવ્યો હોય તે ફરીયાદી અથવા ખબર આપનાર ઉપર જાણે સદરહુ માજીસ્ટ્રેટે કરેલા ઇનસાફ ઉપરથી ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય એવી રીતે તેને, સદરહુ હુકમ અવેજ આપવા બાબતના સંબંધમાં હોય તેટલે સુધી એવા હુકમ ઉપર અપીલ કરવાનો અધિકાર છે.

(૪) તોહોમતવાળા શખસને નુકસાનીનો અવેજ આપવા બાબત હુકમ જે મુકદમામાં કર્યો હોય તે મુકદમામાં પેટા કલમ (૩) મુજબ અપીલ કરવાનો અધિકાર હોય, ત્યારે તે અપીલ રજુ કરવા માટે ઠરાવેલી મુદત પુરી

**થતાં પેહેલાં, અથવા, અપીલ રજુ કરવામાં આવી હોય તો તેનો નિકાલ થતાં પેહેલાં, સદરહુ નુકસાનીનો અવેજ તેને આપવો નહિ.**

**(૫) પછી તેજ બાબત સંબંધી દિવાનીમાં કાંઇ પણ ફરિયાદ કરવામાં આવે તેમાં નુકસાનીનો અવેજ આપવાનો હુકમ કરતી વખતે આ કલમ મુજબ જે રકમ નુકસાનીના અવેજ દાખલ આપેલી અથવા વસુલ કરેલી હોય તે રકમ કોર્ટે હિસાબમાં લેવી.**

ટીકા—આ કલમ સને ૧૮૮૨ નો ૧૦ મો કાયદો પસાર થયો ત્યારે હતી તે વખતે તે માત્ર સમન્સ કેસને લાગુ પડતી હતી પછે સને ૧૮૯૧ ના ૪થા આકટથી અહીથી કાઢીનાખી ક. ૫૬૦ મા દાખલ કરી ને હાલના આ કાયદામા ત્યાથી કાઢી અહી દાખલ કરેલછે **ફરીયાદ થયા ઉપરથી×××× અથવા માજીસ્ત્રેટને આપેલી ખબર ઉપરથી** ફરીયાદ એ શબ્દ ની વ્યાખ્યા ક. ૪ મા આપીછે અને તેમા પોલીસ રીપોર્ટનો સમાવેશ થતો નથી અને આ કલમના નિયમ પ્રમાણે ફરીયાદ થયા પરથી અથવા કોઇ પોલીસ અમલદાર ને અથવા માજીસ્ત્રેટને આપેલી ખબર ઉપરથી માંડેલા કેસમાજ અપાવી શકાય તે ખુલુ છેકે પોલીસ રીપોર્ટ પરથી અથવા પોલીસ ખબર આપે તે પરથી જે કેસ દાખલ થાય તેને લાગુ નથી પોલીસ કાન્સટેબલે સને ૧૮૬૧ ના ૫ મા આકટની ક. ૩૪ પ્રમાણેના ગુન્હા સારૂ એક ગાડીવાલાને પકડયો માજીસ્ત્રેટે તોહમતદારને છોડી મુકયો ને રૂ. ૨૦ નુકસાનીના અપાવ્યા ઠરાવ્યુકે—માજીસ્ટ્રેટનો હુકમ ગેરકાયદે અને અધીકાર વગરનોછે રામજીવન વી. દુર્ગાચરન ઈ. લો. રી. ૨૧ ક. ૯૭૯ ક. ૧૧૦ પ્રમાણે કામ ચલાવવા સારૂ અરજી કરી હોય તો તેને આ કલમ ના નિયમ લાગુ પડતા નથી રાણી વી. લખપત ઈ. લો. રી. ૧૫ અ. ૩૬૫ તેમજ ક. ૧૦૭ મુજબ કામ ચલાવવા અરજ કરી હોય તેને પણ લાગુ પડતા નથી નાથાસીંગ ૩ પં. રે. ક્રી. રૂ. નં. ૪ સને ૧૮૯૬ હઝારીમલ ૨૮ પં. રે. ક્રી. રૂ. નં. ૧૬ સને ૧૮૯૩ દીવાની કોર્ટે સીપાઇને અમુક મિલકત જપ્ત કરવા મોકલ્યો ને સીપાઇએ રીપોર્ટ કર્યોકે તેને જપ્ત કરતા હરકત કરી મુનસફે ડેપ્યુટી માજીસ્ટ્રેટ તરફ કેસની ચોકસી થવા મોકલ્યો ડેપ્યુટી માજીસ્ત્રેટે સંક્ષીપ્ત રીતે ઇનસાફ કરી કેસ કાઢી નાખ્યો ને રૂ. ૨૦ નુકસાનીના અપાવ્યા ઠરાવ્યુકે—કંપનસેસન અપાવવાનો હુકમ ગેરકાયદેછે સીપાઈ ફક્ત નામનો ખબર આપનારહતો અને તે ખરેખર ફરીયાદી નથી અને ડેપ્યુટી માજીસ્ત્રેટની આગળ તેની ખબર ઉપરથી કામ ચાલ્યુ એમ પણ કેહવાય નહી ભરતચંદ્રનાથ વી. ઝએદઅલી બીસ્વાસ ઈ. લો. રી. ૨૦ ક. ૪૮૧ ઈ. લો. રી. ૧ મુ. ૧૭૫ કેશન લછમનના કામમા પણ તેમજ ઠરાવ્યુછે કારકુન ફરીયાદી એશબ્દમા આવતો નથી સબજડજને ફરીયાદી ગણુવો જોઈએ અને તેણે જ્યારે ન્યાયને માટે કર્યુંછે એટલે તે પણ નુકસાની માટે જવાબદારી નથી જેવાર્ડ વી. ટર્નર ૪ નો વે. પ્રો. ૯૪ મા ઠર્યુંકે માજીસ્ત્રેટને નુકસાન અપાવવાનો અધીકાર માત્ર પીનલકોડ મુજબના ગુન્હામાટે છે એમ નથી પણ બીજામા અપાવી શકાય છે રાણી વી. બસ્વા ઈ. લો. રી. ૧૧ મ. ૧૪૨ મા ઠર્યુંકે સંક્ષીપ્તરીતે કેસ ચાલે તેમા પણ અપાવી શકાય બીમા મુ. કા. કો. ક્રી. રૂ. ૧૧–૧૧–૮૬ ના કામમા ઠરાવ્યુ કે—મ્યુનીસીપાલેટીની પરવાનગીથી તેના નોકરે ફરીયાદ કરી તે ફરીયાદ રદ થવાથી નુકશાન અપાવ્યું તેમાં ઠર્યું કે અમલમા લાવનાર ઉપરી અમલદાર પોતાના નોકરને ખોટી ફરીયાદ કરવાની પરવાનગી આપી શકે નહી અને તેથી બરાબર છે એમ ઠરાવ્યું બાવાભાઇ કેસરીસીંગ મુ. હા. કો. ક્રી. રૂ. ૧૪ સને ૧૮૯૮ ના કામમાં ઠરાવ્યું કે—માત્ર સેસન કોરટ સાંભળી શકે એવા કેસમાં માજીસ્ત્રેટે છોડી મુક્યો હોય તો નુકસાન અપાવી શકાય નહી સફ્ફર જાનમહમદ મુ. હા. કો. ક્રી. રૂ. ૩૭ શન ૧૮૯૭ થી ઠર્યું છે કે—પા-

લીસ અમલદારના રીપોર્ટ પરથી ચાલેલા કેસને આ કલમ લાગુ નથી ( ઈ. લો. રી. ૨૨ મુ. ૯૩૪ ) **તોહોમતવાળાને છોડી મુકે અથવા તેની ઉપર ગુન્હા નાસાબીત થયાનો ઠરાવ કરે.** આરોપીને છોડી દેવાનો હુકમ કર્યો હોય ત્યારેજ ફરીયાદી વિરૂધ નુકસાનીનો હુકમ થઇ શકે. મોનાશેખ ઈ. લો. રી. ૬ ક. ૫૮૧ ફરીયાદ પરથી કેસ કર્યો હોય અને પુરાવો લીધા પછી ગુન્હો નાસાબીત થયાનો ઠરાવ કરે તેવા કામમા નુકસાન અપાવવાનો હુકમ કરી શકાય રાણી વી. પાનુ ગોપાલા ઈ. લો. રી. ૧૧ મુ. ૧૯૯ તોહમતદારે તદન ગુન્હામાંથી મુક્ત થવું જોઇએ ચોરીનું અને સાપ્રાધ બળનું એવા બે ગુન્હાનું તોહમત મુકેલું તેમાં સાપ્રાધ બળ માટે ગુન્હેગાર ઠરાવી ચોરી માટે નિરદોષ ઠરાવ્યો. ઠરાવ્યું કે—ચોરી માટે નુકસાન અપાવી ન શકાય કારણ કે થોડુ પણ સત્ય છે. તદન છુટી જાય કે નિરદોષ ઠરે ત્યારેજ અપાવી શકાય મુકતી એવા ઈ. લો. રી. ૨૪ ક. ૫૩ રાજીનામાથી ગુન્હો માંડી વળાવી નિરદોષ થવું તે ગુન્હો નાસાબીતનો ઠરાવ છે. પણ તે નાસાબીતીનો એવો ઠરાવ નથી કે આ કલમ તળે આવે. તેથી રાજીનામાથી માંડી વાળ્યા હોય ત્યારે નુકસાની ન અપાવાય સંગાપાબીન મલપા મુ. હા. કો. ક્રી. રૂ. ૮ માર્ચ સને ૧૮૯૮ રાવજી રામજી ડુકરે મુ. હા. કો. ક્રી. રૂ.૨૯-૭-૯૪ આ કલમના નિયમ મુળ કેસોમા લાગુ છે પણ અપીલેટ કોરટ ગુન્હાની સાબીતીનો ઠરાવ રદ કરી નુકસાન અપાવી શકે નહીં. ૮ મ. અપે. ૭ તા. ૨૭-૨-૭૫ તથા રાણી વી. રામા જીદાજી ૫ મુ. હા. કો. રી. **૧૨ જે માજીસ્ટ્રેટ કેસ ચલાવે તેજ માજીસ્ટ્રેટ આ કલમ પ્રમાણે હુકમ કરી શકે. ક. વી. નો. ૧૮૯૨ પા. ૫૮ જે માજીસ્ટ્રેટે કેસનો કાંઇ પણ ભાગ સાંભળ્યો નથી અને માત્ર નુકસાન શામાટે ન અપાવવું તે બાબત ફરીયાદીનું સાંભળ્યું હોય** તોપણ હુકમ કરી શકે નહી. મહાદેવની અરજી બાબત ક. વિ. નો. ૧૮૯૨ પા. ૫૮. તોહોમતવાળાને હાજર કરવા સારૂ પ્રોસેસ કાઢયા શીવાય ફરીયાદ કાઢી નાંખી હોય તો નુકસાન અપાવી શકાય નહી. બસ્તાસીંગ ૩૨ પં. રે. ક્રી. રૂ. નં. ૮ સને ૧૮૯૭ ક. ૨૪૮. **એવી ખાત્રી થાય કે સદરહુ તોહમતવાળા ઉપર આણેલું તોહમત નજીવુ અથવા તસ્દી આપે એવું છે.** એવી ખાત્રી થવી જોઇએ કે ફરીયાદ ખોટી અથવા તસદી આપે એવી હતી. સરનામ ક. વિ. નો. ૧૮૮૧ પા. ૧૬૭ ક્રીમીનલ પ્રોસીજર કોડની ક. ૨૪૮ પ્રમાણે માજીસ્ટ્રેટની મંજુરીથી ફરીયાદ પાછી ખેંચી લેવામાં આવે ત્યારે આ કલમ પ્રમાણે નુકશાની અપાવી શકાય નહી દેબીશાહી વી. દાલસીંગર ક. વિ. નોટ સ. ૧૮૮૧ પા. ૧૫૫ અમનખાન વી. ખોડાબક્ષ ૧ લી. રી. પા. ૧૫૮ ફરીયાદ કેટલાકની વિરૂધ વ્યાજબી લાગે અને કેટલાકની વિરૂધ નજીવી અથવા તસદી આપે એવી માલમ પડી શકે—નબર વી. અબ્બો ઇ. લો. રી. ૫ મ. ૩૮૧ તોહમતનામુ ઘડયા પછી આ કલમ પ્રમાણે તોહમત ન જીવું અથવા તસદી આપે એવું છે એવું ઠરાવવાને કાંઈ પ્રતીબંધ નથી. અબદુલ રેહમાન મુ. હા. કો. ક્રી. રૂ. તા. ૧૦-૧-૯૫ કંપન સેસન અપાવતા પેહલા શા માટે ન અપાવવુ તેનુ કારણ બતાવવા ફરીયાદીને બોલાવ્યા શીવાય હુકમ થઈ શકે નહી માનીક વલદદાજી મુ. હા. કો. ક્રી. ૧૫-૧૧-૯૪ **પોતાની મરજીમાં આવે તે પ્રમાણે** આ કલમમાં જે અધીકાર આપવામાં આવ્યા છે તેનો ઉપયોગ શીક્ષા તરીકે ન કરવો. નુકસાન અપાવતી વખતે તેને જે નુકસાન થયુ અથવા હરકત વેઠવી પડી હોય તેનો વિચાર કરી અપાવવું. સરનામ ક. વિ. નો. અને ૧૮૮૧ પા. ૧૬૭ **ઘણામાં ઘણાં રૂ. ૫૦ સુધીનો.** માજીસ્ટ્રેટ તે રકમ કરતા આગળ વધી શકે નહી રાણી વી. ગોપાલ ૨ નો વે. પ્રો. ૪૩૦ **જો અવેજ વસુલ ન થઇ શકે તો** કેદના હુકમ કરતા અવલ ક. ૩૮૬ માં બતાવ્યા મુજબ વસુલ કરવાના ઈલાજ લેવા જોઇએ તે અવલ કેદ થઇ શકે નહી. રામજીવન વી. દુરગાચરન ઈ. લો. રી. ૨૧ ક. ૯૭૯ ઈ. લો. રી. ૨૨ ક. ૫૮૬ તથા૦

પન્ના ઈ. લો. રી. ૨૮ અ. ૯૬ વસુલ ન આપે તો જંગમ મિલકત જપ્ત કરી હરરાજ કરી વસુલ કરી શકાય જપ્ત કરેલી મિલકત પોતાની નથી ને પોતાની પાસે મિલકત નથી તો કેદમાં મોકલી શકે ને જ્યાં સુધી રકમ ન ભરે ત્યાં સુધી. ઠરાવેલી કેદ ભોગવવી પડે કેદ ભોગવતો હોય તે દરમીયાન જમીનું વારંટ ન બજી શકે કારણ કે. વસુલ ન થવાથી જે ઈલાજ લેવાના તે લેવાઇ ચુક્યા છે. બીસેશ્વર શા. વી. વીશ્વંભર ૨૩ વિ. રી ૬૪ હરી રાજારામ મુ. હા. કો. ક્રી. ૩ ૨૮-૬-૯૪. **સેંકસન ને નુકસાની.**--કામ ચલાવવાની મંજુરી આપવી અથવા તેમ કરવા ફરમાવવું ને વળીનુકસાની અપાવવી. એ ગેરવાજબી છે. સીબનાથ ચોંગ વી. સાદતચંદર સરકાર ઈ.લો. રી. ૨૨ ક. ૫૮૬ પણ આદીકાન ઇ. લો. રી.૨૧ મ. ૨૩૭માં ઠરાવ્યુંછે કે—નુકસાની અપાવી હોય તેથી સેંકસન આપવાને હરકત નથી.

## બાબ ૨૧ મો.

## વારંટના મુકદમાઓનો માજીસ્ત્રેટોએ ઇનસાફ કરવા બાબત.

**૨૫૧. વારંટના મુકદમાઓનો ઈનસાફ કરતી વખતે માજીસ્ત્રેટોએ હેઠળ લખેલી રીત પ્રમાણે કામ ચલાવવું.**

વારંટના મુકદમાઓમાં કામ ચલાવવાની રીત.

**હેઠલ લખેલી રીત પ્રમાણે કામ ચલાવવું.**—તોહમત બે હોય તેમાં એક સ-મન્સ કેસનુ હોય ને બીજું વારંટ કેસનું હોય તો આ બાબ મુજબ કામ ચલાવવું રાજના-રાયણકુમાર ઈ. લો. રી. ૧૧ ક. પા. ૯૧ સમનના મુકદમાનો ઇનસાફ આ બાબ પ્રમાણે કર વો નહી ને વારંટના મુકદમાનો ઈનસાફ બાબ ૨૦ પ્રમાણે કરવો નહી. રાણી વી. પાપડુ ઈ. લો. રી. ૭ મ. ૪૫૪ આ બાબમાં આવે તેવા કેસમાં વારંટ કાઢવાને બદલે સમન કાઢે તો તેથી સમનના મુકદમા પ્રમાણે ચાલવું એમ કાંઇ થતું નથી નંદલાલ વી. ભાગીરથી ૧૦ વિ રી. ૩૧ વારંટના મુકદમાનો ઇનસાફ સમનના મુકદમા પ્રમાણે ચલાવી ક. ૨૪૫ પ્રમાણે છોડી મુક્યો તેમાં ઠરાવ્યું કે—માજીસ્ત્રેટનો પ્રોસીજર ગેરકાયદે છે ને જ્યારે વારંટનો મુકદમો ગેરકાયદે સમનના મુકદમા રીતે ચલાવી છોડી મુકે તો તે છોડી મુકવું ક. ૨૫૩ પ્રમાણેનું ગણાય રાણી વી. લજારામ ક. વિ. નોટસ. ૧૮૮૮ પા. ૯૬. **ફૈલ કરવો.** તોહમતદાર જે ખુલાસો કરવાની ઇચ્છા બતાવે તે દફતરમાં દાખલ કરવાને માજીસ્ત્રેટ બંધાએલ છે. અહીમચંદ્ર ૬ બે. લો. રી. અપે. ૭૮.

**૨૫૨. (૧) જ્યારે માજીસ્ત્રેટની આગળ તોહોમતવાળો હાજર થાય અથવા તેને આણ્યો હોય, ત્યારે તે માજીસ્ત્રેટે ફરિયાદી (જો હોય તો) જે કહે તે સાંભળવું, અને ફરિયાદનું કામ ચલાવવાના ટેકામાં જે પુરાવો રજુ કરવામાં આવે તે સઘળો પુરાવો લેવો.**

ફરિયાદનું કામ ચલાવનારની તરફનો પુરાવો.

**(૨) જે શખસો તે મુકદમાની હકીકતથી વાકેફ હોય એવો અને ફરિયાદનું કામ ચલાવનારની તરફથી શાહેદી આપી શકે એવો સંભવ હોયતે શખસોનાં નામ ફરિયાદી પાસેથી અથવા બીજી રીતે માજીસ્ત્રેટે નક્કી કરી લેવાં, અને તેમાંના જે શખસોની પોતે જરૂર ધારે તેઓની પોતાની આગળ શાહેદી આપવા સારૂ સમન કરવા.**

**ટીકા—રજુ કરવામાં આવે તે સઘળો પુરાવો લેવો.** મુકેલા તકરારી તોહમત સંબંધી જેટલા સખસો તે હકીકતથી વાકેફ હોય તેટલાને કોર્ટ રબરૂ આણવા એ ફરીયાદ પક્ષની ફરજ છે. રાણી વી. રામશાહીલાલ ઇ. લો. રી. ૧૦ ક. ૧૦૭૦ ફરીયાદીના કૃત્યોની સાથે જે સાહેદીઓનો સંબંધ સાબીત થતો હોય અને જે સાહેદીઓ અગત્યની ખબર આપી શકે તેવા હોય તે સઘળા સાક્ષીઓને બોલાવવાની ફરીયાદ પક્ષની ફરજ છે. પરંતુ પુરતુ કારણ બતાવ્યા શીવાય આ સાક્ષીઓને બોલાવવામાં ન આવે તો કોર્ટ ફરીયાદ પક્ષ વિરૂધ અનુમાન બાંધી શકે છે આ સાક્ષીઓને બોલાવવામાંથી મુક્ત થવાનુ કારણ એટલુ છે કે—જો તેઓને બોલાવવામાં આવસે તો તેઓ સાચુ બોલસે નહી એવુ વ્યાજબી રીતે તેણે સાબીત કરી આપવું જોઇએ આવી રીતનુ અનુમાન તોહમતદારની સામે થઇ શકે નહી. રાણી વી. ધનોકાઝી. ઈ. લો. રી. ૮ ક. ૧૨૧ **જરૂર ધારે.** ફરીયાદી જેટલા સાક્ષીઓના નામ લે તેટલા સાક્ષીઓને માજીસ્ત્રેટે બોલાવવા એવી જરૂર નથી નજરમાં યોગ્ય લાગે તેટલાને બોલાવે જલધરસીંગ ૨૩ વિ. રી. ૯ તોહમતદારને તેના વિરૂધનો પુરાવો જેમ બને તેમ જલદીથી લઈ લેવરાવવાનો તેને હક છે. તેની વિરૂધ ઘણો પુરાવો છે અથવા આવસે એ કંઇ અમર્યાદ વખત સુધી થોભાવી રાખવાનું કારણ નથી. મલીકમ મુદાલી. ઇ. લો. રી. ૬ મ. ૬૩. વિભુભાઇ પરમાનંદદાસના કામમાં મુ. હા. કો. તા. ૨—૮—૭૯ ના કામમાં ઠરાવ્યું કે—ગુન્હાને લગતી તમામ હકીકત ગ્રાહ્ય થઇ શકે એવા પુરાવાથી સાબીત કરી આપવી એ ફરીયાદ પક્ષની ફરજ છે.

તોહોમતવાળાને છોડી મુકવા બાબત.

**૨૫૩. (૧) ૨૫૨ મી કલમમાં કહેલો સઘળો પુરાવો અને પોતાને જરૂર લાગે એવી તોહોમતવાળાની જુબાની (જો હોય તો) લીધાઉપરથી જો માજીસ્ત્રેટ એવું ઠરાવે કે તોહોમતવાળાની વિરૂધ્ધ એવી કાંઇ બાબત સાબિત કરવામાં આવી નથી કે જે તોડી પાડવામાં ન આવે તો તેની ઉપર ગુન્હો સાબિત થવાનો ઠરાવ કરવાનું વાજબી થાય, તો તે માજીસ્ત્રેટે તેને છોડી મુકવો.**

**(૨) જો કાંઈ કારણસર કોઇ માજીસ્ત્રેટની નજરમાં એમ આવે કે તોહોમત પાયા વગરનું છે, તો તે માજીસ્ત્રેટને મુકદમો ચાલતો હોય ત્યારે અગાઉ કોઈપણ વખતે તોહોમતવાળાને છોડી મુકવામાં અટકાવ થશે એવું આ કલમ માંહેના કોઇ પણ મજકુરથી સમજવું નહિ. સદરહુ કારણો તેણે દફતરમાં નોધવાં જોઇએ.**

**ટીકા—સઘળો પુરાવો.** માજીસ્ત્રેટ છોડી મુકતા પેહલા સઘળા સાક્ષીઓની જુબાની લેવી જોઇએ પણ ફરીયાદી તરફથી લેવાએલા પુરાવાની માફક આ પુરાવો છે એટલા સબબ પરથી ના પાડવી નહી રાણી વી. હેમતુલા ઈ. લો. રી. ૩ ક. ૩૮૯ રાણી વી. પરશુરામ ઈ. લો. રી. ૪ મ. ૩૨૯ રાણી વી. કાશી ઇ. લો. રી. ૨ અ. ૪૪૭. માત્ર પોલીસ રીપોર્ટપરથી ફરીયાદ પક્ષના સાહેદો તથા તોહમતદાર હાજર છતાં છોડી મુકવાનો હુકમ કરેલો તેમાં ઠરાવ્યું કે—ફરીયાદીનો પુરાવો લેવો જોઇએ. ને માજીસ્ત્રેટની રીત કાયદા વિરૂધ ઠરાવી. મીરઅઝીમ અલી ૨૪ વિ. રી. ૯. માજીસ્ત્રેટે સઘળા સાક્ષીઓને ગુન્હેગાર નથી એવું ઠરાવતા પહેલા તપાસવા. મુકી દીધેલા તેમાં ઠરાવ્યું કે—ઇનિસાફના કામમાં મોટી ભુલ કહેવાય ને તેથી કેસ ક. ૪૩૯ પ્રમાણે જોઇ શકાય. શ્રીનાથ વી. શ્રીનાથ ૨૪ વિ. રી. ૬૨. **છોડી મુકવો.** (ડીસચાર્જ) તોહમતનામું ન ઘડયું હોય ને તોહમતદારનો બચાવ પુછયા શીવાય માજીસ્ત્રેટને એમ માલમ પડે કે—ગુન્હો પુરવાર થયો નથી તો તે ફકત છોડી મુકી શકે પણ તોહમતદાર નિર્દોષ (એક્વીટલ) છે એમ ઠરાવી શકે નહી. છોડી મુકવું (ડીસચાર્જ) એ નાસાબીત નથી

( એકવીટલ ) ને જો નવો પુરાવો મળી આવે અથવા એવી કાંઈ હકીકત મળી આવે તો છોડી મુકેલો ગુન્હેગાર તોહમત માટે ફરી જવાબદાર થઈ શકે છે. રાણી વી. રાબર્ટ શેરીફ ૬ વિ. રી. ૧૩. નાનકાગ્નીજેબલ ગુન્હામાં પોલીસે વગર વારંટે પકડયો હોય તો તે છોડી મુકવાને પુરતુ કારણ નથી. રાણી વી. સંગાપા સંકરાપા મુ. હા. કો. ક્રી. રૂ. તા ૨૧-૫-૭૩. જે ગુન્હા માંડી વાળી શકાય તેવા નથી. તેવા ગુન્હાના કામમાં ફરીયાદીની ગેરહાજરીએ છોડી મુકવાનું વ્યાજબી કારણ નથી રાણી વી. ગોવીંદદાસ ઇ. લો. રી. ૧૦ ક. ૬૭ તથા નાનજી વલદ સદુ મુ. હા. કો. ક્રી. રૂ. ૩૦-૧૦-૯૦.

**૨૫૪. એવો પુરાવો તથા જુબાની લીધા પછી, અથવા મુકદમો ચાલતો હોય ત્યારે અગાઉ કોઇ પણ વખતે, જો તે માજીસ્ટ્રેટની નજરમાં એમ આવે કે આ બાબ પ્રમાણે ઇનસાફ થઇ શકે એવા જે ગુન્હાનો ઇનસાફ કરવાનો પોતાને અધિકાર છે તથા જે બાબત પોતાના મતપ્રમાણે પોતે યોગ્ય શિક્ષા કરી શકશે તેવો કાંઈ ગુન્હો તોહોમતવાળાએ કર્યોછે એવું અનુમાન કરવાનો સબબ છે તો તે માજીસ્ટ્રેટ તહોમતવાળાની ઉપર એક તોહોમતનામું લખીને તૈયાર કરવું.**

ગુન્હો સાબિત થયલો જણાય ત્યારે તોહોમતનામું તૈયાર કરવુ.

**ટીકા—આ બાબ પ્રમાણે ઇનસાફ થઇ શકે**—સમનનો મુકદમાની તપાસ આ બાબ પ્રમાણે થઇ શકે નહી પણ જ્યારે વારંટનો મુકદમો લાસ ગયો છે એમ માજીસ્ટ્રેટ નકી કરે તો ક. ૨૩૮ પ્રમાણે નાના ગુન્હાનો ઇનસાફ સમનના મુકદમાની રીત પ્રમાણે ચલાવી શકે રાણી વી. પાપડુ ઇ. લો. રી. ૭ મ. ૪૫૪ **પોતાના મત પ્રમાણે પોતે યોગ્ય શીક્ષા કરી શકશે.** આ કલમ બતાવે છે કે-માજીસ્ટ્રેટ પોતે શીક્ષા કરી શકે તેવાજ ગુન્હાની ચોકશી તોહમતદાર વિરૂધ ચલાવી શકે રાણી વી. અબદુલ રહીમાન ઇ. લો. રી. ૧૬ મુ. ૫૮૦ માજીસ્ટ્રેટથી ઇનિસાફ થઇ શકે તેવો કેસ હોય પણ પોતાના મત પ્રમાણે તોહમતદારને પુરતી સજા તે કરી શકશે નહી તો સેસન કમીટ કરી શકસે યમુલા ઇ. લો. રી. ૨૪ ક. ૪૨૯. **તોહમતનામું લખીને તૈયાર કરવું.** તોહમતનામુ ઘડતા પેહલા દરેક કેસની હકીકત ઉપર આધાર રાખી માજીસ્ટ્રેટ ચાલવુ જોઈએ તેમજ તોહમતના ખરાપણા માટે જેટલા સાક્ષીઓ પુરતા હોય તે કરતા વધારે તપાસવા એ માજીસ્ટ્રેટને જરૂરનુ નથી અને તેને માટે ક. ૩૪૨ મુજબ તોહમતદારને સ્વાલ પુછી શકે છે પ્રો. ૧૬-૧૨-૬૪, ૩ મ. અપે. ૨ ફરીયાદમાં લખેલા ગુન્હાનુજ તોહમતનામુ ઘડવુ એમ કાંઈ નથી. જે બીજો માલમ પડી આવે તેનુ તોહમત મુકી ઇનસાફ કરવા અધીકાર છે ઘોંડુ રામચંદ્ર ૫ મુ. હા. કો. રી. ૧૦૦ બીજો ગુન્હો માલમ પડે તો નવી ફરીયાદ આણવાનુ ન કહેતા તે માલમ પડેલા ગુન્હાની તજવીજ કરવી દીગંબરપોલી ૮ વિ. રી. ૮૨ તોહમતનામુ ઘડયા શીવાય કામ ચલાવી નિરદોષ ઠરાવ્યો હોય તો નીરદોષનો ઠરાવ તે ઘડવુ રહીજવાના સબબ થી તે નિરદોષનો ઠરાવ રદ જતો નથી તેમ તે નિરદોષનો ઠરાવ છોડી મુકયાની બરાબર થતોનથી ગરડુ ઇ. લો રી. ૩ અ. ૧૨૯ પોતે સજા પુરી ન કરી શકે એમ ધારવુ હોયતો તોહમતનામુ ન ઘડવુ ફકીરા વલદ વીડોબા મુ. હા. કો. ક્રી. રૂ. ૨૭-૨-૯૦ જ્યાં સુધી કેસ ચોકશી (ઇનિકવાયરી)ના પગથીઆપર છે ત્યારે માજીસ્ટ્રેટની ફરજ તોહમતદારને જવાબદેવા બોલાવવો એવું કાંઇ છે તે નકી કરવાની છે. ને એક ફેરા તોહમતનામુ ઘડયુ ને જવાબ લીધો એટલે ચોકશી (ઇનકવાયરી) મટી કેસ ટ્રાયલમાં આવ્યો ને તોહમતની મજબુતીમાં જે પુરાવો લીધો હોય તે ક. ૨૫૬ ૨૫૭ પ્રમાણે તોહમતદારના હક સાર ટ્રાયલનો આવ્યો એમ ગણાય રાણી. વી. છોટુ ઇ. લો. રી. ૯ અ. ૫૨.

**૨૫૫. (૧) પછી તે તોહોમતનામું તોહોમતવાળાને વાંચી સંભળાવવું તથા સમજાવવું, અને તેને પુછવું કે તું તકસીવાર છે કે તારે કોઈ જવાબ કરવાનો છે.**

જવાબ (પ્લી)

**(૨) જો તે તોહોમતવાળો હું તકસીરવાર છું એવો જવાબ આપે, તો તે જવાબ માજીસ્ટ્રેટ દફતરમાં લખી લેવો, અને તે ઉપરથી પોતાની નજરમાં આવે તો તે માજીસ્ટ્રેટ તેની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવાને મુખત્યાર છે.**

**ટીકા—તોહમતવાળાને વાંચી સંભળાવવું તથા સમજાવવું.** વાંચી સંભળાવવાની માજીસ્ટ્રેટની ફરજ છે. હરનાથરાય ૨ વિ. રી. ૫૦ પોતાના ઉપર જે તોહમત હોય તે બરાબર અને ચોકસ રીતે જાણવાનો તોહમતદારને હક છે જ્યા સુધી જાણવામાં ન આવે ત્યા સુધી બચાવમાં ઘણીજ હરકત પડે આ બાબત બધા કેસોમાં ખરી છે પણ મુખ્યત્વે કરી જે કૃત્યો પોતે ન કર્યા હોય પણ બીજાની સાથે કર્યા હોય તેમાં સામેલ ગણવા માગતા હોય તેવા કેસમાં વધારે ખરૂ છે. બીહારી મટોન ઇ. લો. રી. ૧૧ ક. ૧૦૬. **તકસીરવાર છું એવો જવાબ આપે તો તે જવાબ * * * લખી લેવો.** ગુન્હાના સઘળા તત્વો કબુલ ના કરે તો તોહમતદારે ગુન્હો કબુલ કર્યો એમ ગણવું નહીં. રાણી વી. ગુલાબ ધાનુક ઈ. લો. રી. ૭ ક. ૪૭૧ તોહમતવાળો જે જવાબ કરે તે જવાબપરથી તે ગુન્હો કબુલ કરે છે એમ સ્પષ્ટ રીતે નિકલતુ ન હોય તો તે જવાબપરથી કાંઈ અનુમાન થઈ શકતુ નથી મુ. હા. કો. પ્રો તા. ૧૪–૧૨–૭૧ ખુનના કામમાં તોહમતદારે માર્યાનુ કબુલ કર્યું પણ ઇરાદો હતો એ કબુલ કર્યું તેમાં ઠરાવ્યું કે—કબુલત નથી ને કબુલાત ગણવામાં આવે તો તોહમતદારનો બધો અભીપ્રાય ધ્યાનમાં લેવો જોઇએ ગુન્હેગાર ઠરાવવામાં આખી કબુલાત લેવી જોઇએ પણ તેનો થોડો ભાગ લેવો નહી રાણી વી. ચોકુખાન ૫ વિ. રી. ૭ રાણી વી. સોના ઉલાહ ૨૫ વિ. રી. ૨૩ કેદી ગુન્હેગારછુ એમ કબુલ કરે પણ જે ગુન્હાનુ તોહમત મુકયુ છે તે મેં કર્યો નથી એમ કેહતો તોહમતદારનુ આ કેહવુ પોતે ગુન્હેગાર નથી એવું સમજવુ મીતન ચોધરી. ૧૧ વિ. રી. ૫૩.

**૨૫૬. (૧) જો તે તોહોમતવાળો જવાબ આપવાની ના કહે અથવા જવાબ આપે નહિ અથવા મારો ઇનસાફ થવો જોઇએ એવો દાવો કરે તો ફરિયાદી પક્ષના જે શાહેદોની જબાની લીધી હોય તેમાંના કોઈ પણ શાહેદની ઉલટ તપાસણી કરવાને તે ખુશી છે કે કેમ અને ખુશી હોય તો કયા સાહેદોની ઉલટ તપાસણી કરવાને તે ખુશી છે તે કહેવાનું ફરમાવવું. જો તે એમ કહે કે તે પ્રમાણે કરવાની મારી ખુશી છે તો તેણે નામ દીધેલા શાહેદો પાછા બોલાવવા, અને તેમની ઉલટ તપાસણી તથા ફરી તપાસણી (જો હોય તો) કર્યા પછી તેમને છોડી મુકવા. ત્યાર પછી ફરિયાદી પક્ષના બાકીના શાહેદોની જબાની લેવી, અને તેમની ઉલટ તપાસણી તથા ફરી તપાસણી (જો હોય તો) કર્યા પછી તેમને પણ છોડી મુકવા. ત્યાર પછી તોહોમતવાળાને પોતાનો જવાબ કરવાનું અને પોતાનો પુરાવો રજુ કરવાનું ફરમાવવું,**

તોહોમતવાળાનો જવાબ.

**(૨) જો તોહોમતવાળો કાંઈ લખેલો મજકુર આપશે તો તે દફતરમાં માજીસ્ટ્રેટે ફૈલ કરવો.**

ટીકા—આ કલમમાં ઘણોજ સુધારો થયો છે અવલના કોડમાં નિચે મુજબ શબ્દો હતા તે કાઢી નાંખ્યા છે " તેને પોતાનો જવાબ કરવાનું અને પોતાનો પુરાવો રજુ કરવાનુ ફરમાવવું અને તે પોતાનો જવાબ કરતો હોય ત્યારે કોઇ પણ વખતે ફરીયાદી તરફનો કોઈ પણ સાહેદ કોરટમાં અથવા કોરટના મકાનની હદમાં હાજર હોય તેને પાછો બોલાવીને તેની ઉલટ તપાસણી કરવાની તે તોહમતવાળીને રજા આપવી " આ શબ્દના બદલે દાવો કરેતો એ શબ્દો પછીથી તે તોહમતવાળાનો પોતાનો જવાબ કરવાનું એ શબ્દો સુધીના શબ્દો નવી ન દાખલ કર્યાછે અને આ સુધારો દાખલ કરવાથી ઘણા ફેંસલા આ કલમ નિચેના નકામા થયા છે પ્રથમના કોડમાં ક્રોસ મુલતવી રાખવાને ચોખા શબ્દો નોતા હાલના કોડમાં ખુલો ઠરાવ છે જુના કાયદા પ્રમાણે માત્ર કોર્ટમાં કે કોર્ટના મકાનમાં હોય તેનેજ બોલાવવાની છુટ હતી હાલના કાયદા પ્રમાણે તે પ્રમાણે ન હોય તોપણ બોલાવી શકે પ્રથમના કાયદા પ્રમાણે સાક્ષી જ્યારે કોર્ટમાં હાજર ન હોયતો ક. ૨૫૭ પ્રમાણે માગણી કરવાની જરૂર હતી ને હાલના કાયદા પ્રમાણે તેમ નથી અને આ કલમથી તોહમતવાળાને સ્વતંત્ર હક મળે છે.

તોહોમતવાળાની અરજી ઉપરથી પુરાવો રજુ કરવાની જરૂર પાડવા બાબત પ્રોસેસ.

**૨૫૭. (૧) જો તોહોમતવાળા પોતાનો જવાબ કર્યા પછી, કોઈ પણ શાહેદની તપાસણી અથવા ઉલટ તપાસણી કરવા સારૂ તેને હાજર થવાની જરૂર પાડવા બાબત અથવા કાંઇ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવાની જરૂર પાડવા બાબત કાંઈ પણ પ્રોસેસ કાહાડવાની માજીસ્ટ્રેટને અરજી કરે, અને સદરહુ અરજી તસ્દી આપવા સારૂ અથવા વિલંબ કરવા સારૂ અથવા ઈનસાફનો હેતુ પાર ન પડે એમ કરવા સારૂ કરી છે એવું તેને દેખાઇ ન આવે તો માજીસ્ટ્રેટે તે પ્રોસેસ કાહાડવું જોઇયે. તે સબબ માજીસ્ટ્રેટે દફતરમાં લખવો.**

**પરંતુ એવું ઠરાવ્યું છે કે તોહોમતનામું તૈયાર કર્યા પછી તોહોમતવાળાએ કોઇ પણ શાહેદની ઉલટ તપાસણી કરી હશે અથવા ઉલટ તપાસણી કરવાની તેને તક મળી હશે, ત્યારે સદરહુ શાહેદની હાજરીની ઇનસાફના કારણસર જરૂર છે એમ માજીસ્ટ્રેટની ખાત્રી થાય તે શિવાય આ કલમની રૂયે તેને હાજર રહેવાની ફરજ પાડવામાં આવશે નહિ.**

**(૨) સદરહુ અરજીપરથી કોઈપણ શાહેદને સમન કરતાં પેહેલાં તે ઇનસાફના કારણ સારૂ તે શાહેદને હાજર થવામાં જે વાજબી ખરચ થાય તે કોરટમાં અનામત મુકવો એવું ફરમાવવાને માજીસ્ટ્રેટ મુખત્યાર છે.**

ટીકા—" જો તોહમતવાળા પોતાનો જવાબ કર્યા પછી " આ શબ્દો નવીન છે. પેહલી કલમનો નિચેનો પારેગ્રાફ નવીન છે. "અગાઉ તપાસ્યો હોય કે નહી હોય તોપણ " એ શબ્દો જુના કોડમાં હતા તે કાઢી નાંખ્યા છે. **તોહમતદારનો પુરાવો.** કોઈ અપવાદનો લાભ લેવો હોયતો તે સાબીત કરવાનુ કામ તોહમતવાળાનુ છે જુઓ પુરાવા આકટની ક. ૧૦૫ તથા ઇ. લો. રી. ૪ ક. ૧૨૪. ને તે વાત ફરીયાદ પક્ષના સાહેદોથી અથવા બચાવના પુરાવાથી સાબેત કરી આપવી. કાલીચંદ્ર મુકરજી ૧૧ ક. લો. રી. ૨૩૨. બચાવના જે સાહેદો હાજર હોય તે તમામની સાહેદી લેવી. અમુકને મુકી દઈ શકે નહી અમીરચંદ નોહાટી ૧૩ વિ. રી. ૫૩ જે સાહેદીના નામ આપ્યા છે તે સાથે ગુન્હો કરનારા છે એમ માજીસ્ટ્રેટ ધારે પણ એ સાહેદો તોહમતદાર તરીકે ઉભા ન કર્યા હોયતો તેમની સાક્ષી લેવી જોઇએ ના

પાડે તો ચલાવેલુ બધુકામ રદ થાય રામશાહી ચોધરી ૬ બે. લો. રી. ૬૫ એક ફેરા સમન કાઢયા તેમ છતાં હાજર ન થાયતો ફરી સમન કાઢવાને માજીસ્ટ્રેટ બંધાએલ છે સાહેદો તોહમતદારના દોસ્ત હતા ને તે રજુ કરી શકત એવા સબબથી ના પાડવી નહી ધનનજોય ચોધરી ઈ. લો. રી. ૧૦ ક. ૭૩૧. સમન બજાવવામાં ઢીલ થઇ તેથી સમન સાક્ષીને ન બજ્યો ફરી સમન કરવા એવા કારણથી ના પાડીકે–ઢીલ થવાના હેતુથી બોલાવે છે ઠરાવ્યું કે–પેહલો યત્ન નામનો હતો તેથી ફેર સમન કાઢવો જોઇએ રૂકનુદીન ઈ. લો. રી. ૪ અ. ૫૩ જો કોઈ કેદી સ્પષ્ટ રીતે જવાબ આપે અને તે સાબીત કરવાને સાક્ષીઓ બોલાવે અને તેઓ કેદીની લાભની બાબત કોઇ જાણતા નથી એવી જુબાની આપે તોપણ એકદમ જડજે રજા ન આપતા કેદીની કાંઈ હકીકત ખરી છે તે જોવાને માટે કેટલાક વાસ્તવીક સવાલો પુછવા જોઇએ રાણી વી. ભનગર ૫ટવા ૧૧ વિ. રી. ૯ કેદીએ બતાવેલા સાક્ષીને સમન ન કાઢવાથી કરેલી સજા રદ કરી કાલીઠાકોર ૫ વિ. રી ૬૫ જે સાહેદીના નામ માજીસ્ટ્રેટ આગળ આપ્યા હોય તેમનાપર સમન કઢાવી જુબાની લેવરાવવાનો હક છે. રાણી વી. પ્રોસનો કુમાર ૨૩ વિ. રી. ૫૬ તોહમતદારે કોઇ માણસની જુબાની કોર્ટમાં અથવા કમીશનથી લેવા અરજ કરી તે અરજ સમન નહી કાઢવાનુ કારણ બતાવ્યા શીવાય રદ કરી. ઠરાવ્યું કે–અરજનુ વ્યાજબી નીરાકરણ કરવું સતનારાયણસીંગ ઈ. લો. રી ૩ અ. ૩૯૨. મુ. હા. કોર્ટે ફ્રાન્સીસ ડોમીન્ગો ફરનાન્ડીઝના કામમાં તા. ૨૭ જુલાઈ સને ૧૮૯૯ ના રોજ ઠરાવ્યું કે—જેટલા દસ્તાવેજો એગઝીબીટ તરીકે મુક્યા હોય તે તમામ તપાસવાનો તોહમતદારને હક છે.

**૨૫૮. (૧) આ બાબપ્રમાણે જે મુકદમામાં તોહોમતનામું તૈયાર કર્યું હોય તે મુકદમામાં જો માજીસ્ટ્રેટ એમ ઠરાવે કે તોહોમતવાળો તકસીરવાર નથી તો તેણે ગુન્હો નાસાબિત થયાનો હુકમ દફતરમાં નોંધવો.**

ગુન્હો ન સાબિત થયા નો ઠરાવ.

**(૨) સદરહુ પ્રકારના કોઈપણ મુકદમામાં જો તોહોમતવાળો તકસીરવાર છે એમ માજીસ્ટ્રેટ ઠરાવે, તો તેણે કાયદા પ્રમાણે તેની ઉપર શિક્ષાનો હુકમ કરવો.**

ગુન્હો સાબિત થયાનો ઠરાવ.

**ટીકા**—ચલાવવા માંડયું એ શબ્દોને બદલે ચલાવવામાં આવ્યુ અને પોતે દુરસ્ત ધારે એ શબ્દોને બદલે પોતાની નજરમાં આવે એ શબ્દો સુધાર્યા છે. **તોહમતનામું તૈયાર કર્યું હોય.** આ કલમ પ્રમાણે ફરીયાદ રદ કરવાનો હુકમ એ ગુન્હો ના સાબીત થયાનો ઠરાવ છે જાદુબર મુકરજી ૫ ક. લો. રી. ૩૫૯ આ કલમથી જણાય છે કે—તોહમતનામુ તૈયાર કર્યું હોય ત્યારે તોહમતદારને સજા કરવી જોઇએ અથવા ગુન્હો ના સાબીતનો ઠરાવ કરવો જોઇએ અને તે શીક્ષાનો અથવા ના સાબીતીનો ઠરાવ જે માજીસ્ટ્રેટે તોહમતનામું ફરમાવ્યુ હોય તેણેજ કરવો જોઇએ એવી કાંઇ જરૂર નથી જુવો ક. ૩૪૭ રાણી વા. કુટરૂ ટોલાહ ઈ. લો. રી. ૩ ક. ૪૯૫ ગુન્હાની નાસાબીતીનો ઠરાવ તોહમતનામુ મુકયા શીવાય ન કરવો જપીત આહીર ૨૨ વિ. રી. ૬ રીતસર તોહમતનામું મુક્યા વગર ને સંભળાયા વગર નિરદોષનો ઠરાવ થઈ શકે નહી ગોનાથ મંડલ ૯ વિ. રી. ૧૫.

**તકસીરવાર નથી તો તેણે ગુન્હો ના સાબીત થયાનો હુકમ દફતરમાં નોધવો.** તોહમતનામુ ફરમાવ્યું હોય ને તોહમતવાળો કાંઇ વિરૂધ પુરાવો ન આપે એટલા કારણથી તેને અપરાધી ઠરાવવાની જરૂર નથી. જો ઠરાવ આપતી વખતે તોહમતદારના દોષીતપણાનો તેને વ્યાજબી શક હોય તો તેણે નિરદોષ ઠરાવી છોડી મુકવો. ચનબાસાપા મડીઆપા મુ. હા. કો. ફી. રૂ. ૧૬–૪–૯૬.

૨૫૯. જ્યારે ફરિયાદ થયા ઉપરથી કામ ચલાવવામાં આવ્યું હોય અને મુકદમાની સુનાવણી માટે મુકરર કરેલે કોઇપણ દિવસે ફરિયાદી ગેરહાજર હોય અને ગુન્હો કાયદા પ્રમાણે માંડીવાળવાનો અધિકાર હોય, તો આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, તોહોમતનામું તૈયાર કર્યાની અગાઉ કોઇપણ વખતે પોતાની નજરમાં આવે તો માજીસ્ત્રેટ તોહોમતવાળાને છોડી મુકવાને મુખત્યાર છે

ફરીયાદીની ગેરહાજરી.

**ટીકા—માંડી વાળવાનો અધીકાર હોય.** વારંટના મુકદમામાં ફરીયાદીની ગેરહાજરીને લીધે જે ગુન્હા માંડી વળાય તેવા નથી તેવા કામમાં ગુન્હેગારને છોડી મુકવો નહી. તોહમતદારને જામીન પર છોડી અને કાયદા પ્રમાણે ફરીયાદી તથા તેના સાહેદોને હાજર થવાની ફરજ પાડવી. ગોવીંદા વી. દુલાભદાસ ઈ. લો. રી. ૧૦ ક. ૬૭ જો ગુન્હો ક. ૩૪૫ પ્રમાણે માંડી વાળી શકાય તેવો હોય તો છોડી મુકવાનો હુકમ થઈ શકે. નવાબજાન ઈ. લો. રી. ૧૦ ક.૫૫૧ **તોહમતનામુ તૈયાર કર્યાની અગાઉ.** તોહમતનામુ મુકયા પછી કાઢી ન નંખાય બીંદુર ધોઙ્ગ ૧૨ વિ. રી. ૨૭૨ નાનજી વલદ શાહુ મુ. હા. ક્રી. રૂ. ૩૦–૧૦–૯૦.

---

# ભાગ ૨૨ મો.

## સંક્ષિપ્ત રીતે ઇનિસાફ કરવા બાબત.

૨૬૦. (૧) આ કાયદામાં ગમે તે કહ્યું હોય તે છતાં,—

સંક્ષિપ્ત રીતે ઇનસાફ કરવાનો અધિકાર.

(અ) જીલ્લા માજીસ્ત્રેટ.
(બ) પહેલા વર્ગના જે માજીસ્ત્રેટને સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો, હોય તે માજીસ્ત્રેટ અને
(ક) માજીસ્ત્રેટોની જે બેંચને પેહેલા વર્ગના માજીસ્ત્રેટનો અધિકાર આપ્યો હોય અને જેને સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો હોય તે બેંચ.

તેને અથવા તેઓને યોગ્ય લાગેલો, હેઠળ લખેલા સઘળા અથવા હરકોઈ ગુન્હાનો ઇનસાફ સંક્ષિપ્ત રીતે કરવાને મુખત્યાર છે:—

(અ) જે ગુન્હા મોતની, સમુદ્રપારની, અથવા છ મહિના કરતાં વત્તી મુદતની કેદની શિક્ષા કરવા લાયક નહિ હોય તેવા ગુન્હા
(બ) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૬૪ મી, ૨૬૫ મી, અને ૨૬૬ મી કલમ પ્રમાણે કાટલાં તથા માપ સંબંધી ગુન્હા;
(ક) તેજ કાયદાની ૩૨૩ મી કલમ પ્રમાણે વ્યથા;
(ડ) તેજ કાયદાની ૩૭૯ મી અથવા ૩૮૦ મી અથવા ૩૮૧ મી કલમ પ્રમાણે ચોરી, ચોરીની મિલકતની કિંમત પચાસ રૂપિયા કરતાં વધારે નહિ હોય ત્યારે;

(ઇ) તેજ કાયદાની ૪૦૩ જી કલમ પ્રમાણે બદદાનતથી મિલકતનો ખોટો ઉપયોગ, ખોટા ઉપયોગ કરેલી મિલકતની કિંમત પચાસ રૂપિયા કરતાં વધારે નહિ, હોય ત્યારે;

(ફ) તેજ કાયદાની ૪૧૧ મી કલમ પ્રમાણે ચોરીની મિલકત લેવી અથવા રાખવી, સદરહુ મિલકતની કિંમત પચાસ રૂપિયા કરતાં વધારે નહિ હોય ત્યારે,

(ગ) તેજ કાયદાની ૪૧૪ મી કલમ પ્રમાણે ચોરીની મિલકત સંતાડવામાં અથવા તેની વ્યવસ્થા કરવામાં મદદ કરવી, સદરહુ મિલકતની કિંમત પચાસ રૂપિયા કરતાં વધારે નહિ હોય ત્યારે;

(હ) તેજ કાયદાની ૪૨૭ મા કલમ પ્રમાણે બિગાડ;

(આઇ) તેજ કાયદાની ૪૪૮ મી કલમ પ્રમાણે ગ્રહ પ્રવેશ, તથા ૪૫૧ મી, ૪૫૬ મી અને ૪૫૭ મી કલમો પ્રમાણેના ગુન્હા;

(જ) તેજ કાયદાની ૫૦૪ કલમ પ્રમાણે સુલેહનો ભંગ કરવાના ઇરાદાથી અપમાન કરવું, અને તેજ કાયદાની ૫૦૬ ઠી કલમ પ્રમાણે સાપરાધ ધમકી;

(ક) ઉપર કહેલા ગુન્હાઓમાંના કોઇપણ ગુન્હામાં મદદગારી કરવી

(લ) ઉપર કહેલા ગુન્હાઓમાંનો કોઇપણ ગુન્હો કરવાની કોશિસ, તે કોશિસ ગુન્હો હોય ત્યારે;

(મ) સન ૧૮૭૧ ના ઢોરોના અતિક્રમણ બાબતના આકટની ૨૦ મી કલમ પ્રમાણેના ગુન્હા;

પણ એવું ઠરાવ્યું છે કે જે મુકદમામાં કોઈ જીલ્લા માજીસ્ટ્રેટ ૩૪ મી કલમમાં આપેલા વિશેષ અધિકાર ચલાવતો હોય તેવા કોઇ પણ મુકદમાનો ઇનસાફ સંક્ષિપ્ત રીતે કરવો નહિ.

(૨) સંક્ષિપ્ત રીતે ઇનસાફ ચાલતો હોય તે દરમિયાન માજીસ્ટ્રેટને અથવા બેંચને એમ જણાય કે તે મુકદમો એવી રીતનો છે કે સંક્ષિપ્ત રીતે ઇનસાફ કરવો એ ઇષ્ટ નથી, ત્યારે તે માજીસ્ટ્રેટે અથવા બેંચે, જે શાહેદોની તપાસ થઇ ગઇ હોય એવા કોઇ પણ સાહેદને પાછો બોલાવી આ કાયદામાં ઠરાવેલી રીત પ્રમાણે મુકદ્દમાની ફરીથી સુનાવણી કરવા માંડવી જોઇયે.

ટીકા—ઇ તથા મ રકમ નવીન છે પેટા કલમ બીજી નવીન છે. આ ઇ રકમમાં ૪૫૧-૪૫૬-૪૫૭ એ નવીન ઉમેરી છે. ક રકમ પછી " તેને અથવા તેઓને યોગ્ય લાગે તો " એ શબ્દો નવીન ઉમેર્યા છે. જો કોઈ તોહમતદારપર કેટલાક ગુન્હાના તોહમત મુકયા હોય અને તેમાંનો એકનો સંક્ષેપ રીતે ઇનસાફ થઇ શકે તેમ હોય પણ બાકીના ગુન્હા તેવા ન હોયતો બાકીના ગુન્હાની વાત બાજુપર રાખી સંક્ષેપ રીતે કામની રજુઆત ચલાવી શકે નહી. રામાનંદ માહટોન વી. કોયલાશ મહાટન ઇ. લો. રી. ૧૧ ક. ૨૩૬ કોઈ ફરીયાદમાં તોહમતદાર સખસ ઉપર સંક્ષેપ રીતે તજવીજ થઈ શકે એવા ગુન્હા સાથે સંક્ષેપ રીતે તજવીજ ન થઈ શકે એવા ગુન્હાનુ તોહમત મુકયુ હોય એટલીજ માત્ર બીનાથી સંક્ષેપ રીતે તજવીજ ચલાવવાનો અધીકાર જતો નથી. ફરીયાદ પરથી સંક્ષેપ રીતે ચલાવવાના પુરતા કારણોછે

કે સાધારણ વહીવટ મુજબ કામ મુજબ કામ ચલાવવું એ નકી કરવાનું કામ મા જીસ્ટ્રેટનું છે અને તે નકી દરેક કેસની બીના ઉપરથી યોગ્ય સંભાળ રાખી ઇનસાફની રીતે ક રવુ જોઇએ. જગજીવન ઈ. લો. રી. ૧૦ અ. ૫૫ કેસની રજુઆત સંક્ષેપમાં ચલાવી શકાય કે નહી એનો નિર્ણય ફરીયાદપરથી કરવો જોઇએ. ફરીયાદ થએલા કૃત્યો એવા બતાવવામાં આવ્યા હોય કે સંક્ષેપ રીતે ચલાવી શકાય નહી તો માજીસ્ટ્રેટને સંક્ષેપ રીતે તજવીજ ચલાવવાનો અધીકાર નથી. બેચુટુલાર ક. લો. રી. ૩૭૪ સંક્ષેપમાં રજુઆત ચલાવવા લાયક કેસ છે કે નહી એનો નિર્ણય ફરીયાદ પરથી કરવો જોઇએ પણ પુરાવો લખી લીધા પછી તોહમત દારે ચોરેલી મિલકતની કીમત ઠરાવી તેપરથી માજીસ્ટ્રેટે નિર્ણય કરવો જોઇએ નહી પણ થઈ ગએલી રજુઆત જે મુળથી કાયદા વિરૂધ હોય તેવી જાતની રજુઆત ચલાવવાનો અધીકાર મલતો નથી. રામચંદર ચનરજી ૨૫ વિ. રી. ૧૯ પોલીસ હેડકાન્સ્ટેબલ જે ઘણા વર્ષથી નોકરીમાં છે તેની સામે તીરસ્કાર માટે ફરીયાદ થઈ તે પરથી ડીસ્ત્રીકટ માજીસ્ટ્રેટે સંક્ષેપ રીતે કામ ચલાવ્યું ઠરાવ્યું કે—આવા જુના નોકરની બાબતમાં આવી રીતે કામ ન ચલાવવુ સુબ્રામનયા ૪. લો. રી. ૬ મ. ૩૯૬ કોઈ પણ માજીસ્ટ્રેટ પોતે સંક્ષેપમાં રજુઆત ચલાવી શકે તેને માટે કેસના બે ભાગ પાડી શકે નહી ને સંક્ષેપમાં રજુઆત ચલાવી શકે નહી તેવા કોઇ ગુન્હાનું તોહમત સોગનપર રાખવામાં આવ્યું હોય તો માજીસ્ટ્રેટે ફરીયાદીની જુબાની ભારે કેસ ગણાય તેવી અતી શોચકતી વાળી અને બરૂસો રાખવા લાયક ન હોય તે શીવાય બીજી બાબતમાં સાધારણ વહીવટ મુજબ કામ ચલાવવું. રાણી વી. અબદુલખાન ઈ. લો. રી. ૪ ક. ૧૮ ચંદ્ર સીકાર વી. ધર્મનાથ ૧ ક. લો. રી. ૪૩૪ ગોપાલ પાન્ક ઈ. લો. રી. ૧૬ ક. ૭૧૫.

માજીસ્ટ્રેટની જે બેંચને ઓછો અધિકાર આપ્યો હોય તે બેંચને અધિકાર આપવાનો અખત્યાર.

**૨૬૧. માજીસ્ટ્રેટાની જે કોઈ બેંચને બીજા અથવા ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટનો અધિકાર આપેલો હોય તે બેંચને હેઠળ લખેલા સઘળા ગુન્હાઓનો અથવા તેઓમાંના કોઇપણ ગુન્હાનો સંક્ષિપ્તરીતે ઈનસાફ કરવાનો અધિકાર આપવાને સ્થાનિક સરકાર મુખત્યાર છેઃ—**

**(અ) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૭૭મી ૨૭૮મી ૨૭૯મી ૨૮૫ મી, ૨૮૬ મી, ૨૮૯ મી, ૨૯૦ મી, ૨૯૧ મી, ૨૯૩ મી, ૨૯૪ મી, ૩૨૩ મી, ૩૩૪ મી, ૩૩૬ મી, ૩૪૧ મી, ૩૫૨ મી, ૪૨૬ તથા ૪૪૭ મી, કલમ વિરૂધ્ધ ગુન્હાઃ—**

**(બ) મ્યુનિસિપલ આકટ વિરૂધ અને શેહેરનું જતન કરવા બાબત જે કલમો પોલીસ આકટોમાં છે તે કલમો વિરૂદ્ધ જે ગુન્હા માટે ફકત દંડની, અથવાં એક મહિના કરતાં વધારે ન હોય એટલી મુદતસુધીની કેદની શિક્ષા થઈ શકે એવા ગુન્હાઃ**

**(ક) ઉપર કહેલા ગુન્હાઓમાંના કોઈપણ ગુન્હામાં મદદગારી કરવી.**

**(ડ) ઉપર કહેલા ગુન્હાઓમાંનો કોઇપણ ગુન્હો કરવાની કોશિસ, તે કોશિસ ગુન્હો હોય ત્યારે.**

**ટીકા—** રકમ અ માં ક. ૨૯૨ હતી તે કાઢી નાંખી ક. ૨૯૧ મુકી છે. રકમાં "મહીના સુધી" એ શબ્દો હતા તે કાઢી નાંખી "એક મહીના કરતા વધારે ન હોય" એ શબ્દો મુકયા છે.

**૨૬૨. (૧) આ બાબપ્રમાણે ઇનસાફ કરતી વખતે, સમનના મુકદમાંમાટે ફરમાવેલી રીતપ્રમાણે સમનના મુકદમામાં કામ ચલાવવું, અને વારંટના મુકદમા માટે ફરમાવેલી રીત પ્રમાણે વારંટના મુકદમામાં કામ ચલાવવું, પણ આ કાયદામાં આગળ કહેલી બાબતોમાં તેમ કરવું નહિ.**

સમન તથા વારંટના મુકદમા માટે કામ ચલાવવાની જે રીત છેતેરીત લાગુ પાડવા બાબત.

**આ બાબપ્રમાણે હરકોઈ ગુન્હો સાબીત થયાનો ઠરાવ કરવામાં આવે ત્યારે ત્રણ મહિના કરતાં વધારે મુ તની શિક્ષાનો હુકમ કરવો નહિ.**

કેદની હદ.

**ટીકા—કામ ચલાવવું** બાવીસમા બાબને હેતુ એવો જણાતો નથી કે—સંક્ષેપ રીતે ચલાવવાના કેસમા સાધારણુ બીજી રીતે જેમ સમનના કે વારંટના મુકદમમાં ચલાવે છે તેવી રીતે ચલાવવા પણુ ખરેખર આ કલમ તેથી વિરૂધ જણાવે છે એક ડેપ્યુટી માજીસ્ત્રેટે શહેરના એક માણુસે રસ્તાની સપાટી કમી કરવાથી જાહેરરસ્તો અટકાવવાની બરાબરે તે ગણી પ્રોસેસ કાઢયા શીવાય અગર દફતર બનાવ્યા શીવાય ઘોડા પર બેસી ફરતો હતો તેવામાં દંડ કર્યો ઠરાવ્યું કે—માજીસ્ત્રેટની રીત કામ ચલાવવાની ગેરકાયદે છે ને તેથી કરેલી સજા રદ કરવામા આવી. ધરૂગાડુ ઈ. લો. રી. ૨૫ મ. ૮૩ **ત્રણ મહીના કરતા વધારે મુદતની કેદની શીક્ષાનો હુકમ કરવો નહી.** આ કલમ કેદની સજાની હદ બાંધે છે. પણ પી. કોની ક. ૭૩ પ્રમાણે એકાંત કેદ કરવાનો જે અધીકાર છે તેમા આ કલમ વચે આવતી નથી રાણી વી. અનુખાન ઈ. લો. રી. ૬ અ ૮૩ ત્રણ મહીનાની કેદની સજા સંગીન સજાની બાબત માલાગુપડે છે દંડ ન આપવાના બદલામાં જે સજા હોય તેવા કેસમાં લાગુ પડતી નથી અશગરઅલી ઇ. લો. રી. ૬ અ. ૬૧

**૨૬૩. જે મુકદમામાં અપીલ ચાલતી નહિ હોય તે મુકદમામાં માજીસ્ત્રેટને અથવા માજીસ્ત્રેટોની બેંચને શાહેદોનો પુરાવો દફતરમાં દાખલ કરવાની અથવા પધ્ધતીપ્રમાણે તોહોમતનામું તૈયાર કરવાની જરૂર નથી, પણ સ્થાનિક સરકાર ફરમાવે એવા નમુનામાં હેઠળ લખેલી વિગત માજીસ્ત્રેટે અથવા માજીસ્ત્રેટોની બેંચે દાખલ કરવી:—**

જે મુકદમામાં અપીલ ચાલતી ન હોય તે મુકદમાનું દફતર.

(અ) **અનુક્રમ નંબર;**
(બ) ગુન્હો થયાની તારીખ;
(ક) રિપોર્ટની અથવા ફરિયાદની તારીખ.
(ડ) ફરિયાદી હોય તો તેનું નામ;
(ઇ) તોહોમતવાળાનું નામ, તેના બાપનું નહી તો માનું નામ, તથા તેનું રેહેવાનું ઠેકાણું;
(ફ) જે ગુન્હાની ફરિયાદ થઇ હોય તે ગુન્હો તથા (કાંઇ) ગુન્હો સાબિત થયો હોય તા તે ગુન્હો, અને ૨૬૦ મી કલમની પેટા કલમ (૧)ની રકમ (ડ), રકમ (ઇ) રકમ (ફ) અથવા રકમ (ગ) માં આવે એવી બાબતોમાં જે મિલકતના સંબંધમાં ગુન્હો કર્યો હોય તે મિલકતની કિંમત;
(ગ) તોહોમતવાળાનો જવાબ(પ્લી)તથા તેની જબાની(જોહોયતો);

**(હ) ગુન્હા બાબત ઠરાવ અને ગુન્હો સાબિત થયાનો ઠરાવ ક-ર્યો હોય તો તેનાં કારણનો મુકતેસરમાં મજકુર;**

**(આઈ) શિક્ષાનો હુકમ અથવા બીજો આખરનો હુકમ અને**

**(જ) જે તારીખે કામ પુરૂં થયું તે તારીખ.**

ટીકા—**ગુન્હો સાબીત થયાનો ઠરાવ કર્યો હોય તો તેના કારણનો મુકતે-સરમાં મજકુર.** આ કલમમાં બતાવેલા નિયમ બરાબર પાળવા જોઇએ. રાણી વી. અસગર અલી ક. વિ. નોટસ ૧૮૮૩ પા. ૨૦૭ ૪. લો. રી. ૬ અ. ૬૧. માજીસ્ત્રેટે ટુંકામાં જણાવે લું કે—ફરીયાદીએ ફરીયાદની મજબુતીમાં સાહેદી બોલાવ્યા. તોહમતદારના સાક્ષી કેહતા નથી કે તોહમતદારે ગુન્હો કર્યો નથી. એટલું લખેલું તેમાં ઠરાવ્યું કે—આ કલમની સરતો બરાબર પાળવામાં આવી નથી. તેથી શીક્ષા રદ કરી. શીક્ષાના કારણો એવી રીતના બતાવવા જોઇએ કે—હાઈ કોરટને માલમ પડી આવે કે માજીસ્ત્રેટની આગળ ગુન્હો પુરવાર માનવાના જેટલા સાધનો હતા શીદગોડા ઇ. લો. રી. ૧૮ મુ. ૯૭ જો કે માજીસ્ત્રેટની ફરજ પુરાવો નોંધવાની નથી તોપણ ગુન્હો સાબીત ઠરાવતી વખતે માજીસ્ત્રેટે એવી રીતે પુરાવો બતાવવો જોઇએ કે—તે પુરાવાથી હાઈ કોરટ તપાસણી વખતે જોઈ શકે કે—ઠરાવ વ્યાજબી છે કે નહી. ને જ્યાં એમ ન બતાવેલું ત્યાં સજા રદ કરી. રાણી વી. પંજાબસીંગ ઇ. લો. રી. ૬ ક. ૫૭૯. જે કામમાં અપીલ થઇ શકતી નથી તે કામમાં બરાબર વીધી પાળવામાં ન આવ્યો હોય તો તે સુધારી શકાય છે. દોલતસીંગ ૬ ક. લો. રી. ૨૭૩ દફતર ચોકશી ચાલતી વખતે બનાવવું જોઇએ. પણ કેસ પુરો થયા પછી યાદદાસ્ત પરથી કે—કાચા ટીપણ પરથી ન બનાવવું જોઈએ. રાણી વી. ઇરગડુ ઈ. લો. રી. ૧૫ મ. ૮૩.

જે કદ્દમાઓમાં અપીલ ચાલતી હોય તે મુકદ્દમાઓનું દફતર.

**૨૬૪. (૧) જે મુકદમાનો ઇનસાફ કોઇ માજીસ્ત્રેટ અથવા બેંચ સંક્ષિપ્ત રીતે કરે અને જેમાં અપીલ ચાલતી હોય તેવા દરેક મુકદમામાં તે માજીસ્ત્રેટે અથવા બેંચે. શિક્ષાનો હુકમ કરતાં પેહેલાં, ફેંસલો દફતરમાં દાખલ કરવો, અને તે ફેંસલામાં સાક્ષી પુરાવાનો સાર દાખલ કરવો, અને ૨૬૩ મી કલમમાં કહેલી વિગત પણ દાખલ કરવી.**

**(૨) ફકત સદરહુ પ્રકારનો ફેંસલો આ કલમ લાગુ હોય તેવા મુકદમાઓનું દફતર છે એવું સમજવું.**

ટીકા—**શીક્ષાનો હુકમ કરતા પહેલાં.** દફતર ચોકશી વખતે બનાવવું, પાછલથી યાદદાસ્ત કે કાચા ટીપણ પરથી નહી. રાણી. વી. એરગડુઇ. લો. રી. ૧૫ મ ૮૩. **સાક્ષી પુરાવાનો સાર** આ કલમ પ્રમાણે દરેક સાક્ષીની જુબાનીનો સાર જુદો જુદો નોંધી લેવાને બંધાએલ નથી પણ સાધારણ રીતે સાહેદોની જુબાનીનો સાર નોંધી લેતો બસ છે. ક્રીસ્તોધાનદત્ત ૨૫ વિ. રી. ૬ પુરાવો જજમેન્ટમાં એવી રીતે બતાવવો જોઇએ કે અપીલેંટ કોર્ટ અપીલની ફરજ બજાવી શકે પુરતો સાર ન હોવાને લીધે તોહમતદારના અપીલના હકને નુકશાન ન લાગવું જોઇએ ને તેવી ચુક થઇ હોય તેટલા પરથી શીક્ષા રદ ન કરવી જોઇએ ને તે ભુલથી અપીલનો ફેંસલો થઈ શકે નહીતો માજીસ્ત્રેટ પાસે કેસ પાછો મોકલી પુરાવાની સઘળી હકીકત ફેંસલામાં લખાવવી જોઇએ અથવા સાહેદોને ફરી બોલાવી સઘળી નવેસરથી તજવીજ કરવા હુકમ કરવો કરસનસીંગ ઈ. લો. રી. ૧ અ. ૬૮૦ જ્યારે પહેલા વર્ગનો મા-જીસ્ત્રેટ કેદને દંડની સજા કરે ત્યારે તેના હુકમ પર અપીલ ચાલી શકે છે એટલે તે ક. ૨૬૩ પ્રમાણે તે કરી શકે નહી શેરમહમદ ૨ ક. લો. રી- ૫૧૧.

૨૬૫. (૧) ૨૬૩ મી કલમ પ્રમાણે તૈયાર કરેલાં દફતર તથા ૨૬૪ મી કલમ પ્રમાણે દફતરમાં દાખલ કરેલા ફેંસલા પ્રમુખ અમલદારે અંગ્રેજીમાં અથવા કોરટની ભાષામાં, અથવા એવો અમલદાર જે કોરટના પ્રત્યક્ષ તાબામાં હોય તે કોરટ ફરમાવે તો પોતાની સ્વભાષામાં લખવા.

દફતર અને ફેંસલાની ભાષા.

(૨) માજીસ્ટ્રેટોની જે બેંચને ગુન્હાઓનો સંક્ષિપ્ત રીતે ઇનસાફ કરવાનો અધિકાર આપેલો હોય તે બેંચ જે કોરટના પ્રત્યક્ષ તાબામાં હોય તે કોરટે આ બાબત નિમેલા કોઇ અમલદાર પાસે સદરહુ દફતર અથવા ફેંસલો તૈયાર કરાવવાનો અધિકાર તે બેંચને આપવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે, અને એ પ્રમાણે તૈયાર કરેલાં દફતર ઉપર અથવા ફેંસલા ઉપર તે બેંચના જે મેમ્બર હાજર રહીને કામમાં ભાગ લેતા હોય તેવા દરેક મેમ્બરે સહી કરવી.

બેંચને કલાર્ક રાખવાનો અધિકાર આપવાનો અખત્યાર છે.

(૩) જો એવો અધિકાર આપવામાં ન આવે તો, બેંચના કોઇ મેમ્બરે તૈયાર કરેલું તથા ઉપર કહ્યા પ્રમાણે સહી કરેલું દફતર યોગ્ય દફતર થશે.

(૪) બેંચમાં મતભેદ થાય, તો ના કબુલ થનારા મેંબરને જુદો ફેંસલો લખવાનો અધિકાર છે.

ટીકા—પેટા કલમ ૩ તથા ૪ થી નવીન છે.



## બાબ ૨૩ મો.

### હાઇ કોરટોની આગળ તથા સેશન કોરટોની આગળ ઇનસાફ ચલાવવા બાબત.

### અ.—પ્રથમ નિયમો.

૨૬૬. ૨૭૬ મી તથા ૩૦૭ મી કલમ શિવાય આ બાબમાં, તથા ૧૮ મા બાબમાં "હાઇ કોરટ" એ શબ્દોનો અર્થ સન ૧૮૬૧ ના હિંદુસ્તાનના હાઇ કોરટો બાબતના આક્ટ પ્રમાણે ઇનસાફની જે હાઈ કોરટ સ્થાપી હોય અથવા સ્થાપવાની હોય તે હાઇ કોરટો એવો સમજવો, અને તેમાં પંજાબની ચીફ કોરટનો, રંગુનના રેકાર્ડરની કોરટનો તથા બીજી જે કોરટોને ગવર્નર જનરલ ઇનકોન્સિલ વખતે વખતે ઇંડીયા ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને આ બાબનાં કારણસાર હાઈ કોરટો ઠરાવે એવી કોરટોનો સમાવેશ થાય છે.

"હાઈ કોરટ" એ શબ્દોની વ્યાખ્યા.

ટીકા—ક. ૨૭૬ મી તથા ૧૮ મા બાબમાં એ શબ્દો નવીન ઉમેર્યા છે "વીકટોરીયાની કારકીરદીના ૨૪ મા તથા ૨૫ મા વર્ષના સ્ટાટ્યુટના ૧૦૪ થા બાબ" આ શબ્દો કાઢી નાખી તેને બદલે "સને ૧૮૬૧ ના હીંદુસ્થાનના હાઇ કોરટ બાબતના આક્ટ" એ શબ્દો મુક્યા છે "રંગુનની રીકાર્ડરની કોર્ટનો" એ શબ્દો પણ વધાર્યા છે.

૨૬૭. હાઇ કોરટની આગળ આ બાબ પ્રમાણે સઘળા મુકદમાઓનો ઇનસાફ જ્યુરીથી કરવો;

હાઈ કોરટની આગળ ઇનસાફ જ્યુરીથી કરવો.

અને આ કાયદામાં ગમે તે કહ્યું હોય તે છતાં, આ કાયદા પ્રમાણે અ-થવા સન ૧૮૬૧ ના હિંદુસ્તાનના હાઈ કોરટો બાબતના આકટ પ્રમાણે સ્થાપેલી કોઈ પણ હાઈ કોરટના લેટર્સ પેટંટ પ્રમાણે કોઇ હાઈ કોરટની પાસે મોકલેલા સઘળા ફોજદારી મુકદમામાં, જો તે હાઈ કોરટ ફરમાવે તો ઈનસાફ જ્યુરીથી કરવાનો અધિકાર છે.

૨૬૮. સેશન કોરટની આગળ સઘળા મુકદમાઓનો ઇનસાફ જ્યુરીથી અથવા આસેસરોની મદદથી કરવો.

સેશન કોરટની આગળ ઇનસાફ જ્યુરીથી કરવો અથવા આસેસરોની મદદથી કરવો.

ટીકા—સઘળા મુકદમાઓનો. આ કલમ પ્રમાણે સઘળા મુકદમાઓનો ઇનસાફ સેસન કોર્ટે જ્યુરર અથવા આસેસરની મદતથી કરવો જોઇએ જ્યારે અપીલેટ કોરટ ક. ૪૨૮ મુજબ વધારે પુરાવો લેવાને મોકલેલ હોય ત્યારેજ ફક્ત જ્યુરર અથવા આસેસરની ગેરહાજરીમાં પુરાવો દાખલ કરી શકે જ્યારે આસેસરની મદતથી ઈનિસાફ કરવાને ઠરાવેલું ને કોરટે મરનારની જુબાની સાબીત કરવાનો પુરાવો કેસ પુરો કરી આસેસરને રજા આપી ત્યાં સુધી દાખલ કર્યો નહી. ઠરાવ્યું કે—આ મોટું ગેરસીરસ્તાવાળું કહેવાય ને તે ક. ૫૩૭ થી ઢંકાઇ જાય તેવું નથી રાણી વી. રામલાલ ઇં. લો. રી. ૧૫ અ. ૧૩૬ સેસન કોરટે આસેસરની મદદ શીવાય ઈનસાફ કરેલો તે પ્રમાણે કરવાનો અધીકાર ન હોવાથી ગેરકાયદે છે રાણી વી. મહમદ મઉખાન ઇં. લો. રી. ૧૩ અ. ૩૩૭ જે મુકદમાનો ઇનસાફ આસેસરની મદતથી કરવો જોઇએ તેની જડજ પોતે એકલો કરે તો તે ગેરકાયદે છે. રાણી વી. લટીપખાન ન. અ. આગ્રા ૨૪-૧૧-૬૨ પા. ૩૪૩ આસેસરની મદતથી ઇનસાફ કરતો હોય ત્યારે જ્યુરીએ શબ્દ વાપરવો નહી. ગર્વમેંટ વી. મરટ લોનગુ ન. અ. આગ્રા ૧૨-૪-૬૨ પા. ૪૮.

૨૬૯. (૧) કોઇ પણ સેશન કોરટની આગળ સઘળા ગુન્હાઓનો અથવા કોઇ પણ અમુક વર્ગના ગુન્હાઓનો ઇનસાફ કોઇ પણ જીલ્લામાં જ્યુરીથી કરવો એવું સ્થાનિક સરકાર, ગવર્નર જનરલ ઇનકૌન્સિલની પ્રથમ મંજુરી લઇને, તથા સરકારી ગેઝીટમાં હુકમ પ્રસિદ્ધ કરીને ફરમાવવાને, અને તે હુકમ એવીજ રીતે મંજુરી લઇને રદ કરવાને અથવા તેમાં ફેરફાર કરવાને મુખત્યાર છે.

સેશન કોરટની આગળ ઇનસાફ જ્યુરીથી કરવાનો હુકમ કરવાને સ્થાનિક સરકાર મુખત્યારછે.

(૨) સ્થાનિક સરકાર એવોજ હુકમ કરીને વળી એમ ફરમાવવાને મુખત્યાર છે કે, જે કોઈ પણ જીલ્લામાં કોઈપણ ગુન્હાનો ઇનસાફ જ્યુરીથી થવાનો હોય તે જીલ્લાની બાબતમાં, તેવા ગુન્હાઓનો ઈનસાફ, વિશેષ જ્યુરીની ટીપમાંથી સમન કરીને બોલાવેલા જ્યુરરોથી કરવો એમ સદરહુ જડજ પોતાને અરજી કરવામાં આવે તે ઉપરથી અથવા પોતાની મેળે હુકમ કરે તો, તેવા ગુન્હાઓનો ઇનસાફ એવી રીતે કરવો, અને સદરહુ સરકાર એવો હુકમ રદ કરવાને અથવા તેમાં ફેરફાર કરવાને મુખત્યાર છે.

(૩) જ્યારે કેટલાએક ગુન્હાઓનું તોહોમત તોહોમતવાળા ઉપર એકજ ઈનસાફની વખતે મુકવામાં આવ્યું હોય અને તેમાંના થોડાએક ગુન્હાઓ

**નો ઇનસાફ જ્યુરીથી થઇ શકે અને થોડાએકનો ઇનસાફ તેવી રીતે ન થઈ શકે એમ હોય, ત્યારે જે ગુન્હાઓનો ઇનસાફ જ્યુરીથી થઇ શકે એમ હોય તેમનો ઇનસાફ જ્યુરીએ કરવો તથા જેમનો ઇનસાફ જ્યુરીથી ન થઇ શકે એમ હોય તેમનો ઇનસાફ જ્યુરરોનેજ એસેસરો સમજી તેમની મદદથી સેશન કોરટે કરવો.**

ટીકા—**પેટા કલમ ૨ જી નવીન છે** ને ત્રીજી કલમના પાછલા ભાગમાં પણ વધારો કર્યોછે. પેહલી કલમમાં કેટલાક શબ્દોનો ફેરફાર કર્યો છે કેટલાક તોહમતનો ઇનસાફ જ્યુરીથી થઈ શકે ને કેટલાકનો આસેસરની મદતથી થઇ શકે એ બધા તોહમતનો ઇનસાફ જ્યુરીની મદતથી કર્યો જ્યુરીએ ઘણા મતે ફેંસલો આપ્યો કે બધા ગુન્હા માટે ગુન્હેગાર નથી આપેલા જ્યુરીના ફેંસલાથી વીરૂધ પડીને પાછળના ગુન્હાઓ આસેસરથી તપાસવા લાયક છે એમ ધારીને થોડા જ્યુરરના મત સાથે મળી જઈ તોહમતદારને ગુન્હેગાર ઠરાવી સજા કરી ઠરાવ્યું કે—જડજનું એમ કરવું યોગ્ય ન હતુ આવા કેસમાં છોડી મુકવાનો ફેંસલો કબુલ કરવા જડજની ફરજ હતી ને પછી ક. ૩૦૦ થી ૩૦૩ ને ૩૦૬–૩૦૭ પ્રમાણે હુકમ કરવો જોઇતો હતો. ભોલાનાથ ડે ૪ ક. લો. રી. ૪૦૫. કેટલાક ગુન્હાનો જ્યુરીથી ને કેટલાક ગુન્હાનો આસેસરથી ઇનસાફ થઈ શકે. તેમાં જ્યુરીથી તપાસ ચલાવ્યો જડજ જ્યુરીથી વિરૂધ પડી હાઈ કોરટમાં મોકલ્યું ઠરાવ્યુ કે—જે ગુન્હાનો ઇનસાફ જ્યુરીથી થાય તેમ નોહતું તે ગુન્હામાં જ્યુરીને આસેસર તરીકે ગણી તેમણે ઠરાવ તેણે પેહલો નોંધવો જોઇતો હતો. અને હાઇ કોરટ તે તોહમત ઉપરનો તેમનો ઠરાવ વ્યાજબી ગણી શકે. દેવજીકુ મુ. હા. કો. ક્રી. રૂ. ૭–૪–૯૨ સનુ ઈ. લો. રી. ૧૩ મ. ૪૨૬. સેસન કોરટમાં ખુન અને ડાકાઇટી માટે ચોકશી ચલાવી જ્યુરીએ બને ગુન્હા માટે ગુન્હેગાર ઠરાવ્યા. જડજે આ કલમથી વીરૂધ ચાલીને જ્યુરીને આસેસર તરીકે ખુનના તોહમતના સંબંધમાં માની ખુનને, માટે નિરદોષ ઠરાવ્યા ને ડાકાઇટી માટે સજા કરી ઠરાવ્યું કે—જડજના ગેરકાયદેસર પ્રોસીજરથી જ્યુરીના વ્યાજબી અને કાયદેસર ફેંસલાની અસર જતી નથી રાણી વી. લક્ષમણ ઈ. લો. રી. ૯ મ. ૪૨.

**૨૭૦. સેશન કોરટની આગળ જે જે ઇનસાફ થાય તેમાં ફરિયાદનું કામ પબ્લિક પ્રોસિકયુટરે ચલાવવું.**

સેશન કોરટની આગળ ઇનસાફનું કામ પબ્લિક પ્રોસિકયુટરે ચલાવવું.

## બ.—કામ ચલાવવાની શરૂઆત.

ઇનસાફની શરૂઆત.

**૨૭૧. (૧) જ્યારે ઇનસાફ સરૂ કરવાને કોરટ તૈયાર હોય ત્યારે, તેની આગળ તોહોમતવાળાએ હાજર થવું અથવા તેને આણવો, અને તોહોમતનામું કોરટમાં વાંચી સંભળાવવું તથા તેને સમજાવવું. અને તેને પુછવું કે જે ગુન્હાનું તોહોમત મુકયું છે તેનો તું તકસીરવાર છે કે તારો ઇનસાફ થાય એવો તું દાવો કરે છે.**

તકસીરવાર છું એવો જવાબ(પ્લી) આપેત્યારે.

**(૨) જો તોહોમતવાળો એવો જવાબ આપે કે હું તકસીરવાર છું તો તે જવાબ દફતરમાં દાખલ કરવો અને તે ઉપરથી તે તોહોમતવાળાને ગુન્હેગાર ઠરાવવો.**

**ટીકા—તોહોમત નામુ કોર્ટમાં વાંચી સંભળાવવું તથા તેને સમજાવવું.** તોહોમતદાર પર તોહોમત મુકતી વખતે અને તેનો જવાબ લેતા પેહલા જે તોહોમતને માટે તેને જવાબ આપવા બોલાવ્યો છે તે તોહોમતની જાત બરોબર રીતે તોહમતદાર સમજી શકે તેવી રીતે સમજુતી આપવાને માટે કોરટે કાળજી રાખવી જોઇએ તોહમતદારે પરભાષામા કોરટને બતાવેલી હકીકત તે ભાષાના શબ્દોમાં લખી લેવાની જરૂર નથી સમજાવનારે જે ભાષામાં કોરટને હકીકત સમજાવી હોય તે ભાષામાં લખી લેવી જોઇએ રાણી વી. વૈમબીલી ઈ. લો. રી. ૫ ક. ૮૨૬ રાણી વીં. ગોપાલ ઈ. લો. રી. ૭ ક. ૯૬ રાણી વી. અઙગેવુ ઇ. લો. રી. ૯ મ. ૬૧. **તકસીરવાર છું.** ગુન્હો કર્યો છે એમ કબુલ કરે પણ જે ગુન્હો કર્યાનું તોહમત રાખવામાં આવ્યું હોય તે ગુન્હો કર્યો નથી એમ બતાવે તો જવાબ ખરી રીતે ગુન્હો નહી કર્યાનો ગણાય છે. રાણી વી. મીહટન ચૌધરી ૧૧ વિ. રી. ૫૩ ખુનના ગુન્હાના તોહમતના જવાબમાં તોહમતદારે એમ હકીકત બતાવી કે–તેની સ્ત્રીને મારી હતી પણ આગલે દીવસે તેણે છીનાળુ• કરતા જોયાથી એ કૃત્ય કર્યુ હતુ ઠરાવ્યું કે—એ હકીકત તોહમત રાખેલો ગુન્હો કર્યાનો જવાબ ગણાય નહી અને તેથી તોહમતદારે બતાવેલો ગુસ્સો ગુન્હો ઓછો થઈ શકે એવો ભારે ને આકસ્મીક હતો કે નહી એની તપાસ ચલાવવાની કોર્ટની ફરજ હતી રાણી વી. નેપ્ટી ઈ. લો. રી. ૧૧ ક. ૪૧૦ ખુનના તોહમતવાળાએ માર્યાનુ કબુલ કર્યું પણ તેનો ખુન કરવાનો ઇરાદો હતો એ કબુલ કર્યું નહી સેસન જડજે આ કબુલાત પરથી ગુન્હો કર્યાનુ કબુલ કીધુ એમ ગણી બીજો પુરાવો લીધો નહી ઠરાવ્યુ કે–જો કબુલત તરીકે ધારવામાં આવે તો તોહમતદારનો બધો જવાબ સેસન જડજ કબુલ કરવાને બંધાએલ છે આ ઉપરથી ખુનનો ગુન્હો રદ કરી કામની નવેસરથી તપાસ ચલાવવા હુકમ કર્યો રાણી વી. રંગેના ઉલાહ ૨૫ વિ. રી. ૨૩ રાણી વી. સખારામ ઇ. લો. રી. ૧૪ મુ. ૫૬૪ ઇ. પી. કો. ક. ૨૧૧ મુજબના ગુન્હાના તોહમત માટે ખોટી ફરીયાદ વગર વિચારે કરી હતી એમ તોહમતદારે કબુલ કરેલુ તે ગુન્હો કબુલ કર્યાનુ ઠરતુ નથી રાણી વી. ગોપાલ ઈ. લો. રી. ૭ ક. ૯૬ તોહમતદારે જણાવ્યુ કે–ડાકાઇટીની ટોળી સાથે થોડેક સુધી હતો ને પછે પાછો ફર્યો ને ગુન્હામાં કાંઇ જાણતો નથી ઠરાવ્યુ કે—કબુલાત નથી ગ્રીધારી માનજી ૭ વિ. રી. ૩૯ જે તકસીર છુ એમ જે જવાબ આપવાનો છે તે તોહમતદારના મોઢેથી બોલવુ જોઇએ વકીલ મારફતે નહી. રૂપા ગૌવલા ૧૫ વિ. રી. ૪૨ **અને તે ઉપરથી** સેસન જડજની રૂબરૂ ગુન્હો કર્યાનુ તોહમતદાર કબુલ કરે તો સેસન જડજે તે તોહમતના જવાબપરથી તેને ગુન્હેગાર ઠરાવવો જોઇએ અથવા પુરાવો લઇ તેની તજવીજ કરવી જોઇએ પણ રજુઆત ચલાવ્યા શીવાય ખુનથી ઉતરતા દરજ્જાનો શીક્ષણીય મનુષવધનો ગુન્હો જેને માટે ગુન્હો કર્યાની કબુલાત આપવામાં આવી નથી તેવા ગુન્હા માટે ગુન્હેગાર ઠરાવી શકાય નહી રાણી વી. ગોબાદર ભુયાત ૧૩ વિ. રી. ૫૫. **ઠરાવવો** તકસીરવારછુ એમ સેસન જડજની રૂબરૂ કબુલ કરવું જોઇએ માજીસ્ત્રેટની આગળ કબુલ કર્યાપર આધાર રાખી ગુન્હેગાર ન ઠરાવવો રાણી. વી. હરસુખ ૨ નો વે. પ્રો ૪૭૯ સેસન જ• ડજની રૂબરૂ તકસીરવારછુ એમ કબુલ કરે ને તે વખતે આસેસર ન હોય તોપણ તે કબુલાત પરથી ગુન્હેગાર ઠરાવી શકાય રાણી વી. શ્રીકંઠર એ. લો. રી. ૨૩ સેસન કોર્ટમાં કેદીએ કબુલ કર્યું કે—તેણે તેની સ્ત્રીને મારી નાંખી છે તેથી આસેસરોને બેસાડવામાં આવ્યા નોતા તોપણ છેવટે તેણે કબુલાતમાં બતાવ્યુ કે–તે વખતે મન ઠેકાણે નોતુ જડજે આ મુદાપર ડાક્ટરની જુબાની તેમજ બીજો પુરાવો લીધા પછી અનુમાન કર્યું કે ખુન થતા અવલ કે પછી પોતે ખુન કરે છે એ વાત તોહમતદારના જાણવામાં હતી ને તેપરથી તોહમતદારને સજા કરી ઠરાવ્યુ કે—આવો જવાબ તે ખરૂ જોતા ગુન્હેગાર નથી એવા જવાબની બરાબર છે અને તેટલા માટે

આસેસરની મદત શીવાય કામની તપાસ થઈ શકે નહી અને તેથી તપાસ રદ કરવામાં આવી રાણી વી. ચીતરામ ૫ નો. વે. પ્રે ૧૧૦ એક ગુન્હો તોહોમતદારે કબુલ કર્યો તે પરથી બીજા તોહમત માટે ગુન્હેગાર ઠરાવી શકાય નહી મ. હા. કો. પ્રે. તા. ૧૪-૧૦-૮૧ રઘુસતવા મુ. હા. કો. ક્રી. ૨. ૪-૧૦-૮૮.

**૨૭૨. જો તોહોમતવાળો જવાબ આપવાની ના કહે અથવા જવાબ આપે નહિ અથવા મારો ઈનસાફ થવો જોઈયે એવો દાવો કરે, તો કોરટે જ્યુરરો અથવા આસેસરો આ કાયદામાં આગળ કહ્યા પ્રમાણે પસંદ કરીને તે મુકદમાનો ઇનસાફ કરવા માંડવો;**

જવાબ દેવાની ના કહેવી અથવા ઇનસાફ કરવાનું કહેવું.

**પણ એવું ઠરાવ્યું છે કે આ કાયદમાં આગળ હરકત લેવાનો જે હક્ક કહ્યો છે તેને અનુસરીને, કોરટને યોગ્ય લાગે તેટલા તોહોમતવાળા શખસોનો એક પછી એક એ રીતે ઇનસાફ તેની તેજ જ્યુરી કરી શકે, અથવા તેના તેજ આસેસરો તે ઈનસાફના કામમાં મદદ કરી શકે.**

એક પછી એક કેટલા એક ગુન્હેગારોનો ઇનસાફ તેજ જ્યુરીથી અથવા આસેસરોથી કરવા બાબત.

**ટીકા**—માજીસ્ટ્રેટની તથા થએલી કબુલતને બીજા લગતા પુરાવાથી તેને વજન આપતાં પેહેલાં મજબુતી મળવી જોઇએ રાણી વી. ટીકારાંમની નોટીશ સને ૧૮૮૯. પાનું. ૨૨ **એક પછી એક** હંગામાનો ગુનો કરનાર બે સામા સામી ટોળીના માણસને સેસનજડજ અને જ્યુરીની રૂબરૂ રજુવાતને માટે જુદા જુદા કમીટ કરવામાં આવ્યા હતા. ફરીઆદી તરફથી કેસ પુરો થયા પછી આમાંના એક કેસમાં તોહોમતદારના વકીલની કબુલાતથી કેદીનો જવાબ લેવો બંધ રાખી તેજ જ્યુરીની સમક્ષ સામેના કેશના ફરીયાદી તરફના સાક્ષી લેવા માંડયા કોર્ટે પછી કેદી તરફના સાક્ષીઓ પ્રથમ લીધા. અને શામેના કેસમાં નામના અનુક્રમ પ્રમાણે લીધી તે કેદી તરફના તથા સરકારી વકીલોના જુદા જુદા ભાપણો સાંભળ્યા પછી બંને કેસોની હકીકત જ્યુરીને બતાવવાને એકઠી કરવા માંડી જે ઉપરથી જ્યુરીએ સઘળા તોહોમતદારોના સંબંધમાં ઠરાવ કર્યો.. ઠરાવ્યુ કે—જડજે ચલાવેલા મુકદમાથી કાયદાનો જાથુનો નીયમ તુટે છે. નીયમ મુજબ સ્પસ્ટ રીતે જુદી જુદી રજુઆતો આવા કેસોમાં કરવી જોઇએ. અને આવી રીતે ચલાવવાથી તોહોમતદારના વીરૂધ અભીપ્રાય બંધાઈ તેને ઘણુંજ નુકસાન થએલું હોવાથી સીક્ષા રદ કરી વળી એમ પણ ઠરાવ્યું કે કોર્ટે બતાવેલી ગોઠવણ કેદીના વકીલે કબુલ રાખ્યાથી મુકદમો ચલાવવાની ખામી જતી નથી. રાણી વી. હુસેનબક્ષ ઇ. લો. રી. ૬ કલકતા ૯૬ તોહમતવાળો જવાબ ન આપેતો નકી કરવુ કે-બોબડો છે. કે જાણી જોઇને બોલતો નથી જાણી જોઇને ન બોલે તો ગુન્હો કબુલ કરતો નથી એમ ગણી કામ ચલાવવુ. સત્યનંદી આપા મુ. હા. કો. ક્રી. ૨. ૯-૮-૬૯

**૨૭૩. (૧) હાઈકોરટની આગળ ઈનસાફ ચાલે તેમાં જે શખસની ઉપર તોહોમત મુકયું હોય તે શખસનો ઇનસાફ શરૂ થતાં પેહેલાં કોઈ પણ વખતે તે હાઈકોરટને એમ જણાય કે તોહોમતનામું અથવા તેનો કોઇ ભાગ સાબિત થઇ શકશે નહિ એ સ્પષ્ટ છે, ત્યારે જડજે તે તોહોમતનામા ઉપર તે મતલબની એક નોંધ કરવી.**

સાબિત ન થઇ શકે એવાં તોહોમતનામાં ઉપર નોંધ.

(૨) સદરહુ નોંધનું ફળ એવું થશે કે, પ્રસંગ પ્રમાણે તોહોમતનામા ઉપરથી અથવા તેના ભાગ ઉપરથી ચલાવવાનું કામ બંધ થશે.

નોંધનું ફળ.

## ક.—જ્યુરી પસંદ કરવા બાબત.

૨૭૪. (૧) હાઈ કોરટની આગળ ઇનસાફ થતી વખતે જ્યુરીમાં નવ માણસો હોવાં જોઇયે,

જ્યુરીમાં કેટલાં માણસો જોઇએ.

(૨) સેશન કોરટની આગળ જ્યુરીથી ઈનસાફ થતી વખતે, ત્રણ કરતાં ઓછી ન હોય અને નવ કરતાં વત્તી ન હોય એવી જે વિષમ સંખ્યા સ્થાનિક સરકાર કોઈ પણ અમુક જીલ્લાને અથવા તે જીલ્લામાં કોઈ પણ અમુક વર્ગના ગુન્હાઓને લાગુ પડે એવા હુકમથી વખતે વખતે ફરમાવે તે સંખ્યા જ્યુરીના માણસોની હોવી જોઈયે.

૨૭૫. યુરોપિયન અથવા અમેરિકન ન હોય એવા કોઈ શખસનો ઇનસાફ સેશન કોરટની આગળ જ્યુરીથી કરવામાં આવે, ત્યારે જો તે શખસની ઇચ્છા હોય તો, તે જ્યુરીમાં અર્ધાધિક યુરોપિયન અથવા અમેરિકન ન હોય એવા માણસો હોવા જોઇયે.

યુરોપિયન અથવા અમેરિકન ન હોય એવા શખસોનો સેશન કોરટની આગળ ઇનસાફ કરવા સારૂ જ્યુરી.

૨૭૬. જ્યુરરો પસંદ કરવા તે જ્યુરર તરીકે કામ કરવા સારૂ સમન કરેલા માણસો મધ્યેથી હાઇ કોરટ વખતે વખતે કાનુન કરીને ફરમાવે તેવી રીતે ચિઠ્ઠી કાહાડીને પસંદ કરવા:—

ચિઠ્ઠી કાહાડીને જ્યુરરો પસંદ કરવા.

પણ એવું ઠરાવ્યું છે કે—

પ્રથમ, આ કલમ પ્રમાણે કોઇપણ કોરટને માટે કાનુનો કાહાડવામાં આવે, ત્યાંસુધી તે કોરટમાં જ્યુરરો પસંદ કરવાની બાબતમાં જે રીવાજ હાલ ચાલુ હોય તે રીવાજ પ્રમાણે ચાલવું.

હાલનો રીવાજ કાયમ રાખ્યો.

બીજું, સમન કરેલા માણસો પુરતા ન હોય, તો બીજા જે માણસો હાજર હોય તે મધ્યેથી કોરટની રજા લઈને જ્યુરરોની જોઇતી સંખ્યા પસંદ કરવાનો અધિકાર છે.

જે માણસોને સમન કર્યા હોય તે કયારે પસંદ કરવા લાયક છે.

વિશેષ જ્યુરરોની આગળ ઈનસાફ.

ત્રીજું, ઇલાકાના મુખ્ય શેહેરોમાં—

(અ) તોહોમતવાળા શખસની ઉપર મોતની શિક્ષા કરવા લાયક કોઇ ગુન્હો કર્યાનું તોહોમત મુકયું હોય તો, અથવા

(બ) બીજા કોઈ પણ મુકદમામાં હાઇ કોરટનો કોઈ જડજ એમ ફરમાવે તો,

આ કાયદામાં આગળ વિશેષ જ્યુરીની જે ટીપ કહી છે તે ટીપ મધ્યેથી જ્યુરરો પસંદ કરવા; અને

ચોથું, અમુક ગુન્હાઓનો ઈનસાફ વિશેષ જ્યુરીથી કરવાની છુટ છે એમ જે કોઈ પણ જીલ્લા બાબત સ્થાનિક સરકારે ઠરાવ્યું હોય તે જીલ્લામાં, કલમ ૩૨૫ માં કહેલી વિશેષ જ્યુરીની ટીપમાંથી જ્યુરરો પસંદ કરવા એવું જડજ જે કોઇ પણ મુકદમામાં ફરમાવે તે મુકદમામાં તે પ્રમાણે જ્યુરરો પસંદ કરવા જોઇયે.

ટીકા—ચોથો પેરેગ્રાફ નવીન છે. ચીઠી કાહાડાને. જે સઘળા માણસોને જ્યુરી તરીકે સમન કરવામાં આવ્યા હોય તે સઘળાનાં નામો એક પેટીમાંથી ચીઠીઓ પ્રમાણે કાઢવામાં આવશે. રાણી. વી. વીઠલદાસ પ્રાણજીવનદાસ ઈ. લો. રી. ૧ મુબાઈ ૪૬૨. ચીઠીથી કાહાડવાને બદલે જડજ પોતે પસંદ કરી ચુંટી કાહાડેતો તે આ કલમથી વિરૂધ ચાલ્યો કહેવાય પંણ એવી જ્યુરીએ પોતાનો ઠરાવ આપ્યા હોય ને તેથી તોહોમતદારને નુકસાન ન થયું. હોયતો તે ઠરાવના ખચમાં આવી સકાસે નહી. જહુ બાબુની અરજી બાબત. ઈ. લો. રી. ૮ કલકત્તા. ૭૩૯

૨૭૭. (૧) જ્યુરર પસંદ કરવામાં આવતા જાય તેમ તેમ તે દરેકનું નામ મોટેથી બોલાવવું અને તે હાજર થાય એટલે તોહોમતવાળાને પુછવું કે એ જ્યુરરથી તારો ઇનસાફ થાય એમાં તને હરકત છે.

જ્યુરરોનાં નામ બોલાવવા.

(૨) તે વખતે તે જ્યુરર બાબત તોહોમતવાળો અથવા ફરિયાદનું કામ ચલાવનારો હરકત લેવાને મુખત્યાર છે, અને તે હરકતનાં જે કારણ હોય તે કેહેવાં;

જ્યુરરો બાબત હરકત.

પણ એવું ઠરાવ્યું છે કે, હાઈ કોરટમાં સરકારની તરફથી આઠ સંખ્યા સુધી અને જે શખસની અથવા શખસોની ઉપર તોહોમત મુકયું હોય તે શખસની અથવા તે સઘળા શખસોની તરફથી આઠ સંખ્યા સુધી કારણો કહ્યા વગર હરકતો થવા દેવી.

કારણો કહ્યા વગર હરકત

૨૭૮. કોઈ જ્યુરર બાબત હેઠળ લખેલાં કારણોમાંનાં કોઇપણ કારણ પરથી હરકત લીધી હોય અને કોરટની ખાત્રી થાય એવી રીતે તે સાબિત થાય તો તે હરકત મંજુર રાખવી:—

હરકતનાં કારણો.

(અ) તે જ્યુરર અનુમાન પ્રમાણે અથવા ખરેખરો પક્ષપાતી છે;

(બ) જાતનું કાંઈ કારણ, જેમ કે પરદેશના વતની હોવું, અથવા કોઇ પણ ચાલુ કાયદાથી અથવા કાયદા પ્રમાણે અમલ થતો હોય એવી કોઇ પણ કાનુનથી ફરમાવેલી યોગ્યતામાં ખામી હોવી, અથવા એકવીસ વર્ષની અંદરની વયના અથવા સાઠ વર્ષથી વત્તી વયના હોવું;

(ક) તેણે પોતાની રીતથી અથવા ધર્મ સંબંધી સંકલ્પથી દુનિયાદારીની વાતોની સઘળી ચીંતા તજી દીધી છે;

(ડ) તે કોરટ મધ્યે અથવા તેના હાથ તળે કંઇ હોદ્દો ધારણ કરે છે

(ઇ) તે પોલીસનું કાંઈ કામ કરે છે અથવા પોલીસનું કાંઇ કામ તેને સોંપેલું છે;

(ફ) તેની ઉપર કોઇ પણ ગુન્હો સાબિત થયો છે જે પરથી તે કોરટની નજરમાં જ્યુરીમાં કામ કરવાને તે અયોગ્ય થાય;

(ગ) જે ભાષામાં શાહેદી અપાતી હોય તે ભાષા, અથવા જ્યારે તે શાહેદી સમજાવાતી હોય ત્યારે જે ભાષામાં તે સમજાવાતી હોય તે ભાષા, સમજવાને તે અશક્ત છે;

(હ) બીજી કોઇ હકીકતથી તે કોરટની નજરમાં, તે જ્યુરર તરીકે નાલાયક થાય તે હકીકત.

ટીકા—અમુક માણસ ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટની કોર્ટમાં કલાર્ક છે. જે. જ્યુરર તરીકે બેસવા લાયક નથી તે માટે પુરતુ કારણ નથી રાણી. વી. રોચીઆ. ઈ. લૉ. રી. ૭ કલકત્તા. ૪૨ વકીલો તથા મુખત્યારો જ્યુરીમાં કામ કરવાને જવાબદાર છે. ૭ વિ. રી. ક્રી. લૉ. ૨૧

૨૭૯. (૧) કોઇ જ્યુરર બાબત જે હરકત લેવામાં આવે તે દરેક હરકત વિશે કોરટે ઠરાવ કરવો, અને તે ઠરાવ દફતરમાં નોંધવો અને તે આખરનો છે એવું સમજવું.

હરકત વિશે ઠરાવ.

(૨) જો તે હરકત મંજુર કરવામાં આવે, તો તે જ્યુરરને ઠેકાણે સમન સુજબ હાજર થયલા અને ૨૭૬ મી કલમથી ઠરાવેલી રીતે પસંદ કરેલા બીજા કોઇ પણ જ્યુરરને નિમવો, અથવા તેવો બીજો કોઇ જ્યુરર હાજર ન હોય, તો જેનું નામ જ્યુરરોની ટીપમાં હોય અથવા જે માણસ કોરટની નજરમાં તે જ્યુરીમાં કામ કરવાને યોગ્ય જણાય એવો બીજો જે માણસ કોરટમાં હાજર હોય તે માણસને નિમવો;

જે જ્યુરરની વિરૂદ્ધ હરકત મંજુર કરવામાં આવે તે જ્યુરરની જગા પુરવા બાબત.

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ જ્યુરર અથવા બીજા માણસ બાબત ૨૭૮ મી કલમ પ્રમાણે હરકત લીધી ન હોય અને મંજુર રાખી ન હોય તો તેમ કરવું.

ટીકા—આખરનો છે. જ્યુરર બાબતના હરકતનાં કારણો જોઇ જ્યુરર તરીકે બેસવા દેવા કે નહી તેનો ચુકાદો કરવાનું કામ કોર્ટનું છે. રાણી વી. રોચીઆ ઈ. લૉ. રી. ૭ કલકત્તા. ૪૨

૨૮૦. (૧) જ્યારે જ્યુરરોને પસંદ કરવામાં આવે, ત્યારે તેમણે પોતાનામાંથી એક જણને અગ્રેસર નિમવો.

જ્યુરીનો અગ્રેસર

(૨) તે અગ્રેસરે જ્યુરીની તકરારોમાં ઉપરીપણું કરવું, જ્યુરીનો ઠરાવ કોરટને કહી સંભળાવવો, અને જ્યુરીને અથવા તેમાંના કોઇપણ જ્યુરરને કાંઇ ખબર જોઈતી હોય તે કોરટ પાસેથી પુછી લેવી.

(૩) જડજને વાજબી લાગે એટલા વખતમાં જો જ્યુરીમાંના ઘણા જણ કોઈ અગ્રેસર નિમવામાં એકમત ન થાય, તો તેની નિમણુક કોરટે કરવી.

૨૮૧. જ્યારે અગ્રેસર નિમવામાં આવે, ત્યારે સન ૧૮૭૩ ના હિંદુસ્તાનના સમનના આકટ પ્રમાણે જ્યુરરોને સમ ખવડાવવા.

જ્યુરરોને સમ ખવડાવવા બાબત.

૨૮૨. (૧) જ્યુરીથી ઇનસાફનું કામ ચાલતું હોય તે દરમિયાનમાં જ્યુરીનો ઠરાવ કહી સંભળાવતાં પેહેલાં કોઇ પણ વખતે કાંઈ પુરતાં કારણસર કોઇ જ્યુરર તે ઇનસાફનું કામ પુરૂં થતા સુધી હાજર ન થઇ શકે, અથવા કોઇ જ્યુરર

જ્યુરર હાજર રેહેતો બંધ થાય ત્યારે કેમ

કરવું. ગેર હાજર રેહે અને તેને હાજર ન કરી શકાય એવું હોય, અથવા જે ભાષામાં શાહેદીઅપાતી હોય તે ભાષા કોઇ જ્યુરર સમજી શકતો નથી અથવા તે શાહેદી સમજાવાતી હોય ત્યારે જે ભાષામાં તે સમજાવાતી હોય તે ભાષા સમજી શકતો નથી એવું જો દેખાય તો, એક નવો જ્યુરર માંહે લેવો, અથવા તે જ્યુરીને રજા આપવી અને નવી જ્યુરી પસંદ કરવી.

(૨) સદરહુ પ્રસંગોમાંના દરેક પ્રસંગે ઈનસાફ નવેસરથી શરૂ કરવો,

કેદી માંદો હોય ત્યારે જ્યુરીને રજા આપવા બાબત.

**૨૮૩.** જ્યારે કેદી પાંજરામાં રેહેવાને અશક્ત થાય, ત્યારે જ્યુરીને રજા આપવાને પણ જડજ મુખત્યાર છે.

## ડ.—આસેસરો પસંદ કરવા બાબત.

આસેસરો કેવી રીતે પસંદ કરવા.

**૨૮૪.** જ્યારે ઇનસાફ આસેસરોની મદદથી કરવાનો હોય, ત્યારે આસેસર તરીકે કામ કરવાને સમન કરેલા માણસોમાંથી જડજને યોગ્ય લાગે તે પ્રમાણે બે અથવા વધારે માણસો પસંદ કરવા.

**ટીકા**—આશેસરોને નીમવાની મતલબ ફક્ત કોર્ટને મદદ કરવાની છે. અને આશેસરોને સાથે બેસાડીને કેસના મુદ્દાપર અભીપ્રાય લેવાની મતલબ ફક્ત કેસને સારી રીતે મદદ મળે તથા વ્યાજબી ઇનસાફ થાય એ સીવાય બીજી કાંઈ નથી તેમજ પુરાવાની મતલબ કેહવી એમને ના કેહવી એમાનુ કાંઇ બતાવેલ નથી. રાણી. વી. અમરૂદીન ૧૫ વી. રી. ૨૫ (બે. લો. રી. ૬૩.)

આસેસરથી હાજર થવાતું ન હોય ત્યારે કેમ કરવુ.

**૨૮૫.** (૧) આસેસરોની મદદથી કોઇ ઈનસાફનું કામ ચાલતું હોય તે દરમિયાનમાં જો ઠરાવ થતાં પહેલાં કોઇ પણ વખતે કાંઇ પુરતાં કારણસર કોઈ આસેસર તે ઈનસાફનું કામ પુરૂં થતાં સુધી હાજર ન થઇ શકે અથવા ગેરહાજર રહે અને તેને હાજર કરવાનું બની શકે નહિં, તો બાકીના આસેસરની અથવા આસેસરોની મદદથી તે ઇનસાફનું કામ ચલાવવું

(૨) જો સઘળા આસેસરો હાજર થતાં અટકે અથવા ગેરહાજર રહે, તો કામ ચલાવવાનું બંધ રાખવું, અને નવા આસેસરોની મદદથી તે ઈનસાફનું કામ નવેસરથી ચલાવવું.

**ટીકા—ઈનસાફનુ કામ ચાલતું હોય** ખુનના ગુન્હા માટે તોહોમતદારને સેસન કોર્ટમાં કમીટ કર્યો ને તેણે ગુન્હો કબુલ કર્યો નહીં. ને ઇનસાફ કરવા માગ્યું. જે પરથી સેસન જડજે બે એશેસરો પસંદ કર્યા ને તેમાંથી એક માંદો પડયો. ને તેને હાજર થવાનું માફ કરીને બીજા રહેલ આસેસરનીજ ફકત મદદથી ઈનસાફ કર્યો. ઠરાવ્યું કે—આ પ્રોસીજર તદન ગેરકાયદે છે. ને તે આ કલમ તથા કલમ ૨૮૪ થી વીરૂધ છે. ને જ્યારે એકને હાજર થવાનું માફ કર્યું એટલે બીજો તેની જગાએ સેશન જડજે નીમવો જોઇતો હતો. રાણી. વી. ક્યુ

સ્ટીઆનો ઈ. લો. રી. ૧૫ મુંબાઇ ૫૧૪ તેમજ પીસોસાદકો મુ. હા. કો. ક્રી. ૫-૪-૯૪ ના રોજ ઠરાવ્યું કે–આસેરસરમાનાં કોઇને ગેરહાજર રેહવાની રજા ન આપવી ને આપે તો હાજર થાય ત્યાં સુધી મુલતવી રાખવો ત્રણ આસેસરોની મદદથી કોર્ટમાં ઇનસાફનુ કામ ચાલતું હતું. તેમાંના એક આસેસર કેસની સરૂઆતમાં મરી ગયો ને બીજો આસેસર ઘણોજ માંદો પડયો કે જેથી તે ભાગ લેઈ સકયો નહીં. ને ત્રીજા આસેસરને તોહોમતદારના વકીલે ભાપણ સરૂ કરવાની આગમચ તેને જવાની ફરજ પડી તેથી તે ગયો ને પાછો આવ્યો નહીં ઠરાવ્યું કે—આખું કામ ચાલે ત્યાં સુધી ઓછામાં ઓછો એક આસેસર પણ હાજર રહેવો જો ઇએ. ને તે સરત પુરી નહીં પડેલી હોવાથી સેસન જડજનું પ્રોસીડીંગ રદ કરવું જોઇએ કોર્ટને કલમ ૨૬૮ મુજબ અધીકાર નથી. રાણી. વી. મહમદ મહમુદ ઇ. લો. રી. ૧૩ અલાહાબાદ ૩૩૭.

## ઇ.—ફરિયાદી તરફનો તથા તોહોમતવાળા તરફનો મુકદમો પુરો થતાં સુધી ઇનસાફનું કામ.

ફરિયાદનું કામ ચલાવનારની તરફનો મુકદમો શરૂ કરવા બાબત.

**૨૮૬. (૧) જયુરરો અથવા આસેસરો પસંદ કરવામાં આવ્યા બાદ ફરિયાદનું કામ ચલાવનારે હિંદુસ્તાનના ફોજદારી કાયદામાંથી અથવા બીજા કાયદામાંથી જે ગુન્હાનું તોહોમત મુકયું હોય તે ગુન્હાનું વર્ણન વાંચીને તથા કયા પુરાવા ઉપરથી તે તોહોમતવાળાની તકસીર સાબિત કરવાની આશા રાખે છે તે ટુંકામાં કહી જણાવીને પોતાનો મુકદમો શરૂ કરવો.**

શાહેદોની જબાની

**(૨) પછી ફરિયાદનું કામ ચલાવનારે પોતાના શાહેદોને તપાસવા.**

**ટીકા--પોતાના સાહેદોને તપાસવા—**ફરીયાદી તરફથી મોકલેલા તમામ સાહેદોને પબ્લીક પ્રોસીકયુટરે તપાસવા જોઈએ પણ સાચુ નહી બોલે તેવા સાક્ષીને બોલાવવાની ફરજ નથી પણ તે વાત કોર્ટને સમજાવી જોઇએ પણ જો તોહમતદાર ઉલટ તપાસ કરવા માગેતો તૈયાર રાખવા ના ન પાડવી તુલ્લા ઇ. લો. રી. ૭ અ. ૯૦૪ સેસનજડજની પણ તપાસવાની ફરજ છે પણ જુઠુ બોલશે એવા સબબથી પબલીક પ્રોસીકયુટર વાંધો લેતો ન બોલાવવા બનખડી ઈ. લો. રી. ૧૫ અ. ૬, કેસની હકીકતથી વાકેફ હોય તેવા સઘળા સાહેદીઓને તપાસવાની ફરજ છે, પોલીસ અમલદારની મરજી ઉપરાંત માજીસ્ટ્રેટે લીધા હતા એ ના પાડવાનુ બ્યાજબી કારણ નથી રાણી વી. રામશાહોલાલ ઈ. લો. રી. ૧૦ ક. ૧૦૭૦ જે સાક્ષી કેસની હકીકતથી વાકેફ હોય તેમને પ્રોસીક્યુટર ન બોલાવેતો ફરીયાદી વિરૂધ અનુમાન થાય રાણી વી. ધનોકાજી ઈ. લો. રી. ૮ ક. ૧૨૧ કમીટ કરતા પેહલા અથવા ક. ૨૧૯ મુજબ પછીથી કમીટીંગ માજીસ્ટ્રેટે તપાસ્યો ન હોયતો. પબલીક પ્રોસીક્યુટર બોલાવવા હક ન કરી શકે પણ કોર્ટને ઇનસાફની ખાતર તેમ કરવાની સત્તા છે હેફીલ્ડ ઈ. લો. રી. ૧૪ અ. ૨૧૨ કમીટીંગ માજીસ્ટ્રેટે સરકાર તરફથી લીધેલા પુરાવા પૈકી અમુક પુરાવો લેવાની ના પાડવામાં આવેતો ના પાડવાના ચોખા કારણ નોંધવા રાણી વી. નથુવા ક. વિ. નો. ૧૮૮૬ પા. ૬૮. તોહમતદાર ગુન્હો કબુલ ન કરે ને પ્રોસીકયુટર પુરાવો રજુ ન કરે તો આસેસરોથી થતા ઇનસાફના કામમાં જડજે આસેસરોનુ કેહવુકે તોહમતદાર ગુન્હેગાર નથી એમ જણાવવુ ૪ મ. હા. કો. અ. ૩૯ સરકાર તરફના સાહેદને પ્રોસીકયુટરે ન બોલાવ્યા હોયતો કોર્ટે સાક્ષી રજા

આપતાં અવલ જોવું કે તેમની ગમે તે બાજુ તરફથી જરૂર પડશે કે નહી તે નકી કર્યા બાદ રજા આપવી એટલુંજ નહીં પણ કેદી તરફથી વકીલ ન હોય ત્યારે જડજે તપાસવું કે તેમની જુબાની લેવાની જરૂર છે કે નહી. રાણી વી. દુરગા ઇ. લો. રી. ૧૬ અ. ૮૪ સેસન કેસમાં કામના મુખ્ય દસ્તાવેજો દફતરનાં મુખ્ય ભાગમાં રાખવા જોઇએ પણ ઢગલામાં ન જણાય તેમ ન મુકવાં રાણી વી. શેખભીખન ૮ વિ. રી. ૩૦ મુખ્ય તપાસ થતી વખતે માજીસ્ટ્રેટ આગલ થએલી જુબાની ન વાંચી બતાવવી. પ્રથમ આપેલી જુબાનીથી વિરૂધ હોયતો તે પર ઉલટ તપાસ થઈ શકે છે રાણી વી. રામચદ્ર સીરકાર ૧૩ વિ. રી. ૧૮

માજીસ્ટ્રેટની આગળ તોહોમતવાળાએ આપેલી જબાનીને પુરાવો ગણવો.

**૨૮૭. તોહોમતવાળાની જે જબાની કમિટ કરનારા માજીસ્ટ્રેટે અથવા તેની રૂબરૂ યોગ્ય રીતે દફતરમાં દાખલ કરી હોય તે જબાની ફરિયાદનું કામ ચલાવનારે રજુ કરવી અને તે પુરાવા દાખલ વાંચવી.**

**ટીકા—યોગ્ય રીતે દફતરમાં દાખલ કરી હોય** તેનો અર્થ એવો છે કે પુરાવાના કાયદાની ક. ૨૪–૨૫–૩૬ પ્રમાણે દાખલ ન કરી શકાય તેવી રીત શીવાયની લીધેલી હોવી જોઇએ રાણી વી. બાઈ રતન ૧૦ મુ. હા. કો. રી. ૧૬૬ તોહમતદારની જુબાની ક. ૩૬૪ પ્રમાણે બરાબર રીતે સ્વાલ જવાબના રૂપમાં લખી લેવામાં ન આવી હોયતો વધારે સાબીતી શીવાય પુરાવામાં લઈ શકાય નહી રાણી વી. કાલા લખમાજી ૨ મુ. હા. રી ૩૮૫. કાયદા પ્રમાણે કબુલત નિચે સર્ટીફીકટ જોઇએ તે ન હોયતો બીજો દોયમ પુરાવો હોવા શીવાય પુરાવામાં દાખલ ન કરવી પીતંબર ધુબી ૧૪ વિ. રી ૧૦ **કરવી** માજીસ્ટ્રેટની આગલ થએલો તોહમતદારનો જવાબ તેના લાભમાં કે ગેર લાભમાં હોય તોપણ સેસન કોર્ટમાં કામ ચાલતી વખતે પુરાવામા રજુ કરવો રજુ કરવી કે નહી એ ફરીયાદી તરફવાળાની મુખત્યારીની બાબત નથી રાણી વી. શેખ મેહરચંદ રાણી વી. રામાટીવન ઈ. લો. રી. ૧૫ મ. ૩૫૨ **પુરાવા દાખલ વાંચવી** આખી જુબાની વાંચવી જોઇએ ૪ મ. હા. કો. અ. ૪ તા. ૧૧–૧૧–૬૯ ગુન્હો સાબીત થયાનો ઠરાવ કરતા આખી કબુલાત ધ્યાનમાં લેવી. ચકુખાન ૫ વિ. રી. ૭૦ ગીરધારી માનજી ૭ વિ. રી. ૩૯ શેખ બુધુ ૮ વિ. રી. ૩૮ વાંચી સંભળાવ્યા બાદ તેમાં તેમને કાંઈ વાંધો છે. એમ પુછવાની જરૂર નથી મીસર સેખ ૧૪ વિ. રી. ૯ **કબુલત** સેસન કોરટમાં પાછી ખેચી લેવામાં આવે તોપણ કબુલત એ કરનારની વિરૂધ પુરાવો છે. મુસામતછમા ૮ વિ. રી. ૪૦ શ્રીમંતમંગોલા બળવંત ઈ. લો. રી. ૧૧ મુ. ૧૩૭ ગાર્યા સુરધાજી મુ. હા. કો. ક્રી. રૂ. ૮–૧૦–૯૪ માહાબીર ઈ. લો. ૧૮ અ. ૭૮ કબુલત શીવાય બીજો પુરાવો ખોટો ગણી કાઢવામાં આવ્યા હોયતો એકલી કબુલતપર આધાર રાખી શીક્ષા ન કરવી. સાફરૂદીન ૨ ક. લો. રી. ૧૩૨ કબુલાતની સાથે બીજો પુરાવો જોઇએ એવી જરૂર નથી ગરીયા ઈ. લો. રી. ૧૯ મુ. ૭૨૮ કબુલાતના શબ્દો બરાબર રીતે પારખવા એ અભીપ્રાય બતાવે તેવા નમુનામાં હોયતો બને સરખી રીતે ધ્યાનમાં લેવા જાઇએ રાણી વી. સુબજાન ૧૦ બે. લો. રી. ૩૩૨ ખેંચી લીધેલી કબુલત પુરાવામાં લેવાય પણ તેટલાથી પુરાવાવડે સજા ન થાય સુબ્રાયાબીન નીંગાપા મુ. હા. કો. ક્રી. રૂ. તા. ૮–૩–૯૭.

પ્રથમ ચોકસીની વખતે આપેલો પુરાવો દાખલ થઈ શકશે.

**૨૮૮. કમિટ કરનારા માજીસ્ટ્રેટની આગળ તોહોમતવાળાની સમક્ષ કોઇ શાહેદની જબાની યોગ્ય રીતે લેવામાં આવી હોય તે જબાની પ્રમુખ જડજની નજરમાં આવે તો, સદરહુ શાહેદને રજુ કરવામાં આવે અને તેની તપાસ કરવામાં આવે તો તે કામમાં પુરાવા દાખલ ગણવાનો અધિકાર છે.**

**ટીકા—કોઈ સાહેદની.** આ કલમની એવી મતલબ નથી કે—જે ફરીયાદી તરફથી તમામ સાહેદો રજુ કર્યા હોય ને તપાસ્યા હોય તો માજીસ્રેટની આગળ લેવાએલા તમામ સાહેદોની જુબાનીઓ સેસન કોર્ટમાં પુરાવા દાખલ ગણવી. જો કાયદા ઘડનારનો તેવો ઇરાદો હોતતો જુદી ભાષા વાપરવામાં આવી હોત શબ્દો આ પ્રમાણે છે "કોઇ સાહેદની જુબાની" ને તેથી તેનો ઉપયોગ વ્યાજબી કેસોમાં કોઇ સાહેદની અથવા સાહેદોની જુબાનીઓના સંબંધમાં કરવો રાણી વી. સુબા ઈ. લો. રી. ૯ મ. ૮૩ **પ્રમુખ જડજની નજરમાં આવે તો** આ કલમમાં આપેલો મરજી મુજબ અધીકાર કોર્ટની રૂબરૂ સાબીત થએલી ખરેખરી વાસ્તવીક બાબતો કોર્ટને વ્યાજબી રીતે માલમ પડી આવે તેવી બાબતમાં બજાવવો જોઇએ પણ ફક્ત અનુમાન કરીને બજાવવો નહી અને તોહમતદારની રૂબરૂ માજીસ્રેટે લીધેલો પુરાવો ખરો છે એવુ માનવાને ખાસ અને અમુક કારણો મળી આવે અને કેટલેક દરજે તેવા પુરાવાને જડજની રૂબરૂ લેવાએલી સ્વતંત્ર જુબાનીઓથી મજબુતી મળતી હોયતો તેનાપર આધાર રાખી ઠરાવ કરી શકે છે રાણી વી. અમન ઉલાહ ૧૨ બે. લો. રી. અપે. ૧૫ માજીસ્રેટની આગલ જુબાનીથી વિરૂધ આપેતોજ આ કલમ પ્રમાણે મુખત્યારી વાપરવી. મનોહરરાય ૨૪ વિ. રી. ૧૧. માજીસ્રેટના દફતરમાંથી આખી જુબાની લઇ તેને પુરાવા દાખલ ગણવી એવી આ કલમની મતલબ નથી તફાવત છે. એમ જડજ બતાવવા માગતો હોયતો આખી જુબાની અથવા તેનો ભાગ જેનાપર તે આધાર રાખતો હોય તે સાહેદની રૂબરૂ મુકવો કે જેથી તેનો અર્થ બરાબર સમજાવી શકે અથવા ના પાડી શકે રાણી વી. દાનસાહી ઇ. લો. રી. ૭ અ. ૮૬૨ જડજ પોતાના વિચાર મુજબ એવું ઠરાવે કે કામમાં લેવી જોઇએ તોજ પુરાવામાં લઈ શકાય છે. ને મુદાની બાબતમાં તફાવત હોય ત્યારે અવશ્ય તે સારૂ તપાસવા અરજણ મેઘા ૧૧ મુ. હા. કો. રી. ૨૮૧. સેસન કોર્ટની રૂબરૂ થએલી ને પ્રથમ તજવીજ વખતે થએલી જુબાની અવશ્ય તપાસવી. રાણી વી. બીનડાબીન ઓકસ ૫ વિ. રી. ૪૪ જ્યાં સુધી જુબાની ન લેવામાં આવે ત્યાં સુધી પ્રથમની જુબાની ન વાંચવી. રાણી વી. રાધીધારી ૧ વિ. રી. ૧૪ **રજુ કરવામાં આવે.** આ કલમ ક્યારે લાગુ પડે છે કે—જ્યારે સાક્ષીને સેસન કોરટમાં રજુ કરવામાં આવે તે સાક્ષી પ્રથમ આપેલી જુબાની ફરીજઇ તેથી વિરૂધ હકીકત કેહ ત્યારે લાગુ પડે છે. પણ આથી કોરટને એવી સત્તા મલતી નથી કે—સાક્ષીને હાજર થવાનુ બંદ કરી તેના બદલે કમીટીંગ માજીસ્રેટની રૂબરૂ થએલી જુબાની પુરાવામાં મુકવી. રાણી વી. મુલુ ઈ.લો. રી. ૨ અ.૬૪૬ **તપાસ કરવામાં આવે.** આ કલમની એવી મતલબ નથી કે માજીસ્રેટની આગલ થએલી જુબાની તેને ઉલટ તપાસ માટે રજુ કરવામાં આવે એટલે પુરાવા દાખલ મુકવી પણ તેને તપાસવામા આવે ત્યારે પુરાવામા મુકીશકાય એટલે પ્રથમ જડજે તેને તપાસવો જોઇએ રાણી વી. સુબા ઈ. લો. રી. ૯ મ. ૮૩ સેસન જડજે નવેસરથી તપાસ્યા શીવાય આધાર રાખવા આ કલમ સત્તા આપતીનથી જોવિરૂધ કેહ અથવા નાઇનિકાર જાય ત્યારે પ્રથમની જુબાનીનો ઉપયોગ કરવો. મનોહરરાય ૨૪ વિ. રી. ૧૧ **તોહમત વાળાની સમક્ષ** તોહમત વાળાની સમક્ષ તપાસ્યા ન હોયતો આકલમનો ઉપયોગ થઇ શકેનહી રામદીન દેવીદીન મુ. હા. કો. ક્રી. રૂ. ૨૨–૧૧–૯૪ તોહમતદારની રૂબરૂ આપેલ છે કે નહી તે જોવુ જોઇએ નસરૂદીન ૨૧ વી. રી ૫. દુરગાસોનાર ઈ. લો. રી. ૧૧ ક. ૫૮૦ **પુરાવા દાખલ ગણવાનો અધીકાર છે** પુરાવા દાખલ ગણી શકાય પણ તેવા પુરાવાપર આધાર રાખી ગુન્હેગાર ઠરાવી શકાય નહી સુબ્રાચંદ બીનનાગાપા મુ. હા. કો. ક્રી. રૂ. ૮–૩–૯૭ તોહમતદારની ગેરહાજરીમા આપી હોયતો દોષ અથવા નિરદોષપણાના પુરાવા દાખલ મુકી શકાય નહી અલીમુદીન ઈ. લો.

રી. ૨૩ ક. ૩૬૧ બીજા ખરા પુરાવાથી મજબુતી મલ્યા શીવાય આવી જુબાનીપર આધાર રાખી શીક્ષા થઇ શકે નહી રાણી વી. માલીયાબીન સન મખયા મુ. હા. કો. ક્રી રૂ. ૨૦ સને ૧૮૫૮ માજીસ્ટ્રેટે તોહમતદાર પૈકી એકને માફીનુ વચન આપ્યુ તે કબુલ રાખી જુબાની આપી ને સેસન કોર્ટમા ખેચી લેવામા આવી આ કલમ પ્રમાણે માજીસ્ટ્રેટની આગલ થએલી જુબાની પુરાવામા આપવા હરકત નથી રાણી વી. સોનેજુ ઇ. લો. રી. ૨૧ અ. ૧૭૫ પુરાવામા મુકવામા આવે એટલે પ્રોસીડીંગમા નોંધી તરજુમો કરીને મુકવી ગોર્વધન મુ. હા. કો. ક્રી. રૂ. ૬-૯-૮૭

**૨૮૯. (૧) ફરિયાદનું કામ ચલાવનારની તરફના શાહેદોની જબાની અને તોહોમતવાળાની જબાની (જો હોય તો) પુરી થઈ રહે, ત્યારે તોહોમતવાળાને પુછવું કે તારે પુરાવો રજુ કરવો છે કે નહિ.**

ફરિયાદનું કામ ચલાવનારની તરફના શાહેદોની જબાની લીધા પછી કેમ કરવું.

**(૨) તે કેહે કે મારે પુરાવો રજુ કરવો નથી, તો ફરિયાદનું કામ ચલાવનારે પોતાની તરફના મુકદમાનો સાર કહી સંભળાવવો; અને, જો કોરટની નજરમાં એવું આવે કે તોહોમતવાળાએ ગુન્હો કર્યો છે એવો કાંઇ પુરાવો નથી તો પછી આસેસરોની મદદથી જે કામમાં ઇનસાફ થતો હોય તે કામમાં તકસીરવાર નથી એવો ઠરાવ દફતરમાં દાખલ કરવાને, અથવા જે કામમાં જયુરીથી ઇનસાફ થતો હોય તે કામમાં તકસીરવાર નથી એવો ઠરાવ કહી સંભળાવવાનું જયુરીને ફરમાવવાને, કોરટ મુખત્યાર છે.**

**(૩) જો તોહોમતવાળો અથવા કેટલાએક તોહોમતવાળાઓમાંનો હરકોઇ તોહોમતવાળો કેહે કે મારે પુરાવો રજુ કરવો છે, અને કોરટની નજરમાં એમ આવે કે તોહોમતવાળાએ ગુન્હો કર્યો છે એવો કોઇ પુરાવો નથી તો પછી આસેસરોની મદદથી જે કામમાં ઇનસાફ થતો હોય તે કામમાં તકસીરવાર નથી એવો ઠરાવ દફતરમાં દાખલ કરવાને, અથવા જે કામમાં જયુરીથી ઇનસાફ થતો હોય તે કામમાં તકસીરવાર નથી એવો ઠરાવ કહી સંભળાવવાનું જયુરીને ફરમાવવાને, કોરટ મુખત્યાર છે.**

**(૪) જો તોહોમતવાળો અથવા કેટલાએક તોહોમતવાળાઓમાંનો હરકોઇ તોહોમતવાળો કહે કે મારે પુરાવો રજુ કરવો છે, અને કોરટની નજરમાં એમ આવે કે તેણે ગુન્હો કર્યો છે એવો પુરાવો છે, અથવા મારે પુરાવો રજુ કરવો નથી એવું તેના કેહેવા ઉપરથી ફરિયાદનું કામ ચલાવનાર પોતાની તરફના મુકદમાનો સાર કહી સંભળાવે અને કોરટની નજરમાં એમ આવે કે તોહોમતવાળાએ ગુન્હો કર્યો છે એવો પુરાવો છે, તો તોહોમતવાળાને તેનો જવાબ કરવા માંડવાનું કોરટે ફરમાવવું.**

ટીકા—**પુરી થઇ રહે** ફરીયાદી તરફનો કેસ પુરો થયા પછી તોહમતદારનો પુરાવો માગવો જોઇએ અને તે વખતે તોહમતદારને પોતાના બચાવમાં કીયા સાક્ષીઓ આપવાના છે તે સેસન કોર્ટે સોધી કાઢવું જોઇએ રાણી વી. મુ. ક. ૧૧૨ વિ. રી. ૨૨ અમુક ફરીયાદી તરફનો સાહેદ આવ્યો નહી હોય ને તેની જરૂર હોય તો કેસ મુલતવી રાખવો જોઇએ પણ તોહમતદારે પોતાનો બચાવ સરૂ કર્યો હોય તે પછી લેવો ન જોઇએ તોહમતદારે બચાવ સરૂ કર્યા

પછી માત્ર તોહમતદારે નવો કાંઇ કેસ મુકયો હોય તો તે વિરૂધ આપવાને માટે બોલાવી શ-કાય રાણી વી. રામકીશોર ૧૩ વિ. રી. ૩૬ બચાવ સરૂ કર્યા પછી ફરીયાદીના સાક્ષીને ફેર બોલાવ્યો ને તેણે આપેલી જુબાની વિરૂધ તોહમતદારને પુરાવો રજુ કરવાની તક ન આપ-વાની સજા રદ કરી ફરી કામ ચલાવવા હુકમ કર્યો રાણી વી. અસનઉલાહ ૧૩ વિ. રી. ૧૫ **પુછવું કે** × × × પુછવુંજ જોઇએ ન પુછે તો તે ભુલ ઢંકાઇ જાય તેવી નથી બ-ચાવમાં ઉતરવાનુ કહ્યા શીવાય જ્યુરીને આદેસ આપવો તે ખોટુ સમજાવ્યું ગણાય ઇમામ અલીખાન વી. નાથુખાન ઈ. લો. રી. ૨૩ કં. ૨૫૨ પુછવું જોઇએ જવાબ ન આપે તો તે વાત દફતરમા નોંધવી ગોપાળ ૧૫ વિ. રી. ૧૬ **પુરાવો નથી** આ શબ્દોનો અર્થ એવો ન-હી કરવો કે—ખરો સંતોષ કારક ને નિશ્ચય કારક જોઇએ જો કાંઇ પુરાવો હોય તો તે લઇ પુરો કરવો જોઇએ ને જ્યુરીથી થતા ઇનિસાફના કામમાં જ્યુરીને અને આસેસરથી થતા ઇનિસાફના કામમાં આસેસરનો અભીપ્રાય લીધા પછે જડજને હકીકત પરથી માલમ પડી આ-વસે તોહમતદારે ગુન્હો કર્યો છે એવો કાંઇ પુરાવો ન હોય તોજ કોર્ટ આગળ કામ ચલા-વ્યા શીવાય અથવા આસેસરનો અભીપ્રાય માગ્યા શીવાય અથવા જ્યુરીને બચાવમાં ઉતારવા ની તક આપ્યા શીવાય ગુન્હો નથી એમ ઠરાવવા કહીને ગુન્હો ના સાબીત ઠરાવી શકે રાણી વી. વજીરામ ઈ. લો. રી. ૧૬ મુ. ૪૧૪ રાણી વી. મતાલાલ ઈ. લો. રી. ૧૦ અ ૪૧૪ આ કલમ પ્રમાણે જ્યારે પુરાવો નહી હોય ત્યારે લાગુ પડે છે પણ તોહમત બરાબર નથી એનો સમાવેશ થઈ શકે નહી દવારકાલાલ વી. માહદેવો ઈ. લો. રી. ૧૨ અ. ૫૫૧ **ફરમાવવાને** તોહમતદાર વિરૂધ પુરાવો ન હોય તો જડજે નિરદોષ ઠરાવવા જ્યુરીને કેહેવુ જોઇએ પણ કે-દી ગુન્હેગાર છે કે નહી એમ કેહવાને જ્યુરીને બતાવવુ નહી રાણી વી. ગીરધારી માનજી તકસીરવાર નથી એમ ઠરાવેતો આસેસરનો અભીપ્રાય નોંધવાની જરૂર નથી પારવતી ૭ મુ. હા. કો. રી. ૮૨ નારાયણદાસ ઈ. લો. રી. ૧ અ. ૬૧૦ **જવાબ કરવા માંડવાને ફરમા-વવું** પુરાવાનો બોજો સરકાર પર છે દીવાની કેસો માફક સંભવીત હકીકતો પર આધાર ન રાખવો અનુમાન કરવા કરતા ઇનિસાફ કરવા કોરટ શક્તીમાન થાય એવો પુરાવો ન હોય તો બચાવ કરવા કેહેવું નહી ગણેશ ભીખાજી ઠાકુર મુ. હા. કો. ક્રી. ૨. ૭–૮–૯૫ નારાયણ નથુ મુ. હા. કો. ક્રી. ૨. ૨૬–૮ ૯૫.

**૨૯૦. પછી તોહોમતવાળો અથવા તેનો પ્લીડર પોતાની તરફનો મુકદ્દમો શરૂ કરવાને મુખત્યાર છે, અને તેણે તેમાં જે હકીકત ઉપર અથવા કાયદા ઉપર આધાર રાખવાનો પોતાનો ઇરાદો હોય તે હકીકત અથવા કાયદો કેહેવો, તથા ફરિયાદનું કામ ચલાવનારની તરફના પુરાવા ઉપર જે જે ટીકા પોતાને જરૂરની લાગે તે કરવી. પછી તે પોતાના શાહેદો હોય તો તેઓને તપાસવાને મુખત્યાર છે, અને તેઓની ઉલટ તપાસણી તથા ફરી તપાસણી કરવી હોય તો તે કર્યા પછી પોતાની તરફના મુકદમાનો સાર કહી સંભળાવવાને મુખત્યાર છે.**

જવાબ.

**ટીકા**—તોહમતદારોનો બચાવ એક મેકથી વિરૂધ હોય તો બીજો તોહમતદાર ઉલટ તપાસ કરી શકે રામચંદ ચેટરજી ઈ. લો. રી. ૨૧ ક. ૪૦૧ તોહમતદારે પ્રથમ કીધુ કે પુ-રાવો આપવો છે પછે ન આપ્યો હોયતો તેથી તેના વિરૂધ અનુમાન થઇ શકે નહી. હરીચર્ણ ચકરબતી ઈ. લો. રી. ૧૦ ક. ૧૪૦ ત્થા ઇ. લો. રી. ૮ ક. ૧૨૧ સાક્ષીઓ એમ જણાવે કે–અમે કાંઇ જાણુતા નથી તો પણ થોડા સ્વાલ પુછવા ને તોહમતદારના કેહવામાં કાંઈ સ-ચાઇ છે તે તપાસવુ. ક્ષ્નગર પટવા ૧૧ વી. રી. ૯.

૨૯૧. જે શાહેદનું નામ તોહોમતવાળાએ અગાઉ નહિ કહ્યું હોય તે શાહેદ હાજર હોય તો તેની જબાની તોહોમતવાળાને લેવા દેવી; પણ જે માજીસ્ત્રેટે તેનો ઇનસાફ થવા સારૂ તેને કમિટ કર્યો હોય તે માજીસ્ત્રેટને આપેલી ટીપમાં જે શાહેદોનાં નામ લખ્યાં હોય તે શિવાય બીજા કોઇ પણ શાહેદને સમન કરીને બોલાવવાનો હક, ૨૧૧ મી તથા ૨૩૧ મી કલમમાં કહેલા પ્રસંગ શિવાય બીજે પ્રસંગે નથી.

શાહેદોની જુબાની લેવા બાબત તથા તેઓને સમન કરાવવા બાબત તોહોમતવાળાનો હક.

ટીકા—બચાવના સાક્ષી હાજર ન હોયતો બચાવ લઈ કામ બંધ રાખવુ દુરસ્ત હોયતો રાખવું જુમીરૂદીન ૨૩ વિ. રી. ૫૮. માજીસ્ત્રેટની આગલ જે સાહેદોના નામ ન આપ્યા હોય તેને બોલાવવાને હક તરીકે માગણી કરી શકે નહી. બોઇદનાથસીંગ ૩ વિ. રી. ૨૯. જડજ યોગ્ય ધારેતો બોલાવવાની પરવાનગી આપી શકે. કાંતીતના ઈ. લો. રી. ૮ અ. ૬૬૮ ઘણા નામ લીસ્ટમાં આપ્યા હોય તેથી અરજી લેવાની ના પાડી શકાય નહી. નારાયણસીંગ ઇ. લો. રી. ૧૧ ક. ૭૬૨.

૨૯૨. જો તોહોમતવાળો અથવા તોહોમતવાળાઓમાંનો હરકોઇ પુરાવો રજુ કરે, તો ફરિયાદનું કામ ચલાવનારને પ્રત્યુત્તર આપવાનો હક છે એવું સમજવું.

પ્રત્યુત્તર આપવાનો ફરિયાદનું કામ ચલાવનારનો હક

ટીકા—પ્રત્યુતર આપવાનો હક આ કલમની મતલબ એવી છે કે દરેક બાજુને બીજાના પુરાવાની ટીકા કરવા તક આપવી જોઇએ પણ તોહમતદારે જ્યારે બચાવ ન આપ્યો હોય ત્યારે ફરીયાદ પક્ષને પ્રત્યુતર આપવાનો હક નથી રાણી વી. હરીચરન ઈ. લો. રી. ૧૦ ક. ૧૪૦ પ્રત્યુત્તર આપવાને હકદાર થસે એટલે આખા કેસપર આપવાને હકદાર થશે તેનો અર્થ એવો નથી કે જે તોહમતદારે સાક્ષી ન આપ્યો હોય તેની બાબતમાં સાર કેહવો ને જેને પુરાવો આપ્યો હોય તેનાજ વિરૂધ પ્રત્યુત્તર આપવો એવો અર્થ નથી સદાનંદ નારાયણ ઈ. લો. રી. ૧૮ મુ. ૩૬૪ ફરીયાદ પક્ષના સાક્ષીઓના ક્રોસ વખતે તોહમતદાર તરફથી કેટલાક દસ્તાવેજ પુરાવામાં મુકયા તેથી ફરીયાદ પક્ષને પ્રત્યુત્તર આપવાનો હક નથી રાણી વી. ક્રીસ્નાજી ઇ. લો રી. ૧૪ મુ. ૪૩૬ રાણી વી. ગ્રીસ ઈ. લો. રી ૧૦ ક. ૧૨૪ રાણી વી. સોલોમન ઇ. લો. રી. ૧૭ ક. ૯૩૦ પણ જુઓ રાણી વી. કાકટાપાથી ઇ. લો. રી. ૧૧ મ. ૩૩૯ રાણી વી. મોસ ઇ. લો. રી. ૧૬ અ. ૮૮

૨૯૩. (૧) જ્યારે કોરટ એમ ધારે કે જે ગુન્હાનું તોહોમત મુકયું છે તે ગુન્હો જે જગાએ કર્યાનું કેહેવામાં આવ્યું છે તે જગા, અથવા બીજી જે જગાએ ઈનસાફને લગતી મુદાની બીજી કોઇ પણ વાત બન્યાનું કેહેવામાં આવ્યું છે તે જગા, જયુરીએ અથવા આસેસરોએ નજરે જોવી જોઇએ ત્યારે કોરટે તે પ્રમાણે હુકમ કરવો, અને કોરટના કોઇ અમલદારના હવાલામાં તે જયુરીને અથવા આસેસરોને એકઠા તે જગાએ લઇ જવા, અને તે જગા કોરટે નિમેલા કોઈ શખસે તેઓને દેખાડવી.

જયુરીએ અથવા આસેસરોએ કાંઇ જગા નજરે જોવા બાબત

(૨) તે અમલદારે કોરટની રજા શિવાય બીજા કોઈ પણ શખસ ને તે જ્યુરીમાના અથવા આસેસરોમાંના કોઈની જોડે બોલવા અથવા ચિઠી પત્રી વગેરે વડે વ્યવહાર ચલાવવા દેવો નહિ અને કોરટ બીજી રીતે ફરમાવે નહિ તો તે જગા જોવાનું કામ પુરૂં થઇ રેહે એટલે તુરત તેઓને પાછા કોરટમાં લઈ જવા.

ટીકા—જગો જોતા પેહલા પક્ષકારને નોટીસ આપવી જોઇએ ને જગો જોવાનુ કામ અભીપ્રાય લેતા અવલ કરવુ જોઇએ આઉધ બીહારીસીંગ ૧ ક. લો. રી. ૧૪૩ ગુન્હાવાલી જગોએ સાક્ષી તપાસવાનુ કામ જડજ આસેસરોને સોપા શકે નહી છત્રધારીસીંગ ૫ વિ. રી. ૫૯

જ્યુરરની અથવા આસેસરની જબાની કયારે લેવાનો અખત્યાર છે.

૨૯૪. કોઈ જ્યુરર અથવા આસેસર સંબંધ રાખનારી કોઈ લગતી હકીકતથી પોતાની જાતે વાકેફ હોય તો હું એ વાતથી વાકેફ છું એવું જડજને જાહેર કરવાની તેની ફરજ છે, અને પછી બીજા કોઇ શાહેદની માફકજ તેને સમ આપીને તેની તપાસણી, ઉલટ તપાસણી તથા ફરી તપાસણી કરવાનો અધિકાર છે.

ટીકા—શંકા વગર અને સ્થાપીત થએલો રૂલ છે કે–જ્યુરીના માણસને સોગન આપી સાહેદ તરીકે જુબાની લઇ શકાય જ્યુરી તરીકે બેસે ને મત આપે તેથી સાક્ષી આપવાને ના લાયક નથી રાણી વી. મુકતા ૪ બે. લો. રી. ૧૫

જે દિવસપર બેઠક મુલતવી રાખી હોય તે દિવસે જ્યુરીએ અથવા આસેસરોએ હાજર રેહેવું.

૨૯૫. જે કોઇ ઇનસાફનું કામ મુલતવી રાખવામાં આવે, તો જ્યુરીએ અથવા આસેસરોએ મુલતવી રાખેલા બેઠકે હાજર થવું અને ઈનસાફનું કામ પુરૂં થતાં સુધી પછીની દરેક બેઠકે હાજર રેહેવું.

જ્યુરીને પુરી રાખવા બાબત

૨૯૬. હાઇકોરટની આગળ કોઈ મુકદમાનો ઇનસાફ એક કરતાં વધારે દિવસ સુધી ચાલે તે દરમિયાનમાં જ્યુરીને એકઠી રાખવા બાબત તે હાઇકોરટ વખતે વખતે કાનુનો કરવાને મુખત્યાર છે; અને જ્યુરરોને તે કોરટના કોઇ અમલદારના હવાલામાં એકઠા રાખવા કે તેમને પોતપોતાને ઘેર પાછા જવા દેવા અને રાખવા તો કેવી રીતે રાખવા તે બાબત પ્રેસુખ જડજ સદરહુ કાનુનોને અનુસરીને હુકમ કરવાને મુખત્યાર છે.

## ૬.—જે મુકદમાઓનો ઇનસાફ જ્યુરીથી કર્યો હોય તે મુકદમાઓમાં ઈનસાફનો છેડો.

જ્યુરીને આદેશ

૨૯૭. જે મુકદમાઓનો ઇનસાફ જ્યુરીથી કર્યો હોય તે મુકદમાઓમાં તોહોમતનો જવાબ દેવાનું કામ પુરૂં થઇ રેહે અને ફરિયાદનું કામ ચલાવનારને પ્રત્યુત્તર આપવો હોય તો તે પ્રત્યુત્તર આપે એટલે કોરટે જ્યુરીને આદેશ આપવા માંડવો, તેમાં ફરિયાદનું કામ ચલાવનારની તરફના તથા તોહોમતવાળાની તરફ

**ના શાહેદી પુરાવાનો સાર કહી સંભળાવવો અને જે કાયદા પ્રમાણે જ્યુરીએ ચાલવું તે કાયદો કહેવો.**

**ટીકા—સાર કહી સંભળાવવો.** એ જરૂરનુ છે. કારણકે શુ સુચવ્યુ ને શુ ચુકાદો આપો તે તેનાથી જાણી શકાય રાણી વી. અમીરૂદીન ૭ બે લો. રી. ૬૩ આદેસ આપતી વખતે બને પક્ષકારના પુરાવાની વાસ્ત વીકને પુરેપુરી હકીકત જ્યુરીને જડજે સોપવી જોઇએ ને તેનાપર કાયદો કેવી રીતે સંબંધ રાખે છે ને ક્યા ભાગોપર કેટલુ વજન આપવુ તે પણ બતાવવુ. સાર કેહવામાં ભુલ એ કાયદાની ભુલ છે રાણી વી. ફતેહચંદ ૫ મુ. હા. કો. રી. ૮૫ પુરાવામાં શું શુ તફાવત છે ને શુ મળતુ નથી અને કેદીના લાભમાં ને ગેરલાભમાં કીયો પુરાવો છે તે સમજાવવુ ચંદ્રકુમાર ૨૫ વિ. રી. ૫૪ આ દેશ ન આપ્યો હોય તો ફરી કામ ચલાવવા હુકમ થાય ૯ વિ. રી. ૫૧ તોહમતદાર ગુન્હેગાર છે અથવા નિર અપરાધી છે. એ વિષેનો વિચાર જણાવવો નહી. ૧ વિ. રી. ૨ સાહેદીના દરેક શબ્દ બાબત જણાવવાની જરૂર નથી મુખ્યસાર વ્યાજબી ડાહપણથી બતાવવો રાણી વી. સેપર્ડ ૧૩ વિ. રી. ૨૩ પુરાવામાં મુખ્ય મુદા કીયા છે ને તેનો સંબંધ તોહમતદારની સાથે કેવી રીતે લાગુ પડે છે તે બતાવવુ ટુકામાં વ્યાજબી ન્યાય થવા જડજે જ્યુરીને મદત આપવી. બુલાખી કુરમી. ૬ વિ. રી. ૭. સાર કેહતા કાયદો કેમ લાગુ પડે છે તે બતાવવુ ૮ વિ. રી. ૮૭ સાર કેહતા તોહમતદાર અગાઉ ખરાબ ચાલનો હતો એ કેહવુ નહી. કુલમશેખ ૧૦ વિ. રી. ૩૯.

**૨૯૮. (૧) સદરહુ મુકદમાઓમાં જડજનું કામ હેઠળ લખ્યા પ્રમાણેછે.**

જડજનું કામ.

(અ) કાયદાની જે તકરારો ઈનસાફ ચાલતી વખતે નિકળે તે સઘળી તકરારોનો, અને વિશેષે કરીને જે હકીકતો સાબિત કરવાનો વિચાર હોય તે હકીકતોનાં લાગુપણા બાબત, તથા કાંઈ પણ પુરાવો દાખલ થઈ શકે કે નહિ તે બાબત અથવા પક્ષકારોએ અથવા તેમની તરફથી પુછેલા સવાલોની યોગ્યતા બાબત સઘળી તકરારોનો ફેંસલો કરવો; અને પોતાની નજરમાં આવે તો, દાખલ ન થઇ શકે એવો પુરાવો રજુ થતો અટકાવવો, પછી તે પુરાવા બાબત પક્ષકારોએ હરકત લીધી હોય કે નહિ હોય તો પણ;

(બ) ઈનસાફની વખતે પુરાવામાં આપેલા સઘળા દસ્તાવેજોના અર્થ તથા અન્વયબાબત ફેંસલો કરવો;

(ક) મુકરર બાબતોનો પુરાવો અપાય એટલા માટે હકીકતની જે બાબતો સાબિત કરવાની જરૂર હોય તે સઘળી બાબતોનો ફેંસલો કરવો;

(ડ) કાંઇ તકરાર નિકળે તેનો નિકાલ પોતે કરવો કે જ્યુરીએ કરવો તે બાબત ફેંસલો કરવો, અને એ બાબત તેનો ફેંસલો જ્યુરોને બંધક છે.

(૨) શાહેદી પુરાવાનો સાર કહી સંભળાવતી વખતે પોતાની નજરમાં યોગ્ય જણાય તો હકીકતની કાંઇ તકરાર અથવા કાયદાની અને હકીકતના એ બેઉની ભેગી કાંઇ તકરાર તે કામને લગતી હોય તે બાબત પોતાનો અભિપ્રાય જ્યુરીને જણાવવાને જડજ મુખત્યાર છે.

## દષ્ટાંતો.

**(અ) જે શખસ તે કામમાં શાહેદ ન હોય તે શખસે કાંઈ મજકુર કહ્યો હોય તે મજકુરનો પુરાવો જે હકીકત ઉપરથી દાખલ થઈ શકે તે હકીકત સાબિત થઈ છે એ સબબ પરથી તે મજકુર સાબિત કરવાનો વિચાર છે.**

**તેવી હકીકત હતી એવું સાબિત થયું છે કે નહિ તેનો નિશ્ચય કરવો એ જડજનું કામ છે જ્યુરીનું કામ નથી.**

**(બ) જે અસલ દસ્તાવેજ ખોવાઈ ગયાનું અથવા જેનો નાશ થઈ ગયાનુ કેહેવું હોય તે દસ્તાવેજનો ઉપપુરાવો આપવાનો વિચાર છે.**

**તે અસલ દસ્તાવેજ ખોવાઇ ગયલો છે કે નહિ અથવા તેનો નાશ થઈ ગયો છે કે નહિ તેનો નિશ્ચય કરવો એ જડજનું કામ છે.**

**ટીકા**—કેસની હકીકત પર સંબંધ રાખતો હોય તે કામદો જ્યુરી સમજી શકે તેવી રીતે તેને સુચના આપવી એ જડજની ફરજ છે અને બરાબર રીતે સમજી અમુક મુદ્દાનુ નિરાકરણ કરી શકે તેવી રીતે કાયદાનો ખુલાસો કરવામાં ના આવ્યો હોયતો તે કાયદા કે હકીકત સંબંધી ભુલ કરી ખોટી રીતનુ સમજાવવું ગણાય છે. રાણી વી. ઝબુ માહટન ઈ. લો. રી. ૮ ક. ૭૩૯ (૧૨ બે. લો. રી. ૨૩૩) એક કેદીએ બતાવેલી હકીકત તેની સાથેના કેદીના વિરૂધ પુરાવામાં લઇ શકાય નહી એ સેસન જડજે જ્યુરીને નહી બતાવ્યાથી અગત્યની ભુલ ગણાય છે. અને જો કે-કેદીઓમાંના દરેકની વિરૂધ શું પુરાવો છે તે બતાવ્યુ હતુ તો પણ આ ભુલ રજુઆતમાં અગત્યની ગણાય છે. રાણી વી. શેખમીયા ૬ મુ. હા. કો. રી. ૧૦

જડજે જ્યુરીને સમજાવવુ જોઇએ કે સોબતીનો પુરાવો બીજા પુરાવાથી મજબુતી મળ્યા શીવાય કબુલ રાખવો ન જોઇએ ને તે પ્રમાણે ન જણાવ્યુ હોયતો ખોટુ સમજાવ્યુ એમ ગણાય રાણી વી. અરૂમગ. ઈ. લો. રી. ૧૨ મ. ૧૯૬

તકરારમાં બતાવેલાં બનાવટી દસ્તાવેજ ને મથાળે ડાધાઓ અથવા ફેરફાર કરેલો ખુલ્લી રીતે માલમ પડે તો તે બાબત જ્યુરીના ધ્યાનમાં લાવવાને જડજને હરેક જાતનો હક છે. રાણી વી. કીસોર મોહનદત્ત ૧૭ વિ. રી. ૫૮

ખુનથી ઉતરતા દરજાનુ શીક્ષણીય મનુષ વધનો કેસ જ્યુરીને સોંપીને અને તે ગુન્હાને માટે જુદી સજા બનાવીને જડજે જ્યુરી પાસે માંગવુ જોઇએ કે-પીનલકોડ ક. ૩૦૪ મુજબ કઈ જાતનુ શીક્ષણીય મનુષવધ કેદીએ કર્યું છે આવી રીતે જડજે જ્યુરી પાસે નહી માગવાથી હાઈકોરટે ઠરાવ્યુ કે—તે ગુન્હામાં બતાવેલી વધારે હલકી સજા કરવા લાયક ગુન્હો કર્યો છે. રાણી વી. અમીરખાન ૧૨ વિ. રી. ૩૫ (૬ બે. લો. રી. અપે. ૮૭) રાણી વી. કાસીચરન ૧૫ વિ. રી. ૧૭ રાણી વી. સમસેર ૯ વિ. રી. ૫૧

ઇ. પી. કો. ક. ૩૬૬ ના ગુન્હા માટે જ્યુરીથી થતા ઈનિસાફના કામમાં ઈરાદાના સ્વાલ વિશે. જ્યુરીને નિચે મુજબ જણાવ્યુ કે-ઈરાદાનો સ્વાલ વિચારવાનો બાકી રેહ છે. તોહમત એવુ છે કે-છોડીને જુલમથી કે ફોસલાવીને જાર કરમ કરવાના ઈરાદાથી લઇ ગયો ને તેથી કેહવાને માટે બસ છે કે-હકીકતથી બીજા અનુમાન પર જવાને માટે સંભવતુ કારણ નથી. જ્યારે જુવાન છોકરીને તેના બાપના ઘરમાંથી રાત્રે લઈ જાય તેથી અનુમાન થાય છે કે તે ઈરાદાથી લઈ ગએલો જો હરણ કરયાનુ કબુલ કરીને બીજા ઈરાદાથી લઈ ગયો હ-

તો તે સાબીત કરવાની છુટ છે ઠરાવ્યુ કે આમ સમજાવવુ તે જ્યુરીને ખોટુ સમજાવ્યુ ગણુ-ય ઇરાદાનો સ્વાલ એ તદન હકીકત પર આધાર રાખે છે. પણ તે જે રીતે મુક્યો છે તે રીતે ૫રજબધી નહી પણ જડજે જે વિચાર લીધો છે. તે કબુલ રાખે એવી રીતે મુકેલ છે. રાણી વી. હુફેસ ઇ. લો. રી. ૧૪ અ. ૨૫ એવો કાંઇ પુરાવો નથી કે–તોહમતદાર કે તેના તરફના માણુસ પોલીસ જમાદાર સાથે મળી જવા યત્ન કરતા હતા અને એવો પુરાવો નહી છતાં જુબાનીઓ લખી લેનાર જમાદાર તોહમતદાર તરફની બાજુ પૈસાવાળી છે તેથી સાક્ષીઓની જુબાની લખી લેવામાં વગ લાગી હશે એમ જ્યુરીને સમજાવવું એ ગેરકાયદે છે. રાણી વી. રોધુનીસીંગ ઈ. લો. રી. ૯ ક. ૪૫૫.

જ્યુરીએ મસલત કર્યા પછી આવીને બને કેદીઓ ઉપર રાખેલા તોહમતનો આ ગુન્હેગાર નથી એવું એકમતે ઠરાવીને જડજે કહ્યું કે—તેઓના ધારવા પ્રમાણે ગુન્હો એક કેદીએ ક રેલો છે પણ તે ગુન્હો પીનલકોડની કઇ કલમમાં આવી જાય છે એ વિશે ખાત્રી થતી ન થી તે પરથી જડજે પીનલકોડની કઇ કલમમાં ગુન્હો આવી જાય છે તે નિરાકરણ કરવાનું તેમને સોંપીને એક નકલ પીનલકોડની મંગાવી આપી ઠરાવ્યું કે—જડજે પોતાની ફરજ બ-જાવી નહી કારણ કે ગુન્હો થએલો હતો તે વિષે શો શક હતો એ તેણે જ્યુરીને પુછવું હ-તું અને તેમને કાયદો સમજાવીને કેદી સામે મળી આવેલી હકીકત તેઓ માનેતો કેવી રીત નો ગુન્હો થાય એ તેમને બતાવવું જોઇતું હતું રાણી વી. જસપથસીંગ ઇ. લો. રી. ૧૪ ક. ૧૫૪ ફરીયાદ પક્ષ તરફથી આધાર રખાતા દસ્તાવેજની કાયદેસર ગોઠવણ શી છે તે જ્યુરીને સમજાવવું જોઇએ રાણી વી. સેટલચંદર ૩ વિ. રી. ૬૯ જડજ કેસ એકંદર કરતી વખતે પોતાના મતને પુરાવાથી જે અસર થઇ હોય તે કેહવાને તે હકીકતના સ્વાલપર સલાહ આપવા ને બંધાએલ છે દવારકાનાથસેન ૧૩ વિ. રી. ૩૪.

એક અથવા બે નજીવા મુદા ઉપર સાહેદીઓએ જુદી હકીકત બતાવ્યા'ની બીજી રીતે મલતા આવતા પુરાવાની ઘણી હકીકત ઉપર ભરૂસો નહી રાખવાને જ્યુરીને ચેતવણી આપવા માં જડજે પુખ્ત વિચાર કરવો જોઇએ અને જ્યુરીને ખોટુ સમજાવવાનો વાંધો ઉઠાવવાનું આમ કાંઈ કારણ મળી આવતુ નથી રાણી વી. બસ્તીખન ૧ વિ. રી. ૫૭.

જડજે પ્રથમ બને બાજુનું કબુલ હોય તે હકીકત જ્યુરીને સમજાવવીને પછે જ્યુરીને કીયા પ્રસ્ન ચુકવવાના બાકી રહ્યા છે તે સમજાવવુ જોઇએ પછે કેસનું એકંદર સમજાવવું ઘણું સઘવડતાવાળુ ધારણ કરવું કે જેથી જ્યુરી ખુલ્લી રીતે ને વગરશકે પુરાવાનો સાર સમજી શકે તે વિચારો વલણ પુરાવામાંથી લેવુ જોઇએ રાણી વી. રાજકીમત બોસ ૧ બે. લો. રી. અપે. ૩૫.

કેસના પુરાવાનો સાર સમજાવતા જડજે બચાવના પુરાવાનો સાર કહી સંભળાવવો મુકી દીધેલો. હાઈકોરટને તે પુરાવો ભરૂસા વગરનો લાગ્યો તેથી ઠરાવ્યુ કે—પુરાવાનું સમજાવવું મુકી દીધાથી કેસના એકંદરને કાંઇ બાધ આવ્યો નથી. રાણી વી. રોચીઆ ઇ. લો. રી. ૭ ક. ૪૨.

જડજે જ્યુરીને ખોટુ સમજાવ્યુ છે કે નહી એ બાબતનો વિચાર કરતી વખતે એકંદર કરેલા આખા કેસનો પરિણામ ધ્યાનમાં લેવો જોઇએ અને તેવી રીતે ધ્યાનમાં લેતા એકંદર કરી વ્યાજબી રીતે જ્યુરીને સમજાવવામાં આવ્યો છે એવું કોર્ટને લાગે તો જો કે કેટલીક મુદાની બાબતો જ્યુરીને સમજાવવી રહી ગઇ હોય તોપણ હાઈકોરટ દરમીયાન થઇ શકતી નથી. રાણી વી. પેસ્તનજી દીનશા ૧૦ મુ. હા કો. રી. ૭૫.

જ્યુરીએ રજુઆત ચલાવી ગુન્હેગાર ઠરાવ્યા ઉપર કરેલી અપીલો જેમા કાયદા વિરૂધ્ધ પુરાવો દાખલ કરવામા આવ્યો હોય તેવી અપીલોનુ જેવી રીતે જડજે જ્યુરીને કાયાદ કે હકી

કત સંબંધી ભુલ કરી ખોટુ સમજાવ્યુ હોય અથવા બીજી કાંઇ વ્યાજબી સુચના આપવામા ભુલ કરી હોય અને જેના ઉપર અપીલો થઇ હોય તેવી રીતના નિયમ પ્રમાણે તેનુ નિરાકરણ કરવુ જોઈએ કાયદા વિરૂધ પૂરાવો દાખલ કરવામા આવ્યોછે એવું અપીલ કોર્ટને જે કેસમા માલમ પડે તે કેસમા વિચાર ફરવો જોઈએ કે આવી રીતે દાખલ થએલા પુરાવાથી જ્યુરીનો વિરધ અભીપ્રાય બંધાઈ કાંઇ નુકસાન થવાનો સંભવ છેકે નહી અને એવી રીતે સંભવછે અવુ કોર્ટનુ ધારવુ હોય તો ત્રણે આસેસરની મદતથી સેસન જડજે રજુઆત ચલાવી છે એવું તે ધારશે ફેંસલાની મજબુતીના (ખોટી રીતે દાખલ કરેલા પુરાવા શીવાય) બીજો જોઇએ તેવો પુરાવો હોય તો શીક્ષા બાહાલ રાખવામાં આવશે કોઈ કામમાં પુરાવો એવી રીતનો માલમ પડે કે જે કોર્ટે તે પુરાવો લીધો છે તે કોર્ટ શીવાય બીજી કોર્ટ તેની વાજબી રીતે ખરી કીમત કરી શકે નહી એવુ અનુમાન થાયતો ખાસ કેસોમાંજ નવી રજુઆત ચલાવવાનો હુકમ કરવામાં આવસે રાણી વી. રામસ્વામી ૬ મુ. હા. કો. રી. ૪૭.

**૨૯૯. જ્યુરીનું કામ હેઠળ લખ્યા પ્રમાણે છે—**

જ્યુરીનું કામ.

**(અ) મુકદ્દમામાંની હકીકતોની કઇ બાજુ ખરી છે તે નક્કી કરવું અને પછી તે બાજુને આધારે જે ઠરાવ જડજના આદેશ પ્રમાણે કહી સંભળાવવો જોઇયે તે ઠરાવ કહી સંભળાવવો;**

**(બ) (કાયદાના શબ્દોશિવાય બીજા) જે પારિભાષિક શબ્દોનો તથા જે શબ્દોનો અર્થ અસાધારણ અર્થમાં કર્યો હોય તથા તે નક્કી કરવાની જરૂર હોય તે સઘળાનો અર્થ નકી કરવો પછી તે શબ્દો દસ્તાવેજમાં આવ્યા હોય કે નહિ તોપણ;**

**(ક) જે તકરારોને કાયદા પ્રમાણે હકીકતની તકરારો ગણવી જોઈયે તે સઘળી તકરારોનો ફેંસલો કરવો;**

**(ડ) સામાન્ય બોધમ વાકયો હોય તે અમુક પ્રસંગને લાગુ છે કે નહિ તેનો ઠરાવ કરવો, પણ તે વાકયોનો સંબંધ કાયદા પ્રમાણે કામ ચલાવવાની રીત સાથે હોય અથવા તેઓનો અર્થ કાયદાથી નક્કી કર્યો હોય તો એ બેઉ પ્રસંગે તેઓનો અર્થ ઠરાવવો એ જડજનું કામ છે, જ્યુરીનું નથી.**

**દષ્ટાંતો.**

**(અ) ન ના ખુન બાબત અ નો ઇનસાફ ચાલે છે.**

**ખુનમાં અને શિક્ષણીય મનુષ્ય વધમાં કેટલો ફેર છે તે જ્યુરીને સમજાવવો અને હકીકતોની કઈ સમજ પ્રમાણે અ ની ઉપર ખુનનો અથવા શિક્ષણીય મનુષ્ય વધનો ગુન્હો, સાબિત થયાનો ઠરાવ કરવો, અથવા કઇ સમજ પ્રમાણે અ એ ગુન્હો કર્યો નથી એવો ઠરાવ કરવો એ તેઓને કેહેવું એ જડજનું કામ છે.**

**હકીકતોની કઇ સમજ ખરી છે એનો નિશ્ચય કરવો, અને જડજનો આદેશ ખરો અથવા ખોટો હોય અને તે પ્રમાણેજ પોતાનું મત હોય કે નહિ તોપણ તે આ દેશ પ્ર-**

**માણે પોતાનો ઠરાવ કહી સંભળાવવો એ જ્યુરીનું કામ છે**

**(બ) તકરાર એવી છે કે કોઈ અમુક બાબત ઉપર કોઈ શખસે વાજબી મત ધારણ કરેલો કે નહિ,—કામ ઘટિત હુશીયારીથી અથવા બરાબર મેહેનત કરીને કરેલું કે નહિ.**

**આમાંની દરેક તકરારનો નિશ્ચય કરવો એ જ્યુરીનું કામ છે.**

વિચાર કરવાને એકાંતમાં જવા બાબત.

**૩૦૦. જે મુકદમાઓનો ઇનસાફ જ્યુરીથી થતો હોય તે મુકદમાઓમાં જડજે પોતાનો આદેશ પુરો કર્યા પછી જ્યુરી પોતાના ઠરાવ બાબત વિચાર કરવાને એકાંતમાં જવાને મુખત્યારછે.**

**કોરટની રજા વગર જ્યુરર શિવાય બીજા કોઇ શખસે સદરહુ જ્યુરીના કોઇપણ મેંબરની જોડે બોલવું નહિ અથવા ચિઠ્ઠી પત્રી વગેરે વડે વ્યવહાર ચલાવવો નહિ.**

**ટીકા—**ઈ. લો. રી. ૯ ક. ૫૪૪ રાણી વી. રાધુનીના કામમાં ફીલ્ડ જડજે નિચે મુજબ જણાવ્યું છે "એમ માલમ પડે છે કે જ્યુરી ફકત આઠ મિનીટ માટે વિચાર કરવા ગયા હતા" આ કેસ જોતા પુરાવાનો વિચાર કરવાને અને પુખ્ત વિચાર કરવાને માટે પુરતો વખત નથી.

ઠરાવ કહી સંભળાવવા બાબત.

**૩૦૧. જ્યારે જ્યુરી પોતાના ઠરાવ બાબત વિચાર કરી રેહે ત્યારે તેમનો જે ઠરાવ હોય તે અથવા તેમાંના અર્ધાધિકોનો જે ઠરાવ હોય તે જ્યુરીના અગ્રેસરે જડજને જણાવવો.**

**ટીકા**—જડજે દરેક આસેસરનો અભીપ્રાય સ્પષ્ટ રીતે લખી લેવો જોઇએ ને જ્યુરીમાં જડજે તેમનો ઠરાવ કહી સંભળાવવાનું તેમને કહેવુ જોઇએ. રાણી વી. મુસામતમીના ૩ વિ. રી. ૬ કાયદા પ્રમાણે જ્યુરરે તેની અગાડી મુકેલા કેસમાં પોતાની અકલ પ્રમાણે ચાલી પુરાવા પરથી ફેંસલો આપવો જોઇએ પણ પોતાના સોબતીઓના મત પ્રમાણે વિચાર કરયા વગર ચાલવુ જોઇએ નહી પાંચ માણસની જ્યુરીમાં ત્રણ માણસમાનો એક માણસ બે માણસોએ કરેલી તપાસ અને તજવીજ ઉપર આધાર રાખતો હોય તો ત્રણ માણસોએ આપેલો ફેંસલો કાયદેસર રીતે વધારે મતનો ફેંસલો ગણાતો નથી. પીતાંબર વી. નાસારૂદી ૨૫ વિ. રી. ૪ જ્યુરી ગુન્હેગાર નથી એવો પોતાનો ઠરાવ મોઘમ આપી શકે છે તેઓ હકીકત પરથી છોડી દે છે કે કાયદાથી તે કહેવાને બંધાએલા નથી રાણી વી. ગોરાચંદ ૩ બે. લો. રી. ૧

જ્યુરીવાળાઓનાં જુદાં જુદાં મત હોય ત્યારે કેમ કરવું.

**૩૦૨. જ્યુરીનાં સઘળાં માણસો એક મત ન હોય, તો વધારે વિચાર કરવા સારૂ એકાંતમાં જવાનું તે જ્યુરીને ફરમાવવાને જડજ મુખત્યાર છે. જડજ યોગ્ય ધારે તેટલી મુદત પછી જ્યુરીનાં સઘળાં માણસો એક મત ન હોય તોપણ તે જ્યુરી પોતાનો ઠરાવ કહી સંભળાવવાને મુખત્યાર છે.**

**ટીકા—એકમત ન હોય** તો વધારે વિચાર કરવાં સારૂ જવાને જડજ ફરમાવી શકે ગવર્નમેંટ ઓફ બેંગાળ વી. મહાડી ઈ. લો. રી. ૫ ક. ૮૭૧.

દરેક તોહોમત બાબત ઠરાવ કહી સંભળાવવો.

**૩૦૩. (૧) કોરટે બીજી રીતે હુકમ કર્યો ન હોય, તો જે તોહોમતો ઉપરથી તોહોમતવાળાનો ઇનસાફ કર્યો હોય તે સઘળાં તોહોમતો બાબત જ્યુરીએ પોતાનો ઠરાવ કહી સંભળાવવો, અને તેમનો ઠરાવ શો છે તેનો નિશ્ચય કરવા સારૂ જે સવાલો પુછવાની જરૂર હોય તે સવાલો**

જ્યુરીને સવાલ પુછવા નો જડજને અધિકાર છે.

**તેઓને પુછવાને જડજ મુખત્યાર છે.**

સવાલો તથા જવાબો દફતરમાં દાખલ કરવા.

**(૨) સદરહુ સવાલો તથા તેમના જવાબો દફતરમાં દાખલ કરવા.**

ટીકા—**તેમનો શો ઠરાવ છે તેનો નિશ્ચય કરવા સારૂ** જ્યુરીનો ખરો ઠરાવ શુ છે તેનો નિશ્ચય કરવા સારૂ જ્યુરીને જડજ તેના સ્વાલો પુછી શકે છે પણ જ્યાં જ્યુરીનો ઠરાવ અસ્પષ્ટ ન હોય પછે તે ભુલ ભરેલો હોય તો પણ જડજની ફરજ છે કે— બીજા સ્વાલો પુછ્યા શીવાય દાખલ કરવુ ધનીમની અરજી બાબત ઇ. લો. રી. ૯ ક. ૫૩ રાણી વી. દાદા અના ઈ. લો. રી. ૧૫ મુ. ૪૫૨ અસ્પષ્ટ જેવોકે–ઇરાદો ગ્યાન ઉશકેરણી વીગેર બાબતમાં ખુલ્લી રીતે ન જણાવ્યું હોય તો પુછી શકે–અબદુલ રઝક મુ. હા. કો. ફી. રૂ. ૨–૧૦–૯૪ **સ્વાલો ને તેમના જવાબો** સ્વાલ ને જવાબ નોંધવા જોઇએ પણ તેનો સાર નોંધવો નહી ઝુમુની અરજી બાબત ઈ. લો. રી. ૮ ક. ૭૩૯ બે અથવા ત્રણ હકીકત પર કેસનો અટકળનો આધાર રહેતો કાયદાથી કે નિયમથી જડજને ચોખો ને ટુંકો ઠરાવ પુછવાને હરકત નથી રાણી વી. દાદાઅના ઇ. લો. રી. ૧૫ મુ. ૪૫૨

જ્યુરીનો ઠરાવ સુધારવા બાબત.

**૩૦૪. જ્યારે અકસ્માતથી અથવા ભુલથી ખોટો ઠરાવ કહી સંભળાવ્યો હોય, ત્યારે તે દફતરમાં દાખલ કરતાં પેહેલાં અથવા દાખલ કર્યા પછી તુરત તે ઠરાવમાં સુધારો કરવાને જ્યુરી મુખત્યાર છે, અને આખરે સુધાર્યા પ્રમાણે તે ઠરાવ થવો જોઇયે.**

હાઇકોરટમાં જ્યુરીના ઠરાવ પ્રમાણે ક્યારે ચાલવું.

**૩૦૫. (૧) જ્યારે હાઇકોરટની આગળ જે મુકદમાનો ઇનસાફ કર્યો હોય તે મુકદમામાં જ્યુરીનાં સઘળાં માણસો એકમત હોય અથવા જ્યારે તેમાંના છ જણ એકમત હોય અને જડજ તેમની સાથે મળતો આવે, ત્યારે જડજે સદરહુ મત પ્રમાણે ફેંસલો આપવો.**

**(૨) જ્યારે સદરહુ પ્રકારના કોઇ પણ મુકદમામાં જ્યુરીની ખાત્રી થાય કે અમે એકમત થઈશું નહિ, પણ તેમાંના છ જણ એકમત હોય, ત્યારે અગ્રેસરે જડજને તે મુજબ ખબર આપવી.**

બીજે પ્રસંગે જ્યુરીને રજા આપવા બાબત.

**(૩) જો જ્યુરીમાંના અર્ધાધિક સાથે જડજ મળતો ન આવે, તો તેણે જ્યુરીને એકદમ રજા આપવી.**

**(૪) જ્યુરીમાંના નિદાન છ જણ એકમત ન હોય તો, પોતાને યોગ્ય લાગે એટલો વખત વીત્યા પછી જડજે જ્યુરીને રજા આપવી.**

ટીકા—જ્યારે જ્યુરી એકમતે ન થાય તો જડજ નવી જ્યુરીને નિમવાને બંધાએલ નથી રાણી વી. અરજુન ૧ વિ. રી ૪૧

સેશન કોરટમાં જ્યુરીના ઠરાવ પ્રમાણે ક્યારે ચાલવું.

**૩૦૬. (૧) જે મુકદમાનો ઈનસાફ સેશન કોરટની આગળ કર્યો હોય તે મુકદમામાં જ્યુરરોનો અથવા જ્યુરરોમાંના અર્ધાધિકનો ઠરાવ નાકબુલ કરવાની જરૂર નથી એમ જડજને લાગે, ત્યારે તેણે તે ઠરાવ મુજબ ફેંસલો આપવો.**

(૨) તોહોમતવાળો બિન તકસીવાર ઠરે, તો જડજે તેની ઉપર ગુન્હો નાસાબિત થયાનો ફેંસલો દફતરમાં દાખલ કરવો. તોહોમતવાળો તકસીરવાર ઠરે, તો જડજે કાયદા મુજબ તેની ઉપર શિક્ષાનો હુકમ કરવો.

ટીકા—જ્યુરીના ઠરાવની સાથે મળતો આવે છે કે નહી તે સેસન જડજે કહેવું જોઇએ. રાણી વી. બાહાર અલી ૧૫ વિ. રી. ૪૬

જ્યારે જ્યુરીનો ઠરાવ-સેશન જડજ નાકરે ત્યારે કેમ કરવું.

૩૦૭. (૧) સદરહુ પ્રકારના કોઈ પણ મુકદમામાં જે જે તોહોમત ઉપરથી તોહોમતવાળાનો ઇનસાફ કર્યો હોય તે સઘળા અથવા કોઇ પણ તોહમત બાબત જ્યુરરોના ઠરાવથી અથવા જ્યુરરોમાંના અર્ધાધિકોના ઠરાવથી જડજ જુદો પડે, અને ઇનસાફની મતલબ પાર પાડવાસારૂ તે મુકદમો હાઈ કોરટમાં મોકલવાની જરૂરછે એમ તેને સ્પષ્ટપણે લાગે, તો તે મુજબ તે મુકદમો તેણે મોકલવો, અને પોતાના મતનાં કારણ લખવાં, અને જ્યારે જ્યુરીનો ઠરાવ ગુન્હો નાસાબિત થયાનો હોય, ત્યારે જે ગુન્હો થયેલો પોતાને લાગે તે ગુન્હો જણાવવો.

(૨) આ કલમ પ્રમાણે જડજ કોઈ મુકદમો મોકલે, ત્યારે જે તોહોમતો ઉપરથી તોહોમતવાળાનો ઈનસાફ કર્યો હોય તેમાંના કોઈ પણ તોહોમત બાબત તેણે ગુન્હો નાસાબિત થયાનો અથવા સાબિત થયાનો ફેંસલો દફતરમાં દાખલ કરવો નહિ, પણ તોહોમતવાળાને પાછો પેહેરામાં મોકલવાને અથવા તેના જામીન લેવાને તે મુખત્યાર છે.

(૩) અપીલમાં હાઇકોરટ જે અખત્યાર ચલાવી શકે તેમાંનો હરકોઇ અખત્યાર આવી રીતે મોકલેલા મુકદમાની તજવીજ કરતી વખતે ચલાવવાને તે કોરટ મુખત્યાર છે; અને સદરહુ અધિકારને અનુસરીને તથા સઘળા પુરાવાનો વિચાર કર્યા પછી અને સેશન જડજના તથા જ્યુરીના મતને યોગ્ય વજન આપ્યા પછી, જે તોહોમતનામું તૈયાર કરીને પોતાની આગળ રજુ કર્યું હોય તે તોહોમતનામા ઉપરથી જે ગુન્હો તોહોમત ઉપર જ્યુરી ઠરાવી શકત તેવો કોઇપણ ગુન્હો તોહોમતવાળાની ઉપર નાસાબિત થયાનો અથવા સાબિત થયાનો ઠરાવ કરવો જોઇયે; અને જો તે ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરે, તો સેશન કોરટ જે શિક્ષાનો હુકમ કરી શકત તેવી શિક્ષાનો હુકમ કરવાને તે મુખત્યાર છે.

ટીકા—પારા ૩ જામા "અને સદરહુ અધીકારને અનુસરીને તથા સઘળા પુરાવાનો વિચાર કર્યા પછી અને સેસન જડજના તથા જ્યુરીના મતને યોગ્ય વજન આપ્યા પછી એ શબ્દો નવીન છે. આ કલમ મુજબના રેફરન્સમાં જડજ અને જ્યુરીના અભીપ્રાયો જ્યાં મલતા થયા હોય ત્યાં તે અભીપ્રાયો હાઇકોરટે કબુલ રાખવા જોઇએ અને જે પુરાવો જડજ તથા જ્યુરી બને એ માન્યો ન હોય તે પુરાવો હાઈકોરટથી માની શકાય નહી રાણી સોમાદાલજી મુ. હા. કો. ક્રી. રૂ. ૨૯ સને ૧૮૯૭ રાવી. જેયરામ હરીભાઈના કામમાં બાંબે હાઇકોરટે તા. ૯–૩–૯૯ના રોજ ઠરાવ્યું કે–તોહમતદાર સામે ચાર તોહમત હતા ત્રણ તોહમતની બાબતમાં જડજ જ્યુરી સામે મલતા આવી છોડી મુકયો એક બાબતમાં મતભેદ પડયો જે તોહમતની બાબતમાં મતભેદ પડયો તે ગુન્હો આસેસરની મદતથી ચુકાવાય તેવા સ્વરૂપનો,

હતો છતાં હાઈકોરટમાં મોકલ્યો ઠરાવ્યું કે મોકલવવુ જો કે ગેરસીરસ્તે છે પણ તે કાયદેસર કબુલ રખાય તેમ છે ને આ કલમ પ્રમાણે મોકલી શકાય (૧ ઓં. લો. રી. ૧૧૪) જ્યુરીના ઘણા મતે જણાવ્યું કે–ગુન્હેગાર નથી જડજ તે સાથે મલતો ન આવ્યો મે જ્યુરીના મતને આસેસર તરીકે ગણી સજા કરી ઠરાવ્યું કે ગેરકાયદે છે પાછલથી તેમ ન થાય છોડી દેવા જોઇતા હતા અથવા આ કલમ પ્રમાણે હાઇકોરટમાં મોકલવું જોઈતુ હતુ સુબજા કુમારી વી. રાણી ઇ. લો. રી. ૨૫ ક. ૫૫૫ **જુદો પડે** તો આ કલમ મુજબ કરવુ માહાડી ઈ. લો. રી. ૫ ક. ૮૭૧ તથા ગુરૂવાડુ ઇ. લો. રી. ૧૩ મ. ૩૪૩ જુદો પડે છે કે કેમ તે ખુલી રીતે બતાવવું મંદબાગદી ૭ વિ. રી. ૬ **જે ગુન્હો થએલો પોતાને લાગે તે ગુન્હો જણાવવો.** જ્યુરીએ ગુન્હા નાસાબીત થયાનો ઠરાવ કર્યો હોય તે સાથે જડજ મલતો ન હોયતો હાઈકોરટમાં કેસ મોકલતા તેના અભીપ્રાય પ્રમાણે જે ગુન્હો બન્યો હોય તે જણાવવો જોઇએ રાણી વી. શાહારી. ઈ. લો. રી. ૩ ક. ૨૬૩ **અપીલમાં જે અખત્યાર હાઈકોરટ ચલાવી શકે.** આ શબ્દો પ્રોસીજર બતાવે છે જેવા કે નોટીસ વીગેરે પોચાડવી રાણી વી. દુનજોલીય ૧૧ એ. લો. રી. ૧૪ સરકાર તરફથી અપીલ થઈ છે એમ સમજી નિકાલ કરવો બીનઅપર બેનરજી ૨૦ વિ. રી. ૭૦ **જ્યુરીનો ઠરાવ.** જ્યુરીનો ઠરાવ ઉઝત ભરેલો અથવા સ્પષ્ટ ચુક ભરેલો ન હોય તો જ્યુરીનો ઠરાવ રદ કરવો નહી મણીઆ દયાલ ઈ. લો રી. ૧૦ સુ. ૪૯૭ જકવીએટ ઇ. લો. રી. ૧૧ ક. ૮૫ ધનમકાઝી ઈ. લો. રી. ૯ ક. ૫૩.

## ગ.—જ્યુરીને રજા આપ્યા પછી તોહોમતવાળાનો ફરીથી ઇનસાફ કરવા બાબત.

**૩૦૮.** જ્યારે જ્યુરીને રજા આપવામાં આવે ત્યારે તોહોમતવાળાને (પ્રસંગપ્રમાણે) પેહેરામાં અટકાવી રાખવો અથવા જામીન ઉપર છોડવો, અને બીજી કોઈ જ્યુરીથી તેનો ઇનસાફ કરવો, પણ જો જડજની નજરમાં એમ આવે કે તોહોમતવાળાનો ફરીથી ઇનસાફ નહિ કરવો જોઈયે, તો તે પ્રસંગે જડજે તોહોમતનામાની ઉપર તે મતલબની નોંધ કરવી, અને તે નોંધનું ફળ ગુન્હો નાસાબિત થયાના ઠરાવ જેવું થશે.

જ્યુરીને રજા આપ્યા પછી તોહોમતવળાનો ફરીથી ઇનસાફ કરવા બાબત.

## ઘ.—આસેસરોની મદદથી ઇનસાફ કરવાના મુકદમામાં ઇનસાફનો છેડો.

**૩૦૯** (૧) જે મુકદમાનો ઇનસાફ આસેસરોની મદદથી કર્યો હોય તે મુકદમામાં જયારે તોહમતનો જવાબ દેવાનું કામ પુરૂં થઈ રેહે અને ફરિયાદનું કામ ચલાવનારને પ્રત્યુત્તર આપવો હોય તો તે આપે એટલે, કોર્ટ ફરિયાદનું કામ ચલાવનારની તરફના અને તોહોમતવાળાની તરફના શાહેદી પુરાવાનો સાર કહી સંભળાવવાને મુખત્યાર છે, અને પછી કોરટે દરેક આસેસરને તેનો મત મોહોડેથી કેહેવાનું ફરમાવવું અને તે મત દફતરમાં દાખલ કરવો.

આસેસરોનાં મત કહી સંભળવવા બાબત.

(૨) પછી જડજે ફેંસલો આપવો, પણ તેમ કરવામાં તે આસેસરોના મત પ્રમાણે ચાલવાને બંધાયલો નથી.

ફેંસલો.

**(૩) જો તોહોમતવાળા ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થાય, તો જડજે તેની ઉપર કાયદા મુજબ શિક્ષાનો હુકમ કરવો.**

**ટીકા-પુરૂ થઇ રહે** આસેસરોનો અભીપ્રાય લીધા પછે ડાકટર જોડે કોર્ટ બાહાર વાતકરી તેની જુબાની લીધી ઠરાવ્યુ કે—**અયોગ્ય પગલુછે** કેસ મુલતવી રાખી આસેસરોને હાજર રાખી બીજા સાક્ષી માફક જુબાની લેવી જોઇતી હતી રાણી વી. જઇઆલાલ ક. વિ. નો ૧૮૮૯ પા. ૮૧ કોર્ટ સાર લખી લેવામા ફરીયાદીના વકીલની મદત ન લેવી કોર્ટ ન લખી શકે તો બીજા સ્વતંત્ર માણસની અથવા કોર્ટના બીજા અમલદારની મદત લેવી શદુલા હવાલદાર ઇ. લો. રી. ૯ ક. ૮૭૫ **દરેક આસેસરનો** દરેક આસેસરે પોતાનો મત જુદો આપવો ને તે જુદો દાખલ કરવો જોઇએ ગર્વમેંટ વી. ધારી. ન. અ. આગ્રા. તા. ૭-૬-૬૨ પા. ૧૨૦ રાણી વી. બ્રાહ્મજીત. ક. વિ. નોટસ ૧૮૯૧ પા. ૧૪૫ **તે મત દફતરમા દાખલ કરવો** આસેસરોએ અભીપ્રાય એટલે પછે તેમને તોહમતદારની કબુલાત વિષે જણાવી તેમનો અભીપ્રાય બદલે તેમ ન કરવુ આસેસરોનો અભીપ્રાય સારો ખોટો કે ગાંડો જેવો હોય તેવો દફતરમા દાખલ કરવો રાણી વી. ટીકારામ ક. વિ. નોટસ ૧૮૮૬ પા. ૨૨ જડજે દરેક આસેસરનો મત સ્પસ્ટ રીતે લખી લેવો જોઈએ રાણી વી. મુસા માટ ૩ વિ. રી. ૬ તેમજ ભોળાનાથની અરજી બાબત ૪ ક. લો. રી. ૪૦૫ આસેસરો જડજના મતથી જુદા પડે તો તેમણે પોતાના મતના કારણો ઘણુંકરીને બતાવવા રાણી વી. બસમોઆનન્ટ ૩ વિ. રી. ૨૧ કેસના સઘળા પુરાવાપર આસેસરોનો મત લીધા શીવાય કાંઇપણ સજા કાયદેસર થઈ શકે નહી રાણી વી. ભગવાનલાલ ૧૫ વિ. રી. ૩ બે તોહમત હોય તો દરેક તોહમત પર અભીપ્રાય આપવો જોઇએ જડજે આસેસરના મતપર લક્ષ આપવી ઠરાવ કરવો રાણી વી. મનામલ ૨૨ વિ. રી. ૩૪ જાહેત મા હેતીનો આસેસરે અભીપ્રાય આપ્યો હોય કે જેને પુરાવાથી મજબુતી મળતી ન હોય તો તે નોધી ન લેવો રાણી વી. રામચરન ૨૪ વિ. રી. ૨૮ **મોઢેથી** આસેસરોએ મોઢેથી અભીપ્રાય આપવો ને તે દરેક જુદો આપવો અને જડજે તે લખી લેવો રાનીજીત ન. અ આગ્રા જુન ૨૦ ૧૮૬૨ પા. ૧૨૭ આસેસરનો મત લીધા શીવાય નિરદોષ ઠરાવેલ. ઠરાવ્યું કે જો કે ભુલછે પણ ક. ૫૩૭ પર નજર રાખતાં દરમીઆન થવા જેતુ કારણ નથી નારાયણદાસની અરજી બાબાત ઈ. લો. રી. ૧ અ. ૬૧૦

## આઇ.—અગાઉ ગુન્હાની સાબિતીનો ઠરાવ થયો હોય તે. પ્રસંગે કામ ચલાવવાની રીત.

અગાઉ ગુન્હાની સાબિતીનો ઠરાવ થયો હોય તે પ્રસંગે કામ ચલાવવાની રીત.

**૩૧૦.** જ્યુરીથી **અથવા આસેસરોની મદદથી ઈનસાફ કરવામાં આવે તેમાં તોહોમતવાળાની ઉપર જે ગુન્હાનું તોહોમત મુકયું હોય તે ગુન્હો અગાઉ કોઇ ગુન્હાની સાબિતીનો, ઠરાવ થયા પછી કરેલો હોય, ત્યારે ૨૭૧ મી, ૨૮૬ મી, ૩૦૫ મી, ૩૦૬ ઠી અને ૩૦૯ મી કલમમાં કામ ચલાવવાની જે રીત ઠરાવી છે તેમાં હેઠળ લખ્યા મુજબ ફેરફાર કરવો.**

**(અ)** પછવાડેના ગુન્હાનો હું તકસીરવાર છું એવો જવાબ તોહોમતવાળાએ દીધો ન હોય અથવા પછવાડેનો ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કર્યો નહિ હોય તો અને ત્યાં સુધી,

**તોહોમતનામાના જે ભાગમાં અગાઉ ગુન્હાની સાબિતીનો ઠરાવ થયાની વાત લખી હોય તે ભાગ કોરટમાં વાંચી સંભળાવવો નહિ, અને તોહોમતનામામાં કહ્યા મુજબ અગાઉ તમારી ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો છે કે નહિ એવું તોહમતવાળાને પુછવું નહિ.**

**(ખ) પછવાડેના ગુન્હાનો હું તકસીરવાર છું એવો જવાબ તે આપે અથવા તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવામાં આવે, તો પછી તેને પુછવું કે તોહોમતનામામાં કહ્યા મુજબ તમારી ઉપર અગાઉ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો છે કે નહિ.**

**(ક) મારી ઉપર સદરહુ પ્રમાણે અગાઉ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયેલો છે એવો જવાબ તે આપે, તો જડજ તેની ઉપર તે મુજબ શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે, પણ મારી ઉપર સદરહુ પ્રમાણે અગાઉ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયેલો નથી એમ તે કહે, અથવા સદરહુ સવાલનો જવાબ દેવાની ના કહે અથવા જવાબ દે નહિ, તો પછી જ્યુરીએ અથવા કોરટે અને આસેસરોએ ( જેમ હોય તેમ ) સદરહુ પ્રમાણે અગાઉ ગુન્હાની સાબિતીનો ઠરાવ થયાની વાત સંબંધી પુરાવો સાંભળવો જોઇયે, અને તે પ્રસંગે ( જ્યુરીથી ઇનસાફ થતો હોય ત્યારે ) જ્યુરરોને ફરીથી સમ આપવાની જરૂર નથી.**

**ટીકા—કોર્ટમાં વાંચી સંભળાવવો નહી** બદ દાનતથી ચોરીની મિલકત રાખ્યાને માટે કેદી ઉપર કામ ચલાવી કેસ જ્યુરીને સોપતી વખતે જડજે પ્રથમ ચોરીનો ગુન્હો કર્યાની સાબીતી પુરાવા તરીકે ધ્યાનમાં લેવાને જ્યુરીને ફરમાવ્યું કે જેથી તોહમતદારની ચાલચલગત વિષે સારી રીતે અનુમાન થઇ શકે ઠરાવ્યુ કે–કાયદા કે હકીકત સંબંધી ભુલ કરી જ્યુરીને ખોટુ સમજાવ્યું ગણાય છે કારણ કે કોર્ટમાં વાંચી સંભળાવવું ન જોઇએ તેમજ પુરાવા એકટની ક. ૫૪ જો કે એમ બતાવેલું છે કે—પ્રથમ ગુન્હો કર્યો હતો એ બાબત પુરાવામાં લઇ શકાય છે તોપણ તે કલમમાં પછી એમ પણ બતાવેલું છે કે–ખરાબ ચાલનો છે તે કામમાં પુરાવામાં લેવાય નહી ને તેથી કરીને પુરાવો કામમાં આવી શકે નહી ને તેથી દાખલ પણ થઇ શકે નહી પ્રથમ ગુન્હેગાર ઠરેલો એ બતાવવાની ખરી મતલબ ઘણીજ ખાસ બાબ તો શીવાય કેદીપર રાખેલો ગુન્હો સાબીત થાય તો કેટલી સજા કરવી એ નકી કરવાની છે. રાણી વી. સેસન ડોસાધ ઈ. લો. રી. ૫ ક. ૭૬૮ જે વખતે ચાલતા કેસમાં જ્યાં સુધી કેદીને ગુન્હેગાર ઠરાવવામાં આવે નહી ત્યાંસુધી પહેલી શીક્ષા થએલા કામનુ દફતર પુરાવામાં લઇ શકાય નહી. રાણી વી. જીહન મુલીક ૫ વિ. રી. ૬૭.

જ્યુરી અગર આસેસરોની રૂબરૂ ચાલેલા કેસના દફતરમાં બેશક બતાવવું જોઈએ કે તોહમતદારને રાખેલા તોહમત માટે જ્યાંસુધી ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો નોહોતો ત્યાંસુધી પ્રથમ કરેલા ગુન્હાની બાબત જોવામાં આવી નોહતી. રાણી વી. ક્રીસ્ટો બીહારીદાસ ૧૨ ક. લો. રી. ૫૫૫ પેહલા શીક્ષા થએલુ કામનુ દફતર જ્યાંસુધી રજુઆત પુરી થઇ નથી ત્યાંસુધી કા

મમાં દાખલ કરવુ ન જોઇએ કારણ કે ગુન્હો ઠરાવ્યા પછી સજા કરતી વખતે તે કામનુ છે રાણી વી. શીબુ મંડલ ૩ વિ. રી. ૩૮.

દફતર ખાનાની ફકત નકલ (કેફીઅત) એ કેદી પ્રથમ ગુન્હેગાર ઠર્યો હતો એ સાબીત કરવાને જોઇએ તેવો પુરાવો નથી તે બાબત વિષે અને પ્રથમ ગુન્હેગાર ઠરેલો તેજ કેદી હતો એ વિષે સોગનપર જુબાની લેવી જોઇએ રાણી વી. શેખ રામઝન ૬ બે. લો. રી. અપે. ૧૧ (૧૫ વિ. રી. ૫૩) અગાઉ ગુન્હેગાર ઠરાવ્યાનું બતાવેલા તોહમતનામામાં પહેલા કેટલી સજા થઇ હતી તે બતાવવાની જરૂર નથી પ્રો. તા. ૧૭ અપ્રેલ સને ૧૮૬૮ ૪ મ. હા. કો. રી. અપે. ૧૧.

અગાઉ ગુન્હો સાબિત થયાના ઠરાવનો પુરાવો ક્યારે આપી શકાય.

**૩૧૧. ઉપલી છેલ્લી કલમમાં ગમે તે ઠરાવ હોય તોપણ, પછવાડેના ગુન્હાનો ઈનસાફ કરતી વખતે અગાઉ કોઇ ગુન્હાની સાબિતીના ઠરાવનો પુરાવો એવા અગાઉના ગુન્હાની સાબિતીના ઠરાવની હકીકત સન ૧૮૭૨ ના હિંદુસ્તાનના પુરાવાના કાયદાના ઠરાવ પ્રમાણે લગતી હોય તો આપવાનો અધિકાર છે.**

## જ.—હઇકોરટ સારૂ જ્યુરરોની ટીપ તથા તે કોરટ સારૂ જ્યુરરોને સમન કરવા બાબત.

સ્પેશિયલ જ્યુરરોની સંખ્યા.

**૩૧૨. સ્પેશિયલ જ્યુરરોની ટીપમાં એકી વખતે ચારસેં કરતાં વત્તા સખસોનાં નામ નોધવાં નહિ.**

કોમન તથા સ્પેશિયલ જ્યુરરોની ટીપ,

**૩૧૩. (૧) દરેક વર્ષમાં એપ્રિલ મહિનાની પેહેલી તારિખની અગાઉ અને હઈ કોરટ વખતે વખતે ફરમાવે તેવી કાનુનોને અનુસરીને કલાર્ક ઓફ ધી ક્રૌને,**

**(અ) કૉમન જ્યુરર દાખલ કામ કરવાને પાત્ર હોય એવા સઘળા શખસોની ટીપ તૈયાર કરવી; અને,**

**(બ) ફકત સ્પેશિયલ જ્યુરર દાખલ કામ કરવાને પાત્ર હોય એવા શખસોની ટીપ તૈયાર કરવી.**

**(૨) આ બીજી ટીપ તૈયાર કરવામાં, જે સખસોના નામ તેમાં નોંધવામાં આવે તે શખસોની મિલકત, આબરૂ તથા કેળવણી ઉપર નજર રાખવી.**

**(૩) કોઈ શખસનું નામ કોઈ અગાઉના વર્ષની સ્પેશિયલ જ્યુરરોની ટીપમાં દાખલ કરેલું હતું તેટલાજ સબબપરથી તે શખસનું નામ સ્પેશિયલ જ્યુરરોની ટીપમાં દાખલ કરાવવાનો તેને હક્ક થશે નહિ.**

**(૪) કલકત્તાની હઇકોરટની બાબતમાં ગવરનર જનરલ ઈન કૌન્સિલ, અને બીજી હઇકોરટની બાબતમાં સ્થાનિક સરકાર, કોઈપણ પગારવાળા સરકારી અમલદારને જ્યુરર દાખલ કામ કરવાનું માફ કરવાને મુખત્યાર છે.**

ટીપ તૈયાર કરનાર અમલદારની મુખત્યારી.

**(૫) ઉપર કહેલી કાનુનોને અનુસરીને સદરહુ ટીપ પોતાને વાજબી જણાય તેવી રીતે તૈયાર કરવાની કલાર્ક ઓફ ધી ક્રૌનને પુરતી મુખત્યારી છે એવું સમજવું, અને તેના ઠરાવ ઉપર કાંઈ અપીલ ચાલસે નહિ અથવા તે ઠરાવની તપાસ થશે નહિ.**

૩૧૪. (૧) કોમન જ્યુરર દાખલ અને સ્પેશિયલ જ્યુરર દાખલ કામ કરવાને પાત્ર હોય એવા શખસોની પ્રારંભની ટીપો ઉપર કલાર્ક ઓફ ધી ક્રોને સહી કરવી, અને તે તઇયાર થાય ત્યાર પછીના એપ્રિલ મહિનાની ૧૫ મી તારીખ પેહેલાં એક વખત સ્થાનિક સરકારી ગેઝીટમાં તે ટીપો પ્રસિદ્ધ કરવી.

પ્રારંભની તથા સુધારેલી ટીપો જાહેર કરવા બાબત.

(૨) કોમન જ્યુરર દાખલ તથા સ્પેશિયલ જ્યુરર દાખલ કામ કરવાને પાત્ર હોય એવા શખસોની સુધારેલી ટીપો ઉપર સદરહુ મુજબ સહી કરીને તે તઇયાર થાય ત્યાર પછીના મે મહિનાની પેહેલી તારીખ પેહેલાં એક વખત સ્થાનિક સરકારી ગેઝીટમાં તે ટીપો પ્રસિદ્ધ કરવી.

(૩) સદરહુ ટીપોની નકલો કોરટનાં મકાનના કોઈ પ્રસિદ્ધ ભાગ ઉપર ચોહોડવી.

૩૧૫. (૧) સદરહુ સુધારેલી ટીપોમાં જે શખસોનાં નામ નોંધ્યાં હોય તે શખસોમાંથી જેઓ સ્પેશિયલ જ્યુરીઓમાં કામ કરવાને પાત્ર હોય તેઓમાંના ઓછામાં ઓછા સતાવીશ શખસોને, અને જેઓ કોમન જ્યુરીઓમાં કામ કરવાને પાત્ર હોય તેઓમાંના ઓછામાં ઓછા ચોપન શખસોને દરેક ઇલાકાના મુખ્ય શેહેરમાં દરેક સેશનમાટે સમન કરવા.

ઇલાકાના મુખ્ય શેહેરમાં કેટલા જ્યુરોને સમન કરવા.

(૨) કોઇ શખસને છ મહિનામાં એક કરતાં વધારે વાર તેના વગર સંખ્યા પુરી થઇ શકતી ન હોય તો એ પ્રમાણે સમન કરવો નહિ.

(૩) કોઇપણ સેશન ચાલતી હોય તે દરમિયાનમાં જો એમ જણાય કે સદરહુ પ્રમાણે સમન કરેલા શખસોની સંખ્યા પુરતી નથી, તો ઉપર કહ્યા મુજબ કામ કરવાને પાત્ર હોય એવા બીજા શખસોની જેટલી સંખ્યાની જરૂર હોય તેટલી સંખ્યાને સદરહુ સેશન માટે સમન કરવી.

પુરવણી સમન.

૩૧૬. જ્યારે કોઇ હઇકોરટે પોતાની અસલ ફોજદારી હકુમત ચલાવવા સારૂ ઇલાકાના મુખ્ય શેહેરોની બાહાર કોઇપણ જગાએ બેઠક કરવાના પોતાના ઇરાદાની નોટીસ આપી હોય, ત્યારે તે હઇ કોરટ કાંઇપણ હુકમ કરે તેને અનુસરીને, સદરહુ જગાની સેશન કોરટે પોતાની આગળ જ્યુરરોને સમન કરવા બાબત આ કાયદામાં આગળ ફરમાવેલી રીતે પોતાની ટીપમાંથી જ્યુરરોની પુરતી સંખ્યાને સમન કરવી.

ઇલાકાના મુખ્ય શેહેરની બાહાર જ્યુરરોને સમન કરવા બાબત.

૩૧૭. (૧) એ પ્રમાણે જ્યુરર દાખલ સમન કરેલા શખસો ઉપરાંત જો સદરહુ સેશન કોરટને જરૂર લાગે તો મલિકામાઆઝમાના લશ્કરમાંના જે શનદી તથા વગર સનદી અમલદારો પોતાની બેઠકની જગાથી દસ માઇલની અંદર રેહેતા હોય તે અમલદારોની જેટલી સંખ્યા ઉપર કહ્યા મુજબ હઇકોરટની આગળ જે શખ-

લસ્કરી જ્યુરરો.

સોની ઉપર ગુન્હાનાં તોહોમત મુકયાં હોય તે શખસોનો ઈનસાફ કરવા સારૂ જોઇતી જ્યુરીઓ પુરી કરવાને પોતે જરૂરની ધારે તેટલી સંખ્યાને તે સેશન કોરટે, કમાંડીંગ અમલદારને લખી જણાવ્યા પછી, સમન કરાવવી.

(૨) એ પ્રમાણે સમન કરેલા સઘળા અમલદારો, આ કાયદામાં ગમે તે કહ્યું હોય તે છતાં, સદરહુ જ્યુરીઓમાં કામ કરવાને પાત્ર થશે, પણ સદરહુ પ્રકારના જે અમલદારને તેનો કમાંડીંગ અમલદાર તાકીદનાં લશ્કરી કામના સબબથી, અથવા બીજા કોઇ પણ વિશેષ લશ્કરી કારણસારૂ, માફ કરાવવા માગતો હોય તે અમલદારને સમન કરવો નહિ

જ્યુરરો હાજર થવાને ચુકે તે બાબત.

૩૧૮. ૩૧૫ મી, ૩૧૬ મી, અથવા ૩૧૭ કલમ પ્રમાણે સમન કરેલો જે શખસ કાયદેસર કારણવગર તે સમનથી ફરમાવ્યા મુજબ હાજર થવાને ચુકે, અથવા હાજર થઇને જડજની રજા લીધાવગર જતો રહે, અથવા કોરટે કામ મુલતવી રાખીને પછી હાજર થવાનો હુકમ કર્યો હોય તે વખતે હાજર થવાને ચુકે, તે શખસે તિરસ્કારનો ગુન્હો કર્યો છે એવું સમજવું, અને જડજને યોગ્ય લાગે એટલો દંડ તેના હુકમથી આપવાને તે શખસ પાત્ર થશે; અને સદરહુ દંડ આપવામાં કસુર થાય તો, તે આપે ત્યાંસુધી દિવાની તુરંગમાં વધારેમાં વધારે છ મહિનાની મુદત સુધી કેદને પાત્ર થશે.

પરંતુ એવું ઠરાવ્યું છે કે કોરટની નજરમાં આવે તો આ પ્રમાણે કરેલો કોઈપણ દંડ અથવા કેદ માફ કરવાનો તેને અધિકાર છે.

ટીકા—" વધારેમાં વધારે છ મહીનાની મુદત સુધીની " એ શબ્દો નવીન છે તેમજ છેલો પારેગ્રાફ માફ કરવા સંબંધી નવીન છે.

## કે.—સેસન કોરટ સારૂ જ્યુરરોની તથા આસેસરોની ટીપ, અને તે કોરટ સારૂ જ્યુરરોને તથા આસેસરોને સમન કરવા બાબત.

જ્યુરરો અથવા આસેસરો દાખલ કામ કરવાની પાત્રતા.

૩૧૯. હેઠળ કહ્યું છે તે શિવાય કરીને એકવીસથી તે સાઠ વરસની ઉમ્મર સુધીના સઘળા મરદો જે જીલ્લામાં તેઓ રેહેતા હોય તે જીલ્લાની અંદર, અથવા, સ્થાનિક સરકારે સ્થાનિક હકીકતનો વિચાર કરીને આ બાબતમાં બીજો કાંઇપણ તેનાથી નાનો પ્રદેશ મુકરર કર્યો હોય તો તે પ્રમાણે મુકરર કરેલા પ્રદેશની અંદર જે ઇનસાફ કરવામાં આવે તેમાં જ્યુરરો અથવા આસેસરો દાખલ કામ કરવાને પાત્ર છે એવું સમજવું.

ટીકા—" અથવા સ્થાનીક સરકારે સ્થાનીક હકીકતોનો વિચાર કરીને આ બાબતમાં બીજો કોઈ પણ તેનાથી નાનો પ્રદેશ મુકરર કર્યો હોય તો તે પ્રમાણે મુકરર કરેલા પ્રદેશની અંદર " આ શબ્દો નવીન છે.

માફી.

૩૨૦. હેઠળ લખેલા શખસોને જ્યુરર અથવા આસેસર દાખલ કામ કરવાની જવાબદારીમાંથી માફી છે, એટલે:—

(અ) જીલ્લા માજીસ્ટ્રેટથી ઊંચા દરજાના જે અમલદારો સિવિલ ખાતામાં ચાકરીએ હોય તે અમલદારો;

(બ) પગારવાળા જડજો;
( ક ) રેવિન્યુ અથવા કસ્ટમના કમિશનરો તથા કલેક્ટરો;
( ડ ) પોલીસ અમલદારો તથા કસ્ટમ ખાતામાં પ્રિવેનટિવ સર્વિસમાં કામે લાગેલા શખસો;
( ઇ ) મેહેસુલની વસુલાતના કામમાં લાગેલા જે શખસોને તેઓના હોદ્દાના કામના સબબથી માફ કરવાનું કલેક્ટર યોગ્યધારે તે શખસો;
( ફ ) જે શખસો પોતપોતાના ધર્મમાં ખરેખર ઉપાધ્યાય અથવા ઉપદેશકનું કામ કરતા હોય તે શખસો;
( ગ ) મલિકામાઆઝમના લશ્કરમાંના શખસો, પણ જ્યારે વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કોઇ કાયદાથી તેઓને જ્યુરર અથવા, આસેસર દાખલ કામ કરવાને વિશેષે કરીને પાત્ર કર્યા હોય તે શિવાય કરીને;
( હ ) સર્જન તથા બીજા જે શખસો ખુલ્લી રીતે તથા હમેશ વૈદ્યનો ધંધો કરતા હોય તે શખસો;
(આઇ) (સન ૧૮૭૯ ના કાયદાનો ધંધો ચલાવનારા બાબતના આકટમાં વ્યાખ્યા કર્યા પ્રમાણે) કાયદાનો ખરેખર ધંધો ચલાવનારા;
(જ ) જે શખસો પોસ્ટ ઓફીસમાં તથા તાર ખાતાંઓમાં નોકર હોય તે શખસો;
( કે ) દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૬૪૦ મી તથા ૬૪૧ મી કલમના ઠરાવો પ્રમાણે જે શખસોને કોરટમાં જાતે હાજર થવાનું માફ કર્યું હોય તે શખસો;
( લ ) બીજા જે શખસોને જ્યુરર અથવા આસેસર દાખલ કામકરવાની જવાબદારીમાંથી સ્થાનિક સરકારે માફી આપી હોય તે શખસો;

ટીકા—"બ રકમમાં પગારવાળા" એ શબ્દો નવીન ઉમેરા છે. ડ રકમમાં પોલીસ અમલદારો એ શબ્દ નવીન ઉમેરા છે આઇ રકમ તદન નવીન છે.

જ્યુરરો તથા આસેસરોની ટીપ.

૩૨૧. (૧) જે શખસો જ્યુરર અથવા આસેસર દાખલ કામ કરવાને પાત્ર હોય, અને જેઓ સેશન જડજના તથા જીલ્લાના કલેક્ટરના અથવા બીજા જે અમલદારને સ્થાનિક સરકાર આ બાબત નીમે તે અમલદારના વિચાર પ્રમાણે જ્યુરર અથવા આસેસર દાખલ કામ કરવાને યોગ્ય હોય, અને જેઓની વિરૂદ્ધ ૨૭૮ મી કલમની બ થી ઇ સુધીની ( એ બને સુદ્ધાં ) રકમો મુજબ સફળ થાય એવી રીતે હરકત લેવાનું સંભવતું ન હોય તે શખસોની કક્કાવાર એક ટીપ સેશન જડજે તથા કલેક્ટરે અથવા ઉપર કહ્યા મુજબ બીજા અમલદારે તૈયાર કરવી.

(૨) તે ટીપમાં સદરહુ પ્રકારના દરેક શખસનું નામ, રેહેવાનું ઠેકાણું અને તે કોણ છે તે અથવા તેનો ધંધો શો છે તે લખવું; અને જો તે શખસ યુરોપિયન અથવા અમેરીકન હોય, તો તેની કોમ તે ટીપમાં લખવી.

ટીકા—જુલાઈ હાઇ કોરટ સરકયુલર બુક પાને જણાવ્યું છે કે—ક. ૩૨૧, ૩૨૨, ૩૨૩, ૩૨૪ અને ૩૨૫ મી કલમોમાં ઠરાવ્યા મુજબ દર વરસના જાન્યુઆરી મહીનામાં અથવા ત્યાર પછે જેમ બને તેમ જલદી જ્યુરરોની ટીપ તૈયાર કરવી પ્રસીધ કરવી તથા સુધારવી.

ઇંગ્રેજી ભાષાનું ગ્નાન નહી ધરાવનારા સખસોને જ્યુરરના લીસ્ટમાં દાખલ કરવા નહી પરતુ એવું ઠરાવ્યું છે કે—જો ઇંગ્રેજી ભાષા જાણનારા સખસોની પુરતી સંખ્યા મળી સકે નહી તો ઇંગ્રેજી ભાષા નહી જાણે એવા સખસો દાખલ કરી જ્યુરરોની જોઇતી સંખ્યા ટીપમાં પુરવી અનુભવી ડાહ્યા ને સ્વતંત્ર હોય તેવાને જ્યુરર તથા આસેસર તરીકે પસંદ કરવા રામદત્ત ચોધરી ૨૩ વિ. રી. ૮૫.

ટીપ પ્રસિદ્ધ કરવા બાબત.

**૩૨૨. સદરહુ ટીપની નકલો કલેકટરની અથવા ઉપર કહેલા બીજા અમલદારની ઓફીસમાં તથા જીલ્લા માજીસ્ત્રેટની કોરટના તથા જીલ્લા કોરટના મકાનોમાં ચોડવી તથા જે શેહેર અથવા શેહેરોમાં અથવા જે જે શેહેર અથવા શેહેરોની પાસે તે ટીપમાં કહેલા શખસો રેહેતા હોય તે શેહેર અથવા શેહેરોમાંની કોઇ પ્રસિધ્ધ જગામાં તે ટીપમાંના ઇન્તેખાબ ચોડવા.**

ટીપબાબત હરકતો.

**૩૨૩.** તેવી દરેક નકલ નીચે અથવા તેવા દરેક ઇન્તેખાબ નીચે એક નોટીશ જોડવી એવી રીતે કે એ ટીપબાબત જે હરકતો કરવામાં આવશે તે, સેશન કોરટના મકાનમાં ફલાણી વખતે સેશન જડજ તથા કલેકટર અથવા ઉપર લખેલો બીજો અમલદાર સાંભળીને તેનો ફેંસલો કરશે, અને તે વખત નોટીસમાં લખવો.

ટીપની તપાસણી.

**૩૨૪.** (૧) સદરહુ હરકતો સાંભળવા માટે સેશન જડજે કલેકટર અથવા ઉપર કહેલા બીજા અમલદારની સાથે બેસવું, અને, તે નોટીસમાં લખેલી વખતે તથા જગાએ, તે ટીપ તપાસવી અને તે સુધારવામાં જેઓનું લાગતું વળગતું હોય તેવા શખસોની હરકતો ( જો હોય તો ) સાંભળવી, અને પોતાની નજરમાં જે શખસ જયુરર અથવા આસેસરદાખલ કામ કરવાને યોગ્ય ન જણાય તેવા શખસનું નામ અથવા જે શખસ ૩૨૦ મી કલમ ઉપરથી આપેલી માફી ઉપર પોતાનો હક સાબિત કરે તેવા શખસનું નામ કહાડી નાખવું, અને તે ટીપમધ્યે જે શખસનુ નામ લખ્યું નહિ હોય પણ જેને તે કામસારૂ પોતે યોગ્ય સમજે તે શખસનું નામ તેમાં દાખલ કરવું.

(૨) સેશન જડજનું અને કલેકટરનું અથવા ઉપર લખેલા બીજા અમલદારનું મત જીદું પડે, તો જે શખસને જયુરર અથવા આસેસર કરવાનો વિચાર હોય તેનું નામ ટીપમાંથી કાહાડી નાંખવું.

(૩) તે તપાસેલી ટીપની એક નકલ ઉપર સદરહુ સેશન જડજે તથા કલેકટરે અથવા ઉપર લખેલા બીજા અમલદારે સહી કરવી અને સેશન કોરટને તે નકલ મોકલવી.

(૪) તે ટીપ તૈયાર કરવામાં તથા તપાસવામાં સદરહુ સેશન જડજે તથા કલેકટરે અથવા ઉપર લખેલા બીજા અમલદારે કાંઇપણ હુકમ કર્યો હોય તે આખરનો છે એવું સમજવું.

(૫) આ કલમ મુજબ માફીનો દાવો કર્યો નહિ હોય તો તે ટીપ પાછી તપાસવામાં આવે ત્યાંસુધી તે માફી હક્ક છોડી દીધો છે એમ સમજવું.

ટીપની વર્ષો વર્ષે તપાસણી.

(૬) એ પ્રમાણે તઈયાર કરેલી તથા તપાસેલી ટીપ હરવરસે એકવાર ફરી તપાસવી.

(૭) એ પ્રમાણે તપાસેલી ટીપને નવી ટીપ ગણવી, અને અસલ તઈયાર કરેલી ટીપબાબત આ કાયદામાં પાછળ કહેલી સઘળી કાનુનો તેને લાગુ પડશે.

વિશેષ જ્યુરરોની ટીપ તઈયાર કરવા બાબત.

૩૨૫. જે કોઇપણ જીલ્લાબદ્દલ સ્થાનિક સરકારે એમ ઠરાવ્યું કે અમુક ગુન્હાઓનો ઇનસાફ, જડજ ફરમાવે તો, વિશેષ જ્યુરીથી કરવો, તે જીલ્લાની બાબતમાં, સેશન જડજે અને તે જીલ્લાના કલેકટરે અથવા સદરહુ બીજા અમલદારે આમાં અગાઉ કહેલી તપાસેલી ટીપ શિવાય વળી એવી તપાસેલી ટીપમાં જે જ્યુરરોનાં નામો દાખલ કર્યાં હોય અને જેઓ મિલકતની, ચાલ ચલણની અથવા કેળવણીની બાબતમાં વિશેષ લાયકી ધરાવવાના કારણથી સદરહુ સેશન જડજના અને કલેકટરના અથવા સદરહુ બીજા અમલદારના અભિપ્રાય પ્રમાણે વિશેષ જ્યુરરો તરીકે કામ કરવાને યોગ્ય હોય તેવા જ્યુરરોનાં નામો દાખલ કરીને એક વિશેષ ટીપ તૈયાર કરવી જોઇયે; પણ હમેશને માટે એવું ઠરાવવામાં આવે છે કે એવી વિશેષ ટીપમાં કોઈપણ માણસનું નામ દાખલ કર્યાને લીધે તપાસેલી ટીપમાંથી તેનું નામ કહાડવાનું થશે નહિ, તેમજ વિશેષ જ્યુરીથી ઈનસાફ ન થયેલા મુકદમામાં સાધારણ જ્યુરર દાખલ કામ કરવાની તેની પાત્રતામાંથી તે મુક્ત થાય છે એમ સમજવું નહિ.

ટીકા—પ્રથમ આ કલમ ૩૨૫ અ હતી.

જીલ્લા માજીસ્ટ્રેટે જ્યુરરોને તથા આસેસરોને સમન કરવા બાબત.

૩૨૬. (૧) સેશન ભરવા સારૂ વખતે વખતે જે દિવસ સેશન જડજ ઠરાવે તે દિવસથી ઘણું કરીને ઓછામાં ઓછા સાત દિવસ પેહેલાં સેશન જડજે જીલ્લા માજીસ્ટ્રેટને પત્ર મોકલવો અને તેમાં લખવું કે તે સેશનમાં જ્યુરીથી જે કામોનો ઇનસાફ થવાનો હોય તથા આસેસરોની મદદથી જે કામોનો ઈનસાફ થવાનો હોય તે કામોના ઈનસાફને સારૂ જેટલાનો ખપ સેશન જડજને જણાય તેટલા સદરહુ તપાસેલી ટીપ મધ્યે અથવા સદરહુ વિશેષ ટીપ મધ્યે લખેલા શખસોને સમન કરવા, તેવા હરકોઈ કામના ઇનસાફને સારૂ જેટલા શખસોનો ખપ હોય તેથી બમણા કરતાં ઓછાને સમન કરવા નહિ.

(૨) જે શખસોને સમન કરવા હોય તેઓનાં નામ ખુલ્લી કોરટમાં ચીઠ્ઠીથી કાહાડવાં, અને જે શખસોએ છ મહિના મધ્યે કામ કર્યું હોય તે

**શખસોને બાતલ કરવા, પણ જોઇતી સંખ્યા તેમના વગર પુરી ન થાય તો તેમને બાતલ કરવા નહિ; અને એ પ્રમાણે કાહાડેલાં નામ સદરહુ પત્રમાં વિશેષે કરીને જણાવવાં.**

ટીકા—ત્રણ દીવસ પેહલા કોડમાં હતા તેને બદલે સાત દીવસ કર્યાછે અને તપાસેલી ટીપમાં લેતા એ શબ્દો જુના કોડમાં હતા તે કાઢી નાંખ્યા છે.

બીજા જ્યુરરોને અથવા આસેસરોને સમન કરવાનો અધિકાર.

**૩૨૭. સેશન કોરટની આગળ એટલાં બધાં કામનો ઇનસાફ થવાનો હોય કે એકજ વરગના જ્યુરરોને અથવા આસેસરોને એક આખી સેશન સુધી હાજર રાખવા એ જુલમ ભરેલું થાય, અથવા બીજા કારણોને લીધે તેમ કરવાનો જરૂર જણાય, ત્યારે ૩૨૬ મી કલમમાં કહેલા વખત શિવાય બીજે વખતે જ્યુરરોને અથવા આસેસરોને સમન કરવાનું ફરમાવવાને તે સેશન કોરટ મુખત્યાર છે.**

સમનનો નમુનો તથા તેમાંનો મજકુર.

**૩૨૮. જ્યુરર અથવા આસેસરને જે સમન કરવો તે લખીને કરવો, અને તેમાં એ પ્રમાણે ફરમાવવું કે તમે જ્યુરર અથવા આસેસર દાખલ, જેમ હોય તેમ, ફલાણી વખતે તથા જગાએ હાજર થાઓ; તે વખત તથા જગા સમનમાં લખવી જોઇયે,**

**ટીકા—મુબાઈ હાઇકોરટ સરક્યુલર બુકપાને** જણાવ્યુછે કે આસેસરો તથા જ્યુરરોની મહતા લોકોના વિચારમા જળવાઇ રહે અને તેમના કામથી તેમને જેમ બને તેમ કંટાળો ન ઉપજે એમ ચાલવુ એ ઘણુ વાસ્તવીકછે કોઇપણ આસેસરને જરૂર કરતા વધારે વારંવાર સમન કરવા નહી જ્યારે આસેસરો જ્યુરરોને સમન કરવામા આવે ત્યારે તેઓના ઉપર રીવાજ તથા નિયમ પ્રમાણે નોટીસ મોકલવી અને તેઓની મહતા રહે એવી રીતે તથા માનથી તેઓની સાથે વર્તવુ જ્યારે કોર્ટની રૂબરૂ તેઓની હાજરીની જરૂર હોય ત્યારે તેમને માટે બેસવાનો યોગ્ય જગા આપવી.

સરકારી અથવા રેલવેના નોકરને ક્યારે માફ કરવાનો અધિકાર છે.

**૩૨૯. જ્યુરર અથવા આસેસર દાખલ કામ કરવાને સમન કરેલો કોઈપણ શખસ સરકારની અથવા કોઈ રેલવે કંપનીની ચાકરીમાં હોય, અને જે આફીસમાં તે નોકર હોય તે આફીસના ઉપરીએ જાહેર કરવા ઉપરથી એમ જણાય કે લોકોને અડચણ થયા વગર તે શખસથી, પ્રસંગ પ્રમાણે, જ્યુરર અથવા આસેસરનું કામ થઈ શકશે નહિ તો જે કોરટમાં કામ કરવા સારૂ તે શખસને એ પ્રમાણે સમન કર્યો હોય તે કોરટ તે શખસને હાજર થવાનું માફ કરવાને મુખત્યાર છે.**

ટીકા—મુબાઈ હાઇકોરટ સરક્યુલર બુકપાને જણાવ્યુછેકે જો કોઈ સરકારી નોકર પોતાની નોકરીના કામપર ગયોહોય અને તેવખતે તેના નામની ચીઠી નિકળી હોયતો તે નોકર મળી શકયો નથી એમ સાધારણ રીતે સમજવુ અને તે સખસપર સમન નહી કરવા અથવા જો સમન કીધો હોયતો તેને હાજર રહેવામાથી બાતલ કરવાનુ ફરમાવવાને કોર્ટ મુખત્યારછે

૩૩૦. (૧) યોગ્ય કારણસર કોઈપણ જ્યુરરને અથવા આસેસરને કોઇ પણ અમુક સેશનમાં હાજર થવાનું માફ કરવાને સેશન કોરટ મુખત્યાર છે.

જ્યુરર અથવા આસેસરને હાજર થવાનું માફ કરવાને કોરટ મુખત્યાર છે.

(૨) વિશેષ જ્યુરરોની મદદથી કરેલો કોઈપણ ઈનસાફ પુરો થાય ત્યારે, સેશન કોરટ પોતાને વાજબી જણાય તો, જે જ્યુરોએ એવી જ્યુરીમાં કામ કીધું હોય તેઓને બાર મહીના સુધી જ્યુરરો તરીકે ફરી નહિ બોલવાનો હુકમ કરવાને મુખત્યાર છ.

વિશેષ જ્યુરરોને બાર મહીના સુધી જ્યુરરો તરીકે કામ નહિ કરવાનું ફરમાવવાને કોરટ મુખ્ત્યાર છે.

ટીકા—પારેગ્રાફ બીજો નવીન ઉમેરેલ છે મુંબાઈ હાઇકોરટ સરકયુલર બુકપાને જણાવ્યું છે કે—કોઇ સખસનું નામ નામની ચીઠીયોવાળી પેટીમાંથી નિકળ્યુ હોય તેને સમન કર્યા પહેલા અથવા પછી હાજર થવા માફી આપવા અને બીજાનુ નામ કઢાવવાનો હુકમ કરવા કોર્ટને અધીકાર છે.

૩૩૧. (૧) દરેક સેશને તે સેશનમાં જ્યુરર અથવા આસેસર દાખલ જે શખસો હાજર થયા હોય તેઓનાં નામની ટીપ સદરહુ કોરટે તૈયાર કરાવવી.

હાજર થયલા જ્યુરરો અને આસેસરની ટીપ.

(૨) ૩૨૪ મી કલમ પ્રમાણે તપાસેલી જ્યુરરોની તથા આસેસરોની ટીપની સાથે સદરહુ ટીપ રાખવી.

(૩) આ કલમ પ્રમાણે તૈયાર કરેલી ટીપમાં જે નામો લખેલાં હોય તેમાંના દરેક નામ વિશે સદરહુ તપાસેલી ટીપના હાંસીઆમાં હવાલો આપવો.

૩૩૨. (૧) જ્યુરર અથવા આસેસર દાખલ હાજર થવાને સમન કરેલો જે શખસ કાયદેસર કારણ વગર, સમનમાં ફરમાવ્યા મુજબ હાજર થવાને ચુકે, અથવા હાજર થઇને કોરટની રજા લીધા વગર જતો રહે, અથવા કોરટ કામ મુલતવી રાખીને પછી હાજર થવાનો હુકમ કર્યો હોય તે વખતે હાજર થવાને ચુકે, તેશખસ, સેશન કોરટના હુકમથી સો રૂપીયા સુધીના દંડને પાત્ર થશે.

જ્યુરર અથવા આસેસર હાજર ન થાય તો દંડ કરવો તે બાબત.

સદરહુ જ્યુરરની અથવા આસેસરની કાંઈ પણ જંગમ મિલકત તે હુકમ કરનારી કોરટની હકુમતની સ્થાનિક હદ માંહે હોય તે મિલકત જપ્ત કરીને તથા વેચીને જીલ્લા માજીસ્ત્રેટે સદરહુ દંડ વસુલ કરવો.

(૩) સારૂ કારણ બતાવવામાં આવે, તો આ પ્રમાણે કરેલો કોઇ પણ દંડ માફ કરવાનો અથવા કમી કરવાનો, તે કોરટને અધિકાર છે.

(૪) સદરહુ જપ્તિ તથા વેચાણથી જો તે દંડ વસુલ ન થાય તો, સદરહુ ‌ યુરરને અથવા આસેસરને સેશન કોરટના હુકમથી પંદર દિવસની મુદત સુધી દિવાની તુરંગમાં કેદ કરવાનો અધિકાર છે, પણ જો સદરહુ મુદત પુરી થતાં પેહેલાં તે દંડ આપવામાં આવે તો તેને તરત છોડી મુકવો.

ટીકા—સેસન જડજે આ કલમ પ્રમાણે આસેસરોનો દંડ કર્યો હોયતો તેનાપર અપીલ

થઇ શકે નહી તેમજ હાઇકોરટ પણ દરમીયાન થઈ શકે નહી પણ માંદા વીગેરેનુ કારણુ બ- તાવે તો ફરી વિચારમાં લેવું ગોરસ રનદાસ અરજદાર ૮ વિ. રી. ૮૩.

## લ.—હાઈકોરટો બાબત વિશેષ ઠરાવો.

ફરિયાદીનું કામ બંધ કરવાનો આડવોકેટ જનરલનો અધિકાર.

૩૩૩. આ કાયદા પ્રમાણે કોઈ હાઇ કોરટની આગળ કોઇ પણ કામનો ઈનસાફ થાય ત્યારે જ્યુરીનો ઠરાવ કહી સંભળાવવામાં આવે તેની અગાઉ કોઇ પણ વખતે આડવોકેટ જનરલ ને યોગ્ય લાગે તો માલકામાઆઝમાની તરફથી કોરટને એવું જાહેર કરવાને તે મુખત્યાર છે કે તોહોમતવાળાની ઉપર મુકેલાં તોહોમત બાબત હું ફરિયાદનું કામ આગળ ચલાવીશ નહિ; અને તે ઉપરથી સદરહુ તોહોમત બાબત તોહોમતવાળાની ઉપર સઘળું કામ ચલાવવાનું બંધ કરવું, અને તેને તે તોહોમત બાબત અને તેમાંથી છોડી મુકવો. પણ પ્રમુખ જડજ બીજી રીતે નહિ ફરમાવે તો, એ પ્રમાણે છોડી મુકવાની વાત ગુન્હો ના સાબીત થયાના ઠરાવની બરાબર છે એમ સમજવું નહિ.

બેઠકો કરવાનો વખત.

૩૩૪ દરેક હાઇકોરટે પોતાની અસલ ફોજદારી હકુમત ચલાવવા સારૂ તે કોરટનો ચીફ જસ્ટીસ વખતે વખતે ઠરાવે એવે દિવસે તથા એવે ફાવતે અંતરે બેઠકો કરવી.

બેઠકો કરવાની જગા.

૩૩૫ (૧) હાઈકોરટે પોતાની બેઠકો જે જગાએ તે હાલ કરતી હોય તે જગાએ અથવા કલકત્તાની હાઇકોરટની બાબતમાં ગવરનર જનરલ ઈન કૌન્સિલ, અને બીજી હાઇકોરટોની બાબતમાં સ્થાનિક સરકાર ફરમાવે તેવી બીજી ( જો હોય તો ) જગાએ, કરવી.

(૨) પણ કલકત્તાની હાઇકોરટ ગવરનર જનરલ ઈનકૌન્સિલની સંમત્તિથી, અને બીજી સઘળી હાઇકોરટો સ્થાનિક સરકારની સંમત્તિથી, પોતાની અપેલેટ હકુમતની સ્થાનિક હદ માંહેની બીજી જે જગાઓ પોતે મુકરર કરે તે જગાઓ વખતે વખતે બેઠકો કરવાને મુખત્યાર છે.

બેઠકોની નોટીસ.

(૩) જે અમલદારને ચીફ જસ્ટીસ ફરમાવે તે અમલદારે હાઇકોરટની અસલ ફોજદારી હકુમત ચલાવવા સારૂ જે બેઠકો કરવાનો વિચાર હોય તે સઘળી બેઠકોની નોટીસ અગાઉથી સ્થાનિક સરકારી ગેઝેટમાં આપવી.

રાણીની વિલાયતી રઇયતનો ઇનસાફ કરવાનીજગા.

૩૩૬. હાઇકોરટને એવું ફરમાવવાનો અધિકાર છે કે રાણીની સઘળી વિલાયતી રઈયતનો તથા જે શખસોનો ઇનસાફ ૨૧૪ મી કલમ મુજબ હાઇકોરટથી કરવા યોગ્ય હોય તેઓનો ઇંનસાફ હાઈકોરટથી કરવા સારૂ તેઓને કેટલા એક વિશેષ જીલ્લામાં અથવા વરષની કોઈ વિશેષ મુદત માંહે કમીટ કર્યા હોય તેવી સઘળી વિલાયતી રઇયતનો અને તેવા સઘળા શખસોનો ઈનસાફ પોતાની મામુલ બેઠકની જગાએ કરવામાં આવશે, અથવા એવું ફરમાવવાનો અધિકાર છે કે ફલાણી જગાએ તેઓનો ઈનસાફ કરવામાં આવશે.

## બાબ ૨૪ મો.

## ચોકસી તથા ઈનસાફ બાબત સામાન્ય ઠરાવો.

જે શખસ ગુન્હામાં સામીલ હોય તે શખસ ને માફી આપવાનું કે હેવા બાબત.

૩૩૭. (૧) જે ગુન્હાનો ઇનસાફ સેશન કોરટથીજ અથવા હાઇકોરટ થીજ થઈ શકે તેવા કોઇ પણ ગુન્હાની બાબતમાં જીલ્લા માજીસ્ત્રેટ, પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ ગુન્હાની ચોકસી કરનારો પેહેલા વરગનો કોઇ પણ માજીસ્ત્રેટ, અથવા જીલ્લા માજીસ્ત્રેટની મંજુરિયત લઇને બીજો કોઇ પણ માજીસ્ત્રેટ જે ગુન્હાની ચોકસી ચાલતી હોય તે ગુન્હામાં ફલાણો શખસ પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે સામીલ છે અથવા તે બાબત જાણીતો છે એમ ધારવામાં આવતું હોય તે શખસની શાહેદી લેવાના હેતુથી તેને, તે ગુન્હા સંબંધી તથા બીજો જે શખસ તે ગુન્હો કરવામાં મુખ્ય અથવા મદદગાર તરીકે સામીલ હોય તે દરેક સખસ સંબંધી જે જે કેફિયત તેના જાણ્યામાં હોય તે સઘળી કેફિયત પુરેપુરી તથા ખરેખરી તેણે જાહેર કરવી એવી શરતથી માફી આપવાનું વચન આપવાને મુખત્યારછે.

(૨) આ કલમ પ્રમાણે માફી આપવા માંડી હોય તે કબુલ કરનાર દરેક શખસની તે મુકમામાં શાહેદ દાખલ જુબાની લેવી.

(૩) સદરહુ શખસને જો જામીન ઉપર છોડયો ન હોય તો, પ્રસંગ પ્રમાણે સેશન કોરટ અથવા હાઇકોરટ તે ઈનસાફનું કામ પુરૂં કરે ત્યાં સુધી તેને પેહેરામાં અટકાવી રાખવો.

(૪) પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ શિવાય બીજો જે માજીસ્ત્રેટ આ કલમ પ્રમાણે માફી આપવાનું કેહે તે માજીસ્ત્રેટે તેમ કરવાનાં પોતાનાં કારણ દફતરમાં દાખલ કરવાં, અને જ્યારે કોઈ પણ માજીસ્ત્રેટે એ પ્રમાણે માફી આપવાનું કહ્યું હોય અને જે સખસને તે આપવાનું કહ્યું હોય તે શખસની જુબાની લીધી હોય, ત્યારે તે મુકદમાનો ઇનસાફ તેણે જાતે કરવો નહિ, પછી જે ગુન્હો શદરહુ શખસે કર્યાનું જણાતું હોય તે ગુન્હાનો ઇનસાફ કરવાનો અધિકાર તે માજીસ્ત્રેટને હોય તોપણ.

ટીકા—જે ગુન્હાનો ઈનસાફ શેસન કોર્ટથીજ અથવા હૈ કોરટથીજ થઇ **શકે તેવા** આ કાયદાના બીજા પરીશીષ્ટમા બતાવેલા ગુન્હા કે જેનો ઈનસાફ સેસન કોર્ટજ કરી શકે તેવા ગુન્હામા માફી આપી શકાય તે શીવાય બીજા ગુન્હામા આપી શકે નહી રાણી. વી. હનમનતા ઈ. લો. રી. ૧ મુ. ૬૧૦ રાણી. વી. ડાગ્રા જીવા ઈ. લો. રી. ૧૦ મુ. ૧૯૦ સાધી કસળ ઈ. લો. રી. ૧૦ ક. ૯૩૬ જે ગુન્હાનો ઇનસાફ ખાસ સેસન કોર્ટજ કરી શકે તેવો ન હોય તેવા કામમા માફી આપી સોગનપર તપાસ્યો ઠરાવ્યુ કે–તેવા કામમા આ કલમ પ્રમાણે માફી આપી શકાય નહી ને તેને કાયદા પ્રમાણે સોગનપર તપાસી શકાય નહી અને તેનો પુરાવો પુરાવામા દાખલ થઇ શકે નહી રાણી. વી. અસગરૂઅલ ઇ. લો. રી. ૨ અ. ૨૬૦ **ધારવામા આવતુ હોય** આ કલમમા તેમજ ક. ૩૩૮ મા આ શબ્દ એવા ઈરાદાથી મુકવામા આવ્યો છે કે–જેને ગુન્હેગાર ઠરાવેલ છે તેને માફી આપી શકાય નહી ને તેમને બા-

તલ કર્યા છે. પણ જેણે ગુન્હામા પક્ષકાર હતો એમ કબુલ કર્યું હોય પણ ગુન્હેગાર ઠરાવેલ નહી તેવાને બાતલ કર્યા નથી એટલે માફી આપી શકાય રાણી. વી. કાળુ ઇ. લો. રો. ૭ અ. ૧૬૦ **પુરેપુરી તથા ખરેખરી તેણે જાહેર કરવી** એવી સરતથી ગુન્હેગારના સોબતીને માફી આપતા એ ધ્યાનમાં રાખવુ જોઇએ કે–કાયદાનો એવો હેતુ નથી કે જેમ બને તેમ સખતાઇથી અગર લાલચથી ખરી અગર ખોટી હકીકત કેહવડાવી. પણ માફી આપવાનો હેતુ એ છે કે–તેના જાણવામાં આવેલી હોય તે હકીકતનુ પુરેપુરૂ વર્ણન તેણે આપવુ જોઇએ ને તે પ્રમાણે તેણે જાહેર કીધુ હોય તો તે માફીથી તેનુ કેટલુ રક્ષણ કરવુ તેના અર્થ કરવામા સંકોચીતપણુ ન વાપરવુ રાણી. વી. ગંગાચરન ઇ. લો. રી. ૧૧ અ. ૭૯ **કબુલ કરનાર જેને માફી આપવાની હોય તે માફી કબુલ રાખે અગર ના પાડે** જો ના પાડેતો જાણે માફી આપવા માંડીનોતી તે પ્રમાણે આગળ કામ ચલાવવુ ને જો તે કબુલ રાખેતો તેને સાહેદી તરીકે સાહેદી તપાસવાના નિયમ પ્રમાણે તેણે તપાસવો. રાણી. વી. ગોગલા મોગલુ ૪ બે. લો. રી. અપે. ૫૦ **ઇનસાફનુ કામ પુરૂ કરે ત્યાં સુધી.** જ્યારે માફી આપવામા આવેને કબુલ રાખવામાં આવે ત્યારે તેનો પુરાવો જ્યારથી કબુલ રાખવામા આવે ત્યારથી તેને સાક્ષી તરીકે માનવો જોઇએ ને તેનો પુરાવો પુરો થાય એટલે તે છુટો થવાનુ માગવા હકદાર છે ગર્વમેંટ વી. અબદુલખાન. ન. અ. આગ્રા. ૧૩–૮–૬૨ પા. ૧૯૭ જ્યારે માફી આપવામાં આવી હોય ને કબુલ રાખવામા આવી હોય તો બને બાજુએ પુર્ણ વિશ્વાસ રાખવો તેણે કેટલો ગુન્હો કબુલ કર્યો તે જરૂરનુ નથી જો તેણે પોતાના જાણુમા હોય તે હકીકત ખરેખરીને પુરેપુરી જાહેર કરી હોય તો તેણે ખુલી રીતે જવા દેવો રાણી. શ્રીનાથ ૧૨ ક. લો. રી. ૨૨૬ **તેમ કરવાના કારણો નોંધવા જોઈએ.** રાણી. વી. અસગરઅલી ઇં. લો. રી. ૨ અ. ૨૬૦

માફી આપવામાં આવીને તે કબુલ રાખવામા આવી ને તે પ્રમાણે પુરેપુરી જુબાની આપી અને પાછલથી ખેચી લેવામા આવી તેમા ઠરાવ્યુ કે–તેની લીધેલ જુબાની તેના વિરૂધ પુરાવામા વાપરવી નહી રાણી. વી. હરદેવ ૫ નો. વે પ્રો. ૨૧૭ **આ કલમ મુજબના માજીસ્ત્રેટ.** જેની આગળ તજવીજ ચાલતી હોય તેજ આપી શકે. બીજા ન આપી શકે. ચીકા ઇ. લો. રી. ૨૦ અ. ૪૦

*માફી આપવાનું કેહેવાનો હુકમ કરવાનો અધિકાર.*

**૩૩૮. મુકદમો કમિટ થયા પછી પણ ફેંસલો કરતાં પહેલાં ગમે તે વખતે, જે કોરટમાં મુકદમો કમિટ કર્યો હોય તે કોરટ, સદરહુ પ્રકારના કોઈપણ ગુન્હામાં ફલાણો શખસ પોતે પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે સામિલ છે અથવા તે બાબત જાણીતો છે એમ ધારવામાં આવતું હોય તે શખસની શાહેદી ઈનસાફની વખતે લેવાના હેતુથી તે શખસને તેજ શરતથી માફીનું વચન આપવાને અથવા કમિટ કરનારા માજીસ્ત્રેટે તેજ શરતે તેવા શખસને માફીનું વચન આપવું એવું ફરમાવવાને મુખત્યાર છે.**

*જે શખસને માફી આપવાનું કહ્યું હોય તે*

**૩૩૯. (૧) જ્યારે ૩૩૭ મી અથવા ૩૩૮ મી કલમ પ્રમાણે માફીનું વચન આપ્યું હોય, અને જે શખસે સદરહુ માફીનુ વચન કબુલ કર્યું હોય તે શખસ જાણી જોઈને કાંઇ મુદ્દાની વાત છુપાવીને અથવા ખોટી શાહેદી આપીને, જે**

શખસને ક્રમિટ કરવા બાબત.

**શરતથી સદરહુ માફી આપેલી તે શરત પ્રમાણે ચાલ્યો નહિ હોય, ત્યારે જે ગુન્હા બાબત તે માફીનું વચન એ પ્રમાણે આપેલું હોય તે ગુન્હા માટે, અથવા તેજ બાબતના સંબંધમાં બીજા જે ગુન્હાનો તે તકસીરવાર થયલો જણાય તે ગુન્હા માટે, તેનો ઇનસાફ કરવાનો અખીકાર છે.**

**(૨) જે શખસે માફીનું વચન કબુલ કર્યું હોય તે શખસે જે મજકુર કહો હોય તે મજકુર, જ્યારે તે માફી આ કલમ પ્રમાણે રદ કરી હોય ત્યારે, તેની વિરૂદ્ધ પુરાવામાં આપવાને અધિકાર છે.**

**(૩) સદરહુ મજકુરના સંબંધમાં ખોટી શાહેદી આપ્યાના ગુન્હા બદલ હાઇકોરટની મંજુરી વગર કાંઇપણ ફરિયાદ લેવી નહિ.**

**ટીકા—કાંઇ મુદ્દાની વાત છુપાવીને.** માફી મળેલા માણુશે બતાવેલી હકીકત અગત્યની બાબતમા પેહલી બતાવેલી હકીકતથી ઉલટી હતી અથવા તેને આપેલી જુબાનીથી વિરૂધ હતી એવુ સાબેત થયા શીવાય અને તેની સત્યતાને અસર કરે તેવો કાઇપણ પુરાવો મળી આવ્યા શીવાય જડજે માફી આપેલી પાછી ખેંચી લીધી ઠરાવ્યુ કે—ગેરવાજબી રીતે પાછી ખેચી લેવામા આવી છે રાણી. વી. શ્રીનોથ ૧૨ ક. લો. રી. ૨૨૬ **મંજુરી વગર** એટલે પ્રથમ મંજુરી લીધા શીવાય રાણી. વી. રામાટીવન ઈ. લો. રી. ૧૫ મ. ૩૫૨ મંજુરી મેળવતા પેહલા ખાત્રી કરી આપવી જોઇએ કે—કાંઇ મુદ્દાની વાત છુપાવી અથવા ખોટી જુબાની આપી છે અસીના માજીસ્ટ્રેટની અરજી બાબત ક. વિ. નો. ૧૮૯૩ પા. ૧૩

જે સખસને માફી બક્ષી હોય તેની વિરૂધ સેસનમા કેસ પુરો થાય ત્યાં સુધી તેનીપર કામ ચલાવવુ નહી રાણી. વી. ભાઉ ઇ. લો. રી. ૨૩ મુ ૪૯૩

**૩૪૦. કોઇપણ ફોજદારી કોરટની આગળ જે સખસની ઉપર તોહોમત આવ્યું હોય તેવા દરેક શખસને કોઇ પ્લીડરની મારફતે પોતાનો જવાબ કરવાનો હક્ક છે.**

જવાબ કરવાનો તોહોમતવાળાનો હક્ક.

**ટીકા—જે સખસનીપર તોહમત આવ્યુ તેવા દરેક સખસને** એટલે કે જે સખસનીપર માજીસ્ટ્રેટ અથવા બીજી ફોજદારી કોરટ હકુમત ચલાવતી હોય તે જોન્જાસીંગ ઇ. લો. રી. ૨૩ ક. ૪૦૩ તથા મોના પુના ઇ. લો. રી. ૧૬ મુ. ૬૬૧ **પ્લીડરની મારફતે પોતાનો જવાબ કરવાનો હક છે.** જે શને ૧૮૨૭ ના બીજા બાંબે રેગ્યુલેશન પ્રમાણે વકીલાત માટે લાયક થયો હશે તેને કોઇ તોહમતવાળા તરફથી જવાબ કરવાને અટકાવ થઇ શકે નહી. દાજી મનસુખરામ મુ. હા. કો. ક્રી. રૂ. તા. ૭–૧૦–૬૯ પણ મુખત્યારને હાજર રાખવા દેવો કે નહી એ માજીસ્ટ્રેટની મુખતીયારીપર રહેલુંછે વેંકટેશ શ્રીપદ મુ. હા. કો. ક્રી. રૂ. ૩૦–૧૧–૮૬ તોહમતદારને તેમની મરજીમા આવે તેમને વકીલાત નામુ આપવાને પુરેપુરો વખત આપવો જોઈએ. શેખદાદાંભાઇની અરજી બાબત ૧ મુ. હા. કો. ક્રી. રી. ૧૬ ફોજદારી અપીલોમાં અપીલંટને હાજર થવાનો હક છે અને તેમના મુખત્યાર મારફત સાંભલી શકાય રાણી. વી; સીવરામ ઇ. લો. રી. ૬ મુ. ૧૪ જ્યુડીશીઅલ ડીપાર્ટમેંટનો ઠરાવ નંબર ૨૩૨૭ તા. ૩૦–૩–૮૫ નો તથા ત્યાર પછી થએલા ઠરાવ પ્રમાણે ખુનના મુકદમામા જ્યારે તોહમતદાર વકીલની મદદ માગેતો વકીલની મદદ આપવી. કાશીનાથ દીનાકર મુ. હા. રી. ૧૨૬ મા ઠરાવ્યુ કે—તોહમતદાર સાથે વકીલ વાત કરતો હોય ત્યારે તે વાત સાંભલે તેટલા નજદીક પોલીસને કે બીજા માણુસને રાખવા નહી.

**૩૪૧. તોહોમતવાળો દિવાનો નહિ હોય તોપણ ચાલેલું કામ તેને સમજાવી શકાતું નહિ હોય, તો ચોકસી અથવા ઇનસાફનું કામ ચલાવવા કોરટને અખત્યાર છે; અને હાઇ કોરટ શિવાય બીજી કોઇ કોરટની બાબતમાં, જો તે ચોકસી કરતાં તોહોમતવાળાને કમિટ કરવો પડે, અથવા તે ઇનસાફ કરતાં તેની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવો પડે, તો ચલાવેલાં કામના કાગળ તથા તે કામની હકીકતનો રિપોર્ટ હાઇ કોરટમાં મોકલવો, અને હાઇકોરટને યોગ્ય લાગે તેવો તે બાબત હાઇકોરટે હુકમ કરવો.**

તોહોમતવાળો ચાલેલું કામ સમજતો નહી હોય ત્યારે કેમ કરવું.

**ટીકા—તોહમતવાળો દીવાનો નહી હોય તોપણ.** આ કલમના પ્રોસીજર દીવાના સખસને લાગુ નથી. જે શખસો બેહેરાસ અથવા મુગાપણાને લીધે અથવા દેશની ભાષા ન આવડવાને લીધે મુકદમો સમજી શકતા ન હોય તેવા શખસોને આ કલમ લાગુ પડે છે ને દીવાનો હોય તો બાબ ૩૪ ના નિયમ લાગુ પડે છે રાણી. વી. હુસેન ઈ. લો. રી. ૫ મુ. ૨૬૨ **સમજાવી શકાતુ નહી હોય** કોઇ બેહરા અને મુગા તોહમતદારને ગુન્હા માટે અપરાધી ઠરાવ્યો હતો રજુઆત ચાલતી વખતે તેનાપર રાખેલુ તોહમત તેને સમજાવવાને કાંઇ યત્ન કરવામા આવેલ નહી તેથી સાબીતીનો ઠરાવ રદ ક્યો તા. ૫–૧૨–૭૦ ૬ મ. હા. કો. રી. અ. પે. ૭ **ગુન્હો સાબીત થયાનો ઠરાવ કરવો પડે** તોહમતવાળો ચલાવેલુ કામ સમજતો ન હોય અને સાબીતીનો ઠરાવ કરવો પડે તો આ કલમ પ્રમાણે હાઇકોરટમાં મોકલવુ રાણી. વી. મથુરીઆ ક. વિ. નોટસ ૧૮૮૧ પા. ૧૫ જો ગુન્હો સાબીત ન હોય તો આ કલમ લાગુ નથી માજીસ્ત્રેટે ફરીયાદી તરફનો પુરાવો તપાસી. તોહમતનામુ ઘડ્યાં શીવાય ગુન્હેગાર છે એવો અભીપ્રાય દર્શાવિ આ કલમ પ્રમાણે હાઈકોરટમા મોકલ્યો: ઠરાવ્યુ કે—તોહમતનામુ નથી એટલે અધુરી તપાસ છે માટે રીતસર પુર્ણ કરી. જો સાબીતીનો ઠરાવ કરે તો પછે મોકલવુ મુ. હા. કો. ક્રી. રૂ. નં. ૧ સને ૧૮૯૭ આ કલમ મુજબ કેસ હાઇકોરટ આગલ આવ્યો હાઇકોરટે કેસની હકીકતપરથી તોહમતવાળો જે બેહરોને મુગો હતો તેને ઠપકો દઈ છોડી મુક્યો દ્વારકાનાથ ૨૨ વિ. રી. ૩૫. એક છોકરાએ ઘર ફોડની ચોરી કરેલી ને તે બેહરો મુગો હોવાથી તથા અવલ કોઈ વખત ગુન્હો નહી કરેલો હોવાથી તથા ભુખે મરતા કરેલો હોવાથી. તોહમતવાળા છોકરાને તેના બાપને હવાલે કરવા હુકમ કર્યો રાણી. વી. ગંગા ૭ નો. વે. પ્રો. ૧૩૧

**૩૪૨. (૧) તોહોમતવાળાની વિરૂદ્ધ પુરાવામાં કાંઈ હકીકત જણાતી હોય તેનો ખુલાસો તોહોમતવાળો કરી શકે એટલા સારૂ, હરકોઇ ચોકસી અથવા ઈનસાફ ચાલતો હોય ત્યારે કોઈપણ વખતે, તેને અગાઉથી ચેતવણી આપ્યા વગર, તેને જે સવાલો પુછવા જરૂર જણાય તે સવાલો પુછવાને તે કોરટ મુખત્યાર છે, અને ફરિયાદનું કામ ચલાવનારની તરફના શાહેદોની જબાની લેવાઇ રહ્યા પછી અને તે તોહોમતવાળાને જવાબ આપવાનું ફરમાવતાં પેહેલાં, ઉપર કહેલાં કારણસારૂ કોરટે તે મુકદમા બાબત તેને સવાલ સામાન્યત: પુછવા.**

તોહોમત વાળાની જબાની લેવાનો અધિકાર

**(૨) તે સવાલોના જવાબ આપવાની ના કેહેવાથી, અથવા તે સવાલોના ખોટા જવાબ દેવાથી, તે તોહોમતવાળો શિક્ષાને લાયક થશે નહિ; પણ એ પ્રમાણે ના કેહેવા ઉપરથી અથવા એવા જવાબ આપવા ઉપરથી પોતાને વ્યાજબી લાગે એવું અનુમાન કોરટ તથા જ્યુરી હોય તો તે કરવાને મુખત્યાર છે.**

**(૩) તોહોમતવાળાએ આપેલા જવાબો સદરહુ ચોકસી અથવા ઇનસાફની વખતે ધ્યાનમાં લેવાનો અખત્યાર છે, અને સદરહુ જવાબો ઉપરથી બીજો જે ગુન્હો તેણે કર્યાનું દેખાતું હોય તે ગુન્હા બાબત ચોકસી અથવા ઇનસાફ થતી વખતે તે જવાબો તેની તરફ અથવા તેની વિરૂધ્ધ પુરાવામાં આપવાનો અખત્યાર છે.**

**(૪) તોહોમતવાળાને કાંઇ સોગન આપવા નહિ.**

**ટીકા—પુરાવો.** એ શબ્દનો અર્થ પુરાવા આકટમાં પુરાવો એ શબ્દની જે વ્યાખ્યા આપી છે તે પ્રમાણે કરવો રાણી વી. વીરન ઈ. લો. રી. ૯ મ. ૨૨૪. **ખુલાસો તોહમત વાળો કરી શકે તેટલા સારૂ** તેના વીરૂધ પડેલી નુકસાન કર્તા હકીકત વિષે તેનું શું કહેવું છે તે જાણવા માટેજ પુછી શકાય હુસેનબક્ષ ઈ. લો. રી. ૬ ક. ૯૬ ફીનુરોય ૧૬ વિ. રી. ૨૧ ભોળાનાથસેન ૨૫ વિ. રી. ૫૩ નુરબક્ષ કાજી ઈ. લો. રી. ૬ ક. ૨૭૯. આ કલમ મુજબ તપાસવાનો અધીકાર એવી રીતે વાપરવો જોઇએ કે તેના વિરૂધ પુરાવામાં મળી આવેલી બાબતો વિષે તે કેવી રીતે ખુલાસો કરે છે તે તેનાથી પારખી શકાય પણ તેને પોતાને ગુન્હેગાર ઠરાવે એવી હકીકતો કઢાવવી નહી વીરબદા ગોડ ૧ મ. હા. કો. રી. ૧૯૯ રાણી વી. વીરન ઇ. લો. રી. ૯ મ. ૨૨૪ રાણી વી. રંગી ઈ. લો. રી. ૧૦ મ. ૨૯૫ તોહમતદારની ઉલટ તપાસ ન કરવી તેના વિરૂધના પુરાવાનો ખુલાસો કરી શકે તેટલાજ સ્વાલ પુછી શકાય રાણી વી. હરીચરન ઈ. લો. રી. ૧૦ ક. ૧૪૦ જુબાની લેવાના અધીકારમાં ઉલટ તપાસ આવતી નથી તેમજ તોહમતદારને જોરજુલમથી ગુન્હેગાર ઠરાવવાને કેટલોક પુરાવો થાય તેવા સ્વાલો પુછવાનો જડજ પ્રયત્ન કરી શકે નહી રાણી વી. હુસેનબક્ષ ઈ. લો. રી. ૬ ક. ૯૬. **ત્યારે કોઇપણ વખતે.** તોહમતદારની તપાસ કેસની શરૂઆતમાં કરવી એ ખરેખર અવધડતાવાળું છે. તે જો કે કાયદા વિરૂધ નથી નુકસાનવાળું અંગીકરણ ખેંચી કાઢવા માટે પુરાવો લેતા પેહલા જડજને અધીકાર નથી કે જેથી ફરીયાદ પક્ષના તેઓનો કેસ રચી શકે તે માટે નથી રાણી વી. બધા ક. વિ. નો. સને ૧૮૮૪ પા. ૧૦૬ રાણી વી. હાવથોર્ન ઇં. લો. રી. ૧૩ અ. ૩૪૫ પુરાવો લેવાનું સરૂ કરતા અવલ તોહમતદારનો જવાબ લેવો તે ફકત અનીયમીતપણું નથી પણ આ કલમથી વિરૂધ છે. રાણી વી. બલજીત ક. વિ. નો. ૧૮૮૩ પા. ૨૩૮ ફરીયાદીનો પુરાવો પુરો પાડવા માટે કેટલાક સવાલ કેસની વચમાં પુછયા ઠરાવ્યું કે—ઘણીજ ગંભીર અનીયમીત છે જે. એમ. ડીઆઝ ૩ મુ. હા. કો. ક્રી. કેસીસ પા. ૫૧ તોહમતદારની વિરૂધનો પુરાવો નોંધાએલો ના હોય તો એકદમ તોહમતવાળાને તપાસવું તે વ્યાજબી નથી. પણ ખુશીથી જાહેર કરેલ હોય તો આ અનીયમીતપણાને લીધે જવાબ અગ્રાહ્ય થતો નથી. નારાયણ વલદ બહીરૂ મુ. હા કો. ક્રી. રૂ. ૨–૧૧–૯૩. **જુબાની લેવાઇ રહ્યા પછી × × × × પુછવા** બચાવ પર મુકતા અવલ તપાસવો જોઇએ બાવા ચેલા મુ. હા. કો. ક્રી. રૂ. ૮–૧–૮૬ ફરીયાદીનો કેસ પુરો થયે પુછવું જરૂરનું છે. કારણ કે તેની વિરૂધ પુરાવો પડયો હોય તેનો ખુલાસો તે કરી શકે ને તેવી તક આપવાનું સાધન છે માહાદુ બાબાજી મુ. હા. કો. ક્રી. રૂ. ૨૫–૧૦–૯૪.

**પેટા કલમ ૩ અખત્યાર છે.** તોહમતદારનો જવાબ કબુલત તરીકે હોય અથવા જવાબ તરીકે હોય તો તે પુરાવામાં લઈ શકાય રાણી વી. સુનેચારૂ ૫ વિ. રી. ૧ તોહમતદારનો આખો જવાબ ધ્યાનમાં લેવો જોઇએ પણ અમુક લેવો ન જોઇએ રાણી વી. ચોકુ ૫ વિ. રી. ૭૦ એક કામમાં બે તોહમતદાર હતા દરેકની જુબાની જુદા રાખી લીધી. તેમાં કાંઇ

વકીલોએ વાંધો ન ઉઠાવ્યો ઠરાવ્યુ કે—તોહમતવાળાની જુબાની તેના પોતાનાજ વીરૂધ ગણી શકાય પણ સહતોહમતદાર વિરૂધ ઉપયોગી નથી લક્ષ્મણ બાળા ઈ. લો. રી. ૬ મુ. ૧૨૪. **પેટા કલમ ૪ તોહમતવાળાને** એટલે જેની સામે ચોકશી ચાલતી હોય ને તે જે કોરટ તરફથી તપાસમાં હોય તેને સોગન આપી શકાય નહી. પણ સહતોહમતદાર સાક્ષીમાં બોલાવે તો બોલાવી શકાય રાણી વી. ડુરાંટ ઈ. લો. રી. ૨૩ મુ. ૨૧૩. સહતોહમતદારની જુબાની લેવા તોહમતદારે માગણી કરેલી ઠરાવ્યું કે તે મંજુર કરવી જોઇએ રાણી વી. ટીરએનીશાઈ ઈ. લો. રી. ૨૧ અ. ૪૨૬.

લલચાવીને કાંઇ વાત પ્રગટ કરવાને કાંઇ દાબ વાપરવો નહિ

**૩૪૩. ૩૩૭ મી અને ૩૩૮ મી કલમમાં ઠરાવ્યું છે તે શિવાય, કોઈ તોહોમતવાળા શખસના જાણવામાં કાંઇ પણ વાત હોય તે પ્રગટ કરવાને અથવા નહિ કરવાને તે લલચાય એટલા માટે તેને કાંઈ પણ વચન અથવા ધમકી આપીને અથવા બીજી રીતે તેની ઉપર કાંઇ દાબ વાપરવો નહિ.**

**ટીકા**—માજીસ્રેટ ફરીયાદી તરીકે કેદીને ગુન્હો કબુલ કરવાની કાંઇ લાલચ બતાવે તો તે પુખ્ત વિચાર કર્યા વગર કામ ચલાવે છે એમ કહી શકાય રાણી વી. રામધનસીંગ ૧ વિ. રી. ૨૪. ગેરરીતે કબુલત મેળવી છે એવા પુરાવાની ગેરહાજરીમાં કબુલાત લાલચથી મેળવી છે એવું અનુમાન થઇ શકે નહી. ગેરરીતે કબુલત મેળવી છે એમ જ્યારે કોરટ ધારે ત્યારે ગેરલગતી છે રાણી વી. બલવંત ૧૧ મુ. હા. કો. રી. ૧૩૭ તોહમતદારને જવાબ લેતા પેહલા તેને ચેતવણી આપવાની જરૂર નથી ૫ મ. અપે. ૧૧.

કામ ચલાવવાનું શરૂથી અથવા વચમાં મુલતવી રાખવાનો અખત્યાર.

**૩૪૪. (૧) કોઇ શાહેદની ગેરહાજરીને લીધે, અથવા બીજા કાંઇ યોગ્ય કારણને લીધે, કોઇ પણ ચોકશી અથવા ઇનસાફનું કામ શરૂથી અથવા વચમા મુલતવી રાખવું જરૂર અથવા યોગ્ય જણાય, તો કોરટ પોતાને યોગ્ય લાગે તો વખતે વખતે લખેલો હુકમ કરીને અને તે બાબતનાં કારણ જણાવીને પોતાને દુરસ્ત લાગે એવી શરતે, અને પોતાને યોગ્ય લાગે એટલી મુદત સુધી, સદરહુ ચોકસી અથવા ઇનસાફનું કામ શરૂથી અથવા વચમાંથી મુલતવી રાખવાને મુખત્યાર છે, અને તોહોમતવાળો પેહેરામાં હોય તો વારંટ કાહાડીને તેને પાછો મોકલવાને મુખત્યાર છે;**

પાછો મોકલવો.

**પણ એવું ઠરાવ્યું છે કે કોઇપણ માજીસ્રેટે આ કલમ પ્રમાણે કોઈ તોહમતવાળા શખસને એક્કી વખતે પંદર દિવસ કરતાં વત્તી મુદત સુધી પેહેરામાં પાછો મોકલવો નહિ.**

**(૨) હાઇ કોરટ શિવાય બીજી કોઇ કોરટે આ કલમ પ્રમાણે કરેલો દરેક હુકમ લખેલો હોવો જોઇયે અને તેની ઉપર પ્રમુખ જડજે અથવા માજીસ્રેટે સહી કરવી.**

પાછો મોકલવાનો વ્યાજબી સબબ.

**ખુલાસો—તોહોમતવાળાએ કાંઇ ગુન્હો કર્યો હશે એવો વેહેમ આવે તેવો પુરતો પુરાવો મળ્યો હોય અને તેને પાછો મોકલવાથી વધારે પુરાવો મળે તેવું છે એવું દેખાય તો તેને પાછો મોકલવાનો આ વ્યાજબી સબબ છે.**

**ટીકા—તે બાબતના કારણુ જણાવીને.** વ્યાજબી કારણુ છે એટલુ લખલુ તે બસ નથી. કારણુ જણાવવુ જોઇએ ને તે કારણ તોહમતદાર જાણવાને હકદાર છે; સાક્ષીઓ લેવાનુ મોકુફ રાખ્યાથી વધારે પુરાવો મળી આવશે કે જે લેવા માંડે સામટા લેવામા આવશે તેમા ઠરાવ્યુ કે—માજીસ્ત્રેટે બતાવેલુ કારણુ જો કે સોગનપર નથી તોપણુ ફરીથી કેદમા મોકલવાનો પાંચ દીવસને વધારાના ચાર દીવસનો હુકમ વ્યાજબી હતો. તોહમતદારને પોતાના વિરૂધનો પુરાવો જેમ બને તેમ જલદીથી લખી લેવરાવવાનો હક છે અને તેની સામે ઘણો પુરાવો છે અથવા આવી શકે એવુછે તે ઘણો વખત મુલતવી રાખવાનુ વ્યાજબી કારણુ નથી. રાણી. વી. મનીકામ ૪. લો. રી. ૬ મ. ૬૩. માજીસ્ત્રેટ વખતો વખત કેસ ગેરવાજબી રીતે મુલતવી રાખેતો તે રીત વિષે નોટીસ લેવી જોઇએ પોતાના ઓફીસના કામ માટે વખતો વખત મુલતવી રાખવુ તે વ્યાજબી કારણુ નથી મથુરનાથ ચકરબતીની બાબત. ૯ બે. લો. રી. ૩૫૪ જે તોહમતદારો જેલમા હોય તેમની રજુઆત ચલાવવાને કોઇ માજીસ્ત્રેટે વ્યાજબી કારણુ શીવાય ઢીલુ કરી હોયતો તે કેદીયોને નિરદોષ ઠરાવી છોડી મુકયા હોય તો સ ૧૮૫૦ ના આકટ ૨૭ મુજબ તેનાપર દાવો થઇ શકે. રાણી. વી. શાહુ ૧૧ વિ. રી. ૧૯. તોહમતદારની વિરૂધ પુરાવો નોંધ્યો ન હોય તો રીમાંન્ડનો હુકમ થઈ શકે નહી જુહુરૂદીન ૨૫ વિ. રી. ૮ તોહમતદારના સાક્ષી હાજર કરવા માટે વખત આપવો તે અનીયમીતપણું ન ગણાય દીનુરોય ૧૬ વિ. રી. ૩૧. રીમાન્ડ કરવાનો હુકમ કરતા અવલ માજીસ્ત્રેટની રૂબરૂ .તોહમતદારને આણવો. મ. હા. કો. રી. તા. ૧૦–૭–૬૭ **પંદર દીવસ કરતા વધતી મુદત સુધી** સુનાવણી કર્યા શીવાય વધારે દીવસ સુધી મુલતવી રાખી શકે નહી. રાણી. વી. શરકીયા ૫ મુ. હા. કો. રી. ૩૧ આ કલમ ચોકશી તથા ઇનિસાફના કામ સંબંધી છે. પોલીસ તપાસ માટે આ કલમ લાગુ નથી. તુરંગમા મોકલી શકાય પણ આ કલમ પ્રમાણે પોલીસના તાબામા મોકલવાનુ નથી. ક્રીશ્નાજી પાંડુરંગ. મુ. હા. કો. ક્રી. રૂ. ૫૫ સને ૧૮૯૭. વિશેષ ટીકા ક. ૪૯૭ નિચે જુઓ.

ગુન્હા માંડી વાળવા બાબત.

**૩૪૫. (૧) આ નીચેના કોષ્ટકનાં પેહેલાં બે આસનોમાં હિંદુસ્તાનના ફોજદારી કાયદાની જે કલમોનું વરણન કર્યું છે તે કલમો મુજબ શિક્ષા કરવા લાયક ગુન્હાઓ તે કોષ્ટકના ત્રીજા આસનમાં કહેલા શખસોને માંડીવાળવાનો અધિકાર છે:—**

| ગુન્હો. | હિંદુસ્તાનના ફોજદારી કાયદાની લાગુ પડતી કલમો. | જે શખસને ગુન્હો માંડી વાળવાનો અધિકાર છે તે શખસ. |
|---|---|---|
| ધર્મસંબંધી કોઇપણ શખસનું દિલ દુખાવવાના પાકા ઇરાદા થી કાંઈ શબ્દો બોલવા વગેરે | ૨૯૮ ... ... | ધર્મ સંબંધી જે શખસનું દિલ દુખવવાનો ઇરાદો હોય તે શખસ. |
| વ્યથા કરવી. ... ... | ૩૨૩, ૩૨૪ ... | જે શખસને વ્યથા કરી હોય તે શખસ. |
| હરકોઇ શખસને ગેરવાજબી અટકાવ કરવો અથવા કેદ કરવો. | ૩૪૧, ૩૪૨ ... | જે શખસને અટકાવ કર્યો હોય અથવા કેદ કર્યો હોય તે શખસ. |

| | | |
|---|---|---|
| હુમલો અથવા સાપરાધબળ વાપરવું. | ૩૫૨, ૩૫૫, ૩૫૮... | જે શખસની ઉપર હુમલો કર્યો હોય અથવા સાપરાધ બળ વાપર્યું હોય તે શખસ. |
| કાયદા વિરૂદ્ધ જબરાઈથી મજુરી કરાવવી. | ૩૭૪ ... ... | જે શખસ પાસે જબરાઇથી મજુરી કરાવી હોય તે શખસ |
| બિગાડ, જ્યારે જે હાનિ અથવા નુકસાન કરવામાં આવે તે ફક્ત કોઈ ખાનગી શખસને કરેલી હાની અથવા નુકસાન હોય ત્યારે. | ૪૨૬, ૪૨૭ ... | જે શખસને હાનિ અથવા નુકશાન કરવામાં આવે તે શખસ. |
| સાપરાધ પ્રવેશ. ... ... | ૪૪૭ ... | જે મિલકતમાં પ્રવેશ કર્યો હોય તે મિલકત જે શખસના કબજામાં હોય તે શખસ. |
| ગ્રહ પ્રવેશ. ... ... | ૪૪૮ ... | |
| નોકરી કરવાનો કરાર સાપરાધ રીતે તોડવો. | ૪૯૦, ૪૯૧, ૪૯૨ ... | જે શખસની સાથે ગુન્હેગારે કરાર કર્યો હોય તે શખસ |
| છિનાળું ... ... ... | ૪૯૭ ... | જે સ્ત્રી હોય તેનો ધણી. |
| સાપરાધ ઇરાદાથી કોઈ પરણેલી સ્ત્રીને ફોસલાવી જવી અથવા લઇ જવી અથવા રોકી રાખવી. | ૪૯૮ ... | |
| આબરૂ લેવી. ... ... | ૫૦૦ ... | જે શખસની આબરૂ લીધી હોય તે શખસ. |
| કાંઇ બાબત આબરૂ લેવા જેવી છે એવું જાણીને તે છાપવી અથવા કોતરવી. | ૫૦૧ ... | |
| છાપેલી અથવા કોતરેલી વસ્તુમાં આબરૂ લેવા જેવી બાબત છે એવું જાણીને તે વસ્તુ વેચવી. | ૫૦૨ ... | |
| સમાધાનીનો ભંગ કરાવવાના ઇરાદાથી તિરસ્કાર કરવો. | ૫૦૪ ... ... | જે શખસને તિરસ્કાર કર્યો હોય તે શખસ. |
| સાપરાધ ધમકી, જ્યારે તે ગુન્હો સાત વર્ષની કેદની શિક્ષા કરવા લાયક ન હોય ત્યારે | ૫૦૬ ... ... | જે. શખસને ધમકી આપી હોય તે શખસ. |

(૨) વ્યથા કરવાના તથા મહાવ્યથા કરવાના જે ગુન્હા હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૨૪ મી, ૩૨૫ મી, ૩૩૫ મી, ૩૩૭ મી અથવા ૩૩૮ મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક છે તે ગુન્હા જે શખસને વ્યથા કરી હોય તે શખસને જે કોરટની આગળ તે ગુન્હા બાબત કાંઈ પણ ફરિયાદનું કામ ચાલુ હોય તે કોરટની રજા લઇને માંડી વાળવાનો અધિકાર છે.

(૩) આ કલમ મુજબ હરકોઈ ગુન્હો માંડી વાળવાનો અધિકાર હોય ત્યારે તે ગુન્હામાં મદદગારી કરવાનો ગુન્હો અથવા ( જ્યારે સદરહુ ગુન્હો કરવાની કોશિસ જાતે ગુન્હો હોય ત્યારે ) તે કોશિસ કરવાનો ગુન્હો એવીજ રીતે માંડી વાળવાનો અધિકાર છે.

(૪) જો કોઈ શખસ બાળક, અથવા ગાંડો અથવા દિવાનો હોય અને જો તેવો ન હોત તો તે આ કલમ મુજબ કાંઈ ગુન્હો માંડીવાળવાને લાયક થાત તો તે શખસની તરફથી કરાર કરવાનો જે શખસને અધિકાર હોય તે શખસ સદરહુ ગુન્હો માંડી વાળવાને મુખત્યાર છે.

(૫) જ્યારે તોહોમતવાળાનો ઇનસાફ કરવા સારૂ કમિટ કર્યો હોય અથવા તેનાપર ગુન્હો સાબીત થયાનો ઠરાવ થયો હોય અને અપીલ થઈ હોય, ત્યારે, પ્રસંગ પ્રમાણે જે કોરટમાં તેને કમિટ કર્યો હોય, અથવા જેની રૂબરૂ તે અપીલની સુનાવણી થવાની હોય તે કોરટની પરવાનગી શિવાય ગુન્હો માંડીવાળવા દેવો નહિ.

(૬) આ કલમ મુજબ કાંઇ ગુન્હો માંડી વાળવાનું ફળ એવું થશે કે તોહોમતવાળાની ઉપર ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ થશે.

(૭) આ કલમમાં ઠરાવ્યું છે તે શિવાય (બીજી રીતે) કોઇપણ ગુન્હો માંડીવાળવો નહિ.

**ટીકા—સુધારો** પેટા કલમ ૫ નવીન છે ક, ૩૨૪ પછી ૩૨૫ મી એ શબ્દ નવીન છે. **ત્રીજા આસનમા કહેલા સખસોને.** કોર્ટપર ફરજબંદી નથી પણ જે ગુન્હા માંડીવાળી શકાય છે તેવા ગુન્હા ત્રીજા આસનમા બતાવેલા સખસો માંડીવાળવા માગે તો માંડીવાળવા જોઇએ. રાણી. વી, કોરી. ક. વિ. નોટસ. ૧૮૮૪ પા. ૨૫૬ ફરીયાદીએ ગુન્હો માંડીવાળી શકાય તેવો ગુન્હો માંડીવાળવાની અરજી કરેલી જે માજીસ્રેટે રદ કરી શીક્ષા કરી. ઠરાવ્યુ કે—અરજી રદ ન કરી શકે તેથી શીક્ષા રદ કરી રાણી. વી. ખુદાબક્ષ ક. વિ. નો. ૧૮૮૩ પા. ૨૪૫. તોહમતદાર સામે ગામના મહારની ખાનગી મિલકતના પાકને બીગાડ કર્યા બાબતનુ તોહમત હતુ તે ગુન્હો માંડીવાળવા અરજ થઈ જે માંડીવાળવાની માજીસ્રેટે એવા કારણથી ના પાડી કે—ગામ મહારને નુકસાન થયુ છે. તેથી ખાનગી માણસને નુકસાન નથી ઠરાવ્યુ કે—ખાનગી માણસને નુકસાન છે. તેથી માંડીવાળવો જોઇએ. ગામ મહાર છે તેથી તેની ખાનગી મિલકત સાર્વજનીક કે તમામ મહાર જાતની થતી નથી મોતીરામની અરજી બાબત. ઈ. લો. રી. ૨૨ મુ. ૮૮૯ જે તોહમતદારનો ઇનસાફ સેસન કોર્ટમા ચાલતો હતો તેમા છીનાળાના ગુન્હા માટે સ્રીના ધણીને ગુન્હો પાછો ખેચી લેવાની રજા આપવામાં આવી હતી. રાણી વી. રામલો જેરો ૫ મુ. હા. કો. રી. ૨૭ સ્રી તેના ધણીની રજા શીવાય ને તેની મરજી વિરૂધ આબુ બાબતના ગુન્હામા કે જે ગુન્હો જે શખસની આબુ લીધી હોય તે સખસ માંડીવાળી શકે તેવા ગુન્હામા જો કે ધણીએ ફરીયાદ કરી હોય તોપણ તેની અરજપરથી માંડીવાળવો જોઇએ ચીન્નમન

ઇડુ વી. રામા સામી ઈ. લો. રી. ૧૪ મ. ૩૭૯ **રાજીનામું** સાબીતીનો બોજો તોહમતદારપર છે કે. **સમાધાન થયુ છે.** કોઈ ગુન્હાનુ રાજીનામુ કરવુ એ વાત એમ બતાવે છે કે—**જે માણસની સામે ગુન્હો બન્યો હોય તે શખસ અમુક અવેજના બદલામાં કામ ચલાવવાની ઇચ્છા રાખતો નથી.** કરારની માફક રાજીનામાની સાબીતી થવી જોઇએ. ને પક્ષકારોપર કોઇ જાતની સત્તા વપરાઇ નથી ને એક એકના હક સંપુર્ણ રીતે તેઓ જાણતા હતા એમ સાબીત થયા શીવાય રાજીનામાના ઠરાવનો અમલ થઈ શકે નહી. મરે ઈ. લો. રી. ૨૧ ક. ૧૦૩ **ગુન્હોના સાબીત થયાનો ઠરાવ થસે.** માંડીવાળતા અવલ ગુન્હો માંડવાળ થઇ શકે તેવો છે કે કેમ તે જોવુ જોઇએ નારાકણ નથુ મુ. હા. કો. ક્રી. રૂ. ૧૯-૭-૯૪ માંડીવાળ્યા પછી તેને તેજ હકીકતપરથી તોહમતનો ફરી ઇનિસાફ થાય નહી. વાલી અસમાલીસ. મુ. હા. કો. ક્રી. રૂ. ૪-૯-૯૦ ડેપ્યુટી માજીસ્ટ્રેટે ગુન્હો ભારે ન હોવાને લીધે. ક. ૨૪૮ પ્રમાણે પાછો ખેંચી લેવાની રજા આપતા. તોહમતદારને છોડી મુકયો. ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટે તોહમતદાર સામે ફરી કેસ ચલાવ્યો ઠરાવ્યુ કે—ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટને તેમ કરવા અધીકાર નથી. રાણી. વી. ઝહુરલ ૨૫ વિ. રી. ૬૪.

ઈ. પી. કો. ક. ૫૦૬ ની બીજી રકમમા આવતા ગુન્હા માંડીવાળવાનુ અંદર અંદર થઇ શકે નહી પણ યોગ્ય કેસમા પાછી ફરીયાદ ખેંચી લઈ શકાય વીઠોબાબીન બાબાજી મુ. હા. કો. ક્રી. રૂ. ૨૩-૬-૮૭

જે મુકદમા પ્રાંતમાંનો માજીસ્ટ્રેટ ચુકવી શકતો નહિ હોય તે મુકદમામાં તેણે કેમ કરવું.

**૩૪૬ (૧) ઇલાકાનાં મુખ્ય શેહરોની બાહાર કોઇપણ જીલ્લામાં કોઇ માજીસ્ટ્રેટની આગળ કાંઈ ચોકશી અથવા ઇનસાફનું કામ ચાલતું હોય ત્યારે જો પુરાવા ઉપરથી તે માજીસ્ટ્રેટને એવું અનુમાન કરવું વાજબી જણાય કે સદરહુ જીલ્લામાં બીજા કોઇ માજીસ્ટ્રેટે તે મુકદ્દમાનો ઇનસાફ કરવો જોઈયે, અથવા ઈનસાફ કરવા સારૂ તે કમિટ કરવો જોઇયે, તો તેણે તે કામ ચલાવવું બંધ રાખીને જે માજીસ્ટ્રેટના હાથ તળે પોતે હોય તે માજીસ્ટ્રેટની આગળ અથવા જીલ્લા માજીસ્ટ્રેટ ફરમાવે તેવા બીજા હકુમતવાળા માજીસ્ટ્રેટની આગળ તે મુકદ્દમો મોકલવો, અને તેની સાથે ટુંકામાં એક રિપોર્ટ કરીને તેમાં તે મુકદ્દમાનો પ્રકાર સમજાવવો.**

**(૨) જે માજીસ્ટ્રેટની પાસે તે મુકદ્દમો મોકલવામાં આવે તેને જો ઈનસાફ કરવાનો અખત્યાર આપેલો હોય તો તે મુકદ્દમાનો ઇનસાફ તે જાતે કરવાને અથવા પોતાના હાથ તળેના જે માજીસ્ટ્રેટને હકુમત હોય તે માજીસ્ટ્રેટને તે મુકદ્દમો સોંપવાને, અથવા તોહોમતવાળાને તેનો ઇનસાફ થવા સારૂ કમિટ કરવાને મુખત્યાર છે.**

**ટીકા—બીજા કોઇ માજીસ્ટ્રેટે તે મુકદ્દમાનો ઇનસાફ કરવો જોઇએ** જ્યારે ગુન્હો એવો જણાયકે ભારે દરજાની કોર્ટ સાંભળી શકે તેવો છે. ત્યારે ભારે દરજાની કોર્ટમા કેસ મોકલવાની તજવીજ કરવી મોટા ગુન્હા ને નાના ગુન્હાના સ્વરૂપમા ગણવુ તે કાયદાનુઉલઘન કર્યા બરાબર છે. ગંડીયા ઇ. લો. રી. ૧૩ મુ. ૫૦૩ **ઈનસાફ તે જાતે કરવાને + + + + કમીટ કરવાને મુખત્યાર છે.** નવો પુરાવો લીધા સીવાય કમીટનો હુકમ કરી શકે સેસાબીન માસ્તી મુ. હા. કો. ક્રી. રૂ. ૨૭-૬-૮૯ અથવા જણાવેલી રીતે ઇનિસાફ પણ કરી શકે પરસોતમ મુ. હા. કો. ક્રી. રૂ. ૨૭-૫-૯૧.

૩૪૭ (૧) કોઈ માજીસ્ત્રેટની આગળ કોઈપણ ચોકસીનું કામ ચાલે તેમાં, અથવા કોઇ માજીસ્ત્રેટની આગળ કોઇપણ ઈનસાફનું કામ ચાલે તેમાં, ફેંસલા ઉપર સહી કરતાં પેહેલાં, તેને કોઇપણ વખતે એમ જણાય કે તે કામનો ઇનસાફ સેશન કોરટે અથવા હાઈ કોરટે કરવો જોઇયે, અને જો ઈનસાફ થવા સારૂ કમિટ કરવાનો અખત્યાર તેને આપેલો હોય, તો તેણે કામ આગળ ચલાવવાનું બંધ કરવું, અને આ કાયદામાં પાછળ કહેલા ઠરાવો પ્રમાણે તોહમતવાળાને કમીટ કરવો.

ચોકસી અથવા ઇનસાફનું કામ શરૂ કર્યા પછી માજીસ્ત્રેટને એમ જણાય કે મુકદમો કમિટ કરવો જોઇયે ત્યારે કેમ કરવું.

(૨) જો ઇનસાફ થવા સારૂ કમીટ કરવાનો અખત્યાર સદરહુ માજીસ્ત્રેટને આપેલો ન હોય તો તેણે ૩૪૬ મી કલમ પ્રમાણે ચાલવું.

ટીકા—ફેંસલા પર સહી કરતા પેહલા અધીકાર બજાવી શકે તોહમતનામુ ફરમાવ્યુ હોય તોપણ બંદ રાખી કમીટ કરી શકે. કુદ્દુતુલા ઈ. લો. રી. ક. ૩ ૪૯૫ આગળ ચલાવવાનુ બંદ કરવું એટલે ૨૧ મા બાબ મુજબ કામ ચલાવવાનુ બંદ કરવુ ને કમીટ કરવો એટલે ૧૮ મા બાબ મુજબ કરવુ. પણ એવો મતલબ નથી કે—બધુ ચલાવેલુ કામ રદ કરી નવેસરથી પુરાવો લેવો માત્ર બાબ ૧૮ મુજબ જે કરવાનુ બાકી હોય તે પુરૂ કરવુ રાણી વી. ઇબાહીબક્ષ ઈ. લો. રી. ૨ અ. ૫૧૦

૩૪૮ હિંદુસ્તાનના ફોજદારી કાયદાના ૧૨ મા અથવા ૧૭ મા બાબ પ્રમાણે ત્રણ વરસની અથવા તે ઉપરાંતની મુદત સુધી કેદની શિક્ષા કરવા લાયક કોઈ ગુન્હો જે શખસની ઉપર સાબીત થયાનો ઠરાવ કર્યો હોય તે શખસની ઉપર એ બેમાંના ગમે તે બાબ પ્રમાણે ત્રણ વરસની અથવા તે ઉપરાંતની મુદત સુધી કેદની શિક્ષા કરવા લાયક કોઇ ગુન્હાનું ફરીથી તોહોમત આવ્યું હોય, તેને, જે માજીસ્ત્રેટ આગળ કામ ચાલ્યું હશે તે માજીસ્ત્રેટની નજરમાં તોહમતવાળા ઉપર ગુન્હો સાબિત થાય તો પોતે પુરતી શિક્ષા કરી શકશે એમ નહિ આવે તો તેણે, પ્રસંગ પ્રમાણે સેશન કોરટમાં અથવા હાઇકોરટમાં કમિટ કરવો જોઇયે.

સિક્કા સ્ટાંપના કાયદા અથવા મિલકત વિરૂદ્ધ ગુન્હા જે શખસોની ઉપર અગાઉ સાબિત કર્યા હોય તે શખસોના ઇનસાફ બાબત.

પણ એવું ઠરાવ્યું છે કે જીલ્લા માજીસ્ત્રેટને કલમ ૩૦ પ્રમાણે અધિકાર આપ્યા હોય તો, તે મુકદ્દમો સેશન કોરટમાં કમિટ નહિ કરતાં તે માજીસ્ત્રેટને ત્યાં મોકલવાનો અધિકાર છે.

ટીકા—સાબીત થયાનો ઠરાવ કર્યો હોય. એક કેસ ચાલતો હોય તે દરમીયાન બીજો ગુન્હો કર્યો હોય તો આ કલમના નિયમ લાગુ પડતા નથી મેઘા ઇ. લો. રી. ૧ અ. ૬૩૭ એ બેમાના ગમે તે બાબ પ્રમાણે એના એ ગુન્હા માટે અથવા એ ગુન્હો જે બાબમા હોય તે બાબ પ્રમાણે આગળ શીક્ષા થઈ ગઇ હોય તેનેજ આ કલમના નિયમ લાગુ પાડવા મુબત ૫ વિ. રી. ૬૬

૩૪૯. (૧) જ્યારે બીજા અથવા ત્રીજા વરગના જે માજીસ્ત્રેટને હકુમત હોય તે માજીસ્ત્રેટ ફરિયાદનું કામ ચલાવનારની તરફનો

જોઇએ તેટલી સખત શિક્ષાનો હુકમ માજીસ્ત્રેટ કરી શકે નહિ ત્યારે કેમ કરવું.

તથા તોહોમતવાળાની તરફનો શાહેદી પુરાવો સાંભળે ત્યાર પછી તેનો મત એવો થાય કે તોહોમતવાળો તકસીરવાર છે, અને તેને જે શિક્ષા કરવાનો પોતાને અધિકાર છે તેથી જુદી જાતની અથવા તે કરતાં વધારે સખત શિક્ષા તે તોહોમતવાળાને મળવી જાઇએ, અથવા તેને૧૦૬ ઠી કલમ પ્રમાણે ખત કરી આપવાનું ફરમાવવું જોઈએ, ત્યારે તે માજીસ્ત્રેટ પોતાનો મત લખીને પોતે ચલાવેલું કામ તથા તોહોમતવાળાને જે જીલ્લા માજીસ્ત્રેટના અથવા પેટા તુકડી માજીસ્ત્રેટના તાબામાં પોતે હોય તેની પાસે મોકલવાને મુખત્યાર છે.

**(૨) જે માજીસ્ત્રેટની પાસે તે કામ મોકલવામાં આવે તે માજીસ્ત્રેટને દુરસ્ત લાગે તો તે પક્ષકારોની જુબાની લેવાને તથા જે શાહેદ તે મુકદમામાં શાહેદી આપી ચુકયો હોય તે શાહેદને પાછો બોલાવીને તેની જુબાની. લેવાને મુખત્યાર છે; અને કાંઇ પણ વધારે પુરાવો માંગવાને તથા લેવાને મુખત્યાર છે, અને તે મુકદમામાં પોતાને યોગ્ય લાગે એવો, અને કાયદા પ્રમાણે હોય એવો ફેંસલો અથવા શિક્ષાનો હુકમ અથવા હુકમ તે માજીસ્ત્રેટે કરવો.**

**પણ એવું ઠરાવ્યું છે કે ૩૨ મી તથા ૩૩ મી કલમ પ્રમાણે જેટલી શિક્ષા કરવાનો પોતાને અધિકાર હોય તે કરતાં વધારે સખત શિક્ષા તેણે કરવી નહિ.**

ટીકા—**બીજા અથવા ત્રીજા વર્ગના.** પેહલા વર્ગના માજીસ્ત્રેટ મોકલી શકે નહી. રાણી. વી. પ્રસાદ **હકુમત હોય** અધીકાર હોય તો જાતે ચલાવે કે સેસન કોર્ટમા કમીટ કરે અબદુલ વી. ચંદીઆ ઈ. લો. રી. ૧૩ ક.૩૦૫ **તેથી જુદી જાતની અથવા તે કરતા વધારે સખત** તાબાનો માજીસ્ત્રેટ ઉપરી માજીસ્ત્રેટ તરફ પોતાને અધીકાર હોય તે કરતા વધારે શીક્ષાની જરૂર હોય ત્યારે મોકલી શકે જો પુર્ણ રીતે સજા કરી શકે તેમ હોય છતા મોકલે તો તે મોકલવુ ગેરવાજબી કેહવાય ને તેથી ઉપરી માજીસ્ત્રેટને અધીકાર નથી એમ ઠરાવ્યુ ક. વિ. નો. ૧૮૮૧ પા. ૯૯ **તાબામા પોતે હોય.** રાણી. બી. કાલુ ઈ. લો. રી. ૪ અ. ૩૬૬ **મત એવો થાય કે.** ફકત અભીપ્રાય દર્શાવવો કાયદેસર રીતે અપરાધી ઠરાવી શકે નહી જજમેંટ આપવાનુ કામ જેની તરફ કેસ મોકલ્યો હોય તેનુ છે. માહાદુ.ફ શા. મુ. હા. કો. ક્રી. ક. ૧૪–૬–૮૮ **દુરસ્ત લાગે તો × × × લેવાને મુખત્યાર છે.** જેની તરફ કેસ મોકલ્યો હોય તેની મુખત્યારી પ્રમાણે તેનો નિકાલ કરવાને આખો કેસ ખુલ્લો થાય છે બાપુ જાલમ મુ, હા. કો. ક્રી. રૂ. ૬–૧૦–૮૭ આપાજી મુ. હા. કો. ક્રી. રૂ. ૨૦–૩–૯૩ બીજા કોઇ માજીસ્ત્રેટને આવી રીતે આવેલુ કામ ચોકસી સારૂ મોકલી શકે નહી વેલાયુ ડેમ ઈ. લો. રી. ૪ મ. ૨૩૩. **તોહમતદારને હાજર રાખવો જોઇએ.** ને હાજર રહી પોતાની હકીકત કેહવાનો તથા પોતાની તકરાર બતાવવાનો હક છે. રઘા નારણજી ૬ મુ. હા. કો. રી. ૩૧ **યોગ્ય લાગે એવો × × × તે માજીસ્ત્રેટે કરવો.** જેની તરફ કેસ મોકલ્યો હોય તેને યોગ્ય લાગે તેવો હુકમ કે શીક્ષા કરવી. પણ મોકલનાર તરફ ફરી મોકલવુ નહી હરીઆ તેલાપા ઇ. લો. રી. ૧૦ મુ. ૧૯૬ જેની તરફ કેસ મોકલ્યો હોય તે સેસન કોર્ટમા કમીટ કરી શકે અબદુલ વી. ચંડીયા ઇ. લો. રી. ૧૩ ક. ૩૦૫ ચીની મરગડુની અરજી બાબત ઇ. લો. રી. ૧ મ. ૨૮૯ રાણી. વી. અબદુલ ઇ. લો. રી. ૪ મુ. ૨૪૦ આ કલમ પ્રમાણે જે માજીસ્ત્રેટ

તરફ કેસ મોકલ્યો હોય તેણે પોતાને યોગ્ય લાગે તેવો નિકાલ કરવો પણ મોકલનાર માજીસ્ટ્રેટ તરફ પાછો મોકલવો નહી. રાણી. વી. વીરના ઇ. લો. રી. ૯ મ. ૩૦૭ જેની તરફ કેસ મોકલ્યો હોય તેની આગળ તોહમતદારને હાજર થવાનો હક છે રાણી વી. અનેશ ૭ વિ. રી. ૩૮

થોડોક પુરાવો એક માજીસ્ત્રેટે અને થોડોક પુરાવો બીજા માજીસ્ત્રેટે દફતરમાં દાખલ કર્યો હોય તે ઉપરથી ગુન્હો ઠરાવવા બાબત અથવા કમિટ કરવા બાબત.

**૩૫૦ (૧) જ્યારે કોઈ મુકદમાની ચોકસીમાં અથવા ઇનસાફમાં સઘળો પુરાવો અથવા તેમાંનો કાંઈ ભાગ સાંભળ્યા પછી તથા દફતરમાં દાખલ કર્યા પછી કોઇ માજીસ્ત્રેટ તેમાં હુકુમત ચલાવતો બંધ પડે, અને તેની પછી તેની જગા ઉપર બીજો જે માજીસ્ત્રેટ આવે તેને સદરહુ હકુમત હોય અને તે સદરહુ હકુમત ચલાવતો હોય, ત્યારે જે પુરાવો પોતાની અગાઉના માજીસ્ત્રેટે એ પ્રમાણે દફતરમાં દાખલ કર્યો હોય તે પુરાવાને આધારે, અથવા જે પુરાવો થોડાક પોતાની અગાઉના માજીસ્ત્રેટે અને થોડાક પોતે જાતે દફતરમાં દાખલ કર્યો હોય તે પુરાવાને આધારે સદરહુ પછીથી આવેલો માજીસ્ત્રેટ કામ ચલાવવાને મુખત્યાર છે; અથવા તે શાહેદોને ફરીથી સમન કરવાને અને તે ચોકસી અથવા ઇનસાફ ફરીથી શરૂ કરવાને મુખત્યાર છે.**

**પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—**

**(અ) કોઈ પણ ઇનસાફના કામમાં તે બીજો માજીસ્ત્રેટ પોતાનું કામ શરૂ કરે ત્યારે શાહેદોને અથવા તેઓમાંના હરકોઇને ફરીથી સમન કરવાની તથા તેઓની જબાની ફરીથી સાંભળવાની માંગણી કરવાને તોહોમતવાળો મુખત્યાર છે.**

**(બ) કોઈ માજીસ્ત્રેટની આગળ ગુન્હો સાબિત થયો હોય તે સાબિતી જે પુરાવા ઉપરથી થઇ તે સઘળો તેણે લીધેલો નથી તેથી તોહોમતવાળાને મુદ્દાની બાબતમાં ન્યાય મળવામાં હરકત થઇ છે એમ હાઇકોરટની, અથવા, જે મુકદમાઓનો ઇનસાફ જીલ્લા માજીસ્ત્રેટના તાબા માંહેના માજીસ્ત્રેટો કરે તે મુકદમામાં જીલ્લા માજીસ્ત્રેટની, નજરમાં આવે, તો સદરહુ કોરટ અથવા જીલ્લા માજીસ્ત્રેટ તે ગુન્હો સાબિત થયાનો ઠરાવ રદ કરવાને મુખત્યાર છે, પછી તે ઠરાવ ઉપર અપીલ હોય કે નહિ હોય તોપણ; અને નવેસરથી ચોકસી અથવા ઇનસાફ કરવાનો હુકમ કરવાને મુખત્યાર છે.**

**(૨) જે મુકદમાઓમાં ૩૪૬ મી કલમ પ્રમાણે કામ આગળ ચલાવવાનું બંધ કર્યું હોય તે મુકદમાઓને આ કલમ માંહેનો કોઇ પણ મજકુર લાગુ નથી.**

**ટીકા—ચોકસીમા અથવા ઇનસાફમા.** માજીસ્ત્રેટને ફરીયાદ થઇ તેપરથી પ્રોસેસ કાઢયા ને ફરીયાદની મજખુતીમા કેટલાક સાહેદો તપાસ્યાને હકમત ચલાવતો બંદ પડયો ને તેની પછીના આવનારે કેસ રીપોર્ટ માટે પોલીસ તરફ મોકલાવ્યો ને રીપોર્ટ આવ્યા બાદ છોડી મુકયો ઠરાવ્યુ કે—કામ ચલાવવાની રીત ગેરકાયદે છે કારણ કે—આ કલમમા ચોકશી એ

શબ્દ છે તેની વ્યાખ્યા ક. ૪ મા આપી છે તેમા પોલીસને મોકલવુ તેનો સમાવેશ થતો. નથી જેમ અવલનો માજીસ્ત્રેટ ફરમાવી શકત તેમ સદાગોપીચાર્ય વી. રાઘવાચાર્ય ઈ. લો. રી. ૯ મ. ૨૮૨ ક. ૧૦૭ પ્રમાણે જામીન લેવાના પ્રોસીડીંગમા થોડોક પુરાવો માજીસ્ત્રેટે લીધો ને તે બદલી જાય તો તેના પછી આવનાર માજીસ્ત્રેટને ફરી સાહેદી તપાસવા આગ્રહ જેના જામીન માગવાની હોય તે કરી શકે છે કારણ કે આ કલમના ઠરાવો તેવા પ્રોસીડીંગને લાગુ પડેછે બરોડા કંતરાય ૪ ક. લો. રી. ૪૫૨ ને ચોકશી એટલે માજીસ્ત્રેટની આગળ કામસરૂ થાય તોહમતદાર પાંજરામા હોય ફરીયાદી તરફના ને તોહમતદારે વકીલ કર્યા હોય તે સુનાવણી સારૂ કોર્ટમા હાજર હોય તેને કેહછે. ને તોહમતદારને અરજ કરવાનો વખત માજીસ્ત્રેટ આગલ કામ સરૂ થાય તે વખતે છે. ગોમર સીરડા ઇ. લો. રી. ૨૫ ક. ૮૬૩. ક. વિ. નોટસ ૧૮૯૮ પા. ૪૬૫ ગોમીર સરદાર વી. રાણીના કામમાં ઠરાવ્યુ કે—જે માજીસ્ત્રેટે પુરાવો લખી લીધો નથી જેણે સાહેદીયોની રીતભાત જોઇ નથી તેણે ફરી સાહેદો બોલાવવા જોઇએ ને તે બોલાવવાની અરજ નામંજુર કરી હોય તો ભુલ ગણાય **માજીસ્ત્રેટ** સેસન જડજને માટે આ કલમ નથી સેસન જડજે પોતાની જાતે લીધેલા પુરાવાપરથી નિકાલ કરવો જોઈએ. ફરીયાદીનો પુરાવો એક સેસન જડજે લીધો ને તેના પછી આવનારે બચાવનો પુરાવો લઈ ઠરાવ આપ્યો તે ગેરકાયદે ઠરાવ્યુ રાણી વી. ટારાડા ઈ. લો. રી. ૩ મ. ૧૧૨ રાણી. વી. ચરૂ. વિ. રી. ૧૮૬૪ પા. ૩૨ રાણી. વી. ઉદા ૧ લી. રી. ૭૪ માજીસ્ત્રેટે ઠરાવ તેની આગલ જે સાહેદો હતા તેપરથી આપવો જોઇએ પણ પુરાવાના કાગલોપરથી આપવો એ પુરતુ નથી દાપુ સેનાપતી વી. શ્રીધર ૭. લો. રી. ૨૧ ક. ૧૨૧ **સદરહુ હુકમત હોય.** માજીસ્ત્રેટ હકુમત ચલાવતો બંદ પડી તેની જગાએ આવનાર માજીસ્ત્રેટને માટે આ કલમ છે. પણ તાબાના માજીસ્ત્રેટે ક. ૩૪૯ ના કારણ સારૂ નહી પણ પુરાવો લઇ ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટ તરફ મોકલેલ તેવા સંજોગમા આ કલમ લાગુ પડતી નથી. રાધે ઇ. લો. રી. ૧૨ અ. ૫૫ ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટે થોડો ચલાવેલો. કેસ પોતાની પાસે મંગાવી લઈ બાકીનો પુરાવો લખી લઇ તમામ પુરાવાપરથી ફેસલો આપ્યો ઠરાવ્યુ કે—કાયદેસર રજુઆત નથી. રાણી. વી. કલ્યાણસીંઘ ૨ નો. વે. પ્રો. ૪૬૮

કોરટમાં હાજર થયલા ગુન્હેગારોને અટકાવી રાખવા બાબત.

**૩૫૧. (૧) કોઇ શખસ ફોજદારી કોરટમાં હાજર હોય, પછી તે પકડાઇને અથવા સમન થઇને નહિ આવ્યો હોય તોપણ, તે શખસને, સદરહુ કોરટ સાંભળી શકે એવો ફલાણો ગુન્હો કરવામાં આવ્યો છે એવું પુરાવા ઉપરથી જણાય તે ગુન્હા બાબત ચોકશી કરવા સારૂ અથવા ઇનસાફ કરવા સારૂ, અટકાવી રાખવાનો તે કોરટને અખત્યાર છે; અને જાણે તેને પકડેલો હોય અથવા સમન કરેલો હોય એવી રીતે તેની ઉપર કામ ચલાવવાનો અખત્યાર છે.**

**(૨) જયારે ( સદરહુ શખસને ) ૧૮ મા બાબ પ્રમાણે ચોકસી ચાલતી હોય તે દરમિયાન અથવા ઇનસાફનું કામ ચાલવા માંડયા પછી અટકાવી રાખ્યો હોય, ત્યારે તે શખસ બાબત કામ નવેસરથી ચલાવવું અને શાહેદાની જબાની ફરીથી સાંભળવી;**

ટીકા—તોહમતનુ કામ સરૂ થઇ ગયા પછી ને પુરાવો લીધા પછી ખડો કરવો તે વ્યાજબી નથી. ઇનસાફ સરૂ થઇ ગયો હોય તો આ કલમ લાગુ નથી ને તોહમતદારની ગેંર હાજરીમા લીધેલો પુરાવો તેને બંધન કારક નથી ૧૪ વિ. રી. ૨૦

૩૫૨. કોઇ ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ કરવા સારૂ જે જગાએ કોઇ ફોજદારી કોરટ બેઠી હોય તે જગા ખુલ્લી કોરટ સમજવી, અને તેમાં વગર અડચણે માઈ શકે તેટલે સુધી સામાન્ય રીતે સઘળા લોકોને તેમાં જવાનો અધિકાર છે.

કોરટો ખુલ્લી છે.

પણ એવું ઠરાવ્યું છે કે કોઈ પણ અમુક મુકદ્દમાની ચોકસી અથવા ઇનસાફ ચાલે ત્યારે કોઈ પણ વખતે પ્રમુખ જડજ અથવા માજીસ્ત્રેટ, જો તેને યોગ્ય લાગે તો, એવા હુકમ કરવાને મુખત્યાર છે કે સામાન્ય રીતે લોકોએ, અથવા કોઈ પણ અમુક સખસે, કોરટના ઉપયોગ માંહેના ઓરડામાં અથવા મકાનમાં આવવું હોવું અથવા રેહેવું નહિ.

ટીકા—જે પોલીસ અમલદારે કામની તપાસ કરી હોય તેને કોર્ટમા તે કામની તજવીજ ચાલતી હોય ત્યારે હાજર નહી રાખવો જોઈએ. રાણી વી. રામાનંદ ક. વિ. નોટસ. સને ૧૮૮૫ પા. ૨૨૧



## બાબ ૨૫ મો.

## ચોકસી તથા ઇનસાફ કરતી વખતે પુરાવો લેવાની તથા દફતરમાં દાખલ કરવાની રીત બાબત.

૩૫૩. સ્પષ્ટ રીતે જુદી રીતનો ઠરાવ કર્યો હોય તે શિવાય, ૧૮ મા, ૨૦ મા, ૨૧ મા, ૨૨ મા, અને ૨૩ મા બાબ પ્રમાણે લેવાનો સઘળો પુરાવો તોહોમતવાળાની સમક્ષ લેવો, અથવા, જ્યારે તેને જાતે હાજર થવાનું માફ કર્યું હોય' ત્યારે તેના પ્લીડરની સમક્ષ લેવો.

પુરાવો તોહોમતવાળાની સમક્ષ લેવો.

ટીકા—પુરાવો. એ શબ્દની વ્યાખ્યા ક. ૩ મા આપી છે તે જુઓ અફવાનો પુરાવો દાખલ ન કરવો કચરન ગંગુલી ૭ વિ. રી. ૨૫ સાક્ષી સાંભળેલી વાતનો પુરાવો આપવા માંડે એટલે અટકાવવો પીતાંબર સરદાર ૭ વિ. રી. ૨૫ દફતરપરથી એમ જણાઈ આવવુ જોઇએ કે સાક્ષીદારનો પુરાવો સોગનપર લીધો છે ગર્વમેંટ વી. સરદારખાન આગ્રા ૧૮૬૦ પા. ૨૦૦ સાક્ષી લેવાનો નમુનો મુંબાઈ હાઇકોરટ સરક્યુલર બુકમા જણાવ્યો છે. તે જુઓ. **તોહમતવાળાની સમક્ષ લેવો.** જુઓ પુરાવો આકટની ક. ૩૩. ગેરહાજરીમા લીધેલો પુરાવો વાંચી સાંભલાવે તે ચાલે નહી રાજકીસન મીતર ૧ બે. લો. રી. ૩૬ તોહમતદારની સમક્ષ પુરાવો ન લીધેલો તેથી શીક્ષા ગેરકાયદે ઠરાવી. લાલા ચોબે ૧૧ નો. વે. પ્રો. ૪૯ સૈયદહુસેન અલી ૮ વિ. રી. ૭૪ માતુતુરીયા ૧ વિ. રી. ૧૮ સાહેદીની પ્રથમ લીધેલી જુબાની તોહમતદારની સમક્ષ વાંચી બતાવી હોય તેથી સમક્ષ લીધો એમ કેહવાય નહી. ભોજો. નારણ મયરાજ ૨ વિ. રી. ૫૧. પ્રથમ થએલી જુબાની વાંચી બતાવીને તેપર તોહમતદારે વાંધો લીધા શીવાય ઉલટ તપાસ કરીને તે પુરાવાપરથી ગુન્હેગાર ઠરાવ્યો ઠરાવ્યુ કે—ગેરસીરસ્તો તો છે પણ વાસ્તવીક તોહમતદારને નુકશાન થયું હતું એમ જણાતુ નથી ને ઉલટતપાસ માં સાબીત થએલી વાતો ગુન્હો ઠરાવવાને પુરતી હતી. તેથી પુરાવાની ક. ૧૬૭ તથા આ કાયદાની ક. ૫૩૭ મુજબ રદ કરાય તેવો ગેર સીરસ્તો નથી. રાણી વી. નંદરામ ઇ. લો. રી. ૯ અ. ૬૦૯ તોહમતદારની સમક્ષ લેવો જોઇએ ને તે પ્રમાણે લીધો છે એવું દેખાઈ આ-

વવા જરૂરીઆત શબ્દો લખવા જડજે રૂબરૂની સહી તોહમતદારની સમક્ષ કરવી જોઇએ એવી કાંઈ જરૂર નથી પોફસીંગ ઈ. લો. રી. ૧૦ અ. ૧૭૪

ઇલાકાનાં મુખ્ય શેહેરોની બાહાર શાહેદી દફતરમાં દાખલકરવાનીરીત.

**૩૫૪. આ કાયદા પ્રમાણે (પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ શિવાય બીજા) કોઇ માજીસ્ત્રેટે અથવા માજીસ્ત્રેટની આગળ અથવા સેશન જડજે અથવા સેસન જડજની આગળ કરવાની ચોકસીઓમાં તથા (સંક્ષેપરીતે કરવાના ઇનસાફ શિવાય બીજા) ઈનસાફમાં શાહેદોની શાહેદી હેઠળ લખેલી રીતે દફતરમાં દાખલ કરવી.**

**ટીકા**—દરજાવાલા તથા ઇજતદાર સાહેદો માટે પાળવાના નિયમ સરકયુલર બુકમાં જણાવ્યા છે કે—જે પેહલા વર્ગના સરદાર હોય તેની જુબાની જડજ જે ઉંચા આસન પર બેસે તે ઉંચા આસનપર ખુરશી નાંખી બેસાડી લેવી ને જુબાની બેઠા બેઠા આપવી બીજા ત્રીજા વર્ગનાને માટે સગવડવાળી જગાએ ખુરસી નાંખી બેસાડવાને જુબાની બેઠા આપવી પણ સોગન લેતી વખત ઉભા રહી સોગન લેવાને પછે બેસવું.

સમનના મુકદમાનું તથા અમુક ગુનહા બાબત પેહેલા અને બીજા વરગના માજીસ્ત્રેટોએ કરવાના ઈનસાફનું દફતર.

**૩૫૫. (૧) પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ શિવાય બીજા કોઈ માજીસ્ત્રેટની આગળ સમનના જે મુકદમાઓનો ઈનસાફ કરવામાં આવે તેમાં, તથા ૨૬૦ મી કલમની પેટા કલમ (૧) ની (બ) થી (મ), (એ બંને સુધ્ધાં) રકમોમાં કહેલા ગુન્હાઓનો ઇનસાફ પેહેલા અથવા બીજા વરગનો માજીસ્ત્રેટ કરે ત્યારે તે ગુન્હાઓની બાબતમાં, તથા ૫૧૪ મી કલમ પ્રમાણે ચલાવેલાં સઘળાં કામ (ઇનસાફની દરમિયાનમાં ન હોય તો તે) માં, દરેક શાહેદની જબાની ચાલતી જાય તેમ તેની શાહેદીની મતલબની યાદ તે માજીસ્ત્રેટે લખવી.**

**(૨) તે યાદ તે માજીસ્ત્રેટે પોતાને હાથે લખીને તે ઉપર સહી કરવી, અને તે દફતરમાં દાખલ કરવી.**

**(૩) ઉપર ફરમાવ્યા મુજબ જો તે માજીસ્ત્રેટ યાદ લખી ન શકે તો તે પોતે કાં લખી શકતો નથી તેનું કારણ દફતરમાં દાખલ કરવું, અને ખુલ્લી કોરટમાં પોતે મોડેથી બોલીને તે યાદ કરાવીને તે ઉપર સહી કરવી, અને તે યાદ દફતરમાં રાખવી.**

ઈલાકાનાં મુખ્ય શહેરોની બાહાર બીજા મુકદમાઓનું દફતર.

**૩૫૬. (૧) સેશન કોરટોની આગળ તથા (પ્રેસિડેન્સી માજીસ્ત્રેટો શિવાય બીજા) માજીસ્ત્રેટોની આગળ બીજા સઘળા મુકદમાઓનો ઇનસાફ ચાલે તેમાં અને ૧૨ મા તથા ૧૮મા બાબ પ્રમાણે ચોકસીઓ ચાલે તે સઘળી ચોકસીઓમાં દરેક શાહેદીની શાહેદી માજીસ્ત્રેટે અથવા સેશન જડજે, અથવા તેની હજુરમાં તે સાંભળે તેમ, તેના ફરમાવ્યા મુજબ તથા તેની નિગેહબાની નીચે કોરટની ભાષામાં લખી લેવી, અને તે ઉપર તે માજીસ્ત્રેટે અથવા સેશન જડજે સહી કરવી.**

અંગ્રેજીમાં આપેલીશા

**(૨) જ્યારે સદરહુ શાહેદની શાહેદી અંગ્રેજીમાં આપવામાં આવે ત્યારે તે માજીસ્ત્રેટ અથવા સેશન જડજ તે શાહેદી પોતાને હાથે તે ભાષામાં લખી લેવાને મુખત્યાર છે, અને**

હેદી. તોહોમતવાળો અંગ્રેજી સારી રીતે જાણતો ન હોય, અથવા કોરટની ભાષા અંગ્રેજી ન હોય, તો કોરટની ભાષામાં સદરહુ શાહેદીનો સહી સાથેનો તરજુમો દફતરમાં રાખવો.

(૩) જે મુકદમાઓમાં તે માજીસ્ત્રેટ અથવા સેશન જડજ પોતે શાહેદી લખી લેતો ન હોય તેમાં તેણે દરેક શાહેદની શાહેદી લેવાતી જાય તેમ તે શાહેદની જુબાનીની મતલબની એક યાદ કરવી, અને તે યાદ તે માજીસ્ત્રેટે અથવા સેશન જડજે પોતાને હાથે લખીને તે પર સહી કરવી, અને તે દફતરમાં રાખવી.

જ્યારે માજીસ્ત્રેટે અથવા જડજે જાતે શાહેદી લખી લીધી નહી હોય ત્યારે યાદ.

(૪) ઉપર ફરમાવ્યા મુજબ તે માજીસ્ત્રેટ અથવા સેશન જડજ યાદ રખી ન શકે તો તે પોતે કાં લખી શકતો નથી તેનું કારણ તેણે દફતરમાં દાખલ કરવું.

**ટીકા—લખી લેવી** સાહેદની જુબાની પેહલા પુરૂષમાં લખી લેવી ત્રીજા પુરૂષમા ન લેવી. રાણી વી. જુલફકરખાન ૧૬ વિ. રી. ૩૬ પ્રથમના સાક્ષીઓએ જે હકીકત કીધેલી તેજ હકીકત આ સાક્ષી કહે છે એમ લખવું તે આ કલમની જરૂરીઆત પુરી પાડી તે પ્રમાણે નથી રાણી વી. મુટીન વિ. રી. ૧૮–૯–૧૮૬૪ કલમમા બતાવેલી રીત પ્રમાણે લખી ન લીધો હોય તો તે ચુક મુદાની ગણાય એમો મોનીદાસી. ૨૦ વિ. રી. ૧૪ ડાકટરનો પુરાવો પુર્ણ રીતે લખી લેવો સાલુકોમનાના મુ. હા. કો. ક્રી. રૂ. ૧૨–૯–૯૫ દરેક સેસનમા કેસ ગમે તેટલીવાર આવે તોપણ જાણે કેસ નવીન આવ્યો છે ને પ્રથમ તપાસ્યા નથી. તે રીતે ફરી તપાસવા રાણી વી. કઇમન વિ. રી. ૧૮૬૪ પા. ૧.

૩૫૭. (૧) કોઇ જીલ્લામાં અથવા જીલ્લાના કોઈ પણ ભાગમાં, અથવા કોઇ સેશન કોરટની આગળ, અથવા કોઇ માજીસ્ત્રેટની અથવા કોઇ પણ માજીસ્ત્રેટના વર્ગની આગળ ચાલેલા કામમાં, ૩૫૬ મી કલમમાં કહેલે પ્રસંગે, દરેક શાહેદની શાહેદી સેશન જડજે અથવા માજીસ્ત્રેટે પોતાને હાથે પોતાની ભાષામાં લખી એવું ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે, પણ કાંઇ પુરતાં કારણને લીધે કોઈ પણ શાહેદની શાહેદી તેનાથી લખા ન લેવાય તો તેનું કારણ તેણે દફતરમાં દાખલ કરવું, અને પોતે ખુલ્લી કોરટમાં મોડેથી બોલીને તે શાહેદી લખાવવી એવું ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યારછે.

શાહેદીના દફતરની ભાષા.

(૨) એ પ્રમાણે લખી લીધેલી શાહેદી ઉપર તે સેશન જડજે અથવા માજીસ્ત્રેટે સહી કરવી, અને તે દફતરમાં દાખલ કરવી;

પણ એવું ઠરાવ્યું છે કે સેશન જડજે અથવા માજીસ્ત્રેટે શાહેદી અંગ્રેજી ભાષામાં અથવા કોરટની ભાષામાં લખી લેવી એવું તેને ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે, તે ભાષા તેની સ્વભાષા ન હોય તોપણ.

૩૫૮. ૩૫૫ મી કલમમાં કહેલી જાતના મુકદમાઓમાં જો માજીસ્ત્રેટને દુરસ્ત લાગે તો તે કોઈ પણ શાહેદની શાહેદી ૩૫૬મી કલમમાં ઠરાવેલી રીતે લખી લેવાને મુખત્યાર છે; અથવા જો સદરહુ માંજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદની

૩૫૫ મી કલમ માંહેના મુકદમાઓમાં માજી

શ્રેટને છુટ. અંદર ૩૫૭ મી કલમમાં કહેલો હુકમ સ્થાનિક સરકારે કર્યો હોય તો, તેજ કલમમાં ઠરાવેલી રીતે લખી લેવાને મુખત્યાર છે.

૩૫૯. (૧) ૩૫૬ મી અથવા ૩૫૭ મી કલમ પ્રમાણે લીધેલી શાહેદી ઘણું કરીને સવાલ જવાબના રૂપમાં લખી લેવી નહિ, પણ બ્યાનના રૂપમાં લખી લેવી.

૩૫૬ મી અથવા ૩૫૭ મી કલમ પ્રમાણે શાહેદી દફ્તરમાં દાખલ કરવાની રીત.

(૨) માજીસ્ત્રેટની અથવા સેશન જડજની નજરમાં આવે તો કોઈ પણ અમુક સવાલ તથા જવાબ લખી લેવાને અથવા લખી લેવડાવવાને તે મુખત્યાર છે.

૩૬૦. (૧) ૩૫૬ મી અથવા ૩૫૭ મી કલમ પ્રમાણે લીધેલી દરેક શાહેદની શાહેદી પુરી થાય ત્યારે જો તોહોમતવાળો હાજર હોય તો તેની સમક્ષ અથવા તે પ્લીડર મારફતે હાજર થાય તો તેના પ્લીડરની સમક્ષ, તે શાહેદી તે શાહેદને વાંચી સંભળાવવી, અને જરૂર હોય તો સુધારવી.

સદરહુ શાહેદી પુરી થઈ રહે ત્યારે તેના સંબંધમાં કેમ કરવું.

(૨) જ્યારે તે શાહેદી શાહેદને વાંચી સંભળાવવામાં આવે ત્યારે તે શાહેદ શાહેદીના કોઈ ભાગના ખરાપણાની ના કહે, તો તે શાહેદી સુધારવાને બદલે તે ભાગપર શાહેદે જે હરકત લીધી હોય તેની તે ઉપર યાદ કરી લેવાને માજીસ્ત્રેટ અથવા સેશન જડજ મુખત્યાર છે અને પોતાને જરૂર જણાય એવો અભિપ્રાય માજીસ્ત્રેટે અથવા સેશન જડજે લખવો.

(૩) જે ભાષામાં તે શાહેદી આપી હોય તેથી જુદી ભાષામાં તે લખી હોય અને જે ભાષામાં તે લખી લીધી હોય તે ભાષા શાહેદ સમજતો ન હોય, તો તે લખી લીધેલી શાહેદી જે ભાષામાં આપી હોય તે ભાષામાં, અથવા જે ભાષા શાહેદ સમજતો હોય તે ભાષામાં તેને સમજવી.

**ટીકા—સુધારવી** સાક્ષી પાછલથી પ્રમાણીક પણે સુધારેતો તેને ફોજદારી ગુન્હાની જવાબદારી આવશે એમ કહી ના ઉમેદ ન કરવો રાણી વી. હબીબુલાહ ઈ. લો. રી. ૧૦ ક. ૯૩૭ મુખ્ય તપાસમા સાક્ષીએ જે હકીકત લખાવી હોય તે હકીકત ઉલટ તપાસ વખતે સુધારવાની કોર્ટે પરવાનગી આપવી જોઇએ. રાણી વી. તુલસીડોલ ૧૮ વિ. રી. ૫૭ **વાંચી સંભળાવવી** વાંચી સંભળાવી ન હોયતો પુરાવામાં દાખલ ન થાય માયાદેબગોસ્વામી ઈ. લો. રી. ૬ ક. ૭૬૨ મંગળદાસ ૨૩ વિ. રી. ૨૮ માજીસ્ત્રેટે જુબાની ઇંગ્રેજીમાં લીધી ને સાહેદ જે ભાષા જાણે છે તે ભાષામાં વાચી સંભળાવી એવી યાદ જુબાની સાથે નોહતી તેથી ઠરાવ્યુ કે—તોહમતદારને બચાવ કરવામાં હરકત થઈ એમ ગણ્યુ ઇશરકાંત ૮ વિ. રી. ૬૩ પણ આથી વિરૂધ ૭ ક. લો. રી. ૩૯૩ જુઓ.

૩૬૧. (૧) તોહોમતવાળો સમજતો ન હોય એવી ભાષામાં કાંઇ પણ શાહેદી આપવામાં આવે, અને તે જાતે હાજર હોય, ત્યારે તે સમજતો હોય એવી ભાષામાં તે શાહેદી તેને ખુલ્લી કોરટમાં સમજાવવી.

તોહોમતવાળાને અથવા તેના પ્લીડરને શાહેદી સમજાવવી.

(૨) જો તે પ્લીડરની મારફતે હાજર થાય અને તે શાહેદી કોરટમાંની ભાષા શિવાય બીજી કોઇ ભાષામાં આપવામાં આવે, અને તે ભાષા તે પ્લીડર સમજતો ન હોય, તો તે શાહેદી સદરહુ પ્લીડરને કોરટની ભાષામાં સમજાવવી.

(૩) જ્યારે પદ્ધતિ પ્રમાણે પુરાવા સારૂ દસ્તાવેજો રજી કર્યા હોય, ત્યારે કોરટની નજરમાં આવશે તો તે દસ્તાવેજનો જેટલો ભાગ સમજાવવાની જરૂર જણાય તેટલો ભાગ સમજાવવો.

**ટીકા—સમજતો હોય એવી ભાષામાં × × × સમજાવવી** ડાકટરે ઇંગ્લીશમાં જુબાની આપીને તોહમતદારનો વકીલ તે સમજી જરૂરીયાત સ્વાલ પુછ્યા હોય તો સમજાવવાની અગત્યતા નથી રાણી વી. ભુબતમોહનડી ૨૪ વિ. રી. ૫૦ જ્યારે જડજ કે જ્યુરી સાક્ષી જે ભાષામાં જુબાની આપતો હોય તે ભાષા ન સમજે તોજ સોગન પુર્વક દુભાષીયાની જરૂર છે રાણી વી. મડન મન્ડલે ૧૯ વિ. રી. ૬૧ પારેગ્રાફ ત્રીજો લંબાણુથી સમજાવવાની જરૂર નથી દસ્તાવેજ શો છે અને શામાટે પુરાવામાં મુકયો છે એટલુ સમજાવ્યું હોય તો તે પુરતુ ગણાય અમીરૂદીન ૧૫ વિ. રી. ૨૫.

પ્રોસિડેન્સી માજીસ્ત્રેટોની કોરટોમાં શાહેદીનું દફતર.

**૩૬૨. (૧)** જે મુકદમામા કોઈ પ્રોસિડેન્સી માજીસ્ત્રેટ બસે રૂપિયાથી વત્તા દંડની, અથવા છ મહિનાથી વત્તી મુદ્દતસુધી કેદની શિક્ષા કરે તેવા દરેક મુકદ્દમામાં તેણે શાહેદોની શાહેદી પોતાને હાથે લખી લેવી, અથવા ખુલ્લી કોરટમાં પોતે મોઉથી બોલીને લખી લેવડાવવી. એ પ્રમાણે લખી લીધેલી સઘળી શાહેદીઉપર તે માજીસ્ત્રેટે સહી કરવી અને તેને દફતરમા રાખવી.

(૨) એ પ્રમાણે લખી લીધેલી શાહેદી ઘણું કરીને બ્યાનના રૂપમાં દફતરમાં દાખલ કરવી, પણ માજીસ્ત્રેટની નજરમાં આવે તો કોઈપણ અમુક સવાલ અથવા જવાબ લખી લેવાને અથવા લખી લેવડાવવાને તે મુખત્યાર છે.

(૩) એજ કામમાં ૩૫ મી કલમ પ્રમાણે કરેલા શિક્ષાના હુકમ, આ કલમનાં કારણ સારૂ, એકજ શિક્ષાના હુકમ દાખલ ગણવા જોઇયે.

શાહેદની વર્તણુક બાબતનો શેરો.

**૩૬૩.** સેશન જડજે અથવા માજીસ્ત્રેટે શાહેદની શાહેદી દફતરમાં દાખલ કરી હોય, ત્યારે તેણે શાહેદ શાહેદી આપતો હોય તે વખતની તેની વર્તણુક સંબંધી પોતાને મુદ્દાનો લાગે એવો કાંઇ શેરો હોય તો તે શેરોપણ દફતરમાં દાખલ કરવો.

**ટીકા—નોંધ લેવી** પણ વિશ્વાસ રાખવા લાયક નથી એમ બધો પુરાવો લીધા શીવાય જણાવવુ તે સલામત ભરેલુ નથી પલાનીનંદન મ, હા. કો. ૧૭–૭–૮૩

તોહમતવાળાની જુબાની દફતરમાં કેવી રીતે દાખલ કરવી.

**૩૬૪. (૧)** જ્યારે કોઈપણ માજીસ્ત્રેટ અથવા રાયલ ચાર્ટરથી સ્થાપેલી હાઇકોરટ શિવાય અથવા પંજાબની ચીફ કોરટ શિવાય બીજી કોઇપણ કોરટ તોહમતવાળાની જુબાની લે, ત્યારે તેને પુછેલો દરેક સવાલ અને તેણે આપેલો દરેક જવાબ સુધ્ધાં તે સઘળી જુબાની જે ભાષામાં લીધી હોય તે ભાષામાં અથવા તેમ ન બની શકે તો કોરટની ભાષા-

માં અથવા અંગ્રેજીમાં પુરેપુરી દફતરમાં નોંધવી; અને તે જબાની તે તોહમતવાળાને બતાવવી અથવા વાંચી સંભળાવવી, અથવા જે ભાષામાં તે જબાની લખેલી હોય તે ભાષા તે સમજતો નહિ હોય તો જે ભાષા તે સમજતો હોય તે ભાષામાં તેને સમજાવવી, અને તેના જવાબો માંહેની કોઈ વાતનો ખુલાસો કરવાને અથવા કાંઇ વાત વધારવાને તે મુખત્યાર છે.

(૨) એ સઘળી જબાની બરોબર છે એવું તે કહે, ત્યારે તે દફતર ઉપર તોહુમતવાળાએ તથા માજીસ્ત્રેટે અથવા સદરહુ કોરટના જડજે સહી કરવી, અને તે જુબાની મારી સમક્ષ અને મારા સાંભળતાં લીધી છે તથા તોહોમતવાળાએ કહેલા મજકુરનું પુરેપુરૂં તથા ખરૂં બયાન તે દફતરમાં છે એ પ્રમાણે સદરહુ માજીસ્ત્રેટે અથવા જડજે લખીને તેપર સહી કરવી.

(૩) જે મુકદમાઓમાં તોહોમતવાળાની જુબાની તે માજીસ્ત્રેટ અથવા જડજ પોતાની જાતે દફતરમાં દાખલ ન કરે તે મુકદમાઓમાં, જુબાની લેવાતી જાય તેમ તેની યાદ કોરટની ભાષામાં, અથવા અંગ્રેજી ભાષા પોતાને બરાબર આવડતી હોય તો, તે ભાષામાં, તે માજીસ્ત્રેટે અથવા જડજે, પોતે પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ ન હોય તો, કરવી જોઈયે; અને સદરહુ યાદ તે માજીસ્ત્રેટે અથવા જડજે પોતાને હાથે લખીને તે ઉપર સહી કરવી, અને તે દફતરની સાથે જોડી રાખવી. ઉપર ફરમાવ્યા મુજબ તે માજીસ્ત્રેટથી અથવા જડજથી યાદ ન થાય તો, તે પોતાથી ન થવાનું કારણ તેણે દફતરમાં દાખલ કરવું.

(૪) આ કલમ માંહેનો કોઇપણ મજકુર ૨૬૩ મી કલમ મુજબની કોઈ તોહોમતવાળા શખસની જુબાનીને લાગુ છે એવું સમજવું નહિ.

**ટીકા**—આ કલમ તોહમતદારની તપાસ જ્યારે ચોકસી ( તાસથી જુદી પડે છે )અથવા ઇનસાફનુ કામ ચાલતુ હોય ત્યારે લાગુ પડે છે ચોકસી તથા ઇનસાફ કરતી વખતે પુરાવો લેવાની તથા દફતરમાં દાખલ કરવાની રીત એ પોલીસ તપાસ વખતે લીધેલી જુબાની અથવા કબુલાતથી જુદી છે રાણી વી. બાઈ રતન ૧૦ મુ. હા. કો. રી. ૧૬૬ **પુછેલો દરેક સવાલ અને તેણે આપેલો દરેક જવાબ સુધા** કાયદો ફરમાવે છે કે દરેક તોહમતદારને પુછેલો સવાલ પુરેપુરો દફતરમાં નોંધવો જોઇએ ગર્વમેંટ વી. ગોકલીન. એ. આગ્રા ૧૮૬૨ મે ૩૦ પા. ૧૦૫ ગર્વમેંટ વી. તેજો આગ્રા ૧૮૬૨ અગષ્ટ ૨૮ પા. ૨૧૫ તોહમતદારને પુછેલા દરેક સ્વાલ તથા તેના જવાબ પુરેપુરા નોંધી લેવાની કાયદા કરનારાઓએ યોગ્યતા વિચારી છે રાણી વી. વિઠોજી ૨ મુ હા. કો. રી. ૩૯૮ રાણી વી. કાલા લખમજી ૨ મુ. હા. કો. રી. ૩૯૫ કેદીને પુછેલા સવાલ દફતરમા ન માલમપડે તેથી તોહમત દારની જુબાની ગેર લગતી થતી નથી રાણી વી. સગમ્બર ૧૨ ક. લો. રી ૧૨૦ કેવી જાતના સ્વાલહતા તેનો પુરાવો નથી પણ પુરવાર થાયછેકે રાજી ખુશીવી જવાબ આપ્યાછે ને સ્વાલ નથી લખી લીધા તેથી કબુલાત નિરૂપયોગી નથી રાણી વી. વેવડી ૨ મુ. હા. કો. રી. ૩૯૭ આ કલમ પ્રમાણે સ્વાલ ને જવાબમા તોહમત દારની કબુલાત લેવાને બદલે સાદી વાતના રૂપમા લખીલીધી તો તેવી કબુલાત પરથી અથવા કેસની બાબત પરથી એમ અનુમાન થઇ શકતુ નથી કે તોહમતદારના વિરૂધ અભીપ્રાય બંધાય એવી જાતની ભુલ થઇછે ઠરાવ્યુકે આવી જાતની ભુલથી પુરાવામા જુબાની મુકવાને કાંઇ અસર થતી નથી. રાણી વી. મુનસીશેખ ઈ. લો. રી. ૮ ક. ૬૧૬ રાણી વી. ફકુ ઇ. લો. રી. ૧૪ ક. ૫૩૯ તોહમતદારની જુબાની કેવી રીતે લેવી તેની રીત આ

કલમ બતાવે છે ચતરસીંગ ક. વિ. નો. ૧૮૮૪ પા. ૮૪ **જે ભાષામાં લીધી હોય તે ભાષામાં** તોહમતદારની જુબાની જે ભાષામાં લીધી હોય તે લખવું જોઇએ ને જે ભાષામાં લીધી હતી તે ભાષા સમજ્યો હતો એ પણ લખવુ જોઇએ ગર્વમેંટ વી. ગોકલા આગ્રા સને ૧૮૬૨ મે ૩૦ પા. ૧૦૫ **જો તેમ ન બની શકેતો** કઈ ભાષામાં કબુલત લખી લેવી તે સારૂ ક. ૧૬૪ આ કલમ સાથે વાંચવી જોઇએ ક. ૫૩૩ આ બાબતમાં કાયદો માન્ય ન કરવા ફરમાવતી નથી કબુલાત જે ભાષામાં લીધી હોય તે ભાષામા લખવી જોઇએ ને જો તેમ ન બની શકેતો કોર્ટની ભાષામાં અથવા ઈંગ્રેજીમા લખી લેવી જયનારાયણ ઈ. લો. રી. ૧૭ ક. ૮૬૨ કબુલત હીંદુસ્થાનીમાં આપી, લખી લીધી બંગાળીમાં તકરરા ઉઠાવી કે માજીસ્ટ્રેટ મુસલમાન હતો તેથી આપેલી ભાષામાં લખવાને શક્તીમાન હતો ને તે વિરૂધ કાઈ પુરાવો નથી ઠરાવ્યું કે—વિરૂધ સાબેત ન થાય ત્યાં સુધી કાયદેસર ચાલવામાં આવ્યું છે એમ ગણાય ને જ્યારે અશકય માલમ પડે એટલે કોરટની ભાષામાં લખી લેવાનો જે વિકલ્પનીક અધીકાર મળ્યો છે તે વાપરી શકાય લાલચંદ ઈ. લો. રી. ૧૮ ક. ૫૪૯ તોહમતદારે પર ભાષામાં કોર્ટને બતાવેલી હકીકત તે ભાષાના શબ્દોમા લખી લેવાની જરૂર નથી દુભાષીયાએ જે ભાષામા સમજાવી હોય તે ભાષામાં લખી લેવી જોઇએ રાણી વી. વૈમબીલી ઈ. લો. રી. ૫ ક. ૮૨૯ તોહોમતદારની જુબાની તોહમતદારની મણીપુરી ભાષામા લીધી ને વલી તેનો તરજુમો કરી ઈંગ્રેજીમાં લીધી ને તે એમા તફાવત હતો તેમા મણીપુરી ભાષાની કબુલ રાખવામા આવી સગાળસંબા ઈ. લો. રી. ૨૧ ક. ૬૪૨ તોહમતદારે બંગાળીમા જુબાની આપીને ઇંગ્રેજીમાં લખી લીધી ને માજીસ્ટ્રેટ બંગાળી લખી શકતો નોતો તેમ કોર્ટનો મોહુરીર પણ નોતો તેથી ઠરાવ્યું કે—બરાબર લખી લીધી છે રઝઈમીયા ઈ. લો. રી. ૨૨ ક. ૮૧૭ મરાઠી ભાષામાં તપાસ્યો ને અંગ્રેજીમાં લખી લીધુ ને કોર્ટમાં જોકે મરાઠી લખી શકે તેવા હતા પણ માજીસ્ટ્રેટે જણાવ્યુ કે—તાબાના અમલદારે મરાઠીમાં બરાબર લખ્યું છે તેટલુ જાણવાને અશકત હતો પણ પુરવાર થયુ કે—બરાબર સમજ પાડીને લખી લીધી હતી તેમા ઠરાવ્યું કે—મરાઠીમાં લખી શકાય તેમ હતુ એમ માનીએ તો તેથી માત્ર અનિયમીતપણુ જણાય પણ ક. ૫૩૩ થી પુરાવામાં દાખલ કરવાને હરકત નથી વીસરામ બાબાજી ઈ. લો. રી. ૨૧ મુ. ૪૯૫ **નોંધવી પોતાના હાથેજ** લખવી તેમ જરૂર નથી માત્ર પોતાના રૂબરૂનો નમુના પ્રમાણે દાખલો આપે એટલે બસ છે લખી નારાયણદત્ત ૨૦ વિ. રી. ૫૦ **સઘળી જુબાની બરાબર છે એમ તે કહે** વિગંતવાર કબુલાત તોહમતદારે માજીસ્ટ્રેટની રૂબરૂ કરીને તે કબુલાત વાંચી બતાવતા પોલીસના જુલમથી આપી છે એમ બતાવી પાછી ખેંચી લીધી તોહમતદારે બતાવેલુ કારણ સાબીત ન થાય તો પણ તે કબુલાત ન ગણાય રાણી વી. ગડબડ બેહચર ૯ મુ. હા. કો. રી. ૩૪૪ વાંચી બતાવતા જાહેર કર્યું કે દબાણને લીધે કહ્યું છે તો તેને કબુલત ન ગણવા ઠરાવ્યુ રાણી વી. ગનેશ કુરમી ૪ વિ. રી. ૧ **તોહમતવાળાએ તથા માજીસ્ટ્રેટે અથવા સદરહુ કોર્ટના જડજે સહી કરવી** તોહમતદારની સહી માજીસ્ટ્રેટની સમક્ષ અને દેખરેખ હેઠલ થવી જોઇએ ભીખા હીરા મુ. હા. કો. ક્રી. રૂ. ૧–૨–૯૪ તોહમતદારની સહી કે નિશાન ન લીધી હોય તો અધુરી ગણાય ને તે પુરાવામાં ગ્રાહય થઇ શકે નહી રાણી વી. રતન ૧૦ મુ. હા. કો. રી. ૧૬૬ રાણી વી. મનુ ઇ. લો. રી. ૪ ક. ૬૯૬ તોહમતદારની કબુલાતમાં તેની પોતાની સહી જોઇએ નિચે મુજબ સહી હોય તો ચાલે નહી **અ ને બ** નામના તોહમતદારની સહી દસકત ક ડ ના રાણી વી. દયાઆનદ ૧૧ મુ. હા. કો. રી. ૪૪ તોહમતદારની કબુલાત લીધી ને કુળકરણીને સહી કરવા આપી પણ કુળકરણીએ સહી ન લીધી ઠરાવ્યું કે—સહી

નથી તેથી પુરાવામાં ન લેવાય પણ તે કબુલાતના શબ્દો ક. ૫૩૩ મુજબ મુખ જુબાની પુરાવાથી સાબીત કરી શકાય ને સાબીત થાય તો દાખલ થઇ શકે ને કબુલાત સાબીત કરવાને તે કલમ મુજબ પુરાવો લઇ શકાય રઘુમાહાદુ મુ. હા. કો. ક્રી. રૂ. ૯–૩–૯૮ માજીસ્ત્રેટે પુરી સહી કરવી ટુંકી ન કરવી ૧૫ વિ. રી. ૮૩ સર્ટીફીકેટ માજીસ્ત્રેટના હાથનુ લખેલુ જોઇએ એવી જરૂર નથી સહી હોય તો બસ છે ૮ વિ. રી. ૫૫ **મારી સમક્ષ અને મારા સાંભળતા લીધી છે વીગેરે** કબુલાત પુરાવામાં દાખલ કરવાને, કબુલાત ઉપર માજીસ્ત્રેટના ધારવા પ્રમાણે કબુલાત ખુશીથી આપેલી છે એટલુંજ ફક્ત લખવું જોઇએ નહી પણ સર્ટીફીકેટ આપવું જોઇએ કે કબુલાત માજીસ્ત્રેટના રૂબરૂને સાંભળતા લેવામાં આવી છે અને તોહમતદારે બતાવેલી સઘળી હકીકત પુરેપુરી આવી જાય છે કબુલાત પુરાવામાં દાખલ થઈ શકે તેવી ન હોયતો તો તે સાબીત કરવાને મોઢાનો પુરાવો લઈ શકાય નહીં પોલીસના કબજામાં રાખી લીધો હોય તો તે કબુલાત પણ નિરઉપયોગી થઇ પડે. રાણી વી. શીળયા. ઇ. લો, રી, ૧ મુ, ૨૦૯ તજવીજ ચાલતી વખતે તજવીજ કરનાર ઓફીસરની રૂબરૂ કબુલાત લેવામાં આવી હોય તો તેના ઉપર નિશાન કરવાની કાંઈ જરૂર નથી ચમનશાહની બાબતમાં અરજી ઈ. લો, રી, ૩ ક. ૭૫૬ યાદ એ જુબાનીનો ભાગ નથી પુરાવામાં આ કલમના બીજા અને ત્રીજા પારેગ્રાફમાં બતાવ્યા પ્રમાણે કબુલાત કે જુબાની લીધી હોય તે પુરાવામાં દાખલ કરાય છે રાણી વી ફેદુમકટો ઈ, લો,. રી, ૧૪૬, ૫૩૯ માજીસ્ત્રેટે કબુલાત લીધી હોય અને કાયદામાં બતાવ્યા પ્રમાણે બરાબર રીતે સરટીફીકેટ તેની જોડે ના ટાંગ્યુ હોય તો તેટલાજ કારણ પરથી કબુલાત કામમાં નકામી થઈ જતી નથી રાણી વી. મૈરતસીંગ ઈ. લો, રી, ૩ અ, ૩૩૮

હાઈ કોરટમાં શાહેદીનું દફતર.

**૩૬૫. રાયલ ચાર્ટરથી સ્થાપેલી દરેક હાઈ કોરટ તથા પંજાબની ચીફ કોરટ પોતાની આગળ જે મુકદમા આવે તેમાં શાહેદી લેવાની રીત વખતે વખતે સામાન્ય કાનુન કરીને ફરમાવવાને મખત્યાર છે, અને એ પ્રમાણે કાંઇ કાનુન કરવામાં આવી હોય તો સદરહુ કોરટના જડજોએ શાહેદી અથવા તેની મતલબ તે કાનુન પ્રમાણે લખી લેવી.**

---

## બાબ ૨૬ મો.

## ફેંસલા બાબત.

ફેંસલો આપવાની રીત

**૩૬૬. (૧) અસલ હકુમતની કોઇ શણ ફોજદારી કોરટમાં દરેક મુકદમાના ઇનસાફનો ફેંસલો—**

**(અ) ખુલ્લી કોરટમાં સદરહુ ઈનસાફ પુરો થયા પછી તરતજ અથવા ત્યાર પછી કોઈ વખતે કહી સંભળાવવો અથવા તેનો સાર સમજાવવો. પણ તે પછીના વખતની નોટીસ પક્ષકારોને અથવા તેઓના પ્લીડરોને આપવી જોઇયે અને**

**(બ) કોરટની ભાષામાં અથવા તેનો પ્લીડર સમજતો હોય એવી બીજી કોઈ ભાષામાં કહી સંભળાવવો અથવા તેનો સાર સમજાવવો;**

**પરંતુ એવું ઠરાવ્યું છે કે ફરિયાદનું અથવા તેહોમતવાળા તરફનું કામ**

ચલાવનાર સદરહુ આખો ફેંસલો વાંચવાની પ્રમુખ જડજને અરજ કરે તો તે
ણે તે આખો ફેંસલો વાંચવો જોઇયે.

(૨) ફેંસલો આપવામાં આવે તે સાંભળવા માટે જો તેહોમતવા
ળો પેહેરામાં હોય તો તેને આણવો જોઇયે અથવા જો તે પેહેરામાં ન હોય
તો કોરટે તેને હાજર થવાનું ફરમાવવું જોઈયે, પણ ઇનસાફ ચાલતો હોય
ત્યારે જાતે હાજર થવાનું તેને માફ કર્યું હોય અને ફકત દંડની શિક્ષાનો હુકમ
કરવો હોય અથવા તેના ઉપર ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ કરવો હોય તો
તે પ્રસંગે તે ફેંસલો તેના પ્લીડરની સમક્ષ કહી સંભળાવવાનો અધિકાર છે.

(૩) કોઇ પણ ફોજદારી કોરટે આપેલો ફેંસલો, તે આપવા સારૂ
જાહેર કરેલી તારીખે અથવા જગાએ કોઇ પણ પક્ષકાર અથવા તેનો પ્લીડર
ગેરહાજર હોય એટલાજ કારણને લીધે, અથવા એવી તારીખ તથા જગાની
નોટીસ પક્ષકારો ઉપર અથવા તેઓના પ્લીડરો ઉપર અથવા તેમનામાંના કો
ઈ પણ પક્ષકાર અથવા પ્લીડર ઉપર બજાવવામાં કાંઇ પણ કસુર અથવા ખા
મી થઇ હોય એટલાજ કારણને લીધે, ગેરકાયદેસર થાય છે એમ સમજવું નહિ.

(૪) આ કલમના કોઇ પણ મજકુર ઉપરથી ૫૩૭ મી કલમના
ઠરાવોની વ્યાપ્તિ કોઈપણ રીતે ઓછી થાય એવો તે મજકુરનો અર્થ કરવો નહિ.

ટીકા—સુધારો પેહલા પારાની અ રકમમા નિચેના શબ્દો નવીનછે, સદરહુ ઇનસાફ
પુરો થયા પછી બીજા પારામા અથવા તેના ઉપર ગુન્હો નાસાબીત થયાનો ઠરાવ કરવો હોયતો
એ શબ્દો નવીનછે પારા ૩-૪ થો નવીનછે અથવા તેને સાર સમજાવવો એ શબ્દો નવીનછે
બ રકમ નિચે જે પારેગ્રાફછે તે નવીનછે **આણવો જોઇએ અથવા ફરમાવવુ જોઈએ** તો
હમત દારની ગેરહાજરીમા ઠરાવ બાહાર ન પાડવો ગોટીરામબીન સદાસીવ મુ. હા. કો. ફી. રૂ.
૨૪-૨-૮૭ **આખો ફેસલો વાંચવો જોઈએ** ઠરાવ પુર્ણ લખ્યા શીવાય સજા ફરમાવેલી
ઠરાવ્યુકે અનિયમીતપણુ કેહવાય પણ અનિયમત પણાથી ગેરઇનસાફ થયાનુ ન માલમ પડયુ તેથી
વધુ મતે ઠરાવ્યુકે-કેસની ફરી તપાસ કરવાની જરૂરનથી દામુસેનાપતી ઇ. લો. રી. ૨૧ ક. ૧૨૧

ફેંસલાની ભાષા.

ફેંસલામાં શું લખવું જોઇયે.

૩૬૭. (૧) આ કાયદાથી બીજી રીતે સ્પષ્ટપણે ઠરાવ્યું હોય તે શિવા
ય, સદરહુ પ્રકારનો દરેક ફેંસલો તે કોરટના પ્રમુખ અ
મલદારે કોરટની ભાષામાં અથવા અંગ્રેજીમાં લખવો;
અને જે મુદ્દાની વાત અથવા વાતો ઠરાવવાની હશે તે
તથા તે વિશે કરેલો ઠરાવ, તથા તે ઠરાવનાં કારણ તે
ફેંસલામાં લખવાં, અને તે ફેંસલો કહી સંભળાવતી વ
ખતે પ્રમુખ અમલદારે ખુલ્લી કોરટમાં તેની ઉપર તારીખ લખીને સહી કરવી.

(૨) તોહોમતવાળાની ઉપર કાંઈ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થ
યો હોય તો તે ગુન્હો, અને હિંદુસ્તાનના ફોજદારી કાયદાની અથવા બીજા
કાયદાની જે કલમ પ્રમાણે તેના ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હો
યન્તે કલમ તથા તેની ઉપર જે શિક્ષાનો હુકમ કર્યો હોય તે શિક્ષા, એટલું
તે ફેંસલામાં લખવું જોઇયે.

(૩) જ્યારે હિંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે ગુન્હો સાબિ
ત થયાનો ઠરાવ થયો હોય, અને તે કાયદાની બે કલ

વિકલ્પની રીતે ફેંસલો. **એમાંની કઇ કલમમાં અથવા તે કાયદાની એકજ કલમના બે ભાગોમાંના કયા ભાગમાં તે ગુન્હો આવે છે એ વિશે શક હોય, ત્યારે કોરટે તે શક સ્પષ્ટ રીતે બતાવીને વિકલ્પની રીતે ફેંસલો કરવો.**

**(૪) જો તે ફેંસલામાં ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ કર્યો હોય, તો તોહોમતવાળાની ઉપર જે ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તે ગુન્હો તે ફેંસલામાં લખવો, અને તોહોમતવાળાને છુટો કરવો એવું તેમાં ફરમાવવું.**

**(૫) જે ગુન્હા બાબત મોતની શિક્ષા થઈ શકતી હોય તે ગુન્હો તોહોમતવાળાની ઉપર સાબિત થયાનો ઠરાવ થયો હોય, અને તેની ઉપર મોતની શિક્ષા શિવાય બીજી કોઈ પણ શિક્ષાનો હુકમ તે કોરટ કરે, તો મોતની શિક્ષાનો હુકમ નહિ કર્યાનું કારણ પોતાના ફેંસલામાં તે કોરટે લખવું;**

**પણ એવું ઠરાવ્યું છે કે, જ્યુરીથી ઇનસાફ કર્યો હોય તેમાં ફેંસલો લખવાની કોરટને જરૂર નથી, પણ સેશન કોરટે જ્યુરીને આપેલા આદેશનાં મથાળાં દફતરમાં દાખલ કરવાં.**

**ટીકા—કોરટના પ્રમુખ અમલદારે × × લખવો** જાતે લખવુ કારકુન પાસે ન લખાવવુ લક્ષ્મીબાઇ મુ. હા. કો. ફી. ૧૯–૩–૯૧ **મુદ્દાની વાત × × × × ઠરાવના કારણ તે ફેંસલામા લખવા** કેસમા મુદ્દાની વાતો સ્પસ્ટ લખવી જોઇએ એવુ બોંમ્બે સરકયુલરમા જણાવ્યુ છે પાનું ૩૮ જુઓ કઈ બાબતો સાબીત થઇ છે અને કેવી રીતે સાબીત થઇછે તે ઠરાવમા બરાબર બતાવવુ ધુરમીયા મુ. હા કો. ફી. ૨. ૧૫–૧૨–૯૫ પોતાના જાત માહીતીની વાત પુરાવો માનવાના વધારેના કારણ તરીકે લખી હોયતો તેથી ગેરવાજબી થતુનથી મુથીયાલામા મ. હા. કો. પ્રો. ૬–૯–૮૩ વગર પુરાવે તોહતતદાર વિરૂધ ટીકા ન કરવી ધર્મદત્ત ૮ વિ. રી. ૧૩ ઠરાવનો આધાર પુરાવા પર હોવો જોઈએ પણ ઇતીહાસીકને કલ્પના શકતી ભરેલો ન જોઇએ રાણી વી. મહેશ ક. વિ. નોટસ ૧૮૮૬ પા. ૨૦ તોહમતછે તે સાહેદીઓના પુરાવાથી સાબીત થયુછે એટલુ લખવુ તે આ કલમની જરૂરીયાત માટે સંતોષ કારક નથી રાણી વી. મોરોબા ૮ મુ. હા. કો. રી. ૧૦૧ કેહેવી જાતનો પુરાવોછે એ બાબત લખાણમા વાસ્તવીક રીતે પોતાનો મત આપવાને માજીસ્ટ્રેટ બંધાએલ નથી હરીહર ચતેસોંધ વિ. રી. ૬–૯–૬૪ **પ્રમુખ અમલદારે × × સહીકરવી** કલમથી સહી કરવી શીકાથી ન કરવી સુબ્બી મન્યા આયર ઇ. લો. રી. ૬ મ. ૩૦૬ સહી નિચે હોધો પણ બતાવવો મ. હા કો. મેમો. ૨૭–૭–૭૧ **ગુન્હો સાબત થયાનો ઠરાવ થયોહોય** ગુન્હેગાર ઠરાવતા પેહલા ગુન્હો સ્પસ્ટ રીતે સાબીત થવો જોઇએ ને પોલીસને ઘણી મુશીબત પડીહતી તે પરથી લુલા કેસને મજબુતી મળતી નથી નાશી જવુ એ ગુન્હાનો જુદજ પુરાવોછે વાસ્તવીકને પુરતો પુરાવો હોયતોજ ગુન્હેગાર ઠરાવવો પણ અનુમાન પરથી ગુન્હેગાર ન ઠરાવવો રાણી વી. સોરોબરાય ૫ વિ. રી. ૨૮ ફોજદારી કેસમા પુરાવાનો બોજો ફરીયાદીપર રેહછે તેથી શકપરથી કે માત્ર સંભવ વાલી બાબતો પરથી ગુન્હેગાર ન ઠરાવવો રાણી વી. નારાયન મુ. હા. કો. ફી. ૨. ૪૩ સને ૧૮૯૫ જે પુરાવા પરથી ગુન્હેગાર ઠરાવવામા આવેછે તે પુરાવો કામના ઠરાવમા લખવાને જડજ બંધાએલછે રાણી વી. ઇસર માનજી ૫ વિ. રી. ૧૭ સેસન જડજે ગુન્હેગાર ઠરાવતી વખતે દરેક અમુક કેદીસામે પુરાવો ચોકસાઇથી અને બરાબર જે રીતે તેને ટેકો મલતો હોય તે રીતે લખવો જોઇએ રાણી વી.

ક્રોડાઇ૫ વી. રી. ૬ મરનાર માણસનુ મડદુ માલમ ન પડે તોપણુ ખુનના તોહમતદારને ગુન્હેગાર ઠરાવી શકાય રાણી વી. ભાગીરથી ઈ. લો. રી. ૩ અ. ૮૩ સેસન જડજે ગુન્હેગાર ઠરાવતા જજમેંટમા કારણુ લખવા રાણી વી. મહમદઅલી ૧૩ વિ. રી. ૫૦ **શીક્ષા × × લખવુ જોઇએ** એક માજીસ્ત્રેટે એક સખસને ગુન્હેગાર ઠરાવી ઇનસાફ ચાલતાની દરમીયાન જેટલા દીવસ તે પોલીસના અટકાવમા હતો તેટલા દીવસની આસાન કેદની તેને સજાકરી અને તે અટકાવને ગુન્હો સાબીત થયા પછીની કેદ ગણી તેને એકદમ છોડી મુકયો ઠરાવ્યુકે સજા ગુન્હો સાબીત થયાપછી ભોગવાયછે તે પેહલા નહી માટે કરેલો સજાનો અમલ સાબીત થયાની પેહલાથી ગણવો તે ગેરકાયદે છે રાણી વી. સદુબીનનાના મુ. હા. કો ક્રી ૨. ૪ સને ૧૮૯૭ જજમેંટ લખ્યા અવલ શીક્ષા કરવી તે ગેરકાયદેછે હરગોબીંદદાસ ઇ. લો. રી. ૧૪ અ. ૨૪૨ ઠરાવ લખતા અવલ સજા મારવી તે ગેરકાયદેછે પણુ તેથી ઇનસાફ નકામો થાય એવી ગેરકાયદેસર સજા નથી તીલકચંદ્ર સરકાર ઇ. લો. રી. ૨૩ ક. ૫૦૨ સાથે ચાલે તેવી સજા ન કરવા નીચેના ફેંસલા હતા પણ હવે ક. ૩૫ મા સુધારો થવાથી તે નકામા થયાછે ઈ. લો. રી. ૨૦ ૧ ઇ. લો. રી. ૧૦૩ અ. ૫૮ ઈ. લો.રી. ૨૫ ક. ૫૫૭ **વિકલ્પનીક રીતે ફેંસલો** તોહમતદાર ઉપર રાખેલા કેટલા એક ગુન્હાઓમાથી એક ગુન્હાને માટે તે ગુન્હેગારછે કે નહી એ વિષે શકપડે તેવા કેસોમા બેમાંથી ગમે તે એક ગુન્હામાટે ઠરાવ આપી શકાતો નથી પણ એમાના કયા ગુન્હામાટે ગુન્હેગારછે એ વિષે શક પડતો હોયતો ઠરાવ આપી શકાય રાણી વી. જામુરહા ૭ નો. વે. પ્રો. ૧૩૭ જયારે ખોટી સાહેદી બાબતના કામમા મજકુર એક એકથી વિરૂધ હોયતો વિકલપીક રીતે ફેંસલો આપી શકાય એકનોસ્યો ૧૨ વિ. રી. ૧૧ હબીઉલા. ઇ. લો. રી. ૧૦ ક. ૯૩૭ **તોહમત વાળાને છુટો કરવો** ગુન્હો નાસાબીત થયાનો ઠરાવ થાયકે તરત તેને બીજુ કોઈ તોહેમત ન હોયતો છોડી દેવો જોઈએ વધારેવાર રોકીરાખવુ તે ગેરકાયદેછે પ્રો. ૩૦–૧૦–૯૫ મ. હા. કો. અપે ૨ **મોતની શીક્ષાનો × × × લખવુ** દેહાંત શીક્ષા કરવા પાછા ન હઠવુ રાણી વી. સીબનારાયણુ ૭ વિ. રી. ૩૩ દેહાંતને બદલે જન્મ દેશની કરવામા આવે તો કારણુ લખવા ૨૭–૯–૬૪ જે કેસમા મડદુ માલમ ન પડે તેમા દેહાંત સજા ન કરવી. રાણી વી. બદરૂદીન ૧૧ વિ રી. ૫૦

મોતની શિક્ષાનો હુકમ.

**૩૬૮. (૧) જ્યારે કોઇ શખસની ઉપર મોતની શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે તે શિક્ષાના હુકમમાં એમ ફરમાવવું કે એ શખસને મરતાં સુધી ગળેથી લટકાવવો.**

સમુદ્રપારની શિક્ષાનો હુકમ.

**(૨) સમુદ્રપારની શિક્ષાના કોઇ પણ હુકમમાં, જે શખસની ઉપર તે શિક્ષાનો હુકમ કર્યો હોય તે શખસને સમુદ્રપાર કઈ જગાએ લઇ જવો તે લખવું નહિ.**

કોરટે ફેંસલામાં ફેરફાર કરવો નહિ.

**૩૬૯. હાઇકોરટ શિવાય બીજી કોઇ કોરટે પોતાના ફેંસલા ઉપર સહી કરી એટલે પછી ૩૯૫ મી તથા ૪૮૪ મી કલમમાં ઠરાવ્યું છે તે શિવાય અથવા કાંઈ હસ્તદોષની ચુક પધારવાની હોય તે શિવાય, તે કોરટે તે ફેંસલામાં ફેરફાર કરવો નહિ અથવા તે તપાસવો નહિ.**

**ટીકા—હાઇકોરટ શીવાય.** એ શબ્દોનો અર્થ આ કલમને છેડે કાયદાકારોએ "આ કલમ હાઈકોરટને લાગુ પડતી નથી" એવા શબ્દો મુકયાના જેવો થાય છે ગીબન્સ ઇ. લો. રી, ૧૪ ક, ૪૨ હાઇકોરટની ડીવીઝનલ બેન્ચે પોતાનો ઠરાવ સહી કરીને આપ્યો એટલે તે

બાહાર પાડયા પછી આખરનો છે તે કોર્ટને ફરી તપાસવાનો અધીકાર નથી તેમ કોઈ બેન્ચને દરમીયાન થવાનો અધીકાર નથી ઇ. લો, રી, ૧૪ ક, ૪૨ અપીલમાં ડીવીજન બેન્ચે પોતાનો ઠરાવ આપ્યો હોય તેનુ રીવ્યુ કરવા અધીકાર નથી ભુલ હોયતો સ્થાનિક સરકારને અરજ કરવી મોહન અભેસંગ મુ, હા, કો, ક્રી, ૨, ૧૨–૯–૭૫ રીવીઝનમાં આપેલા ઠરાવનું રીવ્યુ કરવા ના પાડી ચીમાબા મુ. હા, કો, ક્રી, ૨, ૧૪–૩–૮૯ તોહોમતદારની રીવીઝનની અરજ ના મંજુર કરી હોયતો તેનું રીવ્યુ થઈ શકે નહી રાણી વી, દુરગા ચરન ઇ, લો, રી, ૭ અ, ૬૭૨ **ફેંસલામાં ફારફેર.** ફારફેર ન કરવો ગેરવાજબી થએલુ જણાયતો તોહમતદારને નુકસાન થતુ હોયતો સજાનો અમલ તહકુબ રાખી કેદીને જેલમાં અટકાવી રાખવાનો હુકમ કરી શકે પણ તે ઠરાવેલી મુદત કરતા વધારે વાર અટકાવી રાખવું નહી તુકારામ રામજી મુ. હા. કો, ક્રી, ૨, ૨૯—૮—૭૮ સજાનો હુકમ કર્યા પછી તે રદ કરવો નહી કે ફારફેર કરવો નહી પોરન માલ ૨૩ વિ, રી, ૪૯ ફેંસલો લખ્યા પછી એક યાદ ટાંકી જેમાં પુરાવાપર. કેટલોક શક બતાવ્યો ઠરાવ્યું કે—ફેસલો આપ્યા પછી શક બતાવવો તે ગેરવાજબી છે ચત્તરસીંગ ઇ, લો, રી, ૨ અ, ૩૩ **તપાસવો નહિ.** રીવ્યુ થઈ શકે નહી ક, ૪૩૮ પ્રમાણે હૈકોરટને અરજ કરવી મ, હા, કો, પ્રો, ૧૩—૧૧—૭૩ ભીમાપા બીનરામા ઇ, લો, રી, ૧૯ મુ. ૭૩૨ સાબાદતમીરામ મુ, હા, કો. ક્રી, ૨, ૧૪—૧૧—૭૫.

**૩૭૦. પ્રેસીડેન્સી માજીસ્ત્રેટે આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે ફેંસલો દફતરમાં દાખલ કરવાને બદલે, હેઠળ લખેલી વિગત દફતરમાં દાખલ કરવી.—**

પ્રેસિડેન્સી માજીસ્ત્રેટનો ફેંસલો.

**(અ) મુકદમાંનો અનુક્રમ નંબર;**

**(બ) ગુન્હો કર્યાની તારીખ;**

**(ક) ફરિયાદી હોય તો તેનું નામ,**

**(ડ) તોહોમતવાળા શખસનું નામ, અને (તોહોમતવાળો રાણીની વિલાયતી રૈયત ન હોય તો) તેના બાપનું અગર ના હોય તો તેનું નામ અને રેહેવાનું ઠેકાણું;**

**(ઇ) જે ગુન્હા વિશે ફરિયાદ થઈ હોય અથવા જે ગુન્હો સાબિત થયો હોય તે ગુન્હો;**

**(ફ) તોહોમતવાળાનો જવાબ અને તેની જબાની (જો હોય તો)**

**(ગ) આખરનો હુકમ;**

**(હ) સદરહુ હુકમની તારીખ; અને**

**(આઇ) જે મુકદમાઓમાં તે માજીસ્ત્રેટ કેદની, અથવા બસેં રૂપિઆથી વત્તા દંડની અથવા એ બન્નેની, શિક્ષા કરે તે સઘળા મુકદમામાં, ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યાનાં કારણોની મુખ્તસરમાં વિગત.**

**ટીકા—આઇ રકમ.** માજીસ્ત્રેટે પોતાના ઠરાવના કારણ ટુંકામાં લખવા કોઇ કેસમાં રૂ, ૧૦ દસ દંડ ઠરાવી કેદની સજા કરી હોયતો તે કેસમાં આ કલમના અર્થ મુજબ કેદની સજા થએલી ગણાતી નથી મોતીરામ વી, એલાસીરામ ઇ, લો, રી, ૧૪ ક, ૧૭૪ કારણો લખવા ન લખ્યા હોયતો હાઇકોરટ સજા રદ કરી શકે યાકુબ ઇ, લો, ૧૩ ક, ૨૭૨.

**૩૭૧. (૧) તોહોમતવાળાની અરજી ઉપરથી ફેંસલાની એક નકલ, અથવા તે માગે ત્યારે બની શકે તો, તેની પોતાની ભાષામાં, અથવા કોરટની ભાષામાં તે ફેંસલાનો તરજુમો તેને વગર ઢીલે આપવો. સમનના મુકદમા શિવાય બીજા કોઈ પણ મુકદમામાં સદરહુ નકલ મફત આપવી.**

તોહોમતવાળો ફેંસલા વિગેરેની નકલ માટે અરજી કરે ત્યારે તે તેને આપવી.

**(૨) સેશન કોરટમાં જ્યુરીથી ઈનસાફ કરવામાં આવે તેમાં તોહોમતવાળો માગે તો, જ્યુરીને આપેલા આદેશનાં મથાળાંની એક નકલ તેને વગર ઢીલે અને મફત આપવી.**

**(૨) જ્યારે તોહોમતવાળાની ઉપર સેશન જડજ મોતની શિક્ષાનો હુકમ કરે ત્યારે તે જડજે તેને એ પ્રમાણે કેહેવું કે અપીલ કરવાની તમારી મરજી હોય તો આટલી મુદતમાં તમારે અપીલ કરવી જોઇયે.**

જે શખસની ઉપર મોતની શિક્ષાનો હુકમ કર્યો હોય તે શખસની બાબત

ટીકા—૬, ૫૪૮ નીચેની ટીકા જુઓ.

**૩૭૨. અસલ ફેંસલો કામના કાગળોની સાથે દફતરમાં દાખલ કરવો, અને તે અસલ ફેંસલો કોરટની ભાષાથી જુદી ભાષામાં લખ્યો હોય, અને તોહોમતવાળો કહે ત્યારે, કોરટની ભાષામાં તેનો તરજુમો કરીને સદરહુ દફતરમાં દાખલ કરવો જોઇયે.**

ફેંસલાનો તરજુમો કયારે કરવો.

ટીકા—**તરજુમો.** તરજુમો દાખલ કરવા એ વાત ફેંસલો આપનાર અધીકારીના મુખત્યારની વાત નથી ફરજ છે કે—તરજુમો દાખલ કરવો રતનજી ભુખણ ૧ મુ, હા, કો, રી, ૧૦.

**૩૭૩. સેશન કોરટે ઇનસાફ કરેલા મુકદમાઓમાં, તે કોરટે પોતાના ઠરાવની તથા (જો હોય તો) શિક્ષાના હુકમની એક નકલ જે જીલ્લા માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાં ઈનસાફ કર્યો હોય તે જીલ્લા માજીસ્ત્રેટની ઉપર મોકલવી.**

સેશન કોરટે ઠરાવની તથા શિક્ષાના હુકમની નકલ જીલ્લા માજીસ્ત્રેટની ઉપર મોકલવી.



## બાબ ૨૭ મો.

## શિક્ષાના હુકમ મંજુર થવા માટે મોકલવા બાબત.

**૩૭૪. જ્યારે સેશન કોરટ મોતની શિક્ષાનો હુકમ કરે, ત્યારે ચલાવેલા કામના કાગળપત્ર હાઇકોરટમાં મોકલવા જોઇએ, અને તે શિક્ષાનો હુકમ હાઇકોરટે મંજુર કર્યા વગર અમલમાં લાવવો નહિ.**

સેશન કોરટે મોતની શિક્ષાનો હુકમ (મંજુર થવા માટે) મોકલવા બાબત.

ટીકા—જે કેસમા મોતની સજા કરી હોય તેમા જડજે કેસ હાઇકોરટમા મોકલવો જોઇએ તે હાઇકોરટ તેમા રીવીઝન કોર્ટ તરીકે હાથ ઘાલી શકે છે રાણી. આમીન. ૫ નો વે. પ્રો. પા. ૧૩૦.

૩૭૫. (૧) જ્યારે તે ચલાવેલા કામના કાગળપત્ર હાઇકોરટમાં મોકલવામાં આવે, ત્યારે, જો હાઇકોરટ એમ ધારે કે જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો છે તે શખસ તકસીરવાર છે કે બિન તકસીરવાર છે એવિશેની ફુલાણી બાબતસારૂ વધારે ચોકસી કરવી જોઇયે અથવા વધારે પુરાવો લેવો જોઈયે તો તે એવી ચોકસી જાતે કરવાને અથવા એવો પુરાવો જાતે લેવાને અથવા તે ચોકસી કરવાનું અથવા તે પુરાવો લેવાનું સેશનકોરટને ફરમાવવાને મુખત્યારછે.

વધારે ચોકસી કરવાનુ થવા વધારે પુરાવો લેવાનું ફરમવવાનો અધિકાર.

(૨) જ્યુરરોની અથવા આસેસરોની સમક્ષ સદરહુ ચોકસી કરવી નહિ અથવા સદરહુ પુરાવો લેવો નહિ, અને હાઇ કોરટ બીજી રીતનો હુકમ ન કરે તો, જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખસને તે ચોકસી કરતી વખતે અથવા તે પુરાવો લેતી વખતે હાજર નહિ રાખશે તો ચાલશે.

(૩) જ્યારે હાઇ કોરટે તે ચોકસી ( હોય તો ) કરી નહિ હોય તથા તે પુરાવો (હોયતો) લીધો ન હોય, ત્યારે તે ચોકસીનું પરિણામ તથા તે પુરાવો દાખલ સહિત તે કોરટને મોકલવો.

ટીકા—કેદીને ખુનનો ગુન્હેગાર ઠરાવી મોતની સજા કરવામા આવી હતી પણ સજા મંજુર કરતા પહેલા તેણીનુ મન ઠેકાણે હતુ કે નહી તે વિષે શક પડવાથી વધારે તપાસ કરવાની સુચના આપી કેસ સેસન જડજને મોકલવામાં આવ્યો હતો રાણી. વી. આરઝાઉ બીબીાર વિ. રી. ૩૩. સજા બાહાલ રાખતા ખાત્રી કરી લેવી કે સજા વ્યાજબી થઈ છે. અબદુલ યઝક મુ. હા. કો. ક્રી. રૂ. ૯ અપીલ સને ૧૮૯૪

૩૭૬. જે મુકદમો ૩૭૪ મી કલમ પ્રમાણે મોકલ્યો હોય તે મુકદમાનો ઇનસાફ આસેસરોની મદદથી અથવા જ્યુરીથી કરેલો હોય તે મુકદમામાં હેકોર્ટ—

શિક્ષાનો હુકમબાહાલ કરવાનો અથવા ગુન્હાની સાબિતીનો ઠરાવ રદ કરવાનો હાઈ કોરટનો અખત્યાર,

(અ) શિક્ષાનો હુકંમ બાહાલ કરવાને, અથવા બીજી જે શિક્ષાનો હુકમ કરવાનો કાયદાથી અધિકાર હોય તે શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે, અથવા

(બ) ગુન્હાની સાબિતીનો ઠરાવ રદ કરવાને, તથા જે ગુન્હો તોહોમતવાળાની ઉપર સાબિત થયાનો ઠરાવ સેશન કોરટ કરી શકત તેવો કોઈ ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાને અથવા તેજ તોહમત બાબત અથવા સુધારેલા તોહમત બાબત નવેસરથી ઈનસાફ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે, અથવા

(ક) તોહોમતવાળા શખસની ઉપર ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કરવાને મુખત્યાર છે;

પણ એવું ઠરાવ્યું છે કે અપીલ કરવા સારૂ જે મુદત આપી હોય તે મુદત પુરીથાય ત્યાંસુધી અથવા અપીલ સદરહુ મુદતની અંદર કરી હોય તો તે અપીલનો નિકાલ થાય ત્યાંસુધી આ કલમ પ્રમાણે મંજુરિયતનો કાંઇ પણ હુકમ કરવો નહિ.

૩૭૭ એ પ્રમાણે મોકલેલા દરેક મુકદમામાં તે શિક્ષાના હુકમની મંજુરિયત, અથવા હાઇ કોરટ જે નવી શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ કરે તો સદરહુ કોરટમાં બે અથવા વધારે જડજો હોય, ત્યારે તેમાંના ઓછામાં ઓછા બે જડજોએ આપવી જોઇયે, કેહેવો જોઈયે અને તેની ઉપર સહી કરવી જોઇયે.

મંજુરિયત ઉપર અથવા શક્ષાના નવા હુકમ ઉપર બે જડજોએ સહી કરવી.

૩૭૮. જ્યારે સદરહુ પ્રકારના કોઈપણ મુકદમાની સુનાવણી જડજોની બેંચ આગળ થાય અને સદરહુ જડજોના બે પક્ષ થઈને તે બેઉ પક્ષનાં સરખાં મત પડે, ત્યારે તેઓના મત સુધ્ધાં તે મુકદમો બીજા કોઇ જડજની પાસે મુકવો, અને સદરહુ જડજે પોતાને યોગ્ય લાગે એવી સુનાવણી કરયા પછી પોતાનો મત આપવો, અને સદરહુ મતને અનુસરીને ફેંસલો અથવા હુકમ થવો જોઇયે.

મતભેદ પડે ત્યારે કેમ કરવું.

૩૭૯. મોતની શિક્ષાનો હુકમ મંજુર થવા સારૂ સેશન કોરટ જે મુકદમાઓ હાઇકોરટમાં મોકલે તે મુકદમાઓમાં હાઇકોરટ મંજુરિયતનો અથવા બીજો હુકમ કરે ત્યારપછી હાઇકોરટના યોગ્ય અમલદારે તે હુકમની એક નકલ ઉપર હાઇ કોરટની મોહોર કરીને અને પોતાના હોદાની સહી કરીને તે નકલ સેશન કોરટને વગર ઢીલે મોકલી દેવી.

જુરી થવા માટે હાઇકોરટમાં મોકલેલા મુકદમાઓમાં કેવી રીતે કામ ચલાવવું.

૩૮૦. જ્યારે ૫૬૨ મી કલમમાં ઠરાવ્યા પ્રમાણે કાગળ પત્ર એકાદા પેહેલા વર્ગના માજીસ્ત્રેટને અથવા પેટા તુકડી માજીસ્ત્રેટને મોકલ્યા હોય, ત્યારે એવા માજીસ્ત્રેટે તે મુકદમો પોતે અસલ સાંભળ્યો હોત તો જે શિક્ષાનો હુકમ અથવા જે હુકમ પોતે કરી શકત તે શીક્ષાનો હુકમ અથવા બીજો કાંઇ પણ હુકમ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે અને બીજી કોઈ પણ બાબતસર વધારે ચોકસી કરવાની અથવા વધારે પુરાવો લેવાની જરૂર છે એમ તેને લાગે તો, તે પોતાની જાતે સદરહુ ચોકસી કરવાને અથવા સદરહુ પુરાવો લેવાને મુખત્યાર છે, અથવા તે ચોકસી કરવાનું અથવા તે પુરાવો લેવાનું ફરમાવવાને મુખત્યાર છે.

૫૬૨મી કલમ પ્રમાણે ચાલવાનો અધિકાર ન હોય એવામાજીસ્ત્રેટે મોકલેલા મુકદમાઓમાં કેવી રીતે કામ ચલાવવું

**ટીકા**—આ કલમ નવીન છે; એટલે ક. ૫૬૨ નવી મુકવામાં આવી છે ને સેકન્ડ ક્લાસ કે થર્ડ કલાસ માજીસ્ત્રેટોની કોર્ટો જ્યારે ક. ૫૬૨ મુજબ થવા સારૂ મોકલે ત્યારે કેમ કરવુ તથા તે સંબંધી ફર્સ્ટ કલાસ માજીસ્ત્રેટના અથવા પેટા તુકડી માજીસ્ત્રેટના અધીકાર આથી નકી થાય છે જુના કાયદામા આ કલમ જુદાજ પ્રકારની હતી એટલે જીલા માજીસ્ત્રેટ અથવા આસી. સેસન જડજ જ્યારે શીક્ષાનો હુકમ કરે ત્યારે મંજુર થવા મોકલે ત્યારે સેસન જડ-

જના શુ અધીકાર તે બાબત હતી. હાલના નવા પ્રોસીજરથી તેવી રીતે મંજુરી સારૂ મોકલવાનુ કાઢી નાંખી જીલા માજીસ્ટ્રેટને આસી. સેસન જડજને સ્વતંત્ર અધીકાર આપવામા આવ્યા છે. એટલે જુની કલમ કાઢીનાંખવામાં આવી છે ને તેથી જુના કોડની કલમ નિચેના ફેસલા પણ નિરઉપયોગી છે તેથી દાખલ કર્યા નથી.



## બાબ ૨૮ મો.

## અમલમાં લાવવા બાબત.

૩૮૧. સેશન કોરટે મોતની શિક્ષાનો હુકમ કર્યો હોય તે મંજુર થવા સારૂ હઈકોરટની પાસે મોકલ્યો હોય ત્યારે; તે ઉપરથી હઇકોરટે જે મંજુરિયતનો અથવા બીજો હુકમ કરે તે પોહોંચેથી સદરહુ શેશન કોરટે વારંટ કાહાડીને અથવા બીજા જે ઉપાયો જરૂરના હોય તે ઉપાયો કરીને સદરહુ હુકમ અમલમાં અણાવવો.

૩૭૯ મી કલમપ્રમાણે કરેલો હુકમ અમલમાં લાવવા બાબત.

૩૮૨. જે સ્ત્રીને મોતની શિક્ષાનો હુકમ કર્યો હોય તે ગર્ભવંતી છે એવુ દેખાય, તો હઇકોરટે તે શિક્ષાના હુકમનો અમલ બંધ રાખવાનો હુકમ કરવો, અને તેને યોગ્ય લાગે, તો તે શિક્ષાને બદલે જીવતાં શુધી સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવાને હઇકોરટ મુખત્યાર છે.

ગર્ભવંતી સ્ત્રીને મોતની શિક્ષાનો હુકમ કર્યો હોય તે બંધ રાખવો.

૩૮૩. જે મુકદમાઓ બાબત ૩૮૧ મી કલમમાં ઠરાવ્યું છે તે મુકદ્દમાઓ શિવાય બીજા મુકદમાઓમાં તોહોમતવાળાને શમુદ્રપારની અથવા કેદની શિક્ષાનો હુકમ કર્યો હોય, ત્યારે તે શિક્ષાનો હુકમ કરનારી કોરટે જે તુરંગમાં તેને કેદ રાખ્યો હોય અથવા રાખવો હોય તે તુરંગમા તાબડતોબ એક વારંટ મોકલવું અને તોહોમતવાળાને તુરંગમાં અગાઉજ કેદ રાખેલો નહિ હોય તો, તે વારંટસુધ્ધાં તેને એવી તુરંગમા મોકલવો.

બીજા મુકદ્દમાઓમાં સમુદ્રપારની અથવા કેદની શિક્ષાના હુકમ અમલમાં લાવવા બાબત

ટીકા—અમુક દીવસે સરૂ થસે એવા કાયદેસર કારણ સીવાય જે દીવસે સજા કરવામા આવે તે દીવસે સજા સરૂ થવી જોઇએ. કેદની સજા થોડી મુદત સુધી મોકુફ રાખી તેનો આગળ ઉપર અમલ કરવાનો હુકમ કરી શકાય નહી. પણ જે વખતથી સજા કરવામા આવે તે વખતથી સરૂ થવી જોઇએ. તોહમતદારની અરજ ઉપરથી તે જે અપીલ કરવા દેવાને માટે માજીસ્ત્રેટે કેદની સજા ભોગવવાનુ થોડી મુદત સુધી બંદ રાખેલુ તેમા ઠરાવ્યુ કે—સજા કાયદા પ્રમાણે ગેરવાજબી હતી ને તેથી તેનો અમલ થઈ શકતો નથી. ૩ એ. લો. રી. અપે ૫૦ ( ૧૨ વિ. રી. ૪૭ )

બે તોહમતદારોને ગુન્હેગાર ઠરાવી અપીલ કરવાં માટે તેમને જામીનપર છોડયા. ઠરાવ્યુ કે—આવી રીતે જામીન લેવાય પ્રથમ કરેલી સજા આગળ ઉપર ભોગવવાની છે એમ ગણાતુ નથી. ને તેમ ગેરકાયદે છે. ઓખાય કુમારની બાબત. ૭ ક. લો રી. ૩૯૩

૩૮૪. કેદની શિક્ષાનો હુકમ અમલમાં લાવવા બાબતનું દરેક વારંટ, જે તુરંગમાં અથવા બીજી જગામાં કેદીને કેદ રાખ્યો હોય અથવા કેદ રાખવો હોય તે તુરંગ અથવા બીજી જગા જે અમલદારના હવાલામાં હોય તે અમલદારના નામનું કરવું.

અમલમાં લાવવા બાબતનું વારંટ કોના નામનુ કરવું

૩૮૫. જ્યારે કેદીને કોઈ તુરંગમાં કેદ રાખવો હોય, ત્યારે તે વારંટ જેલરની પાસે રાખવું.

વારંટ કોની પાસે રાખવું

૩૮૬. કોઇ ગુન્હેગારની ઉપર દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે તે દંડ ન આપવામાં આવે તો તે ગુન્હેગારને કેદ કરવો એમ તે શિક્ષાના હુકમમાં ફરમાવ્યું હોય તોપણ, તે શિક્ષાનો હુકમ કરનારી કોરટની નજરમાં આવે તો તે સદરહુ ગુન્હેગારની કાંઈપણ જંગમ મિલકત જપ્ત કરીને તથા તે વેચીને તે દંડની રકમ વસુલ કરવાનું વારંટ કાહાડવાને મુખત્યાર છે,

દંડ વસુલ કરવા બાબતનું વારંટ

**ટીકા—જંગમ મિલકત.** ફક્ત જંગમ મિલકતથી વસુલ કરી શકાય સ્થાવર મિલકત નહી. રાણી વી. લાલુ કારવાર ૫ મુ. હા. કો. રી. ૬૩ ગુન્હેગારનો દંડ વસુલ આવતા અવલ તે મરી ગયો. મરનારની મજીઆરી મિલકતમાંથી સ્થાવર જપ્ત કરી ઠરાવ્યુ કે—સ્થાવર જપ્તીમા ન લઈ શકાય રાણી વી. સીતાનાથ ઈ. લો. રી. ૨૦ ક. ૪૭૮ ઉગતો પાક જંગમ મિલકત નથી મ. હા. કો. પ્રો. ૧૯–૧૧–૭૮ **વારંટ કાઢવાને મુખત્યાર છે.** કેદની સજા પુરી ભોગવી હોય તો પણ જપ્ત કરી વેચીને દંડ વસુલ કરી શકાય. મોદુસુદાનનુ વિ. રી. ૬૧ પરરાજ્યમા આવેલી મિલકત જપ્ત ન કરી શકાય મ. હા. કો. પ્રો. ૨૮–૭–૭૯ દંડ વસુલ થાય કે તરત જેલરને ખબર આપવી. ને તે કામ કોર્ટનુ છે મુ. હા. કો. સરકયુલર બુક પાને ૫૪ **જપ્ત કરેલી મિલકતપરના. દાવા.** દીવાની કોરટમા જઈ સાબીત કરવા. મ. હા. કો પ્રો. ૧૫–૯–૮૧ મિલકતના માલકીપણાનો સ્વાલ માજીસ્ટ્રેટ ન ચુકાવી શકે ગાસપેર ઈ. લો. રી. ૨૨ ક. ૯૩૫

૩૮૭. સદરહુ વારંટ એવી કોરટની હુકુમતની સ્થાનિક હદમાં અમલમાં લાવી શકાશે, અને સદરહુ હદની બહાર જે જીલ્લા માજીસ્ત્રેટની અથવા ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાં સદરહુ પ્રકારની કાંઈપણ મિલકત જડે તે જીલ્લા માજીસ્ત્રેટ અથવા ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ તે વારંટની પાછળ શેરો કરશે એટલે તે વારંટ ઉપરથી તે મિલકત જપ્ત કરીને વેચી શકાશે.

એવા વારંટનું ફળ

૩૮૮. (૧) કોઇ ગુન્હેગારની ઉપર માત્ર દંડનીજ શિક્ષાનો અને તે દંડ ન આપે તો કેદની શિક્ષાનો હકમ કરવામાં આવ્યો હોય, અને ૩૮૬ મી કલમ પ્રમાણે કોરટ વારંટ કાહાડે, ત્યારે તે કોરટને એવો અધિકાર છે કે તે કોરટ કેદની શિક્ષાનો હુકમ બજાવવાનુ મોકુફ રાખે અને સદરહુ વારંટના રિટર્ન માટે મુકરર કરેલે દિવસે સદરહુ કોરટની આગળ હાજર થવાની શરતનું એક ખત, તે કોરટને દુરસ્ત લાગે તે પ્રમાણે

કેદની શિક્ષનો હુકમ અમલમાં લાવવાનુ બંધ રાખવા બાબત.

જામીન સાથે કે વગર જામીને, તે ગુન્હેગાર પોતાની સહીસાથે કરી આપે એટલેતેને છુટો કરે, અને સદરહુ રિટર્નસારૂ દિવસ નિમવો તે જે વખતે તે ખત કરી આપવામાં આવે તે વખતથી પંદર દિવસ કરતાં વધારે લાંબી મુદતનો નીમવો નહીં જોઇએ; અને તે દંડ વસુલ ન થાય તો તે કેદની શિક્ષાનો હુકમ તાબડતોબ અમલમાં લાવવો એવું ફરમાવવાનો અધિકાર તે કોરટને છે.

(૨) જે કોઇ પણ બાબતમાં પૈસા આપવાનો હુકમ કર્યો હોય અને તે પૈસા વસુલ ન થાય તો કેદ કરવાનો અધિકાર હોય અને તે પૈસા તાબડતોબ આપવામાં ન આવે તે બાબતમાં જે શખસને પૈસા આપવાનો હુકમ કર્યો હોય તે શખસને પેટા કલમ (૧) માં ઠરાવ્યા પ્રમાણેનું ખત કરી આપવાનું ફરમાવવાને મુખત્યાર છે, અને તે પ્રમાણે તે ન કરે તો, જાણે તે પૈસા વસુલ ન થયા હોય તેમ એકદમ કેદની શિક્ષા કરવાને મુખત્યાર છે.

**ટીકા**—પારેગ્રાફ બીજો નવીન છે.

વારંટ કાહાડવાનો કોને અખત્યાર છે.

**૩૮૯.** જે જડજે અથવા માજીસ્ત્રેટે શિક્ષાનો હુકમ કર્યો હોય તે જડજને અથવા માજીસ્ત્રેટને અથવા તેના હુદ્દા ઉપર જે સ્થાનાપન્ન થાય તેને તે શિક્ષાનો હુકમ અમલમાં લાવવા બાબતનું દરેક વારંટ કહાડવાનો અખત્યાર છે.

**ટીકા—જે સ્થાનાપન્ન થાય.** તે પણ કાઢી શકે માત્ર વારંટ કાઢનારી કોર્ટ દંડ કરનારી કોર્ટ જોઇએ ચંદ્ર કુમાર મીત ૨૯ વિ. રી. ૫૦

ફક્ત ફટકા મારવાની શિક્ષાનો હુકમ અમલમાં લાવવા બાબત.

**૩૯૦.** જ્યારે તોહોમતવાળાની ઉપર ફક્ત ફટકા મારવાની શિક્ષાનો હુકમ કરવામાં આવે ત્યારે કોરટ ફરમાવે તેવી જગાએ તથા વખતે તે શિક્ષાનો હુકમ અમલમાં લાવવો.

**ટીકા—તેવી જગાએ તથા વખતે.** વખત ને જગા કોર્ટ બતાવી શકે પણ ભંવીષમા અમલ કરવો એમ બતાવી શકે નહી અબદુલ મુ. હા. કો. ક્રી. રૂ. ૧૭–૬–૯૭

કેદ શિવાય વળી ફટકા મારવાની શિક્ષાનો હુકમ અમલમાં લાવવા બાબત.

**૩૯૧.** (૧) જે મુકદમામાં અપીલ ચાલી શકતી હોય તે મુકમામાં તોહોમતવાળાની ઉપર કેદ શિવાય વળી ફટકા મારવાની શિક્ષાનો હુકમ કર્યો હોય, ત્યારે તે શિક્ષાના હુકમની તારીખથી પંદર દિવસ સુધી, અથવા તે મુદતમાં અપીલ કરી હોય તો તે શિક્ષાનો હુકમ અપીલ કોરટ મંજુર કરે ત્યાંસુધી તે ફટકા મારવા નહીં; પણ પંદર દિવસ થયા પછી જેમ બને તેમ જલદીથી અથવા અપીલ કરી હોય તો, શિક્ષાનો હુકમ મંજુર કર્યાનો અપીલ કોરટનો હુકમ આવી પોહોંચ્યા પછી જેમ બને તેમ જલદીથી તે ફટકા મારવા.

(૨) જડજ અથવા માજીસ્ત્રેટ તે ફટકા પોતાના દેખતાં મારવાનો હુકમ ન કરે, તો જે અમલદારના હવાલામાં તુરંગ હોય તે અમલદારના દેખતાં તે ફટકા મારવા.

(૩) જ્યારે એકાદા તોહોઆતવાળાને કેદની શિક્ષા કરી હોય અને તે કેદની મુદત ૩ મહિનાથી ઓછી હોય, ત્યારે તેને કેદ ઉપરાંત ફટકા મારવાની શિક્ષા કરવી નહી.

ટીકા—આ કલમનો ત્રીજો પારેગ્રાફ નવીન છે. **જેમ બને તેમ જલદીથી.** તુરંગમાથી જે દીવસે છુટો થાય તે દીવસે ફટકા મારવાનો હુકમ ગેરકાયદે ઠરાવ્યો રાણી વી. જીવારામ ક. વિ. નોટસ ૧૮૮૧ પા. ૧૩૮. કેદની મુદત પુરી થયા પછી ફટકાની સજાનો અમલ કરવો તે ફટકાની સજા રદ કરી જાફરઅલી ૨૦ વિ. રી. ૭૨ ફટકાની સજા બતાવેલા વખતની અંદર કરવી જોઇએ પણ સજા બજાવનાર અમલદારની કસુરથી સજા ન બજાણી હોય તો અધુરી સજા પુરી કરવી જોઇએ તેમ થવાથી છુટકારો થતો નથી માહાદુગોપાળ મુ. હા. કો. ક્રી. રૂ. ૫-૮-૭૮ ફટકાની સજાનો અમલ તરત કરવો હબલા સોતા મુ. હા. કો. ક્રી. રૂ. ૩૧-૧૦-૯૫

શિક્ષા કરવાની રીત

**૩૯૨. (૧) સોળ વરસની ઉમરનો અથવા તે કરતાં વત્તી ઉમરનો શખસ હોય ત્યારે જેનો વ્યાસ અડધા ઇંચ કર્તાં ઓછો ન હોય એવી ઝીણી નેતરવડે સ્થાનિક સરકાર ફરમાવે તે રીતે અને શરીરના તે ભાગ ઉપર ફટકા મારવા; અને સોળ વર્ષ કરતાં ઓછી ઉમરનો શખસ હોય ત્યારે સ્થાનિક સરકાર ફરમાવે તેવી રીતે અને શરીરના તેવા ભાગ ઉપર તથા તેવા સાધનવડે ફટકા મારવા.**

કેટલા ફટકા મારવા તેની હદ

**(૨) કોઇપણ પ્રસંગે સદરહુ શિક્ષા ૩૦ ફટકા કરતાં વત્તી હોવી નહીં જોઇયે.**

ટીકા—પેટા રકમ ૧ મા ૧૬ વર્ષથી અંદરનાને માટે નિશાળમાં માસ્તર સોટી મારે છે તેવા શબ્દ હતા તે કાઢી નાખી સ્થાનીક સરકાર ફરમાવે તે રીતે મારવા એ શબ્દો મુક્યા છે.

કડકે કડકે અમલમાં લાવવો નહીં મારી

**૩૯૩. ફટકા મારવાની શિક્ષાનો કોઈ પણ હુકમ કડકે કડકે અમલમાં લાવવો નહીં, અને હેઠળ લખેલા શખસોમાંના કોઈપણ શખસને ફટકા મારવાની શિક્ષા કરી શકાશે નહીં (એટલે):—**

**(અ) સ્ત્રીઓને;**

**(બ) જે મરદોની ઉપર મોતની અથવા સમુદ્રપારની અથવા શાસનિક દાસત્વની અથવા પાંચ વર્ષ કરતાં વત્તી મુદતની કેદની શિક્ષાનો હુકમ કર્યો હોય તે મરદોને;**

**(ક) જે મરદો પીસતાલીસ વર્ષ કરતાં વત્તી ઉમરના છે એવુ કોરટને લાગતું હોય તે મરદોને;**

ગુન્હેગારની પ્રકૃતિ યોગ્ય સ્થિતિમાં નહીં હોય તો ફટકા મારવા નહી.

**૩૯૪. (૧) ફટકા મારવાની શિક્ષા ખમવા લાયક ગુન્હેગારની પ્રકૃતિ છે એવો દાખલો વૈદ્યકીય અમલદાર હાજર હોય તો તેણે આપ્યા વગર અથવા વૈદ્યકીય અમલદાર હાજર નહીં હોય તો જે માજીસ્ટ્રેટ અથવા અમલદાર હાજર હોય તેની નજરમાં એ પ્રમાણે આવ્યા વગર, સદરહુ શિક્ષા કરવી નહીં.**

ફટકા મારવાનું મોકુફ રાખવું.

**(૨) ફટકા મારવાની શિક્ષાનો હુકમ અમલમાં આવતો હોય ત્યારે બાકી રહેલી શિક્ષા ખમવાલાયક ગુન્હેગારની પ્રકૃતિ નથી એવો દાખલો વૈદ્યક અમલદાર આપે, અથવા માજીસ્ટ્રેટ અથવા અમલદાર હાજર હોય તેની નજરમાં એ પ્રમાણે આવે, તો ફટકા મારવાનું છેક મોકુફ રાખવું.**

૩૯૫. (૧) ૩૯૪ મી કલમ પ્રમાણે ફટકા મારવાની શિક્ષાનો હુકમ સર્વત: અથવા અંશત: અમલમાં આણ્યો નહિ હોય એવે કોઈ પણ પ્રસંગે, જે કોરટે તે શિક્ષાનો હુકમ કર્યો હોય તે કોરટ તે હુકમ દુરસ્ત કરે ત્યાંસુધી ગુન્હેગારને કેદમાં રાખવો; અને સદરહુ કોરટની નજરમાં આવે તો તે સદરહુ શિક્ષાનો હુકમ માફ કરવાને મુખત્યાર છે, અથવા ફટકા મારવાને બદલે અથવા ફટકા મારવાની જેટલી શિક્ષાનો હુકમ અમલમાં આણ્યો નહિ હોય તેટલી શિક્ષાને બદલે બાર મહિના સુધીની હરકોઈ મુદતની કેદની શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે, અને આ ફટકા મારવાને બદલે કરેલી શિક્ષા તેજ ગુન્હા બાબત ગુન્હેગાર ઉપર કાંઇ પણ બીજી શિક્ષા કરી હશે તે શિક્ષા ઉપરાંત થઈ શકશે.

૩૯૪ મી કલમ પ્રમાણે શિક્ષા કરાતી નહિ હોય ત્યારે કેમ કરવું.

(૨) કાયદાપ્રમાણે જેટલી મુદતની કેદની શિક્ષાને તોહોમતવાળો પાત્ર હોય તેટલી મુદતમાં અથવા કોરટને જેટલી મુદતની કેદની શિક્ષા કરવાનો અધીકાર હોય તેટલી મુદત કરતાં વત્તી મુદતની કેદની શિક્ષા કરવાનો અધિકાર તે કોરટને આ કલમમાંહેના કોઇ પણ મજકુરથી છે એમ સમજવું નહિ.

**ટીકા—માફ.** માફ કરી શકે ઓછી કરી શકે અથવા તેના બદલામાં કેદ કરી શકે પણ ફટકાના બદલામાં દંડની સજા ન કરી શકે. રાણી વી. શીવદીન ઇ. લો. રી ૧૧ અ. ૩૦૮ કેદ આ કલમના અર્થ સારૂ કેદ એટલે કેદની મુખ્ય સજા એવો થાય છે પણ દંડના બદલામાં નહી એટલે ફટકાને બદલે દંડ કરી તે દંડ ન આપેતો કેદ એમ ન કરવો ઈ. લો. રી. ૧૧ અ. ૩૦૮.

૩૯૬. (૧) જ્યારે કોઈ ફરારી થયલા ગુન્હેગારની ઉપર આ કાયદાપ્રમાણે શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે જો સદરહુ શિક્ષા, મોતની, દંડની અથવા ફટકા મારવાની હોય, તો આ કાયદામાં પાછળ કહેલા ઠરાવોને અનુસરીને તે તાબડતોબ અમલમાં આવશે, અને, જો સદરહુ શિક્ષા કેદની, શાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની હોયતો તે હેઠળ લખેલી કાનુનો પ્રમાણે અમલમાં આવશે, એટલે:—

ફરારી થયલા ગુન્હેગારો ઉપર શિક્ષાના હુકમ અમલમાં લાવવાબાબત.

(૨) જો નવી શિક્ષા સદરહુ ગુન્હેગાર ફરારી થયો ત્યારે જે શિક્ષા તે ભોગવતો હતો તે કરતાં વધારે સખત પ્રકારની હોય, તો તે નવી શિક્ષાનો હુકમ તાબડતોબ અમલમાં આવશે.

(૩) જ્યારે નવી શિક્ષા તે ગુન્હેગાર ફરારી થયો ત્યારે જે શિક્ષા તે ભોગવતો હતો તે કરતાં વધારે સખત પ્રકારની ન હોય, ત્યારે તે ગુન્હેગાર ફરારી થયો તે વખતે તેનો આગલી શિક્ષાની જેટલી મુદત બાકી રહેલી હોય તેટલી બીજી મુદતસુધી તેણે, કેદ શાસનિકદાસત્વ અથવા સમુદ્રપાર, જેમ હોય તેમ ભોગવ્યા પછી તે નવી શિક્ષાનો હુકમ અમલમાં આવશે.

ખુલાસો.—આ કલમનાં કારણ સારૂ—

(અ) સમુદ્રપારની અથવા શાસનિકદાસત્વની શિક્ષા કેદની શિક્ષા કરતાં વધારે સખત છે એમ સમજવું.

(બ) એકાંત કેદ સાથે કેદની શિક્ષા એકાંત કેદ વગર તેજ પ્રકારની કેદની શિક્ષા કરતાં વધારે સખત છે એમ સમજવું; અને

( ક ) સખત મજુરી સાથે કેદની શિક્ષા, એકાંત કેદ સાથે કે એકાંત કેદ વગર આસાન કેદની શિક્ષા કરતાં વધારે સખત છે એમ સમજવું.

ટીકા—જીવતા સુધી સમુદ્રપારની સ૦ા કરી પછે ક. ૨૨૪ માટે ગુન્હેગાર ઠરાવી કેદની સજા કરીને તેનો અમલ તરત કરવા ફરમાન કર્યું ઠરાવ્યું કે–શીક્ષા તરત અમલમાં લાવવાનો હુકમ આ કલમથી વિરૂધછે રાણી વી. માહદુનાગુ મુ. હા. કો. ક્રી. રૂ. ૧૯ સને ૧૮૯૮.

૩૯૭. કોઈ શખસ કેદની, શાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની શિક્ષા ભોગવતો હોય તેવામાં તેની ઉપર કેદની, શાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે તેની ઉપર આગળ થયલા શિક્ષાના હુકમમાં ફરમાવેલી કેદની, શાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની શિક્ષાની મુદત પુરી થયેથી સદરહુ કેદની શાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની શિક્ષા શરૂ થશે;

ગુન્હેગાર શિક્ષા ભોગવતો હોય તેને બીજા ગુન્હા બાબત શિક્ષા.

પણ એવું ઠરાવ્યું છે કે, જો તે શખસ કેદની શિક્ષા ભોગવતો હોય, અને તેના ઉપર એ પ્રમાણે પછવાડેથી ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરીને કરેલી શિક્ષા સમુદ્રપારની હોય, તો તે કોરટની નજરમાં આવે તો, આ બીજી શિક્ષાના હુકમનો અમલ તુરત શરૂ થાય એવું ફરમાવવાને અથવા તે શખસને આગળ કરેલી કેદની શિક્ષાની મુદત પુરી થયેથી તે શરૂ થાય એવું ફરમાવવાને કોરટ મુખત્યાર છે.

૩૯૮. (૧) ૩૯૬ મી અથવા ૩૯૭ મી કલમમાંહેના ઠરાવ ઉપરથી એમ સમજવું નહિ કે કોઇપણ શખસ તેના આગલા કે પાછલા સાબિત થયલા ગુન્હાને માટે જે શિક્ષાને લાયક થયો હોય તે શિક્ષાના કોઇપણ ભાગમાંથી તે શખસ બચી જશે.

૩૯૬ મી તથા ૩૯૭ મી કલમો બાબત વિશેષ ઠરાવ.

(૨) જ્યારે કેદની મુખ્ય શિક્ષાના ઠરાવ ઉપરાંત અથવા કેદની શિક્ષા કરવા લાયક ગુન્હા બદલની સમુદ્રપારની અથવા શાસનિકદાસત્વની શિક્ષાના ઠરાવ ઉપરાંત દંડ ન આપે તો કેદ કરવાની શિક્ષાનો ઠરાવ કર્યો હોય, અને સદરહુ શિક્ષા ભોગવનારા શખસને તે શિક્ષા પુરી થયા પછી કેદની, સમુદ્રપારની અથવા શાસનિકદાસત્વની મુખ્ય શિક્ષા અથવા શિક્ષાઓ વધારે ભોગવવાની હોય ત્યારે, તે શખસ તે વધારે શિક્ષા અથવા શિક્ષાઓ ભોગવે ત્યાં સુધી દંડ નહિ આપે તો કેદ કરવાનો ઠરાવ અમલમાં આણવો નહિ.

ટીકા—પેટા કલમ બીજી નવીન છે.

૩૯૯. (૧) જ્યારે પંદર વરસ કરતાં ઓછી ઉમરના કોઈ પણ શખસની ઉપર કોઈ પણ ગુન્હા માટે કોઇપણ ફોજદારી કોરટ કે-

નાની ઉમરના ગુન્હેગારોને સન્માર્ગ પ્રવર્તક શાળામાં કેદ કરવા બાબત

દની શિક્ષાનો હુકમ કરે, ત્યારે, તેને ફોજદારી તુરંગમાં કેદ કરવાને બદલે હેઠળ લખેલા પ્રકારની કોઇ પણ સન્માર્ગ પ્રવર્તક શાળામાં કેદ રાખવો એવો હુકમ કરવાને તે કોરટ મુખત્યાર છે, એટલે કેદ રાખવાની લાયક જગા દાખલ જે સન્માર્ગ પ્રવર્તકશાળા સ્થાનિક સરકારે કાહાડી હોય, અને જેમાં ઘટિત કેળવણી આપવાના તથા કાંઇ ઉપયોગી ધંધો શિખવવાનાં સાધન હોય, તેવી સન્માર્ગપ્રવર્તકશાળામાં, અથવા સન્માર્ગપ્રવર્તક શાળામાં કેદ કરેલા શખસોને કેળવણી આપવા તથા શિખવવા સંબંધી સ્થાનિક સરકાર ફરમાવે એવા નિયમ પ્રમાણે ચાલવાને રાજી હોય એવા કોઇ સખસે જે સન્માર્ગપ્રવર્તક શાળા રાખેલી હોય તેમાં કેદ કરવો એવો હુકમ કરવાને તે કોરટ મુખત્યાર છે.

(૨) આ કલમ મુજબ કેદ કરેલા સઘળા શખસોને ઉપર મુજબ ઠરાવેલા નિયમો લાગુ પડશે.

(3) આ કલમ જે કોઈ જગામાં, સન ૧૮૯૭ નો સન્માર્ગપ્રવર્તક શાળા બાબતનો આકટ લાગુ હશે તે જગામાં લાગુ પડશે નહિ.

**ટીકા—**સને ૧૮૯૭ ના આકટ ૮ મો સન્માર્ગ પ્રવર્તકશાળા બાબતનો છે તેની કલમ ૮ પ્રમાણે નાની ઉમરનાને કેદની સજામા મોકલવાને બદલે સન્માર્ગ પ્રવર્તકશાળામા મોકલવાનો હુકમ કરી શકાય ને તે પ્રમાણે મોકલવાનો હુકમ ત્રણ વર્ષ કરતા ઓછી મુદત માટે તેમ સાત વર્ષ કરતા વધારે મુદત માટે થઇ શકે નહી આ પ્રમાણે મોકલવાનો હુકમ કરવાનો અધીકાર હાઇકોરટને સેસન કોરટને ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટને તથા જે માજીસ્ત્રેટને સ્થાનિક સરકાર ખાસ અધીકાર આપે તે માજીસ્ત્રેટ કરી શકે. તેમજ ક. ૧૦ પ્રમાણે જેલ જેના તાબામા હોય તેમા ૧૫ વર્ષની અંદરની ઉમરનો કોઇ આવ્યો હોય તો તે ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટ આગલ લાવીને ખડો કરી શકે ને તેપરથી ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટ તેવી સ્કુલમા મોકલવાનો કમ કરી શકે.

શિક્ષાનો હુકમ અમલમાં લાવ્યા પછી વારંટ પાછું મોકલવા બાબત.

૪૦૦. જ્યારે કોઇ શિક્ષાનો હુકમ પુરેપુરો બજી રેહે, ત્યારે તે બજાવનાર અમલદારે, તે શિક્ષાનો હુકમ શી રીતે બજાવ્યો છે તે વિશે પોતાની સહી સાથેનો તે વારંટની પાછળ શેરો કરીને તે વારંટ જે કોરટમાંથી નિકળ્યું હોય તે કોરટમાં પાછું મોકલી દેવું.

## બાબ ૨૯ મો.

## શિક્ષા મોકુફ રાખવા, માફ કરવા તથા બદલવા બાબત.

શિક્ષા મોકુફ રાખવાનો અથવા માફ કરવાનો અધિકાર.

૪૦૧. (૧) જ્યારે કોઈ પણ શખસની ઉપર કાંઈ ગુન્હા બાબત શિક્ષાનો હુકમ કર્યો હોય, ત્યારે કોઇ પણ વખતે, બિન સરતે અથવા જે શખસની ઉપર શિક્ષાનો હુકમ કર્યો હોય તે શખસ કબુલ કરે એવી કાંઇ સરત કરીને તેની ઉપર જે શિક્ષાનો હુકમ કર્યો હોય તે અમલમાં લાવવાનું મો

ફુફ રાખવાનો અથવા જે શિક્ષાનો હુકમ તેની ઉપર કરેલો હોય તે સઘળી શિક્ષા અથવા તેમાંનો કોઈ પણ ભાગ માફ કરવાનો ગવર્નર જનરલ ઈનકૌન્સિલ અથવા સ્થાનિક સરકારને અધિકાર છે.

(૨) જ્યારે કોઈ શિક્ષા મોકુફ રાખવા અથવા માફ કરવા સારૂ ગવર્નર જનરલ ઇનકૌન્સિલને અથવા સ્થાનિક સરકારને અરજી કરવામાં આવે, ત્યારે જે કોરટની આગળ અથવા જે કોરટે ગુન્હાની સાબિતીનો ઠરાવ કર્યો હોય અથવા મંજુર કર્યો હોય તે કોરટના પ્રમુખ જડજને, પ્રસંગ પ્રમાણે, ગવર્નર જનરલ ઇનકૌન્સિલ અથવા સ્થાનિક સરકારને, તે અરજી કબુલ કરવી જોઈયે કે નાકબુલ કરવી જોઈયે તે વિશે તે જડજનો મત તથા તે મતનાં કારણ જણાવવાનું ફરમાવવાનો અધિકાર છે.

(૩) જે કોઇપણ શરતે કોઇ શિક્ષા મોકુફ રાખી હોય અથવા માફ કરી હોય તે શરત પાળવામાં નથી આવી એમ પ્રસંગપ્રમાણે ગવર્નર જનરલ ઈનકૌન્સિલને, અથવા સ્થાનિક સરકારને લાગે, તો આ પ્રમાણે મોકુફ રાખવાનો અથવા માફ કરવાનો હુકમ, ગવર્નર જનરલ ઇનકૌન્સિલ અથવા સ્થાનિક સરકાર રદ કરવાને મુખત્યાર છે, અને તે પછી જે શખસ બાબત તે શિક્ષા મોકુફ રાખી હોય અથવા માફ કરી હોય તે શખસ છુટો હોય તો તેને, કોઇ પણ પોલીસ અમલદારને વગર વારંટે પકડવાનો અને બાકી રહેલા ભાગની શિક્ષા ભોગવવા માટે તેને પાછો કેદમાં મોકલવાનો અધિકાર છે.

(૪) કોઇ શિક્ષા જે શરતે આ કલમ પ્રમાણે મોકુફ કરી હોય અથવા માફ કરી હોય તે શરત જે શખસ બાબત તે શિક્ષા મોકુફ રાખી હોય અથવા માફ કરી હોય તેણે પુરી કરવી એવી હોવી જોઇયે અથવા તેની ઇચ્છા ઉપર આધાર ન રાખે તેવી હોવી જોઇયે.

(૫) માફી આપવાના, શિક્ષા મોકુફ રાખવાના, મુલતવી રાખવાના અથવા માફ કરવાના મલીકામાઆઝમાના અધિકારને આ કલમ માંહેના કોઇ પણ મજકુરથી બાધ આવે છે એમ સમજવું નહિ.

(૬) શિક્ષા તહકુબ રાખવાના સંબંધમાં અને જે શરતોએ અરજીઓ રજુ કરવાની તથા તેની વ્યવસ્થા કરવાની તે શરતોના સંબંધમાં, સાધારણ કાનુનો અથવા વિશેષ હુકમ કરીને, હુકમ ફરમાવવાનો ગવર્નર જનરલ ઈનકૌન્સિલને અથવા સ્થાનિક સરકારને અધિકાર છે.

ટીકા—શબ્દ રચનામા અને કેટલાક શબ્દોમા ફારફેર કરી. પેટા કલમ ૪ ને ૬ નવીન છે.

શિક્ષા બદલવાનો અધિકાર.

૪૦૨. જે શખસની ઉપર શિક્ષાનો હુકમ કર્યો હોય તે શખસની સંમતિવગર ગવર્નર જનરલ ઇનકૌન્સિલ અથવા સ્થાનિક સરકાર હેઠળ કહેલી શિક્ષાઓમાંની કોઇ પણ શિક્ષાને બદલે તે શિક્ષાની આગળ લખેલી બીજી કોઇ પણ શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે:—

મોત, સમુદ્રપાર, શાસનિકદ્રાસત્વ જેટલી મુદ્દતની શિક્ષાનો હુકમ તે શખસની ઉપર થયો હોય તેટલી મુદ્દત સુધીની સખત મજુરીની કેદ, તેટલીજ મુદ્દત સુધીની આસન કેદ દંડ.

## બાબ ૩૦ મો.

## અગાઉ ગુન્હો ના સાબિત થયાનો અથવા સાબિત થયાનો ઠરાવ થયો હોય તે બાબત.

જે શખસની ઉપર એક વખત ગુન્હો સાબિત થયાનો અથવા ના સાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખસનો તેજ ગુન્હા બાબત ફરી ઇનસાફ કરવો નહિ

૪૦૩. (૧) યોગ્ય હકુમતવાળી કોઈ કોરટે કાંઇ ગુન્હા બાબત કોઈ શખસનો એક વખત ઇનસાફ કર્યો હોય, અને તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો અથવા ના સાબિત થયાનો ઠરાવ કરયો હોય, ત્યારે, જ્યાંસુધી તે ગુન્હો સાબિત થયાનો અથવા ના સાબિત થયાનો ઠરાવ અમલમાં રહે ત્યાંસુધી, તે શખસ તેજ ગુન્હા બાબત ફરીથી ઇનસાફને પાત્ર થશે નહિ, અથવા તેની ઉપર મુકેલાં તોહોમતથી કાંઈ જીદું તોહોમત જે બીજા ગુન્હા બાબત તેની ઉપર ૨૩૬ મી કલમ મુજબ મુકી શકાત તે ગુન્હા બાબત અથવા બીજો જે ગુન્હો ૨૩૭ મી કલમ મુજબ તેની ઉપર સાબિત થઇ શકત તે ગુન્હા બાબત, તેને તેજ હકીકત ઉપરથી તે શખસ ફરીથી ઈનસાફને પાત્ર થશે નહિ.

(૨) જે શખસની ઉપર કાંઇ ગુન્હો ના સાબિત થયાનો અથવા સાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખસનો અગાઉ ઇનસાફ થયો તે વખતે જે કોઈ પણ જુદા ગુન્હા બાબત તેની ઉપર ૨૩૫ મી કલમની (૧) લી પેટા કલમ મુજબ જીદું તોહોમત મુકી શકાત તેવા ગુન્હા બાબત પછી ઈનસાફ કરવાનો અખત્યાર છે.

(૩) કોઇ શખસની ઉપર કાંઇ પણ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય અને જે કૃત્યથી તે ગુન્હો બનેલો હોય તે કૃત્ય તથા તે ઉપરથી થયલાં પરિણામ એ બેઉ મળીને એવો એક ગુન્હો થયો હોય કે તે ગુન્હો સદરહુ શખસની ઉપર સાબિત થયેલા ગુન્હાથી જુદો હોય, ત્યારે આ છેલ્લા કહેલા ગુન્હા બાબત તે શખસનો પછી ઈનસાફ કરવાનો અખત્યાર હેઠળ લખેલે પ્રસંગે છે, એટલે, તે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો તે વખતે સદરહુ પરિણામ થયલાં નહતાં અથવા તે થયાં છે એવી કોરટને ખબર નહતી એમ હોય તો.

(૪) કાંઇ પણ કૃત્યોથી બનેલો કાંઇ ગુન્હો નાસાબિત થયાનો અથવા સાબિત થયાનો ઠરાવ જે શખસની ઉપર થયો હોય તે શખસે તેજ કૃત્યોથી બનેલો બીજો જે કોઇ પણ ગુન્હો કર્યો હોય તે ગુન્હા બાબત આગ

ળ તેની ઉપર, સદરહુ ઠરાવ થયો હોય, તોપણ તોહોમત મુકીને તેને ઈનસાફ કરવાનો અખત્યાર હેઠળ લખેલે પ્રસંગે છે, એટલે, જે કોરટથી તેને પ્રથમ ઇ નસાફ થયો તે કોરટને તેની ઉપર જે ગુન્હાનું તોહોમત પછી મુક્યું તે ગુન્હા ના ઇનસાફ કરવાનો અધિકાર ન હતો એમ હશે તો.

(૫) આ કલમ માંહેના કોઈ પણ મજકુર ઉપરથી સન ૧૮૯૭ના સામાન્ય કલમો બાબતના આકટની ૨૬ મી કલમના અથવા આ કાયદાના ૧૮૮ મી કલમના ઠરાવોને બાધ આ‍વે છે એમ સમજવું નહિ.

ખુલાસો.—કોઇ પણ ફરિયાદ કાહાડી નાંખવી, ૨૪૯ મી કલમ મુજબ કામ ચલાવવાનું બંધ કરવું, તોહોમતવાળાને છોડી મુકવો, અથવા ૨૭૩ મી કલમ પ્રમાણે તોહોમતનામાં ઉપર નોંધ કરવી, એ આ કલમનાં કારણ સારૂ ગુન્હો નાસાબિત થયાના ઠરાવ બરાબર નથી.

## દૃષ્ટાંતો.

(અ) અ એ ચાકર થઇને ચોરી કરી તે વિશેના તોહોમત બાબત તેનો ઇનસાફ થયો અને તેના ઉપર ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ કર્યો. જ્યાંલગી તે ઠરાવ અમલમાં હોય ત્યાં લગી તેની ઉપર ચાકર થઇને ચોરી કર્યાનું અથવા તેની તેજ હકીકત ઉપરથી એકલી ચોરી કર્યાનું અથવા સાપરાધ વિશ્વાસઘાત કર્યાનું તોહોમત પછી મુકાશે નહિ.

(બ) ખુનના તોહોમત બાબત અનો ઇનસાફ થયો અને તેના ઉપર ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ કર્યો. અપહરણ કરવાનું તોહોમત તેની ઉપર નહિ હતું; પણ ખુન કર્યું તે વખતે અ એ અપહરણ કર્યું એવું હકીકત ઉપરથી જણાય છે; અપહરણ કરવાનું તોહોમત તેની ઉપર પછી મુકીને તેનો ઇનસાફ કરવાનો અખત્યાર છે.

(ક) મહાવ્યથા કરવા બાબત અનો ઈનસાફ થયો અને તેના ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો. જે શખસને વ્યથા કરી તે શખસ પછી મરણ પામ્યો. શિક્ષણીય મનુષ્ય વધના ગુન્હા બાબત અ નો ફરીથી ઈનસાફ કરવાનો અખત્યારછે.

(ડ) બ નું શિક્ષણીય મનુષ્યવધ કર્યાનું તોહોમત અ ની ઉપર સેશન કોરટની આગળ મુકવામાં આવ્યું અને તેની ઉપર તે ગુન્હો સાબિત થયો. પછી તેજ હકીકત ઉપરથી બ નાં ખુન બાબત અનો ઇનસાફ કરી શકાશે નહિ.

(ઇ) બ ને બુદ્ધિપુર્વક વ્યથા કરવાનું તોહોમત પેહેલા વર્ગના માજીસ્ત્રેટે અની ઉપર મુકીને તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કર્યો. તે કામને આ કલમનો ત્રીજો પારેગ્રાફ

લાગુ ન હોય, તો બને બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવા બાબત તેજ હકીકત ઉપરથી અનો પછી ઇનસાફ કરી શકાશે નહિ.

(ફ) બના શરીર ઉપરથી મિલકત ચોરવાનું તોહોમત બીજા વર્ગના માજીસ્ત્રેટે અની ઉપર મુકીને તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કર્યો. પછી તેજ હકીકત ઉપરથી અપહરણ કરવાનું તોહોમત અ ની ઉપર મુકીને તેનો ઇનસાફ કરવાનો અખત્યાર છે.

(ગ) ડનું અપહરણ કર્યાનું તોહોમત પેહેલા વર્ગના માજીસ્ત્રેટે અ, બ તથા ક ની ઉપર મુકીને તે ગુન્હો તેઓની ઉપર સાબિત થયાનો ઠરાવ કર્યો. પછી તેજ હકીકત ઉપરથી ડાકાઇટી કર્યાનું તોહોમત અ, બ તથા ક ની ઉપર મુકીને તેઓનો ઇનસાફ કરવાનો અખત્યાર છે.

**ટીકા**--પેટા કલમ ૫ નવીન છે. **યોગ્ય હકુમતવાળી કોઈ કોરટે.** જે તોહમતદારપર ચોકશી ચલાવવાને માજીસ્ત્રેટને હકુમત નથી. તે માજીસ્ત્રેટ ગુન્હો ના સાબીતનો ઠરાવ કરી શકે નહી રાણી વી. રાબર્ટશેરીફ ૬ વિ. રી. ૧૩ હકુમતવિનાની કોઈ કોરટે ઇનસાફ કરી ગુન્હેગારને છોડી દીધો હોય તો આ કલમ પ્રમાણે ફરી કામ ચલાવીશકાય હુસેન ગૈબુ ઇ. લો. રી. ૮ મુ. ૩૦૭ સમસુદીન હાજી ઇબ્રાહીમ મુ. હા. કો. ફ્રી. ૩. ૬-૮-૯૬ **નાસાબીત થયાનો.** ક. ૨૫૩ પ્રમાણે છોડી મુકવાનો હુકમ એ ના સાબીત થયાનો ઠરાવ નથી. ને તેથી તે પ્રમાણે છોડી મુકયા પછી ફરી કામ ચલાવવાને બાધ નથી. બાપુ જાલમ મુ. હા. કો. ફ્રી. ૩. અકટોબર સને ૧૮૮૭ **તે સખસ તે ગુન્હા બાબત ફરીથી ઈનસાફને પાત્ર થશે નહી.** રાણી વી. દોરાબજી હોરમજજી ઈ. લો. રી. ૧૦ મુ. ૧૩૧ માજીસ્ત્રેટે ચોકશી ચલાવી તોહમતનામુ ફરમાવતા અવલ ના સાબીત થયાનો ઠરાવ કર્યો ઠરાવ્યુ કે-સદરહુ ના સાબીતના ઠરાવથી તેજ બાબત ફરીથી તજવીજ ચલાવી શકાય નહી. રાણી. વી. ગુરહુ ઈ, લો. રી. ૩ અ. ૧૨૯ પ્રથમનુ મુકેલુ તોહમત અને નવુ મુકેલુ તોહમત એક ન હોયતો બીજા તોહમતનો ઈનસાફ કરી શકાય. જો કે પુરાવો એકજ હોય તોપણ દ્વારકાનાથ ૭ વિ. રી. ૧૫ ડાકાઇટીનો ગુન્હો છતા માજીસ્ત્રેટે સાપ્રાય બળ હંગામો ચોરી વીગેરે જુદા ભાગો પાડી ગુન્હેગાર ઠરાવી શીક્ષા કરી. અપીલમા ગુન્હો ડાકાઈટીનો ગુન્હો ગણ્યો પણ પુરાવો ભરૂસાદાર ન હોવાથી કમીટ કરવા ના પાડી. તેથી ફરીયાદીએ ફરી ફરીયાદ કરી ઠરાવ્યુ કે તે ચાલી શકે વીરાનકુતી ઇ. લો. રી. ૭ મ. ૫૫૭ જે માજીસ્ત્રેટને હકુમત નહી તેવા માજીસ્ત્રેટે ગુન્હાની ના સાબીતીનો ઠરાવ કર્યો હોય તો તેનુ પ્રોસીડીંગ નિર્થક છે. ક. ૫૩૦ અને તેથી. કરી. નવી ચોકશી ચાલવાને હરકત નથી. રાણી. વી. હુસેન ગઇબા. ઈ. લો. રી. ૧૦ મુ. ૩૦૭ પણ જો હકુમત હોય તો ના સાબીતનો ઠરાવ હાઈકોરટે રદ ન કર્યો હોય તો ફરી ચોકશી ચાલી શકે નહી રાણી વી. ગુસ્તાડજી ઇ. લો. રી. ૧૦ મુ. ૧૮૧ તોહમતદારપરનો બીગાડના ગુન્હો ના સાબીત ઠરાવ્યો પણ પાછળથી તેજ હકીકતપરથી ચલાવી ચોરીને માટે ગુન્હેગાર ઠરાવેલો તે ઠરાવ રદ કર્યો. રાણી વી. ઇમામ રેડી ઇ. લો. રી. ૮ મ. ૨૯૬ જુદા પ્રકારનુ હોય તો ચાલી શકે છે. રાણી. વી. ક્રોફ્ટી ઇ. લો. રી. ૨૩ ક. ૧૭૪.

# ભાગ ૭ મો.

## અપીલ બાબત, લખી મોકલવા બાબત તથા તપાસ બાબત.



## બાબ ૩૧ મો.

## અપીલો બાબત.

બીજીરીતે ઠરાવ્યું ન હોય તો અપીલ ચાલશે નહિ.

**૪૦૪ આ કાયદાથી અથવા વિદ્યમાનકાળે ચાલુ હોય એવા બીજા કોઇપણ કાયદાથી ઠરાવ્યું હોય તે શિવાય ફોજદારી કોરટના કોઇપણ ફેંસલા અથવા હુકમઉપર અપીલ ચાલશે નહિ.**

**ટીકા**—મુદતના કાયદાના આર્ટીકલ ૧૫૪ પ્રમાણે ત્રીસ દીવસમાં અપીલ કરવી જોઇએ નકલ મેળવતા થતા દીવસ મુદતના કાયદાની ક. ૧૨ પ્રમાણે મજરે મળે છે શીક્ષાનો હુકમ કરનારી કોર્ટમાંથી નિકળી જેલમા જતા વખત લાગે તેટલો વખત મજરે આપવા લીંગાયા ઈ. લો. રી. ૮ મ. ૨૫૮ ના કામમાં ઠરાવ્યું છે. જ્યારે અપીલ ચાલી શકતી નથી એમ માલમ પડે એટલે રીવીજન માટે અરજ કરવી. જહુરઅહમદ વી. મહમદહસન ક. વિ. નોટસ ૧૮૯૩ પા. ૧૪૭ રીવીઝનની અરજ સાંભલી હાઈ કોરટે અરજ ચુકાવી હોયતો પછે અપીલ ન ચાલે રાણી વી. કનાયાલાલ ક. વિ. નોટસ ૧૮૯૦ પા. ૨૨૫ મુદત બાહાર ગએલી અપીલ દાખલ કરવાને યોગ્ય કારણ ન બતાવ્યાથી અપીલ કાઢી નાંખી પણ હાઇ કોરટે રીવીઝન પાવરવાપરી સજા રદ કરી મુરલીની અરજ બાબત ૧ લી. રી. પા. ૭૧ ફોજદારી અપીલ નિચે પ્રતીજ્ઞાની જરૂર નથી ને કરી હોય ને તે જુઠી હોય તો તે માટે સજાપણ થઇ શકે નહી સુબાયા ઈ. લો. રી. ૧૨ મ. ૪૫૧ પ્રોસીજરના ભુલથી કેસને બાધ ન આવતો હોય તો પ્રોસીજરની ભુલ છે એટલાજ પરથી તોહમતદારને અપીલ કરવાનો હક નથી રાણી વી. મોહીમચંદ્ર ઇ. લો. રી ૩ ક. ૪૭૫ દરેક શીક્ષાના ઠરાવ સામે એકફેરા અપીલ કરવાનો હક છે પણ તે હક મુદતના કાયદાની હદની અંદર બજાવવો જોઇએ મુરલીની અરજી બાબત ૧ લી. રી. ૭૧

જપ્ત કરેલી મિલકત પાછી આપવા બાબત અરજી જે હુકમથી નાં કબુલ કરી હોય તે હુકમ ઉપર અપીલ.

**૪૦૫ મિલકત અથવા તેનાં વેચાણનું ઉપ્તન્ન પાછું આપવા બાબતની જે કોઈ શખસની ૮૯ મી કલમ મુજબ કરેલી અરજી કોઈ કોરટે ના કબુલ કરી હશે તે શખસને તે કોરટે કરેલા શિક્ષાના હુકમો ઉપર જે કોરટમાં સામાન્યત: અપીલ ચાલતી હશે તે કોરટને અપીલ કરવાનો અધિકાર છે.**

**ટીકા—સામાન્યત:** એટલે ઘણા કેસોમાં ચાલતી હોય ત્યાં એવો થાય છે ઈ. લો. રી. ૧ મુ. ૧૯૭.

સારી રીતે ચાલવા બાબત તારણ માંગવાના હુકમ ઉપર અપીલ.

**૪૦૬. જીલ્લા માજીસ્ટ્રેટ અથવા પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ શિવાય બીજા કોઈ માજીસ્ટ્રેટે ૧૧૮ મી કલમપ્રમાણે સારી રીતે ચાલવા બાબત તારણ આપવાનું જે શખસને ફરમાવ્યું હોય તે શખસ જીલ્લા માજીસ્ટ્રેટને અપીલ કરવાને મુખત્યાર છે.**

**ટીકા**—જીલ્લા માજીસ્ત્રેટે ચોરીનો ગુન્હેગાર ઠરાવી શીક્ષા મારી સારી ચાલના જામીન માગ્યા તેમાં ઠરાવ્યું કે અપીલેંટ કોર્ટ તોહમતદારને જામીન આપવાનો હુકમ ક. ૩૭૯ ના વધારાની સજા તરીકે હોવાથી રદ કરી શકે રાણી વી. જેઓનાથ ક. વિ. નોટસ ૧૮૮૧ પા. ૧૪૫

બીજા અથવા ત્રીજા વર્ગના માજીસ્ત્રેટે કરેલા શિક્ષાના હુકમ ઉપર અપીલ.

**૪૦૭ (૧) બીજા અથવા ત્રીજા વર્ગના કોઇપણ માજીસ્ત્રેટે ઇનસાફ કરીને જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તે શખસ, અથવા બીજા વર્ગના કોઈ પેટા તુકડી માજીસ્ત્રેટે ૩૪૯ મી કલમપ્રમાણે જે શખસની ઉપર શિક્ષાનો હુકમ કર્યો હોય તે શખસ, જીલ્લા માજીસ્ત્રેટને અપીલ કરવાને મુખત્યાર છે.**

પેહેલા વર્ગના માજીસ્ત્રેટની પાસે અપીલો મોકલવા બાબત.

**(૨) આ કલમ પ્રમાણેની કોઇપણ અપીલ, અથવા કોઇ પણ વર્ગની એવી અપીલો, સાંભળવાનો અધિકાર સ્થાનિક સરકારે જીલ્લા માજીસ્ત્રેટના તાબામાંહેના પેહેલા વર્ગના જે કોઇપણ માજીસ્ત્રેટને આપ્યો હોય તે માજીસ્ત્રેટે તે અપીલો સાંભળવી એવું ફરમાવવાનો જીલ્લા માજીસ્ત્રેટને અધિકાર છે, અને એ પ્રમાણે ફરમાવેથી તેવી અપીલ અથવા તેવા વર્ગની અપીલો તે તાબા માંહેના માજીસ્ત્રેટને કરવી, અથવા, તે જીલ્લા માજીસ્ત્રેટને કરવામાં આવી ચુકી હોય તો તે સદરહુ પ્રકારના તાબા માંહેના માજીસ્ત્રેટ પાસે મોકલવી. એ પ્રમાણે કરેલી અથવા મોકલેલી કોઇપણ અપીલ અથવા કોઈપણ વર્ગની અપીલો સદરહુ માજીસ્ત્રેટની પાસેથી લઈ લેવાનો જીલ્લા માજીસ્ત્રેટને અધિકાર છે.**

**ટીકા**—બીજા ત્રીજા વર્ગની માજીસ્ત્રેટની બેન્ચે કરેલા ઠરાવ પર આ કલમ પ્રમાણે અપીલ ચાલી શકે છે નારાયણ સામી ઇ. લો. રી. ૯ મ. ૩૯

આસિસ્ટન્ટ સેશન જડજે અથવા પેહેલા વર્ગના માજીસ્ત્રેટે કરેલા શિક્ષાના હુકમ ઉપર અપીલ.

**૪૦૮. આસિસ્ટન્ટ સેશન જડજે, જીલ્લા માજીસ્ત્રેટે અથવા પેહેલા વર્ગના બીજા કોઇ માજીસ્ત્રેટે ઇનસાફ કરીને જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તે શખસ, અથવા પેહેલા વરગના કોઇ માજીસ્ત્રેટે ૩૪૯ મી કલમ પ્રમાણે જે શખસની ઉપર શિક્ષાનો હુકમ કર્યો હોય તે શખસ, સેશન કોરટને અપીલ કરવાને મુખત્યાર છે;**

પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

(અ) કોઈ યુરોપિયન બ્રિટિશ રૈયત ઉપર એ પ્રમાણે ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે રૈયત પોતાની નજરમાં આવે તે મુજબ હાઈ કોરટને અથવા સેશન કોરટને અપીલ કરવાને મુખત્યાર છે;

(બ) જ્યારે કોઈ પણ મુકદમામાં કોઈ આસિસ્ટન્ટ, સેશન જડજ અથવા ૩૦ મી કલમની રૂયે ખાસ અધિકાર આપ્યો હોય એવો કોઈ માજીસ્ત્રેટ ચાર વર્ષથી વધારે મુદતસુધીની કોઇપણ કેદની શિક્ષા અથવા કોઇ પણ સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરે ત્યારે અપીલ હાઇ કોરટમાં ચાલશે;

(ક) જ્યારે કોઇપણ શખસ ઉપર કોઇ માજીસ્ટ્રેટે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૨૪ અ ની રૂયે કોઇ ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય, ત્યારે અપીલ હાઈ કોરટમાં ચાલશે;

ટીકા—પ્રથમના કોડમાં બ રકમ હતી તે આ કાયદામાં અ રકમ છે ને બને ક રકમ નવીન છે કેદ આ કાયદાની ક. ૧૨૩ મુજબ કરેલા હુકમ ઉપર અપીલ હાઈ કોરટમાં ચાલી શકે નહી અને માજીસ્ટ્રેટના લખાણથી સારી ચાલના જામીન આપે ત્યાં સુધી કોઇ માણસને કેદમાં રાખવા કરેલો હુકમ સેસન જડજે તે કલમ મુજબ મંજુર રાખ્યો હોય તો તેનાપર અપીલ થઇ શકે નહી તેમ કરેલો હુકમ એ કાંઇ કેદ નથી. રાણી વી. ચંદખાન ઇ. લો. રી. ૯ ક. ૮૭૮

**૪૦૯.** સેશન કોરટને કરેલી અપીલો કેવી રીતે સાંભળવી. **સેશન કોરટને અથવા સેશન જડજને કરેલી અપીલ સેશન જડજે અથવા આડિશનલ સેશન જડજે સાંભળવી.**

**૪૧૦.** સેશન કોરટે કરેલા શિક્ષાના હુકમ ઉપર અપીલ. **કોઈ સેશન જડજે અથવા આડિશનલ સેશન જડજે ઇનસાફ કરીને જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તે શખસ હાઈ કોરટને અપીલ કરવાને મુખત્યાર છે.**

**૪૧૧.** પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટે કરેલા શિક્ષાના હુકમ ઉપર અપીલ. **કોઇ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટે ઇનસાફ કરીને કોઇપણ સખસની ઉપર ગુન્હો સબિત થયાનો ઠરાવ કર્યો હોય, ત્યારે જો તે માજીસ્ટ્રેટે તે શખસની ઉપર છ મહિના કરતાં વત્તી મુદતની કેદની શિક્ષાનો હુકમ અથવા બસેં રૂપીયા કરતાં વત્તા દંડની શિક્ષાનો હુકમ કર્યો હોય, તો તે શખસ હાઇ કોરટને અપીલ કરવાને મુખત્યાર છે.**

ટીકા—પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટે છ માસની કેદ તથા રૂ. ૨૦૦ ના દંડની સજા કરેલી દંડ ન આપેતો ત્રણ માસ કેદ ભોગવવી એવી સજા કરેલી તે પર અપીલ સાંભળવા ના પાડી. રાણી વી. સ્વીઇન ઈ. લો. રી. ૧૬ ક. ૭૯૯ તેમજ રાણી વી. હરીસવા. ઇ. લો. રી. ૨૦ મુ. ૧૪૫ ઠરાવ્યું છે

**૪૧૨.** જે મુકદમાઓમાં તોહમતયાળો પોતે તકસીરવાર છે એવો જવાબ આપે તેમાં અપીલ ચાલશે નહિ. **આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, જ્યારે તોહોમતવાળા શખસે પેતે તકસીરવાર છે એવો જવાબ આપ્યો હોય અને સેશન કોરટે અથવા કોઇપણ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટે અથવા પહેલા વરગના માજીસ્ટ્રેટે સદહુ જવાબ ઉપરથી તેની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય, ત્યારે શિક્ષા ઘણી છે અથવા કાયદાસર નથી એવા સબબ શિવાય બીજા કોઈપણ સબબથી અપીલ ચાલશે નહીં.**

ટીકા—પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ એ શબ્દ નવીન છે **શીક્ષા ઘણી છે અથવા કાયદેસર નથી** માત્ર શીક્ષા ઘણી છે એટલીજ બાબત નથી પણ સજાના કાયદેસરપણાની પણ બાબત છે એ તેથી ગુન્હો કબુલ કર્યા છતા અપીલ થઈ શકે છે કાલુ ડોસા મુ. હા. કો. ક્રી. રૂ. ૧૦–૧૨–૯૬ આ કલમમાં બતાવેલી કોર્ટોએ કબુલ કરવાથી ગુન્હેગાર ઠરાવ્યો હોય તો પણ શીક્ષા ઘણી અથવા કાયદેસર નથી તે માટે અપીલ થઈ શકે તે શીવાય કામ ચલાવનાર

માજીસ્ત્રેટ આગળ ગુન્હો કબુલ કર્યો હોય તો તેના ઠરાવ પર કાયદાની તેમજ હકીકતની બાબતમાં પણ અપીલ ચાલી શકે ગોવીંદરાશ્રુ મુ. હા. કો. ક્રી. રૂ. નંબર ૫ સને ૧૮૯૮

**૪૧૩. આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, જે મુકદમાઓમાં સેશન કોર્ટ અથવા જીલ્લા માજીસ્ત્રેટે અથવા પેહેલા વરગનો બીજો કોઇ માજીસ્ત્રેટ વધારેમાં વધારે ફક્ત એક મહિનાસુધી કેદની, અથવા વધારેમાં વધારે ફક્ત પચાસ રૂપીયા સુધી દંડની અથવા ફક્ત ફટકા મારવાની શિક્ષાનો હુકમ કરે, તે મુકદમાઓમાં જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખસની અપીલ ચાલશે નહિ.**

ન્હાના મુકદમાઓમાં અપીલ નથી.

**ખુલાસો.—જ્યારે પહેલાં કેદની શિક્ષાનો હુકમ કર્યો ન હોય, અને દંડ ન આપવામાં આવે તો કેદની શિક્ષાનો હુકમ સદરહુ કોરટે અથવા માજીસ્ત્રેટે કર્યો હોય, ત્યારે તે શિક્ષાના હુકમ ઉપર કાંઇ પણ અપીલ ચાલશે નહિ.**

**ટીકા—ફક્ત** જ્યારે કેદ તથા દંડ એ બે કર્યા હોય તો અપીલ ચાલે ૧૫ વિ. રી. ૩૧૬ વિ. રી. ૫ અલીમહમદ કોર્ટ ફી એકટની ક. ૩૧ મુજબ તોહમતદાર સામે ફરીયાદીએ વાપરેલી સ્ટાંપ ફી આપવા હુકમ કરેલો તે હુકમ દંડ તરીકે નથી. અને તેથી કેદની શીક્ષા જોડે તેવો હુકમ કર્યો હોય તોપણ ફકત કેદની શીક્ષા કેહવાય મદન મન્ડલ ઈ. લો. રી. ૨૦ ક. ૬૮૭ **શીક્ષાનો હુકમ કરે** એક રજુઆત ચલાવી એક ગુન્હાના કેટલાક ભાગો માટે કોઈ માણુસને કરેલી જુદી જુદી સજા અપીલનાસારૂ એક ગણવી રાણી વી. ગુલામઅબ્બાસ ૧૨ મુ. હા. કો. રી. ૧૪૭ **અપીલ ચાલશે નહી** એક ગુન્હામાં ઘણા તોહમતદારો હોય તે પૈકી કોઇને રૂ. ૫૦ સુધીનો દંડ હોયતો તેની અપીલ ન ચાલે પણ જેને વધારે સજા હોય તેની અપીલ ચાલે રાલુભાઇ મેઘાભાઈ ૭ મુ. હા. કો. રી. ૩૫

**૪૧૪. આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, જે મુકદમાનો ઇનસાફ સંક્ષિપ્ત રીતે કર્યો હોય તે મુકદમામાં ૨૬૦ મી કલમ પ્રમાણે કામ કરવાનો જે માજીસ્ત્રેટને અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટ વધારેમાં વધારે ફક્ત ત્રણ મહિનાસુધી કેદની, અથવા વધારેમા વધારે ફક્ત બસે રૂપિયાસુધી દંડની, અથવા ફક્ત ફટકા મારવાની શિક્ષાનો હુકમ કરે તે મુકદમામાં જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખસની અપીલ ચાલશે નહિ.**

સંક્ષિપ્ત રીતે ગુન્હો સાબિત થયાના કેટલાક ઠરાવો ઉપરઅપીલ નથી.

**ટીકા—સંક્ષીપ્ત** કેસનુ દફતર તથા ઠરાવ લંબાણવાળો હોય તેથી સંક્ષેપનુ રૂપ બદલાતુ નથી માત્ર તેવી પદ્ધતીથી કામ ચલાવેલુ જોઈએ રાણી વી. ડેમાસંખ ૨૪ વિ. રી. ૬૬

**૪૧૫. ૪૧૩ મી અથવા ૪૧૪ મી કલમમા કહેલા કોઈ પણ શિક્ષાના હુકમથી તે કલમોમાં કહેલી કોઇ પણ બે અથવા ધવારે શિક્ષા એકઠી કરી હોય તે શિક્ષાના હુકમ ઉપર અપીલ કરવાનો અધિકાર છે, પણ જે શિક્ષાના હુકમ ઉપર બીજી રીતે અપીલ થઇ શકતી નહિ હોય તે શિક્ષાના હુકમ ઉપર, જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખસને સુલેહ રાખવા માટે તારણ આપવાનું ફરમાવ્યું હોય તેટલાજ સબબથી, અપીલ કરવાનો અધિકાર નથી.**

૪૧૩ મી તથા ૪૧૪ મી કલમ બાબત વિશેષ ઠરાવ.

**ખુલાસો—દંડ ન આપવામાં આવે તો કેદની શિક્ષા આ કલમના અર્થ પ્રમાણે બે અથવા વધારે શિક્ષા જેમાં એકઠી કરવામાં આવી છે એવા પ્રકારની શિક્ષા છે એમ સમજવું નહિ.**

**ટીકા**—કેટલાક શબ્દોમાં ફારફેર છે **કોઇ પણ બે અથવા વધારે એકઠી** જ્યાં એક કામમાં બે જુદા જુદા ગુન્હા માટે કોઇ સખસ સામે તોહમત મુકવામાં આવ્યું હોયતો અપીલ ચાલી શકે કે નહી તે સ્વાલ ચુકાવવા માટે બે જુદા જુદા ગુન્હા માટે કરેલી બધી સજા એક ગણવી જોઇએ રાણી વી. હરધન ૩ ક. લો. રી. ૫૧૧ **સુલેહ રાખવા માટે × × × હોય** તેટલાપરથી અપીલ ન ચાલે રાણી વી. લછમન ક. વિ. નોટસ ૧૮૮૬ પા. ૧૮૧

યુરોપિયન બ્રિટિશ રૈયતઉપર કરેલા શિક્ષાના હુકમ બાબત અપવાદ.

**૪૧૬. ૩૩ મા બાબપ્રમાણે યુરોપિયન બ્રિટિશ રૈયતઉપર કરેલા શિક્ષાના હુકમ ઉપર જે અપીલો કરવામાં આવે તે અપીલોને ૪૧૩ મી તથા ૪૧૪ મી કલમો માંહેના કોઇ પણ મજકુર લાગુ નથી.**

ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ કરયો હોય તે બાબતમાં સરકાર તરફથી અપીલ.

**૪૧૭. હાઇ કોરટ શિવાય બીજી કોઈ પણ કોરટે ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ અસલ કામમાં અથવા અપીલમાં કર્યો હોય તે હુકમઉપર હાઈ કોરટને અપીલ કરવાનું પબ્લિક પ્રોસિક્યુટરને ફરમાવવાનો સ્થાનિક સરકારને અધિકાર છે.**

**ટીકા—ગુન્હો ના સાબીત થયાનો. × × × × × અપીલમાં કર્યો હોય +** જેમ દીવાની કાયદાની ક. ૫૯૧ મા છે. તેમ આ કલમમા નથી આ કલમ પ્રમાણે ગુન્હો ના સાબીત થાયનો ઠરાવ અસલ કામમા અથવા અપીલમા કર્યો હોયતોજ ચાલી શકે છે નવાચાર્જ ઉમેરવા ના પાડી તેટલાપરથી અપીલ કરવાનો હક નથી રાણી વી. વજેરામ ઈ. લો. રી. ૧૬ મું. ૪૧૪ ખુનનુ તોહમત હતુ તે ના સાબીત ઠરાવી શીક્ષણીય મનુષવધ માટે ગુન્હેગાર ઠરાવ્યો તેમા ઠરાવ્યુ કે—આ કલમના હેતુ પ્રમાણે ખુનનો ગુન્હો ના સાબીત ઠરાવ્યો તેથી અપીલ ચાલી શકે રાણી વી. જદુનાથ ઈ. લો. રી. ૨ ક. ૨૭૩ **સ્થાનીક સરકારને અધીકાર છે.** સરકારના ફરમાનથી અપીલ થયા સિવાય નિરદોશ ઠરાવી છોડી મુકવાના ઠરાવમાં હાથ ઘાલવાનો હૈકોર્ટને અધીકાર નથી રાણી વી. બોસેસ્વર પાન્ડી ૬ નો. વે. પ્રો. ૩૫૭ બીજા કરે તો અપીલ સાંભળવાનો હૈકોરટને અધીકાર નથી. નિત્યાનંદદાસ ૧૯ વિ. રી. ૫૫ ઓખોય તેલી. ૧૯ વિ. રી. ૫૫ દેવીઠ ૬ ક. લો. રી. ૨૪૫. રાણી વી. મીયાજી અહમદ ઈ. લો. રી. ૩ મુ. ૧૫૦ આ કલમમા બતાવેલો સ્થાનીક સરકારે અધીકાર જ્યારે કોરટે મોટી ભુલ કરી હોય અથવા કોરટ ખોટે રસ્તે દોરાણી હોય અને તેથી ઇનસાફને ને લોકના હીતને તુરત ધોકો પોહોચે એવુ અવળુ પરીણામ આવે તેવા કેસમાજ અધીકાર વાપરવો ગ્યાદીન ઈ. લો. રી. ૪ અ. ૧૪૮ ઈ. લો. રી. ૧૬ અ. ૨૧૨ ખાનગી પ્રોસીક્યુટરની અપીલ ન ચાલે પણ તેમણે રીવીઝન માટે અરજ કરવી. સુખો વી. દુરગાપ્રસાદ ઇ. લો. રી. ૨ અ. ૪૪૮ હરદેઅદેની અરજ બાબત ઈ. લો. ૧ અ, ૧૩૯ જે ઠરાવ વિરૂધ અપીલ કરી હોય તે ઠરાવ હકીકતપર આધાર રાખતો હોય ને ઠરાવ પણ કારણસર તેમ થઈ શકે તેવો હોય તો સરકારને અપીલ દાખલ કરવા પરવાનગી ન આપવી. રોબીનસન ઈ. લો. રી. ૧૬ અ. ૨૧૨. **પ્રોસીજર** શીક્ષાના ઠરાવ સામે જે છે. તેજ આમા છે. બીજુ તીભુશન ઇ. લો. રી. ૧૭ ક. ૪૮૫ હાઈકોરટે સરકારે જે વાંધાના કારણુ ઉંઠાવ્યા હોય તેજ બાબતમાં અધીકારનો ઉપયોગ કરવો કારીગૌડા ઇ. લો. રી. ૧૯ મુ. ૫૧ આ કલમ પ્રમાણે અપીલ થયા

પછી તોહમતદારની સામે કેસ ફરીથી સરૂ થાય છે. અને અપીલ કોર્ટ અપીલ પસંદ કરી દાખલ કર્યા પછી અપીલ ચાલતા સુધી તોહમતદારને કેદમા રાખવા હુકમ કરી શકાય. રાણી વી. મંગુ ધ. લો. રી. ૨ અ. ૩૪૦ રાણી વી. ગોન બીટેવારી ઈ. લો. રી. ૧ ક. ૨૮૧ મુદતના કાયદાના આરટિકલ ૧૫૭ મુજબફેસલાની તારીખથી ૭ માસમા અપીલ થઇ શકે છે. તેમજ તેવો ઠરાવ રાણી વી. જ્યાદુલા ઈ. લો. રી. ૨ ક. ૩૪૬ માં કરેલો છે.

**૪૧૮. હકીકતની કોઇ વાત બાબત તેમજ કાયદાની કોઇ વાત બાબત અપીલ કરવાનો અધિકાર છે, પણ જ્યારે ઈનસાફ જ્યુરીએ કર્યો હોય ત્યારે ફકત કાયદાનીજ કોઇ વાત બાબત અપીલ ચાલશે.**

કેવી વાતો બાબત અપીલ દાખલ થઈ શકે.

**ખુલાસો.—કોઇ શિક્ષાનો હુકમ સખત છે એવું કહેવામા આવ્યું હોય તે વાત આકલમનાં કારણસારૂકાયદાની વાત છે એમ સમજવું.**

**ટીકા—**જ્યુરીએ આપેલા ફેંસલામાં કેવી રીતે કાયદાનુ ઉલંઘન થયુંછે તે બતાવવાનુ કામ પક્ષકારનુ છે. તેમ બતાવ્યા શીવાય અપીલ ચાલી શકે નહી રાણી. વી. ગોપાલ ભીરીવાલા ૧ વિ. રી. ૨૧ ખુનનો કેસ જેમાં કેદીએ ગુનો કર્યો છે એવો કાંઇ પણ પુરાવો નહી હોવાથી જ્યુરીએ ગુનેગાર ઠરાવી ફેંસલો આપેલો રદ કરવામાં આવ્યો રાણી વી. બહારઅલી ૧૫ વિ. રી. ૪૬ થોડા પુરાવાથી પણ જ્યુરીને ખાત્રી થઇ શકે અને આવી જાતના કેસમાં તેમના ફેસલામાં દરમીયાન થવાને હાઇકોરટને અધીકાર નથી પણ માનવા લાયક તેમાં કાંઇ પણ સાબીતી ના હોયતો અપીલ સાંભળી ફેરવી શકાય રાણી વી. રતનદાસ ૧૬ વિ. રા. ૧૯ **ફકત કાયદાની બાબતમાં** આ કલમ પ્રમાણે જ્યુરીથી ઇનસાફ થએલા કામમાં ફકત કાયદાની બાબતમાં અપીલ ચાલી શકેછે અપીલ કોરટને હકીકતની બાબતમાં ચોકસી ચલાવવા અધીકાર નથી તોહમતદાર જ્યુરીથી ચાલેલી ચોકશીમાં જ્યુરીનો ઠરાવ હકીકતની બાબતમાં મેળવવા હક ધરાવેછે અને જડજના આડાદોરવાય ને લીધે જ્યુરીનો ઠરાવ ભુલ ભરેલો હોયતો અપીલ કોર્ટ ફરજ તરીકે નહી પણ જ્યુરીનો ઠરાવ રદ કરી નવી ચોકસી ચલાવવા હુકમ કરવો વફાદાર ખાન ઇ. લો. રી. ૨૧ક. ૯૫૫ તેમજ જુઓ ઈ. લો. રી. ૨૫ક. ૨૩૦ અલીફકીરનો કેસ.

**૪૧૯. દરેક અપીલ લખેલી અરજીના રૂપમાં કરવી અને તે અરજી અપેલેન્ટે અથવા તેના પ્લીડરે આપવી, અને (જે કોરટને તે અરજી આપવામાં આવે તે કોરટ બીજી રીતે નહિ ફરમાવે તો) જે ફેંસલા ઉપર અથવા હુકમ ઉપર અપીલ કરી હોય તે ફેંસલાની અથવા હુકમની એક નકલ, અને જે મુકદમાઓનો ઇનસાફ જ્યુરીએ કર્યો હોય તે મુકદમાઓમાં ૩૬૭ મી કલમ પ્રમાણે દફતરમાં દાખલ કરેલાં આ દેશનાં મથાળાંની એક નકલ સદરહુ પ્રકારની દરેક અરજી સાથે આપવી.**

અપીલની અરજી.

ટીકા—**દરેક અપીલ લખેલી અરજીના રૂપમા કરવી** તોહમતદાર જેલમાં હોય ત્યારે અપીલ તૈયાર કરવા સારૂ દરેક જાતની સવડ કરી આપવી નીતો ગોપાલની અરજી બાબત ૧૩ વિ. રી. ૯૯ અરજીમાં શીરીતે કાયદા વિરૂધ થયુ છે તે સ્પષ્ટ રીતે બતાવવુ ગોપાલ ઝેરીવાળા ૧ વિ. રી. ૨૧ કેદી જેલમાં હોય ત્યારે પણ આ કલમ પ્રમાણે અપીલ કરવી રાણી વી. પોહપી ક. વિ. નોટસ ૧૮૯૧ પા. ૪૮ અપીલની અરજી પર ઇકરારની જરૂર નથી રાણી વી. સુબાયા ઈ. લો. રી. ૨ મ. ૪૫૧ અપીલેંટ અપીલ રજુ કરે ત્યારે નકલો નહોવાના

સબબથી પાછળથી વધારાના કારણો લખી આપે તો તે સાંભળવા જોઇએ રાણી વી. કાશીનાથ ૮ મુ. હા. કો. રી. ૧૨૬ જ્યારે અપીલ પર સ્ટાંપની જરૂર નથી ત્યારે એકત્ર અપીલ ચાલે પણ જ્યારે સ્ટાંપની જરૂર હોય ત્યારે દરેક તોહમતદારની જુદી જુદી અપીલ જોઇએ ને તેના નંબર વિગેરે પણ જુદા પાડવા મુ. હા. કો. ક્રી. સ. બુ. પા. ૪૨ **અપીલેન્ટે અથવા તેના પ્લીડરે** અપીલેન્ટ જેને અધીકાર આપે તેના હાથે અપીલ લેવા ના પાડવી નહી સુબાસ્તીતાલા ઇ. લો. રી ૧૪ મ. ૩૦૪ સુબા યા ઇ. લો. રી. ૧૨ મ. ૪૫૧ સીવરામ ઇ. લો. રી. ૬ મુ. ૧૪ અપીલેન્ટના વકીલના ગુમાસ્તા એ આપી હોય ને તેના પર વકીલની સહી હોયતો પ્લીડરે આપ્યા બરાબરછે કરૂપા ઉધાન ઇ. લો. રી. ૨૦ મ. ૮૭ પણ તે વકીલનો ગુમાસ્તો જોઇએ. કે જેના પર બરાબર દાબ હોય તેવો જોઇએ તે સિવાયનાએ આપી હોય તો તે આપેલી આ પેલી ન ગણવી રામા સામી ઇ. લો. રી. ૨૧ મ. ૧૧૪ **આપવી** એ શબ્દોનો અર્થ એવો છે કે—કોર્ટે જેને લેવાનો અધીકાર આપ્યો હોય તેને આપવી એવો થાય છે. આ કલમના અર્થ પ્રમાણે ટપાલ માર્ગે મોકલવુ તે આપ્યુ ગણાય નહી રાણી વી. અરસાપા ઈ. લો. રી, ૧૫ મ. ૧૩૭. કોર્ટના અમલદારને આપવી જોઇએ અરજદાર માટે રાખેલી પેટીમા અપીલ નાંખવી તે આપ્યા બરાબર ન ગણાય વાસુદેવાઇઆ ઇ. લો. રી. ૧૯ મ. ૩૫૪ **નકલ** કેસ તપાસવા સારૂ ગયો હોય ને નકલ આપવાનુ ન બને તો. નકલ ન હોય તોપણ અપીલ લેવી. ને હૈકોર્ટમા કેસ ગયો હોય તો તુરત લખી જણાવવુ કે અપીલ થઈ છે એટલે હૈકોર્ટ કાગલે પાછા મોકલશે. ને હૈકોર્ટ અપીલ કોરટનો ઠરાવ થતા સુધી પોતાનો ઠરાવ આપવાને થોભશે જુઓ મુ. હા. કો. ક્રી. સ. બુ. પાને. **પ્લીડર.** બે તોહમતદારની તકરાર એક બીજાથી વિરૂધ હોય તો બેને એક વકીલ રહી શકે નહી હીરા વી. લાલસંગ. પં. રે. ક્રી. નં. ૧૩ સને ૧૮૯૦

અપેલેન્ટ તુરંગમાં હોય ત્યારે કેમ કરવું.

**૪૨૦. જો અપેલેન્ટ તુરંગમાં હોય, તો જે અમલદારના હુવાલામાં તે તુરંગ હોય તે અમલદારને તે પોતાની અપીલની અરજી તથા તેની સાથે જોડેલી નકલો આપવાને મુખત્યાર છે, અને પછી તે અમલદારે સદરહુ અરજી તથા નકલો યોગ્ય અપીલ કોરટની પાસે મોકલવી.**

**ટીકા—અમલદારને.** જેલરને આપી હોય તે કોર્ટને આપ્યા બરાબર છે ને મુદતના ધારા સારૂ પણ તે દીવસે દાખલ થઇ એમ ગણવુ લીંગાયા ઇ. લો. રી. ૯ મ. ૨૫૮ જેલર મોકલવામા ઢીલ કરે તેથી મુદત બાહાર જાય નહી મહમદ ૨૫ પં. રે. ક્રી. જે નં. ૨૯ સને ૧૮૯૦

સંક્ષિપ્ત રીતે અપીલ કાહાડી નાંખવા બાબત.

**૪૨૧. (૧) ૪૧૯ મી અથવા ૪૨૦ મી કલમ પ્રમાણે અરજી તથા નકલ આવી એટલે અપીલ કોરટે તે વાંચી જોવી, અને તે કામમાં હાથ ઘાલવાનો કાંઈ પુરતો સબબ નથી એમ તેની નજરમાં આવે, તો તે અપીલ સંક્ષીપ્ત રીતે કાઢી નાંખાવને તે કોરટ મુખત્યાર છે;**

**પણ એવું ઠરાવ્યું છે કે ૪૧૯ મી કલમ પ્રમાણે અપીલ કરવામાં આવે ત્યારે તેના ટેકામાં તકરાર કહી સંભળાવવાની વાજબી તક અપેલેન્ટને અથવા તેના પ્લીડરને આપ્યા વગર તે અપીલ કાહાડી નાંખવી નહિ.**

**(૨) આ કલમપ્રમાણે કોઈ અપીલ કાહાડી નાંખતાં પેહેલાં, સદરહું કોરટ તે મુકદમાનું દફતર મંગાવવાને મુખત્યાર છે, પણ તેમ કરવાને તે બંધાયલી છે એમ સમજવું નહિ.**

**ટીકા—સંક્ષીપ્ત રીતે** એટલે સાધારણ રીતે નિયમથી વિરૂધ રીતે ને કાયદેસર પ્રોસીડીંગમાં ઉતર્યા શીવાયની રીતે ચલાવવુ તે; અપીલેટ કોર્ટને અપીલ આ કલમ પ્રમાણે રદ કરતા પોતાના ઠરાવના કારણો લખવા જોઇએ રાશ બીહારી વી. લાલગોપાલ ઇ. લો. રી. ૨૧ ક. ૯૨ સંક્ષીપ્ત રીતે અપીલ રદ કરવી એ સાધારણ રીતે અવધડતાવાળુ છે ને તેથી તે રીતે ચાલવુ ન જોઇએ રાણી વી. જોગલે કીશોર વિ. નો. સ. ૧૮૮૩ પા. ૧૪૫ આ કલમમા આપેલો અધીકાર ઘણી સંભાળથી અને કોઇવાર વાપરવો જોઇએ ને અપીલ કાઢી નાખતા ટુંકામા કારણો લખવા રાણી વી. રામનારાયણ ઇ. લો. રી. ૮ અ. ૫૧૪ આ કલમ પ્રમાણે જ્યારે અપીલ રદ કરે ત્યારે ઠરાવ લખવાની જરૂર નથી. રાણી વી. વારૂબાઇ ઈ. લો. રી. ૨૦ મુ. ૫૪૦ આ કલમ પ્રમાણે સંક્ષીપ્ત રીતે અપીલ રદ કરવાનો હુકમ આખરનો છે ને તેનુ રીવ્યુ થઇ શકે નહી રાણી વી. મહમદ યશીન ઇ. લો. રી. ૪ મુ. ૧૦૧ અપીલ ના મંજુર કર્યા પછી સજા ઘટાડી શકાય નહી યોગ્ય ધારેતો હૈકોર્ટ રીપોર્ટ કરવો અથવા રીતસર અપીલ સાંભળવી ગોવીંદરાય બાલાજીરાવ મુ. હા. કો ક્રી. રૂ. ૧૯–૯–૮૯ **તકરાર કહી સંભળાવવાની વાજબી તક.** તક આપ્યા શીવાય રદ ન કરવી બીન સહાપા મુ. હા. કો. ક્રી. રૂ. ૧૫–૮–૯૪ કોરટે સાંભલવાને માટે અમુક દીવસ મુકરર કરવો જોઇએ જનરલ નોટીસ એ યોગ્ય નથી મદનવી રાણી. ઇ. લો. રી. ૫ મ. ૧૧ તોહમતદારની સ્થીતી જેવી મુળ કોર્ટમા હોય છે તેવી અપીલ કોર્ટમા હોતી નવી ને તેથી અપીલેટે ખાતરી કરી આપવી જોઇએ કે વચે અવવાને યોગ્ય કારણ છે સજીવનલાલ ઇ. લો. ૫ અ. ૩૮૯. તારીખ મુકરર કર્યા શીવાય હેડક્વાટરના મુકામથી કેટલેક છેટે જઇ અપીલ ચુકવી. તે ઠરાવ રદ કયો હરીપ્રસાદ ૨૪ વિ. રી. ૬૦

અપીલની નોટીસ.

**૪૨૨. જો અપીલ કોરટ તે અપાલ સંક્ષિપ્ત રીતે કાહાડી ન નાંખે, તો તે અપીલ સાંભળવાના વખતની તથા જગાની નોટીસ અપેલેન્ટને અથવા તેના પ્લીડરને તથા જે અમલદારને સ્થાનિક સરકાર આ બાબત નિમે તેને તે કોરટે અપાવવી, અને અપીલના સબબોની એક નકલ સદરહુ અમલદાર માગે તો તેને તે કોરટે આપવી.**

**અને ૪૧૭ મી કલમ પ્રમાણે કરેલી અપીલોની બાબતમાં તેવીજ એક નોટીસ તોહોમતવાળાને અપીલ કોરટે અપાવવી.**

**ટીકા—વખતની તથા જગાની નોટીસ.** અપીલેન્ટને નોટીસ પહોચાડેલી નહી ને સરનામુ બતાવેલુ તે જગોએ અપીલેંટ ન મળવાથી નોટીસ પાછી મોકલી પછે જડજે અપીલનો નિર્ણય કર્યો. ઠરાવ્યું કે સરનામા વાળી જગોએ નોટીસ મુકી હોત અથવા અપીલેન્ટને નોટીસની વાત માલમ પડી હોત તો તે ચુકાવ્યું વ્યાજબી ગણાય પણ તેમ ન હોવાથી ફરી સાંભળવા હુકમ કર્યો હરીનારાયણ વાજસુર મુ. હા. કો. ક્રી. રૂ. ૧૩–૮–૯૯ જગો બદલવી હોયતો તેની પણ ખબર આપવી બાહાવલ ૨૯ પં. ૨. ક્રી. જે નં. ૭ સને ૧૮૯૧. પાટીયે નોટીસ ચોડવી હોયતો ખુલી જગામાં સાંભલવાના બે દીવસ અગાઉ ચોડવી મુ. હા. કો. ક્રી. સ. ૪૨ અપીલ કયારે સાંભલવામાં આવશે તે તારીખની ખબર આપવી જોઇએ ને તેથી આ જીસ્ટ્રેટે અપીલ લઈ તારીખ મુકરર કરી બાદ ચુકવવી રાણી વી. વઝીરખાન વિ. નોટસ ૧૮૮૧ પા. ૪૬ સરકારી વકીલને નોટીસ આપવી એમ દુરસ્ત ધારેતો મુલતવી રાખી તેમ કરી શકાય મુ. હા. કો. સ. બુ. પાને

અપીલનો નિકાલ કરવામાં અપીલ કોરટનો અધિકાર.

૪૨૩. (૧) પછી તે મુકદ્દમાનું દફતર અપીલ કોરટમાં આવી ચુકયું ન હોય તો તે કોરટે તે મંગાવવું. તે દફતર વાંચી જોયા પછી અને અપેલેન્ટ અથવા તેનો પ્લીડર હાજર થાય તો તેની તકરાર તથા પબ્લિક પ્રોસિક્યુટર હાજર થાય તો તેની તકરાર અને ૪૧૭ મી કલમ મુજબ કરેલી અપીલની બાબતમાં તોહોમતવાળો હાજર થાય તો તેની તકરાર સાંભળ્યા પછી, જો તે કોરટની નજરમાં એમ આવે કે તે કામમાં હાથ ઘાલવાનો કાંઈ પુરતો સબબ નથી તો, તે સદરહુ અપીલ કાહાડી નાંખવાને મુખત્યાર છે, અથવા

(અ) ગુન્હો નાસાબિત થયાના હુકમ ઉપર અપીલ કરી હોય તેમાં પ્રસંગ પ્રમાણે સદરહુ હુકમ રદ કરીને વધારે ચોકસી કરવાનું ફરમાવવા, અથવા તોહોમતવાળાનો ફરીથી ઇનસાફ કરવાનું, અથવા તેને ઈનસાફ સારૂ કમિટ કરવાનું, ફરમાવવાને, અથવા તેને તકસીરવાર ઠેરવીને તેની ઉપર કાયદા પ્રમાણે શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે;

(બ) ગુન્હો સાબિત થયાના ઠરાવ ઉપર અપીલ કરી હોય તેમાં (૧) ઠરાવ તથા શિક્ષાનો હુકમ રદ કરીને તોહોમતવાળાની ઉપર ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કરવાને અથવા તેને છોડી મુકવાને, અથવા પોતાના તાબામાંહેની યોગ્ય હકુમતવાળી ફલાણી કોરટે તેનો ફરીથી ઈનસાફ કરવો એમ ફરમાવવાને અથવા તેને ઈનસાફ સારૂ કમિટ કરવો એમ ફરમાવવાને મુખત્યાર છે, અથવા (૨) શિક્ષાનો હુકમ કાયમ રાખીને ઠરાવમાં ફેરફાર કરવાને, અથવા ઠરાવમાં ફેરફાર કરીને અથવા ફેરફાર કર્યાવગર શિક્ષા ઓછી કરવાને મુખત્યાર છે, અથવા (૩) એ પ્રમાણે શિક્ષા ઓછી કરીને અથવા ઓછી કર્યાવગર તથા ઠરાવમાં ફેરફાર કરીને અથવા ફેરફાર કર્યાવગર, શિક્ષાના પ્રકારમાં ફેરફાર કરવાને મુખત્યાર છે, પણ, કલમ ૧૦૬ ની પેટા કલમ (૩) ના ઠરાવને પાત્ર રહીને, તે શિક્ષા વધે એમ કરવું નહિ જોઇયે;

(ક) બીજા કોઈ પણ હુકમ ઉપર અપીલ કરી હોય તેમાં સદરહુ હુકમમાં ફેરફાર કરવાને અથવા તે રદ કરવાને મુખત્યારછે;

(ડ) યોગ્ય અથવા વાજબી હોય એવો કંઈપણ સુધારો અથવા કોઈપણ અનુસારી અથવા અનુષંગિક હુકમ કરવાને મુખત્યારછે.

(૨) આ કલમમાંના કોઈ પણ મજકુરથી જ્યુરીના ઠરાવમાં ફેરફાર કરવાનો અથવા તે રદ કરવાનો અધિકાર તે કોરટને છે એમ સમજવું નહિ; પણ તે કોરટના મત પ્રમાણે જડજે ખોટો આદેશ કર્યો તેથી અથવા તેણે કહ્યા પ્રમાણેનો કાયદો જ્યુરી ખોટે: સમજી તેથી સદરહુ ઠરાવ ભુલ ભરેલો હોય તો અધીકાર છે.

**ટીકા—આ** રકમના ત્રીજા પારેગ્રાફમાં ક. ૧૦૬ના પેટા કલમ ૩ના ઠરાવને પાત્રરહીને એ શબ્દો નવીન ઉમેર્યા છે ડ રકમ તદન નવીન છે **દફતર વાંચી જોયા પછી** અને અપેલેન્ટ **અથવા તેનો પ્લીડર હાજર થાય તો તેની તકરાર** અપીલેંટ અથવા તેની તરફથી કોઈ હાજર ન થાયતો પણ અપીલ ફેંસલ કરવાનો અધીકારછે. કાગલો વાંચી જોવા ને હાજર હોયતો તકરાર સાંભળવી પોહપી ઇ. લો. રી. ૧૩ અ. ૧૭૧ ગેરહાજરીના સબબથી અપીલ કાઢી ન નાંખવી પણ ગુણદોષપર ચુકાદો આપવો કૈરા ૩૦ પં. રે. ક્રી. જે. નં. ૨૧ સને ૧૮૯૫ ગેરહાજરીને લીધે કાઢી ન નાંખવી પણ વચે આવવાને પુકત કારણ છે કે નહી તે જોવું દેવશંકર ગીરજાશંકર મુ. હા. કો. ક્રી. રૂ. ૧૦–૩–૯૨ જેલના તોહમતદારો (અપીલેન્ટોને) તેમની અપીલમાં તેમને સાંભળવાની તક લેઇ લેવાનો ઇરાદો ક. ૪૨૦ થી નથી મ. હા. કો. પ્રો. ૭–૩–૮૩ ફકીરા બીનશંકર રાયા મુ. હા. કો. ક્રી. રૂ. ૧૫–૮–૯૪ જયારે અપીલેન્ટ કાગલો પરથી અપીલ રદ કરવાનો કે દાખલ કરવાના સ્વાલનો નિર્ણય કરવા જડજ ઉપર મુકી દેતો જડજે બધા કાગળો વાંચવા જોઇએ પછે અપીલેન્ટ જાતે કે વકીલ મારફતે હાજર થવાને બંધાએલ નથી વળી મહમદ મુ. હા. કો. ક્રી. રૂ. ૨૦–૨–૯૫ **હાથ ઘાલવાનો પુરતો સબબ યથી.** અપીલેટ કોર્ટને દરમ્યાન આવવા જોગ છે તેવી ખાત્રી અપીલેન્ટે કરીઆપવી જોઇએ સજીવનલાલ ઇ. લો. રી. ૫ અ. ૩૮૬ ફોજદારી અપીલ જોતાં હકીકતના સવાલોની તકરાર હોય ત્યારે બીજો નિયમ એ છે કે—ગુન્હાની સાબીતીનો ઠરાવ વ્યાજબી છે કે નહી. તેનો વીચાર કરવો જોઇએ દીવાની અને ફોજદારી અપીલમા તફાવતછે દીવાની અપીલમાં રદ કરતા પહેલાં ખોટા છે એવી ખાત્રી થવી જોઇએ પ્રતાપચંદ્ર મુકરજી ૧૧ ક. લો. રી. ૨૫ નિચલી કોર્ટે જેને સાક્ષી તપાસ્યા છે તેના ઠરાવને વજન આપવું જોઇએ પણ અપીલેટ કોર્ટ મુળ કોરટ ની માફક બહારના તેમજ અંદરના પુરાવા માટે બારીકાઇથી જોવુ જોઇએ મીલનખાન વી. સગર વેપારી ઇં. લો. રી. ૨૩ ક. ૩૪૭, ૨૦ વિ. રી. ૫૯ **ગુન્હોના સાબીત થયાના ઠરાવ પર** રકમ (અ) માત્ર હૈકોર્ટને લાગુ છે રંગાસામી વી. નરસીમુલા નાયક ઇ. લો. રી. મ, ૨૧૩ **ના સાબીત થયાનો ઠરાવ કરવાને** જેને અપીલ ન કરી હોય તેની સજા રદ થાય નહી હૈકોર્ટને રીપોર્ટ કરવો શેખ મોહીદીન મુ. હા. કો. ક્રી. રૂ. ૧૯–૧–૮૮ **ફરીથી ઈનસાફ કરવો એમ ફરમાવવાને** હકુમતની ખામીથી સાબીતીનો ઠરાવ રદ કર્યો ને તે વખતે ફરી ઇનસાફ કરવા હુકમ કરેલો નહી તો પાછળથી કરવા કાંઇ બાદ નથી રામી રેડી ઇં. લો. રી. ૩ મ, ૪૮ યોગ્ય કોરટથી ફરી તપાસ થશે એમ ફરમાવાય ને અમુક કોર્ટ કરશે એમ પણ ફરમાવાય મુ. હા. કો. ક્રી. રૂ. ૫–૪–૮૮ પુર્ણ રીતે પુરાવો નોધી લીધો હોય ને નિચલી કોરટનો ગેરસીરસ્તો એવો ન હોય કે ફરી તપાસ કરવાની જરૂર પડે તો માત્ર, ગેરસીરસ્તાપરથી ફરી તપાસ કરવા હુકમ ન કરવો યોગ્ય ઠરાવ આપવો મુ. હા. કો. ક્રી રૂ ૧–૧૨–૯૦, **ઇનસાફ સારૂ કમીટ કરવો.** ફકત સેસન કોર્ટ સાંભળી શકે તેવાજ કેસમાં કમીટ કરવાનુ ફરમાવી શકાય સુખા ઇ. લો. રી. ૮ અ. ૧૪ પણ પાછળથી રાણી વી. રહીમાન ઇ. લો. રી. ૧૬ મુ. ૫૮૦ના કામમા ઠરાવ્યુ કે માજીસ્ત્રેટે કમીટ કરવો જોઇએ એમ જે કામમાં અપીલેટ કોર્ટને લાગે તેમા તેમ ફરમાવી શકે. તેમજ ઇ. લો. ૧૫ અ. ૨૦૫ તેમજ મીસરીલાલ વી. લછમી નારાયણ ઇ. લો, રી. ૨૩ ક. ૩૫૦ માં ઠરાવ્યુ કે માત્ર સેસન કોર્ટ સાંભળી શકે તેમાંજ ફરમાવી શકે એવી કાંઇ હદ બાંધી નથી **ઠરાવમાં ફેરફાર કરવાને.** જે ગુન્હા માટે તેના પર તોહોમત મુકયુ ન હોય અથવા તેનો ઇનસાફ ન કર્યો હોય તે ગુન્હા માટે અપરાધી ઠરાવાય નહી ઇમદાદખાન ઇ. લો. રી. ૮ અ. ૧૨૦ જે ગુન્હાનુ

તોહમત મુકયુ હોય તે કરતા ભારે ગુન્હાના તોહોમત માટે બચાવની તક આપ્યા શિવાય ગુન્હેગાર ઠરાવવો નહીં દ્વારકામનજી ક. ઇ. લો રી. ૪૨૭ જે ગુન્હા માટે ગુનેગારને ના સાબીત ઠરાવ્યો હોય તે ગુન્હા માટે ગુન્હેગાર ઠરાવી શકાય રાણી વી. જમુરુનલાલ ઇ. લો. રી. ૨૩ ક. ૯૭૫ ઇ. પી. કો. ૩૦૨ ના ગુન્હા માટે કામ ચલાવેલુ પણ તે સાબીત થયુ નહી પણ એમ તકરાર કરવામાં આવી કે ક. ૪૦૪-૪૧૧ના ગુન્હા માટે સજા કાયમ રાખવી જોઇએ પણ કોર્ટે ફેરફાર કરવા ના પાડી રાણી વી. મુસફ ઇ. લો. રી. ૨૦ અ. ૧૦૭ **શીક્ષા વધે એમ કરવુ નહી જોઇએ.** હૈકોર્ટ ક. ૪૩૯ મુજબ સજા વધારી શકે રાણી વી. મેહતરઅલી ઇ. લો. રી. ૧૧ ક. ૫૩૦ સેસન જડજ દડની સજા બદલી કેદની શીક્ષા મારી સજામાં વધારો કરી શકે નહીં રાણી વી. દાનસંગદાદા ઇ. લો, રી. ૧૮ મુ. ૭૫૧ રાણી વી. લકશીકાન ઇ. લો. રી. ૧૮ અ. ૩૦૧ હંગામાના ગુન્હા માટે ચાર માસની ને ચોરીના ગુન્હા માટે સજા મારી અપીલમાં હંગામાનો ગુન્હો કાઢી નાખી ચોરી માટે છ માસની સજા કરી ઠરાવ્યુ કે. આ કલમ પ્રમાણે તેમ સજામાં વધારો ન કરી શકે રમજાનકુનજરા વી. સમ ખેલવાન ઇ. લો. રી. ૨૪ ક. ૩૧૬ તેમજ જુઓઇ. લો. રી.૨૪ ક. ૩૧૭ રાણી વી. હનમા ઇ. લો. રી. ૨૨ મુ. ૭૬૦ માજીસ્રેટે તોહોમતદારને નવ માસ ની કેદની સજા કરી અપીલમાં છ માસની કેદની તથા રૂપીયા એક હજારના દડની સજા કરીને દંડના બદલામાં ત્રણ માસની કેદની સજા મારી ઠરાવ્યુ કે—દંડની શીક્ષા કેદ કરતા હલકી ગણાયછે. ને તેથી એકહજારનો દંડ એ સજામાં વધારો ન ગણાય રાણી વી. છગન જગનાથ મુ. હા. કો ક્રી રૂ. ૩૧ સને ૧૮૯૮ ચાર માસની કેદ કરી તેને બદલી ત્રણ માસની કેદની તથા દસના દંડની સજા કરીને તે ન આપેતો છ અઠવાડીયાના કેદની સજા કરી ઠરાવ્યુ કે દંડના બદલામાંસજા વધારે કરીછે ઇસરી ઇ. લો રી. ૧૭ અ. ૬૭ **પેટા કલમ ૨** અલીફકીર વી. રાણી ઇ. લો. રી. ૨૫ ક. ૨૩૦ તથા ઇ. લો. રી. ૧૯ મુ. જયુરો ઇ. લો રી. ૨૩ ક. ૨૫૨ તથા ઇં. લો. રી. ૨૦ મ. ૪૪૫ના કેસો જુઓ

**૪૨૪. અસલ હકુમતની ફોજદારી કોરટના ફેંસલા બાબત ૨૬ મા બમાંહેની કાનુનો બની શકે તેટલે સુધી, હઇકોરટ શિવાય બીજી કોઇપણ અપીલ કોરટના ફેંસલાને લાગુ પડશે;**

તાબા માંહેની અપીલ કોરટોના ફેંસલા.

**પણ એવું ઠરાવ્યું છે કે, અપીલ કોરટ બીજી રીતનો હુકમ નહિ કરે, તો ફેંસલો આપવામાં આવે તે સાંભળવા સારૂ તોહોમતવાળાને આણવો નહિ અથવા તેને હાજર થવાનું ફરમાવવું નહિ.**

**ટીકા—ફેંસલો** પોતાના હાથે લખવો કારકુન પાસે ન લખાવવો લક્ષ્મીબાઇ કોમ વી. આર પંડીત મુ. હા. કો. ક્રી. રૂ. ૧૯-૩-૯૧ જો જજમેન્ટ ક. ૩૬૭ પ્રમાણે ન હોયતો તે રદ કરી ફરી અપીલ સાંભલવા હુકમ કરવો શીવાપા ઇ. લો. રી. ૧૫ મુ. ૧૧ અપીલ કોરટે ફેંસલામાં લખ્યું કે--તકરાર છે કે પુરાવો ભરૂસા પાત્ર નથી માટે રદ કરો પુરાવો તપાસ્યો કોરટ વચે આવવાને કારણ જોતી નથી ઠરાવ્યું કે ફેંસલો બરાબર નથી કમરૂદીન દાઇ ઇ, લો. રી, ૧૧ ક, ૪૪૯ પ્રોસીડીંગ વાંચ્યુ વચે આવવાને કારણ નથી તે પણ બરાબર નથી એમ ઠરાવ્યું રાણી. વી. સામેસર વિ. નો. ૧૮૮૮ પા. ૨૮૦ રાણી વી. ગીરીસચંદ્ર ઈ. લો. રી, ૨૩ક. ૪૨૦ અપીલ કોરટને કેસમાં પડેલી હકીકતના સ્વાલનો નિર્ણય કરવાનો છે તેથી તેની પાસેથી તે બાબતનો સ્પષ્ટ અભીપ્રાય માગવાનો અપીલેન્ટને હકછે ફરકત ઈ. લો. રી. ૨૨ ક. ૨૪૧ અપીલેટ કોર્ટ ખાસ કરીને મુલ કોર્ટ માફક બહારનો તેમજ કેસ માંહેના પુરાવાની પરીક્ષા કરવાને બંધાએલ છે ગુમાનની અરજી બાબત ૧૭ વિ. રી. ૫૯

અપીલેટ કોર્ટે પુરાવાની કાયદાની તથા પ્રોસીજરનુ પુનરાવ લોકન કરીને પોતાનું સ્વતંત્ર જજ. મેન્ટ આપવું જોઇએ મુલ કોરટના અભીપ્રાયમાં સ્વાલ કર્યા શીવાય તે કબુલ રાખવો ન જોઈએ રાણી. વી. બીસન વિ. નોટસ સને ૧૮૯૦ પા. ૧૪૮

અપીલમાં હઇકોરટે કરેલો હુકમ દાખલા સહિત નિચલી કોરટને લખી મોકલવો.

**૪૨૫. (૧) જ્યારે જ્યારે આ બાબ પ્રમાણે હઇકોરટ અપીલમાં કોઇ મુકદમાનો ફેંસલો કરે ત્યારે ત્યારે જે ઠરાવ અથવા શિક્ષાના હુકમ અથવા (બીજા) હુકમ ઉપર અપીલ કરી હોય તે ઠરાવ અથવા શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ જે કોરટે દફતરમાં નોંધ્યા હોય અથવા કર્યા હોય તે કોરટને સદરહુ હઈકોરટે પોતાનો ફેંસલો દાખલા સહિત લખી મોકલવો. જો તે ઠરાવ, શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ જીલ્લા માજીસ્ત્રેટ શિવાય બીજા કોઇ માજીસ્ત્રેટે દફતરમાં નોંધ્યો હોય અથવા કર્યો હોય, તો તે દાખલો જીલ્લા માજીસ્ત્રેટની મારફતે મોકલવો જોઈયે.**

**(૨) જે કોરટને હઇકોરટ પોતાના ફેંસલા બાબત અથવા હુકમ બાબત દાખલો લખી મોકલે તે કોરટે તે ઉપરથી હઇકોરટના ફેંસલાને અથવા હુકમને અનુસરતા હુકમ કરવા; અને જરૂર હોય તો, દફતરમાં તે પ્રમાણે સુધારો કરવો.**

અપીલ ચાલુ હોય ત્યાં સુધી શિક્ષા મોકુફ રાખવા બાબત.

અપેલેન્ટને જામીન ઉપર છોડવા બાબત.

**૪૨૬. (૧) જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખસે કરેલી અપીલ ચાલતી હોય ત્યાંસુધી, જે શિક્ષાના હુકમ ઉપર અથવા (બીજા) હુકમ ઉપર અપીલ કરી હોય તે અમલમાં લાવવાનું મોકુફ રાખવાનો, અને જો તે શખસ કેદમાં હોય તો, તેને જામીન ઉપર અથવા તેનાં પોતાનાં ખતઉપર છોડવાનો, હુકમ કરવાને અપીલ કોરટ મુખત્યાર છે; પણ તેમ કરવાનાં કારણો દફતરમાં લખવાં જોઈયે.**

**(૨) આ કલમથી અપીલ કોરટને જે અધિકાર આપ્યો છે તે અધિકાર, જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખસે હઇકોરટના તાબામાંહેની કોરટમાં અપીલ કરી હોય તે બાબતમાં હઇકોરટને પણ ચલાવવાનો અખત્યાર છે.**

**(૩) જ્યારે અપેલેન્ટની ઉપર આખરે કેદની, સાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે જેટલો વખત તે એ પ્રમાણે છુટો રહેલો હોય તેટલો વખત તેની ઉપર સદરહુ પ્રમાણે કરેલા શિક્ષાના હુકમની મુદત ગણવામાં બાતલ કરવો.**

**ટીકા—અપીલ ચાલતી હોય ત્યાંસુધી.** મુળ કોરટ બંદ રાખવાનો હુકમ ન કરી શકે કીશનચંદર ૧૨ વિ. રી. ૪૭ સેસન જડજ અપીલની ગેરહાજરીમાં સજા મુલતવી રાખવાનો હુકમ ન કરી શકે મ. હા. કો. રી. ૫ અપે. ૧ તા. ૨૫–૧૦–૬૯ અપીલનો ફેંસલો થતા સુધી જામીનપર છોડવા અરજ કરી અરજ ચોકશી ચલાવનાર માજીસ્ત્રેટની તથા બીજા સરકારી અમલદારોની નીંદાવાળી હોવાથી અરજ દાખલ કરવા ના પાડતા પાછી આપવા હુકમ કર્યો કલાઇવ કુરાંટની અરજી બાબત ઇ. લો. રી. ૧૫ મુ. ૪૮૮.

**૪૨૭. જ્યારે ૪૧૭ મી કલમ પ્રમાણે અપીલ કરવામાં આવે, ત્યારે હઇ કોરટને, વારંટ કાહાડીને તેમાં તોહોમતવાળાને પકડીને પોતાની આગળ અથવા પોતાના તાબામાંહેની કોઈ પણ કોરટની આગળ આણવાનું ફરમાવવાનો અખત્યાર છે, અને જે કોરટની આગળ તેને આણ્યો હોય તે કોરટને તે અપીલનો નિકાલ થતાં સુધી તેને કેદ કરવાનો અથવા તેના જામીન લેવાનો અધિકાર છે.**

ગુન્હો નાસાબિત થયાના ઠરાવ ઉપર અપીલ કરી હોય તેમાં તોહોમતવાળાને પકડવા બાબત.

**ટીકા**—દેહાંત દંડની સજા ઠરાવેલા કેસોમાં નિરદોષ ઠરાવી છોડી મુકવાના ઠરાવ પર ક. ૪૧૭ મુજબ સ્થાનીક સરકારે કરેલી અપીલમાં કેદી છુટો હોય તે વખતે તેની અંત્યાવસ્થા વિષેની બાબતો પર હરકત બતાવવી તે ખરૂં પુછતા વ્યાજબી ગણાતું નથી અને આવી જાતના કેસોમાં તોહમતદારને પકડી કેદ કરવાને માટે આ કલમ મુજબ અરજ કરવી જોઇયે રાણી વી. ગોવરધન ઈ. લો. રી. ૯ અ. ૫૨૮.

**૪૨૮. (૧) આ બાબપ્રમાણે કોઈપણ અપીલની તજવીજ કરવામાં જો અપીલ કોરટને વધારે પુરાવાની જરૂર લાગે તો તે કોરટે પોતાનાં કારણો દફતરમાં લખી મુકવાં જોઇયે. અને તે કોરટને સદરહુ પુરાવો પોતાની જાતે લેવાનો, અથવા તે લેવાનું કોઇ માજીસ્ત્રેટને ફરમાવવાનો અથવા અપીલ કોરટ હઇકોરટ હોય ત્યારે સેસન કોરટને અથવા કોઇ માજીસ્ત્રેટને ફરમાવવાનો અખત્યાર છે.**

અપીલ કોરટ વધારે પુરાવો લેવાને અથવા લેવાનું ફરમાવવાને મુખત્યાર છે

**(૨) જ્યારે તે સેસન કોરટ અથવા તે માજીસ્ત્રેટ વધારે પુરાવો લે, ત્યારે તેણે અપીલ કોરટને તે પુરાવાનો દાખલો લખી મોકલવો, અને તે પછી સદરહુ કોરટે તે અપીલનો નિકાલ કરવાનો માંડવો.**

**(૩) અપીલ કોરટ બીજીરીતે ફરમાવે નહિ તો, જ્યારે તે વધારે પુરાવો લેવાય ત્યારે તોહોમતવાળાએ અથવા તેના પ્લીડરે હાજર રેહેવું; પણ સદરહુ પુરાવો જ્યુરરોની અથવા આસેસરોની સમક્ષ લેવો નહિ.**

**(૪) આ કલમ પ્રમાણે પુરાવો લેવો તે, ચોકસીમાં લેવામાં આવે છે તે પ્રમાણે ૨૫ મા બાબના ઠરાવોને અનુસરીને લેવો જોઇયે.**

**ટીકા—વધારે પુરાવાની જરૂર લાગેતો.** જ્યાં કામમાં તોહમત રહી શકે તેવો બીલકુલ પુરાવો ન હોય ત્યારે મોકલી ન શકે બુડીચંદ મુખોપદયાની અરજી ૯ એ. લો. ૩૧ જ્યારે ફરીયાદી પક્ષને પુરાવો પુરતો રજુ કરવાની તક મળી હોય ને તે પ્રમાણે ગુન્હાને લગતો બધો પુરાવો રજુ કર્યો હોય તો પછે આ કલમના અધીકાર વાપરવા નહી રાણી વી. ફતેહ ઈ. લો. રી. ૫ અ. ૨૧૭ આ કલમના અધીકાર જ્યારે બચાવના પુરાવા માટે મુલતવી રાખવાની ના પાડી ન લીધો હોય ત્યારે વાપરવાના છે રાણી વી. વીરસામી ઈ. લો. રી. ૧૯ મ. ૩૭૫ હેતુ માત્ર પુરાવો માજીસ્ત્રેટની બેકાળજી અથવા અજાણપણાને લીધે ન લીધો હોય તે જાણવા માટે છે ૧૮ વિ. રી. ૩૧ અપીલેટ કોર્ટ નવો પુરાવો લેતી તેથી અપીલ હૈકોર્ટમાં ન ચાલે ૬ મુ. હા. કો. રી. ૬૪ પણ ૨ વિ. રી. ૧૩ માં ઠરાવ્યુ છે કે ચાલી શકે. તાબાની કોર્ટમા લેવા મોકલેલ હોય તો પુરાવો લેવો પણ તે પર અભીપ્રાયની જરૂર નથી ૩ એ. લો. રી. ૬૨ આ કલમ મુજબ તોહમતદારને સાક્ષી તરીકે ન તપાસાય સુબાયા ઇ. લો. રી. ૧૨ મ. ૪૫૧

**૪૨૯. જ્યારે અપીલ કોરટના જડજોના બે પક્ષ થઈને બેઉ પક્ષનાં સરખાં મત પડે ત્યારે. તે મુકદમો તેઓનાં અનુમત સુધ્ધાં તેજ કોરટના બીજા કોઈ જડજની પાસે મોકલવો, અને તે જડજને યોગ્ય લાગે એવી સુનાવણી ( જો હોય તો તે ) કર્યા પછી તેણે પોતાનો મત આપવો, અને ફેંસલો અથવા હુકમ સદરહુ મતપ્રમાણે કરવો જોઇયે.**

અપીલ કોરટના જડજોના બે પક્ષ થઇને બેઉ પક્ષનાં સરખાં મત પડે ત્યારે કામ ચલવવાનીરીત

**૪૩૦ અપીલ ઉપરથી જે ફેંસલા તથા હુકમ અપીલ કોરટ કરે તે ફેંસલા તથા હુકમ આખરના છે એમ સમજવું, પણ ૪૧૭ મી કલમમાં તથા ૩૨ મા બાબમાં જે બાબતો વિશે ઠરાવ્યું છે તે બાબતોમાં તેમ સમજવું નહિ.**

અપીલમાં કરેલા હુકમો આખરના સમજવા.

**ટીકા—આખરનો છે.** મુદતના સબબથી અપીલ કાઢી નાખી હોય તોપણ આખરનો છે ઇ. લો. રી. ૧૯ મુ. ૭૩૨ અપીલ ચુકવ્યા પછી તે કોર્ટ રીવીઝનની અરજ સાંભલી ન શકે ઉપરી કોર્ટને અરજ કરવી ગનેશીની અરજી બાબત ક. વિ. નોટસ ૧૮૯૩ પા. ૭૯ રીવ્યુ કરવા ફોજદારી કાયદામા ઠરાવ નથી રાણી. મેહતરજી ૭ મુ. હા. કો. રી. ૬૭

**૪૩૧. ૪૧૭ મી કલમ મુજબ કરેલી દરેક અપીલ, જ્યારે તોહુમતવાળો મરણ પામે ત્યારે આખરની બંધ પડશે; અને ( દંડની શિક્ષા ઉપર કીધેલી અપીલ શિવાય ) આ બાબ પ્રમાણે કરેલી બીજી દરેક અપાલ જ્યારે અપેલેન્ટ મરણ પામે ત્યારે આખરની બંધ પડશે.**

અપીલો બંધ પડવા બાબત.

---

## બાબ ૩૨ મો.

## લખી મોકલવા બાબત તથા તપાસણી બાબત

**૪૩૨. કોઈ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટને યોગ્ય લાગે તો તે પોતાની આગળ ચાલતા કોઇપણ મુકદમાવી સુનાવણી વખતે કાયદાની જે તકરાર નિકળે તે તકરાર હાઇકોરટના અભિપ્રાય માટે લખી મોકલવાંને મુખત્યાર છે, અથવા એ પ્રમાણે લખી મોકલ્યા ઊપરથી હાઇકોરટ જે ઠરાવ કરે તે ઠરાવને પાત્ર રાખીને સદરહુ પ્રકારના કોઈપણ મુકદમામાં ફેંસલો આપવાને મુખત્યાર છે. અને, સદરહુ ઠરાવ થતાં સુધી, તોહોમતવાળાને તુરંગમાં પુરવાને, અથવા જ્યારે તેને ફરમાવવામાં આવે ત્યારે ફેંસલા માટે હાજર થવાને તેના જામીન લઇને તેને છોડવાને મુખત્યાર છે.**

પ્રેસીડન્સી માજીસ્ત્રેટે હાઇકોરટને લખી મોકલવા બાબત.

ટીકા—ગુન્હો થયો છે તે બતાવવાનુ કામ ફરીયાદ પક્ષનુ છે ને તેથી જ્યારે આ કલમ પ્રમાણે લખી મોકલ્યુ હોય ત્યારે ફરીયાદ પક્ષે કેસ સરૂ કરવો રાણી વી. હરવન ઈ. લો. રી. ૧૯ ક. ૩૮૦

**૪૩૩. (૧) જ્યારે કાંઈ તકરારના સંબંધમાં એ પ્રમાણે લખી મોકલ્યું હોય, ત્યારે તે ઉપર હાઇકોરટે પોતાને યોગ્ય લાગે**

હાઇકોર્ટના ઠરાવ પ્રમાણે મુકદમાનો નિકાલ કરવા-બાબત.

તેવો હુકમ કરવો, અને જે માજીસ્ટ્રેટે તે તકરારના સંબંધમાં લખી મોકલ્યું હોય તે માજીસ્ટ્રેટને સદરહુ હુકમની એક નકલ મોકલાવવી, અને તે માજીસ્ટ્રેટે સરરહુ હુકમને અનુસરીને તે મુકદમાનો નિકાલ કરવો.

(૨) એ પ્રમાણે લખી મોકલવાનો ખરચ કોણે આપવો તે બાબત હાઈકોર્ટ હુકમ કરવાને મુખત્યાર છે.

ખરચબાબત હુકમ

૪૩૪. (૧) એક કરતાં વત્તા જડજોની અને અસલ ફોજદારી હુકમત ચલાવતી હોય એવી કોઇ હાઈ કોરટના કોઈ જડજની આગળ થયલા ઇનસાફમાં કોઈપણ શખસની ઉપર કાંઈ ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય ત્યારે તે શખસનો ઇનસાફ થતી વખતે કાયદાની જે કંઈ તકરાર નિકળી હોય અને જેના નિકાલની અસર તે ઇનસાફનાં પરિણામ ઉપર થાય એમ હોય તે તકરાર પોતાને યોગ્ય લાગે તો, અનામત રાખીને સદરહુ કોરટના બે અથવા વધારે જડજોની કોરટના ઠરાવ માટે લખી મોકલવાને તે જડજ મુખત્યાર છે.

હાઇકોર્ટની અસલ હકુમતમાં જે તકરારો નિકળે તે તકરારો અનામતરાખી મુકવાનો અધિકાર.

(૨) જો તે જડજ સદરહુ પ્રકારની કાંઈપણ તકરાર અનામત રાખી મુકે, તો, તે તકરાર બાબત ઠરાવ થતાંસુધી, જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે સખસને તુરંગમાં પાછો મોકલવો, અથવા જો તે જડજને યોગ્ય લાગે તો, તો સખસના જામીન લેવા, અને મુકદમો અથવા તેનો જેટલો ભાગ જરૂરનો હોય તેટલો ભાગ તપસવાનો તથા સદરહુ તકરારનો છેવટ નિકાલ કરવાનો અને તે ઉપરથી અસલ હકુમતવાળી કોરટે જે શીક્ષાનો હુકમ કર્યો હાય તે શીક્ષાના હુકમમાં ફેરફાર કરવાનો અને પોતાને યોગ્ય લાગે એવો ફેંસલો આપવાનો અથવા હુકમ કરવાનો અધિકાર તે હાઇકોરટને છે એમ સમજવું.

તકરાર અનામત રાખી મુકવામાં આવે ત્યારે કેમ કરવું.

**ટીકા**—આ કલમ પ્રમાણે જ્યારે કોર્ટ બેસે ત્યારે રીવીઝન કોર્ટ કહેવાય ને તેથી. ક. ૫૩૭ પ્રમાણે ગેરસીરસ્તો હોય તો તે તપાસી શકે છે રાણી વી. આપાસુભન ઇ. લો. રી. ૮ મુ. ૨૦૦ અભીપ્રાય માગવો કે નહી એ રજુઆત ચલાવનાર જડજની મરજીપર છે રાણી વી. પેસ્તનજી દીનશા ૧૦ મુ. હા. કો. રી. ૨૦૦ હૈકોરટને આ કલમ પ્રમાણે આખો કેસ તપાસવાનો અધીકાર છે ઈ. લો. રી, ૧ ક. ૨૦૭

૪૩૫. (૧) હાઇકોરટની અથવા કોઈપણ સેસન જડજની અથવા જીલ્લા માજીસ્ટ્રેટની અથવા જે પેટા તુકડી માજીસ્ટ્રેટને આ બાબત સ્થાનિક સરકારે અખત્યાર આપ્યો હોય તેની હકુમતની સ્થાનિક હદમાં આવેલી કોઈપણ નીચલી ફોજદારી કોરટે કરેલો અથવા દફતરમાં દાખલ કરેલો કોઇપણ ઠરાવ, શીક્ષાનો હુકમ અથવા ( બીજો ) હુકમ ખરો અથવા કાયદેસર અથવા વાસ્તવિક છે કે નહિ તે બાબત, અને સદરહુ નીચલી કોરટમાં ચલાવેલું કાંઇ કામ નિયમસર ચલાવેલું છે કે નહિ તે બાબત, પોતાની ખાત્રી કરવા

નિચલી કોરટોનાં દફતર મંગાવવાનો અધિકાર.

**સારૂ તે હાઇકોરટ અથવા સેશન કોરટ અથવા જીલ્લા માજીસ્ત્રેટ અથવા પેટા તુકડી માજીસ્ત્રેટ સદરહુ નીચલી કોરટ આગળ ચાલેલાં કોઇપણ કામનું દફતર મંગાવીને તપાસી જોવાને મુખત્યાર છે.**

**(૨) પેટા કલમ (૧) મુજબ ચાલનારા કોઈપણ પેટા તુકડી માજીસ્ત્રેટની નજરમાં એમ આવે કે સદરહુ પ્રકારનો કોઇપણ ઠરાવ, શિક્ષાનો હુકમ અથવા ( બીજો ) હુકમ કાયદેસર અથવા વાસ્તવિક નથી, અથવા સદરહુ પ્રકારનું કોઈપણ કામ નિયમસર ચલાવેલું નથી, તો તેણે તે દફતર ઉપર જે શેરો પોતાને યોગ્ય લાગે તે શેરો કરીને જીલ્લા માજીસ્ત્રેટ ઉપર તે મોકલી દેવું.**

**(૩) ૧૪૩ મી તથા ૧૪૪ મી કલમપ્રમાણે કરેલા હુકમો તથા ૧૨ મા બાબ તથા ૧૭૬ મી કલમમુજબ ચલાવેલાં કામ આ કલમના અર્થ પ્રમાણે ચલાવેલાં કામ નથી.**

**(૪) આ કલમ મુજબ એકાદી દરખાસ સેશન જડજ અથવા જીલ્લા માજીસ્ત્રેટ પૈકી એકને કરી હોય, તો બીજાએ કોઇપણ દરખાસ લેવી નહિ.**

**ટીકા**—બારમો બાબ આ શબ્દો પારેગ્રાફ ત્રીજામાં નવીનછે પેટા કલમ ૪થી નવીનછે **હૈ કોરટ** જ્યાં ડીસ્ટ્રીકટ માજીસ્ત્રેટ અથવા સેસન કોરટ હૈ કોરટની સાથે અનુષંગી હકુમત હોય ત્યારે ખાસ કારણ બતાવ્યા શીવાય હૈ કોર્ટ અરજ નહી લે પ્રથમ ડીસ્ટ્રીકટ માજીસ્ત્રેટને અથવા જીલા માજીસ્ત્રેટને કરવી. પણ જો તેમને હકુમત ન હોયતો હૈકોર્ટ અરજ લેશે રીઓલા ઇ. લો. રી. ૧૪ ક. ૮૮૭ ગંજાર કાલુ મુ. હા. કો. ક્રી. રૂ. ૫–૩–૯૦ છગન દયારામ ઇ. લો. રી. ૧૪ મુ. ૩૩૧ **શેસન જડજ** પ્રથમના કાયદા પ્રમાણે જાઇન્ટ જડજ ને અધીકાર નોતા ઈ. લો. રી. ૯મુ. ૩૫૨ પણ હાલમાં ક. ૪૩૮ની પેટા કલમ ૨ જુઓ **નીચલી ફોજદારી કોર્ટ.** ડીસ્ટ્રીકટ માજીસ્ત્રેટ પોતાની ડીસ્ટ્રીકટમાના ગમે તે વર્ગના માજીસ્ત્રેટનુ દફતર મંગાવવાને મુખત્યારછે ઓપેંદ્રનાથ વી. દખીની બેવા ઇ. લો. રી. ૧૨ ક. ૪૩૭ રાણી વી. પીરીયા ગોપાલ ઇ. લો. રી. ૯ મુ. ૧૦૦ રાણી વી. લસકરી ઇ. લો. રી. ૭ અ. ૮૫૩ નિચલી એ શબ્દ વાપરવાનું કારણ એમ છે કે–સેસન કોર્ટને ડીસ્ટ્રીકટ માજીસ્ત્રેટનો ભેગો સમાવેશ થાય કારણ કે—માજીસ્ત્રેટો ( ડીસ્ટ્રીકટ માજીસ્ત્રેટ શીવાય બીજા ) જેમ ડીસ્ટ્રીકટ માજીસ્ત્રેટના તાબામાં છે તેમ સેસન કોર્ટના તાબામાં ઘણું કરીને નથી અને તેટલા માટે આ કલમમાં તેમજ ક. ૪૩૯ માં બતાવેલ અધીકારીને તે અપીલેટ કોર્ટ એ બંનેને લાગુ પડે તેટલા માટે નિચલી કોર્ટ એ શબ્દ વાપર્યો છે પધ્યતમાની બાબત ઇ. લો. રી. ૮ મ. ૧૮ સેસન જડજે નિર્દોષ ઠરાવી છોડી મુકેલ હોયતો ડીસ્ટ્રીકટ માજીસ્ત્રેટ ક. ૪૩૮ મુજબ મોકલી શકે નહિ કારણ કે નિચલી ફોજદારી કોરટ નથી બાપુ રાઘોજી મુ. હા. કો. ક્રી. રૂ. ૯–૩–૮૫ **કોઇ પણ ઠરાવ શીક્ષાનો હુકમ અથવા બીજો હુકમ ખરો અથવા કાયદેસર અથવા વાસ્તવિક છે કે નહી તે બાબત** ક, ૪૩૫થી ૪૩૯ સુધીની કલમો સાથે વાંચવી, ક્રીયા કારણોથી તપાસણીના અધીકાર ચલાવી શકાય, તેની બાબતમાં આ કલમ મુખ્ય છે, આ કલમથી ખુલો કાયદોછે કે દરેક ઠરાવ સજા હુકમ તપાસવાને લાયકછે માત્ર ગેરકાયદાથી કે ગેરસીરસ્તાપણાથીછે એમ નથી પણ ચુકના સબબથી એટલે હકીકત પર ખોટુછે એવા સબબથી પણ તપાસવાને લાયકછે ને છોડી મુકવાનો ઠરાવ એ કાંઇ નિયમને અપવાદ રૂપ નથી હરીદાસ વી, ઓતુલા ઈ, લો, રી, ૧૫ ક, ૬૦૮–હકીકતના ઠરાવમાં દરમ્યાન આવવાને ઉપરના શબ્દો પુરતાછે ને જો પુરાવાની તુલના બરાબર ન કરી હોય તો દરમીયાન આવી હુકમ કરી શ

કેછે રાણી વી. દોરાબજી હોરામશજી ઇ. લો. રી. ૧૦ મુ. ૧૩૧ હાઇકોરટ તપાસણીનો અધીકાર ખાસ અપવાદ રૂપી કામોમા કે જ્યાં નીચલી કોરટની તપાસ ખામી વાળી જણાય તેવા કેસો માં ઇનસાફની ખાતર આ કલમ તથા ક. ૪૩૯ પ્રમાણેના અધીકાર વાપરશે. ભાઉ વી. મુળજી ઇ. લો. રી. ૧૨ મુ. ૩૭૭ હકીકતના સ્વાલ સબંધી તપાસણીના અધીકાર ચલાવી શકાય પણ જે કેશોમાં ન્યાયની ખાતર આવી રીતની તપાસ કરવાની જરૂર છે. તેવા કેસો માંજ બજાવવા તોખીનક્રષ્ણ મુકરજી વી. રસીકલાલ ઇં. લો. રી. ૧૦ ક. ૧૦૪૭ ઇ. લો. રી. ૧૪ મુ. ૩૩૧ છગન દયારામ **નિયમસર ચલાવેલુ છે કે નહિ તે બાબત** કાયદામાં બતાવેલી રીત પ્રમાણે જે ફોજદારી કામ ચાલ્યુ ન હોયતો તે ફોજદારી પ્રોસીડીંગ ખરાબ છે ને જો ખરેખર રીતે ગેરકાયદે સર હોય તો તેવું કામ ચલાવવાની તોહમતદારની સમતી હોય તેથી તે ચુક સુધરતી નથી અથવા ઉપયોગમાં આવતું નથી ભોલાનાથસેન ઇ. લો. રી. ૨ ક. ૨૩ કોરટના કામની નીયમતા વિષે ખાત્રી કરવી હોય ત્યારે પણ કાગલો મંગાવવાનો અધીકાર છે નગેશાપા મુ. હા. કો. ક્રી. રૂ. ૧૭-૬-૯૫ **કોઇ પણ કામનું** આ શબ્દમાં ક. ૫૧૭ મુજબ કરેલા હુકમોનો પણ સમાવેશ થાય છે ગંગામા મ. હા. કો. પ્રો. ૨૧-૧૨-૮૩ સન્માર્ગ પ્રવર્તકશાળા બાબતના આકટ મુજબ જે પ્રોસીડીંગ ઉમરની બાબતમાં કર્યું હોય તે આ કલમના અર્થ મુજબ ઇનસાફી કામ છે માનાજી ઇ. લો. રી. ૧૪ મુ. ૩૮૧ જે કામમાં મુખતીઆરીનો અમલ ન કર્યો હોય અથવા જે કામમાં મુખતીઆરીનો અયોગ્ય ઉપયોગ કર્યો હોય તેવા કામમાં તપાસણીનો અધીકાર બજાવી શકાય જગતચંદર ચકરબતી ઈ. લો. રી. ૨. ક. ૧૧૦ વિશેષ કાદા પ્રમાણે ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટે ઠરાવ કર્યો હોય તેમાં દરમીયાન આવી શકાય નહી જેમકે ડીસ્ટ્રીકટ પોલીસના એક્ટ મુજબ ગુનેગાર ઠરાવ્યો હોય તેવા કામમાં કાજી સુલતાનજીની અરજી બાબત મુ. હા. કો. ક્રી. રૂ. ૧૩ સને ૧૮૯૧ હૈકોરટ તેવા કામમાં દરમીયાન ન આવે પણ સરકારને અરજ કરવી હૈબરીની અરજી બાબત મુ. હા. કો. ક્રી. રૂ. ૧૪ સને ૧૮૯૪ **કોની ખબર પરથી મંગાવવા હુકમ કરવો.** ગમે તે રીતે ખબર મળી હોય તે પરથી તપાસણીનો અધીકાર બજાવી શકાય આરોકીયામની બાબત ઈ. લો. રી. ૨ મ. ૩૮ ભરૂદા નાયક ખબર મળે એટલે તે પરથી અમલ કરવો મ. હા કો ૨૧-૧૧-૭૮ સેસન જડજે હૈકોરટમાં તપાસણી સારૂ મોકલતા અવલ જેણે ગેરવાજબી કર્યું હોય તેનો ખુલાસો મેળવ્યા બાદ હૈકોર્ટમાં મોકલવું ચૈલામડી ફકીર ઈ. લો. રી. ૮ ક. ૬૪૪ **કયે પ્રસંગે** કેસ ચાલતા પણ ગમે તે પ્રસંગે મંગાવી શકે છે તોહમતદારે અરજ કરી કે ગેરકાયદેસર કામ ચલાવી એ ત્રાસથી હેરાન કરેછે તેવા કામમાં તો અવશય વચે પડવું ચંદ્રી પ્રસાદ ઈ. લો. રી. ૨૨ ક. ૧૩૧ તેમજ જુઓ મોઆલાલ ઈ. લો. રી. ૨૩ ક. ૨૩૩ **પારેગ્રાફ ત્રીજો** ક. ૧૪૪ પ્રમાણે હુકમ છે એમ લખવામાં આવ્યું હોય પણ ખરેખર તે કલમ મુજબનો હુકમ ન હોય અથવા તે કલમ મુજબ હુકમ કરી શકાય તેમ ન હોયતો આ કલમ મુજબ દરમીયાન આવી શકાય આનંદચંદ્ર ભટાચારજી ઈં. લો. રી. ૧૯ ક. ૧૨૭

કમિટ કરવાનું ફરમાવવાનો અધિકાર

**૪૩૬. જ્યારે ૪૩૫ મો કલમપ્રમાણે અથવા બીજી કોઇ રીતે કોઈપણ મુકદમાનું દફતર તપાસી જોયા ઉપરથી સેશન જડજની અથવા જીલ્લા માજીસ્ટ્રેટની નજરમાં એમ આવે કે તે મુકદમો ફક્ત સેશન કોરટજ ઈનસાફ કરી શકે એવો છે, અને નીચલી કોરટે તોહોમતવાળા શખસને ગેરવાજબી રીતે છોડી મુકયો છે, ત્યારે સેશન જડજ અથવા જીલ્લા માજીસ્ટ્રેટ તેને**

**પકડાવવાને અને ત્યાર પછી નવેસરથી ચોકસી કરવાનું ફરમાવવાને બદલે પોતાનાં મતપ્રમાણે જે બાબતમાં તેને ગેરવાજબીરીતે છોડી મુકયો હોય તે બાબતપર ઇનસાફ થવા સારૂ તેને કમિટ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે.**

**પણ એવું ઠરાવ્યું છે કેઃ—**

**(અ) તોહોમતવાળાને શા સારૂ કમિટ નહિ કરવો જોઈએ તેનું કારણ સદરહુ જડજને અથવા માજીસ્ત્રેટને બતાવવાની તક તોહોમતવાળાને મળેલી જોઇએ;**

**(બ) પુરાવો જોતાં તોહોમતવાળાએ બીજો કોઇ ગુન્હો કરેલો છે એમ સદરહુ જડજ અથવા માજીસ્ત્રેટ ધારે, તો નીચલી કોરટને સદરહુ ગુન્હાની ચોકસી કરવાનું ફરમાવવાને તે જડજ અથવા માજીસ્ત્રેટ મુખત્યાર છે.**

**ટીકા—સેસન કોર્ટજ ઇનસાફ કરી શકે એવો છે.** ને તેવો મુકદમો ન હોય તો કમીટ કરવાનો હુકમ સેસન કોરટ કરી શકે નહી ને તેવા હુકમથી જો કમીટમેંટ કર્યું હોય તો રદ જાય રાણી વી. કનચનસીંગ ઇ. લો. રી. ૧ અ. ૪૧૩ તેવો મુકદમો ન હોય ને માજીસ્ત્રેટના અધીકાર અંદરનો હોય ને તેમા નિરદોષ ઠરાવી છોડી મુકયો હોય તો આ કલમ પ્રમાણે વધારે ચોકશી કરવાનો હુકમ ન કરી શકે. બૈજનાથ વી. ગવરી ઇ. લો રી, ૨૦ ક. ૬૩૩ તેવા કામમા ક. ૪૩૮ પ્રમાણે રીપોર્ટ કરવો રાણી વી. અમીરખાન ઇ. લો. રી. ૮ મ. ૩૩૬ **ગેરવાજબી રીતે છોડી મુકયો છે.** પોતાથી ઇનસાફ થઇ શકે નહી તેવા ગુન્હા માટે તોહમતદારને છોડી મુકવો ધારેલો તેમા "નીરદોષ ઠરાવી છોડી મુકયો" આવા શબ્દો વાપર્યા હોય તોપણ કમીટ કરવાનો હુકમ કરી શકે રાણી વી. નીતી દલાલ ૮ વિ. રી. ૪૧ નાના ગુન્હા માટે ગુન્હેગાર ઠરાવ્યો હોય પણ ગુન્હો ભારે હોય ને કમીટ કરવાને પુરતુ કારણ હોયતો કમીટ કરવાનો હુકમ કરી શકે લાડકીપો શા મુ. હા. કો. ક્રી. રૂ. ૪–૮–૮૭ **નવેસરથી ચોકસી** પુરાવો લીધો હોય તેપરથી કમીટમેંટ માટે કેસ પુરતો છે તો કમીટ કરવાનો હુકમ કરવો હરીદાસ વી. શ્રીતુલા ઈ. લો. રી. ૧૫ ક. ૬૦૮ વધારે ચોકસી કરવાને હુકમ કરી શકાય મનીરૂદીન મંડળ ઈ. લો. રી, ૧૮ ક. ૭૭ **કમીટ કરવાનુ ફરમાવવાને** જે માજીસ્ત્રેટે તોહમતદારને છોડી દીધો હોય તેના કમીટમેંટ વગર કમીટ કરવાનો હુકમ કરી સેસન કોર્ટ ઇનિસાફ કરી શકે છે એટલે માજીસ્ત્રેટે કમીટ મેંટનો હુકમ કરવો જોઇએ એવી પદ્ધતીની જરૂર નથી. રાણી વી. ક્રીસ્નાભટ ઈ. લો. રી. ૧૦ મુ. ૩૧૯ ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટે તાબાના માજીસ્ત્રેટને વધારે ચોકશી કરવાનો હુકમ કરેલો તેને કમીટ કરવો કે નહી એ સ્વાલ ઇનિસાફની રીતે ચુકાવવામાં દબાણ કરવુ ન જોઈએ રાણી વી. મનીસામી. ઈ, લો, રી, ૧૫ મ. ૩૯ કમીટ કરવાનો હુકમ કર્યો હોયતો તે ગુન્હો કેવા. પ્રકારનો છે. એમ જો હુકમમા ન જણાવ્યુ હોય તો તે હુકમ રીતસર નથી જ્યકર્ણસીંગ ૨૧ વિ. રી. ૪૧ **તે બાબતપર** રાણી વી, તારકનાથ ૧૯ વિ. રી. ૩૦ ના કામમા ઠરાવ્યુ કે—સેસન જડજ કમીટ કરવા હુકમ કરે તે માત્ર ફરીયાદમા બતાવેલા ગુન્હા સારૂ અથવા વારંટમા બતાવેલા ગુન્હા સારૂ અથવા પ્રથમ ચોકસીમા જે નમુના માટે તોહમતનામુ ઘડયુ હોય તેમા બતાવેલા ગુન્હા સારૂ ફરમાવી શુકે તે શીવાય બીજા ગુન્હા માટે ફરમાવી શકે નહી. ઇ. લો. રી. ૨૦ ક. ૬૩૩ બઇજનાથ પાંડે વી. ગનરી કંત મંડલના કામમા ઠરાવ્યુ કે—મુળ ફરીયાદ ડાકાઇટીની કે જે સેસન કોર્ટના અધીકારની તે કામમા માજીસ્ત્રેટે ક. ૨૦૯ મુજબ ઠરાવ્યુ કે—ડાકાઈટી માટે પ્રાયમાફેસી કેસ

સાબીત થતો નથી પણ ચોરીના ગુન્હા માટે આગળ કામ ચલાવ્યુ ને તોહમતદારને છેવટે નિરદોષ ઠરાવ્યો, તેમા ઠરાવ્યુ કે—સેસન કોર્ટ આ કલમ પ્રમાણે નવેસરથી ચોકશી કરવાનો હુકમ કરી શકે નહી કારણ કે માજીસ્ટ્રેટે સેસન કોરટજ ઇનસાફ કરી શકે તેવા ગુન્હા માટે છોડી મુકેલ નથી પણ અધીકાર અંદર ના ગુન્હા માટે નિરદોષ ઠરાવ્યો છે. **બતાવવાની તક તોહમતવાળાને મળવી જોઇએ.** જો ન નોટીસ આપી હોય તો કમીટ કરવાને કરેલો હુકમ રદ થસે રાણી વી. દુનજામલાઇ ઈ. લો. રી. ૬ મ. ૩૭૨ દવારકાનાથ ૧ ઇ. લો. રી. ૯૩ સેસન કોર્ટથીજ ઇનસાફ થઈ શકે તેવા કેસમા હુકમ કરતા પેહલા અ પારેગ્રાફમા બતાવ્યા મુજબ નોટીસ આપવી જોઇએ, પણ બ પારેગ્રાફ માટે તેવુ બંધન નથી, પણ કોઈ સખસની સ્વતંત્રા વિરૂધ ફોજદારી રીતે ઇલાજ લેતા પેહલા તેને કારણ બતાવવાની તક આપવી જોઇએ રાણી વી. દોરાબજી હોરમજજી ઇ. લો. રી. ૧૦ મુ. ૧૩૧

ચોકસી કરવાનું ફરમાવવાનો અધિકાર.

**૪૩૭. ૪૩૫ મી કલમ પ્રમાણે અથવા બીજી કોઇરીતે કોઇ પણ દફતર તપાસી જોયા ઉપરથી હાઇકોરટ અથવા સેશન જડજ એવું ફરમાવવાને મુખત્યાર છે કે ૨૦૩ જી કલમ પ્રમાણે અથવા ૨૦૪ થી કલમની પેટા કલમ (૩) પ્રમાણે કાહાડી નાંખેલી કોઈ પણ ફરિયાદ બાબત અથવા જે તોહોમતવાળાને છોડી મુકવામા આવ્યો હોય તે તોહોમતવાળાના મુકદ્દમાબાબત વધારે ચોકસી જીલ્લા માજીસ્ટ્રેટે પોતાની જાતે કરવી અથવા પોતાના તાબા માંહેના કોઈ પણ માજીસ્ટ્રેટની પાસે કરાવવી; અને તે ચોકસી જાતે કરવાને અથવા કોઇ પણ તાબામાંહેના માજીસ્ટ્રેટને તેમ કરવાનું ફરમાવવાને જીલ્લા માજીસ્ટ્રેટ મુખત્યાર છે.**

**ટીક—બીજી કોઇ રીતે.** આ શબ્દો મોઘમછે ખાસ શબ્દા ક. ૪૩૫ એ છે, ચાલતા નિયમ પ્રમાણે તેનો અર્થ કરવો જોઇએ તેનો અર્થ એવો નથી કે ગમે તે રીતે પણ કોડમાં બતાવેલી રીતે એવો થાયછે નોબીન કીશતોલાલ વી. રસીકલાલ ઇ. લો. રી. ૧૦ ક. ૨૬૮ **હાઇકોરટ** આ કલમમાં ત્રણ કોર્ટો સાથે જણાવીછે તેથી કાયદો એમ બતાવેછે કે ત્રણેને આ કલમથી ક્રમમાં બતાવેલી બાબતમાં સરખો અધીકારછે જો આ કલમમાં હાઇકોરટ એ શબ્દ ન વાપર્યો હોત તો ક. ૪૩૫, ૪૩૯, પ્રમાણે અધીકાર હતોજ હરીદાસ વી. શ્રાતુલા ઇ. લો. રી. ૧૫ ક. ૬૦૮ **શેસન જડજ** ડીસ્ત્રીકટ માજીસ્ટ્રેટે વધારે ચોકસી કરવાની અરજ ના મંજુર કરી હોયતો તે હુકમનુ રીવ્યું કરવા શેસન જડજને અધીકાર નથી, જરૂર હોયતો ક. ૪૩૮ પ્રમાણે રીપોર્ટ કરવો, દરબારી મંડલ વી. ભજવોલાલ ઈ. લો. રી. ૨૨ ક. ૫૩૭ **૨૦૩ જી કલમ પ્રમાણે × × × × છોડી મુકવામા આવ્યો હોય.** ફકત ૨૦૩ પ્રમાણે ફરીયાદ કાઢી નાંખી હોય અથવા જ્યારે તોહમતવાળાને છોડી મુકવામાં આવ્યો હોય ત્યારે વધારે ચોકસી કરવા હુકમ થઇ શકે રાણી વી. શામલાલ ઇ. લો. રી. ૧૪ ક. ૭૦૭ ક. ૪૩૬માં ગેરવાજબી જે શબ્દ છે તે આ કલમમાં નથી, એટલે મુકી દેવામાં આવ્યા છે, ને તે મુકી દેવાથી હદ વગરનો ને માત્ર ગેરવાજબી રીતે છોડી દેવાનાજ કામમાં નહી પણ જે હકીકત રજુ હોય તે પરથી બરાબર છોડી મુકયો હોય પણ વધારે ચોકસીની જરૂર હોયતો આ કલમ પ્રમાણે હુકમ કરી શકે રાણી વી. વીછોટુ ઇ. લો. રી. ૯ અ. ૫૨ નિરદોષ ઠરાવી છોડી મુકેલા કેસમા વધારે ચોકસી કરવાનો હુકમ કરવાને સેસન જડજને અખત્યાર નથી માત્ર તે અધીકાર હાઇકોરટ ક. ૪૩૯ પ્રમાણે બજાવી શકે બૈજનાથ પાંડે ઈ. લો. રી. ૨૦ ક. ૬૩૩ ક. ૧૪૫ પ્રમાણે હુકમ કર્યો હોય તેમાં વધારે ચોકસી કરવાનો હુકમ ન કરી શકાય ચધુરાય ઇ. લો. રી. ૨૦ ક. ૭૨૯ **વધારે ચોકસી.** આ શબ્દો

નો અર્થ જુદી જુદી વખતે જુદો કરેલછે વધારે ચોકસી એ શબ્દોનો અર્થ વધારાનો પુરાવો એમ થાયછે પણ તેજ પુરાવાથી ફરી સાંભળવો એમ થતો નથી દરસનલાલ વી. જુમકલાલ ઇ. લો. રી. ૧૨ ક. ૫૨૨ ચંદ્રચરન વી. હેમચરન ઇ. લો. રી. ૧૦ ક. ૨૦૭ જીબન ક્રીસ્ટોરાય. વી. સીબચંદ્રદાસ ઇ. લો. રી. ૧૦ ક. ૧૦૨૭ બીજી શાહેદની જુબાનીઓ લેવી હોય અથવા લીધેલા સાહેદને બરાબર તપાસ્યા ના હોય ત્યારે વધારે ચોકસી માટે હુકમ કરી શકાય રાણી વી. અમીરખાન ઇ. લો. રી. ૮ મ. ૩૩૬ હરીદાસ વી. શ્રીતુલા ઇ. લો. રી. ૧૫ ક. ૬૦૮ આ શબ્દોનો અર્થ વધારે મળી આવેલો પુરાવો અથવા વધારે મળી આવેલી બાબતો એમ થતો નથી. વધારાના પુરાવાને લાગુ પડેછે એમ ધારો કે વધારાનો પુરાવો તેજ સાહેદીઓને ફેર તપાસ્યાથી નિકળી આવે તેથી વધારે ચોકસી તેજ સાહેદોઓથી ખોળી કાઢવાથી અથવા નવા સાહેદોથી થઇ શકે રાણી વી. દોરાબજી હોરમજજી ઈ. લો. રી. ૧૦ મુ. ૧૩૧ છોડી મુકયો હોય તેજ કેસમાં તેજ બાબત પરથી વધારે ચોકસી કરવાનો હુકમ કરી શકાય ને વધારે ચોકસીનો હુકમ કરતા પહેલા ચો તરફ વિચાર કરી ઘણી સાવચેતીથી ને કરકસરથી તેનો ઉપયોગ કરવો રાણી વી. ચોટુ ઈ, લો. રી. ૯ અ. ૫૨ આ કલમ પ્રમાણે હુકમ કર્યો એટલે માજીસ્ટ્રેટની આગલ છોડી મુકવાનો હુકમ કરતા અવલ જેમ કેસ ખુલો હતો તેવી સ્થીતીમાં આવેછે રાણી વી. પાપડુ ઈ. લો. રી. ૭ મ. ૪૫૪ વધારે ચોકશી કઈ બાબતમાં કરવી તે પણ હુકમમાં જણાવવું રાણી વા. અમીરખાન ઇ. લો. રી. ૮ મ. ૩૩૬ રાણી વી. ઇરામરેડી ઈ. લો. રી. ૮ મ. ૨૯૬ **જીલા માજીસ્ટ્રેટ ડેપ્યુટી માજીસ્ટ્રેટ જીલા માજીસ્ટ્રેટનુ ચાલુ કામ કરે તો તેને આ કલમ મુજબ અધીકાર નથી રામાનંદ વી. કોયલાસ ઈ. લો. રી. ૧૧ ક. ૨૩૬. ક. ૨૫૩ પ્રમાણે છોડી મુક્યો હોય તેવા કેસમાં હાઇ કોરટમાં રીફરન્સ કરતા આ કલમ પ્રમાણે વધારે** તપાસ કરવાનો હુકમ કરવાને જીલા માજીસ્ટ્રેટને અધીકાર છે રવલા વસ્તા મુ. હા. કો. ક્રી. ૨. ૧૯-૩-૮૨ શ્રીનીવાસ રામસ્વામી મુ. હા. કો. ક્રી. ૨. ૬-૫-૮૭ **સેસન** જડજે હુકમ કર્યો હોય તો તેથી વિરૂધ જીલા માજીસ્ટ્રેટે હુકમ ન કરવા જો સેસન જડજના હુકમ ખોટા છે એમ ધારે તો સરકારી વકીલની મારફતે તે મુકદમો હાઇકોરટ માટે મોકલવો જોઇએ પીરથી ઈ. લો. રી. ૧૨ અ. ૪૩૪ દરબારી મંડલ ઈ. લો. રી. ૨ ક. ૫૩૭ ગંભીર કાલુ મુ. હા. કો. ક્રી. ૨. ૫-૩-૯૦ **પોતાના તાબા માહેના કોઇ પણ માજીસ્ટ્રેટની** જે માજીસ્ટ્રેટે પુરાવાનો અભીપ્રાય બાંધ્યો હોય તેજ બાબતમાં ફરી વિચાર બાંધવા બીજા માજીસ્ટ્રેટને મોકલવુ તે વધારે પસંદ કરવા જોગ છે બાલકૃષ્ણ તુકારામ મુ. હા. કો. ક્રી ૨. ૫-૫-૮૭ **હુકમ કરતા પહેલા નોટીસ.** આપવાની જરૂર નથી રાણી વી. દોરાબજી ઇ. લો. રી. ૧૦ મુ. ૧૩૧ રાણી વી. ક્રીસ્ટો મુકરજી ઇ. લો. રી. ૧૦ ક. ૨૬૮ નોટીસ આપવી જોઇએ રાણી વી. ચોટુ ઇ. લો. રી. ૯ અ. ૫૨. રાણી વી. કસનુ ઇ. લો. રી. ૬ અ. ૩૬૭. ક. ૨૦૩ પ્રમાણે કાઢી નાંખી હોય તેમા નોટીસ અવસ્ય આપવી ને તમામ કેસમાં આપવી એ વધારે સારૂ છે હરીદાસ વી. શ્રીતુલા ઇ. લો. રી. ૧૫ ક. ૬૦૮ નોટીસ આપવીજ જોઇએ રાણી વી. પારથ ઈ. લો. રી. ૧૨ અ. ૪૩૪ ચંદીચરન વી. હેમચરન. ઈ. લો. રી. ૧૦ ક. ૨૦૭

હઇકોરટને રિપોર્ટ કરવા બાબત.

**૪૩૮. (૧) સેશન જડજ અથવા જીલ્લા માજીસ્ટ્રેટ કોઇ પણ ચલાવેલાં કામનું દફતર ૪૩૫ મી કલમ પ્રમાણે અથવા બીજી કોઇરીતે તપાસી જોઇને પોતાને યોગ્ય લાગે તો તે તપાસના પરિણામનો રિપોર્ટ હઇકોરટના હુકમ માટે કરવાને મુખત્યાર છે, અને જ્યારે સદરહુ રિપોર્ટમાં કોઇ શિક્ષા-**

**નો હુકમ ફેરવવાની અથવા તેમાં ફેરફાર કરવાની ભલામણ કરવામાં આવે, ત્યારે સદરહુ શિક્ષાનો હુકમ અમલમાં લાવવાનું મોકુફ રાખવાનો, અને જો તોહોમતવાળો કેદમાં હોય તો તેને જામીન ઉપર અથવા તેનાં પોતાનાં ખત ઉપર છોડવાનો હુકમ કરવાને મુખત્યાર છે.**

**(૨) જે કોઇ પણ મુકદમો સેશન જડજ તરફથી આડિશનલ સેશન જડજને મોકલવામાં આવે તે મુકદમાના સંબંધમાં આ બાબની રૂપે સેશન જડજના સઘળા અધિકાર આડિશનલ સેશન જડજને છે એમ સમજવું અને તે સઘળા અધિકાર ચલાવવાને આડિશનલ સેશન જડજ મુખત્યાર છે.**

**ટીકા**—પોતાને યોગ્ય લાગેતો આ શબ્દો તથા અથવા તેમાં ફેરફાર કરવાની એ શબ્દો નવીનછે પારા બીજો નવીનછે **દફતર તપાસી જોયા પરથી** આ કલમ પ્રમાણે રેફરન્સ કલમ બતાવેલા હેતુ સારૂ થઇ શકે માત્ર જેલદરોગાના રીપોર્ટપરથી કરી શકાય નહી રાણી વી. મનીરૂદ્દીન ઇ. લો. રી. ૧૮ ક. ૭૫ સેસન કોરટે પોતાની આગળ ચાલતા કેસમાં હકુમતનો સ્વાલ ઉત્પન્નથવાથી આ કલમ મુજબ રેફરન્સ કર્યું તેમાં ઠરાવ્યું કે—આ કલમ પ્રમાણે ન મોકલી શકાય. સેસન જડજે તે પોતે સ્વાલ ચુકવવો રાણી વી ભુપસીંગ ઇ. લો. રી. ૨. અ. ૭૭૧ સેસન કોરટમાં ઇનસાફ ખોટો થયોછે એવા સબબથી ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટે આ કલમ મુજબ લખી મોકલી શકે નહી જો તેમનુ તેમ ધારવુ હોયતો લીગલરીમ્બ્રેરન્સ મારફત કામ ચલાવવુ હીરામન વી. રામકુમાર ઇ. લો. રી. ૧૮ ક. ૧૮૯ જો તેમ ધારવુ હોયતો ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટે પબલીક પ્રોસીક્યુટર મારફત ચલાવવુ તેથી બે ફાયદા થસે (૧) ઉઠાવેલા સ્વાલની યોગ્યતા વિષે સલાહ મળશે (૨) મજબુત દેખાવથી મુકવામાં આવે જેથી ખાત્રી થાય રાણી વી. સેરસીંગ નિચલી કોર્ટના દફતર વિશે લખી મોકલાય પણ ઉપરી કોર્ટ માટે નહી રાણી વી. કરમડી ઇ. લો. રી. ૨૩ ક. ૨૫૦ **જામીન પર** સજા રદ કરવાની ભલામણ હોય ત્યારેજ જામીન પર છોડી શકાય રાણી વી. કનીસહ ૨૩ વિ. રી. ૪૦ જ્યારે ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટને હાઇ કોરટમાં રીપોર્ટ કરવાનો અધીકાર નથી ત્યારે તોહોમતદારને જામીન પર છોડી શકે નહી, હીરામન વી, રામકુમાર ઇ. લો. રી. ૧૮ ક. ૧૮૯

તપાસ કરવાનો હઇકોરટનો અધિકાર

**૪૩૯. (૧) જ્યારે કોઇ પણ ચાલેલાં કામનું દફતર હઇકોરટે પોતેજ મંગાવ્યું હોય, અથવા હુકમ થવામાટે તે કામનો રિપોર્ટ આવ્યો હોય, અથવા બીજી રીતે તે કામ હઇકોરટના જાણવામાં આવે, ત્યારે ૧૯૫ મી, ૪૨૩ મી, ૪૨૬ મી, ૪૨૭ મી, અને ૪૨૮ મી કલમથી અપીલ કોરટને અથવા ૩૩૮ મી કલમથી કોઈ કોરટને આપેલા અધિકારમાંનો કોઇ પણ અધિકાર પોતાની નજરમાં આવે તો, ચલાવવાને, અને શિક્ષા વધારવાને, હઇકોરટ મુખત્યાર છે, અને જયારે તપાસની કોરટના જડજોના બે પક્ષ થઇને બેઉનાં સરખાં મત પડે, ત્યારે ૪૨૯મી કલમથી ઠરાવેલી રીતે તે કામનો નિકાલ કરવો જોઇએ.**

**(૨) તોહુમતવાળાને પોતાના જવાબમાં જે કહેવું હોય તે જાતે અથવા પ્લીડરની મારફતે કહી સંભળાવવાની તેને તક આપ્યા વગર તેને નુકશાન થાય એવો કાંઈ પણ હુકમ આ કલમ પ્રમાણે કરવો નહી.**

**(૩) જે શિક્ષાના હુકમની તજવીજ આ કલમ પ્રમાણે કરવામાં આવે તે શિક્ષાનો હુકમ ૨૪ મી કલમમાં ઠરાવ્યું છે તે શિવાય બીજી રીતે કા-**

**મ કરનારા કોઈ માજીસ્ત્રેટે કર્યો હોય ત્યારે જે ગુન્હો તે કોરટના મત પ્રમાણે તોહમતવાળાએ કર્યો હોય તે ગુન્હા બાબત જેટલી શિક્ષા કોઇ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ત્રેટ કરી શકત તે કરતાં વત્તી શિક્ષા તે ગુન્હા બાબત તે કોરટે કરવી નહી.**

**(૪) આ કલમ માંહેનો કોઈ પણ મજકુર ૨૭૩ મી કલમ પ્રમાણે કરેલી નોંધને લાગુ છે એમ અથવા તે ઉપરથી ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ બદલીને ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર હાઇ કોરટને છે એમ સમજવું નહિ.**

**(૫) આ કાયદા અન્વયે અપીલ ચાલી શકતી હોય અને અપીલ આણી ન હોય તે પ્રસંગે, જે પક્ષકાર અપીલ કરી શકતે તેના કેહેવા ઉપરથી તપાસ માટેનું કાંઈપણ કામ દાખલ કરવું નહિ.**

ટીકા.--પારેગ્રાફ ૫ મો નવીનછે **પોતેજ મંગાવ્યું હોય.** xxx**જાણવામાં આવે.** અમે તેવી રીતે ખબર મળી હોય તે પરથી વાપરી શકે અરોહીમતિ બાબત ઇ. લો, રી, ૨ મ, ૩૮ તથા રાણી વી, ડોગાજી ઈ. લો. રી. ૨. મુ ૫૬૪ **શીક્ષા વધારવાને** અધીકારછે મે તરઅલી ઇ. લો. રી. ૧૧ ક. ૫૩૦ પીરમહમદ ઇ. લો. રી. ૧૦મુ. ૨૫૪ સજાના પ્રકાર બદલી શકેછે કામકુરીયા ઇ. લો. રી. ૬ અ. ૬૨૨ કામ ચાલીગયા પછી પ્રથમ અપરાધી ઠરવાનો પુરાવો માલમ પડ્યો હોય તો સજામાં વધારો કરવો તે વ્યાજબી ન ગણાય નાહના બે કરી મુ. હા. કો ક્રી. રૂ. ૧૪–૩–૮૯ કરીમ મહમદ મુ. હા. કો. ક્રી. રૂ. ૧૧–૪–૮૯ **હકીકતના સ્વાલમાં ઉતરવાની હૈકોર્ટની સત્તા.** હૈકોરટ હકીકતની બાબતમાં વચે આવી શકે છે ને જો ખાસ કારણો વચે આવવાના હસે તો ન્યાયની ખાતર તેમ કરશે રાણી વી. છગન ઇ, લો. રી. ૧૪ મુ. ૩૩૧ હકીક્તની બાબતમા વચે આવવાનો અધીકાર દરેક કેસના ગુણદોષપર આધાર રાખે છે જો ન્યાયના હીતખાતર તેમ કરવું જરૂરનુ હોય અથવા તજવીજ ભુલ ભરેલી હોયતો વચે આવી શકે સોમા ચતુર મુ. હા. કો. ક્રી. રૂ. ૧૯—૬—૯૭ ની હકીકતની બાબતમા વચે આવી શકે છે ને તે માટે રામબ્રમ્હા ઇ. લો. રી. ૨૧ ક. ૯૩૧ કેશવચંદ્રરાય ઇ. લો. રી. ૨૨ ક. ૯૯૮ **હાઇકોરટ દરમીનાન થઈ** પુરાવાથી મળણુતી મળ્યા શીવાય શીક્ષા થઇ હોયતો દરમીયાન થઇ રદ કરી શકે છે રાણી વી. શેખસાહેબ ઇ. લો. રી. ૮ મુ. ૧૯૭ સજા પુરી થયા પછી પણ દરમીયાન આવવાની જરૂર જણાયતો વચે આવી શકે છે રાણી વી. સીનહા. ઈ. લો. રી. ૭ અ. ૧૩૫ મુખતીઆરીનો ગેર ઉપયોગ કર્યો હોય અથવા ઉપયોગ ન કર્યો હોયતો દરમીયાન આવી શકે જગતચંદર ચકરબતી ઇ. લો. રી. ૨ ક. ૧૧૦ જામીન ઉપર છોડવાની તકરાર બાબત દરમીયાન આવી શકે ઇ. લો. રી. ૬ મ. ૬૩ દફતરમા નહી નોંધેલો તેવા પુરાવાપર આધાર રાખી શીક્ષા કરેલી તેમા દરમીયાન આવી રદ કરી શ્રીપતીચરણ ૨૪ વિ. રી. ૧૪ ભોકતીરામ ઈ. લો. રી. ૫ ક. ૧૮૪ બચાવનો મુદ્દાનો સાહેદ તપાસવા ના પાડેલી તેમા દરમીયાન થઇ સજા રદ કરી ફરી તપાસ માટે હુકમ કર્યો લખીનારાયણ ૨૪ વિ. રી. ૧૮. કલમ ૪૭૭ પ્રમાણે સેસન કોરટ કમીટ કરવા હુકમ કરેલો તે રદ કરવાનો અધીકાર હાઇકોરટને છે. લછમનસીંગ ઇ. લો. રી. ૨ અ. ૩૯૮ ક. ૪૮૮ મુજબ કરેલા હુકમ રદ કરવાનો સુધારવાનો આ કલમ મુજબ હૈકોરટને અધીકાર છે. સુબાનસાહી. મ. હા. કો. તા. ૨૯—૭—૮૭ ક. ૧૯૫ ને ક. ૪૭૬ મુજબ થએલા હુકમમા વચે આવી શકે છે, એવુંનાથ સીકદાર ઇ. લો. રી ૧૬ ક. ૭૩૦ ક, ૪૭૬ મુજબ થએલા હુકમ

૨૬ કરવાની સતા છે શ્રીનીવાસાલુ ઇ. લો. રી. સ. મ. ૧૨૪ નસરવાનજી મુ. હા. કો. ક્રી. રૂ. ૯—૩—૯૭ મથુરદાસ ઈ. લો. રી. ૧૬ અ. ૮૦ ગેરવાજબી રીતે તોહમતદારપર સાબીતીનો બોજો નાંખ્યો હોયતો નાગેશ વૈજનાથ મુ. હા. કો. ક્રી. રૂ. ૨૩—૯—૯૫

**હૈકોર્ટે દરમીયાન થવા ના પાડી.** હકીકતની બાબતમાં ઘણા ખાસ કારણો શીવાય વચ્ચે નહી આવે મહમદ હસન મુ. હા. કો. ક્રી. રૂ. ૮—૨—૮૬ જજમેંટ રીત વિરૂધ હોય પણ પોઇન્ટપર બરાબર લક્ષ આપ્યુ હોયતો દરમીયાન નહી આવે રોહીમુદી ઇ, લો. રી. ૨૦ ક. ૩૫૩ ક. ૧૪૪ મુજબના હુકમમા દરમીયાન નહી આવે વીઠલ અના મુ. હા. કો. ક્રી. રૂ. ૧૪—૮—૯૦ તપાસણીના અધીકાર ખાસ કારણો મલ્યા શીવાય નહી બજાવે રાણી વી. શેખસાહેબ ઈ. લો. રી. ૮ મુ ૧૯૭ તપાસનારી કોરટ તરીકે નિરદોષના ઠરાવમા વચ્ચે આવવા ના પાડી ઇ. લો. રી. ૮ ક. ૮૯૫-૧૧ મુ, હા. કો. રી. ૧૧૭ ઈ. લો. રી. ૧૪ મ, ૩૬૩ સરકારથી અપીલ થઈ શકે છે માટે નિરદોષના ઠરાવમા દરમીયાન આવવા ના પાડી ૭ ક. લો. રી. ૪૨ નિરદોષ ઠરાવી છોડી મુક્યા ના કેસમા જો કે આ કલમ પ્રમાણે અધીકાર છે તો પણ સાધારણ રીતે તેવા ઠરાવની વચમા આવતી નથી, કારણ કે, સરકાર ક.૪૧૭ મુજબ અપીલ કરી શકેછે, ને ફરીયાદીએ આવી બાબતમાં સરકારને અપીલ કરવા અરજ કરવી. હીરાબાઈ વી. ફ્રામજી ભીકાજી ઇ. લો. રી. ૧૫ મુ. ૩૪૯ રાણી વી. આલાબક્ષ ઇ. લો. રી. ૬ અ. ૪૮૪ આ કલમમા એવુ કાઇ બતાવ્યુ નથી કે જ્યાં આધારવાલો ન્યાય થયોછે ત્યારે હૈ કોરટને દરમીયાન થવાની જરૂર પડે, જે કેસોમાં વાસ્તવિક ન્યાય થયાનુ માલમ પડે તેવા કેસમાં કાયદાની ન જીવી ભુલ કરી હોયતો હૈ કોરટ દરમીયાન થસે નહિ બંક્રા બેહારીસેન ૧૮ વિ. રી. ૨૩ **પાંચમો પારેગ્રાફ** માજીસ્ટ્રેટે જે વિચાર દર્શાવ્યા છે તેથી જુદો વિચાર સેસન જડજ દર્શાવ્યો તેટલાથી દરમીયાન અવાય નહી તોહમતદારને અપીલ કરવાનો રસ્તો હતો પણ તે પ્રમાણે ન કર્યું, તેથી આ પારેગ્રાફ પ્રમાણે તેની અરજ પરથી થઇ શકે નહી, કારણ કે તેમ કરવા પ્રતીબંધ કરેછે રાણી વી. શાઇખઅનસાર ઇમામ મુ. હા. કો ક્રી. રૂ ૩૨ સને ૧૮૯૮ તપાસણીની અરજ લાંબી મુદતે કરેતો દરમીયાન નહી થાય રામના રાયણુ ઇ. લો. રી. ૮ અ. ૫૧૪.

પક્ષકારોની હકીકત સાંભળવી કે નહિ એ કોરટની મુખત્યારી ઉપર છે,

**૪૪૦. જ્યારે કોઇપણ કોરટ તપાસ કરવાનો પોતાનો અધિકાર ચલાવતી હોય, ત્યારે તેની આગળ જાતે અથવા પ્લીડરની મારફતે પોતાની હકીકત કહી સંભળાવવાનો હક્ક કોઇ પણ પક્ષકારને નથી.**

**પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ અધિકાર ચલાવતી વખતે કોઇપણ પક્ષકાર જાતે અથવા પ્લીડરની મારફતે જે કહે તે સાંભળવાનું કોરટને દુરસ્ત લાગે તો, તે સદરહુ કોરટ સાંભળવાને મુખત્યાર છે, અને આ કલમ ઉપરથી ૪૩૯ મી કલમની પેટા કલમ (૨) ને બાધ આવે છે એમ સમજવું નહિ.**

**ટીકા**—પ્લીડર હક તરીકે ઉભા રહેવાનો હક ધરાવતો નથી દેવામાં ઇ. લો. રી. ૧ મુ. ૬૪ મુદાની બાબતમાં પ્લીડરોનુ સાંભળવુ જોઇએ હારાધન ઇ. લો. રી. ૧૯ ક. ૩૮૦ ગુન્હાની નાસાબીતીના ઠરાવ સામે તપાસણીનો અધિકાર ચલાવવામાં પ્લીડરનુ સાંભળવા ના પાડી થંડાવાન ઇ, લો રી, ૧૪ મ, ૩૬૩

**૪૪૧. જ્યારે કોઇપણ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટે ચલાવેલાં કોઇપણ કામનું દફતર ૪૩૫ મી કલમ પ્રમાણે હાઇ કોરટે મંગાવ્યું હો-**

પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ પોતાના ઠરાવના કારણોનો મજકુર મોકલે તે હાઇકોરટે ધ્યાનમાં લેવો.

થ, ત્યારે તે માજીસ્ત્રેટ પોતાના ઠરાવનાં અથવા હુકમના કારણોનો, તથા જે કંઈ હકીકત તકરારી વાત બાબત પોતાને મુદ્દાની લાગે તે હકીકતનો મજકુર તે દફતરની સાથે મોકલવાને મુખત્યાર છે; અને સદરહુ ઠરાવ અથવા હુકમ નામંજુર કરતાં પેહેલાં અથવા રદ્દ કરતાં પેહેલાં તે કોરટે સદરહુ મજકુર ધ્યાનમાં લેવો.

હાઇકોરટનો હુકમ નીચલી કોરટને અથવા માજીસ્ત્રેટને સહી સીકા સહિત લખી જણાવવો.

૪૪૨. જ્યારે આ બાબ પ્રમાણે હાઇ કોરટે કોઈ મુકદ્દમો તપાસ્યો હોય ત્યારે તપાસેલો ઠરાવ શિક્ષાનો હુકમ, અથવા (બીજો) હુકમ જે કોરટે દફ્તરમાં દાખલ કર્યો હોય અથવા કર્યો હોય તે કોરટને હાઇકોરટ પોતાનો ઠરાવ અથવા હુકમ આમાં આગળ ૪૨૫ મી કલમમાં ઠરાવેલી રીતે સહી સીકા સહિત લખી જણાવવો અને પછી જે કોરટને અથવા માજીસ્ત્રેટને તે ઠરાવ અથવા હુકમ એ પ્રમાણે લખી જણાવ્યો હોય તે કોરટે અથવા માજીસ્ત્રેટે એ પ્રમાણે લખી જણાવેલા ઠરાવને અનુસરતો હુકમ કરવો, અને જરૂર હોય તો તે મુજબ દફ્તર સુધારવું.

# ભાગ ૮ મો.

## વિશેષ કામ ચલાવવા બાબત.



## બાબ ૩૩ મો.

## યુરોપીયનો તથા અમેરિકનો ઉપર ફોજદારી કામ ચલાવવા બાબત

યુરોપીયન બ્રિટિશ રઇયત ઉપર મુકેલાં તોહોમત બાબત ચોકસી તથા ઇનસાફ કરવાનો અધિકાર કયા માજીસ્ત્રેટોને છે

૪૪૩. જે માજીસ્ત્રેટ જસ્ટીસ ઓફ ધી પીસ ન હોય અને (જીલ્લા માજીસ્ત્રેટ અથવા પ્રેસીડેન્સી માજીસ્ત્રેટની બાબતમાં શિવાય કરીને) પેહેલા વરગનો માજીસ્ત્રેટ તથા યુરોપીયન બ્રિટિશ રઇયત ન હોય તેવા કોઇ પણ માજીસ્ત્રેટે કોઇપણ યુરોપીયન બ્રિટિશ રઇયત ઉપર મુકેલા કોઇપણ તોહોમતની ચોકસી અથવા ઇનસાફ કરવો નહિ.

સેશન જડજ યુરોપીયન બ્રિટીશ રઇયત હોવો જોઇયે.

આસીસ્ટન્ટ સેશન જડજ પોતાના હોદ્દા ઉપરત્રણ વર્ષસુધી રેહેલો હોવો જોઇયે અને તેને વીશેષે કરીને અધીકાર આપવો જોઇયે.

૪૪૪. સેશન જડજ શિવાય સેશન કોરટમાં અધ્યક્ષ સ્થાને બેસનારો જે કોઈ જડજ પોતે યુરોપીયન બ્રિટીસ રઇયત ન હોય તેણે યુરોપીયન બ્રિટિશ રઇયત ઉપર હકુમત ચલાવવી નહિ; અને જો તે આસિસ્ટન્ટ સેશન જડજ હોય તો તેણે આસિસ્ટન્ટ સેશન જડજના હોદ્દા ઉપર ઓછામાં ઓછા ત્રણ વર્ષ સુધી રહ્યા વગર અને આ બાબત સ્થાનિક સરકાર તરફથી પોતાને વિશેષે કરીને અધિકાર મળ્યા વગર સદરહુ હકુમત ચલાવવી નહિ.

૪૪૫. ૪૪૩ મી, અથવા ૪૪૪ મી કલમ માંહેના કોઈપણ ઠરાવ ઉપરથીએમ સમજવું નહિ કે યુરોપીયન બ્રિટિશ રઇયત શિવાય બીજા કોઇપણ શખસ કાંઇ ગુન્હો કર્યો હોત, તો જે બાબતમાં તે ગુન્હો જે કોઇપણ માજીસ્ટ્રેટ સાંભળી શકત તે બાબતમાં તેવી કોઇપણ રઇયતે કરેલો તેવો ગુન્હો તે માજીસ્ટ્રેટને સાંભળવાની મના છે.

યુરોપીયન બ્રિટિશ રયઇતે કરેલો ગુન્હો સાંભળવા બાબત.

પણ એવું ઠરાવ્યું છે કે, જે યુરોપીયન બ્રિટિશ રઈયત ઉપર કાંઇ ગુન્હાનું તોહોમત આવ્યું હોય તે રઈયતને હાજર થવાની જરૂર પાડવા સારૂ જો તે માજીસ્ટ્રેટ કાંઈપણ પ્રોસેસ કાહાડે, તો તે બાબતની ચોકસી અથવા ઇનસાફ કરવાની હકુમત જે માજીસ્ટ્રેટને હોય તે માજીસ્ટ્રેટની પાસે સદરહુ પ્રોસેસ પાછી મોકલાય એમ કરવું.

૪૪૬. ૩૨ મી અથવા ૩૪ મી કલમમાં ગમે તે કહ્યું હોય તે છતાં, જીલ્લા માજીસ્ટ્રેટ અથવા પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ શિવાય બીજા કોઈપણ માજીસ્ટ્રેટે યુરોપીયન બ્રિટિશ રઇયત ઉપર ત્રણ મહિના સુધીની મુદતની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બન્ને શિક્ષા શિવાય બીજી કોઇપણ શિક્ષાનો હુકમ કરવો નહિ, અને જીલ્લા માજીસ્ટ્રેટે છ મહિના સુધીની મુદતની કેદની અથવા બેહજાર રૂપિયા સુધીના દંડની અથવા એ બન્ને શિક્ષા શિવાય એવી કોઇ શિક્ષાનો હુકમ કરવો નહિ.

જે શિક્ષાના હુકમ કરવાનો અધિકાર પ્રાંત માંહેના માજીસ્ટ્રેટોને છે તે.

૪૪૭. (૧) જ્યારે કોઈ માજીસ્ટ્રેટની આગળ યુરોપીયન બ્રિટિશ રઇયત ઉપર કોઈ ગુન્હાનું તોહોમત આવ્યું હોય, અને, સદરહુ માજીસ્ટ્રેટના મત પ્રમાણે, તે ગુન્હા બાબત પોતે યોગ્ય શિક્ષા કરી શકતો નહિ હોય, અને તે ગુન્હો મોતની અથવા જીવતાં સુધી સમુદ્ર પારની શિક્ષાને લાયક ન હોય, ત્યારે, તોહોમતવાળાને કમિટ કરવો જોઇયે એમ પોતે ધારે તો, તે માજીસ્ટ્રેટે તેને સેશનકોરટમાં કમિટ કરવો, અથવા તે પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ હોય તો, હાઇકોરટમાં કમિટ કરવો જોઈયે.

(તોહોમત વાળાને) સેશન કોરટમાં ક્યારે અને હાઇકોરટમાં ક્યારે કમીટ કરવો.

(૨) જે ગુન્હો કરેલો જણાતો હોય તે ગુન્હો મોતની અથવા જીવતાં સુધી સમુદ્ર પારની શિક્ષાને લાયક હોય, ત્યારે તોહોમતવાળાને હાઇકોરટમાં કમિટ કરવો જોઈયે.

૪૪૮. જ્યારે ૪૪ મી કલમ પ્રમાણે હાઈ કોરટમાં કમિટ કરેલા કોઈપણ શખસ ઉપર કેટલાએક ગુન્હાનાં તોહોમત મુકયાં હોય અને તેમાંનો એક ગુન્હો મોતની અથવા જીવતાંસુધી સમુદ્રપારની શિક્ષાને લાયક હોય અને બીજા ગુન્હા એવી શિક્ષાને લાયક હોય, અને જે ગુન્હો મોતની અથવા સમુદ્રપારની શિક્ષાને લાયક હોય તે ગુન્હા બાબત તે શખસનો ઈનસાફ કરવો નહિ જોઇયે એમ હાઇકોરટની નજરમાં આવે, ત્યારે, તેમ હોય તોપણ, બીજા ગુન્હાઓ

જે ગુન્હાઓમાંનો એક ગુન્હો મોતની અથવા સમુદ્રપારની શીક્ષાને લાયક હોય અને બીજા તેવી શિક્ષાને લાયક ન હોય તેવા ગુન્હાઓનો ઈનસાફ.

બાબત તે શખસનો ઈનસાફ કરવાનો તે હાઇકોરટને અધિકાર છે.

જે શિક્ષાના હુકમ કરવાનો અધિકાર શેસન કોરટને છે તે.

૪૪૯. (૧) ૩૧ મી કલમમાં ગમે તે કહ્યું હોય તે છતાં કોઈપણ સેશન કોરટે કોઈપણ યુરોપીયન બ્રિટિશ રઈયત ઉપર એક વરસ સુધીની મુદતની કેદની અથવા દંડની, અથવા એ બન્નેની, શિક્ષા શિવાય બીજી કોઈપણ શિક્ષાનો હુકમ કરવો નહિ.

પોતાનો અધિકાર પુરતો નથી એમ સેશન જડજને જણાય ત્યારે કેમ કરવું.

(૨) જો કમિટ થયા પછી અને ફેંસલા ઉપર સહી કરતાં પેહેલાં કોઇપણ વખતે પ્રમુખ જડજને એમ લાગે કે જે ગુન્હો સાબિત થયેલો જણાય છે તે ગુન્હા બાબત સદરહુ પ્રકારની શિક્ષાના હુકમથી પુરતી શિક્ષા થઈ શકે એમ નથી, તો તેણે તેવી મતલબનો પોતાનો મત દફતરમાં દાખલ કરવો અને તે મુકદમો હાઇકોરટની પાસે મોકલી દેવો. સદરહુ જડજે ફરિયાદીને તથા શાહેદોને હાઇકોરટની આગળ હાજર થવા માટે પોતાની જાતે બાંધી લેવા અથવા (એમ) બાંધ લેવાનું કમિટ કરનારા માજીસ્ત્રેટને ફરમાવવું.

હાઇ કોરટોની અથવા સેશન કોરટની આગળ જ્યુરી અથવા આસેસરો.

૪૫૦. (૧) હાઈકોરટની અથવા સેશન કોરટની આગળ યુરોપીયન બ્રિટિશ રઈયતનો ઈનસાફ કરવામાં આવે ત્યારે, પ્રસંગ પ્રમાણે, પેહેલા જ્યુરરને બોલાવવામાં આવે અને કબૂલી રાખવામાં આવે તે પેહેલાં, અથવા પેહેલા આશેસરને નીમવામાં આવે તે પેહેલાં. એવી કોઈ રઈયત મિશ્ર જ્યુરીથી પોતાનો ઇનસાફ કરવાનું માગે તો જે જ્યુરીમાં ઓછામાંઓછા અડધા યુરોપીયન અથવા અમેરિકન હોય, અથવા યુરોપીયન અને અમેરીકન એ બન્ને હોય તે જ્યુરીથી તે ઈનસાફ થવો જોઇયે.

(૨) જ્યારે સેશન કોરટની આગળ એવો કોઇ ઇનસાફ સાધારણ રીતે આસેસરોની મદદથી થવાનો હશે, ત્યારે જે યુરોપીયન બ્રિટિશ રઈયત તોહોમતદાર હોય તે, અથવા યુરોપીયન બ્રિટિશ રઈયત હોયએવા કેટલાએક તોહોમતદારો હોય તો તે સઘળાઓ એકત્રપણે પેટા કલમ (૧) પ્રમાણે મિશ્ર જ્યુરીથી પોતાને ઈનસાફ થવો જોઇએ એવું માગવાને બદલે ઓછામાં ઓછા અડધા આસેસરો યુરોપીયન અથવા અમેરીકન હોવા જોઇએ, અથવા યુરોપીયન અને અમેરિકન એ બન્ને હોવા જોઇએ એવી માગણી કરવાને મુખત્યાર છે.

જીલ્લા માજીસ્ત્રેટની આગળ જ્યુરી માગવાનો યુરોપીયન બ્રિટિશ રઈયતનો હક્ક.

૪૫૧. (૧) યુરોપીયન બ્રિટિશ રઇયતનો ઈનસાફ જીલ્લા માજીસ્ત્રેટની આગળ ચાલતો હોય ત્યારે, એવી કોઇ રઇયતને, સમનના મુકદમામાં ૨૪૪મી કલમ પ્રમાણે તેના જવાબમાં તેનું કેહેવું સાંભળવામાં આવે તેની અગાઉ, અથવા વારંટના મુકદમામાં ૨૫૬ મી કલમ પ્રમાણે જવાબ આપવાનું કામ તેણે શરૂ કર્યાની અગાઉ, ૪૫૦ મી કલમમાં કહેલી રીતે બનેલી જ્યુરીથી પોતાનો ઇનસાફ કરવો એવો દાવો કરવાનો અખત્યાર છે.

(૨) સમનના મુકદમામાં તોહોમતદારનું કેહેવું સાંભળવાનું ૨૪૪ મી કલમ પ્રમાણે માજીસ્ત્રેટ શરૂ કરે તે વખતે, અથવા વારંટના મુકદમામા તોહોમતદારને પોતાનો જવાબ કરવાનું ૨૫૬ મી કલમ પ્રમાણે માજીસ્ત્રેટ કહે તે વખતે પેટા કલમ (૧) પ્રમાણે દાવો કર્યો હોય તો ઉપર કહ્યા પ્રમાણે જયુરીથી ઇનસાફ થવા સારૂ જરૂરનો હુકમ માજીસ્ત્રેટે તાબડતોબ કરવો જોઇએ.

(૩) જો સદરહુ પ્રકારનો દાવો, ચાલતાં કામમાં અગાઉને કોઇ વખતે કર્યો હોય તો લખી લીધેલા પુરાવા ઉપરથી જ્યારે જ્યારે માજીસ્ત્રેટને લાગે કે જયુરી આગળ જવાજોગ મુકદમો છે ત્યારે ત્યારે તેણે તેવા પ્રકારનો હુકમ કરવો.

(૪) એવા દરેક મુકદમામાં ઉપર કહ્યા પ્રમાણેનો હુકમ કરવાની અંગાઉ ૨૪૨મી કલમમાં ગમે તે કહ્યું હોય તો પણ માજીસ્ત્રેટે પદ્ધતિ પ્રમાણે તોહોમતનામું તઇયાર કરવું જોઇયે.

(૫) આ કલમ પ્રમાણે ચલવવાના દરેક ઈનસાફની વખતે ફરિયાદી, તોહોમતવાળા તથા સાહેદોને હાજર થવું પડે એમ કરવા સારૂ ૨૧૧મી ૨૧૬,મી ૨૧૭મી, ૨૧૯ અને ૨૨૦ મી કલમના ઠરાવ બને તેટલે સુધી લાગુ થશે.

(૬) સેશન કોરટની આગળ જયુરીથી કરવાના ઇનસાફમાં કામ ચલાવવા સંબંધી આ કાયદાના ઠરાવ, બને તેટલે સુધી આ કલમ પ્રમાણે ચલાવવાના દરેક ઈનસાફને, જાણે જીલ્લા માજીસ્ત્રેટ સેશન-જડજ હોય અને તોહોમતવાળાને ઇનસાફ થવાસારૂ તેની કોરટમાં કમિટ કર્યો હોય તે પ્રમાણે લાગુ પડશે.

(૭) સઘળી કોરટો પેટા કલમ (૫) અથવા (૬) માં કહેલા કોઇ પણ ઠરાવ, તે પેટા કલમો ઉપરથી લાગુ કર્યા હોય તેટલે સુધી, તે પોતાની રૂબરૂ ચાલતા કામમાં લાગુ થાય એટલા સારૂ જરૂરના અથવા યોગ્ય હોય એવા શાબ્દિક ફેરફાર ઉપરથી તે ઠરાવોના મતલબને બાધ ન આવે તે ફેરફાર સહીત, તેમનો અર્થ કરવાને મુખત્યાર છે.

(૮) આ કલમમાંના કોઇપણ ઠરાવ ઉપરથી, ૩૪૭ મી અથવા ૪૪૭ મી કલમ પ્રમાણે તોહોમતવાળાને ઇનસાફ થવા સારૂ કમિટ કરવાના માજીસ્ત્રેટના અધિકારને બાધ આવેછે એમ સમજવું નહિ.

કેટલીએક બાબતમાં બીજી કોરટમાં મોકલવા બાબત.

(૯) તોહોમતદાર આ કલમ પ્રમાણે પોતાનો ઇનસાફ જયુરીથી થવો જોઇયે એવો દાવો કરે અને જીલ્લા માજીસ્ત્રેટનાં મત પ્રમાણે ૪૫૦મી કલમમાં ફરમાવેલી રીતે બનેલી જયુરી પોતાની આગળ ઇનસાફ થવા સારૂ ભરવાનું અશકય છે એવું, અથવા ઘણો વિલંબ, ખરચ અથવા અગવડ પડયા વગર એ પ્રમાણે તે ભરી શકવાનું અશકય છે તથા તેવો વિલંબ ખરચ અથવા અગવડ કરવી, એ તે મુકદમાની હકીકત જોતાં ગેરવાજબી થશે એવું માનવાને કારણ હશે તો, તે આ કલમ પ્રમાણે પોતાની સમક્ષ ઇનસાફ થવા બાબતનો હુકમ કરવાને બદલે, હાઇકોરટ આ બાબત પોતે કરેલી તથા સ્થાનિક સરકારે મંજુર કરેલી કાનુનોથી અથવા ખાસ

હુકમ કરીને વખતે વખતે ફરમાવે તેવા બીજા જીલ્લા માજીસ્ત્રેટ પાસે અથવા તેવા સેશન જડજ પાસે તે મુકદમો મોકલવાને મુખત્યાર છે.

(૧૦) આ કલમ પ્રમાણે સેશન જડજની આગળ અથવા જીલ્લા માજીસ્ત્રેટની આગળ મુકદમો મોકલવામાં આવે, ત્યારે તેણે તે મુકદમાનો ઇનસાફ પોતે આ કલમ પ્રમાણે કામ કરનારો જીલ્લા માજીસ્ત્રેટ હોય તે પ્રમાણે તેવાજ અધિકાર, ( કમિટ કરવાના અધિકાર સહિત ) ચલાવીને અને તેવીજ રીતે કામ ચલાવીને બનતી તાકીદે કરવો જોઇયે.

**ટીકા—દેશી ક્રીશ્ચીયનની ચોકશી** જ્યુરીથી કરવાને જડજ બંધાએલો નથી. ભરતચંદર ૧ વિ. રી. ૨. યુરોપીઅન એ શબ્દ આ કલમમા છે તેનો અર્થ યુરોપમા જન્મેલો એવો થાય છે. રાણી વી. મોસ ઇ. લો. રી. ૧૬ અ. ૮૮. આ કલમના ૧૦ મા પારેગ્રાફની અસર સેસન જડજને ક. ૩૦૭ પ્રમાણે જેમ અધીકાર છે તેમ ચોકશ રીતે ડીસ્ત્રીકટ માજી સ્ત્રેટને છે કે—જ્યારે જ્યુરી સાથે મળતો ન આવે ને લખાણ કરવુ જરૂરનુ ધારેતો હાઇકોરટને તે કરી શકે છે. રાણી વી. મીકારથ ઇ. લો. રી. ૯ અ. ૪૨૦

**૪૫૨.** કોઇ યુરોપીયન બ્રિટિશ રઇયત ઉપર યુરોપીયન બ્રિટિશ રઇયત ન હોય તેવા સખસની સાથે એકઠું તોહોમત આવે, અને સદરહુ યુરોપીયન બ્રિટિસ રઇયતને હાઇકોરટની અથવા સેશન કોરટની આગળ ઇનસાફ થવા સારૂ કમિટ કરવામાં આવે, ત્યારે સદરહુ રઇયતનો તથા શખસનો ઇનસાફ એકઠો કરવાનો અધિકાર છે, અને સદરહુ યુરોપીયન બ્રિટિશ રઇયતનો જુદો ઇનસાફ કર્યો હોત તો જે રીત પ્રમાણે કામ ચલાવવામાં આવત તેજ રીતે સદરહુ ઇનસાફની વખતે કામ ચલાવવું.

યુરોપીયન બ્રિટિશ રઇયત ઉપર તથા દેશી ઉપર એકઠુ તોહોમત આવે ત્યારે તેઓનો ઇનસાફ કરવા બાબત

પણ એવું ઠરાવ્યું છે કે જો સદરહુ યુરોપીયન બ્રિટિશ રઇયત ૪૫૦ મી કલમ પ્રમાણે મિશ્રે જીરીથી અથવા મિશ્ર આસેસરોથી પોતાનો ઇનસાફ કરવાનુ માગે, અને જે સખસ યુરોપીયન રઇયત ન હોય તે શખસ પોતાનો ઇનસાફ જુદો કરવાનું માગે, તો આ છેલ્લા શખસનો ઇનસાફ ૨૩ મા બાબના ઠરાવો મુજબ જુદો કરવો જોઇએ.

દેશીને પોતાનો ઇનસાફ જુદો કરવાનો દાવો કરવાને કયારે અધિકાર છે,

**ટીકા**—જે યુરોપીઅન રઇઅત નથી એવા માણસની ચોકશી યુરોપીઅન રઇઅત સાથે ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટને ત્યાં થઇ હોય તેટલાપરથી હાઇકોરટમા તે અપીલ કરવાનો હક ધરાવતો નથી ફક્ત યુરોપીઅન રઇઅત માટેજ ખાસ આ નિયમ રાખેલો છે જોબ સોલોમનની બાબત ઇ. લો. રી. ૧૪ મ. ૧૬૦

**૪૫૩.** (૧) જયારે કોઈ પણ શખસ યુરોપીયન બ્રિટિશ રઈયત પ્રમાણે તજવીજ થવી જોઇએ એવો દાવો કરે, ત્યારે જે માજીસ્ત્રેટની આગળ ચોકસી અથવા ઇનસાફનાં કારણ સારૂ તેને આણવામાં આવે તે માજીસ્ત્રેટને તે શખસે સદરહુ દાવાના સબબો જાહેર કરવા; અને તે માજીસ્ત્રેટે સદરહુ મજકુરનાં ખરાપણા બાબત ચોકસી કરવી અને તે મજકુર

કોઈપણ શખસ પોતાની તજવીજ પોતે યુરોપીયન બ્રિટિશ રઈયત હોય તે પ્રમાણે થવીજોઇયે એવો

દાવો કરે ત્યારે કેમ કરવું

ખરો છે એવું સાબીત કરવા માટે તે મજકુર કહેનારા શખસને યોગ્ય વખત આપવો અને પછી તે યુરોપીયન બ્રિટિશ રઇયત છે કે નહિ તે બાબત નિશ્ચય કરવો અને તે પ્રમાણે તે શખસની તજવીજ કરવી. જો સદરહુ પ્રકારના કોઈ પણ શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ સદરહુ માજીસ્ટ્રેટ કરે, અને તે ઠરાવ ઉપર તે શખસ અપીલ કરે, તો તે માજીસ્ટ્રેટનો સદરહુ નિશ્ચય ખોટો છે એવું સાબિત કરવાનો બોજો તે શખસને માથે છે.

(૨) જ્યારે સદરહુ પ્રકારના કોઇપણ શખસને માજીસ્ટ્રેટ સેશન કોરટની આગળ ઈનસાફ થવા સારૂ કમિટ કરે, અને તે શખસ યુરોપીયન બ્રિટિશ રઈયત પ્રમાણે પોતાની તજવીજ થવી જોઈયે એવો દાવો સદરહુ કોરટની આગળ કરે, ત્યારે કાંઈપણ જાસ્તી ચોકસી કરવાનું સદરહુ કોરટને યોગ્ય લાગે તો તે કર્યા પછી, તે શખસ યુરોપીયન બ્રિટિશ રઈયત છે કે નહિ તે બાબત નિશ્ચય કરવો, અને તે મુજબ તે શખસની તજવીજ કરવી. જો સદરહુ કોરટ તે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરે, અને તે ઠરાવ ઉપર તે શખસ અપીલ કરે, તો તે કોરટનો સદરહુ નિશ્ચય ખોટો છે એવું સાબિત કરવાનો બોજો તે શખસને માથે છે.

(૩) જે કોરટની આગળ કોઈપણ શખસનો ઇનસાફ કરવામાં આવે તે કોરટ એવો નીશ્ચય કરે કે તે શખસ યુરોપીયન બ્રિટિશ રઈયત નથી, ત્યારે સદરહુ ઇનસાફમાં જે શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ કરવામાં આવે તે ઉપર અપીલ કરવાને સદરહુ નીશ્ચય એક સબબ થશે.

**ટીકા—સદરહુ દાવાના સબબો રજુ કરવા.** યુરોપીઅન બ્રીટીશ રઇઅત છે એમ ઠરાવતા પેહલા તેની વ્યાખ્યામા તેનો સમાવેશ થાય છે એ તેને સાબીત કરી દેવું જોઇએ. ને તેણે દાવો મુકવો જોઇએ ને સાબીત કરવુ જોઇએ તેવા દાવા વગર ને તે અમલમા છે એવા ઠરાવ વગર એવો કોઈ નિયમ થઇ શકે નહી રાણી વી. એંજટ ઇ. લો. રી. ૧૨ મુ. ૫૬૧

૪૫૪. (૧) જે માજીસ્ટ્રેટની આગળ કોઇ યુરોપીયન બ્રિટિશ રઈયતનો ઈનસાફ કરવામાં આવે, અથવા જે માજીસ્ટ્રેટ તે રઈયતને કમીટ કરે તે માજીસ્ટ્રેટે તેની તજવીજ યુરોપીયન બ્રિટિશ રઇયત પ્રમાણે કરવી જોઇયે એવો દાવો તે ન કરે, અથવા જો સદરહુ દાવો કમીટ કરનારા માજીસ્ટ્રેટની આગળ કર્યા છતાં તે માજીસ્ટ્રેટે નામંજુર કર્યા પછી જે કોરટમાં તેને કમીટ કરવામાં આવે તે કોરટની આગળ તે દાવો તે ફરીથી ન કરે, તો તેણે યુરોપીયન બ્રિટિશ રઈયત પ્રમાણે પોતાની તજવીજ થવાનો પોતાનો હક્ક છોડી દીધો છે એમ ગણવું, અને તેજ મુકદમો ચાલે તેમાં પછી કોઇપણ વખતે તે હક્ક તેણે જાહેર કરવો નહિ.

પોતાની સ્થિતિ વિશે તકરાર ન કરવી એ હક્ક છોડી દેવા બરાબર છે,

(૨) માજીસ્ટ્રેટની આગળ જે શખસને આણ્યો હોય તે શખસ યુરોપીયન બ્રિટિશ રઇયત નથી એવું માનવાનું કારણ તે માજીસ્ટ્રેટ ન હોય તો, તે શખસ સદરહુ રઇયત છે કે નહિ તે બાબત તે માજીસ્ટ્રેટે તેને પુછવું જોઇએ.

**ટીકા—હક છોડી દીધો છે એમ ગણવું.** યુરોપીઅન બ્રીટીશ રઈયતની સામે બીગાડના ગુન્હા માટે સેકન્ડકલાસ માજીસ્ટ્રેટની કોર્ટમા કે જે હીંદુ છે ત્યાં કામ ચલાવ્યુ તોહમતદાર હાજર થયોને માજીસ્ટ્રેટની હકુમત વિષે વાંધો ઉઠાવ્યો નહી ને તેથી કામ ચલાવી ફેસલ કર્યો ઠરાવ્યુ કે-તોહમતદારે તેનો યુરોપીઅન બ્રીટીશ રઈય્યત તરીકેનો હક છોડી દીધો તેથી માજીસ્ટ્રેટે અધીકાર બાહાર કર્યું નથી રાણી વી. બારલેટ ઇ. લો. રી. ૧૬ મ. ૩૦૮

જે શખસ યુરોપીયન બ્રિટિશ રઈયિત ન હોય તે શખસનો આ બાબ પ્રમાણે ઈનસાફ કરવામાં આવે તે બાબત.

**૪૫૫. જે શખસ યુરોપીયન બ્રિટિશ રઈયત ન હોય તે શખસની તજવીજ આ બાબ મુજબ યુરોપીયન બ્રિટિશ રઇયત પ્રમાણે કરવામાં આવે, અને તે બાબત તે શખસ હરકત ન લે તો, તેની એ પ્રમાણે તજવીજ કર્યાના સબબથી, તેની ચોકસી અથવા તેને કમીટ કરવાનો હુકમ અથવા ઈનસાફ અથવા શિક્ષાનો હુકમ, જેમ હોય તેમ, ગેરવાજબી થશે નહિ.**

કોઈ યુરોપીયન ટિબ્રિશ રઈયિતને કાયદા વિરૂદ્ધ અટકાવી રાખી હોય ત્યારે પોતાને હાઈ કોરટની આગળ આણવાનો હુકમ થવા સારૂ અરજી કરવાનો હકક.

**૪૫૬.** જ્યારે **કોઈપણ યુરોપીયન બ્રિટિશ રઇયતને કોઇપણ શખસે કાયદા વીરૂદ્ધ પેહેરામાં અટકાવી રાખી હોય, ત્યારે જે જગાએ તે રઈયતને અટકાવી રાખી હોય તે જગાએ, સદરહુ યુરોપીયન બ્રિટિસ રઇયતે કરેલા કોઇપણ ગુન્હા બાબત તેનો ઉપર જે હાઇકોરટને હકુમત હોય તે હઇકોરટને, અથવા સદરહુ પ્રકારનો કોઇપણ ગુન્હો તેની ઉપર સાબિત થયાના ઠરાવ ઉપરથી જે હઈ કોરટમાં અપીલ કરવાનો તે રઇયતને હક્ક હોય તે હાઇકોરટને, સદરહુ રઈયત અથવા તેની તરફથી કોઈપણ શખસ એવી અરજી કરવાને મુખત્યાર છે કે તે રઇયતને અટકાવી રાખનાર માણસ તેને હાઈકોરટની આગળ હાજર કરે અને તે કોરટ બીજો જે હુકમ કરે તે પ્રમાણે તે માણસ ચાલે એવો હુકમ કરે.**

સદરહુ અરજી કરવામાં આવે ત્યારે કેમ કરવું,

**૪૫૭. સદરહુ** હુકમ કરતાં પેહેલાં જો તે હઇકોરટને યોગ્ય લાગે તો જે સબબોપરથી તે હુકમ થવા બાબત અરજી કરી હોય તે સબબોવિશે, સોગનનામું લઇને અથવા બીજી રીતે, ચોકસી કર્યા પછી સદરહુ અરજી કબુલ કરવાને અથવા નાકબુલ કરવાને તે હઇકોરટ મુખત્યાર છે; અથવા તે હઇકોરટ તે હુકમ પ્રથમ કરવાને મુખત્યાર છે, અને પછી જ્યારે તે હુકમ થવા બાબત અરજી કરનારા શખસને તેની આગળ આણવામાં આવે, ત્યારે તેને કાંઇપણ ચોકસી કરવાની જરૂર લાગે તો તે કર્યા પછી તેને યોગ્ય લાગે એવો બીજો હુકમ તે કામમાં કરવાને મુખત્યાર છે

કયા મુલકોમાં હઇકોરટ સદરહુપ્રકારના હુકમ કરવાને મુખત્યાર છે,

**૪૫૮.** હાઇકોરટને પોતાની અપેલેંટ ફોજદારી હકુમતની સ્થાનિક હદમાંના મુલકોમાં, અને ગવર્નર જનરલ ઇન કૌન્સીલ ફરમાવે તેવા બીજા મુલકોમાં, સંધળે ઠેકાણે સદરહુ પ્રકારના હુકમ કરવાનો અખત્યાર છે.

૪૫૯. (૧) આગલા પાછલા સંબંધઉપરથી બાધ આવતો ન હોય તો, ગવર્નર જનરલ ઈન કૌન્સીલે જે જે કાયદાઓ અત્યાર સુધીમાં કર્યા હોય અથવા તે હવે પછી કરે અને જેમાં ગુન્હાઓ સંબંધી હકુમત માજીસ્ત્રેટોને અથવા સેશન કોરટને આપી હોય, તે સઘળા કાયદાઓ યુરોપીયન બ્રિટિશ રૈયતને લાગુ છે એમ સમજવું, પછી તે રૈયત વીશે તેમાં સ્પષ્ટ રીતે જણાવ્યું ન હોય તો પણ:—

માજીસ્ત્રેટોને અથવા સેશન કોરટને હકુમત આપનારા આકરો લાગુ પાડવા, બાબત.

(૨) આ કલમમાંહિના કોઇપણ મજકુરથી એમ સમજવું નહિ કે, કોઇ પણ કોરટને યુરોપીયન બ્રિટિશ રૈયતને શિક્ષા કરવાની હદ બાબત જે મર્યાદા આ બાબઉપરથી ઠરાવેલી હોય તે મર્યાદા બાહાર જવાનો તે કોરટને અધીકાર મળે છે અથવા જે માજીસ્ત્રેટ અથવા સેશન કોરટમાં પ્રમુખ સ્થાને બીરાજનાર જે જડજ ઓફ ધી પીસ ન હોય તે માજીસ્ત્રેટને અથવા તે જડજને હકુમત મળે છે.

૪૬૦. જે મુકદમાનો ઇનસાફ જ્યુરીથી અથવા આસેસરોની મદદથી થઈ શકે તેવા દરેક મુકદમામાં તોહોમતવાળો શખસ અથવા તોહોમતવાળાઓમાંનો એક શખસ ( યુરોપીયન બ્રિટિશ રૈયત ન હોય એવો ) યુરોપીયન અથવા અમેરીકન હોય ત્યારે બની શકે તો અને સદરહુ યુરોપીયન અથવા અમેરીકન દાવો કરે તો, ઓછામાં ઓછા અડધા જ્યુરરો અથવા આસેસરો યુરોપીઅન અથવા અમેરિકન હોવા જોઇયે.

યુરોપીયનો અથવા અમેરિકનોનો ઇનસાફ કરવા માટે જ્યુરી.

૪૬૧. જ્યારે જ્યારે સેશન કોરટની આગળ કોઇ યુરોપીયન અથવા અમેરીકન ઉપર યુરોપીયન અથવા અમેરિકન ન હોય એવા શખસ સાથે એકઠું તોહમત મુકવામાં આવે, અને ૪૬૦મી કલમ મુજબ કરેલો દાવો મંજુર કરીને જેમાં ઓછામાં ઓછી અડધી સંખ્યા યુરોપાયનોની હોય એવી જ્યુરીથી અથવા એવા વર્ગના આસેસરોની મદદથી સદરહુ યુરોપીયનનો અથવા અમેરીકનનો ઇનસાફ કરવામાં આવે ત્યારે ત્યારે, જો સદરહુ પાછળ કહેલો સખસ દાવો કરે તો, તેનો ઇનસાફ જુદો કરવો,

યુરોપીયન અથવા અમેરિકન ઉપર અને બીજી કોઇજાતના સખસ ઉપર એકઠુ તોહમત મુકવામાં આવે ત્યારે જ્યુરી બાબત,

૪૬૨. (૧) જ્યારે સેસન કોરટની આગળ કોઈ મુકદમાનો ઇનસાફ થવાનો હોય અને તેમાં તોહમતવાળા શખસને અથવા તોહોમતવાળાઓમાંના એક શખસને પોતાનો ઇનસાફ ૪૫૦ મી અથવા ૪૬૦ મી કલમના ઠરાવો પ્રમાણે રચાયલી જ્યુરીથી થવાનો હક હોય ત્યારે, અથવા ૪૫૧ મી કલમ પ્રમાણે કામ ચલાવનારા જીલ્લા માજીસ્ત્રેટની અથવા સેશન જડજની કોરટમાં ઈનસાફ થવાનો હોય ત્યારે, સદરહુ ઇનસાફ કરવા માટે મુકરર કરેલા દીવસથી ઓછામાં ઓછા ત્રણ દીવસ પેહેલાં તે કોરટ સદરહુ ઇનસાફ સારૂ જેટલા જોઇએ

૪૫૦ મી, ૪૫૧ મી અથવા ૪૬૦ મી કલમપ્રમાણે જ્યુરરોને સમન કરીને તેઓની યાદી કરવાબાબત.

નટલા યુરોપીયન તથા અમેરીકન જ્યુરરોને, આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે, સમન કરાવવા.

(૨) વળી તપાસેલી ટીપમાં બીજા જે શખસોનાં નામ લખ્યાં હોય તે શખસોમાંની તેટલીજ સંખ્યા તે કોરટે તેજ વખતે અને તેવીજ રીતે સમન કરાવવી; પણ જો તે સેશનમાં જ્યુરીએ કરવાના ઇનસાફ સારૂ સદરહુ પ્રકારના બીજા શખસોની સદરહુ સંખ્યા સમન થઈ ચુકી હોય તો તેમ કરવાની જરૂર નથી.

(૩) સમન પોહોચાડીને જેઓનાં નામ રિપોર્ટ કર્યાં હોય તે સઘળા શખસોમાંથી જ્યુરી રચવા માટે ૨૭૬ મી કલમમાં ઠરાવેલી રીતે ચિઠ્ઠી કરીને જ્યુરરો પસંદ કરવા, અને જ્યુરીમાટે યુરોપીયનોની અથવા અમેરિકનોની યોગ્ય સંખ્યા, અથવા બની શકે તેટલે સુધી તે સંખ્યાની લગભગ હોય એવી સંખ્યા પૂરી થઈ રેહે ત્યાંસુધી તેમ કરવું.

પણ એવું ઠરાવ્યું છે કે જે મુકદ્દમામાં યુરોપીયનોની તથા અમેરિકનોની યોગ્ય સંખ્યા બીજી કોઇ રીતે પુરી ન થઇ શકે, તો કોરટની ધ્યાનમાં આવે તો જ્યુરી રચવા માટે, જે શખસને ૩૨૦ મી કલમ મુજબ માફ કર્યાના સબબથી બાતલ કર્યો હશે તેવા કોઈપણ શખસને સમન કરવાને તે કોરટ મુખત્યાર છે.

૪૬૩. બીજી રીતનો સ્પષ્ટ ઠરાવ કયો હોય તે શિવાય, કોરટની તથા હાઇકોરટની આગળ યુરોપીયન બ્રિટિશ રૈયત ઉપર, તથા યુરોપીયન બ્રિટિશ રૈયત ન હોય એવા યુરોપીયનો ઉપર તથા અમેરિકનો ઉપર ફોજદારી કામ આ કાયદાના ઠરાવો પ્રમાણે ચલાવવું.

યુરોપીયન બ્રિટિશ રૈયત વિગેરે ઉપર ફોજદારી કામ ચલાવવા બાબત.

---

## બાબ ૩૪ મો.

## ગાંડા માણસો બાબત.

૪૬૪. (૧) કોઈ મુકદ્દમાની ચોકસી અથવા ઇનસાફ કરનારા માજીસ્ટ્રેટને એમ માનવાનું કારણ હોય કે તોહોમતવાળો ગાંડો છે અને તેથી કરીને પોતાનો જવાબ કરવાને અશક્ત છે, ત્યારે તે ગાંડપણની વાતબાબત તે માજીસ્ટ્રેટે ચોકસી કરવી, અને તે જીલ્લાના સિવિલ સર્જન પાસે અથવા સ્થાનિક સરકાર ફરમાવે એવા બીજા વૈદકીય અમલદાર પાસે તે શખસની પરિક્ષા કરાવવી, અને તે ઉપરથી સદરહુ સરજન અથવા બીજા અમલદારની શાહેદ દાખલ જબાની લેવી, અને તે જબાની લખી લેવી.

તોહોમતવાળો ગાંડો હોય તો કેમ કરવું

(૨) તોહોંમતવાળો ગાંડો છે અને તેથી કરીને પોતાનો જવાબ કરવાને અશક્ત છે; એવો સદરહુ માજીસ્ટ્રેટનો મત થાય, તો તેણે તે મુકદ્દમામાં આગળ કામ ચલાવવાનું મુલતવી રાખવું.

**ટીકા—ત્યારે તે ગાંડાપણાની વાત બાબત × × ચોકશી કરવી.** તોહમતદાર ના મનની સ્થીતી વિષે સીવીલ સર્જનનો અભીપ્રાય નિર્ણયપર આવી શકાય એવો વિચારવામા ન આવે તો માજીસ્ટ્રેટે સાક્ષીઓને તેની વર્તણુકને સાધારણ ટેવો માટે તેમજ ગુન્હાવાળુ કૃત્ય થયા પેહલાની ને તરતજ પછીની ચાલ ચલગત વિષે સ્વાલો પુછવા આમ કરવુ ઘણુ જરૂરનુ છે કારણ કે–જો કે એમ સાબીત થયુ હોય કે–ગુન્હો કરયો તે વખતે જાણવાને શકતીવાન ઘેહલાપણાના કારણને લીધે નોતો તોપણ તેની શારીરીક ને મનની સ્થીતીયો સજા કરતી વખતે વિચારવાને ઉપયોગી થઈ પડે. રાણી વી. વીમબીબી ઈ. લો. રી. ૫ ક. ૮૨૬ **જુબાની લેવી.** કેદીના મનની સ્થીતી બરોબર નથી અને તે પોતાનો જવાબ આપી શકે તેવો નથી એવુ ફક્ત લખીતવાર ડાકટરનું સરટીફીકેટ હોય તો તેથી ગાંડાઇ સાબીત કરવાને જોઇએ તેવો પુરાવો ગણાતો નથી ડાકટરને જાતે સાક્ષી તરીકે બોલાવી તેને લક્ષ પુર્વક રીતે તપાસવો જોઇએ રાણી વી. રામરતનદાસ ૯ વિ. રી. ૧૩ **તોહમતદારના ગાંડાપણા બાબત બે વખતની ચોકસી કરવી.** એટલે ચોકશી વખતે તે ગાંડો છે કે નહી. ને ગુન્હો કરયો ત્યારે ગાંડો હતો કે નહી. પેહલાની બાબત ચોકશીની અસર કરે તેવી છે ને બીજી બાબતમાં ચોકશી ચાલ્યા પછી ઠરાવમાં વીચારવાની છે. રાણી વી. પરસોરામદાસ ૭ વિ. રી. ૪૩ **મુલતવી રાખવું** ડાકટરની જુબાની લીધા પછી માલમ પડયુ કે કેદી ગાંડો છે તોપણ એમ ઠરાવ્યુ કે તેને નિરદોષ ઠરાવી છોડી મુકવો ગેરકાયદેસર છે. રોમોન અધીકારી ૧૦ વિ. રી. ૩૭ રાણી વી. દતારામ ૬ વિ. રી. ૫૪.

સેશન કોરટમાં અથવા હાઇકોરટમાં કમિટ કરેલો શખસ ગાંડો હોય તો કેમ કરવુ.

**૪૬૫. (૧) સેશન કોરટમાં અથવા હાઈ કોરટમાં ઇનસાફ થવા સારૂ કમિટ કરેલો શખસ પોતાના ઇનસાફની વખતે તે કોરટને ગાંડો અને તેથી કરીને પોતાનો જવાબ કરવાને અશક્ત જણાય, તો તે શખસ એ પ્રમાણે ગાંડો તથા અશક્ત છે કે કેમ તે વાતનો જ્યુરીએ અથવા આસેસરની મદદથી તે કોરટે પ્રથમ ઇનસાફ કરવો, અને તે શખસ એ પ્રમાણે ગાંડો તથા અશક્ત છે એવી તેની ખાત્રી થાય તો તેણે તે મુજબ ફેંસલો કરવો, અને તે ઉપરથી તે ઈનસાફ મુલતવી રાખવો.**

**(૨) તોહમતવાળો ગાંડો તથા અશકત છે કે નહિ તે વાતનો જે ઇનસાફ કરવામાં આવે તે સદરહુ કોરટની આગળ તોહોમતવાળાના ઇનસાફ ના ભાગ છે એમ સમજવું.**

**ટીકા—**તોહમતદારે ગુન્હો કરયો ત્યારે ગાંડો હતો કે નહી એ સ્વાલ પ્રથમ ચુકવવોએ તદન ગેરકાયદે છે એ સ્વાલ ઠરાવમાં જ્યારે બીજા સ્વાલો ચુકવવામાં આવે ત્યારે ચુકવવાની છે આ કલમ પ્રમાણે પ્રથમ જે ગાંડાપણાનો સ્વાલ ચુકાવવાનો તે એવા ઇરાદાથી કે તોહમતદાર તેનો બચાવ કરવાને અશકત છે કે કેમ ગવર્મેંટ વો. લોનથી ન. અ. આગ્રા ૧૨ અપ્રેલ સને ૧૮૬૨ પા. ૪૮

**જ્યુરી અથવા આસેસરની મદતથી** ઘેહલાપણા બાબતની પ્રથમ ચોકશી જડજને જ્યુરીએ અથવા જડજ ને આસેસરોએ કરવી જોઇએ પણ એકલા જડજે નહી રાણી વી. ભીદુ ૧૦ બે. લો. રી. ૧૦

**મુલતવી રાખવો** રજુઆત પુરી થતા પેહલા તોહમતદાર ગાંડો છે એવું માલમ પડે તો જડજે કામ ચલાવવુ મુલતવી રાખવુ જોઇએ ને તોહમતદાર પોતાનો જવાબ આપી

શકે તેવો નથી તેથી તેની રજુઆત ચલાવવાને બદલે અથવા ગુન્હો કરતી વખતે ખોટુ કામ કરે છે એવું તોહમતદારને ભાન નહી હોવાથી પીનલકોડની ક. ૮૪ મુજબ તેને કાંઇપણ ગુન્હો કરયો નથી એકારણપરથી તેને છોડી મુકવાને બદલે લેફ્ટેનેન્ટ ગવરનરને રીપોર્ટ કરવો જોઇએ રાણી વી. તુરખાન ૧ વિ. રી. ૧૧ રાણી વી. કાલાઇશેખ ૩ વિ. રી. ૫૭ ખુનનો ગુન્હેગાર ઠરાવી મોતની સજા કરવામાં આવી હતી પણ સજા મંજુર કરતા પહેલા તેનુ મન ઠેકાણે હતુ કે નહી તે વિષે શક પડવાથી વધારે તપાસ કરવાની સુચના આપી કેસ જડજને મોકલવામા આવ્યો હતો રાણી વી. આરજાફીબી ૨ વિ. રી. ૩૩

તપાસ અથવા ઇનસાફ થતાં સુધી ગાંડા શખસ ને છુટો કરવા બાબત.

**૪૬૬. (૧) જ્યારે જ્યારે તોહોમતવાળો શખસ ગાંડો તથા પોતાનો જવાબ કરવાને અશકત છે એવું ઠરે, ત્યારે ત્યારે, પ્રસંગ પ્રમાણે, માજીસ્ત્રેટ અથવા કોરટ, જો તે મુકદમો એવો હોય કે તેમાં જામીન લેવાનો અધિકાર હોય, તો તે શખસની બરાબર સંભાળ લેવા બાબત તથા તેની જાતને અથવા બીજા કોઈપણ શખસને નુકશાન નહિ કરવા દેવા બાબત, અને, તે માજીસ્ત્રેટની આગળ અથવા કોરટની આગળ અથવા આ બાબત જે અમલદારને તે માજીસ્ત્રેટ અથવા કોરટ નીમે તેની આગળ, હાજર થવાનું ફરમાવવામાં આવે ત્યારે હાજર થવા બાબત પુરતુ તારણ આપેથી તે શખસને છુટો કરવાને મુખત્યાર છે.**

ગાંડા શખસને પહેરામાં રાખવા બાબત.

**(૨) જો તે મુકદમો એવો હોય કે તેમાં જામીન લેવાનો અધિકાર નહિ હોય અથવા જો પુરતું તારણ આપવામાં નહિ આવ્યું હોય, તો તે માજીસ્ત્રેટે અથવા કોરટે તે મુકદમાનો રિપોર્ટ સ્થાનિક સરકારને કરવો જોઇયે, અને હુકમ થતાં સુધી તોહોમતવાળાને પહેરામાં પાછો મોકલવો જોઇયે, અને સ્થાનિક સરકાર તોહોમતવાળાને ગાંડા માણસનાં કોઇ આશ્રય સ્થાનમાં, તુરંગમાં અથવા સુરક્ષિત કબજામાં રાખવાની બીજી યોગ્ય જગામાં કેદ રાખવાનો હુકમ કરવાને મુખત્યાર છે, અને તે માજીસ્ત્રેટે અથવા કોરટે સદરહુ હુકમ અમલમાં લાવવો.**

**ટીકા**—ને હુકમ થતા સુધી પેહરામા આપી પાછો મોકલવો જોઇએ એ શબ્દો નવીન ઉમેરયા છે તોહમતદારપરનો ગુન્હો જામીન નહી લઇ શકાય તેવો હોયતો તેને પ્રતીબંધમા રાખી સરકારને રીપોર્ટ કરવો જોઇએ ને તે રીપોર્ટનો હુકમ આવે ત્યાંસુધી. રાણી વી. શાહ મહમદ ૩ વિ. રી. ૭૦

ગાંડા તોહમતદારપરનો આપેલો અધીકાર સરકારે મુકરર કરેલી જગ્યાએ તેને મોકલ્યા પછી જતો રેહ છે ને ક ૪૭૩ પ્રમાણે જ્યારે માજીસ્ત્રેટ તરફ મોકલવામા આવે ત્યારે ફેરતા જો થાય છે રાણી વી. જોય હરીકોર ઇ. લો. રી. ૨ ક. ૩૫૬

ચોકસી અથવા ઇનસાફ પાછો જારી કરવા બાબત.

**૪૬૭ (૧) ૪૬૪ મી અથવા ૪૬૫મી કલમ પ્રમાણે કાંઇ ચોકસીઅથવા ઈનસાફનુ કામ મુલતવી રાખવામાં આવે ત્યારે પ્રસંગ પ્રમાણે માજીસ્ત્રેટ અથવા કોરટ, કોઇપણ વખતે તે ચોકસી અથવા ઈનસાફ પાછા જારી કરવાને તથા તોહોમતવાળાનેપોતાની આગળ હાજર થવાનું અથવા આણવાનું ફરમાવવાને મુખત્યાર છે.**

(૨) જ્યારે તોહોમતવાળાને ૪૬૬ મી કલમ પ્રમાણે છુટો કર્યો હોય અને તેના હાજર થવા બાબત જેઓ તેના જામીન થયા હોય તેઓ, જે અમલદારને તે માજીસ્ત્રેટ અથવા કોરટ આ બાબત નિમે તે અમલદારની આગળ તોહોમતવાળાને રજુ કરે ત્યારે તોહોમતવાળો પોતાનો જવાબ કરવાને શકિતવાન છે એવું સદરહુ અમલદારનું સરટીફિકેટ પુરાવામાં લઇ શકાશે.

ટીકા—કોઈ માજીસ્ત્રેટે ગાંડા માણસને કેદમા રાખીને કેસનો રીપોર્ટ સરકારને કર્યો હોય તો તેની જગ્યાએ આવનાર માણસ કેસ કાઢી નાંખવાને બદલે તપાસ ફરીથી કરવાને બંધાએલ છે આ કલમ ૨૭ રાણી વી. ૨૬ અ. ૬ વિ. રી. ૩

માજીસ્ત્રેટની અથવા કોરટની આગળ તોહોમતવાળો હાજર થાય ત્યારે કેમ કરવું.

૪૬૮. (૧) જ્યારે તોહેમતવાળો પ્રસંગ પ્રમાણે માજીસ્ત્રેટ અથવા કોરટની આગળ હાજર થાય અથવા તેને ફરીથી આણવામાં આવે, ત્યારે તે પોતાનો જવાબ કરવાને શક્તિવાન છે એવું જો તે માજીસ્ત્રેટની અથવા કોરટની નજરમાં આવે તો તે ચોકસી અથવા ઇનસાફ આગળ ચલાવવો.

(૨) જો તોહોમતવાળો પોતાનો જવાબ કરવાને હજુ અશક્ત છે એવું તે માજીસ્ત્રેટની અથવા કોરટની નજરમાં આવે તો, તે માજીસ્ત્રેટે અથવા કોરટ, પ્રસંગ પ્રમાણે ૪૬૪ મી અથવા ૪૬૫મી કલમના ઠરાવો પ્રમાણે પાછું કામ ચલાવવું.

જ્યારે તોહોમતવાળો દિવાનો જણાય ત્યારે કેમ કરવું.

૪૬૯. જ્યારે ચોકસી અથવા ઈનસાફની વખતે તોહમતવાળો ગાંડો નથી એમ જણાય અને માજીસ્ત્રેટની આગળ આપેલા પુરાવા ઉપરથી તેની એવી ખાત્રી થાય કે જે કૃત તોહોમત વાળાએ કરેલું છે તે જો તે ગાંડો ન હોતતો ગુન્હો થાત અને તે કૃત્ય કરતી વખતે તે ગાંડો હોવાને લધે, તે કૃત્યનો પ્રકાર, અથવા તે ખોટું અથવા કાયદા વિરૂદ્ધ છે એવું જાણવાને અશક્ત હતો એમ માનવાનુ કારણ છે, ત્યારે તે માજીસ્ત્રેટે તે મુકદમો આગળ ચલાવવો, અને જો તોહોમતવાળાને સેશન કોરટમાં અથવા હાઈ કોરટમાં કમિટ કરવો જોઇયે એમ હોયતો તેને પ્રસંગ પ્રમાણે સેશન કોરટની અથવા હાંઈકોરટની આગળ ઇનસાફ થવા સારૂ મોકલવો.

ટીકા—પ્રથમની તપાસ કરતી વખતે કેદીના મનની સ્થીતી બરોબર હોય પણ કૃત્ય કરતી વખત ગાંડો હોય એવા કેસમા કેદીપર ખુનનુ તોહમત રાખી માજીસ્ત્રેટ કમીટ કરે તો તે વાજબી છે રાણી વી. રામરતનદાસ ૯ વિ. રી. ૨૩

મુંબાઈ હાઇકોરટ સરકયુલી બુક પાને જ્યારે કોઈ માજીસ્ત્રેટે આ કલમ મુજબ કોઈ તોહમતવાળા સખસને સેસન કોર્ટમા ઇનસાફ થવા સારૂ મોકલે અને તે તોહમતવાળાની ગુન્હો કરતી વેળાની મનની સ્થીતી વિષે તે જે કાંઇ સંશય હોય ત્યારે તેના મનની સ્થીતી જેવી ધારવામાં આવેલી હોય તેની ખબર જેલના અધીકારીઓને આપવી કે સેસન કોર્ટમા તેનો ઇનસાફ થતા પહેલા તેને યોગ્ય બનપતામાં રાખવાની તજવીજ તેઓ કરી શકે.

ગાંડાપણાના સબબપરથી

૪૭૦. જ્યારે જ્યારે કોઇ માણસના ઉપર એવાં કારણ ઉપરથી ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કરવામાં આવે કે તેણે જે વખતે કાંઇ ગુન્હો કર્યાનું કેહેવામાં આવ્યું હોય તે વખતે તે

તોહોમતવાળા ઉપર ગુન્હો નાસાબિત થયાના ઠરાવનો ફેંસલો.

ગાંડો હોવાને લીધે, તેનું જે કૃત્ય ગુન્હો થાય છે એવું કહેવામાં આવ્યું હોય તે કૃત્યનો પ્રકાર જાણવાને અથવા તે ખોટું અથવા કાયદા વિરૂદ્ધ છે એવું જાણવાને તે શખસ અશક્ત હતો ત્યારે ત્યારે ઠરાવમાં તે શખસે તે કૃત્ય કરેલું કે નહિ તે વિશેષે કરીને જણાવવું.

સદરહુ સબબપરથી ગુન્હોના સાબિત થયાનો ઠરાવ ઠરાવેલા સખસને સુરક્ષિત પહેરામાં રાખવા બાબત

૪૭૧ (૧) જ્યારે જ્યારે તે ફેંસલામાં એમ જણાવવામાં આવે કે, જે કૃત્ય કર્યાનું કેહેવામાં આવ્યું હોય તે કૃત્ય તોહોમતવાળા શખસે કરેલું છે, ત્યારે ત્યારે જે મનની અશકિત ઠરાવવામાં આવી તે અશક્તિ નહોત તો સદરહુ કૃત્ય ગુન્હો થાત એમ હોય તો, જે માજીસ્ત્રેટની અથવા કોરટની આગળ તે શખસનો ઇનસાફ થયો હોય તે માજીસ્ત્રેટને અથવા કોરટને યોગ્ય લાગે તેવી જગાએ તથા તેવી રીતે સદરહુ શખસને સુરક્ષિત પહેરામાં રાખવાનો હુકમ તે માજીસ્ત્રેટે અથવા કોરટે કરવો, અને સ્થાનિક સરકારના હુકમ માટે તે મુકદમાનો રીપોર્ટ કરવો.

(૨) સ્થાનિક સરકાર સદરહુ શખસને ગાંડા માણસનાં કોઇ આશ્રયસ્થાનમાં અથવા તુરંગમાં અથવા સુરક્ષિત બીજી યોગ્ય જગામાં કેદ રાખવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

સ્થાનિક સરકારના હુકમથી કેદ રાખેલા ગાંડા કેદીઓને એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં લઈ જવાનો હુકમ કરવાનો ગવર્નર જનરલ ઇનકૌન્સિલને અધિકાર

(૩) ગવર્નર જનરલ ઇન કૌન્સિલને સાધારણ અથવા વિશેષ હુકમ કરીને એવું ફરમાવવાનો અધિકાર છે કે જે કોઇ સખસને સ્થાનિક સરકારે આ બાબ પ્રમાણે ગાંડાઓના આશ્રયસ્થાનમાં, તુરંગમાં અથવા સુરક્ષિત કબજામાં રાખવાની બીજી જગામાં કેદ રાખવાનો હુકમ કર્યો હશે તેને જે જગામાં પુરી રાખ્યો હશે તે જગાએથી બ્રિટિશ હિંદુસ્તાન માંહેના કોઇ પણ ગાંડાઓનાં આશ્રય સ્થાનમાં તુરંગમાં અથવા સુરક્ષિત કબજામાં રાખવાની બીજી જગાએ લઇ જવો.

ઇન્સ્પેકટર જનરલને અમુક કામમાંથી છુટો કરવાનો સ્થાનિક સરકારને અખત્યાર.

(૪) કલમ ૪૬૬ મી અથવા આ કલમ મુજબ જે તુરંગમાં કોઈ શખસને કેદ રાખ્યો હોય તે તુરંગ જેના તાબામાં હોય તે અમલદારને ૪૭૨ મી, ૪૭૩ મી અથવા ૪૭૪મી કલમ મુજબનાં ઈન્સ્પેકટર જનરલ ઓફ પ્રિઝન્સના સઘળાં અથવા કોઈ કામો કરવાનો અખત્યાર આપવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

ટીકા—ગાડાઇનું કારણ બતાવી છોડી મુકયા પછી આ કલમ મુજબ ચાલવુ જોઇએ ને કેસનો રીપોર્ટ સરકારને કરવો જોઇએ રાણી. વી. શેખ મુસ્તાર ૧ વિ. ૧૫ પારા ૩ જે ને ૪ થો નવીન છે.

૪૭૨. જ્યારે કોઇ શખસને ૪૬૬ મી અથવા ૪૭૧ મી કલમના ઠરાવો મુજબ કેદ રાખ્યો હોય ત્યારે જો તે સખસને કોઇ તુરં-

ઇન્સ્પેકટર જનરલે ગાંડા કેદીઓને જોવા જવું.

ગમાં કેદ રાખ્યો હોય તો તુરંગનો ઇન્સ્પેકટર જનરલ અથવા જો ગાંડા માણસોના આશ્રય સ્થાનમાં કેદ રાખ્યો હોયતો ગાંડા માણસોના આશ્રયસ્થાનના વિજીટરો અથવા તે વિજીટરોમાંના કોઇ બે તે શખસના મનની સ્થિતિ કેવીછે એ નકી કરવા સારૂ તેને જોવા જવાને મુખત્યાર છે અને દર છ મહિનામાં ઓછામાં ઓછી એકવાર સદરહુ ઇન્સપેકટર જનરલે અથવા ઉપર લખેલા વિજીટરોમાનાં બે વિજીટરોએ જઇને તે શખસને જોવો જોઇયે અને સદરહુ ઇન્સ્પેકટર જનરલે અથવા વિજીટરોએ તે શખસના મનની સ્થિતિ સંબંધી એક વિશેષ રિપોર્ટ સ્થાનિક સરકારને મોકલવો જોઇએ.

ગાંડા કેદી પોતાનો જવાબ કરવાને શક્તિમાન છે એવો રીપોર્ટ કરવામાં આવે ત્યારે કેમ કરવું.

૪૭૩. જો તે સખસને ૪૬૬ મી કલમના ઠરાવો પ્રમાણે કેદ રાખ્યો હોય અને સદરહુ ઇન્સ્પેકટર જનરલ અથવા વિજીટરો તે સખસ પોતાનો જવાબ કરવાને શક્તિવાન છે એવા પોતાના અભિપ્રાયનો દાખલો આપે, ત્યારે પ્રસંગ પ્રમાણે માજીસ્ટ્રેટ અથવા કોરટ મુકરર કરે તે વખતે તે માજીસ્ટ્રેટની અથવા કોરટની પાસે તે શખસને લઇ જવો અને તે માજીસ્ટ્રેટ અથવા કોરટે તે સખસની તજવીજ ૪૬૮ મી કલમના ઠરાવો મુજબ કરવી, અને સદરહુ ઇન્સ્પેકટર જનરલનો અથવા વિજીટરોનો દાખલો પુરાવામાં લઇ શકાશે.

૪૬૬ મી અથવા ૪૭૧ મી કલમ પ્રમાણે કેદ રાખેલો ગાંડો શખસ છોડી મુકવા લાયકછે એમ જાહેર કરવામાં આવે ત્યારે કેમ કરવું.

૪૭૪. (૧) જો તે સખસને ૪૬૬ મી અથવા ૪૭૧ મી કલમના ઠરાવો મુજબ કેદ રાખ્યો હોય, અને સદરહુ ઇન્સ્પેકટર જનરલ અથવા વિજીટરો એવો દાખલો આપે કે તેને છોડી મુકવામાં આવે તો તે પોતાની જાતને અથવા બીજા કોઈ પણ શખસને નુકશાન કરે એવો ભય નથી એવું અમારી નજરમાં આવે છે. તો તે દાખલા ઉપરથી સ્થાનિક સરકાર તે શખસને છોડી મુકવાનો. અથવા પહેરામાં અટકાવી રાખવાનો, અથવા તેને ગાંડા માણસોના કોઇ સાર્વજનિક આશ્રયસ્થાનમાં નહિ મોકલ્યો હોય તો તેવા કોઈ આશ્રયસ્થાનમાં મોકલવાનો હુકમ કરવાનો મુખત્યાર છે; અને સ્થાનિક સરકાર તેને આશ્રયસ્થાનમાં મોકલવાનો હુકમ કરે તો, એક ઇનસાફ ખાતાના અમલદાર અને બે વૈદ્યકીય અમલદારનુ કમિશન નીમવાને મુખત્યારછે.

(૨) જરૂર હોય તેવો પુરાવો લઇને સદરહુ કમિશને તે શખસના મનની સ્થીતી વિશે રીત પ્રમાણે ચોકસી કરવી, અને સ્થાનિક સરકારને રીપોર્ટ કરવો, અને તે સરકાર પોતાની નજરમાં આવે તે પ્રમાણે તે શખસને છોડી મુકવાનો અથવા અટકાવી રાખવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

ગાંડામાણસને તેનાં સગાં વાહાલાંને સંભાળને માટે

૪૭૫. (૧) જ્યારે જ્યારે ૪૬૬ મી અથવા ૪૭૧ મી કલમના ઠરાવો પ્રમાણે કેદ રાખેલા કોઇપણ શખસોનો કોઇ સગો અથવા મિત્ર તે શખસને પોતાની સંભાળમાં તથા હવાલામાં લેવાની ખાયશ બતાવે, ત્યારે ત્યારે તે સગો અથવા મિ-

સ્વાધીન કરવા બાબત.

ત્ર અરજી કરે એટલે અને તે હવાલે કરેલા શખસની બરાબર સંભાળ લેવા બાબત તથા તેની જાતને અથવા બીજા કોઇપણ શખસને નુકસાન નહિ કરવા દેવા બાબત, સ્થાનિક સરકારની ખાત્રી લાયક તારણ આપે એટલે, તે શખસને સદરહુ સગા અથવા મિત્રના હવાલામાં સોંપવાનો હુકમ કરવાને તે સરકાર મુખત્યાર છે.

(૨) જ્યારે જ્યારે તે શખસને એ પ્રમાણે હવાલે કરવામાં આવે, ત્યારે ત્યારે સ્થાનિક સરકાર ફરમાવે એવા અમલદારને તે સરકાર ફરમાવે એવે વખતે તે શખસને જોવા માટે હાજર કરવામાં આવશે એવી શરતે તેને હવાલે કરવો.

(૩) ૪૭૨ મી તથા ૪૭૪ મી કલમના ઠરાવો, આ કલમના ઠરાવો, પ્રમાણે સોંપેલા શખસોને જરૂરના ફેરફાર સાથે લાગુ પડશે એમ સમજવું; અને આ કલમ પ્રમાણે જે અમલદારને જોવાસારૂ નિમવામાં આવે તેણે આપેલો દાખલો પુરાવામાં લેવાઈ શકાશે.

---

## બાબ ૩૫ મો.

## ઇનસાફ ચલાવવામાં હરકત થાય એવા કેટલાક ગુન્હાઓની બાબતમાં કામ ચલાવવા બાબત

૧૯૫ મી કલમમાં કહેલા મુકદમાઓમાં કામચલાવવાની રીત.

૪૭૬. (૧) જ્યારે કોઇપણ દિવાની, ફોજદારી અથવા મુલકી કોરટને એમ લાગે કે ૧૯૫ મી કલમમાં કહેલા તથા પોતાની આગળ કરેલા અથવા ઈનસાફી મુકદમો ચાલતો હોય તે દરમિયાનમાં પોતાની જાણમાં આણેલા કોઈ ગુન્હાની ચોકસી કરવાનો સબબ છે, ત્યારે તે કોરટ કાંઇ પણ પ્રથમ ચોકસીની જરૂર હોય તો તે કરી પછી, પાસેમાં પાસેના પેહેલા વરગના માજીસ્ત્રેટની પાસે તે મુકદમો ચોકસી અથવા ઈનસાફ કરવા સારૂ મોકલવાને, તથા તોહોમતવાળાને પેહેરામાં આપીને સદરહુ માજીસ્ત્રેટની પાસે મોકલવાને, અથવા તે માજીસ્ત્રેટની આગળ હાજર થવા બાબત તેની પાસેથી પુરતું તારણ લેવાને, મુખત્યાર છે; અને સદરહુ ઇનસાફની અથવા ચોકસીની વખતે હાજર થઇને પુરાવો આપવા માટે કોઇપણ શખસને બાંધી લેવાને મુખત્યાર છે.

(૨) સદરહુ માજીસ્ત્રેટે પછી કાયદા મુજબ અને જાણે ૨૦૦ મી કલમની રૂએ અરજી થઇને તે દફતરમાં દાખલ કરી હોય તે પ્રમાણે કામ ચલાવવું જોઇયે, અને ૧૯૨ મી કલમ પ્રમાણે મુકદમા બીજાની પાસે મોકલવાનો તેને અધિકાર મળ્યો હોય તો, બીજા કોઇ યોગ્ય અધિકારવાળા માજીસ્ત્રેટની પાસે તે ચોકસી અથવા ઈનસાફ કરવાનું કામ મોકલવાને તે મુખત્યાર છે.

ટીકા—પેટા કલમ બેમા "જાણે ૨૦૦ મી કલમની રૂએ અરજી થઇને દફતરમાં દાખલ કરી હોય તે પ્રમાણે" એ શબ્દો નવીન છે કલમનો હેતુ સાધારણ ફરીયાદી માફક

માજીસ્ટ્રેટ આગલ જડજને હાજર ન થવું પડે તે **અવઘડતા** દુર કરવા માટે છે આ કલમના હેતુ અનવયે જ્યારે ક. ૧૯૫ મુજબ કોર્ટ વર્તતી હોય ત્યારે ફરીયાદની જરૂર નથી અને બતાવેલા પ્રોસીજરથી ફરીયાદ બને છે ઇસિરી પ્રસાદ ઇ. લો. રી. ૭ અ. ૮૭૧ **ક. ૧૯૫ માં કહેલા** ગુન્હાના સંબંધમાં જે અધીકાર આપવામાં આવ્યો છે તે અધીકાર પ્રોસીડીંગની દરમીયાન દસ્તાવેજ રજુ કર્યો હોય તે પ્રોશીડીંગના પક્ષકારને તેમજ પક્ષકારના સાહેદ ગુન્હામાં લાગેલા હોય તેમને પણ લાગુ પડે છે દેવજીવલદેભવાની ઇ. લો. રી. ૧૮ મુ. ૫૮૧ **ઇનસાફી મુકદમો ચાલતો હોય** આ કલમ પ્રમાણે જે ગુન્હા માટે પગલા લેવાના હોય તે ગુન્હો ઇનસાફી મુકદમામાં તેની આગળ કરેલો જોઇએ અથવા તેની નજર હેઠળ આણેલો હોવો જોઇએ ને તે વના પગલા ભરેતો તે હકુમત વિનાના છે મથુરદાસ ઇ. લો. રી. ૧૬ અ. ૮૦ સુબ્રાયા ઇ. લો. રી. ૧૮ મ. ૪૮૭ તાબામાંહેના માજીસ્ટ્રેટે ચલાવેલા કેસનુ કેલેંન્ડર વાંચી કામ મંગાવીને ખોટી પતીજ્ઞા માટે કામ ચલાવવા એક સાહેદ વિરૂધ હુકમ કર્યો ઠરાવ્યું કે–તે વખતે તે ઇનિસાફી કામ કરતો નોતો તેથી મંજુરી આપી શકે નહી રાણી વી. કપુ ઇ. લો. રી. ૭ મ. ૫૬૦ માજીસ્ટ્રેટે ક. ૧૪૪ પ્રમાણે હુકમ કાઢતા અવલ જે તજવીજ કરવાની તે કરતા કોઇએ ખોટી પ્રતીજ્ઞા કરી હોય તો આ કલમ પ્રમાણે પગલા ભરી શકે કારણ કે તે ઇનિસાફી મુકદમો ચલાવતો હતો રાણી વી. નરસીંદાચાર્ય ઇ. લો. રી. ૧૯ મ. ૧૮ **ચોકસી કરવાનો સબબ છે** આ કલમમાં આપેલો અધીકાર પુરતી સંભાલ ને પુરતો વિચાર કરીને વાપરવો જોઇએ ને તેનો અર્થ એવો નથી કે પક્ષકાર પોતાની તકરાર સાબીત કરવામાં નિષ્ફળ જાય તેવા દરેક કેસોમાં જડજે જે પક્ષકાર વિરૂધ ફેંસલો આપ્યો હોય તે જડજ આ કલમમાં આપેલો અધીકાર વાપરી શકે પ્રથમ તપાસ કરી અમુક તોહમતની ઇનસાફની રાહે તજવીજ કરવી જોઇએ સબબ છે એટલે માત્ર વહેમને અંદેસાથી વધારે કારણ જડજની નજરમાં આવ્યા શીવાય કેસ માજીસ્ટ્રેટ તરફ મોકલવાનો અધીકાર નથી રાણી વી. બાઇ જુલાબ ઇ. લો. રી. ૧ ક. ૪૫૦ જે ગુન્હાનુ તોહમત મુકવાનું હોય તે ગુન્હો ઠરાવવાને કોરટની આગળ સ્પષ્ટ ને પ્રત્યક્ષ પુરાવો હોવો જોઇએ માત્ર શક તે પુરતુ નથી કેપુનાથ સીકદાર ઇ. લો. રી. ૧૬ ક. ૭૩૦ બારીકાઇથી જોવાની જરૂર નથી પુરાવા પરથી યોગ્ય આધાર માલમ પડે તો તે બસ છે સવાઇગીરીનો જમીનદાર મ. હા. કો. પ્રો. ૨૨–૨–૮૬.

**ત્યારે તે કોરટ કાંઈ પણ પ્રથમ ચોકશીની જરૂર હોય તો તે કર્યા પછી.** ચોકશી તોહમતદારની રૂબરૂ કરવા જોઇએ એવી કાંઈ જરૂર નથી ૯ વિ. રી. ૩ ચોકશી કરવી કે નહી એ જે કોર્ટની આગળ બાબત હોય તેની ઇચ્છાપર છે ચોધરી મ. ઇઝરૂલ હક ઇ. લો. રી. ૨૦ ક. ૩૪૯ મુળ કેસ ચલાવી રહ્યા પછી જ્યારે કોર્ટ આ કલમ પ્રમાણે પગલા લેવા ધારે અથવા પ્રથમ દર્શનીક કેસ સાબીત કરવાને જ્યારે કોર્ટની આગળ પુરતા સાધનો હોય નહી ત્યારે આ કલમ પ્રમાણે પ્રથમ ચોકસી કરવાનો વિચાર કરવાને ચોખુ જણાવે છે કામ ચાલતાની વચે કોર્ટની આગળ જે સાધનો રજુ થયા હોય તેની ઉપરજ કેવળ કોર્ટે કામ ચલાવી લેવુ હોય તો આમ પ્રથમ ચોકસી કરવાની કાયદાકારે ખાસ કેમ જરૂરીઆત ધારી હશે તે જણાવવું મુસકેલ છે ઇ. લો. રી. ૧૯ ક. ૩૪૫ શશીકુમાર વી. શશીકુમાર. ખોટી સાહેદીનું તોહમત રાખી ફરીયાદ તરફના સાક્ષી તપાસ્યા શીવાય સેસન કમીટ કર્યો ઠરાવ્યું કે–કમીટમેંટ ગેરકાયદે છે સેસન જેવા ભારે ગુન્હા કોર્ટ સાંભળે તે પહેલા તોહમતદારને કેસની માંહેતી હોવી જોઇએ રાણી વી. ચીના ઇ. લો. રી. ૪ મ. ૨૨૭ ચોકશી કરવી એ કેટલેક પ્રસંગે સારૂ છે પણ તે ફરજીઆત નથી બાપરામ વી. ગુરનાથ ઇ. લો. રી. ૨૦

ક. ૪૭૪ તોહમત જે મુકવાનું તે વ્યાજબી છે કે નહી તે માટે ચોકસી કરવી જોઇએ કાલી પ્રોસનો બાગચી ૨૩ વિ. રી. ૩૯ **પાસેમાં પાસેના ફર્સ્ટકલાસ માજીસ્ટ્રેટ પાસે.** આ કલમ પ્રમાણે તપાસ સારૂ ન મોકલી શકે પણ ચોકસી ઇનસાફ સારૂ ફર્સ્ટકલાસ માજીસ્ટ્રેટ તરફ મોકલી સકે રાણી વી. નરપત ૪ નો વે. પ્રો. ૮૬ હેડઆસી માજીસ્ટ્રેટે ક. ૧૯૫ પ્રમાણે ખોટી ફરીયાદ કર્યા બાબતના તોહમતનો કેસ બીજા જીલ્લાના ડેપ્યુટી માજીસ્ટ્રેટ તરફ મોકલ્યો કે જે માજીસ્ટ્રેટને હેડઆસી. માજીસ્ટ્રેટની હકુમત નિચે થએલા ગુન્હાઓનો ચોકસી કરવાનો સાધારણ રીતે હકુમત નોતી ઠરાવ્યું કે–ડેપ્યુટી માજીસ્ટ્રેટને ચોકસી ચલાવવાનો અધીકાર છે ટ્રાન્સફર કરવાનો હુકમ કોર્ટને હકુમત ગણવાને પુરતો છે રાણી વી. નાનાથા ઇ. લો. રી. ૧૬ મ. ૪૬૧ સેટલમેંટ ઓફીસર તરીકે કાઢેલો સમન અમાન્ય કરવાથી પોતાના માજીસ્ટ્રેટના હોદાની રૂઇએ કામ ચલાવી ગુન્હેગાર ઠરાવેલ ઠરાવ્યું કે–અધીકાર નથી રાણી વી. સુખરા ઇ. લો. રી. ૨ અ. ૪૦૫ આ કલમ મુજબ કાયદાકારનો હેતુ એ છે કે–જેની રૂબરૂ ગુન્હો થયો હોય અને જેને પ્રથમ ચોકશી ચલાવી હોય તો તેણે ઇનિસાફ કરવો નહીં કે કમીટ કરે નહી તારાપ્રસાદ ૧૫ વિ. રી. ૮૮ સી. પ્રો. ની. ક. ૬૪૩ મુજબના દીવાની કોર્ટના હુકમ આ કલમ મુજબના છે એમ ગણવું ઇરાની પ્રસાદ ઈ. લો. રી. ૭ અ. ૮૭૧. **આ કલમ મુજબના પ્રોસીડીંગ કયારે તહકુબ રાખવા.** ખોટી સાહેદી તથા બનાવટી દસ્તાવેજ બાબતના કામ જયાસુધી અપીલ ચાલતી હોય ત્યાસુધી તહકુબ રાખવા ઇ. લો. રી. ૬ ક. ૩૦૮ તેમજ ઇ. લો. રી. ૧૬ મુ. ૭૨૯ મા ઠરાવ્યુ કે–દીવાની કામમાથી ઉત્પન્ન થતા ફોજદારી કામો તે બાબતના દીવાની કામ જ્યા સુધી ચાલતા ના હોય ત્યા સુધી ન ચલાવવા ત્રણ ઇ. લો. રી. ૧૮ મુ. ૫૮૧ મા ઠરાવ્યુ કે–દીવાની કામમાથી ઉત્પન્ન થતા ફોજદારી કેસો તહકુબ રાખવા એવો એક સરખો રૂલ નથી રાજકુમારી દેવી વી. બમાસુંદરી ઇ. લો. રી. ૨૩ ક. ૬૧૦ માં ઠરાવ્યું કે—દીવાની દાવાનો ચુકાદો થતા સુધી આ કલમ મુજબના પ્રોસીડીંગ તહકુબ રાખવા એવો એક સરખો નીયમ નથી પણ પક્ષકારો એક હોય તો બંને કામો એકો વખતે ચલાવવા એ ડાહાપણ ભરેલું નથી માજીસ્ટ્રેટની મુખત્યારી ઉપર છે કે તહકુબ રાખવું કે ચલાવવું તે નકી કરવું તેમજ એમ પણ છુટ છે કે જો તહકુબ રાખેતો હાજર થવાના મુચરકા લઈ શકે હાઇકોરટને પુરતું કારણ બતાવવામાં આવેતો બંધ રાખવા હુકમ કરી શકે પણ તહકુબ રાખવું કે નહી તે દરેક કેસની હકીકત જોઇ વીચારવું **રીવહીજન.** આ કલમ પ્રમાણે જે હુકમ થયા હોય તેમાં હાઇકોરટ વચ્ચે આવી શકે છે. ઈ. લો. રી. ૨૬ કલકતા ૭૩૦ ઇ. લો. રી. ૨૦ કલકતા ૩૪૯ ઇ. લો. રી. ૧૩ મદ્રાસ ૧૪૪ ઈ. લો. ૧૬ અલહાબાદ ૧૮૦ પણ જુઓ ઈ. લો. રી. ૧૩ મુબઇ ૧૦૯ ઈ. લો. ૨૧ મદ્રાસ ૧૨૪ **અપીલ** કલમ ૧૯૫ માં જેમ અપીલનો હક છે તેમ આ કલમ મુજબના હુકમ સામે નથી ઈ. લો. રી. ૧૩ મુબઇ ૧૦૯ ઇ. લો. રી. ૧૩ મદ્રાસ ૧૪૪.

**૪૭૭. (૧) ૪૪૪ મી કલમ માંહેના ઠરાવોને અનુસરીને, સેશન કોરટ ૧૯૫ મી કલમમાં કહેલા અને પોતાની આગળ કરેલા અથવા કાંઇ ઇનસાફી મુકદમો ચાલતો હોય તે દરમિયાનમાં તેની જાણમાં આણેલા ગુન્હા બાબત કોઇપણ સખસની ઉપર તોહોમત મુકવાને, અને પોતે મુકેલાં તોહોમત ઉપરથી તે સખસને કમિટ કરવાને અથવા તેને જામીનપર છોડવાને અને તેનો ઇનસાફ કરવાને મુખત્યાર છે.**

સદરહુ પ્રકારના ગુન્હા સેશન કોરટની આગળકરવામાંઆવે. ત્યારે તે સંબધી તે કોરટનો અધિનાર.

**(૨) તે ઇનસાફના કારણ સારૂ કોઇ પણ શાહેદોને હાજર કરાવવાનું માજીસ્ત્રેટને ફરમાવવાને સદરહુ કોરટ મુખત્યાર છે.**

**ટીકા—પોતાની આગળ કરેલા** એટલે સેસન જડજ તરીકે કામ કરતો હોય ત્યારે પણ ડીસ્ત્રીકટ જડજ તરીકે કરતો હોય ત્યારે નહી રાણી વી. ચૈતરામ ઇ. લો, રી. ૬ અ. ૬૦૩ રાણી વી. ગંળાડીઆ ક. વિ. નોટસ ૧૮૮૭ પા, ૧૩૯ મા એજ જડજે જણાવ્યુ કે-મે સેસન જડજ તરીકે કોઇનાપર કામ ચલાવવાનો હુકમ કર્યો હોય તો હું તે કેસ ચલાવવાનુ પસંદ ન કરતા ( હાઇકોરટને ) બીજા જડજ તરફ ટ્રાન્સફર કરવા જણાવુ તેમજ રાણી વી. લછમનસીંગ ઇ. લો, રી. ૨ અ, ૪૦૫ મા ઠરાવ્યુ કે—હાઈકોરટ પોતાની રીવીજનની સત્તાની રૂઇએ આ કલમ પ્રમાણે જે કમીટ મેંટનો હુકમ કર્યો હોયતો રદ કરી સકે—

**૪૭૮. (૧) જ્યારે સદરહુ પ્રકારનો કોઈપણ ગુન્હો કોઈ દિવાની અથવા મુલકી કોરટની આગળ કરવામાં આવે, અથવા કોઇ ઇનસાફી મુકદ્દમો ચાલતો હોય તે દરમિયાનમાં કોઈ દિવાની અથવા મુલકી કોરટની નજર હેઠળ આણવામાં આવે, અને તે મુકદ્દમાનો ઈનસાફ ફક્ત હાઈકોરટ અથવા સેશન કોરટ કરી શકે એમ હોય, અથવા તે મુકદ્દમાનો ઈનસાફ હાઈકોરટે અથવા સેશનકોરટે કરવો જોઇયે એમ સદરહુ દિવાની અથવા મુલકી કોરટ ધારે, ત્યારે સદરહુ દિવાની અથવા મુલકી કોરટ ૪૭૬ મી કલમ પ્રમાણે કોઇ માજીસ્ત્રેટની પાસે તે મુકદ્દમો ચોકસી માટે મોકલવાને બદલે પોતાનીજ મેળે તે ચોકસી પુરી કરવાને, અને તોહોમતવાળા શખસને, પ્રસંગ પ્રમાણે, હાઇકોરટની અથવા સેશન કોરટની આગળ ઈનસાફ થવા સારૂ કમિટ કરવાને અથવા તેને જામીન ઉપર છોડવાને મુખત્યાર છે.**

ચોકસી પૂરી કરવાનો તથા હાઇકોરટમાં અથવા સેશન કોરટમાં કમિટ કરવાનો દિવાની તથા મુલકી કોરટોને અધિકાર.

**(૨) આ કલમ પ્રમાણે કોઈ ચોકસી કરવાનાં કારણસારૂ, તે દિવાની અથવા મુલકી કોરટ ૪૪૩ મી કલમ માંહેના ઠરાવોને અનુસરીને માજીસ્ત્રેટના સઘળા અખત્યાર ચલાવવાને મુખત્યાર છે; અને એવી ચોકસીમાંનું તે કોરટનું કામ, બની શકે તેટલે સુધી, ૧૮ મા બાબના ઠરાવો પ્રમાણે ચલાવવું, અને તે કામ કોઇ માજીસ્ત્રેટે ચલાવ્યું હતું એમ સમજવું.**

ટીકા—**કોઈપણ ગુન્હો** એટલે ક, ૧૯૫ મા કહેલા અખીલચંદર ઇ, લો. રી. ૨૨ ક. ૧૦૦૪ બનાવટી દસ્તાવેજ કોર્ટમા મુકયા પણ પુરાવામા આપેલા નહી ઠરાવ્યુ કે—આ કલમ પ્રમાણે પગલા ભરી શકે નહી અબદુલ કાદીરવી. મીરાસાદ ક ઇ. લો. રી. ૧૫ મ. ૨૨૪ **કોઇપણ દીવાની + + × આગળ × × × ફકત સેસન કોર્ટને હાઇકોરટ કરી સકે.** પ્રથમની તપાસ પુરી કર્યા પછી કેસ કમીટ કરવાની સત્તા દીવાની તથા મુલકી કોર્ટને આ કલમ મુજબ છે અને આ કલમ મુજબ જે કેસો તદન સેસન લાયક હોય તેવા કેસો તે કોર્ટની રૂબરૂ થયા હોયતોજ કમીટ કરી શકાય છે પણ જો કોર્ટની આગલ કરવામા ના આવ્યા હોય અથવા ગુન્હો ફક્ત સેસન કોર્ટ સાંભલી શકે તેવો ન હોયતો દીવાની કોર્ટ જો વધારે ચોકશીની જરૂર ધારેતો સેસન કોર્ટમા કમીટ કમીટ કરી શકે નહી પણ અધીકારવાળા માજીસ્ત્રેટ તરફ મોકલી દેવુ જોઇએ રાણી વી. પોપટ ઇ. લો. રી. ૪ મુ. ૨૮૭ જો કે કોર્ટ ક. ૧૯૫ પ્રમાણે મંજુરી આપી હોયતો પણ કોર્ટને કારણ માલમ પડે જેમ કે તોહમતદારે

ફરયાદીને જે ફરીયાદથી દુર રેહવા લલચાવેલ છે એવી રીતે શક લેવાનુ કારણ માલમ પડે તો આ કલમ મુજબ કામ ચલાવી શકાય ખાનગી સખસે કરેલી ફરીયાદ માજીસ્ત્રેટ તરફથી કાઢી નાખવામા આવી હોય ત્યાસુધી ક. ૪૭૮ મુજબ કરેલુ કામ કરવાને પ્રતીબંદ થશે નહી કોર્ટ જ્યારે આ કલમ પ્રમાણે કામ ચલાવે ત્યારે ફરીયાદ પક્ષની જવાબદારી પોતાના એકલાને માથે લે છે. મંજુરી ઉપરથી ખાનગી સખસ જે ફરીયાદ કરી કામ ચલાવે તેથી તદ્દન જુદી રીતનુ આ કામ છે રાણી વી શકર ઈ. લો. રી. ૧૩ મુ ૩૮૪ દીવાની કોર્ટે ક. ૪૭૬ મુજબ ફર્સ્ટકલાસ માજીસ્ત્રેટ તરફ બનાવટી દસ્તાવેજના ગુન્હા માટે મોકલેલ માજીસ્ત્રેટે ક. ૨૦૯ પ્રમાણે છોડી મુકયા. દીવાની કોર્ટે આ કલમ મુજબ તેની સામે કામ કેમ ચલાવવુ તેનુ કારણ બતાવવાનો નોટીસ કાઢી ઠરાવ્યુ કે—નોટીસ ગેરકાયદે છે આ કલમ મુજબ અથવા ક. ૪૭૬ મુજબ ચાલવુ પણ એકમા નિષ્ફળ ગયા પછી બીજો રસ્તો પકડવાનો અધીકાર નથી રાણી વી રાઓજી મુ. હા. કો. ક્રી. રૂ. ૧૨ સને ૧૮૯૮ કાયાદાવામા આ કલમ પ્રમાણે હુકમ કર્યો. તોહમતદારે પાકો દાવો કરી હાઇકોરટને અરજ કરો કે—કમીટ મેંટ રદ કરો કે બંદ રાખો હાઈકોરટે તેમ કરવા ના પાડી દેવજી ઈ. લો. રી. ૧૮ મુ. ૫૮૧ **ચોકશી પુરી કરવાને** કમીટ કરવાનો પ્રોસીજર છે તે પ્રમાણે ચાલવુ મુળ કેસમા જે પુરાવો લીધો તેપર આધાર રાખી તોહમતદારની જુબાની લઈ કમીટ કરી શકે નહી પ્રથમ ચોકશી કરવી. ચીનાવેદાગીરી ઈ. લો. રી. ૪ મ. ૨૨૭ રંગાતુની ૨૨ વિ. રી. ૫૨

સદરહુ પ્રકારના મુકદમાઓમાં દિવાની અથવા મુલકી કોરટે કેમ કરવું.

**૪૭૯.** જ્યારે કોઈ દિવાની અથવા મુલકી કોરટ એ પ્રમાણે કોઈપણ મુકદ્દમો કમિટ કરે, ત્યારે તે કોરટે તોહોમતનામું તથા મુકદ્દમો કમિટ કરવા બાબતનો હુકમ તથા તે મુકદ્દમાનું દફતર પ્રેસીડેન્સી માજીસ્ત્રેટની અથવા જીલ્લા માજીસ્ત્રેટની અથવા ઈનસાફ સારૂ કમિટ કરવાનો અધિકાર બીજા જે માજીસ્ત્રેટને હોય તે માજીસ્ત્રેટની પાસે મોકલી દેવું; અને એવા માજીસ્ત્રેટે તે મુકદ્દમો તથા ફરિયાદી તરફના અને તોહોમતવાળા તરફના શાહેદોને પ્રસંગ પ્રમાણે, હાઇકોરટની અથવા સેશન કોરટની આગળ આણવા.

તિરસ્કારના કેટલા એક મુકદ્દમાઓમાં કામ ચલાવવાનીરીત

**૪૮૦.** (૧) જ્યારે હિંદુસ્તાનના ફોજદારી કાયદાનો ૧૭૫ મી, ૧૭૮ મી, ૧૭૯ મી, ૧૮૦ મી, અથવા ૨૨૮ મી કલમમાં વરણવેલો કોઈપણ ગુન્હો કોઈપણ દિવાની, ફોજદારી અથવા મુલકી કોરટના દેખતાં અથવા તેની સમક્ષ કરવામાં આવે, ત્યારે તે કોરટ તે ગુન્હેગારને પેહેરામાં અટકાવી રાખવાને મુખત્યાર છે, પછી તે ગુન્હેગાર યુરોપીયન બ્રિટિશ રઇયત હોય કે નહિ હોય તોપણ; અને તેજ દિવસે તે કોરટ ઉઠે તેની પેહેલાં કોઇપણ વખતે, પોતાને દુરસ્ત લાગે તો, તે કોરટ તે ગુન્હો સાંભળવાને અને ગુન્હેગારને ઘણામાંઘણા બસે રૂપિયા સુધી દંડની અને, દંડ ન આપે તો એક મહિના સુધીની મુદતની આસાન કેદની શિક્ષા કરવાને મુખત્યાર છે, પણ જો સદરહુ દંડ તે મુદત પુરીથતાં પેહેલાં આપવામાં આવે તો તેને તરત છોડી દેવો.

(૨) ૪૪૩ મી અથવા ૪૪૪ મી કલમ માંહેનો કોઇપણ ઠરાવ આ કલમ પ્રમાણે ચલાવેલાં કામને લાગુ પડે છે એમ સમજવું નહિ.

**ટીકા–કોર્ટના દેખતા ને તેની સમક્ષ** દસ્તાવેજ રજુ કરવાને સમન કર્યો સાક્ષીએ પોતાના કબજામાં નથી એમ કહી રજુ ન કર્યો માજીસ્ત્રેટને તે ખરૂ ન લાગવાથી ક. ૧૭૫ ના ગુન્હા માટે આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવ્યો ઠરાવ્યું કે–આ કલમ પ્રમાણે માજીસ્ત્રેટ પોતે કેસ ચલાવી શકે નહી રાણી વી. શેહાયા ઇ. લો. રી. ૧૩ મ. ૨૪ કેસ ટ્રાન્સફર કરવા કરેલી અરજીમાં નામોશી ભરેલા શબ્દ વાપર્યા ઠરાયું કે–અપમાન કરવાનો ઇરાદો નોતો તેથી ક. ૨૨૮ મુજબ શીક્ષા ન થઈ શકે–માત્ર ટ્રાન્સફર કરવાનો ઈરાદો હતો અબદુલાખાન ૧૮૯૮ અ. વિ. નો. ૧૪૫ **તેજ દીવસે કોર્ટ ઉઠતા પેહલા** આ કલમનો નિયમ જેના દેખતા ને જેની સમક્ષ અપમાન કર્યુ હોય ને તે ધારે કે યોગ્ય રીતે ને વાસ્તવીક રીતે લાગુ કરવાનો છે તો ત્યાંને તેજ વખતે અથવા કોઈ પણ રીતે કાર્ટમાં તેના ઉઠવા પહેલા લાગુ કરવાના છે રાણી વી. પાયમ્બર ઇ. લો. રી. ૧૧ અ. ૩૬૧ **તે ગુન્હો સાંભળવાને** જે માજીસ્ત્રેટના રૂબરૂ અપમાન થયુ હતું તેને તરતજ ગુન્હો સાંભળ્યો પણ તોહમતદારને સબબ દેખાડવાનો વખત આપવાને કેટલાક દીવસ સુધી છેવટનો હુકમ આપવા મુલતવી રાખ્યું ઠરાવ્યું કે–ગેરસીરસ્તો છે તોહમતદારને તેથી નુકસાન નથી એટલે ગેરકાયદે નથી એટલે ક. ૫૩૭ માં આવી જાય છે રાણી વી. પાયમ્બર ઇ. લો. રી. ૧૧ અ. ૩૬૧ ગામ મુનસફોને આ કલમના નીયમ લાગુ નથી રાણી વી. વેંકુઠસામી ઈ. લો. રી. ૧૫ મ. ૧૩૧ **રૂપીઆ બસો કરતા વધારે નહી**, તે કરતા વધારે દંડન કરવો ને તેના બદલે એક માસ કરતા વધારે સજા ન કરવી. ને તેટલી સજા પુરતી ન લાગે તો ક. ૪૮૨ પ્રમાણે યોગ્ય અધીકારવાળા તરફ મોકલું બહેરામખાન ૧૦ વિ. રી. ૪૭ વધારે ન થઇ શકે ધનાકોટી મ. હા. કો. પ્રો. ૨૨–૯–૮૨– **અપીલ** માજીસ્ત્રેટે એક પૈસો દંડ કર્યો તે બાબત નજીવી ગણી સેસન જડજે અપીલ સાંભળવા ના પાડી ઠરાવ્યું કે–સાંભળવુ તે ઠરાવ કાયદેસર છે કે નહી તે જોવું જોઇએ ફરી સાંભળવી રાણી વી. જેવછરામ મુ. હા. કો. ફી. રૂ. ૩૫ સને ૧૮૯૮.

**૪૮૧. (૧) સદરહુ પ્રકારના દરેક મુકદમામાં, તે ગુન્હો જે હકીકતનો બનેલો હોય તે હકીકત, તથા ગુન્હેગારે કાંઇ મજકુર જાહેર કર્યો હોય તો તે મજકુર, તેમજ ઠરાવ તથા શિક્ષાને હુકમ તે કોરટે દફતરમાં દાખલ કરવાં.**

સદરહુ પ્રકારના મુકદમાઓનું દફતર.

**(૨) જો તે ગુન્હો હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૨૮ મી કલમ પ્રમાણે હોય, તો જો કોરટને હરકત કરી હોય અથવા જે કોરટની બેઅદબી કરી હોય તે કોરટ જે ઇનસાફી મુકદમો ચલાવવાને બેઠી હતી તે ઈનસાફી મુકદમાનો પ્રકાર તથા તે કેટલે સુધી ચાલ્યો હતો તે, અને જે હરકત અથવા બેઅદબી કરી હોય તેનો પ્રકાર દફતરમાં બતાવવો.**

**ટીકા––જે હકીકતનો બનેલો હોય × × × × × તે દાખલ કરવા** આ બધુ દફતરમા દાખલ કરવું જોઇએ ઠરાવના કારણો ન જણાવેલા તેથી હાઈ કોરટે અનુમાન કર્યું કે દંડ કરવાનુ કારણ નોતુ ને તેથી કરેલો હુકમ રદ કર્યો પંચનંદ ૪ મ. હા. કો. રી. ૨૨૯ તોહમત મુકયા શીવાય તથા તે વિશે તોહમતવાળાનો બચાવ સાંભળ્યા વગર શીક્ષા ન થઈ શકે કાશીનાથ વીઠલ મુ. હા. કો. રી. ૧૧૨

**૪૮૨. (૧) જો તે કોરટને કોઈપણ કામમાં એમ લાગે કે ૪૮૦ મી કલમમાં કહેલા ગુન્હાઓમાંનો કોઈપણ ગુન્હો પોતાના દેખતાં અથવા પોતાની સમક્ષ કર્યાનું તોહોમત જે શ**

મુકદમાની તજવીજ ૪૦૮

મી કલમ પ્રમાણે કરવી નહિ જોઇયે એમ કોરટની નજરમાં આવે ત્યારે કામ ચલાવવાની રીત

ખસની ઉપર આવ્યું હોય તે શખસને દંડ ન આપેથી કેદની શિક્ષા કરવામાં આવે તે શિવાય બીજી રીતની કેદની શિક્ષા કરવી જોઇયે, અથવા તેને બસે રૂપીયા કરતાં વધતો દંડ કરવો જોઇયે, અથવા બીજા કોઇપણ કારણને લીધે તે કોરટનો મત એમ હોય કે તે મુકદમાનો નિકાલ ૪૮૦ મી કલમ પ્રમાણે કરવો નહિ જોઇયે, તો તે ગુન્હો આ કાયદામાં પાછળ ઠરાવ્યા પ્રમાણે જે હકીકતનો બનેલો હોય તે હકીકત તથા તોહોમતવાળાનો મજકુર દફતરમાં દાખલ કર્યા પછી સદરહુ કોરટ, તે મુકદમાનો ઇનસાફ કરવાની હકુમત જે માજીસ્ત્રેટને હોય તે માજીસ્ત્રેટની પાસે તે મુકદમો મોકલવાને મુખત્યાર છે, અને તે તોહોમતવાળા શખસને સદરહુ માજીસ્ત્રેટની આગળ હાજર થવા બાબત તારણ આપવાનું ફરમાવવાને મુખત્યાર છે, અથવા પુરતુ તારણ અપવામાં ન આવે તો, તે કોરટે સદરહુ શખસને પેહેરામાં આપીને સદરહુ માજીસ્ત્રેટની પાસે મોકલવો.

(૨) જે માજીસ્ત્રેટની પાસે આ કલમ પ્રમાણે કોઇપણ મુકદમો મોકલવામાં આવે તે માજીસ્ત્રેટે તોહોમતવાળા શખસની ઉપર થયલી ફરિયાદ આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે સાંભળવા માંડવી.

દફતરમાં દાખલ કર્યા પછી અપમાનનો ગુન્હો જે હકીકતથી બનેલો હોય તે હકીકત તોહમતદારનો મજકુર લખી લઈ પછે માજીસ્ત્રેટ તરફ મોકલવો રાણી વી. રતન ૧ વિ. રી. ૪૯ રાણી વી. ચંદર સરકાર ૧૨ વિ. રી. ૧૮

રજીસ્ટાર અથવા સબરજીસ્ટાર ૪૮૦ મી તથા ૪૮૨ મી કલમના અરથ પ્રમાણે દિવાની કોરટ છે એમ કયારે સમજવું.

૪૮૩. સન ૧૮૭૭ ના હિંદુસ્તાનના નોંધવા બાબતના આકટ પ્રમાણે નિમેલો હરકોઈ રજીસ્ટાર અથવા હરકોઇ સબરજીસ્ટાર, સ્થાનિક સરકાર એમ ફરમાવે ત્યારે, ૪૮૦ મી તથા ૪૮૨ મી કલમના અરથ પ્રમાણે દિવાની કોરટ છે એમ સમજવું.

ગુન્હેગાર હુકમ માને અથવા માફ માગે એટલે તેને છોડી દેવા બાબત.

૪૮૪. કોઇ શખસને કાયદા મુજબ કાંઇ વસ્તુ કરવાનું ફરમાવ્યું હોય તે કરવાની તેણે ના કહી હોય અથવા કસુર કરી હોય તેને સારૂ અથવા તે શખસે જાણીજોઇને બેઅદબી અથવા હરકત કરી હોય તેને સારૂ કોઈ કોરટે ૪૮૦ મી કલમ પ્રમાણે તેને શિક્ષા કરવાનો ઠરાવ કર્યો હોય, ત્યારે તે ગુન્હેગાર સદરહુ કોરટના હુકમને અથવા ફરમાનને તાબે થાય, અથવા તે કોરટ સંતોષ પામે તે રીતે તે માફ માગે એટલે તે કોરટ પોતાનો મરજી મુજબ તેને છોડી દેવાને અથવા શિક્ષા માફ કરવાને મુખત્યાર છે.

જે શખસ જવાબ દેવાની અથવા દસ્તાવેજ રજુ કરવાની ના કહે તે શખ

૪૮૫. જો કોઇ ફોજદારી કોરટમાં એકાદો દસ્તાવેજ અથવા વસ્તુ હાજર કરવા સારૂ બોલાવેલા કોઈપણ સાહેદને અથવા શખસને જે સવાલો પુછવામાં આવે તે સવાલોના જવાબ દેવાની અથવા તે શખસના કબજા માંહેનો અથવા અખત્યાર માંહેનો જે દસ્તાવેજ અથવા વસ્તુ રજુ કરવાનું તે કો

અને કેદ કરવા અથવા હવાલે કરવા બાબત.

૨૮ તેને ફરમાવે તે દસ્તાવેજ અથવા વસ્તુ રજુ કરવાની તે સખસ ના કહે, અને એ પ્રમાણે ના કેહેવાનું કોઇપણ વાજબી કારણ તે શખસ ન બતાવે, તો સદરહુ કોરટ ઘણામાં ઘણા સાત દિવસ સુધીની ગમે તે મુદત સુધી તે શાહેદને આસાન કેદની શિક્ષાનો હુકમ કરવાને, અથવા પ્રમુખ માજીસ્ત્રેટની અથવા જડજની સહીનું વારંટ કાહાડીને કોરટના કોઇ અમલદારને હવાલે કરવાને મુખત્યારછે; અને તેમ કરવાનાં કારણો તે કોરટે દફતરમાં લખવાં; પણ જો દરમિયાનમાં સદરહુ સખસ જબાની આપવાને તથા જવાબ દેવાને અથવા સદરહુ દસ્તાવેજ અથવા વસ્તુ રજુ કરવાને કબુલ થાય, તો તેમ કરવું નહિ જો તે ઉપર મુજબ ના કહ્યા કરે, તો ૪૮૦ મી તથા ૪૮૨ મી કલમના ઠરાવો પ્રમાણે તેની તજવીજ કરવાનો અધિકાર છે, અને રાયલ ચારટરથી સ્થાપેલી કોઇ કોરટની બાબતમાં તે શાહેદે તિરસ્કારનો ગુન્હો કર્યો છે એમ સમજવું.

**ટીકા—સુધારે** આ કલમની રચનામા ફારફેર કર્યો છે સાહેદ એ શબ્દ બદલી સખસ એ શબ્દ મુકયો છે ને તેથી ઈ. લો. રી. ૧૩ ૬૦૦ નો આ કલમ પુરતો ફેંસલો નિરઉપયોગી છે ના કહે ગુન્હામાં આવે તેવા સ્વાલ પુછવામાં આવેતો જવાબ દેવાને સાક્ષી બંધાએલ નથી ને તેથી ક. ૧૭૯ મુજબ સજા થઈ શકે નહી હરીલક્ષમણ ઈ. લો. રી. ૧૦ પુ. ૧૮૫ ગનુસોનોબા ઈ. લો. રી. ૧૨ પુ. ૪૪૦

તિરસ્કારના મુકદમાઓમાં ગુન્હાની સાબીતીના ઠરાવ ઉપર અપીલો.

૪૮૬. (૧) જે કોઈ પણ શખસને ૪૮૦ મી અથવા ૪૮૫ મી કલમ પ્રમાણે કોઇપણ કોરટે શિક્ષાનો હુકમ કર્યો હોય તે શખસ આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં તે કોરટમાં કરેલાં હુકમનામા અથવા હુકમો ઉપર અપીલો સાધારણ રીતે જે કોરટને થઇ શકતી હોય તે કોરટને અપીલ કરવાને મુખત્યાર છે.

(૨) ૩૧ મા બાબના ઠરાવો જેટલે સુધી લાગુ પડી શકતા હોય તેટલે સુધી આ કલમ પ્રમાણે કરેલી અપીલોને લાગુ પડશે, અને જે ઠરાવ ઉપર અથવા જે શિક્ષાના હુકમ ઉપર અપીલ કરવામાં આવી હોય તે ઠરાવમાં ફેરફાર કરવાનો અથવા તે રદ્દ કરવાનો અથવા તે શિક્ષા ઓછી કરવાનો અપીલ કોરટને અધિકાર છે.

(૩) ઇલાકા શેહેરમાંની કોઇ સ્માલકાઝ કોરટે એ પ્રમાણે ગુન્હાની સાબિતીનો ઠરાવ કર્યો હોય તે ઉપર અપીલ હાઇ કોરટમાં ચાલશે, અને બીજીકોઇ સ્માલકાઝ કોરટે એ પ્રમાણે ગુન્હાની સાબિતીનો ઠરાવ કર્યો હોય તે ઉપર અપીલ જે સેશન તુકડી માંહે સદરહુ કોરટ આવેલી હોય તે સેશનતુકડીની સેશન કોરટમાં ચાલશે.

(૪) ઉપર કહ્યા મુજબ નિમેલા રજીસ્ટાર અથવા સબરજીસ્ટાર જેવા કોઇ પણ અમલદારે એ પ્રમાણે ગુન્હાની સાબિતીનો ઠરાવ કર્યો હોય, અને સદરહુ અમલદાર કોઈ દિવાની કોરટનો જડજ પણ હોય, ત્યારે જો સદરહું ઠરાવ તે અમલદારે સદરહુ પ્રકરના જડજ તરીકે પોતાના હોદ્દાની રૂયે કરેલું હુકમનામું હોય તો આ કલમના પાછલા ભાગ પ્રમાણે, જે કોરટને અ

પીલ કરવામાં આવે તે કોરટને સદરહુ ઠરાવ ઉપર અપીલ કરવાનો અધિકાર છે, અને બીજા કામોમાં જીલ્લા જડજને અથવા ઇલાકા શહેરોમાં હાઇ કોરટ નેતે અપીલ કરવાનો અધિકાર છે.

૪૮૭. (૧) ૪૭૭ મી, ૪૮૦ મી અને ૪૮૫ મી કલમમાં ઠરાવ્યુ છે તે શિવાય બીજી રીતે કોઇ હાઇકોરટના જડજ શિવાય, તથા રંગુનના રિકોર્ડર શિવાય, બીજા કોઈ ફોજદારી કોરટના જડજે અથવા માજીસ્ત્રેટે ૧૯૫ મી કલમમાં કહેલો કોઇ પણ ગુન્હો તેની આગળ અથવા તેના અધિકારનો તિરસ્કાર થાય એવી રીતે કરવામાં આવે અથવા કોઇ ઇનસાફી મુકદ્દમો ચાલતો હોય ત્યારે સદરહુ જડજ અથવા માજીસ્ત્રેટ તરીકે તેની નજર હેઠળ આણવામાં આવે ત્યારે તેણે તે ગુન્હા બાબત કોઇપણ શખસનો ઇનસાફ કરવો નહિ.

૧૯૫ મી કલમમાં કહેલા ગુન્હા કેટલાએક જડજોની તથા માજીસ્ત્રેટોની આગળ કરવામાં આવે ત્યારે તેઓએ તે ગુન્હાઓનો ઇનસાફ કરવોનહી.

(૨) ૪૭૬ મી અથવા ૪૮૨ મી કલમ માંહેના કોઈપણ ઠરાવ ઉપરથી એમ સમજવું નહિ કે સેશન કોરટમાં અથવા હાઇકોરટમાં કમિટ કરવાનો અધિકાર જે માજીસ્ત્રેટને હોય તે માજીસ્ત્રેટને પોતાને કોઇપણ મુકદ્દમો સદરહુ કોરટમાં કમિટ કરવાની મનાઈ છે.

**ટીકા**—૪૭૭ મી ૪૮૦ મી અને ૪૮૫ મી કલમમાં ઠરાવ્યું છે તે શીવાય. હાઇ કોરટ શીવાય બીજી કોર્ટ પોતાની આગલ કરેલા ગુન્હા કે જેને ક. ૪૭૭–૪૮૦–૪૮૫ લાગુ પડે તેવાજ ગુન્હાની ચોકશી ચલાવી શકે પણ આ કલમો પીનલકોડની ક. ૧૭૫ મુજબનું જ્યારે તોહમતદાર સામે તોહમત હોય ત્યારે લાગુ પડતી નથી. રાણી વી. સેશાઅઇઆ ઈ. લો. રી. ૧૩ મ. ૨૪.

**હૈકોર્ટના જડજ શીવાય તથા રંગુનના રિકોર્ડર શીવાય બીજા કોઇ ફોજદારી કોર્ટના જડજે અથવા માજીસ્ત્રેટે × × × × × × × સદરહુ જડજ અથવા માજીસ્ત્રેટ તરીકે**— "સદરહુ જડજ" એ શબ્દમાં દીવાણી કોર્ટના જડજ અથવા ડીસ્ત્રીકટ જડજનો સમાવેશ થતો નથી આ કલમનો અર્થ એવો લેવો જોઇએ કે–ક. ૧૯૫ માં બતાવેલા ગુન્હા કોઇ પણ ફોજદારી કોર્ટના જડજ અથવા માજીસ્ત્રેટની આગલ કરવામાં આવે અથવા તેના અધીકારનું અપમાન કરવામાં આવે અથવા ઇનસાફી કામ ચલાવતી વખતે તેની નજર હેઠલ આણવામાં આવે તો તેની તે ચોકસી ચલાવી શકે નહી. જ્યારે ડીસ્ત્રીકટ જડજ તરીકે કામ ચલાવવાની ક. ૧૯૫ પ્રમાણે મંજુરી આપી હોય તો તેથી સેસન જડજ તરીકે ઈ. પી. કો. ક. ૧૯૬ મુજબના ગુન્હાની ચોકસી કરવાને આ કલમથી કાંઈ પ્રતીબંધ નથી. રાણી વી. સરટચંદરા ઈ. લો. રી. ૧૬ ક. ૭૬૬.

ડીસ્ત્રીકટ જડજે દીવાની અપીલ સાંભળતી વખતે પક્ષકાર સામે ખોટા દસ્તાવેજ બાબત કામ ચલાવવાની મંજુરી આપેલી તેથી સેસન જડજ તરીકે આ કલમ પ્રમાણે ચોકશી ચલાવવાને હરકત નથી. રાણી વી. ગસપર ડસીલવા ઇ. લો. રી. ૬ મુ. ૪૭૯ રાણી વી. મખડમ ઈ. લો. રી. ૧૪ અ. ૩૫૪.

માજીસ્ત્રેટ કે જેને વધારાનો આસી. કલેકટરનો હોદો પણ હતો તો તે માજીસ્ત્રેટ તરીકે ઈ. પી. કો. ક. ૧૮૨ મુજબના ગુન્હા માટે કલેકટરના હોદાની રૂઇએ કામ ચલાવતા ખોટી

ખબર આપી હોય તે બાબત ચોકશી ચલાવી શકે નહી. રાણી વી. સોભા ૧ લીગલ રીમે મ્બ્રાનુ ૧૦૩ આ કલમ મુજબનો અટકાવ એ જાતના માટે છે જેનુ મન ભંભેરાવ્યુ હોય તેની તે બાબતમાં મત બાંધવાથી જે નુકસાન થાય તે અટકાવવા માટે છે પ્રોસીડીંગ તા. ૨ અકટોમ્બ્બ સને ૧૮૭૭ ઇ. લો. રી. ૧ મ. ૩૦૫ આ કલમ મુજબ આસી. સેસન જડજ એ સેસન જડજથી જુદો ગણાય છે તે ઉપરથી સેસન જડજના હુકમનું અપમાન કરવાથી બનેલા ગુન્હાની તજવીજ આસી. સેસન જડજ કરી શકે છે રાણી વી. ગુલાબદાર કુબેરદાસ ૧૧ મુ. હા. કો. રી. ૯૮.

જે માજીસ્ટ્રેટની રૂબરૂ ખોટી સાહેદી આપવામાં આવી હોય તે માજીસ્ટ્રેટ ઇરાદા પુર્વક ઇનસાફી મુકદમામાં ખોટી સાહેદી આપવાના ગુન્હાનો તપાસ કરી શકે નહી કોર્ટનો મુકદમો ગેરવાજબી રીતે ફેરવી નાંખવાનો યત્ન કરવાનો આ ગુન્હો હોવાથી તે આ કલમ મુજબ કોર્ટના અપમાનનો ગણાય છે. રાણી વી. નવરતનબેગ દુલાબેગ ૧૦ મુ. હા. કો. રી. ૭૩ સેંકસન રદ કરવાને માજીસ્ટ્રેટને અરજ કરી હોય ને તે અરજ ના મંજુર કરી હોય તો ના મંજુર કરનાર માજીસ્ટ્રેટ કામ ચલાવી શકે નહી રાણી વી. શેસાધરી ઈ. લો. રી. રી. ૨૦ મ. ૩૮૩.

**ઈનસાફ કરવો નહી.** ફરીયાદીએ ક. ૨૧૦ મુજબના ગુન્હાની પરવાનગી મલવા મુનસફને અરજ કરી જે અરજ મુનસફે ના મંજુર કરી તેથી ડીસ્ત્રીકટ જડજને અપીલ પરવાનગી મલવા કરી કે જેમને પરવાનગી આપી તેથી હુકમનામાવાળા પર કામ ચલાવવામાં આવ્યું ને ડેપ્યુટી માજીસ્ટ્રેટે ગુન્હેગાર ઠરાવી શીક્ષા કરી જે પર અપીલ કરવામાં આવી ને તે અપીલ જે ડીસ્ત્રીકટ જડજે પરવાનગી આપી હતી તેની આગલ સુનાવણી સારૂ આવી ઠરાવ્યું કે—આ કલમમાં " કોઇ પણ સખસનો ઇનસાફ કરવો " તેમાં અપીલ સાંભળવાનો સમાવેશ થાય છે મુનસફે પરવાનગી આપવા ના પાડેલી ને તેથી જે અપીલ સાંભળવી તે આ કાયદા પ્રમાણે ઇનસાફી કામ છે અને તેથી કરીને આ કલમની રચના અનવયે ડીસ્ત્રીકટ જડજને ઠરાવ ને સજાના હુકમ પર કરવામાં આવેલી અપીલ ચલાવવાને હકુમત નથી માધવ ચંદર વી. નવાડીપચંદર ઈ. લો. રી. ૧૬ ક. ૧૨૧ પણ આ ઠરાવ રાણી વી. સરટચંદર ઈ. લો. રી. ૧૬ ક. ૭૬૬ થી રદ કરવામાં આવ્યો છે.

ક. ૧૯૫ જે જે ગુન્હા બતાવ્યા છે તે ગુન્હાનો ઈનસાફ જે કોરટની આગળ કરવામાં આવ્યો હોય જે કોરટ કરી શકે નહી. રેફરન્સના ૨૩૬/૧૮૭૭ રાણી વી. લંગડયાબાબુ કોલી તા. ૧૦-૬-૮૭.

---

## બાબ ૩૬ મો.

## ઓરતોનાં તથા બાળકોનાં ગુજરાન બાબત.

ઓરતોનાં તથા બાળકોનાં ગુજરાન બાબત હુકમ.

**૪૮૮. (૧) જો કોઇ શખસની પુરતી દ્રવ્યશકિત હોય, અને તે પોતાની ઓરતનું અથવા પોતાની મેળે પોતાનું ગુજારન ચલાવવાને અશકત હોય એવાં કોઈ ઔરસ અથવા અનૌરસ છોકરાનું ગુજરાન ચલાવવાની ગફલત કરે અથવા ના કેહે તો, એ પ્રમાણે ગફલત કર્યાનું અથવા ના કહ્યાનું પુરવાર થએથી, જીલ્લા માજીસ્ટ્રેટ, કોઇ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ, કોઇ પેટા**

તુકડી માજીસ્ત્રેટ અથવા કોઈ પેહેલા વરગનો માજીસ્ત્રેટ તે શખસની ઓરતનાં અથવા સદરહુ પ્રકારનાં બાળકનાં ગુજરાનને માટે દર મહિને એકંદર પચાસ રૂપિયાથી વધારે નહિ હોય એવું જે લવાજમ સદરહુ માજીસ્ત્રેટને યોગ્ય લાગે તે લવાજમ કાહાડીને તે માજીસ્ત્રેટ વખતે વખતે ફરમાવે તેવા શખસને આપવાનો હુકમ સદરહુ શખસની ઉપર કરવાને મુખત્યાર છે.

(૨) સદરહુ લવાજમ હુકમની તારીખથી અથવા તેવો હુકમ કરવામાં આવે તો પોષણ સારૂ કરેલી ફરીયાદની તારીખથી આપવું પડશે.

(૩) જે શખસને એ પ્રમાણે હુકમ કર્યો હોય તે શખસ તે હુકમ માનવાની જાણી જોઇને ગફલત કરે, તો સદરહુ પ્રકારનો કોઇપણ માજીસ્ત્રેટ, તે હુકમ જેટલી વાર તોડવામાં આવે તેટલી વાર, લેહણી રકમ, દંડ વસુલ કરવા માટે જે રીત આ કાયદામાં પાછળ ઠરાવી છે તે રીત પ્રમાણે, વસુલ કરવા માટે વારંટ કાહાડવાને મુખત્યાર છે, અને તે વારંટ બજાવ્યા પછી બાકી રહેલા દરેક મહિનાના સઘળા લવાજમ બદલ અથવા તેના કોઇપણ ભાગ બદલ એક મહિનાની મુદ્દત સુધી અથવા લવાજમની રકમ વહેલી ભરવામાં આવે તો તે ભરવામાં આવે ત્યાં સુધી, સદરહુ સખસને કેદની શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે.

હુકમ અમલમાં લાવવા બાબત.

પણ એવું ઠરાવ્યું છે કે જો તે શખસ એમ કેહે કે મહારી ઓરત મહારી સાથે રેહે તો તેનું ગુજરાન ચલાવવાને હું તઇયાર છું, અને તેની ઓરત તેની સાથે રેહેવાની ના કેહે, તો એ પ્રમાણે ના કેહેવાનાં જે કાંઈ કારણો તે ઓરત જણાવે તે કારણો ધ્યાનમાં લેવાને સદરહુ માજીસ્ત્રેટ મુખત્યાર છે, અને આ કલમ પ્રમાણે હુકમ કરવાનું યોગ્ય કારણ છે એવી તે માજીસ્ત્રેટની ખાત્રી થાય તો, તે શખસ ઉપર કહ્યા પ્રમાણે ગુજરાન કરવાનું કહેતો હોય તોપણ, તે પ્રમાણે હુકમ કરવાને તે મુખત્યાર છે.

(૪) જો કોઈ ઓરત છિનાળુ કરતી હશે, અથવા કાંઈ પુરતાં કારણ વિના પોતાના ધણીની સાથે રેહેવાની ના કેહશે, અથવા તેઓ બેઉ માંહોમાંહે સમજુતી કરીને જુદાં રેહેતાં હશે, તો તે ઓરતને આ કલમ પ્રમાણે તેના ધણી પાસેથી કાંઇ લવાજમ મળવાને હક થશે નહી.

(૫) જે ઓરતના લાભમાં આ કલમ પ્રમાણે હુકમ કર્યો હોય તે ઓરત છિનાળું કરે છે અથવા પુરતાં કારણ વિના પોતાના ધણીની સાથે રેહેવાની ના કહે છે અથવા તેઓ બેઉ માંહોમાંહે સમજુતી કરીને જુદાં રેહે છે એવી સાબિતી થયેથી તે માજીસ્ત્રેટે તે હુકમ રદ કરવો.

(૬) આ બાબ પ્રમાણે સઘળો પુરાવો, પ્રસંગ પ્રમાણે, ધણીની અથવા બાપની, સમક્ષ લેવો, અથવા, તેને જાતે હાજર થવાનું માફ કર્યું હોય ત્યારે તેના પ્લીડરની સમક્ષ લેવો, અને સમનના મુકદ્દમાઓની બાબતમાં ઠરાવેલી રીતે તે દફતરમાં દાખલ કરવો.

પણ એવું ઠરાવ્યું છે કે, માજીસ્ત્રેટની ખાત્રી થાય કે તે શખસ જાણીજોઇને બજાવણી કરવાનું ટાળે છે અથવા કોરટમાં હાજર થવાની જાણીજોઇને ગ-

**ફુલત કરે છે, તો તે માજીસ્ટ્રેટ તે કામ એકતરફી સાંભળી લઇને તેનો નિકાલ કરવાનું કામ શરૂ કરવાને મુખત્યાર છે. આ પ્રમાણે કરેલાં કોઈપણ હુકમની તારીખથી ત્રણ મહિનામાં અરજી કરીને સારૂં કારણ બતાવવામાં આવે તો, તે હુકમ રદ્દ કરવાનો અધિકાર છે.**

**(૭) તોહોમતવાળો પોતાને સાક્ષીમાં બોલાવવાને મુખત્યાર છે, અને આવે પ્રસંગે તેને સાહેદ તરીકે તપાસવો જોઈયે.**

**(૮) આ કલમ મુજબ અરજીઓની વ્યવસ્થા કરતી વખતે કોરટને ખરચ સંબંધી વાજબી હોય એવો હુકમ કરવાનો અધિકાર છે એમ સમજવું.**

**(૯) તોહોમતવાળો જે જીલ્લામાં રહેતો હોય અથવા હોય, અથવા જે કોઈ પણ જીલ્લામાં તે, પ્રસંગ પ્રમાણે, પોતાની ઓરત સાથે અથવા અનૌરસ બાળકની મા સાથે છેટલો રહ્યો હોય તે જીલ્લામાં તેના ઉપર કામ ચલાવવું.**

**ટીકા**—પારેગ્રાફમાં બીજામાં અથવા તેવો હુકમ કરવામાં આવેતો પોષણ સારૂ કરેલી ફરીયાદની તારીખથી આપવું પડસે એ શબ્દો નવીન ઉમેરા છે. ત્રીજા પારેગ્રાફમાં લવાજમની રકમ વહેલી ભરવામાં આવે તો તે ભરવામાં આવે ત્યાં સુધી એ શબ્દો નવીન ઉમેર્યા છે. ત્રીજાના બીજા પારેગ્રાફમા "આ કલમ પ્રમાણે હુકમ કરવાના યોગ્ય કારણ છે એવી તે માજીસ્ટ્રેટની ખાત્રી થાય તો તે સખસ ઉપર કહ્યા પ્રમાણે ગુજરાન કરવાનું કેહતો હોય તોપણ તે પ્રમાણે હુકમ કરવાને મુખત્યાર છે આ શબ્દો નવીન ઉમેર્યા છે. ને જુના કોડમાં તેના બદલામાં નિચેના શબ્દો હતા. "અને તે પ્રમાણે જે સખસે પોતાની ખુશી બતાવ્યા છતા જો તે માજીસ્ટ્રેટની એમ ખાત્રી છે સદરહુ સખસ છીનાળુ કરે છે અથવા તે હમેશ પોતાની ઓરતની સાથે નિરદય પણાથી ચાલ્યો છે" આ શબ્દો હતા તે કાઢી નાંખી ઉપર મુજબ નવીન ઉમેર્યા છે. છઠા પારેગ્રાફનો બીજો પારેગ્રાફ નવીન છે.

પારેગ્રાફ સાતમો આઠમો નવમો એ નવીન ઉમેરયા છે.

**બીલ** પારેગ્રાફ (૨) આ ઉપરથી કોર્ટને ગુજરાન બાબત ખર્ચ માત્ર તેના હુકમની તારીખથી આપવાનુ ઠરાવવાને બદલે ફરીયાદની તારીખથી આપવાનુ ઠરાવવાનો અધીકાર શેલ

**પુરતીદ્રવ્ય શકતી હોય** જે માણુસપર હુકમ કરવામા આવે તે માણુસ પાસે તે છોકરાનું ગુજરાન કરવાને માટે જોઇએ તેવા સાધનો જોઇએ મુસામત નારાયણ કુવર વી. રોશનલાલ ૪ નો. વે. પ્રો. ૧૨૩ તથા પયગી વી. ધુધનાથ વિ. નોટસ ૧૮૮૨ પા. ૧૭૯ છોકરાનો બાપ ફકત સોળ વર્ષની ઉમરનો છે અને હજુ નિશાળમા ભણે છે એટલીજ બાબતપરથી તે છોકરાના પાલણ પોષણ કરવામાંથી તે બચી જતો નથી મુસામત નારાયણ કુંવર વી. રોશનલાલ ૪ નો. વે પ્રો. ૧૨૩ જે લીંદુ પોતાના બાપથી જુદો થયો નથી તેનાપર આ કલમ પ્રમાણે હુકમ થઈ શકે રાણી વી. રામાસામી ઈ. લો. રી. ૧૩ મ. ૧૭ **પોતાની** ફોજદારી કોર્ટ સસરાપર દીકરાની વહુ બાબત ભરણ પોષણનો હુકમ કરી શકે નહી રાણી વી. થાકુ ૫ મુ. હા. કો. રી. ૮૧ મુસામત નારાયણ વી. રોશનલાલ ૪ નો. વે. પ્રો. ૧૨૩ **ઓરતનુ** માજીસ્ટ્રેટ આ કલમ પ્રમાણે હુકમ કરે તે પહેલા જે શખસ પાસેથી ખોરાકી માગવામા આવીછે. તેની તે ઓરત છે છે એવુ સોધી કાઢવુ જોઇએ ગુલાબદાસની અરજી બાબત ઇ. લો. રી. ૧૬ મુ. ૨૬૯ આ બાબનો મતલબ ધણી ધણીઆનો લગ્ન સંબંધ જારી હોય તેવા ખતને માટે છે ને જ્યારે લગ્ન સંબંધ બંધ પડે છે ત્યારે ભરણ પોષણ બાબત કરેલો હુકમ પણ બંધ પડે છે ક્યારે ને કે વે પ્રસંગે લગ્ન સંબંધ બંધ પડે છે. તે સ્વાલનો ચુકાદો પક્ષ

કારનો જે કાયદો હોય તે પ્રમાણે ચુકવવો જોઇએ. ને આ કાયદા પ્રમાણે નો જે હક છે. તે જ્યારે તેવો સંબંધ હોય ત્યારેજ બજાવી શકાય. ને તે તેમનો કાયદા પ્રમાણે તુટે એટલે આ કલમ પ્રમાણે કરેલો હુકમ વધારે વખત રેહતો નથી. આ કલમ પ્રમાણે હુકમ કરયો ને તેમ છે મુસલમાને કાયદેસર છેડા છુટકો આપ્યો પછે તેનો અમલ થઈ શકે નહી. પણ ઇદ્દતની મુદત પુરી થતા સુધી તે પ્રમાણે થતો નથી. દીનમહમદની અરજી બાબત ઇ. લો. રી. ૫ અ. ૨૨૬ સ્ત્રી પુરૂષનો સંબંધ કાયમ છે એમ સાબીત થાય તોજ સ્ત્રીને ખોરાકી આપવાને માજીસ્ટ્રેટ હુકમ કરી શકે પણ આવી રીતનો સંબંધ કાયમ નથી એવી સાબીતી આપવામાં આવે તો તે કલમ મુજબ કરેલા હુકમને તે અટકાવી શકે છે અબદુર રેહમન વી. સખીના ઇ. લો. રી. ૫ ક. ૫૫૮ શીઆ જાતના મુસલમાને પોતાની રીત મુજબ લગ્ન કરેલુ જે શીઆના નિયમ મુજબ ખોરાકી પોશાકી માગી શકે નહી પણ જો તેની સ્ત્રી હોયતો આ કલમ પ્રમાણે માગી શકે લુદન શાહીબા વી. મીરજા હામરહાદ ઇ. લો. રી. ૮ ક. ૭૭૫ ધણી ધણીઆનો અનબનાવ એ જુદી ખોરાકીનુ કારણ નથી ૬ વિ. રી. ૫૯ બાપના કેહવાથી સ્ત્રી ધણી જોડે રેહવા ના પાડતી હોયતો ન માગી સકે ૨૨ વિ. રી. ૩૦ સમજુતી કરી જુદા રે હતા હોયતો ખોરાકી ન માગી સકે. ત્રીકમલાલ મુ. હા. કો. ક્રી. રૂ. ૨૦-૮-૯૬ **પોતાની મેળે પોતાનુ ગુજરાન ચલાવવાને અશકત હોય** જે છોકરો બેહરો ને બોબડો છે ને જે ગુજરાન ચલાવવાને અશકત છે તે જો કે ઉમરે પુગ્યો હોય તોપણ ભરણ પોષણ માગવાને હકદાર છે ઢોડની અરજી બાબત ૫ નો. વે. પ્રો. ૨૩૭ **ઔરસ અથવા અન ઔરસ** અન ઔરસ છોકરાની મા બીજાની સ્ત્રી છે એટલા પરથી ફરીયાદ કાઢી ન શકાય કનાકા મ. હા. કો. રી. ૧૨-૧૦-૮૬ પરણેલી સ્ત્રી તેના અન ઔરસ છોકરા માટે ગુજરાનનો દાવો કરી શકે એટલા બોહળા આ કલમના શબ્દો છે. રોટરીઓ ઇ. લો. રી. ૧૮ મુ. ૪૬૮ **છોકરાનુ** જે બાળક જન્મ્યુ નથી તે બાળકના ભરણ પોષણ માટે કાંઇપણ હુકમ કરી શકાય નહી મુસામત લારલી વી. બન્સીતી ચીટ ૩ નો. વે. પ્રો. ૭૦ છોકરાઓનો ભરણ પોષણનો હક તેમના બાપપર કાયદેસર રીતે છે અને તે ફરજ તેમના જાતના કાયદાથી ઉત્પન થએલી છે કમટ ઇ. લો. રી. ૧૯ મ. ૪૬૧ છોકરૂ તેનામા ના કબજામા હોય તો છોકરાની ખોરાકી પોશાકી મલવાનો માને હક છે વઇથી લીંગા મ. હા. કો. ૫-૧૨-૮૩ પણ જો તેમની મા છીનાળ હોય અને તેની મા તેના બાપની વગર રજા લઈ ગઇ હોય ને છોકરા તેની મા સાથે રહેવા ખુશી હોયતો હુકમ ન કરી શકાય. વેનકટા સુબઇયાન મ. હા. કો. પ્રો. ૧૦-૯-૮૬ **ગફલત કરે અથવા ના કહે** નાની ઉમરના છોકરાનુ ગુજરાન કરવા ખુશી નથી એવો કેસમાં કાંઇ પુરાવો નથી પણ વિરૂધ રીતે તેણે કીધુ છે કે જો તેની સાથે રેહતો ગુજરાન કરવા ખુશી છે તેમ છતા ગુજરાન આપવા માટે હુકમ કરેલો તે રદ કરયો પચુદાસ વી. શ્રીમોટી સુધામોની. ૮ બે. લો. રી. અપે. ૧૯, ૧૬ વિ. રી. ૬૨ ધણીએ પોતાની સ્ત્રીની ખોરાકી તરીકે દર માસે અમુક રકમ આપવી એવો માજીસ્ટ્રેટે હુકમ કરેલો તે હુકમ હાઇ કોરટે એવા કારણથી રદ કરયો કે—સ્ત્રી જે તેણીના બાપના ઘરમાં રેહતી હતી તેણીનુ ગુજરાન કરવાને માટે ધણીને પુછવામાં નહી આવેલ ને બાપે પૈસા લીધા શીવાય તેણીને ધણીને ત્યાં મોકલવાની ના પાડેલી એવુ સાબીત થવાથી રદ કર્યો. મુસામત સોમરી વી. જીટન સોનાર ૨૨ વિ. રી. ૩૦ ગફલત કરે તો પોતાની હકુમતમા હોય તો ફરીયાદ સાંભળવી બેનબાઉ વી. બેનબાઉ ઇ. લો. રી. ૨૪ ક. ૬૩૮. **ગફલત કરયાનુ અથવા ના કહયાનુ પુરવાર થએથી** હુકમ કેસમા પડેલા પુરાવાપરથી કરવો જોઇએ બીજા કેસની માહેતીપરથી કરવો ન જોઇએ લાપોટીડોમની વી. ટીખામુડાઇ ૮ વિ. રી. ૬૭

એ વાત ખરી છે કે ધણી પોતાની ઓરતનુ ગુજરાન કરવામા ગફલત કરે અથવા ના કેહ અને તે વાત પુરવાર કરવામા આવે ને ધણી સાથે રેહતો ગુજરાન કરવાની હા પાડે ને સ્ત્રી સાથે રેહવાની ના પાડે તો માજીસ્ત્રેટ ધણી નિરદય પણાથી વર્તે છે એવા સબબથી ગુજરાન આપવાનો હુકમ કરવાને મુખત્યાર છે. પણ ધણીએ ભરણ પોષણ આપવાને ના પાડી ના હોય અથવા ગફલત કરી ના હોય પણ પોતાની ખુશીથી ધણીનુ ઘરને આશ્રય છોડીને નિરદયપણે વર્તે છે એવુ કારણ બતાવી જુદી ભરણ પોષણ માટે અરજી કરે તેવી અરજી સાંભળવાને અને નિરદયતાના પુરાવાપરથી લવાજમ આપવાનો અધીકાર નથી થોમ્સ સન્ન અરજી બાબત ૬ નો. વે. પ્રો. ૨૦૫

ઇ. લો. રી. ૧૬ મુ. ૨૬૯ ગુલાબદાસ ભાઇદાસના કામની હકીકત એવી છે કે-ફરીયાદણ મણીએ પોતાના ધણી ગુલાબદાસ પાસેથી ગુજરાન મલવા અરજ કરી ગુલાબદાસે જવાબ આપ્યો કે-ફરીયાદણ સાથે મારૂ લગ્ન હીંદુ લો પ્રમાણે કાયદેસર નથી તોપણ તેને ઘરમા રાખી ગુજરાન કરવા તઇઆર છુ પણ આ માગણી કબુલ ન કરી માજીસ્ત્રેટે ઠરાવ્યુ કે-ગુજરાન આપવાની વાત ક. ૪૮૮ પ્રમાણે નથી કારણ કે-લગ્નના કાયદેસરપણા વિશે વાંધોલે છે અને સ્ત્રી તરીકે રાખવાના કેહ છે. હાઇકોરટે માજીસ્ત્રેટનો હુકમ રદ કરયો અને તે એવુ કારણ બતાવીને કે-ગુજરાન ચલાવવાની ગફલત કરી કીંવાના કહી એવુ આ કામમા પુરવાર થયુ નથી અને માજીસ્ત્રેટે આર્ડર કરતા પેહેલા તે સાબેત થવુ જોઇએ કે ફરીયાદણ જેની પાસેથી માગે છે તે તેની ઓરત છે અને તેનુ ગુજરાન કરવાની ગફલત કરી છે કે ના પાડી છે આ કેસમા ઇ. લો. રી. ૬ મ. ૩૭૧ થી જુદુ પડવામા આવ્યુ. ગુજરાનનો હુકમ કરતા પેહલા પુરતી સાબેતી થવી જોઇએ અને પુરતી સાબેતી એટલે સોગનપર કાયદેસર સાબેતી એવો થાય છે ગોન્ડા વી. પીઅરીડો સગોસાઇ ૧૩ વિ. રી. ૧૯. **દર મહીને** ગુજરાન મળવા અરજ કરી બાદ પક્ષકારો વચ્ચે દસ્તાવેજ થયો કે-અમુક ઘર દાગીના તથા અમુક દર વર્ષે દાણા આપવા એવો કરાર થયો તે માજીસ્ત્રેટને જાહેર કરયો માજીસ્ત્રેટે તેમના કરાર મુજબ ઠરાવ કર્યો ઠરાવ્યુ કે-માજીસ્ત્રેટ મારીક રકમ ઠરાવી શકે આ કલમ પ્રમાણે ગણાય નહી ને આ કલમ મુજબ તે અમલમાં આણી શકાય નહી વીરમાલા નારયાની અરજી બાબત ઇ. લો. રી. ૬ મ. ૨૮૩ **યોગ્ય લાગે** ખોરાકી પોશાકીની રકમ નકી કરવી તે સરવે હકીકત જોઇને તથા જે ગુજરાન કરવા ના પાડે છે અથવા કસુર કરે છે તેની સ્થીતી જોઇને વ્યાજબી રકમ ઠરાવવી પણ તે રકમ અમુક નકી ઠરાવવી જોઇએ છોકરૂ જેમ જેમ મોટુ થતુ જાય તેમ તેમ ઠરાવેલી રકમ વધારવી એવો હુકમ કરવા માજીસ્ત્રેટને અધીકાર નથી સુસામત મંગલો વી. જમનાદાસ ૨ નો વે. પ્રો. ૪૫૪ હલકે હલકે વધારીને ખોરાકી આપવાનો હુકમ કરવાનો અધીકાર માજીસ્ત્રેટને આ કલમ પ્રમાણે નથી પણ આ કલમ પ્રમાણે કરેલા હુકમો ક. ૪૮૯ મુજબ વખતે વખતે ફેરફાર કરી શકાય ઉપેદ્રનાથ ધલ વી. સોડાઇમનીદાસી ઈ. લો. રી. ૧૨ ક. ૫૩૫ રામઇની અરજી બાબત ઇ. લો. રી. ૧૪ મ. ૩૯૮ કસુર ન પડે તે માટે માજીસ્ત્રેટ જામીન લેવાનો હુકમ કરી શકે નહી૨૪ વિ. રી. ૭૨. **જેટલી વાર તોડવામા આવે તેટલી વાર** ખોરાકી ઠરાવેલો હુકમ ધણી વાર તોડીને કેટલાક માસનુ ચઢેલુ લવાજમ લેવાના દાવાનો એકજ મુકરદમામા નિરાકરણ થાય છે અને હુકમ એકજ વાર તોડયો છે એવુ ગણી આ કલમ મુજબ એક માસ કરતા વધારે સજા કરવાનો અધીકાર નથી રાણી વી. નારણ ઇ. લો. રી. ૯ અ. ૨૪૦ પ્રો. તા. ૧૯ અપ્રેલ સને ૧૮૭૧ ૬ મ. હા. કો. રી. અપે. ૨૨ **વારંટ ને કેદની શીક્ષાનો હુકમ** ધણીને હુકમ કરેલો કે—માસીક રકમ આપવી પછે

સ્ત્રીએ ફરીયાદ કરી કે—માસીક રકમ આપતો નથી ધણી પર સમન કાઢવામાં આવ્યો ને તેણે હાજર થઇ રકમ ભરી માજીસ્ત્રેટે માસીક રકમ જાણી બુજી ન આપ્યાની કસુર માટે અમુક કેદની શીક્ષા કરી ઠરાવ્યું કે—માજીસ્ત્રેટને બાકી રહેલ રકમ માટે વારંટ કાઢવાની ફરજ પડી હોય તે શીવાય કેદની શીક્ષાનો હુકમ કરી શકે નહી રાણી વી. મુસટાપા વિ. નોટસ ૧૮૮૧ પા. ૧૯. જેટલી રકમ લેણી થઇ હોય તે તમામ માટે એકજ વારંટ કાઢી શકે દર મહીના બાબત જુદુ વારંટ કાઢી જુદી સજા કરી તે ગેરકાયદે ઠરાવ્યું ઇ. લો. રી. ૨૫ ક. ૨૯૧ આ કલમ પ્રમાણે જાણી જોઇને ગફલત કરયા બદલ કેદની શીક્ષાનો હુકમ કરયો હોય ને પાછલથી ગફલત કરનાર ચઢેલી રકમ આપે તો તેથી તે છુટો થવાનુ માગી શકે નહી બીયાચા વી. મોહીડીન ઇ. લો. રી. ૮ મ. ૭૦ પણ ઇ. લો. રી. ૨૨ ક. ૨૯૧ સર્વેસ્વર ફુરર વી. જીઅનનદાદાસીના કામમાં હાઇકોરટે ઠરાવ્યું કે—સ્ત્રીએ ધીણી સામે ગુજરાન માટે જે હુકમ મેળવેલો તે બજાવી ત્રણ માસના ચઢેલા નાણા લેવા અરજ કરી બાદ ધણીને કેદ કરી આ વ્યો ધણીએ કેદ થતા પેહલા કોરટને અરજ કરી કે—સ્થીતીમાં ફારફેર થયો છે ને આપવાને શકતીમાન નથી તેમાં હુકમ કરયો કે—ચઢેલી રકમ આપી બાદ પુરાવો રજુ કરવો ને આ કલમ પ્રમાણે રકમ ન આપવાથી એક માસની સજા કરી બાદ તેના ભાઇએ રકમ ભરી છોડવા માગણી કરી માજીસ્ત્રેટે પૈસા લીધા પણ છોડવા ના પાડી ધણીએ હાઇકોરટમાં અરજ કરી કે— ૧ તેની સ્થીતીનો ફારફેરનો પુરાવો આપવાની તક આપ્યા શીવાય હુકમ કરયો છે માટે ગેરકાયદે છે ૨ સજા જાણી જોઇ હુકમ માનતો નથી એવી ખાત્રી થયા શીવાય થઈ શકે નહી ૩ આ કલમ પ્રમાણે સજા પૈસા ન ભરવા માટે છે ને તે ભરે એટલે છોડવો જો ઇએ ઠરાવ્યું કે—પહેલુ કારણ ચાલી શકે તેવુ નથી જ્યાં સુધી એ હુકમ અમલમાં છે ત્યાં સુધી તે પ્રમાણે બજવણી થઇ શકે ૨ સજાનો હુકમ કરવા પહેલા જાણી બીજી ગફલતથી આપતો નથી એમ સાબીત થવુ જોઇએ ને તે સાબીત થયા શીવાય હુકમ કરવો તે કાયદા વિરૂધ છે ૩ જા માટે આ સજા કોર્ટના અપમાન માટે નથી પણ પૈસા લેવાના માટે છે ને તે પૈસા ભરે એટલે તેને છોડી મુકવો જોઈએ. આ કલમ પ્રમાણે હુકમ થયા બાદ ધણીએ અમુક ઉચક રકમ લઈ તેણીનો ખોરાકી પોશાકીનો હક છોડી દીધો છે એવી અરજ કરીને અરજ પ્રમાણે સાબીત થાય તો અવલનો કરેલો હુકમ અમલમાં આણી શકાય નહી. રંગામાં વી. મહમદઅલી ઈ. લો. રી. ૧૦ મ. ૧૩. પ્રથમ ખોરાકી પોશાકી માટે ક્રીમીનલ કોર્ટથી અમુક રકમ આપવા હુકમ થયો બાદ ધણીએ લગ્નના હક પુરા પાડવા દીવાણી કોર્ટથી હુકમ નામુ મેલવ્યુ તો પછે ક્રીમીનલ કોર્ટનો હુકમ દીવાની કોર્ટના હુકમનામાની તારીખથી અમલમાં આવી શકતો નથી. લીપોટીદુમાની વી. ટીખામુડો ૧૩ વિ. રી. ૫૨ જનરલ કલૉઝ એકટ પ્રમાણે કેદ એટલે સખત કે આસાન સમજવી ને કલમ પ્રમાણે એક વારંટ ને એક શીક્ષા સમજવી પણ એકઠા વારંટને એકઠી શીક્ષા નહી રાણી વી. નારાયન ઇ. લો. રી. ૯ અ. ૨૪૦. સ્ત્રી ધણીથી જુદી રહે છે તે તેમના કાયદા પ્રમાણે બરાબર છે કે નહી તે નકી કરવુ જોઇએ ગુલાબદાસની અરજી બાબત ઈ. લો. રી. ૧૬ મુ. ૨૬૯. કોલાશન બીબી વી. શેકદીદાર બક્ષ ૨૪ વિ. રી. ૪૪ માં હાઇ કોરટે નિચે મુજબ જણાવ્યું આ પ્રકારના મુકદમામાં સ્ત્રીનાની હોય તો તે પક્ષકાર ન ગણાય પણ તે સ્ત્રી જેના ઘરમાં રહે તે તેનો બાપ પક્ષકાર ગણાય ને તેથી બાપને તપાસવો જોઈએ ને લગ્ન બાબત લગ્ન થએલું છે કે નહી તેની ચોકશી કરવી અને તેનો પુરાવો મળવો જોઇએ અને સ્ત્રી ધણી સાથે રહેવા લાયક થઇ છે કે નહી ને પક્ષકારો વચે ભેગા ન રહેવા કાંઈ કરાર થયો છે કે કેમ તે

તપાસવુ જોઇએ સ્ત્રી ધણી સાથે રહેવા ના પાડે તો તેના કારણનો વિચાર કરવો જોઈએ ને બને પક્ષકાર તરફથી જે પુરાવો રજુ થાય તે લેવો જોઇએ લાપોટી વીંટીખા. ૮ વિ. રી. ૬૭ માં એ પોતાના પુખ્ત ઉમરના અનૌઔરસ છોકરાને તેના બાપને સોંપી દેવું એવો હુકમ કરવા કોડમાં માજીસ્ત્રેટને અધીકાર આપ્યો નથી મા ના પાડે તો તેથી ગુજરાન આપવાનો પેહલાનો કરેલો હુકમ બંદ કરવાનુ કારણ મળતુ નથી કેટલાક કેસોમાં સ્ત્રીઓ અને કુટુંબના માણસો ગુજરાનના સ્વાલનો નિર્ણય કરતી વખતે છોકરાનો કાયદેસરવાળી કોણ છે તેવો સ્વાલ ઉઠાવે છે પણ માજીસ્ત્રેટને તે સ્વાલનો નિર્ણય કરવા અધીકાર નથી લાલદાસ વી. નીકનજી ૪. લો. રી. ૪ ક. ૩૭૪. અમુક રકમ આપવી ને તે ન આપેતો અમુક સજા ભોગવવી એવો હુકમ ગેરકાયદે છે ૫ મ. હા. કો. રી. ૩૪. **યોગ્ય કારણ છે** " આ શબ્દો જુના કોડના છીનાળુ કરે છે અથવા તે હમેશ નિરદયપણાથી ચાલ્યો છે" આ શબ્દ કાડી નાંખીને તેના બદલે મુકવામાં આવેલ છે તેની બાબતમાં બીલ જે મુકવામાં આવેલુ તેમાં નિચે મુજબ જણાવ્યુ છે કે–છેવટના શબ્દો હીંદુને બીજી સ્ત્રી કરવાને પ્રતીબંધ નથી ને તેણે બીજી સ્ત્રી કરી છે તેટલાપરથી પ્રથમ નીયમમાં જે ફારફેર કર્યો છે તે ઉપરથી ગુજરાનના ખર્ચ વિષે હુકમ કરતી વખતે માજીસ્ત્રેટને વધારે મુખત્યારી વાપરવાનો અધીકાર મલસે આવો ઠરાવ કરવાની જરૂર એટલા પરથી થઈ છે કે એક રીપોર્ટ થએલા મુકદમાના ઠરાવ પ્રમાણે કોઈ પણ સ્ત્રીનો વર બીજી કોઈ પણ સ્ત્રી જોડે લાગુ હોય તો પણ ( માત્ર એવી સ્ત્રી હીંદુ સ્થાનના ફોજદારી કાયદા મુજબ છીનાળાનો ગુન્હો થવા જોગી પરણેલી સ્ત્રી ન હોવી જોઇએ ) તેને તેના વર સાથે રહેવાની ફરજ પાડી શકાય છે અથવા તેની ગુજરાન મળવા બદલનો હુકમ દુબાવી શકાય છે તે ઇ. લો. રી. ૧૭ મ. ૨૬૦ રાણી વી. મનાથા આચારીના કામમાં ઠરેલું કે–સ્ત્રી પોતાને માટે ગુજરાન મળવા આ કલમ પ્રમાણે અરજ કરી ધણી ગુજરાન કરવાની ના પાડતો નથી પણ સ્ત્રી ધણી સાથે રેહવાની એવા કારણથી ના પાડે છે કે–તેને રાખરાખી છે ઠરાવ્યુ કે–છીનાળુ એ શબ્દ છે તેનો અર્થ ઈ. પી. કો. ક. ૪૯૭ મુજબ કરવો જોઇએ ધણીની ખરાબ ચાલ એ છીનાળુ નથી ને તેથી સ્ત્રી રહેવાની ના પાડે છે તે યોગ્ય નથી ને સ્ત્રીને સ્ત્રી તરીકે રાખી ગુજરાન આપવું સ્ત્રીને ગુજરાન માગવાનો હક થતો નથી અરૂગમ વી. તુલકાનમ ઇ. લો. રી. ૭ મ. ૧૮૭. કોઇ હીંદુને બે સ્ત્રીઓ હોવાથી તેણે પેહલી સ્ત્રીને ઘરમાં રાખી દાણા વિગેરે આપ જુદુ રાંધવા દેવું પણ ધણી ધણીઆણી તરીકે ભેગા રેહવા ના પાડી તો તે જુના કાયદાના કલૉઝમાં આવતુ નથી એમ ઠરાવેલુ મરાકડા વી. કંડાવા ઇ. લો. રી. ૬ મ. ૩૭૧ પણ આથી વિરૂધ ઇ. લો. રી. ૧૬ મુ. ૨૬૯ ગુલાબદાસ ભાઇદાસના કામમાં ઠરાવ્યુ. **પ્રથમના કાયદામાં** એ શબ્દ હતા જે કાઢી નાંખવામાં આવ્યા છે તેના સંબંધમાં ઠરેલું કે–નિર્દયપણાથીવર્તે છે એ શબ્દના અર્થ પ્રમાણે તેની જાતને ઇજા થવી જોઇએ એવું જરૂરનું છે એમ નથી પણ શરીરને ઇજા કરયા શીવાય બીજી રીતે પણ નિરદયપણ કાયદા પ્રમાણે હોય છે રકમીન વી. પીસરીલાલ ઇ. લો. રી. ૧૧ અ. ૪૮૦. કોઇ પુરૂષ અને સ્ત્રી એકઠા રહી શકે નહી તેજ કારણ ઉપરથી સ્ત્રીને જુદી ખોરાકી અપાવવાનુ હુકમનામુ કરવાનુ કારણ નથી મુસામત જસમત વી. સુજાતઅલી ૬ વિ. રી. ૫૯.

**છીનાળુ કરે છે** પારેગ્રાફ ૪ થો તથા ૫ મો. ગુજરાન આપવા ધણીને હુકમ કરયો બાદ ધણીએ છીનાળુ કરે છે માટે હુકમ રદ કરવા અરજી કરી તે અરજ છીનાળુ કરે છે તેવુ સાબીત ન થયાથી રદ કરી ફેર અરજ તેજ કારણ બતાવીને કરી માજીસ્ત્રેટે છીનાળુ કરે છે એમ ગણી ગુજરાનનો હુકમ રદ કરયો ઠરાવ્યુ કે—રેસજુડીકેટા છે એક વખતે ચુકાદો થએ-

લી બાબત ફરીથી માજીસ્ત્રેટે કાયદા વિરૂધ સાંભળી હતી અને તેથી પેહલાના માજીસ્ત્રેટે કરેલા હુકમની અવલ બનેલી હકીકત પરથી બંદ કરવાનો હુકમ કાયદા વિરૂધ ઠરાવ્યો લારઇતી વી. રામદયાલ ઈ. લો. રી. ૫ અ. ૨૨૪. અમુક રકમ સ્ત્રીને આપવી એવો માજીસ્ત્રેટે હુકમ કરયા પછી સ્ત્રીની બદચાલ સાબેત કરી શકે છે ને તે સાબીત થાય તો અવલનો કરેલો હુકમ રદ કરી શકે છે ચકુ વી. ઇશ્વિર ભુદર ૮ મુ. હા. કો. રી. ૧૨૪. ગુજરાન માટે કરેલો હુકમ શા માટે ન બજાવવો તે વિરૂધ કારણ બતાવવા ફરમાવ્યાથી ધણીએ પોતાની સ્ત્રીને છેડો ફાડી આપ્યો આ કલમ પ્રમાણે થયાથી ઠરાવ્યુ કે—ધણીની અરજ સાંભળવી ફેરવી શકાય તો પણ જ્યાં સુધી એવી રીતનો ફેરફાર થયો નથી ત્યાંસુધી તે હુકમ પ્રમાણે બંધાએલ છે નીદુર આરાટ વી. જુરાઈ ૧૯ વિ. રી. ૭૩. ઇમામી જાતના કોઇ મુસલમાન વોહરાએ પોતાની સ્ત્રી જે હનીફા જાતની હતી તેણે અમુક રકમ આપવા માજીસ્ત્રેટે હુકમ કરયો હોય તેથી છેડાછુટકો આપવાનો હક જતો નથી અને આવી રીતે છેડો ફાડી આપ્યા પછી માજીસ્ત્રેટના હુકમનો વધારેવાર અમલ પણ થઇ શકે નહી એકજ વખતે ત્રણવાર રદ કરીને તલાકબીદત અથવા ગેરસીરસ્તા મુજબ છેડો ફાડી આપ્યો હોય તે ગ્રંથકારના ધારવા મુજબ પાપ ગણાય છે પણ તે કાયદા વિરૂધ ગણાતુ નથી અબદુલ ઇસમાલજીની બાબત ઇ લો. રી. અ. ૭ મુ. ૧૮૦ તથા કાસમભાઇ વી. સ્ત્રી કરબાઈ ૮ મુ. હા. કો. રી. ૯૫.

**પારેગ્રાફ છઠો.** આ બાબ પ્રમાણેનુ પ્રોસીડીંગ સંક્ષીપ્ત રીતે ૨૨ માં બાબ પ્રમાણે ન કરવુ જોઇએ પણ ક. ૩૫૫ પ્રમાણે પુરાવો દાખલ કરવો જોઇએ કાલીદાસી વી. દુરગા ચરન નાઇક ઇ. લો. રી. ૨૦ ક. ૩૫૧. **મુકાએલુ બીલ** આના વિશેષ ઠરાવ પરથી માજીસ્ત્રેટને સમન કરેલો સખસ દુરાગ્રહથી ગેરહાજર રહે ત્યારે કામ ચલાવાને તે પક્ષકાર પાસેથી ગુજરાન બાબત હુકમનામુ કરવાનો અધીકાર મલશે આવી જાતનો મુકદમો પાછુ ચાલુ કરવા ના સંબંધમાં પણ આમાં ઠરાવ દાખલ કર્યો છે. **પારેગ્રાફ સાતમો.** આ કલમ પ્રમાણેનું પ્રોસીડીંગ એ દીવાની સ્વરૂપનુ છે અને પુરાવા એકટની ક. ૧૨૦ પ્રમાણે જેની સામે ફરીયાદ હોય તે પોતાને ખુદ પોતાના સાહેદ તરીકે બોલાવી શકે નુરમહમદ વી. બીસમલાજાન ઇ. લો. રી. ૧૬ ક. ૭૮૧ ટોકીબીબી વી. અબદુલાખાન ઇ. લો. રી. ૫ ક. ૫૩ હીરાલાલ વી. સાહેબજાન ઇ. લો. રી. ૧૮ અ. ૧૦૭. પ્રથમના કોડમાં પારેગ્રાફ નોહતો અને નવીન વધારેલ છે ને તેથી ઉપરના ફેસલાનું સ્વસ્ટી કરણ થઇ ગયુ છે. **મુકાએલુ બીલ** આ ઉપરથી સમન કરેલા સખસને પોતાને ખુદ પોતાના તરફથી સાહેદ તરીકે તપાસવવાનો અધીકાર મળે છે. **પારેગ્રાફ નવમો.** મુકાએલુ બીલ આ ઉપરથી આવા મુકદમામાં માજીસ્ત્રેટની હકુમત ઠરાવી છે રીપોર્ટ કરેલા મુકદમાઆ બાબતના સંબંધમાં કાંઈ પણ સ્પષ્ટ ઠરાવ થતા નથી. આ પારેગ્રાફ નવીન છે અને નવીન પારેગ્રાફથી ઈ. લો. રી. ૧૩ અ. ૩૪૮ તથા ઈ. લો. રી. ૯ મુ. ૪૦ ફેંસલા નકામા છે જે એ ફેંસલા એક મેકથી જુદા હતા પ્રથમના કેસમાં જ્યા સ્ત્રીને રેહવાનું કરયુ હોય તે યોગ્ય કોરટ ગણાય ને બીજા ફેંસલામાં જેની સામે ફરીયાદ કરી હોય તે જે કોર્ટની હકુમતમાં તે કોરટ યોગ્ય ગણાય. જે માજીસ્ત્રેટે ખોરાકી આપવાનો હુકમ કર્યો હોય તે ધણી પોતાની હકુમતની બાહાર હોય તો પણ ચડેલી ખોરાકી આપવા માટે વારંટ કાઢી શકે. રાણી વી. પમાયા ઇ. લો. રી. ૪ મ. ૨૩૦. **આ કલમ પ્રમાણેના માજીસ્ત્રેટ.** જે માજીસ્ત્રેટને આ કલમ પ્રમાણે અધીકાર છે તેણે પોતાની જાતે તપાસ કરવી જોઇએ ને તપાસ કરવા તથા રીપોર્ટ કરવા સેકન્ડ

ક્લાસ માજીસ્ટ્રેટને ત્યાં મોકલી શકે નહી. વેંકડા વી. પરામા ઇ. લો. રી. ૧૧ મ. ૧૯૯. **રેસજુડીકેટા** આ કલમ પ્રમાણે પુરાવો લીધા પછી અરજી કાઢી નાંખીને અધીકારવાળા માજીસ્ટ્રેટે ફેંસલો આપ્યો હોય તો નવેસરથી ફરીયાદ ચલાવવાનો માજીસ્ટ્રેટને અધીકાર નથી મુસામત જામોટી વી. ગડલોકામર ૧ ક. લો. રી. ૮૯ તથા છીનાળુ કરે છે એ નિર્ચે ઇ. લો. રી. ૫ અ. ૨૨૪ નો ફેંસલો જુવો. **ફરીયાદ** ગુજરાન મળવાની ફરીયાદ એ ગુન્હાની ફરીયાદ નથી લીલ ડેકેનસેસ વી. મલોન પંજાબ રી. ૧૮૮૫ નુ પા. ૨૬ દીવાની સ્વરૂપની છે નર મહમદ વી. બીસમલ્લાજાન ઇ. લો. રી. ૧૬ ક. ૭૮૧. ફરીયાદ થયા શીવાય આ કલમ મુજબ હુકમ કરવાનો અધીકાર છે તુન્ટોડની બાબત ૫ નો. વે. પ્રો. ૨૩૭. અરજદાર પ્રોસેસ ફી ન આપેતો તે કારણથી આ કલમ પ્રમાણે કરેલી અરજ રદ ન કરવી જોઇએ પોનો મલતી અરજી બાબત ઇ. લો. રી. ૧૬ મ. ૨૩૪. **અપીલ** આવા હુકમ ઉપર અપીલ ચાલી શકતી નથી ગુલામહુસેન ચોધરીની અરજી બાબત ૭ વિ. રી. ૧૦ આ પ્રોસીડીંગ જુડીશીઅલ ગણાય છે પણ અપીલ ચાલતી નથી રાણી વી. ડાકુબીનાઇરિ ૫ મુ. હા. કો. રી. ૮૬. **દીવાણી કોર્ટના ઠરાવથી થતો પ્રતીબંધ** ગુજરાન માટે અમુક કરાર કરી દસ્તાવેજ કરેલો જેનો અમલ દીવાણી કોર્ટે ન કરયા તેથી તેઓની અનઓરસ છોડીના ગુજરાનને માટે અરજ કરવાનો તેનો હક છે તેમજ હુકમ કરવાનો અધીકાર છે જાનમીસલબેક અરજદાર ૧૭ વિ. રી. ૪૯ આ કલમ પ્રમાણે કાયદેસર રીતે ગુજરાન માટે હુકમ કરયો હોય તો પછે દીવાણી કોર્ટથી હક સ્થાપીતનુ એવુ હુકમનામુ મેળવ્યુ હોય કે-જેના લાભમાં હુકમ કરયો છે તે ગુજરાન મેલવવા હકદાર નથી તે હુકમનામુ આ કલમ પ્રમાણે કરેલા હુકમને રદ કરી શકે નહી સબદડોમની વી. કાદીરડોમી ૨૦ બિ. રી. ૫૮ નો આધાર લેવામાં આવ્યો સુભદ્રા વી. બાસુદેવો ઇ. લો. રી. ૧૮ અ. ૨૯ સ્ત્રીએ ધણી સામે કરારનો અમલ કરવા દીવાનીમાં દાદ માગી તે દાવો કાઢી નાંખેલ તેથી આ કલમ મુજબ ફરીયાદ કરવાને પ્રતીબંધ નથી ૧૭ વિ. રી. ૪૯.

લવાજમમાં ફેરફાર કરવા બાબત.

**૪૮૯. ૪૮૮ મી કલમ પ્રમાણે માસિક લવાજમ જે કોઇ શખસને મળતું હોય તે શખસની, અથવા તેજ કલમ પ્રમાણે પોતની ઓરતને અથવા બાળકને માસિક લવાજમ આપવાનો હુકમ જે શખસની ઉપર કર્યો હોય તે શખસની, હાલતમાં ફેરફાર થયો છે એવું પુરવાર થયેથી તે લવાજમમાં પોતાને યોગ્ય લાગે એવો ફેરફાર કરવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે. માત્ર એટલુંજ કે જો તે સદરહુ લવાજમ વધારે તો અકંદર દર મહિનાની રકમ પચાસ રૂપિયાથી વધારે થવી નહિ જોઇયે.**

ગુજરાનનો હુકમ અમલમાં લાવવા બાબત.

**૪૯૦. ગુજરાનનો હુકમ જે શખસના લાભમાં કર્યો હોય તે શખસને, અથવા તેનો કોઇ વાલી હોય તો તેને, અથવા જે શખસને તે લવાજમ આપવાનું હોય તેને, વગર ખરચે તે હુકમની એક નકલ આપવી; અને જે શખસની ઉપર તે હુકમ કર્યો હોય તે શખસ જે જગાએ હોય તે જગામાં કોઇપણ માજીસ્ટ્રેટની એવી ખાત્રી થાય કે હુકમના પક્ષકાર તેજ છે, અને જે લવાજમ દેવું થયું છે તે લવાજમ આપ્યું નથી, તો સદરહુ હુકમ અમલમાં લાવવાનો અધિકાર સદરહુ માજીસ્ટ્રેટને છે.**

---

# બાબ ૩૭ મો.

## હેબીયસકાર્પસના જેવા પ્રકારના હુકમ બાબત.

હેબિયસકાર્પસના જેવા પ્રકારના હુકમ કાહાડવાનો અધિકાર.

૪૯૧. (૧) કલકત્તા, મદ્રાસ તથા મુંબઇ માંહેની ઈનસાફની હાઇકોરટ-માંની કોઇપણ હાઇકોરટને દુરસ્ત લાગે ત્યારે, તે હેઠળ લખ્યા મુજબ ફરમાવવાને મુખત્યાર છે—

(અ) પોતાની મામુલ અસલ દિવાની હકુમતની હદ માંહેના કોઈ શખસની કાયદા મુજબ તજવીજ થવા માટે તે શખસને પોતાની આગળ આણવો.

(બ) સદરહુ હદ માંહે સરકારી અથવા ખાનગી પેહેરામાં ગેરકાયદેસર અથવા ગેરવાજબી રીતે અટકાવી રાખેલા કોઈ શખસને છોડી દેવો;

(ક) સદરહુ હદમાંહે આવેલી કોઇપણ તુરંગમાં અટકાવી રાખેલા કોઈ કેદીને સદરહુ કોરટમાં જે કામ ચાલુ હોય અથવા જે કામની ચોકસી કરવાની હોય તે કામમાં સાહેદ દાખલ તપાસવા માટે તેને તે કોરટની આગળ અણવો.

(ડ) ઉપર કહ્યા મુજબ અટકાવી રાખેલા કોઇ કેદીને કોઇ કોરટ માર્શીયલની આગળ અથવા ગવરનર જનરલ ઇન કાઉન્સિલ તરફથી કહાડેલા કોઇપણ કમિશનને આધારે કામ કરનારા કોઈપણ કમિશનરોની આગળ ઈનસાફ થવા સારૂ અથવા સદરહુ કોરટ માર્શિયલની અથવા કમિશનરોની આગળ જે બાબત ચાલુ હોય તે બાબત સંબંધી તેને તપાસવાસારૂ સદરહુ કોરટ માર્શિયલની અથવા કમિશનરોની આગળઆણવો.

(ઇ) સદરહુ હદ માંહેના કોઇ કેદીનો ઈનસાફ થવા સારૂ તેને એક પેહેરામાંથી ખસેડીને બીજા પેહેરામાં લઈ જવો; અને

(ફ) પકડવાના હુકમ ઉપરથી શેરીફ શિપીકાર્પસનું *રિટર્ન મોકલે એટલે સદરહુ હદ માંહેના કોઇ પ્રતિવાદીને જાતે આણવો.

(૨) સદરહુ પ્રકારની દરેક હાઇકોરટ, આ કલમ મુજબની બાબતોમાં કામ ચલાવવાની રીત સંબંધી નિયમન કરવા સારૂ વખતે વખતે કાનુનો કરવાને મુખત્યાર છે.

(૩) આ કલમ માંહેનો કોઈપણ મજકુર બંગાલાના સન ૧૮૧૮ ના રાજકારણ વાસ્તે બંદીખાનામાં આવેલા માણસો બાબતના કાયદા પ્રમાણે મદ્રાસના સન ૧૮૧૯ના ૨ જા કાયદા પ્રમાણે અથવા મુંબઈના સન ૧૮૨૭ના ૨૫ મા કાયદા પ્રમાણે અથવા સન ૧૮૫૦ના રાજકારણ વાસ્તે બંદીખાનામાં આવેલા માણસો બાબતના અથવા સન ૧૮૫૮ ના રાજકારણ વાસ્તે બંદીખાનામાં આવેલા માણસો બાબતના આકટ પ્રમાણે અટકાવી રાખેલા સખસોને લાગુ નથી.

---

* જેને પકડવો હોય તેને કબજામાં લીધો છે એવું પત્રક.

# ભાગ ૯ મો.

## પુરવણી ઠરાવો.



## બાબ ૩૮ મો.

### પબ્લિક પ્રાસિક્યુટર બાબત (એટલે સરકાર તરફથી ફરિયાદ પક્ષનું કામ ચલાવવા સારૂ ઠરાવેલા માણસ બાબત)

પબ્લિક પ્રાસિક્યુટરો નિમવાનો અધિકાર

**૪૯૨. (૧) સામાન્ય રીતે અથવા ગમે તે મુકદમામાં અથવા ગમે તે નિર્દીષ્ટ કરેલા વગરના મુકદમાઓ સારૂ કોઇપણ સ્થાનિક ક્ષેત્રમાં એક અથવા વધારે અમલદારો (જેમને પબ્લિક પ્રાસિક્યુટરો કહેવા તેમને) નિમવાને ગવરનર જનરલ ઈનકાઉન્સિલ અથવા સ્થાનિક સરકાર મુખત્યાર છે.**

**(૨) સેશન કોરટમાં ઇનસાફ થવા સારૂ કમિટ કરેલા કોઇપણ મુકદમામાં પબ્લિક પ્રાસિક્યુટર ગેરહાજર હોય, અથવા કોઈપણ પબ્લિક પ્રાસિક્યુટર નિમ્યોજ ન હોય, ત્યારે બીજો જે શખસ આસિસ્ટંટ ડિસ્ટ્રિક્ટ સુપરિટેન્ડન્ટથી ઉતરતા દરજ્જાનો પોલીસ અમલદાર ન હોય તે શખસને તે મુકદમાના કારણ સારૂ પબ્લિક પ્રાસિક્યુટર નિમવાને જીલ્લા માજીસ્ત્રેટ, અથવા જીલ્લા માજીસ્ત્રેટના નિર્બંધ હેઠળ રહીને પેટાતુકડી માજીસ્ત્રેટ મુખત્યાર છે.**

**ટીકા**—સરકાર તરફથી પબ્લીક પ્રોસીક્યુટર એ પક્ષકાર છે પણ ફરીયાદી નહી એ ધ્યાનમાં રાખવુ જોઈએ કે-સાર્વજનીકને હરકત કર્તા તેમજ કોઈ માણસને નુકસાનકારક ને સર્વ ફોજદારી ફરીયાદમાં સરકાર એ પક્ષકાર છે પક્ષકાર એ શબ્દ તેના કાયદાના અર્થમાં તેની ક્રીમીનલ પ્રોસીજર કોડમાં જગા નથી દરેક કેસ પબ્લીક પ્રોસીક્યુટર ચલાવે છે ને ખાનગી સખસ કામ ચલાવવાનું વકીલને સુચવે તો તે વકીલ "પબ્લીક" પ્રોસીક્યુટરના ફરમાવ્યા પ્રમાણે કરે છે. પ્રોસીડીંગ હમેશા સરકારને તોહમતદાર વિરૂધ ગણાય છે સરકાર પોતે ચલાવે અથવા પોતાના નામથી બીજાને પરવાનગી આપે રાણી વી. મોરારજી ગોકલદાસ ઇ. લો. રી. ૧૩ મુ. ૩૮૯. કોઈ ખાનગી ફરીયાદીને કેસ ચલાવવાની મંજુરી આપવામાં આવે અગર ના આવે તો પણ તે વકીલને શીખવી શકે—જે વકીલોને હાઈકોરટ સરક્યુલર મુજબ હાજર થવાનો હક છે. અને તે ઉપરથી સરકારી વકીલ વકીલોની મદત લઇ શકે છે સેસન જડજે રજુઆત ચલાવેલો દરેક કેસ ચલાવવાને માટે સરકારી વકીલ હમેશા ખાનગી માણસે કરેલા વકીલની મદદ લઈ શકે છે અને એમ કરવાથી કેસમાં તેનો પોતાનો ગોઠવણુ કરવાનો હક જતો રેહતો નથી વકીલની મદત એક વખત મંજુર રાખવામાં આવી હોય તો કેસની પછીની રજુઆતોમાં (એકંદર કરતી વખતે ને ફરીયાદીનો પ્રત્યુતર લેતી વખતે) તે બાતલ કરી શકાતુ નથી નારાયણ મ. ચેન્ડશીની બાબત ૧૧ મુ. હા. કો. રી. ૧૦૨, પબ્લીક પ્રોસીક્યુટર જે કેસ ચલાવે તેમાં તેનુ બીલકુલ હીતના જોઇએ જે માજીસ્ત્રેટે પ્રથમ કેસની તજવીજ કરી તોહમતદારને ગુન્હેગાર ઠરાવેલો તે માજીસ્ત્રેટને પછીથી તેજ કેસમાં પબલીક પ્રોસીક્યુટર તરીકે નિમવામાં આવે તો તે ઘણુ વાંધા ભરેલુ છે રાણી વી. કાશીનાથડીકર ૮ મુ. હા. કો. રી. ૧૨૬.

પબ્લીક પ્રોસીક્યુટરની ફરજ છે કે–તેને પ્રમાણીકપણે સરકાર તરફથી કામ કરવું તેનો ઇરાદો ગેરવાજબી શીક્ષા કરાવવાનો નહી પણ સરકાર તરફથી જે વ્યાજબી ઇનસાફ થાય તે જોવાનુ કામ છે રાણી વી. દુરગા ઇ. લો. રી. ૧૬ અ. ૮૪.

**૪૯૩. પબ્લિક પ્રાસિક્યુટરને સોંપેલા હરકોઇ મુકદમાની ચોકસીનું, ઈનસાફનું અથવા અપીલનુ કામ જે કોઇપણ કોરટમાં ચાલુ હોય તે કોરટમાં તેને લખેલા કોઈપણ મુખત્યારનામાં વગર હાજર થઇને બોલવાનો અખત્યાર છે; અને સદરહુ પ્રકારના કોઇપણ મુકદમામાં કોઇપણ શખસની ઉપર કોઈપણ કોરટમાં ફરિયાદ ચલાવવા માટે કોઇપણ સખસ કોઈ પ્લીડરને નીમે, તો ફરિયાદનું કામ પબ્લિક પ્રાસિક્યુટરે ચલાવવું, અને જે પ્લીડરને એ પ્રમાણે નિમ્યો હોય તેણે તે મુકદમામાં તેના હુકમ પ્રમાણે ચાલવું.**

પબ્લિક પ્રાસિક્યુટર પોતાને સોંપેલા મુકદમામાં સઘળી કોરટોમાં બોલવાને મુખત્યાર છે. ખાનગી રીતે નિમેલા પ્લીડરોએ તેના હુકમ પ્રમાણે ચાલવું.

**૪૯૪. ગવરનર જનરલ ઇન કૌન્સિલે અથવા સ્થાનિક સરકારે નિમેલો કોઇ પણ પબ્લિક પ્રાસિક્યુટર જ્યુરીથી ઇનસાફ કરવાના મુકદમાઓમાં જ્યુરીનો ઠરાવ કહી સંભળાવતા પેહેલાં અને બીજા મુકદમાઓમાં ફેંસલો આપતાં પેહેલાં કોરટની સંમતીથી કોઇપણ શખસની ઉપર ફરિયાદનું કામ ચલાવવાનું છોડી દેવાને મુખત્યાર છે; અને આ પ્રમાણે કામ ચલાવવાનું છોડી દેવામાં આવેથી,--**

ફરીયાદનું કામ ચલાવવાનું છોડી દેવામાં આવે તેનું પરિણામ.

**(અ) જો તોહોમતનામું તઇયાર કરતાં પેહેલાં એ પ્રમાણે કામ ચલાવવાનું છોડી દેવામાં આવે તો તોહમતવાળાને છોડી મુકવો;**

**(બ) જો તોહોમતનામુ તઇયાર કર્યા પછી એ પ્રમાણે કામ ચલાવવાનું છોડી દેવામાં આવે તો અથવા આ કાયદા પ્રમાણે તોહમતનામાની જરૂર ન હોય ત્યારે, તોહમતવાળા ઉપર ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ કરવો.**

**ટીકા**—ક. ૪૯૨ પ્રમાણે ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટે સેસન કોર્ટમાં અમુક કેસ ચલાવવાને માટે પબ્લીક પ્રોસીક્યુટર નિમેલો તો તે પ્રોસીક્યુટરને આ કલમ પ્રમાણે ખેસ પાછો ખેચી લેવાનો અધીકાર નથી રાણી વી. માધવો ઇ. લો. રી. ૮ અ. ૨૦૧ કમીટ કરેલા તોહમતદારને ડીસચાર્જ ન કરી શકાય પણ એકવીટ એટલે ગુન્હો ના સાબીત ઠરાવવો જોઇએ સીવરામ ઇ. લો. રી. ૧૨ મ. ૩૫.

**૪૯૫. (૧) કોઇપણ મુકદમાની ચોકસી અથવા ઇનસાફનું કામ કરનાર કોઇપણ માજીસ્ટ્રેટ ગવરનર જનરલ ઇન કૌન્સિલની પ્રથમ મંજુરી લઇને સ્થાનિક સરકાર જે દરજ્જો ઠરાવે તેથી ઉતરતા દરજ્જાના પોલીશ અમલદાર શિવાય બીજા કોઇપણ શખસને ફરિયાદ પક્ષનું કામ ચલાવવાને**

ફરિયાદપક્ષનું કામ ચલાવવાની પરવાનગી.

પરવાનગી આપવાને મુખત્યાર છે; પણ આડવોકેટ જનરલ, સ્ટાંડીંગ કૌન્સેલ, સરકારી સોલિસિટર, પબ્લિક પ્રાસિક્યુટર અથવા બીજા જે અમલદારને સ્થાનિક સરકારે આ બાબત સામાન્ય રીતે અથવા વિશેષે કરીને અધિકાર આપેલો હશે તે અમલદાર શિવાય બીજા કોઇપણ શખસને સદરહુ પરવાનગી વગર એ પ્રમાણે કામ ચલાવવાનો હક નથી.

(૨) આવા કોઇપણ અમલદારને, ફરિયાદનું કામ છોડી દેવા બાબત ૪૯૪ મી કલમમાં જે અધિકાર ઠરાવ્યો છે તેવો અધિકાર છે, અને તે કલમના ઠરાવો એવા અમલદારે કામ ચલાવવાનુ છોડી દીધું હોય તેને લાગુ પડશે.

(૩) ફરિયાદ પક્ષનું કામ ચલાવનાર કોઈપણ સખસ પોતાની જાતે અથવા કોઈ પ્લીડરની મારફતે એમ કરવાને મુખત્યાર છે.

(૪) જે ગુન્હાને સારૂ તોહમતવાળા ઉપર ફરિયાદ ચાલતી હોય તે ગુન્હા વિશેની તપાસમાં કંઇપણ ભાગ લીધો હોય તેવા પોલીસ અમલદારને ફરિયાદ પક્ષનું કામ ચલાવવાની પરવાનગી આપવામાં આવશે નહિ.

ટીકા–એડવોકેટજ જનરલ સ્ટેન્ડીંગ કાઉન્સલ અને સરકારી સોલીસીટર અથવા સ્થાનીક સરકારે મોઘમ અથવા ખાસ નિમેલા બીજા કોઇ અમલદાર શીવાય કોઇ પણ માણસ કાઉન્સલ અથવા હાઇકોરટના વકીલ હોય તો પણ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટની પરવાનગી શીવાય કોઈ પણ ફોજદારી કેસમાં કામ ચલાવવાનો હક કરી શકે નહી રાણી વી. બુટોક્રીસોદાસ ૯. લો. રી. ૬ ક. ૫૯.

સેસન કોર્ટમાં પોલીસ અમલદારને કામ ચલાવવાની મંજુરી આપવાનો રીવાજ ઘણો-જ વાંધો ભરેલો છે રાણી વી. રામચંદર સીરકાર ૧૩ વિ. રી. ૧૮ આ કલમથી સને ૧૮૬૭ ના ૭ માં એકટની ક. ૨૩ રદ થઈ જતી નથી તે અમલમાં છે રાણી વી. હોંકેરાપા ઈ. લો. રી. ૮ મુ. ૫૩૪ ફોજદારી મુકદમામાં પ્લીડર તોહમતદાર તરફથી તેમજ ફરીયાદી તરફથી હાજર થઈ શકે છે ચંદ્રચરલ ૧૪ વિ. રી. ૨૩.



## બાબ ૩૯ મો.

## જામીન બાબત.

*કેવે પ્રસંગે જામીન લઇ શકાય તે બાબત.*

૪૯૬. જામીન નહિ લઇ શકાય એવા કોઇ ગુન્હાનું તોહોમત જે સખસ ઉપર આવ્યું હોય તે શિવાય બીજા કોઇપણ સખસને જે અમલદારના હુવાલામાં કોઇ પોલીસ થાણું હોય તે અમલદાર વગર વારંટે પકડે અથવા અટકાવી રાખે, અથવા કોઇ કોરટની આગળ તે સખસ હાજર થાય અથવા તેને આણવામાં આવે, અને તે સખસ સદરહુ અમલદારના પહેરામાં હોય ત્યારે અથવા સદરહુ કોરટની આગળ કામ ચાલતું હોય ત્યારે કોઇપણ વખતે જામીન આપવાને તઇયાર હોય, ત્યારે તેને જામીન ઉપર છોડવો; પણ એવું ઠરાવ્યું છે કે જો સદરહુ અમલદારને અથવા કોરટને દુરસ્ત લાગે, તો તે સદરહુ સખસ પાસેથી જામીન લેવાને બદલે તે શખસ હાજર થવા બાબત

**આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે વગર જામીને એક ખત કરી આપે એટલે તેને છોડી દેવાને મુખત્યાર છે.**

**ટીકા**—તોહમતદારને જામીન ઉપર છોડવા બાબત જે પ્રોસીડીંગ થયુ હોય તે જુડી શોઅલ પ્રોસીડીંગ છે અને તેથી હાઇકોરટ તે સાંભળી શકે મનીકમ વી. કવીન ઈ. લો. રી. ૬ મ. ૬૩. તોહમતદારે હાઇકોરટને જામીન ઉપર છોડવા અરજ કરેલી જે અરજમાં કેસ ચલાવનાર માજીસ્ત્રેટ સામે તથા ગર્વમેંટ બીજા આફીસર સામે કેસમાં લગતી નહી તેવી નીંદાવાળી હકીકતો જણાવેલી તે અરજ દાખલ કરવા ના પાડી પાછી આપી ડુંરંટની અરજીની બાબતમાં ઇ. લો. રી. ૧૫ મુ. ૪૮૮. તોહમતદારને જ્યારે હાજર થવાની માફી કરી હોય ત્યારે હાજર થવાનું ખત લેવુ જરૂરનુહોય તો તેની પાસેથી લેવુ જોઇએ પણ એજંટનુ નહી ને તેમાં જ્યારે જાતે અથવા એજટને હાજર કરવા તે ખતથી બંધાયો હોય ને તેનો એજંટ હાજર ન થયાતો ખતની ગુન્હેગારી આપવાને તે જવાબદાર થાય છે રાણી વી. લલુભાઈ જસાભાઇ ૫ મુ. હા. રી. ૬૪. જ્યારે સમન્સ કેદની સુનાવણુ મુલતવી રાખવામાં આવે ત્યારે બીજી સુનાવણીએ તોહમતદાર હાજર રેહવાનો મુચરકો તેની પાસેથી લેઇ શકાય છે ૬ ના. વે. પ્રો ૩૬૬. માજીસ્ત્રેટને કાયદો જામીન લેવાની ખાસ મનાઇ ન કરે તો જામીન લેવાની ના પાડી સકે નહી. કુકરસીંગ ૧ ક. લા. રી. ૧૩૦ સારી ચાલના જામીન લેવાનુ કામ બંદ રાખવામાં આવે તો જામીન તોહમતદારના હાજર થવાના માગી શકાય ૬ નો. વે. પ્રો. ૩૬૬ જામાન લેવાનુ હેતુ માંત્ર તોહમતદાર હાજર રહે તે છે પણ શીક્ષા કરવાના ઇરાદાથી નહી ચાલીસ ૨ ક. વિ. નો. ૧૨૫.

જામીન નહિ લઇ શયાય એવો ગુન્હો હોય તો જામીન ક્યારે લેવાનો અધિકાર છે.

**૪૯૭. (૧) જામીન નહી લઈ શકાય એવા કોઇપણ ગુન્હાનું તોહોમત જે સખસની ઉપર આવ્યું હોય તે શખસને જે અમલદારના હવાલામાં કોઈ પોલીસ થાણું હોય તે અમલદાર વગર વારંટે પકડે અથવા અટકાવી રાખે, અથવા કોઇ કોરટની આગળ તે સખસ હાજર થાય અથવા તેને આણવામાં આવે, ત્યારે તેને જામીન ઉપર છોડવાનો અધિકાર છે, પણ જે ગુન્હાનુ તોહોમત તે સખસની ઉપર મુકયુ હોય તે ગુન્હો તેણે કર્યો છે એમ માનવાના વાજબી સબબ જણાય તો તેને એ પ્રમાણે છોડવો નહિ.**

**(૨) જો પ્રસંગ પ્રમાણે, તપાસ, ચોકસી અથવા ઇનસાફ ચાલતો હોય ત્યારે કોઇપણ વખતે સદરહુ અમલદારને અથવા કોરટને એમ જણાય કે તોહોમતવાળાએ સદરહુ ગુન્હો કર્યો હોય એમ માનવાના વ્યાજબી સબબ નથી, પણ તેના તકસીર બાબત વધારે ચોકસી કરવાનાં પુરતાં સબબ છે, તો સદરહુ ચોકસી થતાં સુધી તોહોમતવાળાને જામીન ઉપર છોડવો, અથવા સદરહુ અમલદારની અથવા કોરટની નજરમાં આવે તો, આ કાયદામાં આગળ ઠરાવ્યા પ્રમાણે તોહોમતવાળો હાજર થવા માટે વગર જામીને ખત લખી આપે તો તેને છોડવો.**

**(૩) આ કલમ પ્રમાણે જે સખસને છોડવામાં આવ્યો હોય તે સખસને, આ કાયદા પ્રમાણે ચાલતાં કોઇપણ કામમાં પછી કોઇપણ વખતે, પકડાવવાને અને તેને કેદમાં મોકલવાને હરકોઈ મુખત્યાર છે.**

**ટીકા**—જામીન પર છોડવાની બાબતનો ચુકાદો કોર્ટે પોતે કરવો જોઇએ પણ પોલીસ પર તે મુકવુ ન જોઇએ. ઇંમપ્રેસ વી. ગાયત્રી પ્રોસનો ઘોસબ ઈ. લો. રી. ૧૫ ક. ૪૫૫.

જ્યારે તોહમતદારને છોડી દેવામાં આવે ત્યારે જામીન માગવા નહી પણ જ્યારે તોહમતદારને છોડી ન મુકયો અને વધારે ઇન્કવાયરી પર કેસ મુલતવી રહયો હોય ત્યારેજ લઇ શકાય રામલાલ ટેવારી વી. સુદ્રારામ ૧૦ વિ. રી. ૩૪.

સાહેદી લીધા શીવાય તોહમતદારને વ્યાજબી કારણસર કેદમાં મોકલવાનો હુકમ કરવાને અખતીયાર છે પુરાવો મળી આવે તેવુ હતુ પણ માજીસ્ટ્રેટને એમ જરૂર લાગ્યુ કે—સાહેદીઓ લેવાનુ મોકુફ રાખ્યાથી વધારે પુરાવો મળી આવશે કે જે લેવા માંડે બધો સામટો લેવામાં આવસે એ ઉપરથી એમ ઠરાવ્યુ કે—માજીસ્ટ્રેટે બતાવેલુ કારણ જો કે સોગન પર નોહતુ તો પણ ફરીથી કેદમા મોકલવાનો પાંચ દીવસ અને વધારાના ચાર દીવસનો હુકમ વ્યાજબી રીતે કરેલો હતો તોહમતદારને પોતાના વિરૂધનો પુરાવો જેમ બને તેમ જલદીથી લખી લેવરાવવાનો હક છે અને તેની સાથે ઘણો પુરાવો છે અથવા આવી શકે છે એવુ છે એવો પુરાવો ઘણાય ખત સુધી રાખી મુકવાનુ કારણ નથી મી. હરતાન જડજનો મત સાહેદીઓની જુબાની લેવામાં માજીસ્ટ્રેટ વિલંબ કરે અને રજુઆત બંદ રાખીને તોહમતદારને ફરીથી કેદમાં મોકલે તો મુકદમામાં સ્પષ્ટ રીતે તેણે બતાવવુ જોઇએ કે—શા કારણથી આવી રીતે કરવાની જરૂર પડી રાણી વી. મનીકામ ઇ. લો. રી. ૬ મ. ૬૩.

તોહમતદારને પહેલવેહલો માજીસ્ટ્રેટની રૂબરૂ લાવી કેસની ફરીથી તપાસ કરવાને માટે તેને પાછો કેદમાં મોકલવાની ફરીયાદી માગણી કરે તો ભરોસો રાખવા લાયક ખબર પોલીસને મળી હતી અને તોહમતદારે ગુન્હો કરયો છે એક સાધારણ રીતે પોલીસ અમલદારની જુબાનીથી સાબેત થાય તો તે બસ છે પણ તોહમતદારને કેદમાંથી ફરીથી આવ્યા પછી તપાસ જે માટે ફરીથી કેદમાં મોકલવાની જરૂર જણાય તો તેના જામીન લેવાનુ વાજબી રીતે ના પાડવાને માટે માજીસ્ટ્રેટને ગુન્હો કરયાનો કેટલોક સ્પષ્ટ પુરાવો મળી આવવો જોઇએ અને કેદમાં મોકલતી વખતે ગુન્હો કરયાનો પુરાવો મેળવવાની અગત્ય વધતી જાય છે રાણી વી. ચોનુ સ્વામી ઈ. લો. રી. ૬ મ. ૬૮. કેદમાં ફરીથી મોકલવાનો હુકમ તોહમતદારની સમક્ષ કરવો જોઇએ ફરીથી કમીટ કરતી વખતે એટલા માટે જરૂરતુ છે તેને જામીનદાર કરવાની અરજ કરવાનુ બની આવે રાણી વી. મોહેશચંદર બાનરજી ૪ બે. લો. રી. ૧ પુરતા કારણ વગર જે પુરાવાની ગેરહાજરીમાં તેને જેલમાં મોકલવાને માજીસ્ટ્રેટને કાયદા મુજબ અધીકાર નથી રાણી વી. સુરેંદ્રનાથ ૫ બે. લો. રી. ૨૭૪ આ કલમ પ્રમાણે જામીન ચોકસી ચાલતી હોય તે દરમીયાન લેવાના છે પણ છોડી મુકવાનો હુકમ કર્યા પછી ફરી પુરાવો મળી આવે તો હાજર થવાના માટે જામીન માગી શકે નહી રામલાલ વી. સુકરામ ૧ બે. લો. રી. ૨૬ સદાસીવ ઇ. લો. રી. ૨૨ મુ. ૫૪૯ ના કેસમાં પારસન્સ જડજે જણાવ્યું કે—" અમે આશા રાખીએ છીએ કે જ્યાં સુધી તોહમતદારો ગુન્હેગાર ઠર્યા ન હોય ત્યાં સુધી માજીસ્ટ્રેટોએ તેમની સાથે દયાળુરીતે વર્તશે " વળી ઠરાવ્યુ કે— જામીનપર છોડવા ના કરેલો હુકમ ડીસ્ત્રીકટ માજીસ્ટ્રેટ રદ કરી શકે નહી હુકમ અયોગ્ય હોય તો હૈ કોર્ટમાં મોકલવો.

જામીન લેવાનું અથવા જામીનની રકમ ઓછી

**૪૯૮. આ બાબ પ્રમાણે કરી આપવાના દરેક ખતની રકમ, મુકદમાની હકીકત તરફ યોગ્ય લક્ષ આપીને, મુકરર કરવી, અને તે અતિશય ભારે હોવી નહિ જોઇયે; અને કોઈ પણ મુકદમામાં કોઈ પણ શખસના જામીન લેવાનું અથવા કોઇ**

કરવાનું ફરમાવવાનો અધિકાર.

પોલીસ અમલદારે અથવા માજીસ્ત્રેટે માગેલા જામીનની રકમ ઓછી કરવાનું ફરમાવવાને હાઇ કોરટ અથવા સેશન કોરટ મુખત્યાર છે, પછી તે મુકદમામાં ગુન્હો સાબિત થયાના ઠરાવ ઉપરથી અપીલ ચાલતી હોય કે નહિ હોય તોપણ.

તોહોમતવાળાનું તથા જામીનોનું ખત.

૪૯૯. (૧) કોઈપણ શખસને જામીન ઉપર અથવા તેના પોતાના ખત ઉપર છોડતા પેહેલાં જેટલી રકમ, પ્રસંગ પ્રમાણે, પોલીસ અમલદારને અથવા કોરટને, પુરતી જણાય તેટલી રકમનું ખત સદરહુ શખસે કરી આપવું, અને તેને જામીન ઉપર છોડવામાં આવે ત્યારે એક અથવા વધારે પુરતા જામીનોએ સદરહુ ખત કરી આપવું, એવી સરતે કે ખતમાં જણાવેલે વખતે તથા જગાએ સદરહુ સખસ હાજર થશે, અને, પ્રસંગ પ્રમાણે, તે પોલીસ અમલદાર અથવા કોરટ જુદી રીતે ફરમાવે ત્યાં સુધી, તે તે પ્રમાણે હાજર થયા કરશે.

(૨) જો તેવી જરૂર હોય તો, વળી જામીન ઉપર છોડેલા સખસને હઇ કોરટમાં, સેશન કોરટમાં અથવા બીજી કોરટમાં તોહોમતનો જવાબ દેવાને જ્યારે ફરમાવવામાં આવે ત્યારે હાજર થવાને તેને તે ખતથી બાંધી લેવો.

ટીકા—તોહમતદારને નાઉડાની કચેરીમાં હમેશ હાજર રાખવાને માટે જુમેદાર છે એવી સરતથી કોઇ જામીનદાર જામીન થયો હતો તેમા ઠરાવ્યુ કે—જો કોર્ટે જામીનદારની કબુલાત શીવાય તોહમતદારના જાનનો મુચરકો લઇ કોઇ કામને માટે તે જગો છોડવાની તેને રજા આપી તો જામીનદાર તે મુચરકાથી ત્યાને માટે તેમજ પછીથી કેસ બીજી કોર્ટમાં મોકલવામાં આવ્યો હોય તો તેને માટે પણ છુટો થઇ જાય છે. રાણી વી. મોયાલાલ ૧૩ વિ. રી. ૫૩ કોઈ કેસમાં પ્રથમની તજવીજ ચાલે ત્યાં સુધી જામીનદારો તોહમતદારને હાજર રાખવાને માટે જામીન ખત કરી આપી જુમેદાર થયા હોય તો પ્રથમની તજવીજ પુરી થયા પછી અને સેસન કોર્ટમાં કેસ ચાલતી વખતે તોહમતદાર નાસી ગયો હોય તો તેઓની મિલક્ત સરકાર દાખલ કરવાનો હુકમ થઇ શકે નહી. કરીમુદીન અરજદાર ૯ વિ. રી. ૩૬

પેહેરામાંથી છોડી દેવા બાબત.

૫૦૦. (૧) તે ખત કરી આપવામાં આવે એટલે તુરત જે સખસે હાજર થવા બાબત તે ખત કરી આપ્યું હોય તે સખસને છોડી મુકવો; અને તે તુરંગમા હોય, ત્યારે જે અમલદારના હવાલામાં તે તુરંગ હોય તે અમલદારની ઉપર તોહોમતવાળાના જામીન લેનારી કોરટે છોડી દેવાનો હુકમ મોકલવો, અને તે હુકમ પોહોંચેથી સદરહુ અમલદારે તેને છોડી મુકવો.

(૨) આ કલમમાંહેના અથવા ૪૯૬ મી અથવા ૪૯૭ મી કલમમાંહેના કોઇ પણ મજકુરથી એમ સમજવું નહિ કે જે બાબતના સંબંધમાં તે ખત કરી આપ્યું હોય તે શિવાય બીજી કોઇ બાબત સારૂ અટકાવી રાખવા લાયક કોઇ સખસને છોડવાની જરૂર છે.

૫૦૧. જો ભુલથી, દગાથી અથવા બીજી રીતે કાચા જામીન કબુલ કરવામાં આવ્યા હોય, અથવા પછવાડેથી તેઓ કાચા

પ્રથમ લિધેલા જામીન કાચા હોય ત્યારે પુરતા જામીન આપવાનો હુકમ કરવાનો અધીકાર.

થાય, તો કોરટ પકડવાનું વારંટ કાહાડીને જામીન ઉપર છોડેલા શખસને પોતાની આગળ આણવાનું ફરમાવવાને અને પુરતા જામીન ખોળી આપવાને તેને હુકમ કરવાને, અને એ પ્રમાણે કરવામાં તે કસુર કરે તો તેને તુરંગમાં મોકલવાને કોરટ મુખત્યાર છે.

જામીનોને છુટા કરવા બાબત.

૫૦૨ (૧) જામીન ઉપર છોડેલા કોઈ શખસે હાજર રેહેવા બાબત તથા હાજર થવા બાબત જેઓ જામીન થયા હોય તે સઘળા અથવા હરકોઇ જામીન સદરહુ ખત તદન અથવા જેટલું પોતાની સાથે સંબંધ રાખતું હોય તેટલું રદ કરવાની અરજી કોઇપણ વખતે કોઈ માજીસ્ત્રેટને કરવાને મુખત્યાર છે.

(૨) સદરહુ અરજી કર્યા ઉપરથી તે માજીસ્ત્રેટે પોતાનું પકડવાનું વારંટ કાહાડાને એ પ્રમાણે છોડેલા સખસને પોતાની આગળ આણવાનું ફરમાવવું જોઇયે.

(૩) સદરહુ સખસ તે વારંટની રૂયે હાજર થાય અથવા તે પોતાની મેળે આવીને તાબે થાય એટલે તે માજીસ્ત્રેટે તે ખત તદન અથવા જેટલું અરજદારોની સાથે સંબંધ રાખતું હોય તેટલું રદ કરવાનું ફરમાવવું અને સદરહુ સખસને બીજા પુરતા જામીન ખોળી આપવાનું કેહેવું, અને જો તે એ પ્રમાણે ન કરે, તો તેને પેહેરામાં મોકલવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

---

## બાબ ૪૦ મો.

## શાહેદોની જબાની લેવા સારૂ કમિશનો બાબત.

શાહેદને હાજર થવાનું ક્યારે માફ કરવાનો અધિકાર છે.

૫૦૩. (૧) આ કાયદા પ્રમાણે કોઇ ચોકસીનું, ઈનસાફનું અથવા બીજું કામ ચાલતું હોય તે દરમિયાનમાં કોઇ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટને, જીલ્લા માજીસ્ત્રેટને, સેશન કોરટને અથવા હઇકોરટને એમ જણાય કે ઈનસાફનો હેતુ પાર પાડવા માટે કોઇ શાહેદની જબાની લેવાની જરૂર છે, અને ઘણી વાર લાગ્યાવગર અથવા ઘણો ખરચ થયા વગર અથવા ઘણી અડચણ પડયા વગર સદરહુ શાહેદને હાજર કરી શકાતો નથી, અને તેટલી બધીવાર લગાડવી, ખરચ કરવો અથવા અડચણ કરવી તે વાત મુકદમાની હકીકત ઉપરથી વ્યાજબી નથી ત્યારે સદરહુ માજીસ્ત્રેટ અથવા કોરટ તે શાહેદ હાજર ન થાય તો ચાલે એવું ઠરાવવાને મુખત્યાર છે, અને જે જીલ્લા માજીસ્ત્રેટની અથવા પેહેલા વર્ગના માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાંહે સદરહુ શાહેદ રેહેતો હોય તે જીલ્લા માજીસ્ત્રેટની અથવા પેહેલા વર્ગના માજીસ્ત્રેટની ઉપર સદરહુ શાહેદનો પુરવો લેવા સારૂ કમિશન મોકલવાને મુખત્યાર છે.

કમીશન મોકલવું તથા તે મુજબ કામ ચલાવવાની રીત.

(૨) જ્યારે તે શાહેદ હિંદુસ્તાનમાંના કોઇપણ રાજાના અથવા સરદારના મુલકોમાં રેહેતો હોય અને તેમાં હિંદુસ્તાનની બ્રિટિશ સરકાર તરફ નો અમલદાર હોય, ત્યારે કમિશન સદરહુ અમલદાર ઉપર મોકલવાનો અધિકાર છે.

(૩) જે માજીસ્ટ્રેટની અથવા અમલદારની ઉપર તે કમિશન મોકલવામાં આવે તે માજીસ્ટ્રેટે અથવા અમલદારે, અથવા જો તે જીલ્લા માજીસ્ટ્રેટ હોય તો તેણે, અથવા પેહેલા વર્ગના જે માજીસ્ટ્રેટને તે આ બાબત નિમે તે માજીસ્ટ્રેટે, જે જગાએ તે શાહેદ હોય ત્યાં જવું અથવા તે શાહેદને પોતાની આગળ સમન કરી બોલાવવો, અને આ કાયદા પ્રમાણે વારંટના મુકદમાઓનો ઇનસાફ કરવા સારૂ જબાની લખી લેવાની જે રીત ઠરાવી છે તે રીતે જબાની લખી લેવી, અને સદરહુ પ્રકારના મુકદમાઓનો ઇનસાફ કરવા સારૂ જે અધિકાર આપેલા છે તે અધિકાર આ કારણ સારૂ ચલાવવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

(૪) સદરહુ કમિશન પેટા કલમ (૨) માં કહેલા પ્રકારના કોઈ અમલદાર ઉપર મોકલ્યું હોય ત્યારે, તે અમલદારને તે કમિશનનીરૂએ જે અધિકાર તથા કામ હોય તે અધિકાર તથા કામ પોતાના હાથ હેઠળના જે અમલદારના અધિકાર બ્રિટિશ હિંદુસ્તાનમાંના પહેલા વર્ગના માજીસ્ટ્રેટના અધિકાર કરતાં ઓછા નહિ હોય તેને સોંપવાને તે અમલદાર મુખત્યાર છે.

**ટીકા**—પારેગ્રાફ ૪ થો નવીન છે. **સાહેદની** ફોજદારી કેસોમાં પડદામાં રેહેનાર સ્ત્રીઓ કોર્ટમાં જાતે હાજર થવામાંથી બાતલ થવાનું હક તરીકે માગી શકે નહી. ફોજદારી કેસોમાં દેશની રીતભાત અને રીવાજ પ્રમાણે કોઇ સાહેદી ઝાહેરાંત જગે ન આવી શકે તો તેની જુબાની કમીશનથી લેવાની પરવાનગી કોર્ટ " અવઘડ " એ શબ્દથી આપી શકે આવુ લેવાના કેસમા ફરીયાદીએ પોતે પડદામા રેહનાર સ્ત્રી છે એવી તકરાર બતાવી કમીશનથી જુબાની લેવા અરજ કરી ઠરાવ્યુ કે–સ્ત્રી પોતે ફરીયાદી હોવાથી ને સાહેદ તરીકે ન હોવાથી તેની જુબાની કમીશનથી લેવી કે કેમ એ સ્વાલના સંબંધમા તેણીનો દરજ્જો તદન બદલાઇ જાય છે અને તેથી કરી કેસની હકીકત જોતા તેણી જુબાની કમીશનથી ન લેવી જોઇએ પણ જાતે હાજર થવુ જોઇએ તોહમતદારની રૂબરૂ કાયદા પ્રમાણે ફરીયાદીની જુબાની લખી લેવાને માટે કોર્ટે એમ ગોઠવણ કરવી જોઇએ કે–જેથી કરીને તે સ્ત્રી પોતે પોતાનો હક જાળવી શકે એમ સુચના કરી ઘણી ઢીલ ને ખરચ થાય અને ઘણીજ અઘવડ પડયા શીવાય ફોજદારી કામમા કમીશનથી જુબાની ન લેવી ફરીદુન નિશાની અરજી બાબત ઇ. લો. રી. ૫ અ. ૯૨ ફોજદારી કેસમા કોઈ પડદામા રેહનારી સ્ત્રીને સાહેદી તરીકે બોલાવવામાં આવી હોય તો કોર્ટમા જાતે હાજર રહેવામાંથી બાતલ રહેવાનો તેણીનો હક છે અને કમીશનથી જુબાની આપવાનો તેણીનો હક છે હરોસુંદરી ચોધરી ઇનની અરજી બાબત ઈ. લો. રી. ૪ ક. ૨૦ દઈનટારાની ઇ. લો. રી. ૧૫ ક. ૭૭૫ જોકે ક્રીમીનલ પ્રોસીજર કોડમા પડદાનશીન સ્ત્રીઓને હાજર કરવાનુ માફ કરવા બાબત કાંઈ નિયમ નથી તોપણ તેવાને હાજર થવા ફરજ પાડવીને સારૂ નથી તેમ તેઓની તપાસણી કોર્ટ શીવાય બીજે ઠેકાણે કરવી એવો ચોકસ નિયમ પણ થઈ શકે નહી. જ્યાં માજીસ્ટ્રેટ પડદાનશીન સ્ત્રીની જુબાની લેવાની જરૂર છે એમ ધારે ને તે હાજર થવા સામે વાંધો લે તો હાઇકોરટે તેમા ફરમાવ્યુ કે–કોર્ટમા કોઈ રૂમ ખાલી હોયતો ત્યાં કોર્ટ તથા તોહમતદાર તથા તેમના વકીલની રૂબરૂ તે ખાલી રૂમમા લેવાની તજ-

વીજ કરવી. ને જો તેવી સવડ ન હોયતો પોતાની ખાનગી રૂમમા અથવા કોર્ટની કોઇ રૂમમા લેવી બસંત બીબીની અરજી બાબત ઇ. લો. રી. ૧૨ અ. ૬૯ કોઇ માણસનુ કામ પીલકોડની કલમ ૪૧૧ મુજબ ચાલતી વખતે સેસન જડજે જે મિલકકત સંબંધી ગુન્હો થયો હતો તે મિલકતના માલેકની અને કામ ચાલતી વખત આ કલમ પ્રમાણે કમીશન કાઢીને લીધેલી તેની સ્ત્રીની અને તેના ચાકરોની જુબાનીઓ પુરાવા એકટની ક. ૩૩ મુજબ કેદીની વિરૂધ પુરાવામાં લીધી આ જુબાનીઓ પુરાવામા લેવાનુ કારણુ સેસન જડજે બતાવ્યું હતુ કે–સાહેદીઓને બોલાવવાને રૂપીઆ ૫૦૦ ખરચ લાગે છે જે ખરચ કરવુ ગેરવાજબી છે. અને વળી તેઓને આવવાને ઘણી અઘવડ છે. તે જુબાનીઓ તોહમતદારની જાતને લાગુ પડે તેવી નથી પણ ફક્ત મિલકત ઓળખવા માટેની છે ઠરાવ્યુ કે–જુબાનીઓ ગેરવાજબી રીતે પુરાવામા દાખલ કરી હતી પુરાવા એકટની ક. ૩૩ મુજબ સાહેદીઓની અડચણુ જો કાંઇ કારણુ નથી અને મિલકત તેજ છે એ સાબીત કરવાનો સવાલ ઘણોજ અગત્યનો છે. અને તે સ્વાલના સંબંધમાં સાહેદીઓની જુબાનીઓ ઘણીજ ઉપયોગી છે ને તેના ઉપર આખા કેસનો આધાર છે ખરચના કારણુના સંબંધમા કેહવાનુ જે આખા કેસમો આધાર તે સાક્ષીહોની જુબાનીઓ ઉપર હતો અને તોહમતદારે જે સાક્ષીઓની જુબાની કમીશનથી લીધી હતી તે સાહેદોની ઉલટ તપાસ કરી નથી ને વળીને સ્થીતીપર વિચાર કરતા તેને ઉલટ તપાસ કરવાનુ બની આવે તેમ નથી એ બાબતો ધ્યાનમા લેતા ખરચની રકમ ગેરવ્યાજબી છે એમ ધારી શકાતુ નથી વળી ઠરાવ્યુ કે–આવી જાતના કારણોથી આ કલમ મુજબ સેસન જડજે કમશન કાઢયુ તે વ્યાજબી નથી. રાણી વી. બર્ક ઇ. લો. રી. ૬ અ. ૨૨૪ હાઇકોરટમા સેસનનુ કામ ચાલતુ હતુ ત્યારે કમીશન કાઢવાની ના પાડી ને એક કારણુ બતાવીને તે અસંતોષ કારક અને તોહમતદારને જો ખમ થાય તેક લાગે તો કમીશન કાઢો શકાય નહી રાણી વી. કાઉનસેલ ઈ. લો. રી. ૮૬–૮૯૬ હાઇકોરટમા ફોજદારી કેસની તપાસ ચાલતી વખતે કોઈ શાક્ષીની જુબાની કમીશનથી લીધી હોય તો તે પુરાવામા લઈ શકતી નથી પણ પુરાવા એકટની ક. ૩૩ મુજબ દાખલ થઈ શકે તેવી હોય અથવા ૧૮૭૫ ના એકટ ન માની ક. ૭૬ મુજબ હુકમ કાઢી લીધી હોયતો તેવી જુબાની પુરાવામા દાખલ થઈ શકે છે. રાણી વી. ડાબીપ્રસાદ ઈ. લો. રી. ૬ ક. ૫૩૨ એક હીંદુ સ્ત્રીને બચાવ તરફથી સાહેદીમા બોલાવવાનો સમન્સ થયો હતો તેણે આ કલમ પ્રમાણે કમીશનથી જુબાની લેવા અરજ કરી કારણુ કે તે પડદા નથી ન સ્ત્રી હતી તેની હીંદુ મંડળીમા તેની આબ્રુને એમ લાગે તેમ હતુ ઠરાવ્યુ કે–તે અરજ આ કલમ પ્રમાણે બરાબર કરી છે. ને તેની કમીશનથી જુબાની માજીસ્ત્રેટના કોર્ટના જોડે ઘર લીધુ છે ત્યાં લેવી. ને ખરચ બધુ તેણે આપવુ જોઇએ ડીનટારીની ડેબીની અરજી બાબત ઈ. લો. રી. ૧૫ ક. ૭૭૫ ચીફ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ તેની આગળ તપાસ ચાલતી હતી તે વખતે કમીશન કાઢેલુ તે જુબાની હાઇકોરટની આગલ ક. ૫૦૭ પ્રમાણે પુરાવામા લઇ શકાય નહી ને વલી ઠરાવ્યુ કે–પુરાવા એકટની ક. ૩૩ પ્રમાણે તે પુરાવામા દાખલ થઈ શકે નહી કવીનઇ અપ્રેસ વી. એ, એમ, જેકોબ ઇ, લો. રી. ૧૯ ક. ૧૧૩ પણુ નવો સુધારો જુવો ક. ૫૦૭ ના પારેગ્રાફ બીજો હાઇકોરટમા ફોજદારી કેસ ચાલતી વખતે કોઈ સરકારીનો કરે સાક્ષી આપવાને મુચરકો આપેલો ને પછીથી સરકારી કામને માટે બહાર ગામ જવાનો હુકમ થયો અને વખત સર કામ ચાલતી વખતે હાજર થઇ શકે તેવુ ન હોયતો હાઇકોરટ ક. ૭૬ મુજબ તેવા માણસનુ જુબાની તેના જતા પેહલા કમીશન કાઢી લઇ શકાય છે કારણુ કે તેની જુબાની કેસમા એટલી બધી જરૂરની નથી કે કોર્ટમા તેની હાજરીની જરૂર હોય ને કોર્ટમા હાજર હોય મુખ્ય તપાસ તથા ઉલટ તપાસ તેમ કમીશનમા થાયતો તે બરાબર છે ઇમપ્રેસ વી. બાળ ગંગા ઈરટીલ ક.

લો. રી. ૬ મુ. ૨૮૫ હાઈકોરટને ફોજદારી કેસમા હકુમતની બાહાર કમીશન કાઢવાને અખ્તીકાર નથી રાણી વી. મુરગાચેટી ઇ. લો. રી. ૫ મુ. ૩૩૮ ફરયાદીને કમીશનથી સાહેદીઓ લેવી હોયતો તેને ચોકશી સરૂ થતા પહેલા અરજ કરવી જોઇએ જ્યુરી સોગન લે અને ચોકશી સરૂ થયા પછી અરજ કરેલી તે ના કબુલ કરી. રાણી. વી. જે કોઇ ઇ. લો. રી. ૧૯ ક. ૧૧૩.

**૫૦૪. (૧) જો તે શાહેદ કોઇપણ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાંહે હોય, તો કમિશન કાહાડનારે માજીસ્ત્રેટ અથવા કોરટ તે કમિશન સદરહુ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટની ઉપર મોકલવાને મુખત્યાર છે, અને તે ઉપરથી તે પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ સદરહુ શાહેદ જાણે પોતાની આગળ કોઇ ચાલુ મુકદમામાં સાહેદ હોય એ પ્રમાણે તેને હાજર થવાની જરૂર પાડવાને અને તેની જબાની લેવાને મુખત્યાર છે.**

શાહેદ ઇલાકાના મુખ્ય શેહેર માંહે હોય ત્યારે કમિશન.

**(૨) આ કલમમાંહેના કોઈપણ મજકુરથી એમ સમજવું નહિં કે સન ૧૮૭૬ ના ગુલામોના ધંધા બાબતના આકટની ૩ જી કલમપ્રમાણે કમિશનો કાહાડવાનો હઇકોરટને જે અધિકાર છે તેને બાધ થશે.**

**૫૦૫. કાયદાપ્રમાણે ચલાવેલા કોઇપણ કામમાં કમિશન કાહાડયું હોય તે કામના પક્ષકારો, જે સવાલો તે કમિશન મોકલનારો માજીસ્ત્રેટ અથવા કોરટ તકરારી બાબતને લગતા ધારે તેવા પોતપોતાના સવાલો લખીને મોકલવાને મુખત્યાર છે, અને જે માજીસ્ત્રેટની અથવા અમલદારની ઉપર તે કમિશન મોકલવામાં આવે તે માજીસ્ત્રેટે અથવા અમલદારે સદરહુ સવાલો ઉપર તે શાહેદની જબાની લેવી જોઇયે.**

પક્ષકારો શાહેદોની જબાની લેવાને મુખત્યાર છે.

**(૨) સદરહુ પ્રકારનો હરકોઇ પક્ષકાર તે માજીસ્ત્રેટની અથવા અમલદારની આગળ પ્લીડરની મારફતે, અથવા જો તે પેહેરામાં ન હોય તો, જાતે હાજર થવાને મુખત્યાર છે, અને સદરહુ શાહેદની તપાસણી ઉલટ તપાસણી તથા ફરી તપાસણી ( જેમ હોય તેમ ) કરવાને મુખત્યાર છે.**

**૫૦૬. જયારે જયારે પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ અથવા જીલ્લા માજીસ્ત્રેટ શિવાય બીજા કોઇપણ માજીસ્ત્રેટની આગળ આ કાયદાપ્રમાણે કાંઈ ચોકસી અથવા ઇનસાફ અથવા કોઇપણ બીજું કામ ચાલે તે દરમિયાનમાં એમ જણાય કે ઇનસાફનો હેતુ પાર પાડવા માટે જેનો પુરાવો જરૂરનો છે એવા શાહેદની જબાની લેવા માટે એક કમિશન મોકલવું જોઇયે, અને ઘણીવાર લાગ્યાવગર અથવા ઘણો ખરચ થયા વગર અથવા ઘણી અડચણ પડયાવગર સદરહુ શાહેદને હાજર કરી શકાતો નથી અને તેટલી બધીવાર લગાડવી અથવા ખરચ કરવો અથવા અડચણ કરવી તે તાત મુકદમાની હકીકત ઉપરથી વાજબી નથી, ત્યારે ત્યારે સદરહુ માજીસ્ત્રેટે જીલ્લા માજીસ્ત્રેટને અરજી કરવી, અને તેમાં તે અરજી કરવાનાં કારણ જણાવવાં; અને જીલ્લા માજીસ્ત્રેટ આમાં પાછળ ઠરાવેલી રીતે કમિશન કાહાડવાને અથવા તે અરજી નાકબુલ કરવાને મુખત્યાર છે.**

કમિશન મોકલવની અરજી કરવાનો જીલ્લામાંના તાબાના માજીસ્ત્રેટનો અધિકાર.

૫૦૭. (૧) ૫૦૩ જી અથવા ૫૦૬ ઠી કલમપ્રમાણે મોકલેલું કોઇપણ કમિશન યોગ્યરીતે બજાવી રહ્યા પછી, જે કોરટમાંથી તે મોકલ્યું હોય તે કોરટની ઉપર તે કમિશન અને તે ઉપરથી તપાસેલા શાહેદની જબાની, એ પાછાં મોકલવાં; અને તે કમિશન તથા તેનું રિટર્ન (પરિણામની હકીકત) તથા સદરહુ જબાની સઘળે યોગ્ય વખતે જોવાની તે પક્ષકારોને છુટ છે એમ સમજવું, અને સઘળા વ્યાજબી અપવાદોને અનુસરીને તે કમિશન તથા તેનું રિટર્ન તથા તે જબાની બેમાંના ગમે તે પક્ષકારને તે મુકદમામાં પુરાવામાં વાંચવાને અધિકાર છે, અને તે દફતરમાં દાખલ કરવી.

કમિશન પાછું મોકલવા બાબત.

(૨) એવી રીતે લીધેલી કોઈપણ જબાની સન ૧૮૭૨ ના હિંદુસ્તાનના પુરાવાના આકટની ૩૩ મી કલમમાં ઠરાવેલી શરતો બરહુકમ હોય તો તે જબાની બીજી કોઈપણ કોરટમાં તે મુકદમામાં પાછલી વખતે દાખલ કરવાનો પણ અધિકાર છે.

**ટીકા**—પારેગ્રાફ બીજો નવીન છે પ્રેસીડેન્સી માજીસ્રેટે જે કમીશન કાઢ્યુ હોય તે કમીશન હાઈકોરટમાં પુરાવા તરીકે વાપરી શકાય નહી ઇમ્પ્રેસ વી. જેકોબ ઈ. લો. રી. ૧૯ ક. ૧૧૩ રાણી વી. જેકોબ ઈ. લો. રી. ૧૯ ક. ૧૧૩ તથા રાણી વી. ડેબીપ્રસાદ ઈ. લો. રી. ૬ ક. ૫૩૨ તથા રાણી વી. બર્ક ઈ. લો. રી. ૬ અ. ૨૨૪ ના ફેંસલાઓ પરથી આ બીજો પારેગ્રાફ ઉમેરયો છે ને જે ફેંસલા ક. ૫૦૩ મા બતાવ્યા છે તે ફેસલાઓનો ખુલાસો આ સુધારાથી થાય છે. રાણી વી. રામચંદ્રા ગોવીંદ હસે ઈ. લો. રી. ૧૯ મુ. ૭૪૯ ના કામમાં ઠરાવેલુ કે–અધીકારવાળા માજીસ્રેટે કમીશન કાઢ્યુ હોય ને પુરાવા એકટની ક. ૩૩ પ્રમાણે લગતી હોય તો બીજી કોર્ટમાં તે જુબાની પુરાવા તરીકે વાપરી શકાય.

૫૦૮. જે જે મુકદમામાં ૫૦૩ જી અથવા ૫૦૬ ઠી કલમપ્રમાણે કમિશન મોકલવામાં આવે તે તે મુકદમામાં તે કમિશન બજાવવા તથા રિટર્ન મોકલવા માટે જેટલો વખત વ્યાજબી રીતે જોઇયે તેટલા અમુક વખત સુધી ચોકસી અથવા ઇનસાફ અથવા બીજું કામ મુલતવી રાખવાનો અધિકાર છે.

ચોકસી અથવા ઇનસાફ મુલતવી રાખવા બાબત.

---

## બાબ ૪૧ મો.

## પુરાવા બાબત વિશેષ નિયમો.

૫૦૯. (૧) કોઈ સિવિલ સરજન અથવા બીજા વૈદકીય શાહેદની જે જબાની કોઇ માજીસ્રેટે તોહોમતવાળાની સમક્ષ લઇને તે ઉપર સહી કરી હોય અથવા જે ૪૦ મા બાબની રૂયે કમિશનથી લીધી હોય તે જબાની આ કાયદાપ્રમાણે કોઇપણ ચોકસી, ઇનસાફ અથવા બીજા કામમાં પુરાવામાં

વૈદકીય શાહેદની જબાની.

**આપવાનો અધિકાર છે, પછી તે જબાની આપનારને શાહેદ દાખલ બોલાવ્યો ન હોય તોપણ હરકત નથી.**

વૈદ્યકીય શાહેદને સમન-કરવાનો અધિકાર.

**(૨) જો કોરટને દુરસ્ત લાગે તો તે સદરહુ જબાની આપનારને સમન કરીને તેની જબાનીના વિષય બાબત તેને તપાસવાને મુખત્યાર છે.**

**ટીકા—જબાની** મેડીકલ ઓફીસરનો રીપોર્ટ કે જે સોગન પર નથી તે આ કલમ પ્રમાણે પુરાવામાં વાપરી શકાય નહી ચંતામોની નઇની અરજી બાબત ૧૧ વિ. રી. ૨ સમીરૂદીનની અરજી બાબત ૧૦ ક. લો. રી. ૧૧ કવીન વી. કામીનીદાસી ૧૨ વિ. રી. ૨૫ મેડીકલ માણુસ તેનો પોસ્ટમાર્ટન રીપોર્ટ કરયો હોય તે પોતાની યાદદાસ્ત તાજી કરવાના ઉપયોગમાં લઇ શકે છે પણ તે રીપોર્ટ કામમાં પુરાવા તરીકે લેવો ન જોઇએ રઘોનીસીંગ વી. ઇમપ્રેસ ઇ. લો. રી. ૯ ક. ૪૫૫ ( ૧૧ ક. લો. રી. ૫૬૯ જે મેડીકલ માણુસે જેને જાતે જોઇને પોસ્ટમાર્ટન એકઝામીનેશન કરી છે અને જેણે લાસને અડીને મરણુ તપાસ કરી છે તેવા માણુસનો પુરાવો ગ્રહણુ થઇ શકે છે પ્રથમ તેણે જે જોઇ તે ઇજાઓનો પ્રકાર કેવો છે તે બતાવવુ જોઇએ બીજુ એક્ષપર્ટ ( કુશળ માણુસ ) તરીકે અભીપ્રાય આપવો જોઇએ કેવા પ્રકારે ઇજાઓ થઇ છે અને મરણનુ શું કારણુ છે તે બતાવવુ જોઇએ જે મેડીકલ માણુસે લાસ જોઇ નથી તે ફકત એક્ષપર્ટ તરીકે અભીપ્રાય' આપી શકે તેવો પુરાવો ખોળી કાડવા માટે સાહેદીએ માનવા લાયક હકીકત મુકવી કે જે માટે બીજા સાહેદોથી સાબીત કરવામાં આવે અને હકીકત માટે તેમનો અભીપ્રાય પુછવામાં આવે રઘોનીસીંગ વી. ઇમ્પ્રેસ ઇં. લો. રી. ૯ ક. ૪૫૫ ગ્રુબુમોહટન ઈ. લો. રી. ૮ ક. ૭૩૯ ના કામમાં મેડીકલ ઓફીસરને સેસન કોર્ટમાં બોલાવ્યો અને તેને બોલાવ્યો ત્યારે તકાર કરી કે તેની જુબાની માજીસ્ટ્રેટ આગળ થએલી ગ્રહણુ થઇ શકે નહી પણ હાઇકોરટે ઠરાવ્યુ કે–તે પ્રમાણે નથી પણ જુબાની અંદર મુકીને મેડીકલ ઓફીસરને કે જે બાબત વિષે માજીસ્ટ્રેટે તપાસ્યો ન હોય તેવી બાબતના પ્રશ્ન પુછી શકાય મેડીકલ ઓફીસરની જુબાની ઇંગ્લીશમાં લીધી હતી જે તોહમતદારને સમજાવવામાં આવી નોતી ઠરાવ્યુ કે–જ્યારે તોહમતદારનો વકીલ હાજર હતો અને ક્રાસ કરી છે તો પછે ન સમજાવી હોય તેથી કંઇ હરકત નથી ભુવન મોહનડેવ ૨૪ વિ. રી. ૪૯ કમીટ કરવા માટે પ્રથમ દર્શનીક પુરાવો થયો હોય ને મેડીકલ માણુસનો પુરાવો શામેલ હોય ને સદર સ્ટેશનથી છેટે હોવાથી ડાકટરને બોલાવવાનુ ઘણુ અવઘડ ભરેલુ હોય તો માજીસ્ટ્રેટની રૂબરૂ જુબાની થવાની જરૂર નથી પણ સેસન કોર્ટની આગળ હાજર કરવો જોઇએ ને માજીસ્ટ્રેટે ડાકટરનો પુરાવો તોહમતદારની સમક્ષ લેવો જોઇએ મુ. હા. કો. ક્રી. રૂલીંગ ૨૪ ફેબરૂવારી સને ૧૮૭૪ મુંબઈ ગર્વમેંટ ગેઝેટ સને ૧૮૮૧ ના ભાગ ૧ પાનુ ૨૪૫ સરકયુલર બુક પાને ૧૮ મા જણાવ્યુ છે કે–ખાસ કારણુ શિવાય મેડીકલ માણુસને કમીટીંગ માજીસ્ટ્રેટે સેસન કોર્ટમાં મોકલવા માટે બાંધી લેવા નહી તેમની ડીસ્પેન્સરીમાંથી વારંવાર બોલાવા તે જરૂર કરતા વધારે રોકી રાખવા તે સારૂ નથી ને તેજ પાનામાં જણાવ્યુ છે કે–આ કાયદાની આ કલમમાં અધુરૂ ફરમાવ્યુ છે કે વૈદક તરીકેની જુબાની ફકત લખી લેવી એટલુજ નહી પણ તે જુબાનીના ખરાપણા વિષેની માજીસ્ટ્રેટ તે ઉપર તોહમતવાળા સમક્ષ સહી કરવી કે તેથી ફરીને બીજા કામમાં તે પુરાવામાં ગ્રાહ્ય થઇ શકે સબબ નિચેના નમુના પ્રમાણે સદરહુ જુબાની સાથે હમેશા દાખલો સામેલ રાખવો એટલે કે–તોહમતવાળા સખસની સમક્ષ મારી રૂબરૂ લખી લેવામાં આવી છે અને તેમના ઉપર સહી કીધી છે. માજીસ્ટ્રેટ ફકત મેડીક

લ માણુસના કે કુશળ માણુસના પુરાવા પરથી કે જે સંભવીત ગણાય તેટલા પરથી ચોકશી ચલાવવી એ કાયદેસર નથી રાણી. અહમદઅલી ૧૧ વિ. રી. ૨૫. તોહુમતવાળાની સમક્ષ સહી કરી હોય જુબાની તોહમતદારની સમક્ષ લેવી જોઈએ તથા તે પર સહી કરવી જોઈએ ઝુળુમાફીનની અરજી બાબત ૪. લો. રી. ૮ ક. ૭૩૫ અને આ પ્રમાણે તોહમતદારની સમક્ષ સહી કરે ને જુબાની લે ત્યારે તેમ કર્યાના લાગુ પડતા સબ્દો જુબાની પર લખવા જોઈએ કે જેથી તેમ કરયાનું દેખાઈ આવે ઈમિપ્રેસ વી. પોહપસીંગ ઇ. લો. રી. ૧૦ અ. ૧૭૪ અને જ્યારે આ પ્રમાણે કર્યું હોય ત્યારે તે પુરાવામાં વાપરે ત્યારે કોર્ટ અનુમાન કરવાને બંધાએલ છે કે તે પ્રમાણે તે બરોબર લીધી છે અને સહી કરી છે અને કોર્ટ આ કલમ પ્રમાણે કબુલ રાખે ( પુરાવા એકટની ક. ૮૦ ) કચાલીહરી વી ઈમિપ્રેસ ૪. લો. રી. ૧૮ ક. ૧૨૯ તેથી કરીને મેડીકલ સાહેદની જુબાની સેસન કોર્ટમાં વાપરતા પેહલા માજીસ્ટ્રેટના રેકર્ડ પરથી અથવા પુરાવાથી એવુ જણાઇ આવવુ જોઈએ કે–તોહમતદારની સમક્ષ લીધી હતી અને સહી કરી હતી કોર્ટ પુરાવા એકટની ક. ૮૦ અથવા ૧૧૪ પ્રમાણે અનુમાન કરી શકે નહી કે તે પ્રમાણે તોહમતદારની સમક્ષ સહી કરી હતી અને જુબાની લીધી હરો કચાલીહરી વી. ઇમપ્રેસ ઇ. લો. રી. ૧૮ ક. ૧૨૯ તથા ઈમિપ્રેસ વી. રાઈડીંગ ઈ. લો. રી. ૯ અ. ૭૨૦ ઇમપ્રેસ વી. પોહપસીંગ ઈ. લો. રી. ૧૦ અ. ૧૭૪.

કેમિકલ એકઝામિનરનો રિપોર્ટ.

**૫૧૦. આ કાયદાપ્રમાણે કોઇ પણ કામ ચાલતું હોય તે દરમિયાનમાં, કાંઇ પદાર્થ અથવા વસ્તુની પરિક્ષા અથવા પૃથક્કરણ કરીને તે બાબત રિપોર્ટ કરવાનું કામ સરકારના કોઇ કેમિકલ એકઝામિનર ( રસાયન પરિક્ષક ) ને અથવા આસિસ્ટંટ કેમિકલ એકઝામિનરને બરાબર રીતે મોકલ્યુ હોય તે બાબત તેની સહીવાળા રિપોર્ટ તરીકે જે દસ્તાવેજ હોય તે દસ્તાવેજ આ કાયદાપ્રમાણે કોઇપણ ચોકસી, ઈનસાફ અથવા બીજા કામમાં પુરાવા દાખલ વાપરવાનો અધિકાર છે.**

**ટીકા—તેની સહીવાળી** કેમીકલ એકઝામીનરનો અસલ રીપોર્ટ પુરાવામાં મુકવો જોઈએ નકલ પુરાવામાં મુકી શકાય નહી રાણી વી. બીસ્વમ્ભર ડોસ ૧૫ વી. રી. ૪૯ ( ૬ એ. લો. રી. ૧૨૨ ) એડીશનલ કેમીકલ એકઝામીનરનો રીપોર્ટ આ કલમ પ્રમાણે પુરાવા તરીકે વાપરી શકાય નહી ઈમિપ્રેસ વી. અઉટલમ વી. ઇ. લો. રી. ૧૦ ક. ૧૦૨૬ પણ આરૂલીંગ સને ૧૮૮૬ નો ૧૦ એકટ સને ૧૮૮૨ નો સુધારવા બાબતનો થએલ તે પહેલાનો છે અને તે સુધારાથી વાપરી શકાય ને વળી તેજ ફેંસલામાં ઠરાવ્યુ છે કે–કેમીકલ એકઝામીનર તરફ વસ્તુ આ બાબત કેવી રીતે તપાસવાને રીપોર્ટથવા મોકલી તેનો પુરાવો હોવો જોઈએ

અગાઉ ગુન્હો સાબિત થયાનો અથવા ના સાબિત થયાનો ઠરાવ કેવી રીતે સાબિત કરાય.

**૫૧૧. આ કાયદાપ્રમાણે કોઇપણ ચોકસી, ઈનસાફ અથવા બીજું કામ ચાલેતેમાં અગાઉ ગુન્હો સાબિત થયાનો અથવા નાસાબિત થયાનો ઠરાવ કોઈ પણ વિધમાનકાળે ચાલુકાયદામાં ઠરાવેલી બીજી કોઈપણ રીત ઉપરાંત હેઠળ લખેલી રીતે સાબિત કરવાનો અધિકાર છે, એટલે—**

**(અ) જે કોરટમાં સદરહુ ગુન્હો સાબિત થયાનો અથવા નાસાબિત થયાનો ઠરાવ થયો હોય તે કોરટનાં દફતર જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે જે મુન્તેખાબ આ-**

બત પોતાની સહી કરીને દાખલો આપ્યો હોય કે એ ઇન્તેખાબ શિક્ષાના હુકમની અથવા બીજા હુકમની નકલ છે તે ઈન્તેખાબથી; અથવા

(બ) ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તો, જે તુરંગમાં શિક્ષા અથવા તેનો કોઇપણ ભાગ અમલમાં આણ્યો હતો તે તુરંગ જે અમલદારના હવાલામાં હોય તે અમલદારની સહીવાળા દાખલાથી અથવા કેદ કરવાનાં જે વારંટ પ્રમાણે શિક્ષા ભોગવવામાં આવી હતી તે વારંટ રજુ કર્યાથી;

અને આમાંના દરેક પ્રસંગે, જે શખસની ઉપર સદરહુ પ્રમાણે ગુન્હો સાબિત થયાનો અથવા નાસાબિત થયાનો ઠરાવ થયો હોય તે સખસ આજ તોહોમતવાળો સખસ છે એવો પુરાવો આપ્યાથી.

ટીકા—અગાઉ ગુન્હો સાબીત થયાનો પુરાવો. ગુન્હો સાબીત થતા સુધી રજુ ન કરવો જોઇએ ૫ વિ. રી. ૬૭ ક. વિ. રી. ૩૮ ઇ. લો. રી. ૫ ક. ૭૬૮.

તોહોમતવાળાની ગેરહાજરીમાં પુરાવો દફતરમાં લખી લેવા બાબત.

૫૧૨. (૧) જો એવું સાબિત થાય કે કોઇ તોહોમતવાળો સખસ નાસી ગયો છે, અને તેને પકડવાની તુરત કાંઇ આશા નથી, તો જે ગુન્હાની ફરિયાદ થઇ હોય તે ગુન્હા માટે સદરહુ સખસનો ઈનસાફ કરવાને અથવા ઇનસાફ કરવામાટે કમિટ કરવાને જે કોરટ લાયક હોય તે કોરટ તે સખસની ગેરહાજરીમાં, ફરિયાદી પક્ષ તરફથી શાહેદો રજુ કર્યા હોય તો તેઓની જબાની લેવાને અને તે જબાનીઓ દફતરમાં લખી લેવાને મુખત્યાર છે. સદરહુ સખસને પકડવામાં આવે એટલે, જો તે જબાની આપનાર મરણ પામ્યો હોય અથવા શાહેદી આપવાને અશક્ત હોય અથવા ઘણીવાર લાગ્યાવગર અથવા ઘણો ખરચ થયાવગર અથવા ઘણી અડચણ પડયા વગર તેને હાજર કરી શકાતો નહિ હોય અને તેટલી બધીવાર લગાડવી અથવા ખરચ કરવો અથવા અડચણ કરવી તે વાત મુકદમાની હકીકત ઉપરથી વ્યાજબી થતી નહિ હોય તો, જે ગુન્હાનું તોહોમત મુકયું હોય તે ગુન્હાબાબત તોહોમતવાળાની ચોકસી અથવા ઇનસાફ થાય તે વખતે સદરહુ જબાની તેની વિરૂદ્ધ પુરાવામાં આપવાનો અખ્તીકાર છે.

ગુન્હેગાર માલમ નહિ પડે ત્યારે પુરાવો દફતરમાં લખી લેવા બાબત.

(૨) એવું માલમ પડે કે મોતની અથવા દેશનાકાલની સજા કરવા લાયક ગુન્હો કોઇ શખસ અથવા શખસોએ કર્યો છે અને તેઓ માલમ પડયા નથી, ત્યારે હાઇકોરટ એવું ફરમાવવાને મુખત્યાર છે કે પહેલા વર્ગના કોઈ માજીસ્ટ્રેટે ચોકસી કરવી, અને તે ગુન્હાબાબત પુરાવો આપી શકે એવા શાહેદોને તપાસવા. જો જુબાની આપનાર સખસ મરણ પામ્યો હોય અથવા પુરાવો આપવાને અશક્ત હોય અથવા બ્રિટિશ હિંદુસ્તાનની હદની પેલીગમ હોય, તો સદરહુ પ્રમાણે લીધેલી જુબાની, પછીથી, તે ગુન્હા સારૂ જેના ઉપર તોહોમત આણવામાં આવે તે શખસની વિરૂદ્ધ પુરાવામાં આપી શકાશે.

**ટીકા—સાબીત થાય** જ્યારે તોહમતદાર નાસી ગયો હોય અને તેની ગેરહાજરીમાં આ કલમ પ્રમાણે જુબાની લેવી હોય તો જુબાની લખી લેતા પહેલા સાબીત થવું જોઇએ કે- તોહમતદાર નાસી ગયો છે ચરબીન બીન્ડ વી. ઇમપ્રેસ ઇ. લો. રી. ૧૦ ક. ૧૦૫૮ વહીડ વી. ઇમ્પ્રેસ પ. ૧૮૮૩ પા. ૪૭ રાણી વી. ઇટવારી ધારી ૨૧ વિ. રી. ૧૨ ફરીયાદી તરફનો સાહેદ જ્યારે આ પ્રમાણે તપાસ્યો હોય તો ફેર બનવા જોગ હોય તો તોહમતદારની સમક્ષ લેવો જોઇએ જો કે અવલ તેની લીધી છે તો પણ રાણી વી. ઓચા ચોકીદાર ૨૨ વિ. રી. ૩૩ ઇમપ્રેસ વી. સગમ્બર ૧૨ ક. લો. રી. ૧૨૯ આ કલમ પ્રમાણે જુબાની લીધા પછે તોહમતદારની સમક્ષ ફેર તપાસ્યો હોય તો પ્રથમની જુબાની પુરાવા એકટની ક. ૧૫૭ પ્રમાણે કેટલાક કારણોસર ઇનસાફ વખતની જુબાની ને વજન વીગેરે આપવા સારૂ ગ્રહણ કરી શકાય ઇમપ્રેસ વી. ઇશરીસીંગ ઈ. લો. રી. ૮ અ. ૬૭૨ આ કલમ પ્રમાણે લીધેલી જુબાની પુરાવા એકટની ક. ૩૩ પ્રમાણે પુરાવા તરીકે ગ્રાહ્ય થઇ શકે નહી કારણ તે કલમ પ્રમાણે પ્રથમ વખતે તે પક્ષકાર જોઇએ અને તેને કાયદા પ્રમાણે ક્રોસ કરવાનો હક મળેલો જોઇએ ઇમ્પ્રેસ વી. ઇશરીસીંગ ઈ. લો. રી. ૮ અ. ૬૭૨.

---

## બાબ ૪૨ મો.
## ખત સંબંધી ઠરાવો.

મુચલકાને બદલે નાણાંની રકમ અનામત મુકવા બાબત.

**૫૧૩. જ્યારે કોઇપણ કોરટ અથવા અમલદાર કોઇ સખસને જામીનસાથે અથવા વગર જામીને ખત કરી આપવાનું ફરમાવે, ત્યારે સારી રીતે ચાલવા બાબત ખત કરી આપવાનું હોય તે શિવાય, તે ખત કરી આપવાને બદલે નાણાંની અથવા સરકારી પ્રોમિસરી ( વ્યાજના ) નોટની જેટલી રકમ સદરહુ કોરટ અથવા અમલદાર ઠરાવે તેટલી રકમ અનામત મુકવાની પરવાનગી તે શખસને આપવાને સદરહુ કોરટ અથવા અમલદાર મુખત્યાર છે.**

ખત દંડમાં લેવા જોગ થાય ત્યારે કેમ કરવું

**૫૧૪. (૧) જ્યારે જ્યારે જે કોરટ આ કાયદાપ્રમાણે કાંઇ ખત લીધું હોય તે કોરટની અથવા કોઇ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટના કોરટની અથવા પેહેલા વર્ગના માજીસ્ત્રેટની કોરટની ખાત્રી થાય એવી રીતે નિચે પ્રમાણે સાબિત કરવામાં આવે.**

**અથવા સદરહુ ખત કોઈ કોરટની આગળ હાજર થવા બાબતનું હોય ત્યારે, તે કોરટની ખાત્રી થાય એવી રીતે નિચે પ્રમાણે સાબિત કરવામાં આવે.**

**કે સદરહુ ખત દંડમાં લેવાજોગ થયું છે, ત્યારે ત્યારે સદરહુ કોરટે તે સાબિતીના સબબ દફતરમાં દાખલ કરવા, અને તે ખતમાં કહેલો દંડ આપવાનું અથવા તે શાસારૂ નહિ આપવો જોઇયે તેનું કારણ બતાવવાનું સદરહુ ખતથી બાંધી લીધેલા કોઇપણ શખસને ફરમાવવાને તે કોરટ મુખત્યાર છે.**

**(૨) જો પુરતું કારણ બતાવવામાં ન આવે, અને સદરહુ દંડ આપવામાં ન આવે, તો સદરહુ સખસની જંગમ મિલકત અથવા સદરહુ સખસ મરી ગયો હોય તો તેની ઇસ્ટેટ જપ્ત કરવા તથા વેચવાસારૂ વારંટ કાહાડીને તે દંડ વસુલ કરવા માંડવાને તે કોરટ મુખત્યાર છે.**

**(૩) સદરહુ વારંટ જે કોરટે કાહાડયું હોય તે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તે વાંરટ બજાવવાનો અધિકાર છે; અને સદરહુ હદની બાહાર તે શખસની કાંઇપણ જંગમ મિલકત હોય, તો જે જીલ્લા માજીસ્ત્રેટની અથવા ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાંહે સદરહુ મિલકત જડે તે જીલ્લા માજીસ્ત્રેટ અથવા ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ તે વારંટની ઉપર શેરો કરે એટલે તે મિલકત જપ્ત કરીને વેચવાનો અધિકાર તે વારંટથી મળશે.**

**(૪) જો સદરહુ દંડ આપવામાં નહિ આવે, અને સદરહુ જપ્તી તથા વેચાણથી તે વસુલ કરી શકાય નહિ, તો સદરહુ પ્રમાણે જે સખસને બાંધી લીધો હોય તે સખસ તે વારંટ કાહાડનારી કોરટના હુકમથી દિવાની તુરંગમાં વધારેમાં વધારે છ મહિના સુધીની મુદતની કેદને લાયક થશે.**

**(૫) સદરહુ કોરટની નજરમાં આવે, તો તે લખી આપેલા દંડનો કોઇપણ ભાગ માફ કરવાને અને ફક્ત થોડોક ભાગજ વસુલ કરવાને મુખ્યત્યાર છે.**

**(૬) ખત દંડમાં લેવાજોગ થાય તે પેહેલાં જો તે ખતનો જામિન મરણ પામે તો, તેની ઇસ્ટેટ સદરહુ ખત બાબતની સર્વ જવાબદારીમાંથી મુક્ત છે એમ સમજવું, પરંતુ જે પક્ષે સદરહુ ખત કરી આપ્યું હશે તે પક્ષને નવો જામિન ખોળવાનો હુકમ ફરમાવવાનો અધિકાર છે.**

**ટીકા--ખાત્રી થાય એવી રીતે નિચે પ્રમાણે સાબીત કરવામા આવે.** દંડ વસુલ કરવાને માટે પ્રોસેસ કાઢતા પેહલા જાણી બુજીને ગેરહાજર રહયો છે એ વિષે વ્યાજબી રીતે વીચારવુ જોઇએ એવુ કલમમા બતાવેલુ છે. તા. ૯ અપ્રીલ સને ૧૮૬૯ ૪ મ. હા. કો. રી. અવે. ૪૪ કાલીનાથ ચોધરીની બાબત ૩ બે. લો. રી. અવે. ૧૫૫ મુચરકો કે જામીન ખતનો અમલ રીતસર કેસમા પુરાવો દાખલ કરીને કરવો જોઇએ બીજા કામમા લીધેલો કામ આવે નહી મોહેશચંદરરાયની અરજી બાબત ૧૦ ક. લો. રી. ૫૭૧ માજીસ્ત્રેટે આ કલમ પ્રમાણે હુકમ કરતા કાયદેસર પુરાવાથી ચાલવુ જોઇએ ને ખત બરોબર થયુ હતુ કે નહી તે દંડમા લેવા જોગ થયુ છે કે નહી એવા પુરાવાની સાબીતીપરથી ગુન્હેગારીનો હુકમ કરવો જોઇએ ચંદરસેખર ઈ. લો. રી. ૧૧ ક. ૭૭ સોગનનામાથી પ્રથમ દર્શનીક સાબીત થયા શીવાય ખતની શરત તોડનાર ને કારણ બતાવવાને અથવા આપવાને બોલાવવાનો માજીસ્ત્રેટને અધીકાર નથી. હરીરામ બીસ્ત્રીની અરજી બાબત ૧૧ મુ. હા. કો. રી. ૧૭૦. **સાબીતીના સબબ દફતરમાં દાખલ કરવા.** ગુન્હેગારીને પાત્ર થયું છે તેવી સાબીતીના કારણો દફતરમાં દાખલ કરવા જોઇએ ને જેની વિરૂધ હુકરમ કરવાનો હોય તેને શામાટે ન બજાવવુ તેના કારણ બતાવવાની તક આપવી જોઇજો. ને કારણ બતાવવાની તક આપ્યા શીવાય તથા શરતો તોડી છે એવી સાબીતી થયા શીવાય અમલમાં આણવુ ન જોઇએ. રાણી વી. ધીસા ૭ નો. વે. પ્રો. ૩૭૫ તથા મોહેશચંદરની બાબત ૧૦ ક. લો. રી. ૫૭૧. **ફરમાવવાને તે કોરટ મુખત્યાર છે.** રકમ વસુલ કરવાનો હુકમ કરતા પેહલા ખતની રકમ ભરવાને અથવા તે નહી ભરવાનુ હાજર થઇને કારણ બતાવવાને જામીન ઉપર નોટીસ કાઢવી જોઇએ. રાણી વી. જીબતસેખ ૯ વિ. રી. ૪. જામીનખતમાં બતાવેલો દંડ શામાટે આપવો જોઇએ નહી તેનુ કારણ બતાવવાને બોલાવવો જોઇએ અને આવી રીતની નોટીસ આપવામાં આવી હતી એવુ દફતર ઉપરથી સ્પષ્ટ રીતે સાબીત થવુ જોઇએ. ખોદીકઇબિરતબી વિ. દુરગાદાસ ભટાચારજી ૧૫ વિ. રી. ૮૨, ૭ બે. લો. રી. અપે. ૩૭.

બીજા પારામાં " અથવા સદરહુ સખસ મરી ગયો હોય તો તેની સ્ટેટજપ્ત કરવા " આ શબ્દો નવીન છે ત્રીજા પારેગ્રાફમાં " અથવા ચીફ્પ્રેસીડેન્સી માજીસ્ત્રેટની એ શબ્દો નવીન ઉમેરયા છે પારેગ્રાફ છઠો નવીન છે જે મુચરકાની રકમ ગુન્હેગારીને પાત્ર થઇ હોય તે રકમ કમી કરવાને હાઇકોર્ટને રીવઝન કોર્ટ તરીકે સત્તા નથી નીરહલહકની અરજી બાબત ૨ ક. લો. રી. ૪૦૮ ઇ. લો. રી. ૩ ક. ૭૫૭ નીલમાધબ ધોસલની અરજી બાબત ૧૯ વિ. રી. ૧ માજીસ્ત્રેટની પણ નથી નકીહઝીની અરજી બાબત ૮ ક. લો. રી. ૭૨ ઇમપ્રેસ વી. ઉમરા પનજાબ રી. ૧૮૮૩ પા. ૨૧ મુ. હા. કો. રી. ૧૩૮ તેવા કામમાં ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટે જો મુચરકાની રકમ વધારે હોય તો ગર્વમેંટને મોકલવી જોઇએ આ કલમ પ્રમાણે જામીનદારની માં-લકત જપ્ત કરતા પહેલા તે ખતની ગુન્હેગારીને કેમ પાત્ર નથી તે બાબતનું કારણ બતાવવા ની નોટીસ કાઢવી જોઇએ અને તેવી નોટીસ આપી છે એ રેકર્ડપરથી દેખાઈ આવવુ જોઇએ ખુદી કોર્બરટની વી. દુરગાદાસ ભટાચારજી ૧૫ વિ. રી. ૮૨ આ કોડમાં એવુ કોઇ ઠેકાણે નથી કે-અમુકને પોલીસ આગળ હાજર કરવા પોલીસ ઓફીસરે જામીન લેવા તેથી તેવુ ખત નીર્થક છે અને માજીસ્ત્રેટને તે ફેરવવાને કે જેથી નવીન જવાબદારી થાય તેવી રીતે અ-ધીકાર નથી ચંદર સેખરરાઇની અરજી બાબત ઇ. લો. રી. ૧૧ ક. ૭૭ આ કલમથી ઈ. પી. કો. ક. ૧૭૪ મુજબ તોહમતદાર વિરૂધ કામ ચલાવવાને હરકત આવતી નથી જો કે મુચરકો ગુન્હેગારીને પાત્ર થઇ તે રકમઆપી હોય તોપણ તાજવોમંડાય લાહોરીની અરજી બાબત ૧૦ વિ. રી. ૪ પણ જ્યારે માજીસ્ત્રેટની આગળ મુચરકાની ગુન્હેગારીની રકમ પાત્ર થઇ છે એમ સાબીત થાય ત્યારે માજીસ્ત્રેટે વિચારવુ જોઇએ કે ખતમાં લખેલી ગુન્હેગારી કરતા વધારે શુ ગુન્હેગારી પુરતી છે તે ઠરાવવુ જોઇએ પ્રથમ ગુન્હા માટે સજા કરી બાદ બીજી વખ ને ગુન્હેગારની રકમ વસુલ લેવાનુ ઠરાવવુ ન જોઇએ કાલીનાથ ચોધરીની બાબત ૩ એ. લો. રી. ૧૫૫ **સુલેહ રાખવાનુ ખત એક જીલામાં કરયુ હોય તો** તે બીજા જીલામાં જઈ બીજા માણુસ પર હુમલો કરે ને તે માટે ગુન્હેગાર ઠરે તો તે રકમ આપવાને પાત્ર થાય છે રાણી વી. શ્યામસુંદર ચોધરી ૨ એ. લો. રી. ૧૧ એક માણસ અમુક દીવસે મુચરકાના ખતથી હાજર થવાને બંધાએલો હોય ને તે પછીના દીવસે તે હાજર ન થાય તો તેને ગુન્હેગારીને પાત્ર ઠરાવવો એ ગેરકાયદે છે મ. હા. કો. પ્રોસીડીંગ ૧૮૬૮-૯ અપ્રીલ ૧૮૬૯ અને ૪ થી ડીસેમ્બર ૧૮૭૮ **સુલેહ રાખવાનો મુચરકો લીધા પછી.** તે ને કોઈ ગુન્હા માટે ગુન્હેગાર ઠરાવેલો ને કેદની તથા દંડની સજા કરી પણ મુચરકો તોડયો છે એવું જાણ્યા છતાં કાંઇ હુકમ ન કરયો બાદ કેટલાક દીવસ પછી તે સુલેહનો મુચરકો બ-જાવવા નોટીસ કાઢી તેમાં ઠરાવ્યુ કે મુચરકો પાળવામાં આવ્યો નથી એવું જાણીને દંડ તથા કેદ કરેલી છે ફરીથી તેને વધારે દંડ કરવા અધીકાર નથી પરબતીચરનબોસ ૩ ક. લો. રી. ૪૦૬ **સુલેહ રાખવાના લીધેલા ખત પછી** બળ વાપરયાના ગુન્હા માટે ગુન્હેગાર ઠરાવેલો અ-ને તેની રૂબરૂ મુચરકો લીધો છે તેવી હકીકત સાબીત થએલી છતાં કાંઇ હુકમ ન કર્યો તો અ નુમાન થાય છે કે તેવો હુકમ કરવાની અગત્ય નોતી પાછળથી તે ઉભુ કરવાનો હક નથી રા મચંદરલાલ ૧ ક. લો. રી. ૧૩૪ જેના સુલેહ રાખવાના જામીન લીધા હોય ને ચોરી જેવો ગુ ન્હો કે જે સુલેહના ભંગમાં ન આવે તેવો ગુન્હો કરે તો મુચરકાની રકમ લઇ શકાય નહી. હરતચંદરરાય ૧૮ વી. રી. ૬૩ સુલેહ રાખવાના શબ્દો મોઘમ હોય તો જે માણુસે રાખેલા તો હેમત ઉપરથી મુળ ખત લખી લેવામાં આવ્યુ હોય તે માણસ સામે હુમલો થયો હોય અગર ન થયો હોય તોપણુ ગમેતે રીતે સુલેહનો ભંગ થવાથી મુચરકો બજાવી દંડ વસુલ કરી શ-

કાય છે જેનબક્ષની અરજી બાબત ૧૫ વિ. રી. ૧૪ ( ૬ બે. લો. રી. ૬૬ ) તોહમતદાર ને તેના જામીન પાસેથી જ્યારે બોલાવે ત્યારે હાજર થવા બાબતનુ ખત લખાવી લીધુ હોયતો જે વખતે હાજર થવાનુ હોય તે વખતની રીતસર નોટીસ કાઢવી જોઇએ એવી માગણી કરવાનો હક તેનો તથા તેવા જામીનનો છે ૪ મ. હા. રી. ૪૫ અમુક માણસના સુલેહ રાખવાના જામીન લીધેલા બાદ તે મહાવ્યથાના ગુન્હા માટે ગુન્હેગાર ઠરેલા ત્યારે તેમાં પણ તેનો ઠરાવ કર્યો અપીલમાં સજા રદ કરી હાઇકોરટે મુચરકા બાબત કરેલો ઓરડર રદ કરયો કવીન વી. શ્રીસા ૭ નાર્થ વે. પ્રો. હા. કો. ૩૭૫ કોઇ કેસમાં મુચરકો લીધેલો બજાવવામાં આવે તો જે માણસનો મુચરકો લેવામાં આવ્યો છે તે માણસ સોગન ઉપર પોતાની જુબાની આપી શકે છે ને આ પ્રોસીડીંગ દીવાની પ્રકારનું છે જેહમબક્ષ ૧૫ વિ. રી. ૮૭.

૫૧૪ મી કલમપ્રમાણે કરેલા હુકમો ઉપર અપીલોબાબત તથા તે હુકમો તપાસવા બાબત.

**૫૧૫. પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ અથવા જીલ્લા માજીસ્ત્રેટ શિવાય બીજા કોઈપણ માજીસ્ત્રેટે ૫૧૪ મી કલમપ્રમાણે કરેલા સઘળા હુકમો ઉપર જીલ્લા માજીસ્ત્રેટને અપીલ કરી શકાશે, અથવા જો એ પ્રમાણે અપીલ કરવામાં નહિ આવે, તો તે હુકમો દુરસ્ત કરવાનો જીલ્લા માજીસ્ત્રેટને અધિકાર છે.**

કેટલાએક મુચલકા ઉપરથી લેહેણી થયલી રકમ વસુલ કરવાનું ફરમાવવાનોઅધિકાર.

**૫૧૬. હાઇકોરટમાં અથવા સેશન કોરટમાં હાજર થવા તથા હાજર રેહેવા બાબતનાં ખત ઉપરથી લેહેણી થયલી રકમ વસુલ કરવાનું કોઇપણ માજીસ્ત્રેટને ફરમાવવાને સદરહુ હાઇકોરટ અથવા સેશન કોરટ મુખત્યાર છે.**

---

## બાબ ૪૩ મો.

## મિલકતની વ્યવસ્થા કરવા બાબત.

જે મિલકત સંબંધી ગુન્હો કર્યો હોય તે મિલકતની વ્યવસ્થા કરવા બાબત હુકમ.

**૫૧૭. (૧) જ્યારે કોઇપણ ફોજદારી કોરટમાં કાંઈ ચોકસી અથવા ઇનસાફનું કામ પુરૂં થઇ રેહે, ત્યારે તે કોરટની આગળ રજુ કરેલી અથવા તેના કબજામાંહેની કોઇ પણ મિલકત અથવા દસ્તાવેજની વ્યવસ્થા કરવા બાબત, અથવા જે મિલકત અથવા દસ્તાવેજ સંબંધી કાંઈ પણ ગુન્હો કર્યાનું જણાતું હોય અથવા જે દસ્તાવેજનો અથવા મિલકતનો ઉપયોગ કોઈપણ ગુન્હો કરવા માટે કરવામાં આવ્યો હોય તેવા દસ્તાવેજની અથવા મિલકતની વ્યવસ્થા કરવા બાબત, પોતાને યોગ્ય લાગે એવો હુકમ કરવાને તે કોરટ મુખત્યાર છે.**

**(૨) જ્યારે કોઇ હાઇ કોરટ અથવા સેશન કોરટ સદરહુ પ્રકારનો હુકમ કરે, અને સદરહુ મિલકત ઉપર જે સખસનો હક્ક હોય તે શખસને તે મીલકત તે કોરટના પોતાના અમલદારની મારફતે સ્વાધીન કરવાનું સુગમ પડી શકતું નહિ હોય, ત્યારે જીલ્લા માજીસ્ત્રેટે તે હુકમ અમલમાં લાવવો એવું ફરમાવવાને સદરહુ કોરટ મુખત્યાર છે.**

**(૩) જે મુકદ્દમામાં અપીલ ચાલતી હોય તે મુકદ્દમામાં આ કલમ મુજબ કાંઇ હુકમ કરવામાં આવે, ત્યારે (તે મિલકત જીવતાં જાનવર નહિ હોય અથવા તે એની મેળે વેહેલી બગડી જાય એવી નહિ હોય તો) સદરહુ અપીલ કરવાસારૂ આપેલી મુદત વીતી જાય ત્યાંસુધી અથવા સદરહુ અપીલ તે મુદતની અંદર કરવામાં આવે ત્યારે સદરહુ અપીલનો નિકાલ કરવામાં આવે ત્યાંસુધી, સદરહુ હુકમ બજાવવો નહિ.**

**ખુલાસો.—આ કલમમાં "મિલકત" એ શબ્દમાં, જે મિલકત સંબંધી ગુન્હો કર્યાનું જણાતું હોય તેવી મિલકત હોય તો, જે મિલકત અસલ કોઇપણ પક્ષકારના કબજામાં અથવા અખત્યારમાં હોય તેવી મિલકતનો સમાવેશ થાય છે એટલુંજ નહિ, પણ તે મિલકતની જે બીજી મિલકત કરી હોય તેનો અથવા તે મિલકત બદલીને જે બીજી મિલકત લીધી હોય તેનો પણ સમાવેશ થાય છે, અને એ પ્રમાણે રૂપાંતર કરીને અથવા અદલો બદલો કરીને સાક્ષાત અથવા બીજી રીતે સંપાદન કરેલી કોઇપણ વસ્તુનો સમાવેશ થાયછે.**

**ટીકા**—અથવા તેના કબજામાંહેની કાંઇપણ મીલકતની અથવા દસ્તાવેજની વેંવસ્થા કરવા બાબત અથવા જે મિલકત. એ શબ્દો નવીન છે. મિલકતનુ માલેકપણુ એવો આ કામ માં મુખ્ય સવાલ છે તોહમતદારે પોલીસનો રૂબરૂ કબુલ કરેલુ તે તેમના વિરૂધ થતી તપાસ વખતે પુરાવામાં લેવાય નહી તોપણુ જ્યારે ક્રી. પ્રો. કો. ની. ક. પ૨૩ મુજબ મિલકતના માલેકપણાનો સવાલ ચુકવતો હોય તે વખતે પુરાવામા લઇ શકાય. ફોજદારી કોરટે ક. ૫૧૭ મુજબ તપાસ કરી પાછી આપવાનો હુકમ કરયો હોય તો તેથી તરતનો કબજે લેવાનો છેવટનો હક સીધ થાય છે ક. ૫૨૩ મુજબ હુકમ કરવાનો હોયતો જેવો પુરાવો મળી આવે તેવો પુરાવો લઇ તેની મરજીમા આવે તે માણસને કબજે અપાવી શકે છે આથી કોઇ માણસનો છેવટનો હક થતો નથી ખરોહકદાર માલ લેનાર માણસ સામે નુકસાન માટે અથવા પારકી મિલકત ના ઉપયોગ કરવા માટે દાવો લાવી શકાય છે મિલકત ઠરાવેલા માલીક પાસેથી ચોરવામાં આવીહતી એવુ પોલીસના રૂબરૂ કેદીએ કબુલ કરેલુ તે પુરાવાપર આધાર રાખીને ક. ૫૨૩ મુજબ મિલકત આપવાનો હુકમ કરેલો તે હુકમની દરમીયાન થવાની હાઇકોરટે ના પાડી રાણી વી. ત્રીભોવન માણેકચંદ ઈ. લો. રી. ૯. ૧૩૧ કોઈ માજીસ્ત્રેટે ગુન્હેગારને છોડી મુકયા પછી આ કલમ મુજબ મિલકત પાછી આપવાનો હુકમ કરયો હોય ને તે હુકમ ગેર વાજબી છે એવું જીલા માજીસ્ત્રેટ ધારેતો સુલભરરતો એછે કે—ક. ૫૨૦ મુજબ તે હુકમનો અમલ ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટે બંધ રખાવવો જોઇએ પણ ક. ૫૨૩ મુજબ હુકમ કરેલો છે એમ ગણી તે હુકમ રદ કરી શકે નહી રાણી વી. અબ્રામ ઉમર ઇ. લો. રી. ૮ સુ. ૫૭૫ ૨ ની ગાય ચોરાણી ચોરને દોઢ વર્ષ પછે સજા થઈ. ચોરી થયા પછી છ મહીના થયા બાદ બ એ શુધબુધીથી ગાય ખરીદી ને તેના કબજામા હતી ને દરમીયાન વાછરડો થયો માજીસ્ત્રેટે હુકમ કરયો કે—વાછરડુ ને ગાય ૨ એને સોંપી દેવી ઠરાવ્યુ કે—ચોરી થઈ ત્યારે વાછરડુ ગર્ભમા પણ નોતુ તેથી વાછરડુ સોંપવાનો હુકમ ગેરકાયદે છે વરનડેની અરજી બાબત ઈ. લો. રી. ૧૦ મ. ૨૫ અ પર ચોરીનુ તોહમત આવેલુ તેમા પોલીસે સેકન્ડકલાસ માજીસ્ત્રેટને રીપોર્ટ કરયો કે—ચોરી થઇ નથી. તે માજીસ્ત્રેટે તે રીપોર્ટ કબુલ રાખી હુકમ ફરમાવ્યો કે—અ ને મિલકત પાછી સોંપવી. ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટે હુકમ કરયો કે—અ એ મરનાર બ ની મિલકત બદદાનતથી ખરીદી નથી તેથી ચોરી નથી પણુ મિલકત બ ના વારસોને આપવી

જોઈએ આ ઉપરથી પોલીસે **બ** ના વારસોને આપી તેમા ઠરાવ્યુ કે-ક્રીમીનલ પ્રોસીજર કોડ નો બાબ ૩૦ મો આ કેસને લાગુ નથી તજવીજપર આધાર ન રાખે તેવા અને સરૂઆતના મુકદમાઓને કલમ ૪૧૫-૪૧૬-૪૧૭ લાગુ પડે છે. શાધારણુ નિયમો પ્રમાણે કોઇ ફોજદારી કોર્ટે કામની તપાસ અથવા રજુઆત ચલાવીને તોહમતદારને છોડી મુકયો હોય અથવા નિર્દોષ ઠરાવી છોડી મુકયો હોય તેવા કેસમા જેના કબજામાથી મિલકત માલમ પડી હોય તેને તે મિલકત પાછી આપવાને કોર્ટ બંધાએલી છે પણ કલમ ૪૧૮ મા બતાવ્યા પ્રમાણે તે મિલકતના સંબંધમા "કાંઇપણુ ગુન્હો થએલો જણાય છે" એવુ કોર્ટનુ ધારવુ હોયતો મિલકત આપવા સંબંધી કોર્ટને વ્યાજબી લાગે તેવો હુકમ કરી શકે-ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટના કાયદા વિરૂધ હુકમથી પોલીસે મિલકત આપી દીધી હોયતો તે મિલકત પાછી લેવાનો હુકમ કરવાને હાઇકોરટ ને સત્તા નથી આના પુરનાબાઈની અરજી બાબત ઈ. લો. રી. ૧૧ મુ. ૬૩૦ **કોરટની આગળ રજુ કરેલી** જો મિલકત કોરટ આગળ રજુ થઇ ન હોય તો કોરટ તે મિલકતની વેવસ્થા કરવા સારૂ હુકમ કરી શકે નહી. ને તેવો હુકમ ઠરાવ કરતી વખતે કરવો જોઇએ. રાસમોહન ગોરચામી વી. કાલીનાથ રાહ ૧૯ વિ. રી. ૩ એક મિલકતને ક. ૫૧૭ ને ૫૨૩ લાગુ પાડી શકે નહી ક. ૫૧૭ જ્યારે કોઇ મિલકત ચોકસી કે તપાસમા કોર્ટની આગળ રજુ કરી હોય ત્યારે લાગુ પડે છે ને ક. ૫૨૩ તેવી રીતે રજુ ન થઈ હોય પણુ તે જે પોલીસે પકડી હોય તેના કબજામા હોય તે સંબંધી માજીસ્ટ્રેટનો અધીકાર તે કલમથી છે રતનલાલ રંગીલદાસની બાબત ઈ. લો. રી. ૧૭ મુ ૭૪૯ **ગુન્હો કરવાનુ જણાતુ હોય**—ક એ અ ની નોટ. ચોરી ને **બ** ને વેચી **બ** એ શુધબુધીથી ખરીદ કરી ક ના પર ગુન્હો સાબીત ઠરાવ્યોને નોટ **બ** ને આપવા હુકમ કરયો. તેમા ઠરાવ્યુ કે-**બ** ને નોટ આપવાનો હુકમ વ્યાજબી છે. કૉન્ટ્રકટ એકટ આ કેસને લાગુ પડતો નથી ઇમ્પ્રેસ વી. મિચલ ઇ. લો. ૩ ક. ૩૭૯ તપાસ તલે ન હોય એવો કોઇ ગુન્હો કર્યો હોય અથવા જે મિલકત સંબંધી તપાસ તલેનો ગુન્હો કરવામાં આવ્યો ના હોયતો આ કલમ મુજબ વ્યવસ્થા કરવાનો હુકમ થઈ શકે નહી અમર નશુ મુ. હા. કો. ક્રી. રૂ. ૨-૪-૯૦ શેવરરીહીલ્સની ગર્વમેંટ તીજોરીમા **મ** એ નોટ વટાવી. કે જે ચોરાએલીને તે માટે **મ** ને ગુન્હેગાર ઠરાવ્યો સેસન જડજે પુરાવામા નોટ રજુ થવાથી તે **સ** ને આપવા હુકમ કરયો કે જેની ચોરાએલી હતી તેમા ઠરાવ્યુ કે—સેસન જડજનો હુકમ ભુલ ભરેલો છે નોટ એ કાયદાના શબ્દોમા પૈસા છે. ને સોંપવાથી તેની મિલકત ગણાય છે અને લાવનાર માણુસને નાણુ મળે તેવા દસ્તાવેજમા કાંઇપણુ જાતનુ કપટ તે નિયમનો અપવાદ ગણુતો નથી સાલમની કલેકટરની અરજી બાબત ૭ મ. હા. રી. ૨૩૩ ચોરીની મિલકત જાણી બુજીને રાખી એવુ તોહમત હતુ માજીસ્ટ્રેટે ચોરીની મિલકત હતી તેવુ સાબીત ન થવાથી છોડી મુકયો એમા ઠરાવ્યુ કે—માજીસ્ટ્રેટને મિલકતની ચોરી થઈ હતી એવુ ધારીને ક્રીમીનલ પ્રોસીજર કોડની ક. ૪૧૮ મુજબ તે મિલકત આપી દેવાના સંબંધમા હુકમ કરવાનો અધીકાર હતો રાણી વી. નીલમબાર બાબુ ઇ. લો. રી. ૨ અ. ૨૭૬ કેટલાક માણુસોપર હાથીનો સાપ્રાધ ખોટો ઉપયોગ કરયો તેવુ તોહમત રાખેલુ તે તોહમતમા માણુસને છોડી મુકયા ને હાથી બાબત હુકમ કર્યો કે—ક. ૫૧૭ પ્રમાણે એકઝીકયુટી ઇનજીનર આપવા હુકમ કરયો તેમા ઠરાવ્યુ કે તોહમત કાઢી નાંખવાથી હાથી સંબંધી કાંઇ ગુન્હો થયેલો નહી હોવાથી. માજીસ્ટ્રેટ નો હુકમ ગેરકાયદે હતો તેથી રદ કરવો જોઇએ પણ હાથી પાછો લેવાનો હુકમ કરવાનો તેઓને અધીકાર નથી બાસુદેવ સરમાગોસાની અરજી બાબત ઇ. લો. ૧૪ ક. ૮૩૪ રાણી વી. અહમદ ઇ. લો. રી. ૯ મ. ૪૪૮ અનપુરનાબાઇની બાબત ઇ. લો. રી. ૧ મુ. ૬૩૦

ફરીબંદુની બાબત ૫ વિ. રી. ૫૫ અપીલ આકલમ પ્રમાણે જે હુકમ કરયા હોય તે હુકમ અપીલ કોરટ સુધારી શકે છે જો કે જે કેસમા આ હુકમ કરયો હોય તે કેસની અપીલ ન કરી હોયતો પણ ઇમપ્રેસ વી. અહમદ ઇ. લો. રી. ૯ મ. ૪૭૮ ઇમપ્રેસ વી. જોગશ્વરમોચી ઈ. લો. રી. ૭ ક. ૪૭૯ ઇમિપ્રેસ વી. નીલમબર બાબુ ઇ. લો. રી. ૨ અ. ૨૭૬ વિશ્વાસઘાત ના ગુન્હા માટે ગુન્હેગાર ઠરાવેલ તેમાં હુકમ કરયો કે ફરીયાદીની રકમ બરાબર રકમ જે ઉચાપત કરી છે તોહમતદારના કબજામાંથી પોલીસે જે મીલકત પકડી છે તેમાંથી અપાવી ઠરાવ્યુ કે—આ મિલકતના સંબંધમા ગુન્હો બન્યો છે કે ઉપયોગમા લીધી છે તેવી હકીકત ન હોવાથી આ કલમ પ્રમાણે વેવસ્થા કરવા અધીકાર નથી રાણી વી. ફતાહચંદ ઇ. લો. રી. ૨૪ ક. ૪૯૯ જે કામોમા અપીલ થાય છે તેવા કામમા આ કલમ પ્રમાણેનો હુકમ એકદમ અમલમાં લાવવો નહી હાજી કરી હાજીમહમદ વી. જુસબહાજી મુબાઇ હાઇકોરટમા ૩.° ૨૦ સને ૧૮૯૮ કામ પુરૂ થઇ રહે તે પેહલા હુકમ ન કરી શકે. કરીમજી મુ. હા. કો. ક્રી. રૂ ૧૬–૩–૮૮ મિલકતની વેવસ્થા કરવા બાબત હુકમ કરવાનો અખતીઆર આ કલમથી છે જો મિલકત સંબંધી ગુન્હો કર્યાનું ન જણાતુ હોય અથવા મિલકત ગુન્હાના ઉપયોગમા ન લીધી હોયતો તો હુકમ કરવા અખતીઆર નથી જેના કબજામાથી આવી હોય તેને પાછી આપવી દેવી દીનદુરગાપ્રસાદ ઇ. લો. રી. ૨૨ મુ. ક્રી. રૂ. ૬૬

**૫૧૮. કોરટે પોતે જાતે ૫૧૭ મી કલમ પ્રમાણે હુકમ કરવાને બદલે તે મિલકત જીલ્લા માજીસ્ટ્રેટને અથવા પેટા ટુકડી માજીસ્ટ્રેટને સ્વાધીન કરવાનું ફરમાવવાને મુખત્યાર છે, અને તે માજીસ્ટ્રેટે, એવે પ્રસંગે, જાણે તે મિલકત પોલીસે પકડેલી હોય અને તે પકડયાનો રિપોર્ટ આ કાયદામાં આગળ કહેલી રીતે પોતાને કર્યો હોય એવી રીતે તે મિલકતની તજવીજ કરવી.**

હુકમ કરવો તે જીલ્લા માજીસ્ટ્રેટને અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટને સોંપવાની રીતે કરવાનો અધિકાર છે.

**૫૧૯. જે ગુન્હામાં ચોરીનો અથવા ચોરીની મિલકત લેવાનો સમાસ થતો હોય તે ગુન્હો અથવા જે ગુન્હો ચોરી અથવા ચોરીની મિલકત લેવી એવો થતો હોય તે ગુન્હો, કોઈપણ શખસની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવામાં આવે અને એવું સાબિત થાય કે તે મિલકત ચોરેલી છે એવું જાણ્યા વગર અથવા એવું માનવાનું કારણ હોયા વગર બીજા કોઇ શખસે તે ચોરીની મિલકત તેની પાસેથી ખરીદ કરેલી તથા ગુન્હો સાબિત થયલા શખસને પકડયો ત્યારે તેના કબજામાથી કાંઇપણ પૈસા કાહાડેલા છે, ત્યારે સદરહુ કોરટ ખરીદદારની અરજી ઉપરથી અને ચોરીની મિલકતનો કબજો લેવાનો જે શખસનો હક્ક હશે તે શખસને તે મિલકત પાછી આપવામાં આવેથી, સદરહુ ખરીદદારે આપેલી કિંમત કરતાં વત્તી ન હોય એવી એક રકમ તેને સદરહુ પૈસામાંથી આપવાનો હુકમ કરવાને મુખત્યાર છે.**

નિરપરાધી ખરીદદારને તોહોમતવાળા પાસેથી જડેલા પૈસા આપવા બાબત.

ટીકા—આ કલમ પ્રમાણે શુધ બુધીથી ખરીદનાર ને ગુન્હેગારને પકડતી વખતે જે મિલકત તેના કબજાથી મળી હોય તેમાંથી અપાવી શકાય. કરીમબક્ષ વિ. નોટસ ૧૮૮૯ પા. ૨૯૧. કરનસીનોટો બદલવી તે વેચવાનો કરાર નથી ને જેને કરનસી નોટો પ્રમાણીકપણે લીધી હોય તે જેના કબજામાંથી ચોરાણી હોય તેના વિરૂધ કબજો રાખવા હકદાર છે. રાણી વી.

નાગેસર ઇ. લો. રી. ૩ ક. ૩૭૯. તોહમતદારને ગુન્હેગાર ઠરાવ્યો. માલ ફરીયાદીને સોંપ્યો ને જેના કબજામાંથી માલ પકડયો તેણે ગીરવી રાખ્યા હતા તેને દંડમાંથી અમુક રકમ આપવા હુકમ કર્યો. ઠરાવ્યું કે—આ કલમ તથા ૫૪૫ પ્રમાણે હુકમ થઇ શકે નહી. રાણી વી. રામા મુંબાઇ હાઇકોરટની રૂલીંગ ૫૫ સને ૧૮૯૨. **અ** ને **બ** ના સોનારૂપાના દાગીનાની ચોરી કર્યાના આરોપ માટે ક. ૩૮૦ મુજબ તથા ક ને ૪૧૧, ૪૧૪ મુજબના ગુન્હા માટે ખડા કર્યા. ચોકશીની દરમીયાન પોલીસે ડ પાસેથી સોનારૂપાના પાસલા પકડયા જે પાસલા ક એ ડ પાસે રાખેલી દાગીના ગાળીને ડ એ કર્યા હતા **અ** પર ગુન્હાની સાબીતીનો ઠરાવ કરી દાગીના **બ** ને સોંપવા હુકમ કર્યો પછે ક પર કામ ચાલ્યું ને તેમાં તેને પણ ગુન્હેગાર ઠરાવ્યો ડ એ હાઈ કોરટને અરજ કરી કે–તેની પાશેથી લીધેલા દાગીના બાબત માજીસ્ટ્રેટના હુકમની ફરીતપાસ થવી જોઇએ. તે હુકમ રદ કરી કાયદા પ્રમાણે ફરીથી હુકમ કરવા માટે માજીસ્ટ્રેટને ફરમાવી ઠરાવ્યું કે—તે હુકમ ઇનિસાફનુ કામ પુરૂ થતા અગાઉ કરવામાં આવ્યો હતો તેથી તે ગેરકાયદેસર હતો. હ.જી કરીમ હાજીમહમદ વિ. જુસબજી મુ. હા. કો. ક્રી૰ રૂ. ૧૦ સને ૧૮૯૮.

૫૧૭ મી, ૫૧૮મી અથવા ૫૧૯ મી કલમ મુજબ કરેલો હુકમ અમલમાં લાવવાનું બંધ રાખવા બાબત.

**૫૨૦. અપીલની, મંજુરિયતની, લખીને મોકલવાની અથવા તપાસની કોઈ પણ કોરટ ૫૧૭ મી, ૫૧૮ મી, અથવા ૫૧૯ મી કલમ મુજબ પોતાના તાબામાંહેની કોઇ કોરટે કરેલા કોઇ હુકમ બાબત પોતે વિચાર કરે ત્યાંસુધી તે હુકમ અમલમાં લાવવાનું બંધ રાખવાનું ફરમાવવાને મુખત્યાર છે; અને તે હુકમ બદલવાને અથવા તેમાં ફેરફાર કરવાને અથવા તે રદ કરવાને અને યોગ્ય લાગે તેવા બીજા હુકમ ફરમાવવાને તે કોરટ મુખત્યાર છે.**

આબરૂ લેવા જેવી તથા બીજી બાબતનો નાશ કરવા વિષે.

૫૨૧. (૧) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૯૨ મી, ૨૯૩ મી, ૫૦૧ મી, અથવા ૫૦૨ જી કલમ પ્રમાણે ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવામાં આવે, ત્યારે જે વસ્તુના સંબંધમાં તે ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તે વસ્તુની જે નકલો કોરટના હવાલામાં હોય અથવા ગુન્હો સાબિત થયેલા શખસના કબજામાં અથવા અખત્યારમાં રહેલી હોય તે સઘળી નકલોનો નાશ કરવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

(૨) તેવીજ રીતે. હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૭૨ મી, ૨૭૩ મી, ૨૭૪ મી અથવા ૨૭૫ મી કલમ પ્રમાણે ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવામાં આવે ત્યારે ખાવાની અથવા પીવાની જે વસ્તુના સંબંધમાં, અથવા જે વસાણાના સંબંધમાં, અથવા તૈયાર કરેલાં જે ઔષધના સંબંધમાં તે ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તેનો નાશ કરવાનો હુકમ કરવાને તે કોરટ મુખત્યાર છે.

સ્થાવર મિલકતનો કબજો

૫૨૨. (૧) જેમાં સાપરાધબળ વાપર્યું હોય એવો ગુન્હો સાબિત થયાનો ઠરાવ કોઈ શખસની ઉપર કરવામાં આવે, અને સદરહુ બળથી કાંઈ સ્થાવર મિલકતનો કબજો કોઇ શખ-

પાછો આપવાનો અધિકાર. સની પાસેથી છીનવી લેવામાં આવ્યો છે એમ તે કોરટને જણાય, ત્યારે તે કોરટ જો યોગ્યધારે તો તે મિલકતનો કબજો તે શખસને પાછો આપવાનો હુકમ કરવાને મુખત્યારછે.

(૨) આ પ્રકારના કોઈપણ હુકમ ઉપરથી, કોઇ શખસ દિવાનીમાં ફરિયાદ કરીને તે સ્થાવર મિલકત ઉપર કાંઇ હક્ક અથવા તે મિલકતમાં કાંઇ હિતસંબંધ સાબિત કરી શકે તે હક્કને અથવા હિતસંબંધને હરકત પોહોંચશે નહિ.

ટીકા—આ કલમ પ્રમાણે જે માણસના લાભમાં હુકમ કરયો હોય તે હુકમમાં બતાવવું જોઇએ કે તે માણસ પાસેથી અમુક સ્થાવર મિલકત બળ વાપરી ખુચી લીધી હતી કે જે બળ સાપ્રાધ ગુન્હો ઠરાવવામાં એક મુખ્ય બાબત છે અને તેથી તે સ્થાવર મિલકત તે માણુને સોંપવામાં આવે છે મોહંત લછમીદાસ અને બીજા વી. પાલટલાલ ૨૩ વિ. રી. ૫૪.

૫૨૩. (૧) ૫૧ મો કલમ મુજબ લીધેલી મિલકત, અથવા કાંઇ મિલકત, ચોરેલી છે એવું કહેવામાં આવે અથવા એવો શક જાય તેવી મિલકત, અથવા કાંઇ પણ ગુન્હો થયાનો શક ઉત્પન્ન થાય એવી સ્થિતિમાં જડેલી મિલકત કોઈ પણ પોલીસ અમલદારના પકડવામાં આવે તે બાબત તુરત કોઇ માજીસ્ટ્રેટને રિપોર્ટ કરવો, અને તે મિલકતની વ્યવસ્થા કરવાનો અથવા તે મિલકતનો કબજો લેવાનો જે શખસનો હક્ક હોય તે શખસને તે મિલકત સ્વાધીન કરવા સંબંધી, અથવા સદરહુ શખસ કોણ છે તે નક્કી થઇ શકે નહિ તો, તે મિલકત પેહેરામાં રાખવા સંબંધી તથા રજુ કરવા સંબંધી પોતાને દુરસ્ત લાગે એવો હુકમ તે માજીસ્ટ્રેટે કરવો.

૫૧ મો કલમ મુજબ લીધેલી મિલકત અથવા ચોરીની મિલકતપકડયા પછી પોલીસે કેમ કરવું.

(૨) જે શખસનો એ પ્રમાણે હક્ક હોય તે શખસ માલમ પડયો હોય, તો તે માજીસ્ટ્રેટને કાંઇ શરત કરવાનું દુરસ્ત લાગે તે શરતે તે મિલકત તે શખસને સ્વાધીન કરવાનો હુકમ કરવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે. જો સદરહુ શખસ માલમ નહિ પડયો હોય, તો તે માજીસ્ટ્રેટ તે મિલકત અટકાવી રાખવાને મુખત્યાર છે, અને તે પ્રસંગે તે માજીસ્ટ્રેટે એક જાહેરનામું કાહાડીને તે મિલકતમાં જે જે ચીજો હોય તે વિશેષ કરીને જણાવવી, અને તેમાં એમ ફરમાવવું કે જે શખસનો એ મિલકત ઉપર દાવો હોય તે શખસે એવા જાહેરનામાની તારિખથી છ મહિનામાં હાજર થઈને પોતાનો દાવો સાબિત કરવો.

પકડેલી મિલકતનો ધણી માલમ પડયો નહિ હોય ત્યારે કેમ કરવું.

ટીકા—અને તે મિલકતની વેવસ્થા કરવાનો આ શબ્દો નવીન છે જાહેરનામુ શી રીતે પ્રસીધ્ધ કરવુ તે માટે જુવો કલમ ૮૭ અને ઈ. લો. ૨ અ. ૨૭૬ કોઈ પણ હકદાર જે સાહેદોને સમન કરી બોલાવવા માગે તો તેમને સમન કરવા તથા તેમને હાજર કરવાની જરૂર પાડવા માટે યોગ્ય પગલા લેવાને માજીસ્ટ્રેટ બંધાએલા છે સુખનસાહુ વી. ધી ગર્વમેન્ટ ઓફ બેંગાલ ૧૮ વિ. રી. ૫ પોલીસ અમલદારના પકડવામાં આવે આ કલમ પોલીસ અમલદાર જે મિલકત પકડે તે માટે લાગુ છે જેમકે ક. ૫૧–૫૪–૧૬૪ અથવા ૧૬૫ મુજબ પકડે તે અને તેની વેવસ્થા કરવાનો અધીકાર માજીસ્ટ્રેટને છે આ કલમના નિયમ જે મિલકત ક. ૯૬

મુજબ વારંટથી પકડી હોય ને તપાસ કે ચોકશીમાં રજુ થઇ તેને આ કલમના નિયમ લાગુ પડતા નથી તેવી રીતની મિલકતને ક. ૫૨૭ લાગુ પડે છે. ને જો તે સંબંધી કાંઇ ગુન્હો ન થયો હોય તો કોર્ટ કાંઈ હુકમ કરી શકે નહી તે મિલકત જેના કબજામાંથી મળી હોય તેને પાછી આપી દેવી જોઈએ રતનલાલ રંગીલદાસની અરજી બાબત ઈ. લો. રી. ૧૭ મુ. ૭૪૮ કબજો લેવાનો જે સખસનો હક હોય આ કલમના નિયમ સને ૧૮૭૨ ના ક્રીમીનલની કલમ ૪૧૫-૪૧૬ થી વધારે બોહળા છે ને માજીસ્ટ્રેટ પોલીસ પકડેલી મિલકતના માલેક પણુ વિષે જોઈ શકે છે અને જેના કબજામાંથી મળેલ છે તેને ન સોપતા ખરા હકદારને સોંપી શકે છે રાણી વી. જોટીરાજનક ઇ. લો. રી. ૮ મુ. ૩૩૮ આ કલમને પાછલી કલમો પ્રથમ દર્શનીક તથા સ્વતંત્ર તપાસ કરવાને જણાવે છે અનુપુરના બાઈની બાબત ઇ. લો. રી. ૧ મુ. ૬૩૦ તથા ઇ. લો. રી. ૯ મુ. ૧૩૧ રાણી વી. ત્રીભુવન માનેકચંદનો કેસ ક. ૫૧૭ નિચે.

૭ મહિનામાં કોઇ દાવો કરનાર હાજર ન થાય તો શું કરવું.

**૫૨૪. (૧) જો સદરહુ મુદતમાં કોઇ શખસ સદરહુ મિલકત ઉપર પોતાનો દાવો સાબિત ન કરે, અને તે મિલકત જે સખસના કબજામાંથી જડેલી હોય તે શખસને તે મિલકત કાંયદાસર મળેલી હતી એવું તે બતાવી નહિ શકે, તો તે મિલકતપર સરકારનો બ્યવસ્થાધિકાર થશે, અને પ્રેસિડેન્સી માજીસ્ત્રેટના અથવા જીલ્લા માજીસ્ત્રેટના અથવા પેટા તુકડી માજીસ્ત્રેટના અથવા પેહલા વરગના જે માજીસ્ત્રેટને સ્થાનિક સરકારે આ બાબત અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટના હુકમ પ્રમાણે તે મિલકત વેચવાનો અખત્યાર છે.**

**(૨) આ કલમ પ્રમાણે કરેલા દરેક હુકમની બાબતમાં અપીલ સદરહુ પ્રકારનો હુકમ કરનારી કોરટ શિક્ષાના જે હુકમો કરે તે હુકમો ઉપર અપીલો જે કોરટમાં ચાલતી હોય તે કોરટમાં ચાલશે.**

**ટીકા—અપીલ** આ કલમ પ્રમાણે દાખલ કરેલી અપીલ બાબ ૩૧ મુજબની ગણવી અને તે પ્રમાણે ચાલવુ જીલા માજીસ્ત્રેટના ફેંસલા પર સેસન કોર્ટમાં અપીલ થએલી કે જે પરચુરણ અપીલ ગણી સંક્ષીપ્ત રીતે અપીલંટના લાભમાં એક તરફી રીતે ચુકવી ગર્વમેંટને નોટીસ આપેલી નહી ને ૩૧ મા બાબ મુજબ ચાલવામાં આવેલુ નહી તેથી સેસન જડજનો હુકમ રદ કરી ફરી ચલાવવાનો હુકમ કરવામાં આવ્યો રાણી વી. દીનદયાલ વિ. નોટસ ૧૮૮૧ પા. ૧૫૦.

બગડી જાય એવી મિલકત વેચવાનો અધિકાર.

**૫૨૫. સદરહુ પ્રકારની મિલકતનો કબજો લેવાનો જે શખસનો હક હોય તે શખસ માલમ પડયો ન હોય અથવા ગેરહાજર હોય, અને સદરહુ મિલકત એની મેળે વેહેલી બગડી જાય એવી હોય, અથવા જે માજીસ્ત્રેટને તે મિલકત પકડયાનો રિપોર્ટ કર્યો હોય તેનો એવો મત હોય કે તે મિલકત વેચવાથી તેના ધણીને ફાયદો થશે, તો તે માજીસ્ત્રેટ ગમે તે વખતે તે મિલકત વેચવાનું ફરમાવવાને મુખત્યાર છે, અને સદરહુ વેચાણુના નક્કી ઉત્પન્નને ૫૨૩ મી તથા ૫૨૪ મી કલમના ઠરાવો, બની શકે તેટલે સુધી, લાગુ પડશે.**

# બાબ ૪૪ મો.

## ફોજદારી મુકદમા બીજાની પાસે મોકલવા બાબત.

૫૨૬. (૧) જ્યારે હાઇ કોરટને એવું દેખાડવામાં આવે કે,—

હાઈ કોરટ મુકદમો બીજાની પાસે મોકલવાને, અથવા પોતાની મેળે તેનો ઈનસાફ કરવાને મુખત્યાર છે.

(અ) તેના તાબા માંહેની કોઈ પણ ફોજદારી કોરટમાં કાંઇ ચોકસી અથવા ઈનસાફ વાજબી રીતે અને નિષ્પક્ષપણે થઇ શકશે નહી, અથવા

(બ) કાયદાની અસાધારણ મુશ્કેલીવાળી કાંઇ તકરાર ઉઠવાનો સંભવ છે અથવા

(ક) જે જગાએ અથવા જે જગાની પાસે કોઇ પણ ગુન્હો કરવામાં આવ્યો હોય તે જગા સદરહુ ગુન્હાની ખાત્રી લાયક ચોકશી અથવા ઇનસાફ કરવા માટે જોવાની જરૂર પડે, અથવા

(ડ) આ કલમ પ્રમાણે હુકમ કરવાથી પક્ષકારોને અથવા શાહેદોને સામાન્ય રીતે સગવડ પડશે, અથવા

(ઇ) ઈનસાફનાં કારણ સારૂ એવા પ્રકારનો હુકમ યોગ્ય છે, અથવા આ કાયદાના કોઈ ઠરાવ મુજબ તે જરૂરનો છે.

ત્યારે તે હેઠળ લખ્યા મુજબ હુકમ કરવાને મુખત્યાર છે--

(૧) કોઇ પણ ગુન્હાની ચોકશી અથવા ઇનસાફ, ૧૭૭ થી ૧૮૪મી (એ બન્ને કલમો સુદ્ધા) કલમો પ્રમાણે અધિકાર મળેલો ન હોય એવી, પણ તે ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ કરવાને બીજી રીતે લાયક હોય એવી, કોઇ પણ કોરટે કરવો;

(૨) કોઇ પણ મુકરર ફોજદારી મુકદમો અથવા અપીલ, અથવા કોઇ પણ મુકરર વરગના સદરહુ પ્રકારના મુકદમા અથવા અપીલો પોતાનાં અખત્યાર હેઠળની કોઇ ફોજદારી કોરટમાંથી ખસેડીને સમાન અથવા ઊંચી હકુમતવાળી સદરહુ પ્રકારની બીજી કોઇ પણ ફોજદારી કોરટની પાસે મોકલવી;

(૩) કોઇ પણ મુકરર ફોજદારી મુકદમો અથવા અપીલ પોતાની પાસે મોકલવી અને તેનો ઇનસાફ પોતે કરવો; અથવા

(૪) કોઈ તોહોમતવાળા શખસને ઇનસાફ સારૂ પોતાની આગળ અથવા સેશન કોરટ આગળ કમિટ કરવો.

(૨) પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટની કોરટ શિવાય બીજી કોઇ પણ કોરટ માંહેના કોઈ પણ મુકદમાનો ઈનસાફ પોતાની આગળ કરવા માટે હાઇ કોરટ તે મુકદમો તે કોરટમાથી ખસેડી લે, ત્યારે જો તે મુકદમો એ પ્રમાણે ખસેડી લેવામાં આવ્યો નહોત તો જે રીતે તે કોરટ કામ ચલાવત તેજ રીતે હાઇ કોરટે,૨૬૭ મી કલમમાં ઠરાવ્યું છે તે શિવાય બીજે પ્રસંગે, સદરહુ ઇનસાફ કરવામાં કામ ચલાવવું.

(૩) હાઈ કોરટ નીચલી કોરટના રીપોર્ટ ઉપરથી અથવા હિતસંબંધ હોય તેવા પક્ષકારની અરજ ઉપરથી અથવા પોતાની મેળે કામ ચલાવવાને મુખત્યાર છે.

(૪) આ કલમથી આપેલો અધિકાર ચલાવવા બાબતની દરેક અરજી દરખાસ્ત કરીને કરવી; અને અરજદાર આડવોકેટ જનરલ ન હોય, ત્યારે તે દરખાસ્તના ટેકામાં આફિડેવિટ (સોગનનામું) અથવા પ્રતિજ્ઞા કરવી જોઇયે.

(૫) જ્યારે કોઇ તોહમતવાળો શખસ આ કલમ પ્રમાણે અરજી કરે, ત્યારે જો તેના ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવામાં આવે તો તે ફરીયાદી પક્ષનો ખર્ચ આપશે એવી શરતથી એક ખત, જામીન સાથે કે વગર જામીને, લખી આપવાનું તેને ફરમાવવાને હાઇ કોરટ મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે કરેલી અરજીની નોટીસ પબ્લિક પ્રાસિક્યુટરને આપવા બાબત.

(૬) સદરહુ પ્રકારની કોઈ પણ અરજી કરનારા દરેક તોહમતવાળા શખસે તે અરજીની લેખી નોટીસ તથા જે આધારે તે અરજી કરી હોય તે આધારોની એક નકલ પબ્લિક પ્રાસિક્યુટરને આપવી; અને સદરહુ નોટીસ આપવામાં આવે ત્યારથી તે અરજીની સુનાવણી થતાં સુધીમાં ઓછામાં ઓછા ચોવીસ કલાક ગયા વગર તે અરજીના ગુણદોષ ઉપરથીકાંઈ પણ હુકમ કરવો નહિ.

(૭) ૧૯૭ મી કલમ મુજબ કરેલા કોઇ પણ હુકમને આ કલમમાંહેના કોઈ પણ મજકુરથી બાધ થાય છે એવું સમજવું નહિ.

આ કલમ પ્રમાણે અરજી કરેથી વચમાં મુલતવી રાખવા બાબત.

(૮) કોઇ પણ ફોજદારી મુકદ્દમામાં અથવા અપીલમાં, સુનાવણી શરૂ થવાની અગાઉ, પબ્લિક પ્રાસિક્યુટર, ફરિયાદી અથવા તોહોમતવાળો જે કોરટમાં તે મુકદમો અથવા અપીલ ચાલતી હશે તે કોરટને તે મુકદમાના સંબંધમાં આ કલમ પ્રમાણે અરજી કરવાનો પોતાનો ઈરાદો જાહેર કરશે તો તોહોમતવાળાને તેનો જવાબ કરવાનું કેહેવાની અગાઉ, અથવા, અપીલની બાબતમાં અપીલની સુનાવણી થવાની અગાઉ, અરજી કરી શકાય અને તે ઉપર હુકમ મેળવી શકાય એટલો વખત મળે એવી રીતે કોરટે કલમ ૩૪૪ માં આપેલો શરૂથી મુલતવી રાખવાનો અથવા વચમાં મુલતવી રાખવાનો અધિકાર ચલાવવો જોઇયે.

ટીકા—ઇ રકમ વધી છે પ્રથમ પારાના પારેગ્રાફ ચોથો નવીન છે પારા ૩ જો નવીન છે ટ્રાન્સફર જ્યારે એવુ કારણ બતાવવામાં આવે કે–તોહમતદારને વ્યાજબી ન્યાય મલશે ન હી તો હાઇકોરટ એક માજીસ્ટ્રેટની કોરટમાંથી બીજા માજીસ્ટ્રેટની કોરટમાં ટ્રાન્સફર કરી શકે. ક્વીન વી. રીસ્ટોચંદરઘોસ ૨ વિ. રી. ૫૮ તાબાની કોરટ આગળ વાજબી રીતે જે કેસ ન હોય તે ટ્રાન્સફર કરવા હુકમ ન થઇ શકે મંગળ ટેકચંદ ઇ. લો. રી. ૧૦ મુ. ૨૭૪ પણ જ્યારે તોહમતદાર એક કોર્ટમાંથી બીજી કોર્ટમાં ટ્રાન્સફર કરવા સામે વાંધો લેતો પ્રોસીક્યુશને સબળ પુરાવાથી સાબીત કરી આપવુ જોઇએ કે–જે કોર્ટમાં કેસ છે ત્યાં વાજબી ન્યાય થઈ શકશે નહી ઇમપ્રેસ વી. નોબો ગોપાલ બોઝ ઇ. લો. રી. ૬ ક. ૪૯૧ જ્યાં એવી માનવા લાયક હકીકતો બતાવવામાં આવે કે–માજીસ્ટ્રેટ તેના વિરૂધમાં પ્રેજીડયુસ થયો છે કે–અથવા થશે ત્યાં કેસ અવસ્ય ટ્રાન્સફર કરવો જોઈએ વી. વીલસન ઇ. લો. રી. ૧૮ ક. ૨૪૭ માજીસ્ટ્રેટનુ મન બંધાઇ જવાનો અથવા ફરી જવાનો સંભવ છે એમ માનવાના કારણ અરજદારે બતાવવા જોઇએ તે ન બતાવે તો હાઇકોરટ માજીસ્ટ્રેટ સાથે મળતી આવી નકામો શક નહી નાંખે ગો વીંદ પાટણ કર મુ. હા. કો. ક્રી. રૂ. ૨૭–૨–૮૭ ખોટી પ્રતીજ્ઞા અથવા જુઠા લેખના કેસમાં જે જડજ રજુઆત ચલાવવાનો છે તે જડજે દસ્તાવેજ ખોટો બનાવ્યો છે એવો પેહલેથી વી-ચાર બાંધ્યો છે એવુજ ફકત કારણ બતાવ્યાથી હાઇકોરટ બીજી જગાએ કેસ મોકલવાનો અ-ધિકાર બજાવી શકે નહી પણ ન્યાયની બાબતમાં ગેરવ્યાજબી રીતે દરમીયાન થવાનુ જોખમ લીધા શીવાય અને સાહેદીઓ અને પક્ષકારોને ઘણી અઘવડતા પડયા શીવાય કેસ બીજી જ-ગ્યાએ મોકલી શકાય તેવુ હોય તો તે કેસ મોકલવો વ્યાજબી ગણાય છે અને તેથી તોહમ-તદારની વ્યાજબી હકીકત મંજુર રાખવી એટલુજ નહી પણ જે સ્થીતીમાંથી જડજ પોતે છુટોથવાનું ધારતો હોય તે સ્થીતીમાંથી છુટો થવાનુંતેને સાધન મળેછે અરૂનચેલારેડી એક્ષપારટી ૫ મ. હા. રી. ૨૧૨ તજવીજ કરનાર માજીસ્ટ્રેટ ફરીયાદીનો શેઠ છે એ બાબત ઉપરથી જો કે ફરીઆદ બીજા માજીસ્ટ્રેટને મોકલવી જોઇએ એ જરૂરતુછે તોપણ તેથી કરીને તેની હકુમત જતી રે હતી નથી. બસાપાની અરજી બાબત ઇ. લો. રી. ૯ મુ. ૧૭૨ બકારપોરેસનનો નોકરહતો અને તે જ સ્ટીસઓફધીપીસ હતો કારપોરેશન ફરીયાદી હતી તેમાં એ ગુન્હેગારને દંડની સજા ઠરાવી તેમાં ઠરાવ્યુ કે–અનુહીત હોવાથી તેને જસ્ટીસઓફધીપીસ તરીકે બેસવુ જોઇતુ નોતુ વુડ વી. કલકત્તા મ્યુનિકારપોરેશન ઇ. લો. રી. ૭ ક. ૩૨૨ રસ્તાનો કર લેનાર કોઇ પ્રગણાની કમીટી-નો કેટલોક માલ ચોરયાનો ગુન્હો ઠરાવેલો તેના ઉપર અપીલ સાંભળી શકે તેવા ૫ નામના પ્રગણાના અમલદારનુંજ ફકત અપીલમા હીત રહેલુ છે એવુ કામમાં સાબીત થવાથી ઠરાવ્યુ કે–કામના સઘળા કાગળો સાથે અપીલની અરજી ચોવીસ પ્રગણાના સેસન જડજની કોરટમાં તેની કોરટમાં દાખલ થઇ હોય તેવી રીતે સાંભળવા ટ્રાન્સફર કરી દવારકાનાથ બાતરજીની અ રજી બાબત ૬ ક. લો. રી. ૨૭૯ પબલીકનુ મન ધારાથી વિરૂધ રીતે તોહમતદારના સંબંધમાં ઉશકેરી ગએલુ હતુ અને વખતો વખત પ્રસીધ થતા ન્યુસપેપરોથી તેની વર્તણુકને ચાલચલ-ગતના સંબંધમાં "ઓફીસરોનુ" વિરૂધ મત બંધાઇ ગએલુ હતુ એમ દેખાઈ આવે છે તે માં ઠરાવ્યુ કે–પબલીકનુ મન શાંત કરવા દોરાવવુ અને ઇનસાફના કામમાં હેતુ વધે તે સારૂ ટ્રાન્સફર કરયુ સીટાપથી વી. ક્વીન ઈ. લો. રી. ૬ મ. ૩૨ કેદીને ગુન્હેગાર ઠરાવી સજા ક-રવામાં આવી હોય તેવો કેસ બીજી જગાએ મોકલવાને તોહમતદારે અરજી કરી હોયતો તેમાં સ્પષ્ટ કારણ બતાવ્યાથી સરકારને નોટીસ આપ્યા શીવાય કેસ બીજી જગાએ મોકલવાનો હુ-કમ કરવાને હાઇકોરટની મરજી પર છે રાણી વી. ૩ પેદ્રનાથ ઇ. લો. રી. ૧ ક. ૩૫૬ કોઈ

ફોજદારી કેસ એક જીલ્લામાંથી બીજા જીલ્લામાં ટ્રાન્સફર કરવા અરજ કરવી હોય તો યોગ્ય રસ્તો એ છે કે તે સોગનનામાથી ઈનસાફ તરીકે હાઈકોરટને કરવી જોઈએ રાણી વી. ગુલીરૂદીન ઇ. લો. રી. ૧ ક. ૨૧૯ ૨૫ વિ. રી. ૨૭ સેસન કોરટમાંથી કેસ સેસન જડજને તો હમતદાર મીત્ર હોવાથી કેસ બીજી જગ્યાએ મોકલ્યો સ્કોટ વી. રીકેટસ ઇ. લો. રી. ૯ મ. ૩૫૬ સીકંદરાબાદમાં જ્યુરીની સવડ નહી હોવાથી હાઈકોરટે કેસ પોતાની કોરટમાં મંગાવી ચલાવવા હુકમ કર્યા રાણી વી. એડવર્ડ ઇ. લો. રી. ૯ મુ. ૩૩૩ ટ્રાન્સફરની અરજી પર એક ફેરા હુકમ કર્યો હોયતો બીજીવાર તે અરજ સાંભલવાનો હેકોરટને અખીકારછે તેમજ રીવ્યુ પણ કરી શકે ફરઝંદરઆ ઇ. લો. રી. ૧૯ અ. ૬૪ જગ્યો જોવાની જરૂર લાગે તો જોવી પણ તેમ કરતા કોઈ પક્ષકાર કે તેમના આદમી જોડે વાત ન કરવી ઇ. લો. રી. ૧૯ અ. ૩૦૨ **પારેગ્રાફ આઠમો** આ શબ્દો ફરજી બંદી છે ને અરજી મુલતવી રાખવાની ના મંજુર કરેતો તે ગેરકાયદે છે રાણી વી. ગાયત્રી ઈ. લો. રી. ૧૫ ક. ૪૫૫ રાણી વી. ગંગાદીન વિ. નોટસ સને ૧૮૮૭ પા. ૧૩૯.

ફોજદારી મુકદમા તથા અપીલો બીજા પાસે મોકલવા બાબત ગવર્નર જનરલ ઇનકૌન્સિલનો અખિકાર.

**૫૨૭. (૧) કોઇ પણ મુકર્રર ફોજદારી મુકદમો અથવા અપીલ એક હાઈ કોરટમાંથી બીજી કોઈ હાઇ કોરટની પાસે અથવા એક હાઇ કોરટના તાબામાંહેની કોઈ પણ ફોજદારી કોરટમાંથી બીજી કોઈ હાઈ કોરટના તાબા માંહેની સમાન અથવા ઉંચી હુકુમતવાળી બીજી કોઇ પણ ફોજદારી કોરટની પાસે મોકલવાથી ન્યાયનો હેતુ પાર પડશે અથવા પક્ષકારોને અથવા શાહેદોને સામાન્ય રીતે સગવડ પડશે એમ ગવર્નર જનરલ ઇન કૌન્સિલને જણાય, ત્યારે તે ઇંડિયા ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને તેવો મુકદમો અથવા અપીલ તે પ્રમાણે મોકલવાનું ફરમાવવાને મુખત્યાર છે.**

**(૨) જે કોરટની પાસે સદરહુ મુકદમો અથવા અપીલ મોકલવામાં આવે તે કોરટે જાણે તે મુકદમો અસલ પોતાને ત્યાં માંડેલો હોય અથવા તે અપીલ પોતાને કરી હોય એવી રીતે તેની તજવીજ કરવી.**

મુકદમા લઈ લેવાને અથવા બીજાને સોંપવાને જીલ્લા માજીસ્ટ્રેટ અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

**૫૨૮. (૧) કોઇ પણ ચીફ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ, જીલ્લા માજીસ્ટ્રેટ અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટ પોતાના તાબામાંહેના કોઈ પણ માજીસ્ટ્રેટની પાસેથી કોઇ પણ મુકદમો લઈ લેવાને અથવા સદરહુ પ્રકારના કોઇ પણ માજીસ્ટ્રેટને જે મુકદમો પોતે સોંપ્યો હોય તે મુકદમો પાછો મંગાવી લેવાને મુખત્યાર છે, અને તે મુકદમાની ચોકસી અથવા ઇનસાફ પોતે કરવાને, અથવા તેની ચોકસી અથવા ઈનસાફ કરવાને લાયક હોય એવા સદરહુ પ્રકારના બીજા કોઇ પણ માજીસ્ટ્રેટની પાસે ચોકસી અથવા ઇનસાફ થવા માટે તે મુકદમા મોકલવાને મુખત્યાર છે.**

**(૨) જીલ્લા માજીસ્ટ્રેટને પોતાના તાબામાંહેના કોઇપણ માજીસ્ટ્રેટ પાસેથી પોતાને દુરસ્ત લાગે એવા વરગના મુકદમો અથવા**

(કેટલાએક) વરગના મુકદમા લઈ લેવાનો અધિકાર જીલ્લા માજીસ્ત્રેટને આપવાનો અખત્યાર.

**મુકરરર વરગના મુકદમા લઈ લેવાનો અધિકાર આપવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.**

**(૩) આ કલમ પ્રમાણે હુકમ કરનારા માજીસ્ત્રેટે તેમ કરવાનું પોતાનું કારણ દફતરમાં દાખલ કરવું જોઇયે.**

**(૪) સન ૧૮૨૧ ના મદ્રાસના ૪ થા કાયદા પ્રમાણેનો ગામનો મુખ્ય આ કલમનાં કારણોસારૂ માજીસ્ત્રેટ છે.**

**ટીકા—માજીસ્ત્રેટ** ગામનો મુનસફ એ માજીસ્ત્રેટ ક્રીમીનલ કાયદા મુજબ નથી તેથી જોઇન્ટ માજીસ્ત્રેટને કેસ તેની કોરટમાંથી લઈ સેકન્ડ કલાસ માજીસ્ત્રેટ તરફ મોકલવા અધીકાર નથી મધવારચર વી. સુબા ઇ. લો. રી. ૧૫ મ ૯૪ જે માજીસ્ત્રેટ પેટા તુકડી માજીસ્ત્રેટના તાબાનો જે તે આ કલમના અર્થ પ્રમાણે પેટા તુકડી માજીસ્ત્રેટના પણ તાબાનો છે યામન ચેટી વી. અલાગીરી ચેટી ઇ. લો. રી. ૧૪ મ. ૩૫૯ **તેમ કરવાનુ કારણ દફતરમાં લખવુ** નબાકુમારની અરજી બાબત ૫ બે. લો. રી. ૪૫ **આ** કલમમા આપેલો અધીકાર ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટે ન્યાયની ખાતર એમ કરવાની ખરેખરી અગત્ય જણાય તોજ વાપરવા જોઇએ અને તજવીજ કરનાર માજીસ્ત્રેટ પાસેથી કેસ પાછો ખેચી લઇ બીજા માજીસ્ત્રેટ તરફ મોકલવાની અરજી એકાદ પક્ષકારે કરી હોયતો ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટે આવી રીતની અરજીની બીજા પક્ષકારને ખબર આપવી જોઇએ અને અરજી શા માટે મંજુર ન કરવી તેનુ કારણ બતાવવાની તક આપવી જોઇએ ફોજદારી કેસમા ફરીયાદી અને તેના સાહેદીઓની જુબાની લીધા પછી તોહમતદારે ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટને તે કેસ તાબાના માજીસ્ત્રેટ પાસેથી પાછો મંગાવી પોતે ચલાવવો જોઇએ એમ અરજ કરી પણ તેમા અરજી મંજુર કરવાને જોઇએ તેવુ વ્યાજબી કારણ બતાવ્યુ નોહતુ અને ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટે ફરીયાદીને ખબર આપ્યા શીવાય અથવા તેની વિરૂધ બતાવવાને તક આપ્યા શીવાય કાંઇપણ કારણ બતાવ્યા શીવાય કેસ પાછો મંગાવી બીજાને ત્યાં મોકલ્યો હાઇકોરટે ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટ તરફનો હુકમ રદ કરી અને જે માજીસ્ત્રેટ પાસેથી પાછો મંગાવ્યો હતો ત્યાં ચલાવવા હુકમ કર્યો ક્રમેરો સંબંધી ફકીરચંદ ઇ લો. રી. ૩ અ. ૭૪૯ તથા મુ. હા. કો. ક્રી. ૨૪ સને ૧૮૯૨ અમુક કેસ અમુક માજીસ્ત્રેટ તરફ ન મોકલવો તેનુ વ્યાજબી કારણ હોઇ શકે પણ એક ફેરા ચુકવવા કેસ સોપ્યો એટલે તેની પાસેથી લઈ લેઈ બીજી જગ્યાએ મોકલવાને પુરતા કારણો હોવા જોઇએ તાબાના માજીસ્ત્રેટે ફરીયાદી તરફનો પુરાવો લઈ તોહમતદારના વિરૂધ અભીપ્રાય બતાવ્યા પછી તે કેસ ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટે પોતાની પાસે મંગાવવાનો હુકમ કરેલો તે હાઇકોરટે દરમીયાન થઈ રદ કરયો રાણી વી. નો બો કુમારજી ૫ બે. લો. રી. ૪૫ ( ૧૪ વિ. રી. ૧૨ ) કોઇ ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટ પોતાના તાબાની એક કોર્ટમાંથી બીજી કોઈ તાબાની કોર્ટમા કેસ મોકલવાનો હુકમ કરે તે પેહેલા તેણે પક્ષકારને નોટીસ આપવી જોઇએ કે જેથી કોઈપણ પક્ષકાર કેસ નહી મોકલવાનુ કારણ બતાવી શકે તેવી નોટીસ નહી મોકલેલ તેથી બીજી જગ્યાએ મોકલવાનો કરેલો હુકમ રદ કર્યો ટીકોટા શકદાર વી. અમીરમાજી ઇ. લો. રી. ૮ ક. ૩૯૩ જ્યારે કેસ તાબાના માજીસ્ત્રેટ તરફ ચોકશી સારૂ સોપવામા આવે તો પછે તેમા ડીસ્ત્રીકટ કે પેટા તુકડી ( જે હોય તેની ) માજીસ્ત્રેટની મોકલવાનો હુકમ કાયમ ત્યા સુધી તેની હકુમત બંદ પડે છે તે બાબતમા કાંઇ પણ કરવાનો અખત્યાર નથી સાંન્ટો ડીઓ-

રની વી. મીસીસ એલીલીઓ ૩ બે. લો. રી. કપે ૧૫૧ ( ૧૨ વિ. રી. ૫૩ ) રાણી વી ગીરીસચંદર ૭ બે. લો. રી. ૫૧૩ જે માજીસ્ટ્રેટ તરફ કેસ મોકલવામા આવે તેણે પુરાવો ફરીથી લેવો જોઇએ ક. ૩૫૦ લાગુ થઇ શકે નહી રાણી વી. અનગનુ વિ. નોટસ ૧૮૮૯ પા. ૧૩૦ માજીસ્ટ્રેટની જાતપરનુ કારણુ બતાવ્યુ હોયતો તેમા ડીસ્ત્રીકટ માજીસ્ટ્રેટે ખુલી રીતે સાબીત થયા શીવાય વચમા આવવુ ન જોઇએ માહાદુની અરજી બાબત મુબાઈ હાઇકોરટ ક્રી. રૂબીગ ૪ સને ૧૮૯૨ આ કલમ પ્રમાણે નો હુકમ એક તરફી અરજપરથી કરવો નહી જોઇએ હુકમ કરતા પહેલા તોહમતદારને નોટીસ આપવી જોઇએ રાણી વી. મુલુભાઈ મુબાઇ હાઇકોરટ ક્રી. રૂલીંગ ૨૧ સને ૧૮૯૩ જ્યાં કેસ ચાલે છે ત્યાં ફરીયાદી વગવશીલા વાળો છે તે ટ્રાન્સફર કરાવાનુ કારણુ નથી યતજી પ્રેમજી મુ. હા. કો. ક્રી. રૂ. ૮–૭–૮૯ માજીસ્ટ્રેટે સ્થાનીક તપાસ કરી નોંધ કરી તે નોંધ પુરાવામા મુકીને પક્ષકારને કીધુ કે–તેની મુખ્ય તથા ઉલટ તપાસ કરો. ઠરાવ્યુ કે–માજીસ્ટ્રેટે કેસ ન ચલાવવો હરીકી શોખ ૪. લો. રી. ૨૨ ક. ૫૨૦

---

## બાબ ૪૫ મો.

## ગેરશિરસ્તે ચલાવેલાં કામ બાબત.

ચલાવેલુ કામ જે ગેરશિરસ્તાના સબબથી રદથતું નથી તેવા ગેરશિરસ્તા.

**૫૨૯. જો હેઠળ લખેલી વાતોમાંની કોઈ પણ વાત કરવાનો અધિકાર કાયદાથી જે માજીસ્ટ્રેટને ન મળ્યો હોય, એટલે:—**

**(અ) ૯૮ મી કલમ પ્રમાણે ઝાડો લેવાનું વારંટ કહાડવાનો;**

**(બ) ૧૫૫ મી કલમ પ્રમાણે પોલીસને કોઇ ગુન્હાની તપાસ કરવાનું ફરમાવવાનો;**

**(ક) ૧૭૬ મી કલમ પ્રમાણે ઇનકવેસ્ટ ભરવાનો;**

**(ડ) પોતાની હકુમતની સ્થાનિક હદ્દમાંહેના કોઇ શખસે સદરહુ હદની બાહાર કાંઈ ગુન્હો કર્યો હોય તે શખસને પોતાની હદમાં પકડવા માટે ૧૮૬ મી કલમ પ્રમાણે પ્રોસેસ કહાડવાનો;**

**(ઇ) ૧૯૦ મી કલમની પેટા કલમ (૧) ની રકમ (અ) અથવા રકમ (બ) પ્રમાણે કોઈ ગુન્હો સાંભળવાનો;**

**(ફ) ૧૯૨ મી કલમ પ્રમાણે કોઇ મુકદમો બીજાની પાસે મોકલવાનો;**

**(ગ) ૩૩૭ મી અથવા ૩૩૮ મી કલમ મુજબ માફીનું વચન આપવાનો;**

**(હ) ૫૨૪ મી અથવા ૫૨૫ મી કલમ મુજબ મિલકત વેચવાનો; અથવા**

**(આઇ) ૫૨૮ મી કલમ પ્રમાણે કોઇ મુકદમો લઇ લેવાનો અને તેનો ઇનસાફ પોતાની જાતે કરવાનો;**

તે માજીસ્ત્રેટ ભુલમાં શુદ્ધબુદ્ધિથી તે વાત કરે, તો તેને એવો અધિકાર મળ્યો ન હતો એટલાજ સબબથી તેવું ચલાવેલું કામ રદ કરવું નહિ.

ચલાવેલું કામ જે ગેર શિરસ્તાના સબબથી રદ થાય છે તેવા ગેરશિરસ્તા.

૫૩૦. જો કોઇ પણ માજીસ્ત્રેટને હેઠળ લખેલી વાતોમાંની કોઇ પણ વાત કરવાનો અધિકાર કાયદાથી મળેલો ન છતાં તે વાત તે કરશે, એટલે:—

(અ) ૮૮ મી કલમ પ્રમાણે મિલકત જપ્ત કરીને વેચશે;
(બ) પોસ્ટ આફિસમાં કોઇ કાગળ, પારસલ અથવા બીજી વસ્તુને માટે, અથવા તાર ખાતામાં કોઇ તારને માટે, ઝાડો લેવાનું વારંટ કહાડશે;
(ક) સુલેહ રાખવા સારૂ તારણ માંગશે,
(ડ) સારી રીતે ચાલવા બાબત તારણ માંગશે;
(ઇ) સારી રીતે ચાલવાને કાયદાની રૂયે બાંધી લીધેલા કોઇ શખસને છોડી મુકશે;
(ફ) સુલેહ રાખવા બાબતનું ખત રદ કરશે;
(ગ) કોઈ સ્થાનિક અપકારક કૃત્ય સંબંધી ૧૩૩ મી કલમ પ્રમાણે કાંઇ હુકમ કરશે;
(હ) કોઇ લોકાપકારક કૃત્ય ફરીથી નહિ કરવા બાબત અથવા જારી નહિ રાખવા બાબત ૧૪૩ મી કલમ પ્રમાણે હુકમ કરશે;
(આઇ) ૧૪૪ મી કલમ પ્રમાણે કાંઈ હુકમ કાહાડશે;
(જ) ૧૨ મા બાબ પ્રમાણે કાંઈ હુકમ કરશે;
(કે) ૧૯૦ મી કલમની પેટા કલમ (૧) ની રકમ (ક) પ્રમાણે કોઈ ગુન્હો સાંભળશે;
(લ) બીજા કોઇ માજીસ્ત્રેટે ચલાવેલાં તથા લખી લીધેલાં કામ ઉપરથી ૩૪૯ મી કલમ પ્રમાણે શિક્ષાનો હુકમ કરશે;
(મ) ૪૩૫ મી કલમ પ્રમાણે ચાલેલું કામ મંગાવશે;
(ન) ગુજરાન બાબત કાંઈ હુકમ કરશે;
(ઓ) ૫૧૪ મી કલમ પ્રમાણે કરેલો કોઇ હુકમ ૫૧૫ મી કલમ પ્રમાણે તપાસશે;
(પ) કોઇ ગુન્હેગારનો ઇનસાફ કરશે;
(ક્યુ) સંક્ષિપ્ત રીતે કોઇ ગુન્હેગારનો ઇનસાફ કરશે; અથવા

(૨) અપીલનો નિકાલ કરશે;

તો તેણે ચલાવેલું કામ રદ થશે.

ટીકા—રકમ કે રેવન્યુ અમલદારે થર્ડ કલાસ માજીસ્ત્રેટ તરફ યાદી મોકલી કે અમુક સખસો પર સમન કાઢેલા તે અમાન્ય કર્યા તેપરથી થર્ડકલાસ માજીસ્ત્રેટે કેસ ચલાવી. ક. ૧૭૪ માટે ગુન્હેગાર ઠરાવ્યા ડીસ્ટ્રીકટ માજીસ્ત્રેટે રકમ કે પ્રમાણે ગેરકાયદે છે એમ કહી કેસ મોકલ્યો ઠરાવ્યુ કે—ક. ૪ પ્રમાણે યાદ એ ફરીયાદ છે જો કે. ક. ૨૦૦

પ્રમાણે સોગનપર તપાસ્યો નથી પણ તેટલાપરથી સજા ગેરકાયદે નથી રાણી. મોનુ ઇ. લો. રી. ૧૧ મ. ૪૪૩ ક. ૧૯૧ ની સી રકમ પ્રમાણે જે માજીસ્ટ્રેટને અધિકાર ન મળ્યો હોય ને તેવી ફરીયાદ સાંભળે તો આ રકમ પ્રમાણે તેનું પ્રોસીડીંગ ગેરકાયદે છે રાણી વિરૂધ શીવ રામ મુ. હા. રૂલીંગ સન ૧૮૯૧ **રકમ પી.** જે માજીસ્ટ્રેટને અધીકાર નહી હોય તે તોહમતદારને છોડી મુકે તો તેનુ પ્રોસીડીંગ નિર્થક છે રાણી વી. હુસેમગાઈમ્પુ ઇ. લો. રી. ૮ મુ. ૩૦૭ જ્યારે પુરાવો એવો માલમ પડી આવે કે—ઉપરી કોર્ટે સાંભળવી શકે તેવો ગુન્હો કરયો છે તો ઉપરી કોર્ટને તે કેસ મોકલી આપવો એ કેસ ચલાવનાર માજીસ્ટ્રેટની ફરજ છે જો કે પુરાવો ભારે ગુન્હાના રૂપમા જાય તેવી હકીકતનો હતો પણ જે ગુન્હાનુ મુળ તોહમત મુકેલુ તે ગુન્હો સેકન્ડ ક્લાસ માજીસ્ટ્રેટના અધીકારનો હતો ને તે ગુન્હા માટે સજા કરેલી તેથી તોહમતદારને નુકસાન થયુ નોતુ તેથી માજીસ્ટ્રેટે ચલાવેલું કામ રદ કરવાની હાઇ કોરટે ના પાડી રાણી વી. ગતડીયા. ઇ. લો. રી. ૧૩ મુ. ૫૦૨

ખોટી જગાએ ચલાવેલાં કામ બાબત.

**૫૩૧. કોઈપણ ચોકસી, ઇનસાફ અથવા બીજું કામ ચાલતું હોય ત્યારે કોઈ પણ ફોજદારી કોરટનો ઠરાવ થયો હોય અથવા તે કોરટે શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ કર્યો હોય ત્યારે તે ચોકસી અથવા ઇનસાફ અથવા બીજું કામ જે શેશન તુકડીમાં, જીલ્લામાં, પેટા તુકડીમાં અથવા બીજા સ્થાનિક ક્ષેત્રમાં થવું જોઇયે ત્યાં નહિ થયું એટલાજ સબબ ઉપરથી સદરહુ ઠરાવ અથવા શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ રદ કરવો નહિ, પણ સદરહુ ચુકથી ઇનસાફ બરાબર થયો નહિ એમ જણાય તો જુદી વાત છે.**

કમિટ કરાવાના હુકમ ગેર શિરસ્તે કર્યા હોય તે ક્યારે કાયદેસર ગણી શકાય.

**૫૩૨. (૧) જો કોઇપણ માજીસ્ટ્રેટ અથવા બીજો અધિકારી જે અખત્યાર પોતાને આપેલા ન હોય તે જાણે પોતાને યોગ્યરીતે આપેલા છે એવી રીતે તે ચલાવીને કોઈ તોહોમતવાળા શખસને સેશન કોરટ અથવા હાઇ કોરટની આગળ તેનો ઇનસાફ થવા સારૂ કમિટ કરે, તો જે કોરટમાં તેને કમિટ કરવામાં આવે તે કોરટ, તે કામનાં કાગળપત્રો વાંચી જોયા પછી જો એમ ધારે કે તોહોમતવાળાને નુકસાન થયું નથી તો તે કમિટ કરવાનો હુકમ કબુલ રાખવાને મુખત્યાર છે, પણ જો તે કામની ચોકસી ચાલતાના દરમિયાન અને કમિટ કરવાનો હુકમ થતાં પેહેલાં સદરહુ માજીસ્ટ્રેટની અથવા બીજા અધિકારીની હકુમતવિશે તોહોમતવાળા તરફથી અથવા ફરિયાદી તરફથી હરકત લેવામાં આવી ન હોય, તોજ માત્ર તે હુકમ કબુલ રાખવાને મુખત્યાર છે.**

**(૨) જો તોહોમતવાળાને નુકસાન થયું છે એવું તે કોરટની નજરમાં આવે અથવા ઉપર કહ્યા મુજબ હરકત લેવામાં આવી હોય, તો તેણે કમિટ કરવાનો હુકમ રદ કરવો, અને કોઈ લાયક માજીસ્ટ્રેટને નવી ચોકસી કરવાનું ફરમાવવું.**

૧૬૪ મી અથવા ૩૬૪

**૫૩૩. (૧) કોઈ તોહોમતવાળા શખસની ૧૬૪ મી અથવા ૩૬૪ મી કલમમુજબ લખી લીધેલી અથવા લખી લીધી છે એમ જણાતું હોય એવી કબુલત અથવા બીજો મજકુર જે કો-**

મી કલમ માંહેના ઠરાવો મુજબ ન ચાલવા બાબત.

૨૮ની આગળ પુરાવામાં આપ્યો હોય અથવા પુરાવામાં લેવામાં આવ્યો હોય તે કોરટ જો એવું ઠરાવે કે તે મજકુર લખી લેનારો માજીસ્રેટ સદરહુ પૈકી કોઇપણ એક કલમમાંના કોઇપણ ઠરાવ પ્રમાણે પૂર્ણ રીતે ચાલેલો નથી, તો તે કોરટે લખી લેવામાં આવેલો મજકુર સદરહુ શખસે યોગ્યરીતે કહ્યો હતો તે બાબતનો પુરાવો લેવો; અને હિંદુસ્તાનના પુરાવાના આકટની ૯૧ મી કલમમાં ગમે તે કહ્યું હોય તોપણ, જો તે ચૂકથી તોહોમતવાળાને તે મુકદમાનાં ગુણદોષ ઉપરથી પોતાનો જવાબ કરવામાં નુકસાન નહિ પહોંચ્યું હોય, તો સદરહુ મજકુર પુરાવામાં લેવો જોઇયે.

(૨) આ કલમમાંના ઠરાવ અપીલ કોરટોને જે કોરટોને કામ લખી મોકલ્યું હોય તે કોરટોને, તથા તપાસ કરનારી કોરટોને લાગુ છે.

ટીકા – તોહમતદાર સામે ખુનનુ તોહમત છે અને તેણે કમીટીંગ માજીસ્રેટની આગળ કબુલાત કરી છે કબુલાત માજીસ્રેટના કારકુને મરાઠીમાં લખી લીધી જેણે સેસન કોરટમાં જુબાની આપી કે–તેણે તોહમતદારને વાંચી બતાવી હતી તેમાં લખેલુ ખરૂ છે એમ તેણે કબુલ કર્યું હતુ અને તેણે કુલકર્ણીને નિશાન લેવા કીધુ હતુ પણ તેણે તેમ કરયું નહી સેસન જડજે કબુલાત પુરાવામાં લીધી નહી કારણ કે તેણે કબુલાત કરયાની ના પાડી ને બીજો પુરાવો ન હોવાથી છોડી મુકયો ઠરાવ્યું કે–ના સાબીતનો ઠરાવ રદ કરવામાં આવે છે ને ફરી ચોકસી ચલાવવા હુકમ કરવામાં આવે છે સહી ન હોવાના લીધે કબુલાત પુરાવામાં વાપરી શકાય નહી પણ તે આ કલમ પ્રમાણે સાબીત થઇ શકે છે ને જો આ કલમ પ્રમાણે સાબીત થાય તો પુરાવામાં લઈ શકાય તોહમતદાર જ્યારે જુબાની આપ્યાની ના કહે છે ત્યારે સેસન જડજની ફરજ હતી કે કુલકર્ણી ને તપાસવો કે તેણે કબુલાત કરી હતી કે નહી અને તેની સહીશાથી ન થઇ પુરાવા એકટની ક. ૯૧ પ્રમાણે દસ્તાવેજી સંબંધી મુખ જુબાની પુરાવો લઇ શકાય નહી પણ આ કલમ સને ૧૮૮૨ ના પ્રેસીજર થશાથી તોહમતદારની કબુલાત માટે મુખ જુબાની પુરાવો આપી શકાય આ કલમના અપવાદ પ્રમાણે તેને બચાવ કરવામાં હકીકતમાં કંઈ નુકસાન ના લાગે તે સવાલ કેસની હકીકત પરથી ચુકવવો અને તે માટે કાંઇ ખાસ રૂલ ઠરાવી શકાય નહી રાણી વી. રઘુનાથ મુંબઇ હાઇ કોરટ ક્રી. રૂલીંગ ૯ સને ૧૮૯૮ ક. ૧૬૪ પ્રમાણે વર્તવાનો યત્ન ન કરવામાં આવ્યો હોયતો કબુલત આ કલમ મુજબ પુરાવામાં લેવાય નહી વીરાત ઇ. લો. રી. ૬ મ. ૨૬૪

૫૩૪. ૪૫૪ મી કલમની (૨) જી પેટા કલમ લાગુ પડતી હોય એવી બાબતમા, યુરોપીયન બ્રિટિશ રૈયત છે કે નહિ એમ કોરકમથી ફરમાવેલો સવાલ પણ શખસને પુછવામાં ન આવ્યું હોય તેથી કોઇ પણ ચલાવેલાં કામના કાયદેશરપણાને બાધ થશે નહિ.

૪૫૪ મી કલમની ૨ જી રકમથી ફરમાવેલો સવાલ નહિ પુછવા બાબત.

૫૩૫. (૧) કોઈ ઠરાવ કહી સંભળાવ્યો હોય અથવા કોઇ શિક્ષાનો હુકમ કર્યો હોય ત્યારે તોહોમતનામું તૈયાર કર્યું નહોતું એટલાજ સબબ ઉપરથી તે ઠરાવ અથવા શિક્ષાનો હુકમ ગેર કાયદેસર થાય છે એમ સમજવું નહિ, પણ જો તેથી ઈનસાફ બરાબર થયો નથી એમ અપીલ કોરટની અથવા તપાસ કરનારીની કોરટની નજરમાં આવે તો તે ગેરકાયદેસર થાય છે એમ સમજવું.

તોહોમતનામું તૈયાર નહિ કરવાનું ફળ.

(૨) જો અપીલ કોરટ અથવા તપાસ કરનારીની કોરટ એમ ધારે કે તોહોમત નામું તૈયાર નહિ કરવાથી ઇનસાફ બરાબર થયો નથી, તો તેણે તોહોમતનામું તૈયાર કરવાનો તથા તે તૈયાર કર્યા પછીના લગતના પર્યાયથી ઇનસાફ પાછો શરૂ કરવાનો હુકમ કરવો.

આસેસરોની મદદથી ઇનસાફ થઈ શકે એવા ગુન્હાનો ઇનસાફ જ્યુરીથી કરવા બાબત.

૫૩૬. (૧) આસેસરોની મદદથી ઇનસાફ કરવો જોઇયે એવા કોઈ ગુન્હાનો ઇનસાફ જ્યુરીની કરવામાં આવે, તો તેજ સબબ ઉપરથી તે ઇનસાફનું કામ ગેર કાયદેસર થશે નહિ.

જ્યુરીથી ઇનસાફ થઈ શકે એવા ગુન્હાનો ઇનસાફ આસેસરોની મદદથી કરવા બાબત.

(૨) જ્યુરીથી ઇનસાફ કરવો જોઇયે એવા કોઈ ગુન્હાનો ઇનસાફ આસેસરોની મદદથી કરવામાં આવે, તો કોરટ પોતાનો ઠરાવ દફતરમાં દાખલ કરે તેની અગાઉ તે વિશે હરકત લેવામાં ન આવે તો, તેજ સબબ ઉપરથી તે ઇનસાફનું કામ ગેર કાયદેસર થશે નહિ.

ટીકા—જ્યારે આસેસરની મદતથી કેસ ચાલતો હોય ત્યારે જ્યુરીએ શબ્દ વાપરવો નહી ગર્વમેંટ વી. ગોકલા આગ્રા મે ૩૦ ૧૮૯૨ પા. ૧૦૫ જે કેસમા સરકારે જ્યુરીથી રજુઆત ચલાવવાનુ ના ઠરાવ્યુ હોય તેવા કેસોમા જ્યુરીથી રજુઆત ચલાવવી કાયદા વિરૂધ ગણાતી નથી પણ જડજનો તે કેસમા તેનો પોતાનો ઠરાવ ગણી હકીકત ઉપર કેદીની અપીલ સાંભળવામા આવી હતી અલી વી. ઉરગાચરન શોમ ૨૪ વિ. રી. ૩૦ આસેસરથી રજુઆત ચલાવવા લાયક કેસની રજુઆત જ્યુરીથી કરવામા આવી હોયતો તે કારણથી રજુઆત કાયદા વિરૂધ ગણાતી નથી પણ જો કેસની રજુઆત આસેસરથી થઇ હોતતો તોહમતદારને હકીકત ઉપર અપીલ કરવાનો હકમળત તે હક જ્યુરીએ ચલાવેલી રજુઆત કાયદેસર છે એજ ફકત હકીકતથી જતો રેહતો નથી રાણી વી. મોહીમચંદરરાય ઈ. લો. રી. ૩ ક. ૭૯૫ રાણી વી. નોરદુ ૧૮ વિ. રી. ૫૯ આસેસરના મદતથી ઇનસાફ થઇ શકે તેવા કામમા જ્યુરીને મદતથી કર્યો હોય ને તે ઠરાવ સાથે જડજ મલતો ન આવે તો કેસ હાઇકોરટમા મોકલવો. સુરજ કુરમી ઇ. લો. રી. ૫૫ ક. ૫૫૫

ઠરાવ અથવા શિક્ષાનો હુકમ તોહમતનામામાં અથવા બીજા ચલાવેલાં કામમાં ચુક અથવા કસુરના સબબથી કયારે રદ થઇ શકે.

૫૩૭. યોગ્ય હકુમતવાળી કોઇ કોરટે કાંઇ ઠરાવ, શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ કર્યો હોય તે, આ કાયદામાં પાછળ કહેલા ઠરાવોને પાત્ર રહીને, ૨૭ મા બાબ પ્રમાણે અથવા અપાલમાં અથવા તપાસમાં હેઠળ લખેલાં કારણસર રદ કરવો નહિ અથવા ફેરવવો નહિ, એટલે—

(અ) ફરિયાદમાં, સમનમાં, વારંટમાં તોહોમતનામામાં જાહેરનામામાં હુકમમાં ફેંસલામાં અથવા ઇનસાફ થતાં પેહેલાં અથવા ઇનસાફ થતો હોય ત્યારે ચલાવેલાં બીજા કામમાં અથવા આ કાયદા પ્રમાણે કાંઇપણ ચોકશીમાં અથવાં બીજાં ચલાવેલાં કામમાં, કાંઈ પણ ચુક અથવા કસુર અથવા ગેરશિરસ્તો થયાને લીધે, અથવા

(બ) ૧૯૫ મી કલમ પ્રમાણે જે મંજુરિયતની જરૂર હોયતે મંજુરિયત નહિ હોવાને લિધે અથવા ગેરશિરસ્તે હોવાને લીધે અથવા ૪૭૬ મી કલમ મુજબ ચલાવેલા કામમાં ગેરશિરસ્તપણું થયાને લીધે, અથવા

(ક) ૩૨૪ મી કલમ પ્રમાણે જ્યુરરોની અથવા આસેસરોની ટીપ સુધારવાની કસુરને લીધે, અથવા

(ડ) જ્યુરીને કરેલા આદેશમાં કોઇ પણ ચુક થયાને લીધે;

પણ જો સદરહુ ચુકથી, કસુરથી, ગેરશિરસ્તપણાથી, મંજુરિયત ન હોવાથી અથવા જ્યુરીને કરેલા આદેશમાંહેની ચુકથી ખરેખર ગેર ઈનસાફ થયો હોય તો રદ કરવો અથવા ફેરવવો.

• ખુલાસો:—આ કાયદા મુજબ ચલાવેલાં કોઇપણ કામમાં, કંઇ પણ ચુક કસુર, અથવા ગેરશિરસ્તાથી ગેર ઈનસાફ થયો છે કે નહિ તે નક્કી કરવામાં કોરટે તે હરકત ચાલેલા કામના આગલા ભાગમાં લઈ શકાત કે નહિ અથવા લેવી જોઇતી હતી કે નહિ તે બાબત વિચાર કરવો જોઇયે.

## દૃષ્ટાંત.

માજીસ્ટ્રેટને કાયદા ઉપરથી દસ્તાવેજ ઉપર સહી કરવાનું ફરમાવ્યું છતાં તે પોતાની સહીના આદ્યાક્ષર લખે છે. આ ફક્ત ગેરશિરસ્તપણું છે, અને તેને લીધે ચલાવેલા કામના કાયદેસરપણાને બાધ આવતો નથી.

**ટીકા—યોગ્ય હકુમત વાળી કોઇ કોરટે** આ કલમમા યોગ્ય હકુમત વાલી કોટે • એ શબ્દનો અર્થ જે ગુન્હાનુ તોહમત મુકવામા આવ્યુછે તે ખાસ ગુન્હા માટે યોગ્ય હકુમત વાળી કોર્ટ એવો થાયછે રાણી વી મોહીમચંદ ઈ. લો. રી. ૩ ક. ૭૬૫ ત્થા રાણી વી. નોરકુ ૧૮ વિ. રી. ૫૯ ઇ. લો. રી. ૧૦ મુ. ૩૧૦ **ફરીયાદમા** ફરીયાદ ન લખી લીધી હોય તેટલા પરથી ઠરાવ રદ ન થાય મ. હા. કો. રી. ૩૫ **સમનમા** સમનને બદલે વારંટ કાઢ્યુ હોય તો તે કારણથી મુકદમો રદ થતો નથી અનીફ પટની વી. રામ સુદર ચકરવતી ૧ વિ. રી. ૧૬ **વારંટ** જુગારના કાયદા પ્રમાણે ઇનસપેકટરપર વારંટ કાઢવાને બદલે આસો. ઇનસપેકટર પર વારંટ કાઢ્યુ હોયતો આ કલમ પ્રમાણે ઢંકાઇજાય તેથી ભુલછે રાણી વી. હર દેવો દાસ વિ નોટસ ૧૮૮૪ પા ૨૮૭ રાણી વી. માનસીંગ વિ. નોટસ સને ૧૮૮૪ પા ૫૧ અ રાણી વી. મુસા વિ. નોટસ ૧૮૮૪ પા. ૫૯ **તોહમત નામામા અને ફેસલામા** તોહમત નમામા અને ફેસલામા બદ દાનતથી એ શબ્દો લખવા રહી ગયાહોય અને તોહમત દાર પર કઇ જાતના ગુન્હાનુ તોહમત રાખવામા આવુછે એ સ્પસ્ટ રીતે સમજ્યો હોય અને તેથી તેના વિરૂધ અભીપ્રાય બંધાઇ તેને કાંઇ નુકસાન ના થયુ હો:યતો તેથી કાંઈ ગુન્હો ને સજા રદ કરવાનુ કારણનથી રાણી વી. રખમા ૧૦ મુ. હા. કો. રી. ૩૭૩

ચલાવેલાં કામમાં ખામીને લીધે અથવા રીતની કસુરને લીધે જપ્તિ

**૫૩૮.** આ કાયદા પ્રમાણે કાંઇ જપ્તિ કરવામાં આવે ત્યારે સમનમાં, ગુન્હાની સાબિતીના ઠરાવમાં, જપ્તિના હુકમમાં અથવા તે સંબંધી ચલાવેલાં બીજા કામમાં કાંઈ પણ ખામીને લીધે અથવા રીતની કસુરને લીધે તે જપ્તિ ગેરકાયદેસર

ગેરકાયદેસર થશે નહિ અને જપ્તિ કરનાર સાપરાધ પ્રવેશ કરનાર થશે નહિ.

ગણવી નહિ, અને તે જપ્તિ કરનાર શખસને સાપરાધ પ્રવેશ કરનાર ગણવો નહિ.



## બાબ ૪૬ મો.

## પરચુરણ.

જે કોરટો તથા શખસો ની આગળ સોગનનામાં કરવાનો અધિકાર છે તે.

૫૩૯. કોઇ પણ હાઈ કોરટની આગળ અથવા સદરહુ કોરટના કોઇપણ અમલદારની આગળ કામમાં લેવાનાં સોગનનામાં તથા પ્રતિજ્ઞાઓ સદરહુ કોરટની આગળ, અથવા કલાર્ક ઓફ ધી ક્રૌનની આગળ, અથવા તે કામ માટે એવી કોરટે નિમેલા કોઈ પણ કમિશનર અથવા બીજા શખસની આગળ, અથવા કોઇ પણ જડજની આગળ, અથવા બ્રિટિશ હિંદુસ્તાનમાં રેકાર્ડની કોઇ પણ કોરટમાં કોઈ પણ સોગનનામાં લેવા માટે નિમેલા કોઇ પણ કમિશનરની આગળ, અથવા ઇંગ્લાંડમાં અથવા આયરલાંડમાં સોગન આપવા માટે નિમેલા કોઇ પણ કમિશનરની આગળ, અથવા સ્કાટલાંડમાં સોગનનામાં અથવા પ્રતિજ્ઞાઓ લેવાનો અધિકાર જે માજીસ્ત્રેટને આપ્યો હોય તે માજીસ્ત્રેટની આગળ, કરવાનો અધિકાર છે.

મુદ્દાના સાહેદને સમન કરવાનો, અથવા હાજર હોય એવા શખસની જબાની લેવાનો અધિકાર

૫૪૦. આ કાયદા પ્રમાણે કાંઇ પણ ચોકસી, ઇનસાફ અથવા બીજું કામ ચલાવવામાં આવતું હશે ત્યારે ગમે તે વખતે કોઇ પણ કોરટ કોઇ પણ સખસને શાહેદ દાખલ સમન કરવાને, અથવા કોઇ પણ શખસ હાજર હોય તેને શાહેદ દાખલ સમન કર્યો ન હોય તો પણ તેની જબાની લેવાને, અથવા જે શખસની જબાની લેવાઈ ચુકી હોય તે શખસને ફરીથી બોલાવીને તેની ફરી જબાની લેવાને મુખત્યાર છે; અને જો સદરહુ પ્રકારના કોઇ પણ શખસની શાહેદી તે મુકદમાનો વાજબી ફૈંસલો કરવા માટે તે કોરટને જરૂરની જણાય, તો તેણે તે શખસને સમન કરીને તેની જબાની લેવી અથવા તે શખસને ફરીથી બોલાવીને તેની ફરી જબાની લેવી.

ટીકા—મોઢાનો અને દસ્તાવેજી બને જાતનો પુરાવો લખવાનો માજીસ્ત્રેટને અખત્યાર છે રાણી વી. બક્ષદીઓશાઇ ઇ. લૉ. રી. ૨ અ. ૨૫૩ કોઈ બાબતની તપાસ કરવાની જરૂર હોય અથવા કોઇ સવાલની ચોખવટ કરવાની જરૂર હોય તેવા કેસમાં અને જે સાક્ષીને બોલાવવાનો ધાર્યો હોય તેની જુબાની પર કોર્ટ વિશ્વાસ રાખી શકે એમ હોય ત્યારે કોર્ટે તેને બોલાવવો પણ જેના પુરાવા પર કોર્ટ ભરૂસો રાખી શકે નહી તેને ન બોલાવવો રાણી વી. કાલીપ્રોસનોદાસ ઇ. લૉ. રી. ૧૪ ક. ૨૪૫ વારંટના મુકદમામાં કોઇ પણ કૃત્ય બાબત બે બાજુવાળા પુરાવો આપે તે લેવાની માજીસ્ત્રેટની મુખત્યારી છે પણ જો આરોપી તરફનો પુરાવો લેવાનો હોય તો વચમાં ફરીયાદી તરફના સાક્ષી ખાસ ને વાજબી કારણ હોય તોજ લેવા રાણી વી. રઘુજના ૧૨ વિ. રી. ૪૪ ફરીયાદી તરફનો કેસ પુરો થયા પેહલા બચાવ

તરફના સમન કરેલા સાક્ષીઓને બોલાવવા એવી સત્તા આપવાનો આ કલમનો ઈરાદો નથી. રાણી વી. હરગોવીંદ ઇ. લો. રી. ૧૪ અ. ૨૪૨ તોહમતદારને સાક્ષી તરીકે તપાસવો એવી સત્તા આ કલમથી મળતી નથી રાણી વી. સુબાયા ઈ. લો. રી. ૧૨ મ. ૪૫૧ પણ છોડી દીધેલા તોહમતદારને ફરીયાદી તરફના સાક્ષી તરીકે તપાસવા પ્રતીબંધ નથી રાણી વી. બીહારીલાલ ૭ વિ. રી. ૪૪ **કોર્ટે બોલાવેલા સાક્ષી સંબંધી પક્ષકારનો તપાસવાનો અધીકાર** પુરાવા એકટની ક. ૧૬૫ પ્રમાણે સમન કરી કોર્ટે બોલાવેલ સાક્ષીને ફરીયાદીના વકીલને ક્રોસ કરવા દેવાની ના પાડી ઠરાવ્યુ કે—ના પાડવામાં ખોટુ કર્યું છે ને ક. ૧૬૫ માં એવો કાંઈ પ્રતીબંધ નથી કે—કેસના પક્ષકારને ક્રોસ કરવાને હક નથી ગોપાલ લાલસીલ વી. માનીકલાલ સીલ ઇ. લો. રી. ૨૪ ક. ૨૮૮ ફરીયાદી તરફથી સાક્ષીને સમન કર્યો પણ બોલાવ્યો નહી તો બચાવવાળાને પોતાનો હક બજાવે તે સારૂ પાંજરામાં મુકવો જોઇએ તેવા સાક્ષીને પુરાવા એકટની ક. ૧૬૫ પ્રમાણે કોર્ટ તપાસેતો તોહમતદારને ક્રોસ કરવા દેવો જોઇએ રાણી ગીરીસ ચંદર ઇ. લો. રી. ૫ ક. ૬૧૪ **ગેરલગતા સવાલ પુછવાનો જડજનો અધીકાર** લગતી બાબતની સાબીતી મેળવવા ગેરલગતા સવાલ પુછવાનો જડજને અધીકાર છે (પુરાવા એકટની ૧૬૫ પ્રમાણે) પણ જો તેવા સ્વાલ સાક્ષીદાર સામે ફોજદારી કામ ચલાવવાના હેતુથી પુછતો હોય તો તેવા સ્વાલનો જવાબ દેવાને સાક્ષી બંધાએલ નથી ને ન જવાબ દેતો તેથી ક. ૧૭૯ પ્રમાણે ગુન્હેગાર પણ થાય નહી રાણી વી. હરીલછમન ઇ. લો. રી. ૧૦ મુ. ૧૮૫ **કોર્ટે સ્વાલ કયારે પુછવા** પુરાવા એકટની ક. ૧૩૮ પ્રમાણે સાક્ષીઓને તપાસવાનુ કામ વકીલોપર રાખવુ જોઇએ વકીલો મુદ્દાંના સ્વાલો અથવા સ્વાલ પુછવા મુકીદે ત્યારેજ કોર્ટે પુછવુ રાણી વી. તુરઅક્ષકાજી ઈ. લો. રી. ૬ ક. ૨૭૯ **સાક્ષીને બોલાવવા કયારે હક નથી** બને બાજુનો પુરાવો પુરો થયા પછી આસેસરોએ પોતાનો અભીપ્રાય આપ્યો હોય તેવા કેસોમાં આ કલમ પ્રમાણે પુરાવો લેવાનો સેસન જડજને અધીકાર નથી રાણી વી. અવલખાન પંજાબરી સ. ૧૮૯૨ પા. ૯.

કેદની જગા મુકરર કરવાનો અધિકાર.

**૫૪૧. (૧) વિધમાન કાળે ચાલુ હોય એવા કોઇપણ કાયદાથી બીજી રીતે ઠરાવ્યું નહિ હશે, તો જે શખસને આ કાયદા પ્રમાણે કેદ કરવાનો અથવા પેહેરામાં મોકલવાનો અધિકાર હશે તે શખસને કઇ જગામાં કેદ રાખવો એ ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.**

જે તોહોમતદારો અથવા ગુન્હો સાબિત થયાના ઠરાવ થયલા માણસો દિવાની તુરંગમાં કેદમાં હશે તેઓને ફોજદારી તુરંગમાં લઇ જવા તથા તેઓને દિવાની તુરંગમાં પાછા લાવવા.

**(૨) જો આ કાયદા પ્રમાણે તુરંગમાં નાખવાને અથવા પેહેરામાં આપવાને પાત્ર હોય એવો કોઇ શખસ દિવાની તુરંગમાં કેદમાં હોય, તો તે શખસને ફોજદારી તુરંગમાં લઈ જવો એવું ફરમાવવાને અધિકાર જે કોરટે અથવા માજીસ્ટ્રેટે તેને તુરંગમાં નાખવાનો અથવા પેહેરામાં આપવાનો હુકમ કર્યો હશે તે કોરટને અથવા માજીસ્ટ્રેટને છે.**

**(૩) જ્યારે કોઇ શખસને પેટા કલમ (૧) પ્રમાણે ફોજદારી તુરંગમાં લઇ ગયા હોય, ત્યારે તેને ત્યાંથી છોડી મુકયા પછી દિવાની તુરંગમાં પાછો મોકલવો, પણ હેઠળ લખેલી બે વાતો પૈકી કોઇપણ વાત બનેલી ન હોય તો, એટલે:—**

(અ) તેને ફોજદારી તુરંગમાં લઇ ગયા પછી ત્રણ વર્ષ થઇ ગયા હોય, તેમ થયું હોય તો દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૩૪૨ મી કલમ પ્રમાણે તેને દિવાની તુરંગમાંથી છોડી મુકયો છે એમ સમજવું; અથવા

(બ) જે કોરટે તેને દિવાની તુરંગમાં રાખવાનો હુકમ કર્યો હશે તે કોરટે જે અમલદારને સ્વાધીન ફોજદારી તુરંગ હોય તે અમલદારને એવો દાખલો લખી આપ્યો હોય કે દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીતના કાયદાની ૩૪૧ મી કલમ પ્રમાણે છુટી જવાનો તેને હક છે.

કેદી તુરંગમાં હોય તેની જબાની લેવા માટે તેને આણવાનો હુકમ કરવાનો પ્રસિડેન્સી માજીસ્ટ્રેટને અખત્યાર.

૫૪૨. (૧) સન ૧૮૬૯ ના કેદીઓની શાહેદી બાબતના આકટમાં ગમે તે કહ્યું હોય તે છતાં કોઇપણ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ પોતાની હુકુમતની સ્થાનિક હદમાંહેની કોઇ પણ તુરંગમાં કેદ રાખેલા કોઇ પણ સખસને પોતાની આગળ કોઇ પણ ચાલુ મુકદમામાં સાહેદ દાખલ અથવા તોહોમતવાળા સખસ દાખલ તપાસવાની ખાયશ રાખતો હોય, તો સદરહુ તુરંગ જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને હુકમ મોકલીને તે માજિસ્ટ્રેટ, તે કેદીને તેની આગળ જબાની આપવાસારૂ યોગ્ય પેહેરા સાથે તે હુકમમાં જણાવેલે વખતે આણવાનું ફરમાવવાને મુખત્યાર છે.

(૨) સદરહુ તુરંગ જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે સદરહુ હુકમ પહોંચેથી તે મુજબ ચાલવું, અને ઉપર કહેલાં કારણસારૂ તે તુરંગમાંથી કેદી ગેરહાજર રહે તે દરમિયાનમાં તેને સુરક્ષિત રીતે પેહેરામાં રાખવા માટે બંદોબસ્ત કરવો,

દુભાષીઓ ખરો તરજુમો કરીને સમજાવવાને બંધાયલો છે.

૫૪૩. જ્યારે કોઇ પુરાવો અથવા મજકુર તરજુમો કરીને સમજાવવા સારૂ કોઈ પણ ફોજદારી કોર્ટને કોઈ દુભાષીઆનો ઉપયોગ કરવો પડે, ત્યારે તે પુરાવાનો અથવા મજકુરનો ખરેખરો તરજુમો કરીને કેહેવાની તે દુભાષીઆની ફરજ છે એમ સમજવું.

ટીકા—ફોજદારી કોર્ટને × × × ઉપયોગ કરવો પડે સોગન પરનો દુભાષીયાની જ્યારે કોર્ટને જ્યુરી સાક્ષી જે ભાષામા જુબાની આપતો હોય ને તે ભાષાથી જ્યારે અજાણ્યા હોય ત્યારેજ જરૂર છે રાણી વી. મદન ૧૬ વિ. રી. ૬૧ સોગન બાબતનો એકટ સને ૧૮૭૩ નો ૧૦ મોની ક. ૫ ની રકમ બજુઓ.

ફરિયાદીઓના તથા સાહેદોના ખરચ બાબત.

૫૪૪. ગવર્નર જનરલ ઇનકૌન્સિલની અગાઉથી મંજુરી લઇને સ્થાનિક સરકારે કાંઈ પણ કાનુનો કરી હોય તેમને અનુસરીને, કોઇ પણ ફોજદારી કોરટ, પોતાને યોગ્ય જણાય તો આ કાયદા પ્રમાણે પોતાની આગળ કોઇ પણ ચોકસી, ઇનસાફ અથવા બીજું કામ ચલાવવામાં આવે તે કામ

**સારૂ કોઈ પણ ફરિયાદી અથવા શાહેદ હાજર થાય તેનો વાજબી ખરચ, સરકાર તરફથી, આપવાનો હુકમ કરવાને મુખત્યાર છે.**

**૫૪૫. (૧) જ્યારે કોઇ ફોજદારી કોરટ કોઈ પણ વિદ્યમાન કાળે ચાલુ હોય એવા કાયદા પ્રમાણે દંડ કરે અથવા અપીલમાં અથવા તપાસમાં અથવા બીજી રીતે દંડની શિક્ષા અથવા જે શિક્ષાનો એક ભાગ દંડ હોય તેવી શિક્ષા મંજુર કરે, ત્યારે ફેંસલો કરતી વખતે તે કોરટ, વસુલ કરેલો સઘળો દંડ અથવા તેમાંનો ગમે તે ભાગ હેઠળ લખ્યા પ્રમાણે ઉપયોગમાં લેવાનો હુકમ કરવાને મુખત્યાર છે.**

દંડમાંથી ખરચઅથવા નુકસાનીનો બદલો આપવાનો કોરટનો અધિકાર.

**(અ) ફરિયાદનું કામ ચલાવવામાં વાજબી રીતે થયલો ખરચ પુરો પાડવા સારૂ;**

**(બ) જ્યારે, તે કોરટના મત પ્રમાણે દિવાની દાવાથી નુકશાનીનો ભારે બદલો મળી શકતો હોય ત્યારે, કરેલા ગુન્હાથી થયેલી નુકસાનીનો બદલો અપવા સારૂ.**

**(૨) જેમાં અપીલ થઇ શકે એવા કોઇ મુકદ્દમામાં જો તે દંડ કરવામાં આવે તો, અપીલ કરવામાટે આપેલી મુદત વીતી ગયા પેહેલાં અથવા જો અપીલ કરવામાં આવે તો, તેનો ફેંસલો થતાં પેહેલાં, સદરહુ ખરચ અથવા નુકસાનીનો બદલો આપવો નહિ.**

**ટીકા–દંડ.** આ કલમ પ્રમાણે નુકસાનનો બદલો અમુક દંડ ઠરાવી તે દંડ માથી કોર્ટની નજરમા આવે તેટલી રકમ ફરીયાદીને આપવા હુકમ કરી શકાય. મોહેશ મંડળ વી. ભોળાનાથ ૩ ક. લો. રી. ૪૦૪ ફરોયાદી શીવાય બીજા કોઇને પણ દંડમાંથી ભાગ અપાવી શકાતો નથી રાણી વી. મુરતલાલ ૬ વિ. રી. ૯૩ પી. કો. ક. ૬૨ મુજબ મિલકત જપ્ત કરી ભાડુ તથા ઉપજ લેવાતી હોય તેમાંથી ખરચ અપાવવાનો હુકમ થઈ શકે નહી. રાણી વી. નાનુ પુતલુ મુ. હા. કો. ક્રી. રૂ. ૧૦ સને ૧૮૮૦ જેટલી રકમનો દંડ કર્યો હોય તેટલીજ રકમ બદલા પેટે આપવાને આ કલમ મુજબ હુકમ કરી શકાય બીરાબીન ચવડુ મુ. હા. કો. ક્રી. રૂ. ૧૮–૨–૯૪ લીંબા મુ. હા. કો. ક્રી. રૂ. ૨–૮–૮૮ તોહમતદારને છોડી મુકયો હોયતો બદલો અપાવાય નહી દંડ કર્યો હોય તોજ અપાવી શકાય બસ્તુદુમાજી મુ. હા. કો. ક્રી. ૨૪ ૯–૯૬ નારાયણ કેસકામત મુ. હા. કો. ક્રી. રૂ. ૨૦–૯–૮૮ આ કલમ પ્રમાણે દંડમાંથી અમુક રકમ આપવા હુકમ કરેલો ને તે રકમ આપી પાછળથી રીવીઝનમાં દંડ પાછો આપવા હુકમ થયો ઠરાવ્યુ કે–ફરીયાદી પાસેથી તે રકમ દંડની માફક વસુલ કરવી અને તે માટે દીવાની દાવો કરવા ન કેહવુ મુડાસદી વી. મનીરામ ઈ. લો. રી. ૧૯ અ. ૧૧૨ **ફેંસલો કરતી વખતે** કામમાં બતાવેલા જાતના ગુન્હા માટે ગુન્હેગાર ઠરાવી હુકમ અને સજા કરી હોય તેનો ભાંગ કંપન સેસન બાબતનો હુકમ જોઇએ સજા માર્યા પછી તોહમતદારની પાછળ આવો હુકમ થઈ શકે નહી રાણી વી. ગોરધનદાસ ૧૧ વિ. રી. ૫૩ શાવલીરામ નાનાજી મુ. હા. કો. ક્રી. રૂ. ૧–૯–૮૭ **ભારે બદલો** નુકસાન થયાને માટે નુકશાન થનાર માણસને બદલો અપાવ્યો હોય તો તેમાં દીવાની મુકદમાનુ નુકશાન આવી જાય છે રાણી વી. બારજો કરમી ૫ વિ. રી. ૭૬ જો કે ચોરાએલી મિલકત જડી આવી હોય અને તેના માલીકને મળી હોય તોપણ જે માણુસની ચોરી થઇ છે તેને કાંઈ નુકસાન થયુ હોય તેથી ચોકશી ચલાવનાર

માજીસ્ટ્રેટ તોહમતદારના કરેલા દંડમાંથી કાંઈ ભાગ અપાવે તો તે કાયદેસર છે શાણી વી. પ- સાપા ઉર્ફેનીંગા પા. ૫ મુ. હા. કો. રી. ૪૧ ગુન્હેગારને દંડની સજા કરેલી તેમાંથી નીરઅપરાધી ખરીદ કરનારને તેમાંથી અમુક રકમ આપવા હુકમ કર્યો તેમાં ઠરાવ્યુ કે-માજીસ્ટ્રેટને તેવો અધીકાર નથી આવા ખરીદદારને કરેલુ વેચાણ ગુન્હો નથી (ઇ. લો. રી. ૬ મ. ૨૮૬) ખરીદદારને ઇજા હક શીવાય વેચાણ કરેલુ તેથી થાય છે મારી આપાચેટી મ. હા. કો. પ્રો. ૯-૧૦-૮૫ નિરઅપરાધી ગીરો રાખનારને પણ બદલો અપાવી શકાય નહી રામાબાપુ મુ. હા. કો. ક્રી. રૂ. ૧૫-૧૨-૯૨ માજીસ્ટ્રેટની આગળ ખડો કરવામાં લાગેલુ ખર્ચ આ કલમ પ્રમાણે નુકસાન નથી રામાસ્વામી મદયુલી મુ. હા. કો. ક્રી. રૂ. તા. ૧૬-૬-૯૨ તોહમતદાર પર કામ ચાલ્યુ તેટલા વખત સુધી કામ ન થયુ તે બાબતનુ નુકસાન આ કલમ પ્રમાણે અપાવાય નહી ફકત કામ ચલાવવામાં થએલુ ખર્ચ અને નુકસાન માટે બદલો અપાવાય નારાયણ વામનજી પાટીલ ઇ. લો. રી. ૨૨ મુ. ૪૩૯ **વારસોને ન અપાવાય** ગુન્હાથી જે માણસને ઇજા થઈ હોય તેના શીવાય બીજાને ન અપાવાય તેથી મરનારના વારસને ન અપાવી શકાય રૂપાલસીંગ ૧૦ વિ. રી. ૩૯ ગફલતથી મોતના કામમાં મરનારની વીધવાને દંડમાંથી અમુક રકમ આપવા હુકમ કરેલો ઠરાવ્યુ કે-વીધવાને અપાવી શકાય નહી લછમકા ઈ. લો. રી. ૧૨ મ. ૩૫૨ અબદુલ રેહમાન મુ. હા. કો. ક્રી. રૂ. ૫-૭-૯૫ શીવખરામ ૭ મુ. હા. કો. ક્રી. કે. ૭૩ યાલા ગંગલુ ઈ. લો. રી. ૨૧ મ. ૭૪ તોહમતદાર સામે રૂસવતની તોહમત હતુ તેમાં રૂસવતની રકમ તથા ખરચ બદલ રૂ. ૧૦ ફરીયાદીની માને આપવા હુકમ કરેલો રૂપીઆ રૂસવતના અપાવવાનો હુકમ પણ કાયદા વિરૂધ છે નાનાસાહેબ ઇમામસાહેબ મુ. હા. કો. ક્રી. રૂ. ૧૯-૪-૮૮.

પછીથી દિવાનીમાં કરેલી ફરિયાદમાં ઉપર મુજબ આપેલી રકમો હિસાબમાં લેવી.

**૫૪૬. પછી તેજ બાબત સંબંધી દિવાની દાવો કરવામાં આવે તેમાં નુકસાનીનો બદલો આપવાનો હુકમ કરતી વખતે, ૫૪૫મી કલમપ્રમાણે નુકસાનીના બદલા દાખલ જે રકમ આપી હોય અથવા વસુલ કરી હોય તે રકમ કોરટે હિસાબમાં લેવી.**

**ટીકા—હીસાબમા લેવી** આ શબ્દનો અર્થ એવોછે કે—તે પછી દીવાની જે દાવો થાય તેમા માજીસ્ટ્રેટે ઠરાવેલુ કંપનસેસન હીસાબમા લેવુ પણ જે નુકસાન અપાવ્યું હોય તેમાંથી કમી કરવુ એમનહી વિલીઅમનિ ચોલસવી વીલીઅમ જાન અઇન સવરૂ રૂ ૨ વિ. રી. ૩૩૬

જે પૈસા આપવાનો હુકમ કર્યો હશે તે દંડ તરીકે વસુલ કરી શકાશે.

**૫૪૭. આ કાયદાપ્રમાણે કરેલા કાંઇપણ હુકમની રૂયે (દંડ શિવાય બીજા) જે પૈસા આપવાનો હશે તે જાણે દંડ હોય એવી રીતે વસુલ કરી શકાશે.**

ચલાવેલાં કામના કાગળોની નકલો.

**૫૪૮. કોઇ ફોજદારી કોરટે કરેલા ફેંસલા અથવા હુકમમાં જે શખસનો સંબંધ હોય તે શખસ જયુરીને જડજે જે આદેશ કર્યો હોય તેની અથવા કોઈપણ હુકમની અથવા જબાનીની અથવા દફતરના બીજા કોઇપણ ભાગની નકલ લેવાની ખાયસ રાખતો હોય, તો તે અરજી કરે એટલે તેને તે નકલ આપવી;**

**પણ એવું ઠરાવ્યું છે કે, કાંઈ વિશેષ કારણસર તે નકલ મફત આપવાનું કોરટને યોગ્ય લાગતું હોય તે શિવાયને પ્રસંગે તે શખસે તે નકલનો ખરચ આપવો.**

**ટીકા—મુ. હા. કો. સ. ભુકપાને જણાવ્યુ છે કે**—(૧) જે સખસને કાયદા પ્રમાણે કોઈપણ નકલ મફત મળવાનો હક હોય તે સખસ પાસેથી કોઈપણ પ્રકારે નકલ કરવાનુ લવાજમ લેવુનહિ (૨) તમામ નકલો ખરી હોવી જોઇએ એટલુજ નહી પણ તે ચોખા કારકુનના જેવા અક્ષરે થવી જોઇએ શીખાઉ વિધ્યાર્થીયો અને ઘરનુ કામ કરનાર નોકરો પાસે નકલો કરાવવી નહી નકલો મજબુત કાગલોપર કરવી અને તે ડુપલીકેટ કાગલોના દરેક તાવનો પહેલો ચોથો ભાગ હાસીઆના કોરો મુકી બાકી રહેલા અગાડીના ત્રણ ભાગ ઉપર કરવી (૩) સેસન કોર્ટો તથા માજીસ્ત્રેટની કોર્ટોમાના દરેક પ્રકારના દસ્તાવેજની નકલો કરવાને માટે ફી લેવાની તે સેસન જડજે અથવા ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટે ઠરાવવી અને જરૂર જણાયતો જુદી જુદી કોર્ટોને માટે જુદો જુદો દર ઠરાવવાને તેમને અખત્યાર છે પરંતુ એમ ઠરાવ્યુ છેકે—નકલો કરવાને માટે જે ફી લેવામા આવે તે હેઠલ લખેલા દર કરતા વધુ હોવી ન જોઇએ ૧ ઈંગ્રેજી નકલોને માટે દર ૨૫ શબ્દે અથવા તેના કોઈ ભાગે છ પઈ ૨ દેશી ભાષામા નકલો કરવાને માટે દર તેત્રીસ શબ્દે અથવા તેના કોઇ ભાગે છ પઇ ૩ દાખલે શુધ નકલોને માટે તપાસી મુકાબલા કરવાને માટે દર સો શબ્દ અથવા તેના કોઇ ભાગે અડધો આનો વધારે લેવામા આવસે સુચના માજીસ્ત્રેટના કામના દફતરો તપાસવાનેમાટે નકલોની ફી ઠરાવવામા આવીછે તે ઉપરાંત કાંઇ લેવામા આવસે નહી ૪ નકલ કરામણીના પૈસા જે સખસે નકલ કીધી હોય તેનેજ આપવાનો અધિકાર છે અથવા એમ પણ થઈ શકે કે—દરેક કોર્ટમા નકલોને માટે એક મહીનામા આવેલી તમામ ફી તે મહીનાની આખરે કોર્ટના ઉપરી જડજ અથવા માજીસ્ત્રેટ તે કોર્ટમા જેઓને નકલો કરવા રાખવામા આવ્યા હોય તે બધા સખસોમા પોતાની મરજી નિરૂપ વેહચી અપાવે નકલો કરવાને માટે બીજા હુશીઆર માણસો ન મળી શકે તેવા પ્રસંગ શીવાય કોર્ટના નિમણોકી ખાતાના પગારદાર પાસે નકલો કરાવવી નહી આવી રીતે કરેલી નકલોની ફી સરકાર ખાતે જમા કરવી (૬) નિમણોકી ખાતાના માણસો એ નોકરીના વખતના દરમ્યાન નકલો મુકાબલા કરવી અને આ કામનેમાટે જે ફી લેવામા આવે તે બીનચુકે સરકારમા જમા કરાવવી અપીલની મુદત ગઈ છે કે કેમ તે વિષેનો નિર્ણય કરવામા અપીલ કોર્ટોને સાધન મળે તેટલામાટે હૈ કોર્ટના તાબા માહેની પ્રત્યેક ફોજદારી કોર્ટે આ કાયદાની ક. ૩૭૧ અથવા આ કલમ મુજબ જજમેંટ હુકમ અથવા જ્યુરીને કહી સંભળાવેલા આ દેશની પ્રત્યેક નકલ ઉપર નિચે પ્રમાણે શેરા કરવા ૧ જે તારીખે નકલને માટે અરજી આપી હોય તે તારીખ ૨ જે તારીખે નકલ આપવાને માટે તૈયાર થઈ તે તારીખ ૩ જે તારીખે નકલ આપી તે તારીખ આધાર રહીત ફેરફાર થતા અટકાવવાને માટે તારીખો છુટે હરફે અક્ષરમા લખવી અને જે તારીખે શેરો કર્યો હોય તે તારીખે જણાવવી તોહમતદારને છોડી મુકયો હોયતો છોડી મુકયાના ઠરાવની નકલ ફરીયાદીને માગવાનો હકછે કારણ તેને તે હુકમની અસર થાયછે અબદુલ કાદર મુ. હા. કો. ક્રી. ૩૦–૯–૮૬ તથા બેંગાલ બેંક વી. દીનાનાથરોય ઇ. લો. રી. ૮૬–૧૬૬ આ કાયદાની ક. ૩૭૧ મી જુઓ વારંટ કેસમા જજમેંટની નકલપર કોર્ટ ફી સ્ટાંપની જરૂર નથી રાધાબીન બાબાજી મુ. હા. કો. ક્રી. રૂ. ૧૫–૩–૮૮ તથા જાહેર ખબર સને ૧૮૮૬ નંબર ૫૩૨ વાળી.

કોરટ માર્શલથી ઇનસાફ થવાને પાત્ર હોય તેવા

**૫૪૯. (૧) જે શખસોને લશ્કરી કાયદો લાગુ હોય તે શખસોને ઈનસાફ જે કોરટને આ કાયદો લાગુ હોય તે કોરટે કરવો જોઇયે કે કોરટ માર્શિયલથી કરવો જોઇયે તેવી બાબતો સંબંધી ગવર્નર જનરલ ઇનકૌંસિલ આ કાયદાને તથા**

શખસોને લશ્કરી અધિકારીઓને સ્વાધીન કરવા બાબત.

આર્મી આકટને અથવા વિદ્યમાન કાળે ચાલુ એવા હર-કોઈ કાયદાને અનુસરતી કાનુનો કરવાને મુખત્યાર છે; અને જ્યારે કોઈપણ શખસને કોઇ માજીસ્ટ્રેટ આગળ આ-ણ્યો હોય અને જે ગુન્હાબાબત આર્મી આકટની ૪૧ મી કલમ પ્રમાણે તેનો ઇન્સાફ કોર્ટમાર્શિયલથી કરવા જોગ હોય તે ગુન્હાનું તો-હોમત તેની ઉપર મુકયું હોય, ત્યારે તે માજીસ્ટ્રેટે સદરહુ કાનુનો નજરમાં રા-ખવી, અને યોગ્ય પ્રસંગે તે શખસને કોરટ માર્શિયલથી તેનો ઇનસાફ થવા માટે કે જે રેજીમેંટ, પલટણ અથવા ટુકડીમાં તે શખસ હોય તે રેજીમેંટ, પલટણ અ-થવા ટુકડીના કમાંડીંગ અમલદારને, અથવા પાસેમાં પાસેની લશ્કરી છાવણી-ના કમાંડીંગ અમલદારને, જે ગુન્હાનું તોહોમત તે શખસ ઉપર આવ્યું હોય તે ગુન્હાની હકિકત સાથે સ્વાધીન કરવો.

સદરહુ પ્રકારના શખસોને પકડવા બાબત.

(૨) સદરહુ પ્રકારની કોઇપણ જગાએ લશ્કરી સિપાઇની જે ટોળી છાવણી કરીને રહી હોય અથવા કામ કરતી હોય તે ટો ળીનો કમાંડીંગ અમલદાર, જે શખસનીઉપર સદરહુ ગુ ન્હાનું તોહોમત આવ્યું હોય તે શખસને પકડીને જા પ્તામાં રાખવા સારૂ લખેલી દરખાસ્ત કરે તે માજીસ્ટ્રેટ ને પોહોંચેથી તેણે તેમ કરવા સારૂ પોતાથી બનતી કોશીસ કરવી.

મિલકત ચોરાયલી છે એવો શક હોય તે પકડવાનો પોલીસને અધિકાર.

૫૫૦. કોઈ પણ પોલીસ અમલદારને, જે કોઇ પણ મિલકત ચોરાયલી કહેવાતી હોય, અથવા ચોરાયલી છે એમ શક આવતો હોય અથવા ગુન્હો થયાનો શક પેદા થાય એવા સંજો-ગમાં માલમ પડે તે મિલકત પકડવાનો અધિકાર છે. આવો પોલીસ અમલદાર, જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તેના તાબાનો અમલદાર હોય, તો તેણે તે અમલદારને તે મિલકત પકડાયા બદલ ખબર આપવી જોઇએ.

ટીકા—આ કલમ નવીન છે.

ઉંચા દરજ્જાના પોલીસ અમલદારોના અધિકાર.

૫૫૧. જે અમલદારના હવાલામાં પોલીસ-થાણું હોય તે અમલદાર પોતાનાં થણાની હદમાં જે અધિકાર ચલાવી શકે તેજ અધિકાર સદરહુ અમલદારથી ઉંચા દરજાના અમલદારો જે સ્થાનિક હદમાં પોતાને નિમ્યા હોય તે સ્થાનિક હદમાંહે સઘળે ઠેકાણે ચલાવવાને મુખત્યાર છે.

જે સ્ત્રીઓનું હરણ થયું હોય તે સ્ત્રીઓને પાછી આપવાની જરૂર પાડવાનો અધિકાર.

૫૫૨. કાંઈપણ ગેરકાયદેસર કારણ સારૂ કોઇ સ્ત્રીનું અથવા ચૌદ વર્ષની ઉમ્મરની કોઇ છોકરીનું હરણ થયા વિશે, અથવા તેને ગેરકાયદેસર રીતે અટકાવી રાખ્યા વિશે કોઇ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટને અથવા જીલ્લા માજીસ્ટ્રેટને સોગન ઉપર ફ-રિયાદ કરવામાં આવે તે ઉપરથી સદરહુ સ્ત્રીને તુરત છુટી કરવાનો અથવા સદરહુ છોકરી તેના ધણીને, મા બાપને, વાલીને અથવા બીજા જે શખસના કાયદેસર હવાલામાં

તે હોય તે શખસને તુરત પાછી આપવાનો હુકમ કરવાને, અને તે હુકમ પ્રમાણે ચાલવાની જરૂર પાડવાને, અને જરૂર પડે તેવું બળ વાપરવાને, તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

**ટીકા—ગેરકાયદેસર કારણ સારૂ અથવા ગેરકાયદેસર અટકાવી રાખ્યા વીશે.** ચૌદ વર્ષની હીંદુની છોડી પાદરીને ત્યાં ગઈ પાદરીએ મીશન હાઉસમાં રેહેવા દીધી. છોકરીની માએ તથા વરે આ કલમ પ્રમાણે અરજ કરી તેમા માજીસ્ટ્રેટે ઠરાવ્યું કે—જો કેમીશન હાઉસમા પોતાની મરજીથી ગઇ હતી તો પણ તે ગેરકાયદેસર ઇરાદાને માટે ગેરકાયદેસર કબજામાં હતી તેથી માને કબજે અપાવી ઠરાવ્યુ કે—એ છોડીએ મીસન હાઉસમાં રેહવાને કબુલાત આપી હોય કે ના હોય તો પણ તેણીને સંભાળવાનો જેઓ કાયદેસર હકદાર હત તેમની મરજી વિરૂધ છોડીને ત્યાં રાખી તેથી આ કલમના અર્થ પ્રમાણે ગેરવાજબી અટકાવ હતો ચૌદ વર્ષની નાની ઉમરની હીંદુ છોડી પોતાની મેળે મીસન હાઉસમાં ગઇ અને તેને ત્યાં રહેવા દીધા તેમા ઠરાવ્યુ કે—ગેરકાયદેસર કામને આ છોડીનો અટકાવ કરેલો નથી. કોઇ ખ્રીસ્તી છોકર પોતાના માબાપ તજી તે માબાપની મરજી વિરૂધ મુસલમાની ધર્મમા લેવરાવવાને અને મસજીદમા મુસલમાન થવા સારૂ રોકવામા આવ્યું કોર્ટ તેમા ને આ કેસમા કાંઇ ફેર નથી અબરામ વી. મહતાબુ ઇ. લો. રી. ૧૬ ક. ૪૮૭ આ કલમ મુજબ અરજ ફકત ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ સાંભળી હુકમ આપી શકે તેને ટ્રાન્સફર કરવા અધીકાર નથી. બાઇ ડાહી મુ. હા. કો. ફી. રૂ. ૧૮ સને ૧૮૯૮

૫૫૩. (૧) જ્યારે ઇલાકાના મુખ્ય શેહેરમાં કોઇ પણ શખસ બીજા કોઈ શખસને કોઇ પોલીસ અમલદાર પાસે પકડાવે, ત્યારે જે માજીસ્ટ્રેટ તે મુકદમો સાંભળે તે માજીસ્ટ્રેટને જો એમ જણાય કે એ પ્રમાણે પકડાવવાનો કાંઈ પુરતો સબબ નહોતો, તો તે માજીસ્ટ્રેટ યોગ્ય ધારે તેટલો નુકસાનીનો બદલો એ પ્રમાણે પકડાવનાર શખસે એ પ્રમાણે પકડેલા શખસને તેના વખતના નુકશાન બદલ તથા તે બાબતમાં થયલા ખરચ બદલ આપવાનો હુકમ કરવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે, પણ તે પચાસ રૂપીયા કરતાં વધારે હોવો જોઇયે નહિ.

ઇલાકાના મુખ્ય શેહેરમાં વગર સબબે જે શખસોને હવાલામાં આપ્યા હોય તે શખશોને નુકસાનીનો બદલો આપવા બાબત.

(૨) સદરહુ પ્રકારના મુકદમાઓમાં, જો એક કરતાં વધારે શખસોને પકડાવામાં આવે તો સદરહુ માજીસ્ટ્રેટ યોગ્ય ધારે તેટલો નુકસાનીનો બદલો તેવીજ રીતે, તેમાંના દરેક શખસને આપવાનો હુકમ કરવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે, પણ તે પચાસ રૂપિયા કરતાં વધારે હોવો જોઇયે નહિ.

(૩) આ કલમ પ્રમાણે જે નુકસાનીનો બદલો આપવાનો હુકમ કર્યો હોય તે સઘળો, જાણે તે દંડ હોય એવી રીતે, વસુલ કરવાનો અધિકાર છે- અને જો તે એ પ્રમાણે વસુલ થઇ શકે નાહ તો, જે શખસે તે આપવાનો હોય તે શખસને ત્રીસ દિવસ લગીની જેટલી મુદત તે માજીસ્ટ્રેટ ફરમાવે તેટલી મુદત સુધીની આસાન કેદની શિક્ષાનો હુકમ કરવો, પણ જો સદરહુ રકમ તે મુદત પુરી થતાં પેહેલાં આપવામાં આવે તો તેને છોડી મુકવો.

૫૫૪. (૧) કલકત્તાની હાઇકોરટ, ગવર્નર જનરલ ઈનકૌન્સિલની અગાઉથી મંજુરી લઇને, અને રાયલ ચાર્ટરથી સ્થાપેલી બીજી કોઈ હાઈ કોરટ, સ્થાનિક સરકારની અગાઉથી મંજુરી લઇને, તાબા માંહેની કોરટોનાં દફતર તપાસવા સારૂ વખતે વખતે કાનુનો કરવાને મુખત્યાર છે.

તાબામાંહેની કોરટોનાં દફતર તપાસવા સારૂ કાનુનો કરવાનો ચાર્ટર્ડ હાઇ કોરટોની અખત્યાર.

(૨) જે હાઈ કોરટ રાયલ ચાર્ટરથી સ્થાપેલી ન હોય તેવી દરેક હાઇ કોરટ, સ્થાનિક સરકારની અગાઉથી મંજુરી લઇને વખતે વખતે,

બીજી હાઇકોરટોનો બીજા કારણો સારૂ કનુનો કરવાનો અધિકાર.

(અ) પોતાના તાબામાંહેની સઘળી ફોજદારી કોરટોમાં જે ચોપડીઓ, નોંધો, તથા હિસાબો રાખવાના હોય તે સર્વે ચોપડીઓ, નોંધો તથા હિસાબો રાખવા માટે તથા સદરહુ કોરટોએ જે પત્રકો ( રિર્ટનો ) અથવા વિગતો તૈયાર કરીને મોકલવાની હોય તે પત્રકો અથવા વિગતો તૈયાર કરીને મોકલવા માટે, કાનુનો કરવાને;

(બ) સદરહુ કોરટોમાં જે જે કામ ચલાવવા માટે કાંઇ નમુના ઠરાવવા જોઇયે એવું પોતે ધારે તેવાં દરેક કામ માટે નમુના તૈયાર કરવાને,

(ક) પોતાના વહીવટ તથા કામ ચલાવવા માટે તથા પોતાના તાબા માંહેની સઘળી ફોજદારી કોરટોના વહિવટ તથા કામ ચલાવવા માટે કાનુનો કરવાને; અને

(ડ) દંડ વસુલ કરવા સારૂ આ કાયદા પ્રમાણે કાહાડેલાં વારંટો બજાવવા બાબત નિયમન કરવા સારૂ કાનુનો કરવાને,

મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે આ કલમ મુજબ કરેલી કાનુનો તથા નમુના આ કાયદાથી અથવા વિધમાન કાળે ચાલુ હોય એવા બીજા કોઇ પણ કાયદાથી વિરૂદ્ધ પડતાં હોવાં નહિ જોઇયે.

(૩) આ કલમ પ્રમાણે કરેલી સઘળી કાનુનો સ્થાનિક સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ કરવી જોઇયે.

૫૫૫. ૫૫૩ મી કલમથી તથા સન ૧૮૬૧ ના હિંદુસ્તાનના હાઇકોરટના આકટની ૧૫ મી કલમથી આપેલા અધિકારને પાત્ર રહીને, પાંચમા પરિશિષ્ટમાં લખેલા નમુના તેમાં કહેલા કારણો સારૂ દરેક કામની હકીકત પ્રમાણે જોઈતા ફેરફાર કરીને વાપરવા, અને વાપરવામાં આવશે તો પુરતા થશે.

નમુના.

૫૫૬. કોઇપણ જડજે અથવા માજીસ્ત્રેટે, પોતાની કોરટ ઉપર જે કોરટમાં અપીલ ચાલતી હશે તે કોરટની રજા લીધાવગર, જે મુકદમાનો પોતે પક્ષકાર હોય અથવા જે મુકદમામાં પોતાનો ખુદ હિતસંબંધ હોય તે મુયદમાનો ઇનસાફ

જે મુકદમામાં જડજને અથવા માજીસ્ત્રેટનો પો-

તાનો હિતસંબંધ હોય તે મુકદમાબાબત.

**કરવો નહિ અથવા ઇનસાફ થવાસારૂ તે મુકદમો કમિટ કરવો નહિ, અને કોઇપણ જડજે અથવા માજીસ્ત્રેટે પોતે જાતે કરેલા કોઇપણ ફેંસલાઉપર અથવા હુકમઉપર અપીલ સાંભળવી નહિ.**

**ખુલાશો:—કોઇ જડજ અથવા માજીસ્ત્રેટ મ્યુનિસિપલ કમિશનર છે અથવા કોઇ પણ મુકદમામાં તેનો સરકારી નાતાથી સંબંધ છે અથવા જે જગામાં ગુન્હો થયલો કહેવાતો હોય તે જગા અથવા બીજી કોઈ જગા જ્યાં કામને ઉપયોગી એવું બીજું કાંઈ કૃત્ય બન્યાનું કહેવાતું હોય તે જગા તેણે જોઇ છે અને મુકદમાના સંબંધમાં ચોકસી કરી છે એટલાજ ફક્ત સબબથી તે આ કલમના અર્થપ્રમાણે તે મુકદમાનો પક્ષકાર છે અથવા તે મુકદમામાં તેનો ખુદ પોતાનો હિતસંબંધ છે એવું સમજવું નહિ.**

## દષ્ટાંત.

**અ, કલેકટર તરીકે પોતાને પુરી પાડેલી ખબર ઉપર વિચાર કરીને, જકાત સંબંધી કાયદા તોડવા સારૂ બ ના ઉપર કામ ચલાવવાનું ફરમાવે છે. માજીસ્ત્રેટ તરીકે આ મુકદ્દમાનો ઈનસાફ કરવાને અ ના લાયક છે.**

**ટીકા—ખુદ હીત સંબંધ હોય** ઇકવીટીની કેહવત છે કે—પોતાના કામ માટે પોતે જડજ થઈ શકે નહી. આ કેહવતનો હેતુ જડજના પ્રમાણીકપણા વિશે શક લાવવા માટે નથી તેમજ તે ઇનસાફ કરવાને શક્તીમાન છે કે નહી તે નથી પણ કાયદાના ઉંચા તત્વ પર આ કલમ આધાર રાખે છે આ કેહવતનું ધોરણ ફીલાસાફી ( તત્વજ્ઞાન ) પર રહેલુ છે આખરે માણસજાત તે માણસ છે જડજ ગમે તેટલો પ્રમાણીક હોય તોપણ તેઓને સાંભળવાનું નથી રાણી વી. પોહપટ ક. વિ. નોટસ ૧૮૯૧ પા. ૪૮ ખુદ હીત સંબંધ એ શબ્દનો અર્થ બરાબર રીતે સમજી શકાય તેવો નથી આ શબ્દ ઘણા દુરના હીતને લાગુ પડતા નથી પણ પણ ખાસ તે નજીકના હીતને લાગુ પડે છે પોતાના સરકારી હોદ્દાની રૂઇએ તેનુ હીત હોય તે જાત હીત ગણાતુ નથી પણ ખાનગી માણસ તરીકે—તેનુ હીત હોય તેજ હીત ગણાય છે અનેરાની અરજી બાબત ૩. વિ. નોટસ સને ૧૮૯૩ પા. ૭૯ ખુદ હીત સંબંધમાં નાણા સંબંધી હીતનો પણ સમાસ થાય છે તેથી માજીસ્ત્રેટને કેસના પરીણામમાં ગમે તેટલુ પણ ઓછુ નાણા સંબંધી હીત હોય જેમકે—નજીવી કંપનીના નોકરે ચોરી કરી હોય ને તે કંપનીનો માજીસ્ત્રેટ શેરહોલ્ડર હોય તો તેથી તે કેસનો ઇનસાફ કરવાને લાયક નથી એ થોડરીગ્સ ઈ. લો. રી. ૨૦ મુ. ૫૦૨ અલુ નથુ ઇ. લો. રી. ૧૯. મુ. ૬૦૮ **ખુદ હીત સંબંધ ધરાવનારનો અર્થ એવો નથી કે**—ખાનગી હીત ધરાવનાર અથવા ખાનગી માણસ તરીકે છે. વળી ન્યાયની કોરટ ઉપર શક અને અવિશ્વાસ દુર થાય તે દુર કરવા માટે ને વિશ્વાસની લાગણીને ઉત્તેજન આપવા માટે છે. સારજીઅન્ટ વી. ડેલ લો. રી. ૨ કવીન્સ બેન્ચડી ૫૫૮ માજીસ્ત્રેટની સ્ત્રીની ગાડી જોડે તોહમતદારે બે ફીકરાઇથી ગાડી હાંકેલી તે બાબત તેને ગુન્હેગાર ઠરાવ્યો ઠરાવ્યુ કે—માજીસ્ત્રેટનુ હીત છે. માટે કામ ચલાવવાને તેને હકુમત નથી. રસ્તાની ખોટી બાજુએ તોહમતદારે ગાડી હાંકી તેથી બીજા માણસો સાથે માજીસ્ત્રેટને પણ ખોટી થવુ પડેલુ તેમા ઠરાવ્યુ કે—જેમને હરકત થએલી તેમા એક માજીસ્ત્રેટ પણ હતા માટે માજીસ્ત્રેટ કેસ ચલાવી શકે નહી. લાલાનુ મારૂતી મુ. હા. કો. ફી. ૨. ૧૫–૨–૮૭ **મ્યુનસીપાલ કમીશનર** છે તેની આગળ જે બાબતનુ કામ ચાલતુ હોય તેમા મ્યુનસીપાલ કમી-

શનર તરીકે—તેનો ખુદ સંબંધ હોય ત્યારે આ ખુલાસો લાગુ પડતો નથી પણ ખુલાસાનો હેતુ માજીસ્ટ્રેટ મ્યુનસીપાલ કમીશનર છે તેટલા પરથી વાંધો ઉઠાવતા પ્રતીબંધ કરવાનો છે. મ્યુનસીપાલ બાબત કે જે બાબત હુકમ કરેલો તે વખતે માજીસ્ટ્રેટ ચેરમેન તરીકે હાજર હતો અને તે હુકમ તોડયા બદલ કામ ચલાવી સજા કરી તેમાં ઠરાવ્યુ કે—તેવી બાબતમા તે ચો કશી ચલાવી શકે નહી. અરકચંદરપાલ વી. તારકચંદર ઈ. લો. રી. ૧૦ ક. ૧૦૩૦ માજીસ્ટ્રેટ મ્યુનસીપાલ કમીશનર છે તેટલા પરથી તે ચોકસી ચલવવાને ના લાયક નથી પણ મ્યુનીસીપાલેટીના ચેરમેન એ ખાતાનો અમલદાર છે શહેરના તંદુરસ્તી ખાતા વિરૂધના ગુન્હા કર્યા હોય તેમનીપર કામ ચલાવવાને યોગ્ય સખસ છે ને તેથી તેઓ કેસો ચલાવી શકે નહી. રાણી વી. એરૂગડુ ઇ. લો. રી. ૧૫ મ. ૮૩ ની સતારીની દેવી ઘોસ ઈ. લો. રી. ૨૩ ક. ૪૪ કોઇ ડીસ્ટ્રીકટ મ્યુનસીપાલેટીનો વાઇસ પ્રેસીડેંટ તથા મેનેજીંગ કમીટીનો ચેરમેન માજીસ્ટ્રેટ છે એટલી વાતને લીધે મ્યુનસીપાલેટીએ ૧૮૭૩ ના આ. ૬ ના આધારે તોહમત મુકયુ હોય તે તેની તપાસ કરવાને માજીસ્ટ્રેટ અયોગ્ય નથી પણ તે માણસપર કામ ચલાવવાની મંજુરી મેનેજીંગ કમીટીના સભાસદોએ આપી હોય તેમા માજીસ્ટ્રેટે સમતી આપી હોય અથવા બીજી રીતે તે માણસના ઉપર કામ ચલાવવાનુ ઉત્તેજન આપવામા તે સામેલ થયો હોય તો તે તપાસ કરવાને અયોગ્ય છે. ફીરોજશા પેસ્તનજી ઇ. લો. રી. ૧૮ મુ. ૪૪૨ **તેનો સરકારી નાતાથી સંબંધ છે** સ્ટાંપના કાયદા વિરૂધ ગુન્હો કરનાર તોહમતદાર સામે ફોજદારીમા કામ ચલવવા માટે કલેકટરે હુકમ આપ્યો તેજ કામમા તે ઇનસાફ કરવાને યોગ્ય નથી ગંગાધરભુજે ઇ. લો. રી. ૩ ક. ૬૨૨ માજીસ્ટ્રેટ તે જીલામા ઓપીયમ એડમીનીસ્ટ્રેટર હતો તેટલા પરથી તેનુ હીત ગણાતુ નથી. ને તેથી ૧૮૭૮ ના એકટ ૧ મુજબ ના ગુન્હા ચલાવાને તેને હરકત નથી ગતેશી ઈ. લો. રી. ૧૫ અ. ૧૯૨ સ્ટાંપ એકટ વિરૂધના જે ગુન્હા થાય તે માટે પ્રથમ દર્શનીક કલેકટર જવાબ દારછે ને તેથી તે બાબતના કેસ તે ચલાવી શકે નહી. રાણી વી. દેવકીનંદલાલ ઇ. લો. રી. ૨ અ. ૮૦૬ સેટલમેંટ ઓફીસર તરીકે હાજર થવા સમન કર્યો પછે તે સમન અમાન્ય કર્યા બાબત તે કામ ચલાવી શકે નહી કારણકે ક. ૪૭૧–૪૭૩ વિરૂધ છે. રાણી વી. સુખરાઈ ઈ. લો. રી. ૨ અ. ૪૦૫ કલેકટર તરીકે જે કામ ચલાવવા હુકમ કર્યો હોય તે કામમા માજીસ્ટ્રેટ તરીકે કામ ચલાવી શકે નહિ રાણી વી. નાદીચંદર પાદર ૨૪ વિ. રી. ૧ **જગા જોઇએ અને ચોકશી કરીછે** જે માજીસ્ટ્રેટને પોતાના અધિકારના રૂઇએ એકાદ કામમા પ્રોસીડીંગ સરૂ કરવાની તેની ફરજ હોય તે કર્યાથી કામ ચલાવવાને હરકત આવતી નથી પણ ન્યાયાધીકારીની રૂઇએ જે કામ કરવાની જરૂર ન હોય તે અને તે અપરાધનો પતો લાવવાનુ અને ફોજદારીમા આરોપીને ઘસડવાનુ કામ તેણે કર્યુ હોય અને સરકાર તરફથી પોતે મુખ્ય સાક્ષી હોય ત્યારે ઇનસાફ કરેલા નહી. ભોલાનાથસેન ઇ લો. રી. ૨ ક. ૨૨૩ પોતાની આગલ પોતે સાક્ષી થઈ શકતો નથી ને તેમ છતા સાક્ષી આપી હોય તો તેણે કરેલો ઠરાવ રદ થશે ડોનેલી ઇ. લો. રી. ૨ ક. ૪૦૫ માજીસ્ટ્રેટની કોરટમા હંગામા અને બીગાડની ફરીયાદ કરી હતી તે માજીસ્ટ્રેટે તકરારી જગાની જાતે તપાસકરી તેમા ઠરાવ્યુકે એમ કરવાથી પોતે કેસમા સાક્ષી તરીકે બન્યોછે અને તેથી તે કેસ ચલાવવાને પોતે ના લાયક થયોછે ને પોતાની આગલ પોતે સાક્ષી આપી શકે નહી રાણી વી. મનીકાન ઇ. લો. રી. ૧૯ મ. ૨૬૩ તાબાના સખસની વિરૂધ ખાતાની રૂઇએની તજવીજમા ભાગ લીધો હોય સલાહ આપી હોય તો તે તાબાના સખસ પર કામ ચલાવવાને લાયક નથી વીશ્રુવામાનદેશપાંડે મુ. હા. કો. ફી. રૂ. ૨૧–૧૨–૯૨ ફરીયાદીના ખરાપણા બાબત શક પડવાથી માજીસ્ટ્રેટ ક.

૨૦૨ પ્રમાણે તપાસ કરી બાદ તોહમતદાર પર પ્રોસેસ કાઢયુ તે બંને બાજુનો તથા પોતે એ-લાવેલો પુરાવો લઇ નિકાલ કર્યો ઠરાવ્યુકે ક. ૨૦૨ પ્રમાણે તપાસ કરે તેથી આ કલમ પ્રમાણે કામ ચલાવવાને ના લાયકી આવતી નથી અનદા બંદસીંગ વી. બાસુમધ ઈ. લો. રી ૨૪ ક. ૧૬૭

વકીલાત કરનાર પ્લીડર મુકરર કોરટોમાં માજીસ્ત્રેટ તરીકે બેસી શકે નહિ.

**૫૫૭. ઇલાકાના મુખ્ય શેહેરમાંના અથવા જીલ્લામાંના કોઇપણ માજીસ્ત્રેટની કોરટમાં વકીલાત કરનાર કોઇપણ પ્લીડર સદરહુ કોરટમાં અથવા તે કોરટની હકુમતની અંદરની કોઇપણ કોરટમાં માજીસ્ત્રેટ તરીકે બેસી શકશે નહિ.**

કોરટોની ભાષા નક્કી કરવાનો અધિકાર.

**૫૫૮. જે મુલકોનો રાજ્યકારભાર સ્થાનિક સરકાર ચલાવતી હોય તે મુલકોમાંની રાયલ ચાર્ટરથી સ્થાપેલી હાઇકોરટો શિવાય બીજી દરેક કોરટમાં કઇ ભષા, આ કાયદાનાં કારણસારૂ તે કોરટની ભાષા સમજવી તે નક્કી કરવાને સદરહુ સરકાર મુખત્યાર છે.**

ગવર્નર જનરલ ઇનકૈન્સિલના તથા સ્થાનિક સરકારના અધિકાર વખતે વખતે ચલાવી શકાય.

**૫૫૯. આ કાયદાથી ગવર્નર જનરલ ઇનકૌન્સિલને અથવા સ્થાનિક સરકારને આપેલા સઘળા અધિકારો જેમ પ્રસંગ પડે તેમ વખતે વખતે ચલાવવાનો અખત્યાર છે.**

વેચાણમાં જેમનો સંબંધ હોય એવા અમલદારોએ મિલકત વેચાતી લેવી નહિ અથવા માગણી કરવી નહિ.

**૫૬૦. આ કાયદાપ્રમાણે કોઇપણ મિલકતના વેચાણના સંબંધમાં કાંઇ-પણ ફરજ બજાવવાની હોય એવા કોઇ સરકારી નોકરે તે મિલકત વેચાતી લેવી નહિ અથવા તેની માગણી કરવી નહિ,**

ટીકા—આ કલમ નવીન છે.

કોઇવાર બલાત્કાર સંભોગનો ગુન્હો કરે તેના સંબંધમાં વિશેષ ઠરાવ.

૫૬૧. (૧) આ કાયદામાં ગમે તે ઠરાવ હોય તો પણ, ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ અથવા જીલ્લા માજીસ્ત્રેટ શિવાય બીજા કોઇ પણ માજીસ્ત્રેટે નિચે પ્રમાણે કરવું નહિ—

(અ) એકાદ પુરૂષે પોતાની વહુસાથે બલાત્કાર સંભોગ કર્યો હોય તે પ્રસંગે તે બલાત્કાર સંભોગનો ગુન્હો સાંભળવો નહિં, અથવા

(બ) સદરહુ પુરૂષને એવા ગુન્હામાટે ઈનસાફ થવાસારૂ કમિટ કરવો નહિ.

(૨) અને, આ કાયદામાં ગમે તે ઠરાવ હોયં તે છતાં, જો આ કલમની પેટા કલમ (૧) માં કહેલા પ્રકારના ગુન્હાના સંબંધમાં કોઇ પણ પોલીસ અમલદાર મારફત તપાસ કરવાને હુકમ કરવાનું ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટને અથવા જીલ્લા માજીસ્ત્રેટને જરૂરનું દેખાય તો, એવી તપાસ કરવા સારૂ

અથવા તેમાં ભાગ લેવા સારૂ પોલીસ ઇન્સ્પેક્ટરના દરજ્જા કરતાં ઉતરતા દરજ્જાના કોઈ પણ પોલીસ અમલદારને કામે લગાડવો નહિ.

ટીકા—આ કલમ નવીન છે

## પ્રથમ ગુન્હાના કરનારા.

શિક્ષા કરવાને બદલે સારી વર્તણુકની શરતે છોડી મુકવાનો કોરટને અધિકાર.

૫૬૨. (૧) જે કોઇપણ મુકદ્દમા એકાદા માણસ ઉપર કોઈપણ કોરટમાં, ચોરીના એકાદા ઘરમાં ચોરીના, સાપરાધ ખોટા ઉપયોગના, ઠગાઇના અથવા વત્તામાંવત્તા બે વર્ષ સુધીની કેદની શિક્ષા જે બદલ ઠરાવી હોય એવા બીજા કોઇપણ ગુન્હાની સાબિતીનો ઠરાવ થયો હોય, અને તેના ઉપર તે આગાઉ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો નહિં હોય, તે મુકદ્દમામાં જો, તે માણસ ઉપર જે કોરટ આગળ સદરહુ પ્રમાણે ગુન્હાની સાબિતીનો ઠરાવ થયો હોય તે કોરટને એમ લાગે કે તે ગુન્હેગારની તરૂણાવસ્થા ચાલચલણ તથા અગાઉની વર્તણુક તરફ તથા ગુન્હાના ન જીવા સ્વરૂપ તરફ તથા ગુન્હો ઓછો કરનારા જે કોઈપણ પ્રસંગે કરવામાં આવ્યો હતો તે પ્રસંગ તરફ જોતાં, તે ગુન્હેગારને સારી વર્તણુકની શરતે છોડી મુકવો યોગ્ય છે, તો તેને એકદમ કોઇપણ શિક્ષા કરવાને બદલે તે કોરટ એવું ફરમાવવાને મુખત્યાર છે કે તે ગુન્હેગાર પોતાને બોલાવવામાં આવે ત્યારે હાજર થઇને ફેંસલો સાંભળવાસારૂ તથા દરમિયાન સુલેહ રાખવા તથા સારી રીતે ચાલવાસારૂ જામીનો સાથેનું અથવા વગર જામીનોનું તથા કોરટ ફરમાવે તેટલી વત્તામાંવત્તી ૧ વર્ષની મુદત સુધીનું ખત લખી આપે તો તેને છોડી મુકવો.

પરંતુ એવું ઠરાવ્યું છે કે, ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટે અથવા એ કામસારૂ ખાસ અધિકાર નહિ આપ્યો હોય એવા બીજા વર્ગના માજીસ્ટ્રેટે પ્રથમ ગુન્હો કરનારા કોઈપણ શખસની ઉપર ગુન્હો સાબિતથયાનો ઠરાવ કર્યો હોય અને તે માજીસ્ટ્રેટની નજરમાં એમ આવે કે આ કલમની રૂયે આપેલા અધિકાર ચલાવવા જોઇયે, ત્યારે તેણે પોતાનો એવી રીતનો મત દફતરમાં દાખલ કરવો તથા ચલાવેલું કામ પહેલા વર્ગના માજીસ્ટ્રેટને અથવા પેટા હુકુમી માજીસ્ટ્રેટને મોકલવું તથા તોહોમતદારને તે માજીસ્ટ્રેટ આગળ મોકલવો અથવા તેની આગળ હાજર થવા બાબત જામીન લેવો, અને તે માજીસ્ટ્રેટે ૩૮૦ મી કલમમાં ઠરાવેલી રીતે તે મુકદ્દમાનો ચિકાલ કરવો.

ટીકા—આ કલમ તદન નવીન છે.

ગુન્હેગાર પોતાના મુચલકામાંની શરતો પાળવી ચુકે તે બાબતમાં ઠરાવ.

૫૬૩. (૧) જે કોરટે ગુન્હેગાર ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તેની અથવા જે કોરટ ગુન્હેગારના અસલ ગુન્હાની વ્યવસ્થા કરી શકતે તે કોરટની એવી ખાત્રી થાય કે તે ગુન્હેગાર પોતાના મુચલકામાંની કોઇ પણ શરત પાળવાને ચુકયો છે તો, તે કોરટ તેને પકડવાનું વારંટ કાહાડવાને મુખત્યાર છે.

ગુન્હેગાર પોતાના મુચલકામાંની શરતો પાળવાને ચુકે તે બાબતમાં ઠરાવ

વ્યવસ્થા કરી શકતે તે કોરટની એવી ખાત્રી થાય કે તે ગુન્હેગાર પોતાના મુચલકામાંની કોઈપણ શરત પાળવાને ચુકયો છે તો, તે કોરટ તેને પકડવાનું વારંટ કાહાડવાને મુખત્યાર છે.

(૨) કોઇ ગુન્હેગારને એવા કોઈપણ વારંટ ઉપરથી પકડવામાં આવે ત્યારે, જે કોરટે વારંટ કાઢયું હોય તેની આગળ તેને તાબડતોબ આણવો જોઇયે, અને તે કોરટ તે મુકદમો સાંભળવામાં આવે ત્યાં સુધી તેને કેદમાં પાછો મોકલવાને અથવા શિક્ષાનો હુકમ સાંભળવાસારૂ તે હાજર થશે એવી શરતે પુરતા તારણ સહિત તેનો જામીન લેવાને મુખત્યાર છે. તે કોરટ તે મુકદમો સાંભળ્યા પછી શિક્ષા કરવાને મુખત્યાર છે.

ટીકા—આ કલમ નવીન છે.

ગુન્હેગારની રેહેવાની જગા સંબંધી શરતો.

૫૬૪. (૧) ૫૬૨ મી કલમના ઠરાવ મુજબ ગુન્હેગારને છોડી મુકવાનું ફરામવતાં પેહેલાં કોરટની નીચેની બાબત, એટલે જે જગામાં તે કોરટ કામ કરતી હશે તે જગામાં અથવા, સદરહુ શરત પાળવા સારૂ ઠરાવેલી મુદતમાં ગુન્હેગારનો જે જગામાં રેહેવાનો સંભવ હોય તે જગામાં, ગુન્હેગારનું અથવા તેના જામીનનું કાયમનું રેહેવાનું ઠેકાણું છે અથવા હમેશનો ધંધો છે એ બાબત ખાત્રી થવી જોઇયે.

(૨) આ કલમમાંહેના અથવા કલમો ૫૬૨ તથા ૫૬૩ માંહેના કોઇ પણ ઠરાવો ઉપરથી સન ૧૮૯૭ ના સનમાર્ગપ્રર્વતક શાળાબાબતના આકટની ૩૧ મી કલમમાંહેના ઠરાવોને બાધ આવે છે એમ સમજવું નહિ.

ટીકા—આ કલમ નવીન છે.

## અગાઉ જેમના પર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તેવા ગુન્હેગારો.

જેના ઉપર અગાઉ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તેવા ગુન્હેગારનો પત્તો જાહેર કરવા બાબતનો હુકમ.

૫૬૫. (૧) જ્યારે કોઈ શખસ ઉપર, હિંદુસ્તાનના ફોજદારી કાયદાના ૧૨ મા બાબ મુજબ અથવા ૧૭ મા બાબ મુજબ ત્રણ વર્ષની અથવા તેથી વધારે મુદત સુધી કેદની શિક્ષા થવાજોગ કોઇ પણ ગુન્હાની સાબિતીનો ઠરાવ થયો હોય અને તેના ઉપર ફરીથી, હાઇકોરટ, સેશન કોરટ, પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ, જીલ્લા માજીસ્ત્રેટ, પેટા તુકડી માજીસ્ત્રેટ- અથવા આ બાબત સ્થાનિક સરકારે ખસુસરીતે અધિકાર આપેલો કોઇ પણ પેહેલા વરગનો માજીસ્ત્રેટ, સદરહુ કોઇ પણ એક બાબ મુજબ ત્રણ વરસની અથવા તેથી વધારે મુદત સુધી કેદની શિક્ષા થવા જોગ કોઇ પણ ગુન્હાની સાબિતીનો ઠરાવ કરે, ત્યારે તે કોરટ અથવા માજીસ્ત્રેટ યોગ્ય ધારે તો, તે કોરટ અથવા તે માજીસ્ત્રેટ, તે શખસ

ને સમુદ્રપારની અથવા કેદની શિક્ષા કરતી વખતે, એવોપણ હુકમ કરવાને મુખત્યાર છે કે સદરહુ શિક્ષા જે તારીખે પુરી થાય તે તારીખથી વત્તામાં વત્તી પાંચ વરસની મુદત સુધી, આગળ ઠરાવ્યા પ્રમાણે, તે છુટી ગયા પછી તેનું રહેવાનું ઠેકાણું તથા તેમાં કંઇ ફેરફાર કરવામાં આવે તો તે જાહેર કરવું.

(૨) જો સદરહુ ગુન્હાની સાબિતીનો ઠરાવ, અપીલમાં અથવા બીજી રીતે રદ કરવામાં આવે તો, સદરહુ પ્રકારનો હુકમ રદ થશે એમ સમજવું.

(૩) સ્થાનિક સરકાર, ગવર્નર જનરલ ઇનકૌન્સિલની પ્રથમ મંજુરી લઇને, છોડી મુકેલા ગુન્હેગારોની રહેવાની જગા જાહેર કરવા સંબંધી આ કલમના ઠરાવો અમલમાં મુકવા સારૂ કાનુનો કરવાને મુખત્યાર છે.

(૪) એવી રીતે કરેલી કોઇ કાનુન મુજબ ચાલવાને કોઇ સખસ ના પાડશે અથવા ગફલત કરશે તેને, જાણે હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૭૬ મી કલમ મુજબ ગુન્હો કર્યો હોય તે પ્રમાણે શીક્ષા કરવામાં આવશે.



# પરિશિષ્ટ ૧.

## રદ કરેલા કાયદા

(૨ જી કલમ જુઓ.)

| વર્ષ. | નંબર. | ટુંકું નામ અથવા વિષય. | કેટલો રદ કર્યો તે. |
|---|---|---|---|
| ૧૮૭૫ | ૧૦ | હૈ કોર્ટોમાં ફોજદારી કામ ચલાવવાની રીત. | સઘળો. |
| ૧૮૮૨ | ૧૦ | સન ૧૮૮૨ નો ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો, | સઘળો. |
| ૧૮૮૪ | ૩ | સન ૧૮૮૪ ના ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો સુધારવા બાબતનો આક્ટ. | સઘળો. |
| ૧૮૮૬ | ૧૦ | સન ૧૮૮૨ નો ફોજદારી કામ ચલાવવાની રીત બાબતનો કાયદો તથા બિજા કેટલાક આક્ટ સુધારવાવિશેનો આક્ટ. | કલમ ૧ થી ૧૫ (બન્ને સુદ્ધાં) |
| ૧૮૮૭ | ૫ | સન ૧૮૮૨ નો ફોજદારી કામ ચલાવવાની રીત બાબતનો કાયદો સુધારવાનો આક્ટ. | સઘળો. |
| " | ૧૪ | સન ૧૮૮૭ નો ઇન્ડિયન મેરીન આક્ટ. | ૭૮ મી કલમ. |
| ૧૮૮૯ | ૧ | સન ૧૮૮૯ નો ધાતુનાં પ્રતિનાણાં બાબતનો આક્ટ. | ૭ મી કલમ. |
| " | ૫ | મદ્રાસના કોરોનરનો હોદ્દો રદ કરવા બાબત. | ૪ થી કલમની પેટા કલમ(૧) |
| " | ૧૧ | સન ૧૮૮૯ નો દક્ષિણ બ્રહ્મદેશમાંની કોર્ટો બાબતનો આક્ટ. | સન ૧૮૮૨ ના ફોજદારી કામ ચલાવવાનીરીત બાબતના કાયદાનેજેટલો લાગુ હોયતેટલો બીજા પરિશિષ્ટનો ભાગ. |
| " | ૧૩ | સન ૧૮૮૯ નો કેન્ટોન્મેન્ટ આક્ટ. | સન૧૮૮૨નાહિંદુસ્તાનનાફોજદારીકામચલાવવાનીરીતબાબતનાકાયદાનેજેટલો લાગુ હોય તેટલો પરિશિષ્ટનો ભાગ. |
| ૧૮૯૧ | ૩ | સન ૧૮૭૨ નો હિંદુસ્તાનનો પુરાવાનો કાયદો તથા સન ૧૮૮૨ નોફોજદારી કામ ચલાવવાની રીત બાબતનો કાયદો સુધારવા વિષેનો આક્ટ. | ૯ મી કલમ. |

| | | | |
|---|---|---|---|
| „ | ૪ | સન ૧૮૮૨ નો ફોજદારી કામ ચલાવવાની રીત બાબતનો કાયદો સુધારવા વિશેનો આક્ટ. | સઘળો. |
| ૧૮૯૧ | ૧૦ | હિંદુસ્તાનનો ફોજદારી કાયદો તથા સન ૧૮૮૨ નો ફોજદારી કામ ચલાવવાના રીતનો કાયદો સુધારવા બાબતનો આક્ટ. | ૨ જી તથા ૩ જી કલમો. |
| „ | ૧૨ | સન ૧૮૯૧ નો કાયદા રદ કરવા બાબત તથા સુધારવા બાબતનો આક્ટ. | સન ૧૮૮૨ના ફોજદારી કામ ચલાવાની રીતના કાયદાને લાગુ હોય તેટલો. |
| ૧૮૯૪ | ૩ | સન ૧૮૮૨ નો ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો તથા હિંદુસ્તાનનો ફોજદારી કાયદો સુધારવા બાબતનો આક્ટ. | કલમો ૧ થી ૪ (બંને સુદ્ધાં) |
| „ | ૧૦ | સન ૧૮૮૨નો ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો સુધારવા બાબતનો આક્ટ. | સઘળો. |
| ૧૮૯૫ | ૪ | સન ૧૮૮૨ ના ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૩૬૬ મી તથા ૩૭૨ મી કલમો સુધારવા બાબતનો આક્ટ. | સઘળો. |
| ૧૮૯૬ | ૧૩ | સન ૧૮૮૨ નો ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદો સુધારવા બાબતનો આક્ટ. | સઘળો. |



# પારાશષ્ટ ૨ જું.

## ગુન્હાઓની વિગતનું કોષ્ટક

ખુલાસો:—"ગૂન્હો" તથા "હિંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબ શિક્ષા" એવાં મથાળાં નાં આ પરિશિષ્ટનાં બીજાં તથા સાતમાં આસન મધ્યે જે મજકુર લખ્યો છે તે તેમના સંબંધની હિંદુસ્તાનના ફોજદારી કાયદાની જુદી જુદી કલમોમાં બયાન કરેલા ગુન્હાઓ તથા શિક્ષાઓની વ્યાખ્યા દાખલ લખ્યો છે એમ, અથવા તે કલમોના સાર દાખલ લખ્યોછે એમ પણ સમજવું નહિ; તે તો પેહેલા આસન મધ્યે જે કલમની સંખ્યા લખી છે તે કલમમાં શો વિષય છે તેની માત્ર સુચનાર્થે લખ્યો છે

આ પરિશિષ્ટનું ત્રીજુ આસન કલકત્તા તથા મુંબઇ એ શેહેરોના પોલીસને પણ લાગુ છે.

### ભાગ ૫ મો—મદદગારી બાબત.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|
| કલમ. | ગુન્હો | વગર વારંટે પોલીસ પકડી શકે કે નહિ. | ઘણું કરીને પ્રથમ વારંટનકળે કે સમન. | જામીનલઇશકાય કે નહિ. | માંડીવાળી શકાય કેનહિ. | હિંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબ શિક્ષા. | કઇ કોર્ટથી ઇન્સાફ થઇ શકે. |
| ૧૦૯ | કોઇ ગુન્હાની મદદગારી, જો તે મદદગારી પરથી મદદગારી કરેલું કામ કરવામાં આવે, અને તેવી મદદગારીને માટે સાફ શિક્ષા નહિ ઠરાવી હોય તો. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે વગર વારંટે પકડી શકતા હોય તો વગર વા- | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે વારંટ નિકળી શકતુ હોય તો વારંટ અથવા | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામીન લઇ શકાતો હોય તો લઇ શકાય, | જે ગુન્હાની મદદગારી કરી હોય તે માંડી વાળી શકતો હોય તો માંડીવાળી શકાય, નહિ તો | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટેજે શિક્ષા હોય તે શિક્ષા. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાનો ઇનસાફ જે કોર્ટથી થઇ શકે તે કોર્ટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | રં ટ પકડી શકે નહી તો નહિ, | સમન નિકળી શકતો હોયતો સમન. | નહિતો નહિ. | નહિ. | | |
| ૧૧૦ | કોઇ ગુન્હાની મદદગારી, જે મદદગારી કરેલો શખસ તે કામ મદદગારના ઇરાદા કરતાં જુદા ઇરાદાથી કરે તો. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| ૧૧૧ | કોઇ ગુન્હાની મદદગારી, જ્યારે એક કામમાં મદદગારી કરી હોય અને જુદુંજ કામ બને ત્યારે; સરતને પાત્ર. | એજ. | એજ. | એજ. | એજ. | જે ગુન્હાની મદદગારી કરવાનો ઇરાદો કર્યો હોય તે ગુન્હાને માટે જે શિક્ષા હોય તેજ શિક્ષા. | એજ. |
| ૧૧૩ | કોઇ ગુન્હાની મદદગારી જ્યારે મદદગારી કરેલા કામથી મદદગારના ધાર્યા કરતાં જુદી અસર પેદા થાય ત્યારે. | એજ. | એજ. | એજ | એજ. | કરેલા ગુન્હાને માટે જે શીક્ષા હોય તેજ શીક્ષા. | એજ. |
| ૧૧૪ | કોઈ ગુન્હાની મદદગારી, જે ગુન્હો થતી વખતે મદદગાર હાજર હોય તો. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે વગર વારંટે પકડી શકતા હોયતો વગર વારંટે પકડી શકે, નહિ તો નહિ. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે વારંટ નિકળી શકતુ હોશ તો વારંટ, અથવા સમન નિકળી શકતોહોય તો સમન. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામીન લઇ શકાતો હોય તો લઇ ચકાય,નહિ તો નહિ. | જે ગુન્હની મદદગારી કરી હોય તે માંડી વાળી શકાતો હોય તો માંડિ વળી શકાય, નહી તો નહી. | કરેલા ગુન્હાને માટે જે શીક્ષા હોય તેજ શીક્ષા | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાનો ઇનસાફ જે કોરટથી થઇ શકે તે કોર્ટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૧૫ | મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા થઇ શકે એવા ગુન્હામાં મદદગારી કરવી, જો તે ગુન્હો તે મદદગારી ઉપરથી નહી થાય તો. | એજ. | એજ. | જામીન નહિ લઇ શકાય. | એજ. | ૭ વર્ષસુધી બેમાંના મમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ. |
| | જેથી વ્યથા થાય એવું કાંઇ કામ તે મદદગારી ઉપરથી કરવામાં આવે તો. | એજ. | એજ. | એજ. | એજ. | ૧૪ વર્ષસુધી બેમાંના મમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ. |
| ૧૧૬ | કેદની શીક્ષા થઇ શકે એવા ગુન્હામાં મદદગારી કરવી, જો તે ગુન્હો તે મદદગારી ઉપરથી નહી થાય તો. | એજ. | એજ. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામીન લઇ શકાતો હોયતો લઇ શકાય, નહી તો નહી. | એજ. | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની ¼ મુદત સુધી કેદ, અથવા દંડ, અથવા બન્ને. | એજ. |
| | જો તે મદદગાર અથવા મદદગારી કરેલો શખસ સરકારી નોકર હોય, અને તેની ફરજ તે ગુન્હો અટકાવવાની હોય તો. | એજ. | એજ. | એજ. | એજ. | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની ½ મુદત સુધી કેદ, અથવા દંડ અથવા બન્ને. | એજ. |
| ૧૧૭ | લોકો અથવા દશથી વધારે માણસો કાંઇ ગુન્હો કરે તેમાં મદદગારી કરવી. | એજ. | એજ. | એજ. | એજ. | ૩ વર્ષસુધી બેમાંના મમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બન્ને. | એજ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૧૮ | મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવાની ધારણા છુપાવી, જો તે ગુન્હો થાયતો. | એજ. | એજ. | જામીન નહી લઇ શકાય. | એજ. | ૭ વર્ષસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદવ દંડ | એજ. |
| | જો તે ગુન્હો નહિ થાય તો. | એજ. | એજ. | એજ. | એજ. | ૩ વર્ષસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદવ દંડ | એજ. |
| ૧૧૯ | જે ગુન્હો અટકાવવાની પોતાની ફરજ હોય એવો કોઇ ગુન્હો કરવાની ધારણા કોઇ સરકારી નોકરે છુંપાવવી, જો તે ગુન્હો થાય તો. | એજ. | એજ. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામીન લઇશકાતો હોય તો લઇ શકાય, નહી તો નહી. | એજ. | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની ½ મુદત સુધી કેદ અથવા દંડ અથવા બન્ને. | એજ. |
| | જો તે ગુન્હો મોત અથવા સમુદ્રપારની શિક્ષા જોગ હોય તો. | એજ. | એજ. | જામીન નહી લઇ શકાય. | એજ. | ૧૦ વર્ષસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ. | એજ. |
| | જો ગુન્હો નહિ થાય તો. | એજ. | એજ. | જેગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામીન લઇ શકાતો હોય તો લઇ શકાય, નહીતો નહી. | એજ. | તેગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની ¼ મુદતસુધી કેદ, અથવા દંડ, અથવા બન્ને. | એજ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૨૦ | કેદની શિક્ષા થઇ શકે એવો કાંઇ ગુન્હો કરવાની ધારણા છુપાવવી, જો તે ગુન્હો થાય તો. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| | જો ગુન્હો નહિ થાયતો. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે વગર વારંટે પકડી શકતા હોયતો વગર વારંટે પકડી શકે, નહી તો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે વારંટ નિકળી શકતું હોય તો વારંટ, અથવા સમન નિકળી શકતો હોયતો સમન. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામી ન લઈ શકાતો હોય તો લઇ શકાય નહી તો નહિ. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે માંડી વાળી શકાતો હોય તો માંડી વાળી શકાય નહિ તો નહિ. | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની ¼ મુદત સુધી કેદ, અથવા દંડ અથવા બંન્ને. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાનો ઇનસાફ જે કોર્ટથી થઇ શકે તે કોર્ટ. |

બાબ છ ઠો રાજ વિરૂદ્ધ ગુન્હા.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૨૧ | રાણીની સામા લડાઈ કરવી, અથવા લડાઇ કરવાની કોશીશ કરવી, અથવા લડાઈ કરવામાં મદદગારી કરવી. | વગર વારંટે પકડાય નહિ. | વારંટ. | જામીન લઇ નહિ શકાય, | માંડીવાળી નહી શકાય. | મોત અથવા જીવતાં સુધી સમુદ્રપારે તથા મિલકત સરકાર જપ્ત થવી. | સેશન કોર્ટ. |
| ૧૨૧અ | રાજ્ય વિરૂદ્ધ કેટલાએક ગુન્હા કરવા સારૂ સંપ કરવો. | એજ. | એજ. | એજ. | એજ. | જીવતાંસુધી અથવા કરતાં થોડી મુદત સુધી સમુદ્રપારની શિક્ષા, અથવા ૧૦ વર્ષ સુધી બેમાંના એકતે પ્રકારની કેદ | એજ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૨૨ | રાણીની સામા લડાઇ કરવાના ઇરાદાથી હથીયારો વિગેરે એકઠાં કરવાં, | એજ. | એજ. | એજ. | એજ. | જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા મીલકત સરકાર જપ્ત થવી. | એજ. |
| ૧૨૩ | લડાઇનું કામ સેહલ કરવાના ઇરાદાથી લડાઇની ધારણા છુપાવવી. | એજ. | એજ. | એજ. | એજ. | દસ વરસસુધી એમાંના ગમેતે પ્રકારની કેદ તથા દંડ. | એજ. |
| ૧૨૪ | કાંય કાયદેસર અખત્યાર અમલમાં અણાવવા અથવા નહી અણાવવાના ઈરાદાથી ગવર્નર જનરલ, ગવર્નર વગેરે પર હુંમલો કરવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૭ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ | એજ. |
| ૧૨૪અ | દંગો ... ... ... ... | એજ. | એજ. | એજ. | એજ. | જીવતાંસુધી અથવા હરકઇ થોડી મુદતસુધી સમુદ્રપારની શીક્ષા તથા-દંડ અથવા ૩ વર્ષસુધી એમાંના ગમેતે પ્રકારની કેદ તથા દંડ અથવા દંડ. | સેસન કોર્ટ. ચીફ્-પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ અથવા જિલ્લા માજિસ્ટ્રેટ અથવા આ અર્થે સ્થાનીક સરકારે ખાસ અધિકાર આપ્યો હોય એવો ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૧૨૫ | રાણીની સાથે મૈત્રી અથવા સલાહ રાખનારા એશિયાના | એજ. | એજ. | એજ. | એજ. | જીવતાંસુધી સમુદ્રપાર તથા દંડ અથવા ૭ વરસસુધી | સેસન કોર્ટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | કોઇ રાજાની ઉપર લડાઇ કરવી, અથવા તેવી લડાઇ કરવામાં મદદગારી કરવી. | | | | | એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ, અથવા દંડ | |
| ૧૨૬ | રાજાની સાથે મૈત્રી અથવા સલાહ રાખનારા કોઇ રાજાના મુલક પર લૂટ કરવી. | એજ. | એજ | એજ. | એજ. | ૭ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ, તથા કાંઇ મુકરર મિલકત સરકાર જપ્ત થવી. | એજ |
| ૧૨૭ | ૧૨૫ મી તથા ૧૨૬ મી કલમોમાં કહેલી લડાઇ અથવા લુટથી મળેલી મિલકત લેવી. | એજ. | એજ. | એજ. | એજ | એજ. | એજ. |
| ૧૨૮ | સરકારી નોકર બુદ્ધિપુર્વક પોતાના હવાલામાંના કોઇ રાજ્યકીય અથવા લડાઇના કેદીને નાશી જવા દેતો. | એજ. | એજ. | એજ. | એજ. | જીવતાંસુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરષસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | એજ. |
| ૧૨૯ | સરકારી નોકર ગફલતથી પોતાના હવાલામાંના કોઇ રાજ- અથવા લડાઇના કેદીને નાસી જવા દેતો. | એજ. | એજ. | જામીન લઇ શકાય. | એજ. | ૩ વરષસુધી આસાન કેદ તથા દંડ. | સેસનકોર્ટ, અથવા પ્રેસિડેન્સી માજિસ્ટ્રેટઅથવા ૧લા વર્ગનોમાજિસ્ટ્રેટ. |
| ૧૩૦ | તેવા કેદીને નાસી જવામાં સાહ્ય કરવું, છોડાવવો અથવા ઘરમાં રાખવો અથવા તેને પાછો પકડે તેમાં સામા થવું. | વગર વારંટે પકડાય નહિ. | વારંટ. | જામીન નહી લઇ શકાય | માંડીવાળી નહી શકાય. | જીવતાંસુધી સમુદ્રપાર, અથવા દસ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ, | સેસન કોર્ટ. |

## ભાગ ૭ મો—જમીન પરની તથા દરિયાઇ ફોજ સબંધી ગુન્હા.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૩૧ | બંડમાં મદદગારી કરવી અથવા કોઇ ઑફિસર, સોલજર અથવા ખલાસીને પોતાના પ્રજાધર્મથી અથવા સેવાધર્મથી ભ્રષ્ટ કરવાનો કોશિશ કરવી. | વગર વારંટે પકડી શકાય. | વારંટ. | જામીન નહીં લઇ શકાય. | માંડી વાળી નહીં શકાય. | જીવતાંસુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસસુધી એમનાં ગમેતે પ્રકારની કેદ, તથા દંડ. | સેશન કોર્ટ |
| ૧૩૨ | બંડ કરવામાં મદદગારી કરવી. જો તેવા બંડ થાય તો. | એજ. | એજ. | એજ. | એજ. | મોત અથવા જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી એમાંનાગમેતે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૧૩૩ | કોઇ ઉપરી અમલદાર પોતાનો હોદ્દો ચલાવતો હોય તે દરમ્યાનમાં તેના ઉપર કોઇ ઑફિસર, સોલજરે અથવા ખલાસીએ હુમલો કરવામાં મદદગારી કરવી. | એજ. | એજ. | એજ. | એજ. | ૩ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | સેશન કોર્ટ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧લા વર્ગનો માજિસ્ટ્રેટ. |
| ૧૩૪ | આવા હુમલામાં મદદગારી કરવી, જો હુમલો થાય તો. | એજ. | એજ. | એજ. | એજ. | ૭ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | સેશન કોર્ટ |
| ૧૩૫ | કોઇ ઑફિસર, સોલજર અથવા ખલાસીને નાસી જવામાં મદદગારી કરવી. | એજ. | એજ | જામીન લઇ શકાય. | એજ. | ૨ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બન્ને. | પ્રેસીડેન્સી માજિસ્ટ્રેટ અથવા ૧લા અથવા ૨જા વર્ગનો માજિસ્ટ્રેટ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૪૪ | જીવલે એવુ કાંઈ હથીયાર પાસે રાખીને કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામીલ થવું, | એજ. | વારંટ, | એજ. | એજ. | ૨ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ. અથવા બંન્ને. | એજ. |
| ૧૪૫ | કોઈ કાયદા વિરૂદ્ધ મંડળી વિખરાઈ જવાનો હુકમ થયોછે એમ જાણ્યા છતાં તેમાં સામીલ થવું અથવા જારી રહેવું. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| ૧૪૭ | હંગામો કરવો. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| ૧૪૮ | જીવલેણ એવું હથીયાર પાસે રાખીને હંગામો કરવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૩ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંન્ને. | સેસન કોર્ટ. પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ અથવા૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૧૪૯ | એકાદી કાયદા વિરૂદ્ધ મંડળીનો કોઈ અંગભુત કોઈ ગુન્હો કરે તો. તે મંડળીના બીજા પ્રત્યેક અંગભુતને તે ગુન્હાનો તકસીરવાર સમજવો. | તે ગુન્હાને માટે વગરવારંટેપકડી શકાયતો પકડીશકાય, નહિતો નહિ. | તે ગુન્હાને માટે વારંટ નીકળી શકતુંહોયતોવારંટ અને સમન નીકળી શકતોહોયતો સમન. | તે ગુન્હાનેમાટે જામીન લઈ શકાતો હોયતોલઈ શકાય નહી તો નહી | એજ. | તે ગુન્હાને માટે જે હોય તેજ | તેગુન્હાનો જેકોર્ટથી ઇનસાફ થઇ શકતો હોય તે કોર્ટ |
| ૧૫૦ | કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામિલ થવાને કોઈ સખ્સોને ભાડે રાખવા, રોકવા અથવા | વગર વારંટેપકડી શકે | તેભાડે રાખેલા રોકેલા અથવા કામે લ | તેગુન્હાને માટે જામીન લઈ શકાતો હોય- | માંડીવાળી નહિ શકાય. | તે મંડળીના અંગભુતની જ શિક્ષા તથા તે મંડળીનો કોઇપણ અંગ | તે ગુન્હાનો જેકોર્ટથી ઇનસાફ થઇ શકતોહોય તે. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | કામે લગાડવા. | | ગાંડેલ શખસે જે ગુન્હો કર્યો હોય તે મુંજબ | તે લઇ શકાય નહિ તો નહિ. | | ભુલ જે ગુન્હો કરે તેની જે શિક્ષા હોય તેજ. | કોર્ટ. |
| ૧૫૧ | પાંચ અથવા વધારે શખસોની કોઇ મંડળીને વિખરાઇ જવાનો હુકમ થયા પછી જાણીબુઝીને તે મંડળીમાં સામિલ થવું અગર જારી રહેવું. | એજ. | સેસન. | જામીન લઇ શકાય. | એજ. | ૬ મહીના સુધી એમાંના ગમેતે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંન્ને. | કોઇપણ માજિસ્ટ્રેટ. |
| ૧૫૨ | હંગામો બંધ પાડવા વિગેરે નું કામ કરતોહોય તેવામાં કોઇ સરકારી નોકરની ઉપર હુમલો કરવાનો અથવા તેને હરકત કરવી. | એજ. | વારંટ. | એજ. | એજ | ૩ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંન્ને. | સેસન કોર્ટ અથવા પ્રેસિડેન્સી માજિસ્ટ્રેટ, અથવા ૧ લા વર્ગનો માજિસ્ટ્રેટ. |
| ૧૫૩ | હંગામો કરાવવાના ઇરાદાથી દુષ્ટતાથી કોઇના મનમાં ક્રોધ ઉત્પન્ન કરવો, જો હંગામો થાયતો. | એજ | એજ. | એજ. | એજ. | ૧ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંન્ને. | કોઇ પણ માજિસ્ટ્રેટ. |
| | જો નહિ થાય તો. | એજ. | સમન. | એજ. | એજ. | ૬ મહિનાસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંન્ને. | એજ. |
| ૧૫૪ | વર્ગો વચ્ચે દુશ્મનાઇ વધારવી. | એજ. | વારંટ. | જામિન નહી લઈ શકાય. | એજ. | ૨ વર્ષસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંન્ને. | પ્રેસીડેન્સી માજિસ્ટ્રેટ અથવા ૧ લા વર્ગનો માજિસ્ટ્રેટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૫૪ | જમીનનો માલિક અથવા કબજેદાર હંગામા વગેરેની ખબર નહી આપે, તો | એજ. | સમન. | જામીન લઈ શકાય. | એજ. | ૧૦૦૦ રૂપિઆનો દંડ | પ્રેસીડેન્સી માજિસ્ટ્રેટ અથવા ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૧૫૫ | જે શખસના ફાયદાને સારૂ અથવા જેના વતી કાંઈ હંગામો કરવામાં આવે, તે સખસ ગ અટકાવવાને સઘળા કાયદેસર ઈલાજો નહી કરે તો. | એજ. | એજ. | એજ. | એજ. | દંડ | એજ |
| ૧૫૬ | જે માલિક અથવા કબજેદારના ફાયદાને સાર કાંઈ હંગામો કરવામા આવે. તેને. મુખત્યાર તે અટકાવવાને સઘળા કાયદેસર ઈલાજો નહી કરે તો. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| ૧૫૭ | કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીને સારૂ ભાડે રાખેલા શખસોને ઘરમાં રાખવા. | વગરવારંટ પકડી શકે | એજ. | એજ. | એજ. | ૬ મહીનાસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંન્ને. | એજ |
| ૧૫૮ | કોઈ કાયદા વીરૂદ્ધ મંડળીમાં અથવા હંગામામાં સામિલ થવા સારૂ પઈનાએલા કરિને રહેવું | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| ૧૫૯ | અથવા હથીઆરબંદ થઈને ફરવું | એજ. | એજ. | એજ. | એજ. | ૨ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારનીકેદ અથવા દંડઅથવા બંન્ને. | એજ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૬૦ | બખેડો કરવો. | વગર વારંટે પકડાય નહીં. | સમન. | એજ. | એજ. | ૧ મહિના સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ. અથવા ૧૦૦ રૂપિયાનો દંડ અથવા બન્ને. | કોઇ પણ માજિસ્ત્રેટ. |

## બાબ ૯—મી સરકારી નોકરોના અથવા તેઓ સબંધ ગુન્હા

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૬૧ | સરકારી નોકર હોય અથવા થવાની ઉમેદ હોય અને કાઇ સરકારી નોકરના કામ સંબંધી કાયદેસર મેનતાણા શિવાય કાંઇ બીજે અવેજ લેવા | વગર વારંટે પકડાય નહી. | સમન. | જામીન લઇ૫કાય | માંડીવાળી નહી શકાય. | ૩ વરસસુધી એમાંનાગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. | સેસન કોર્ટ પ્રેસિડેન્સી માજિસ્ત્રેટ અથવા ૧ લા વર્ગનો માજિસ્ત્રેટ. |
| ૧૬૨ | કોઇ સરકારી નોકરના ઉપર લાંચના અથવા કાયદા વિરૂદ્ધ ઉપાયથી વગ [illegible] કંઈ અવેજ લેવા. | વગર વારંટે પકડાય નહી. | સમન. | જામીન લઇશકાય. | માંડીવાળી નહી શકાય | ૩ વરસસુધી એમાંનાગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. | સેસન કોર્ટ પ્રેસિડેન્સી માજિસ્ત્રેટ અથવા ૧ લા વર્ગના માજિસ્ત્રેટ |
| ૧૬૩ | કોઇ સરકારી નોકરના ઉપર ખુદ પોતાની વગ ચલાવવા સારૂ કાંઇ અવેજ લેવા. | એજ | એજ. | એજ. | એજ. | ૧ વરસસુધીની આસન કેદ અથવા દંડ, અથવા બંને. | પ્રેસીડેન્સી માજિસ્ત્રેટઅથવાપેહલા વર્ગનોમાજિસ્ત્રેટ. |
| ૧૬૪ | સરકારી નોકર પોતાની બાબતમાં ઉપલા છેલ્લા બે કલમોમાં બ્યાન કરેલા ગુન્હામાં મદદગારી કરે, તો. | એજ. | એજ. | એજ. | એજ. | ૩ વરસ સુધી એમાંનાગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. | સેસન કોર્ટ પ્રેસિડેન્સી માજિસ્ત્રેટ અથવા ૧લાવર્ગનો માજિસ્ત્રેટ. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| કોઇ સરકારી નોકર કોઇ મુકદમો અથવા મામુલો ચલાવતો હોય તેમાં નીસબત રાખનારા કોઇશખસ પાશેથી તે સરકારી નોકરે અવેજ આપ્યા વગર કાંઇ કીમતી વસ્તુ લેવી. | એજ. | એજ. | એજ. | એજ. | ૨ વરસ સુધીની આસનકેદ અથવા દંડ અથવા બન્ને. | પ્રેસીડેન્સી માજિસ્ટ્રેટ અથવા ૧ લા અથવા ૨ જા વર્ગનો માજિસ્ટ્રેટ. |
| કોઇ શખસને નુકશાન કરવાના ઇરાદાથી કોઇ સરકારી નોકરે કાયદાનો હુકમ નહી માનવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૧ વરસસુધીની આસન કેદ અથવા દંડ, અથવા બન્ને. | એજ |
| નુકસાન કરવાના ઇરાદાથીકોઇ સરકારી નોકરે ખોટો લેખ બનાવવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૩ વરસસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બને. | સેસન કોર્ટ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧લા વર્ગનો માજિસ્ટ્રેટ, |
| સરકારી નોકરે કાયદા વીરૂધ વેપાર કાવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૨ વરસ સુધીની આસનકેદ અથવા દંડ અથવા બન્ને. | પ્રેસીડેન્સી માજિસ્ટ્રેટઅથવા૧લા વર્ગનોમાજિસ્ટ્રેટ. |
| સરકારી નોકરે કાયદા વીરૂધ કોઇ મીલકતની ખરીદી અથવા માગણી કરવી. | એજ. | એજ. | એજ. | એજ. | ૨ વરસસુધીની આસન કેદ અથવાદંડઅથવાબન્ને. તથા જો મીલકત ખરિદ કરી હોય તો તે સરકાર જપ્ત થશે. | એજ. |
| કોઇ સરકારી નોકરનો વેશ લેવો. | વગર વારંટે પકડી શકે. | વારંટ. | એજ. | એજ. | ૨ વરસસુધીની બેમાંના ગમે તે પ્રકારનીકેદ અથવા દંડ અથવા બંન્ને. | કોઇપણ માજીસ્ટ્રેટ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૭૪ | કોઇ ઠેકાણે જાતે અથવા મુખ્ત્યારની મારફતે હાજર થવાના કાયદેસર હુકમ થયો હોય તે નહી માનવા, અથવા તે ઠેકાણેથી વગર રજાએ જવું | વગર વારંટપકડાય નહીં. | સમન. | જામીન લઇ શકાય. | માંડીવાળી નહી શકાય. | ૧ મહિનાસુધીની આસના કેદ અથવા ૫૦૦ રૂપીયાનો દંડ અથવા બંને. | કોઇપણ માજીસ્ત્રેટ. |
| | જો તે હુકમમાં કોઇ શખસને કોઇ ઇનસાફની કોર્ટમાં જાતે હાજર થવા વગેરે ફરમાવ્યુ હોય તો. | એજ. | એજ. | એજ. | એજ | ૬ મહિનાસુધીની આસન કેદ અથવા ૧૦૦૦ રૂપિયાનો દંડ અથવા બંને. | એજ. |
| ૧૭૫ | કોઇ સરકારી નોકરની આગળ કાંઇ લેખ હાજર કરવાની અથવા સ્વાધીન કરવાની જે સખસને કાયદા મુજબ ફરજ હોય તે લેખ તે શખસે હાજર કરવામાં ઇરાદાથી કસુર કરવી | એજ. | એજ | એજ. | એજ. | ૧ મહિનાસુધાની આસન કેદ અથવા ૫૦૦ રૂપિયાનો દંડ અથવા બંને, | જે કોર્ટમાં તે ગુન્હો થયો હોય તે કોરટ કપમા બાબ નાહરાવોતે અનુસરીને; અથવાં તેગુન્હો કાઇ કોરટમાં નહી થયો હોયતો પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ અથવા ૧ લા અથવા ૨ જા વર્ગનોમાજીસ્ત્રેટ. |
| | જો તે લેખ કોઇ ઇનસાફની કોરટમાં હાજર કરવાનું અથવા સ્વાધીન કરવાનું ફરમાવ્યું હોય તો. | એજ. | એજ. | એજ. | એજ. | ૬ મહિના સુધીની આસન કેદ અથવા ૧૦૦૦ રૂપિયાનો દંડ અથવાબંને | એજ. |
| ૧૭૬ | કોઇ સરકારી નોકરને નોટીસ અથવા ખબર આપવાની જે | એજ. | એજ. | એજ. | એજ. | ૧ મહિના સુધીની આસન કેદ, અથવા ૫૦૦ રૂપિ | પ્રેસીડેન્સી માજિસ્ત્રેટ અથવા૧લા |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | શખ્સની કાયદા મુજબ ફરજ હોય તે શખસે તે નોટીસ અથવા ખબર ઇરાદાથી નહી આપવી. | | | | | વાનો દંડ અથવા બને | અથવા ૨ જા વર્ગનો માજિસ્ત્રેટ. |
| | જે નોટીસ અથવા ખબર આવી જોઇએ તે કાંય ગુન્હો થયા વગેરે ની હોય તો. | એજ. | એજ. | એજ. | એજ. | ૬ મહિના સુધીની આસન કેદ અથવા ૧,૦૦૦ રૂપીઆનો દંડ અથવા બને. | એજ. |
| ૧૭૭ | જાણી બુઝીને કોઇ સરકારી નોકરને ખોટી ખબર આપવી. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. | એજ. |
| | જે ખબર આપવી જોઇએ તે કાંઇ ગુન્હો થયા વગેરેના હોય તો. | એજ | એજ. | એજ. | એજ. | ૨ વર્ષ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંન્ને | એજ. |
| ૧૭૮ | કોઇ સરકારી નોકરે કાયદા મુજબ સોગન ખાવાનું ફરમાવ્યા છતાં સોગન ખાવાની ના કહેવી. | એજ. | એજ. | એજ. | એજ. | ૬ મહિના સુધીની આસન કેદ. અથવા ૧૦૦૦ રૂપિઆનો દંડ અથવા બને. | જે કોરટમાં તે ગુન્હો થયો હોય તે કોરટ, ૫૩ મા બાબના ઠરાવોને અનુસરીને; અને જો તે ગુન્હો કોઇ કોરટમાં નહી થયો હોય તો પ્રેસિડેન્સી માજિસ્ત્રેટ, અથવા ૧ લા અથવા ૨ જા વર્ગનો માજિસ્ત્રેટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | તે નહી માનવાથી માણસની જીંદગીને, તંદુરસ્તીને અથવા સલામતી વગેરેને જોખમ થાય તો. | એજ. | એજ. | એજ. | એજ. | ૬ મહિના સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા ૧૦૦૦ રૂપીઆનો દંડ અથવા બંને. | એજ. |
| ૧૮૯ | કોઇ સરકારી નોકર પોતાના હોદ્દાનું કામ કરવાને અથવા નહિ કરવાને લલચાય એટલા સારૂ ખુદને તેને અથવા જેની સાથે તેનો સબંધ હોય તેને નુકશાન કરવાનો ડર દેખાડવો | એજ. | એજ. | એજ. | એજ. | ૨ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. | એજ. |
| ૧૯૦ | નુકશાનમાંથી રક્ષણ થવા સારૂ કાયદાસર અરજ કરવાથી દુર રહેવાને કોઇ શખ્સને લલચાવા સારૂ તેને ડર દેખાડવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૧ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. | એજ. |

## ભાગ ૧૧ મો.—ખોટા પુરાવા તથા સરકારી ઇનસાફ વિરૂદ્ધ ગુન્હા બાબત.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૩ | કોઇ ઇનસાફી કામમાં ખોટી સાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો. | વગર વારંટે પકડાય નહી. | વારંટ. | જામીન લઇ શકાય. | માંડી વાળી શકાય | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ | સેસન કોર્ટ પ્રેસિડેન્સી માજિસ્ટ્રેટ અથવા ૧લા વર્ગનો માજિસ્ટ્રેટ. |
| | બીજા કોઇ કામમાં ખોટી સાહેદી આપવી અથવા ખોટો પુરાવો બતાવવો. | એજ. | એજ. | એજ. | એજ. | ૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ | એજ. |
| ૧૯૪ | દેહાંત શિક્ષા જોગ ગુન્હો કોઇની ઉપર સાબીત કરવાના ઇરાદા- | એજ. | એજ. | જામીન નહિ લઇ શકાય. | એજ. | જન્મ સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી સ- | સેસન કોર્ટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | થી ખોટી સાહેદી આપવી અથવા ખોટા પુરાવો બનાવવો. | | | | | ખત કેદ તથા દંડ. | |
| | તેમ કરવાથી કાંઇ બીન ગુન્હેગાર શખસની ઉપર ગુન્હો સાબીત થઇનેતેના જીવ લેવામાં આવેતો | એજ. | એજ. | એજ. | એજ. | મોત અથવા ઉપર મુજબ | એજ. |
| ૧૯૫ | જીવતાં સુધી સમુદ્રપારની અથવા સાતવર્ષની અથવાતે કરતાંવધારે કેદના શીક્ષા થઇશકે એવા ગુન્હો કોઇના ઉપર સાબીત કરવાના ઈરાદાથી ખોટી સાહેદી આપવી અથવ ખોટા પુરાવો બનાવવો. | વગરવારંટે પકડાય નહિ. | વારંટ | જામીન લઈ શકાય. | માંડીવાળી ન હી શકાય | તેગુન્હાને માટે હોય તેજ | સેસન કોરટ. |
| ૧૯૬ | કોઈ ઈનસાફના કામમાં બનાવટી અથવા ખોટો છે એમ જાણેલો પુરાવો કરવે | એજ. | એજ. | તેવી સાહેદીઆપવાનાગુન્હાને માટે જમીન લઈશકતેહોય તો લઇ શકાય નહી તો નહી. | એજ. | ખોટી સાહેદી આપવા અથવાખોટાપુરાવોબનાવવા માટે જે હોય તેજ. | સેસનકોરટ પ્રેસીડેન્સી માજિસ્ત્રેટ અથવા ૧લા વર્ગ નો માજિસ્ત્રેટ. |
| ૧૯૭ | જે હકીકતના પુરાવાંમાં કાયદા મુજબ તેવુ સરટી ફીકેટ લઇશકાતુહોય તેહકીકત બાબત જાણી બુઝીને કાંઇ ખોટુ સરટીફીકેટ આપવું અથવાતેપરસહીકરવી | એજ. | એજ | જામીન લઇ શકાય. | એજ. | ખોટી સાહેદી આપવા માટે જેહોય તેજ. | એજ. |

## ૧૭. જ્યુરી રચવા બાબત માજિસ્ત્રેટનો હુકમ.

(૧૩૮ મી કલમ જુઓ.)

(નામ લખવુ) ની ઉપર સન ૧૮ ના ની તારીખે એક હુકમ કાહાડીને તેને ફરમાવેલુ કે (તે હુકમની મતલબ લખવી) અને સદરહુ હુકમ વ્યાજબી અને યોગ્ય છે કે નહી તેનો ઇન્સાફ કરવામાટે જ્યુરી નીમવાનો હુકમ કરવા બાબત સદરહુ (નામ લખવુ) એણે ની તારીખની અરજી મને કરી છે, વાસ્તે સદરહુ તકરાર સબંધી ઇન્સાફ કરીને ઠરાવ કરવાસારૂ હું આ ઉપરથી (પાંચ અથવા વધારે જુરરોનાં નામ વગેરે લખવુ) ને જ્યુંરી નીમુછું; અને સદરહુ જ્યુરીને ફરમાવું છું કે તેમણે પોતાના ઠરાવનો રીપોર્ટ આ હુકમની તારીખથી દીવસમાં મારી હાઝીસમાં મોકલવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે.

તારીખ માહે સન ૧૮

(મોહોર.)

(સહી.)

## ૧૮. જ્યુરીનો ઠરાવ થયાપછી માજિસ્ત્રેટની નોટીસ તથા સખત હુકમ.

(૧૪૯ મી કલમ જુઓ.)

(નામ, વરણુન તથા રહેવાનુ ઠેકાણુ લખવું) જોગ.

આ ઉપરથી હું તમને નોટીસ આપુછું કે ની તારીખે તમે કરેલી અરજી ઉપરથી યોગ્ય રીતે નિમેલી જ્યુરીએ એવુ ઠરાવ્યું છે કે ની તારીખે હુકમ કાહાડીને (તે હુકમમાં જે ફરમાવ્યું હોય તેનો સાર લખવો) એ મુજબ તમને ફરમાવેલું તે હુકમ વ્યાજબી અને યોગ્ય છે તે હુકમ નક્કી કર્યો છે, અને હું તમને હુકમ કરૂછુ તથા ફરમાવુંછુ કે તમારે (આપેલી મુદત લખવી) માંહે સદરહુ હુકમ પ્રમાણે ચાલવું, અને જો તે પ્રમાણે નહી ચાલો તો તે બાબત હિંદુસ્તાનના ફોજદારી કાયદાથી ઠરાવેલી શીક્ષાને પાત્ર થશો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે.

તારીખ માહે સન ૧૮

(મોહોર.)

(સહી.)

## ૧૯. જ્યુરીની ચોકશી થતાં સુધી તુરત જોખમ ન થાય એવો બંદોબસ્ત કરવા બાબત તાકીદ હુકમ.

(૧૪૨ મી કલમ જુઓ.)

(નામ, વરણુન તથા રેહેવાનુ ઠેકાણુ લખવુ) જોગ.

સન ૧૮ ના ની તારીખે કાહાડેલો મારો હુકમ વ્યાજબી અને યોગ્ય છે કે નહી તેનો ઇન્સાફ કરવાને નીમેલી જ્યુંરીની ચોકશી હજુ ચાલે છે, અને સદરહુ હુકમમાં કહેલુ અપકાર કૃત્ય લોકોને તુરત થાય એવા ભારે જોખમ વાળું છે જેથી તે જોખમ અટકાવવા માટે તાબડતોબ ઇલાજ કરવાની જરૂર છે એવું મને દેખાડવામાં

આવ્યુ છે વાસ્તે ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૧૪૨ મી કલમના ઠેરાવો ઉપરથી હુ તમને આ ઉપરથી ફરમાવું છુ તથા તાકીદ આપુ છુ કે જયુંરીની સ્થાનિક ચોકશીનુ પરીણામ જણાતાં સુધી તમારે તાબડતોબ (આ ઠેકાણે થોડી મુદત સારૂ રક્ષણ દાખલ જે કરવાનુ હોય તે સ્પષ્ટ રીતે લખવુ)

મારો સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે.

તારીખ માહે સન ૧૮

(મોહોર.) (સહી.)

---

## ૨૦. અપકાર કૃત્ય ફરીથી કરવા વિગેરેની મના કરવા બાબત માજીટનો હુકમ.

(૧૪૩ મી કલમ જુઓ)

(નામ, વરણુન તથા રેહેવાનું ઠેકાણુ લખવુ) જોગ.

મને એવું દેખાડયુ છે કે વગેરે (આ ઠેકાણે પ્રસંગ પ્રમાણે. ૧૯ મા નંબરના અથવા ૨૧ મા નંબરના નમુના પ્રમાણે યોગ્ય મજકુર લખવો)

વાસ્તે હુ તમને આ ઉપરથી સખત તાકીદ આપુછું તથા ફરમાવુ છુ કે (જે હકીકત હોય તે લખવી) ફરીથી મુકીને અથવા મુકાવીને અથવા મુકવા દઈને તમારે સદરહુ અપકાર કૃત્ય ફરીથી કરવુ નહી.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે.

તારીખ માહે સન ૧૮

(મોહોર.) (સહી.)

---

## ૨૧. અડચણ હંગામો વિગેરે અટકાવવા બાબત માજીસ્ત્રેટનો હુકમ.

(૧૪૪ મી કલમ જુઓ.)

(નામ, વરણુન તથા રેહેવાનુ ઠેકાણુ લખવું) જોગ.

(મિલકતનુ સ્પષ્ટરિતે વરણુન કરવુ) તમારા કબજામાં(અથવા વહિવટમાં) છે, અને તમે સદરહુ જમીનમાં એક મોરિ ખોદીને તેમાંથી નિકળેલી માટી તથા પથરાનો કેટલોએક ભાગ પાસેના સાર્વજનીક રસ્તાઉપર નાંખવાની અથવા મુકવાની તૈયારીમાં છો, જેથી તે રસ્તો વાપરનારા માણસોને અડચણ થવાનું જોખમ થાય એમ છે, એવુ મને દેખાડવામાં આવ્યુછે,

અથવા

તમે તથા બીજા કેટલાએક માણસો (જે વર્ગના માણસો હોય તે વર્ગ લખવો) મળીતે ધર્મસંબંધી સવારીમાં સાર્વજનિક રસ્તેથી જવાની તૈયારીમાં છો, વગેરે (જેવી હીકત હોય તેમ લખવુ), અને સદરહું સવારીથી હંગામો અથવા બખેડો થવાનો સંભવ છે, અવું મને દેખાડવામાં આવ્યું છે;

અથવા

વગેરે, વગેરે, (જે હકીકત હોય તે લખવી);

વાસ્તે હું તમને આ ઉપરથી ફરમાવુ છું કે તમારે તમારી જમીનમાંથી ખોદેલી માટી અથવા પથરાનો કાંઇપણુ ભાગ સદરહુ રસ્તાના કોઇપણુ ભાગમાં મુકવો નહી અથવા મુકવા દેવો નહી.

અથવા

હુ આ ઉપરથી તે સવારોને સદરહુ રસ્તેથી જવાની મના કરૂછુ. અને તમને સખત ચેતાવણી તથા તાકીદ આપુ છુ કે તમારે સવારીમાં કાંઇપણ ભાગ લેવો નહી (અથવા જે બાબત ઉપર મનાઈહોય તે બાબતમાં જોઇએ તેમ લખવું.)

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે,

તારીખ માહે સન ૧૮

(મોહોર.) (સહી)

## ૨૨—તકરારી જમીન વિગેરેનો કબજો રાખવાનો હક કયા પક્ષકારનોછે તે ઠરાવા બાબત માજીસ્ત્રેટનો હુકમ.

(૧૪૫ મી કલમ જુઓ.)

સુલેહનો ભંગ થવાનો સંભવ રહે એવી એક તકરાર મારી હકૂમતની સ્થાનીક હદમાંહે આવેલી અમૂક (મૂખ્તેસરમાં તકરારનો વિશય લખવો) સંબંધી (નામ તથા રેહેવાનું ઠેકાણું લખીને, અથવા જો તકરાર ગામના લોકોની ટોળીઓ વચ્ચે હોય તો, ફક્ત રેહેવાનું ઠેકાણું લખીને, પક્ષકારોનું વરણન કરવું) ની વચ્ચે થયલી એવુ દફતરમાં યોગ્ય રીતે દાખલ કરેલા સબબો ઉપરથી મને જણાયાથી સદરહું સર્વે પક્ષકારોને ફરમાવેલુંકે તમારે સદરહુ (તકરારનો વિશય લખવો) ના ખરેખરા કબજાની વાત સંબંધી પોતપોતાના દાવાની લખેલી કેફીયત આપવી, અને તે ઉપરથી, કબજે કરવાના કાયદેસર હક સબંધી સદરહુ પક્ષકારો માંના કોઇપણ પક્ષકારના દાવાના ગુણદોષ તરફ નજર ન કરતાં, યોગ્ય રીતે કરેલી ચોકશી ઉપર મારી ખાત્રી થઈ છે કે સદરહુ (નામ લખવુ અથવા નામો લખવાં અથવા વરણન કરવું,) એમણે ખરેખરા કબજાનો જે દાવો કર્યો તે ખરો છે.

વાસ્તે હુ ઠરાવું છું તથા જણાવું છું કે સદરહુ (તકરારનો વિષય લખવો) નો કબજો તેની (અથવા તેઓ) પાસે છે, અને કાયદાથી યોગ્ય રીતે કાહાડી મુકવામાં આવે ત્યાં સુધી સદરહુ કબજે રાખવાનો તેનો (અથવા તેઓનો) હક છે અને દરમિયાન તેના (અથવા તેઓના) કબજામાં કાંઇપણ અડચણ કરવાની હું સખત મના કરૂ છું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે,

તારીખ માહે સન ૧૮

(મોહોર.) (સહી.)

## ૨૩.—જમીન વિગેરેના કબજા સંબંધી તકરારની બાબતમાં જપ્તિનું વારંટ

(૧૪૬ મી કલમ જુઓ.)

નું પોલીસ થાણું જે પોલીસ અમલદારના હવાલામાં હોય તે પોલીસ અમલદાર જોગ (અથવા કલેકટર જોગ.)

સુલેહનો ભંગ થવાનો સંભવ રહે એવી એક તકરાર મારી હકુમતની હદમાંહે આવેલી અમૂક (મૂખ્તેસરમાં તકરારનો વિષય લખવો) સંબંધી (નામ તથા રેહેવાનું ઠેકાણું લખીને, અથવા જો તેતકરાર ગામના લોકોની ટોળીયો વચ્ચે હોય તો ફક્ત રેહેવાનું ઠેકાણું લખીને, પક્ષકારોનું) ની વચ્ચે હતી એવું મને દેખાડવામાં આવ્યું છે, અને તે ઉપરથી

સદરહુ પક્ષકારોને યોગ્ય રીતે ફરમાવેલુ કે સદરહુ (તકરારનો વિષય લખવો) ના ખરેખરા કબજાની વાત સંબંધી તમારે પોતાના દાવા લખીને જાહેર કરવા, અને સદરહું દાવા સંબંધી યોગ્યરીતે ચોકશી કર્યા ઉપરવા મેં ઠરાવ્યું છે કે સદરહુ (તકરારનો વિષય લખવો) નો કબજો સદરહું પક્ષકારો માંના કોઇ પક્ષકારની પાસે નથી અથવા સદરહું પક્ષકારો માંના કયા પક્ષકારનો સદરહુ પ્રમાણે કબજો હતો એ વિશે મારી ખાત્રી થઇ શકતી નથી

વાસ્તે આ ઉપરથી તમને અખ્તીકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવેછે કે તમારે સદરહું (તકરારનો વિષય લખવો) નો કબજો લઇને તથા રાખીને જપ્તિ કરવી, અને પક્ષકારોના હકનો અથવા કબજાના દાવાના નિકાલ કરવાબાબત કોઇ યોગ્ય અધીકાર વાળી કોરટનું હુકમનામૂ અથવા હુકમ મેળવવામાં આવે ત્યાં સુધી સદરહુ (તકરારનો વિશયલખવો) જપ્તીમાં રાખવી અને, આ વારંટ કેવી રીતે બજાવ્યુ તેનો સેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ  માહે  સન ૧૮

(મોહોર.)

(સહી.)

## ૨૪.—જમીન અથવા પાણીઉપર કાંઇ વસ્તુ કરવાની મના કરવા બાબત માજિસ્ટ્રેટનો હુકમ

(૧૪૭ મી કલમ જુઓ).

મારી હકુમતની હદમાંહે આવેલી (મુખ્તે સરમાં તકરારનો વિષય લખવો) વાપરવાના હક સંબંધી તકરાર ઉત્પન્ન થઇછે અને તે જમીન (અથવા પાણી) નો કબજો સઘળો પોતે લેવાનો દાવો (જે સખસ અથવા સખસો હોય તેનું અથવા તેઓનું વરણન કરવું) કર્યો છે અને તે બાબતમાં યોગ્યરીતે ચોકશી કર્યા ઉપરથી અને જણાયું છે કે સદરહુ (જમીન અથવા પાણી) એપ્રમાણે વાપરવાનો ભોગવટો કરવાની છુટ લોકોને (અથવા જો કોઇ સખસ હોય અથવા કોઇ વર્ગના માણસો હોય તો તેનું અથવા તેઓનું વરણન કરવું) છે, અને (જો તે ભોગવટો આખા વર્ષમાં થઇ સકે એવો હોય તો) સદરહુ ચોકશીનો પ્રારંભ થતાં પહેલાં ત્રણ મહીનાની અંદર (અથવા, જો તે ભોગવટો ફક્ત અમુક માસમોમાં થઇ શકે એવો હોયતો, કહેવું કે " જે મોસમોમાં સદરહુ ભોગવટો કરી સકતોહોય તેમાંની છેલ્લી મોસમમાં " ) સદરહું ભોગવટો કરવામાં આવ્યો છે;

વાસ્તે હું હુકમ કરછું કે સદરહુ (કબજાનો દાવાદાર અથવા દાવાદારો) કબજો કરવાનો હકક ફક્ત પોતાનોજ છે અવુ ઠરાવવા બાબત કોઇ યોગ્ય અખિકારવાળી કોરટનું હુકમનામૂ અથવા હુકમ મેળવે ત્યાં સુધી તેણે (અથવા તેઓએ) અથવા તેઓના હીત સંબંધમાંના કોઇએ પણ ઉપર કહ્યામુજબ વાપરવાના હકનો ભોગવટો કાહાડી નાંખીને સદરહુ જમીન (અથવા પાણી) નો કબજો લેવો (અથવા રાખવો) નહી.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે.

તારીખ  માહે  સન ૧૮

(મોહોર.)

(સહી.)

## ૨૫.—પોલીસ અમલદારની આગળ પ્રથમ ચોકશી થયા ઉપરથી ખત તથા જામીન ખત.

(૧૬૯ મી કલમ જુઓ.)

હુ (નામ લખવું                નો રહેવાશી, મારી ઉપર                ના ગુન્હાનું તોહોમત મુકયા ઉપરથી. અને ચોકશી કર્યા પછી                ના માજિસ્ટ્રેટની આગળ હાજર થવાનું મને ફરમાવ્યાથી,

અથવા

અને ચોકશી કર્યા પછી મને જ્યારે ફરમાવવામાં આવે ત્યારે હાજર થવાસારૂ મારો પોતાનો મૂચલકો કરી આપવાનું મને ફરમાવ્યાથી,

આ ઉપરથી બંધાઉ છું કે સદરહુ તોહોમતનો વધારે જવાબ દેવાને                માં                ની કોરટમાં આવતા                ની                તારીખે (અથવા જે દિવસે હાજર થવાનું મને હવે પછી ફરમાવવામાં આવે તે દિવસે) હાજર થઈશ અને આ બાબતમાં જો હુ કસૂર કરતો હુ બંધાઉ છું કે મલિકા માઆઝમા રાણીસાહેબ કૈસરે હિંદને                રૂપીઆની રકમ મારે ગૂન્હેગારીમાં આપવી.

તારીખ        માહે                સન ૧૮

(સહી.)

આ ઉપરથી હુ એ કરાર કરૂ છું (અથવા અમે દરએક એકઠા તથા જુદા જુદા એ-કરાર કરીએ છીએ) કે ઉપર કહેલા                માટે હુ જામીન થાઊંછું (અથવા અમે જામીન થઈએ છીએ) કે તે પોતાની ઉંપરના ચાલુ તોહોમતનો વધારે જવાબ દેવાને                માં                ની કોરટમાં આવતા                ની                તારીખે (અથવા જે દીવસે હાજર થવાનું તેને હવે પછી ફરમાવવામાં આવે તે દીવસે)                હાજર થશે, અને એ બાબતમાં જો તે કસુર કરે તો આ ઉપરથી હુ બંધાઉ છુ (અથવા આ ઉપરથી અમે બંધાઈએ છીએ) કે મલિકા માઆઝમા રાણીસાહેબ કૈસરેહિંદને                રૂપિયાની રકમ મારે (અથવા અમારે) ગુન્હેગારીમાં આપવી.

તારીખ        માહે                સન ૧૮

(સહી.)

---

## ૨૬—ફરીઆદનું કામ ચલાવવા અથવા સાહેદી આપવા બાબત ખત.

(૧૭૦ મી કલમ જુઓ.)

હુ (નામ લખવું), (જગા રાખવી) નો રહેવાશી આ ઉપરથી બંધાઉ છું કે હું                માં                ની કોરટમાં આવતા                ની                તારીખે                કલાકે હાજર થઈશ, અને તેજ વખતે તથા તેજ ઠેકાણે અ. બ. નામના એક શખસની ઉપર                ના તોહોમતની બાબતમાં ફરીયાદનું કામ ચલાવીસ (અથવા ફરિયાદનું કામ ચલાવીસ તથા શાહેદી આપીસ, ) ( અથવા સાહેદી આપીસ, ) અને આ બાબતમાં કસુર કરતો હુ બંધાઉ છું કે મલિકા માઆઝમા રાણીસાહેબ કૈસરેહિંદને                રૂપિયાની રકમ મારે ગૂન્હેગારીમાં આપવી.

તારીખ        માહે                સન ૧૮

(સહી.)

૨૭—કમિટ કરવા બાબત માજીસ્ત્રેટે સરકારી પ્લીડરને નોટીસ આપવા બાબત.

(૨૧૮ મી કલમ જુઓ.)

ના માજીસ્ત્રેટ આ પરથી નોટીસ આપે છે કે તેમણે નામના એક શખસને આવતી સેસનમાં ઇન્સાફ થવા સારૂં કમિટ કર્યો છે; અને તે માજીસ્ત્રેટ સદરહુ મુકદમામાં ફરીયાદનું કામ ચલાવવાબાબત સરકારી પ્લીડરને આઉપરથી સુચના આપેછે.

તોહોમતવાળાની ઉપર તોહોમત એવું છે કે, વગેરે (તોહોમતનામામાં જે પ્રમાણે હોય તે પ્રમાણે ગુન્હો લખવો.) તારીખ માહે સન ૧૮ (સહી.)

## ૨૮.—તોહોમતનામાં.

(૨૨૧ મી, ૨૨૨ મી, ૨૨૩ મી કલમ જુઓ)

(૧).—એક મથાળાવાળાં તોહોમતનામાં

(અ) હું (માજીસ્ત્રેટ વિગેરેનું નામ તથા હોદો લખવો.) તમે (તોહોમતવાળાનું નામ લખવું) ઉપર હેઠળ લખ્યા મુજબ તોહોમત મુકુછું:—

(બ) કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં મલિકા મોઆઝમા રાણીસાહેબ કૈસરેહિંદની સામે લઢાઇ કરી, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૨૧ મી કલમ પ્રમાણે શીક્ષા થઇ સકે એવો તથા સેસન કોર્ટે (જ્યારે તોહોમતનામુ કોઇ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટે કર્યું હોય ત્યારે સેસન કોરટને બદલે "હાઇકોરટ"એ શબ્દો દાખલ કરવા) સાંભળીસકે એવો ગુન્હો કર્યો.

ફોજદારી કાયદાની ૧૨૧ મી કલમ ઉપરથી.

(ક) અને આ ઉપરથી હુ ફરમાવું છુ કે સદરહુ તોહોમતબાબત સદરહુ કોરટે તમારે ઇનસાફ કરવો.

[માજીસ્ત્રેટની સહી તથા મોહોર.]

[(બ) ને બદલે દાખલ કરવું]:—

(૨) કે તમે ની તારીખે અથવા તે અરસામાં. માં હિંદુસ્તાનના ગવર્નર જનરલની કૌંસીલના મેમ્બર નામદાર અ. બ. પોતાના હોદાની રૂએ કાયદેસર અખત્યાર ચલાવે નહિ એમ તમને લલચાવવાના ઇરાદાથી સદરહુ મેમ્બર ઉપર હુમલો કર્યો, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૨૪ મી કલમ પ્રમાણે શીક્ષા થઇ સકે એવો, તથા સેસન કોરટ (અથવા હાઇકોરટ) સાંભળી સકે એવો ગુન્હો કર્યો.

૧૨૪ મી કલમ મુજબ.

(૩) કે તમે ખાતામાં સરકારી નોકર છતાં હોદાને લગતુ કાંઇ કૃત્ય નહી કરવાના હેતુથી પ્રત્યક્ષ (નામ લખવું ની પાસેથી બીજા એક સખસ (નામ લખવું) સારૂં કાયદેસર મેહેનતાણા શિવાય બીજા પ્રકારનો અવેજ કબુલ કર્યો, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૬૧ મી કલમ પ્રમાણે શીક્ષા થઇ સકે એવો, તથા સેસન કોરટ (અથવા હાઇકોરટ) સાંભળીસકે એવો ગુન્હો કર્યો.

૧૬૧મીકલમમુજબ.

(૪) કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં કર્યું (અથવા કરવામાં કસુર કરી, જેમ હોય તેમ લખવું), અને સદરહુ વર્તણુંક આકટની કલમના ઠરાવોની વિરૂદ્ધ હતી, અને ને નુકસાન કારક

૧૬૬ મી કલમ મુજબ

છે એવું તમે જાણતા હતા, અને તે ઉપરથી તમે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૯૬ મી કલમ પ્રમાણે શીક્ષા થઇ શકે એવો, તથા સેસન કોરટ (અથવા હાઇકોરટ) સાંભળી સકે એવો ગૂન્હો કર્યો

(૫) કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં ની આગળ નો ઇન્સાફ ચાલતી વખતે શાહેદીમાં કહ્યું કે " ", અને એ મજકૂર ખોટો છે એવું તમે જાણેલુ અથવા માનેલુ, અથવા તે ખરો છે એવું તમે માનેલુ નહી, અને તે ઉપરથી તમે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૯૩ મી કલમ પ્રમાણે શીક્ષા થઇ શકે એવો તથા સેસન કોરટ (અથવા હાઇ કોરટ ) સાંભળી સકે એવો ગુન્હો કર્યો.

૧૯૩ મી કલમ મુજબ.

(૬) કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં નું મોત આણીને ખુનથી ઉતરતા દરજ્જાનું શિક્ષણીય મનુષ્યવધ કર્યું, અને તે ઉપરથી હિંદુતાનના ફોજદારી કાયદાની ૩૦૪ થી કલમ પ્રમાણે શીક્ષા થઇ સકે એવો: તથા સેસન કોર્ટ (અથવા હૈ કોર્ટ ) સાંભળી સકે એવો ગૂન્હો કર્યો.

૩૦૪ થી કલમ મુજબ.

(૭) કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં અ. બ. નામનો એક સખસ નિશાના આવેસમાં હતો તેનો આતમઘાત કરવામાં મદદ ગારી કરી, અને તે ઉપરમી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૦૬ કલમ પ્રમાણે શીક્ષા થઇ સકે એવો તથા સેસન કોર્ટ (અથવા હૈ કોર્ટ) સાંભળી સકે એવો ગુન્હો કર્યો

૩૦૬ ઠી કલમ મુજબ.

(૮) કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં ને બુદ્ધિ પુર્વક મહાવ્યથા કરી, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૨૫ કલમ પ્રમાણે શીક્ષા થઇ સકે એવો તથા સેસન કોરટ (અથવા હાઇ કોરટ) સ ભળી સકે એવો ગુન્હો કર્યો

૩૨૫ મી કલમ મુજબ

(૯) કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં (નામ લખવું) નું અપહરણ કર્યું, અને તે ઉપરથી તમે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૯૨ મી કલમ પ્રમાણે શીક્ષા થઇ સકે એવો, તથા સેસન કોરટ (અથવા હાઇકોરટ) સાંભળીસકે એવો ગૂન્હો કર્યો,

૩૯૨ મી કલમ મુજબ

(૧૦) કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૯૫ મી કલમ પ્રમાણે શીક્ષા થઇ સકે એવો, તથા સેસન કોરટ (અથવા હાઇ કોરટ, સાંભળી શકે એવો, ડાકાઇટીનો ગૂન્હો કર્યો.

૩૯૫ મી કલમ મુજબ.

(જે મુકદમાનો ઇન્સાફ માજીસ્ત્રેટો કરે તે મુકદમામાં " સેસન કોરટ સાંભળી સકે એવો" એશબ્દોને બદલે "મારાથી સાંભળી સકાય એવો" એ સબ્દો દાખલ કરવા, અને (ક) માં "સદરહુ કોરટે" એ શબ્દો મુકીદેવા.)

(૨)—બે અથવા વધારે મથાળાં વાળાં તોહોમતનામાં.

(અ) હુ (માજીસ્ત્રેટ વિગેરેનું નામ તથા હુદો લખવો) તમે (તોહોમતવાળા શખસનું નામ લખવું) ઉપર હેઠળ લખ્યા મુજબ તોહોમત મુકુછું:—

(અ) પહેલું.—કે તમે ની તારીખે અથવા તે અરસામાં
માં એક સિક્કો ખોટો છે એવું જાણીને અ. બ.
૨૪૧ મી કલમ મુજબ. નામના બીજા એક શખ્સને તે સિક્કો ખરા સિક્કા દાખલ આપ્યો, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૪૧ મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેશન કોરટ (અથવા હાઇ કોરટ) સાંભળી શકે એવો ગુન્હો કર્યો.

બીજું:—કે તમે ની તારીખે અથવા તે અરસામાં
માં એક સિક્કો ખોટો છે એવું જાણીને અ બ નામના બીજા એક શખ્સને તે શિક્કો ખરા શિક્કા દાખલ લેવાને લલચાવવાની કોશિષ કરી, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૪૧ મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેશન કોરટ (અથવા હાઇ-કોરટ) સાંભળી શકે એવો, ગુન્હો કર્યો.

(ક) અને આ ઉપરથી હું ફરમાવું છું કે સદરહુ તોહોમત બાબત સદરહુ કોરટે તમારો ઈનસાફ કરવો. (માજીસ્ત્રેટની સહી તથા મોહોર.)

[(અ) ને બદલે દાખલ કરવું]:—

(૨) પહેલું.—કે તમે ની તારીખે અથવા તે અરસામાં
માં નું મોત આણીને ખુન કરયું, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૦૨ જી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેશન કોરટ (અથવા હાઇ કોરટ) સાંભળી શકે એવો, ગુન્હો કર્યો.
૩૦૨જી તથા ૩૦૪ થી કલમ મુજબ.

બીજું—કે તમે ની તારીખે અથવા તે અરસામાં
માં નું મોત આણીને ખુનથી ઉતરતા દરજ્જાનુ શિક્ષણીય મનુષ્યવધ કર્યું, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૦૪ થી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેસન કોર્ટ (અથવા હૈ કોર્ટ) સાંભળી શકે એવો ગુન્હો કર્યો.

(૩) પહેલું.—કે તમે ની તારીખે અથવા તે અરસામાં
માં ચોરી કરી, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૦૪થી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેશન કોરટ (અથવા હાઇ કોરટ) સાંભળી શકે એવો, ગુન્હો કર્યો.
૩૭૯ મી તથા ૩૮૨ મી કલમ મુજબ.

બીજુ—કે તમે ની તારીખે અથવા તે અરસામાં
માં ચોરી કરી, અને સદરહુ ચોરી કરવા માટે એક શખસનુ મોત આણવાની તૈયારી કરેલી, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૮૨ મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેશન કોરટ (અથવા હાઇકોરટ) સાંભળી શકે એવો, ગુન્હો કર્યો.

ત્રીજું—કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં
ચોરી કરી, અને સદરહુ ચોરી કર્યા પછી તમે નાહાસી જવા માટે એક સખસને અટકાવ કરવાની તૈયારી કરેલી, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૮૨ મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેશન કોરટ (અથવા હાઇ કોરટ) સાંભળી શકે એવો, ગુન્હો કર્યો.

ચોથુ.—કે તમે ની તારીખે અથવા તે અરસમાં
માં ચોરી કરી, અને સદરહુ ચોરીથી લીધેલી મીલકત રાખવાસાટે એક શખસના મનમાં વ્યથાની બીક પેદા કરવાની તૈયારી કરેલી, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૮૨ મી કલમ પ્રમાણે શીક્ષા થઇ સકે એવો, તથા સૅસન કોરટ (અથવા હાઇ કોરટ) સાંભળી સકે એવો ગુન્હો કર્યો.

(૪)—કે તમે ની તારીખે અથવા તે અરસામાં
માં ની આગળ ની ચોકશી ચાલતી
૧૯૩ મી કલમ મુજબ વખતે શાહેદીમાં કહ્યુંકે " ",
વિકલ્પની રીતે તો- અને તમે ની તારીખે અથવાતે અર-
હોમતો સામાં માં ની આગળ
નો ઇન્સાફ ચાલતી વખતે શાહેદીમાં કહ્યુંકે " " અને
આમાંનો એક મજકુર ખોટો છે એવું તમે જાણેલુ અથવા માનેલું અથવા તેં ખરો છે એવું તમે માનેલુ નહિ, અને તે ઉપરથી તમે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૯૩ મી કલમ પ્રમાણે શીક્ષા થઇ સકે એવો તથા સેસન કોરટ (અથવા હાઇકોરટ) સાંભળી સકે એવો ગુન્હો કર્યો.

(જે મુકદમાનો ઇન્સાફ માજીસ્ટ્રેટ કરે તે મુકદમા માં; "સેસન કોરટ સાંભળી સકે એવો" એ શબ્દોને બદલે "મારાથી સાંભળી શકાય એવો" એ શબ્દો દાખલ કરવા, અને (ક)માં "સદરહુ કોરટે" એ શબ્દો મુકી દેવા.)

**(૩)અગાઉ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયા પછી ચોરીબાબત તોહોમત નામું.**

હું (માજિસ્ટ્રેટ વિગેરેનું નામ તથા હોદો લખવો) આ ઉપરથી તમે (તોહોમતવાળા શખસનું નામ લખવું) ઉપર હેઠળ લખ્યા પ્રમાણે તોહોમત મુકું છું:—

કે તમે ની તારીખે અથવા તે અરસામાં
માં ચોરી કરી, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૭૯ મી કલમ મુજબ શિક્ષા થઇ સકે એવો, તથા સેસન કોરટ (અથવા { હાઇકોરટ / માજિસ્ટ્રેટ } જેમ હોય તેમ લખવું) સાંભળી સકે એવો, ગુન્હો કર્યો.

અને તમે સદરહુ (તોહોમતવાળાનું નામ લખવું) ઉપર વળી એવું તોહોમત મુકવામાં આવે છે કે સદરહુ ગુન્હો કરતાં પહેલાં, એટલે, ની તારીખે
માં (જે કોરટે ગુન્હાની સાબીતીનો ઠરાવ કર્યો હોય તે કોરટ લખવી) હિંદુસ્તાનના ફોજદારી કાયદાના ૧૭ મા બાબ પ્રમાણે ત્રણ વર્ષની મુદત સુધી કેદની શીક્ષા થઇ શકે એવો ગૂન્હો એટલે, ઘરફોડ ફોડવાનો ગુન્હો (જે કલમ પ્રમાણે તોહોમત વાળાની ઉપર ગુન્હો કર્યો હોય તે કલમમાં વપરાયેલા શબ્દોમાં તે ગૂન્હાનું વરણન કરવું) તમારી ઉપર સાબિત થયાનો ઠરાવ કરેલો, જે ઠરાવ હજુ પુરા અમલમાં છે, અને તે ઉપરથી તમે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૭૫ મી કલમ પ્રમાણે વધારેલી શીક્ષાને પાત્ર છો.

અને હું આ ઉપરથી ફરમાવું છું કે તમારો ઇન્સાફ વિગેરે કરવો.

**૨૯.—કેદની અથવા દંડની શીક્ષાનો હુકમ કોઇ માજીસ્ટ્રેટે કર્યો હોય તો તે ઉપરથી કેદ કરવાનું વારંટ.**

(૨૪૫ મી અને ૨૫૮ મી કલમ જુઓ.)

ની તુરંગના સુપ્રિન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

તારીખ માહે સન ૧૮ ને રોજ હું (નામ તથા હોદ્દો) ની આગળ સન ૧૮ . ના કાલેન્ડરના નંબરના મુકદમામાં (૧ લા, ૨ જા, ૩ જા, જેમ હોય તેમ લખવું) કેદી (કેદીનું નામ) ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની (અથવા આકટની) કલમ (અથવા કલમો) પ્રમાણે (મુખ્તેસરમાં ગુન્હો અથવા ગૂન્હા લખવા) તો ગૂન્હો સાબીત થયાનો ઠરાવ કરવામાં આવેલો, અને (જે શિક્ષા હોય તે પુરેપુરી તથા સ્પષ્ટરીતે લખવી) ની શીક્ષાનો હુકમ કરવામાં આવેલો;

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપરિન્ટેન્ડેન્ટને (અથવા કીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહું (કેદીનું નામ) ને આ વારંટ સુદ્ધાં સદરહુ તુરંગમાં તમારા હવાલામાં લેવો, અને ત્યાં ઉપર કહેલી શિક્ષાનો હુકમ કાયદા પ્રમાણે અમલમાં લાવવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે,

તારીખ માહે સન ૧૮ .

(મોહોર.) (સહી.)

### ૩૦.—જપ્તિથી નુકસાનીનો અવેજ વસુલ નહિ થએથી કેદનું વારંટ.

(૨૫૦ મી કલમ જુઓ.)

ની તુરંગના સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

(નામ લખવું તથા વરણન) (તોહોમતવાળા સખસનું નામ તથા વરણન) ઉપર ફરિયાદ કરી છે કે (મુખ્તેસરમાં તે ફેરિયાદ લખવી) અને તે નજીવી (અથવા તસદી આપે એવી) ગણીને કાહાડી નાંખવામાં આવી છે, અને જે હુકમથી તે ફરિયાદ કાહાડી નાંખવામાં આવી તે હુકમમાં ફરમાવ્યું છે કે (ફરીયાદીનું નામ) રૂપીઆની રકમ નુંકસાનીના અવેજ દાખલ આપવી; અને સદરહું રકમ આપવામાં આવી નથી અને સદરહુ (ફરીઆદીનું નામ) ની જંગમ મીલકત જપ્ત કરીને તે રકમ વસુલ થઈ શકતી નથી અને એવો હુકમ કરવામાં આવ્યો છે કે તેને દીવસની મુદત સુધી તુરંગમાં આસન કેદમાં રાખવો, પણ જો તે મુદત પુરી થતાં પહેલાં ઉપર કહેલી રકમ આપવામાં આવે તો પછી તેને એ પ્રમાણે રાખવો નહીં;

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપરિન્ટેન્ડેન્ટને (અથવા કીપરને) અધીકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (નામ) ને આ વારંટ સુદ્ધાં તમારા હવાલામાં લેવો, અને તેને સદરહુ તુરંગમાં (કેદની મુદત)ની સદરહું મુદતસુધી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૬૯ મી કલમના ઠરાવોને અનુંસરીને સહી સલામત રાખવો, પણ જો સદરહુ રકમ તે મુદતપુરી થતાં પહેલાં આપવામાં આવે તો તે પહોંચે એટલે તાબડતોબ તેને છોડી મુકવો, અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે,

તારીખ માહે સન ૧૮

(મોહોર.) (સહી.)

### ૩૧.—સાહેદની ઉપર સમન.

(૬૮ મી તથા ૨૫૨ મી કલમ જુઓ.)

ના રહેવાશી જોગ.

મારી આગળ ફરિયાદ કરવામાં આવી છે કે ના રહેવાશી

(મુખ્તેસરમાં ગુન્હો તથા તેનો વખત તથા જગા એટલું લખવું) નો ગુન્હો કર્યો છે (અથવા કર્યાનો શક આવ્યો છે) અને મને જણાય છે કે તમે ફરીઆદનું કામ ચલાવનારની તરફથી મુદ્દાનો પુરાવો ઘણું કરીને; આપશો.

વાસ્તે તમને આ ઉપરથી સમન કરવામાં આવે છે કે સદરહુ ફરિયાદની બાબત સંબંધી તમે જે જાણતા હો તેની સાહેદી આપવાને તમારે આવતા ની તારીખે સવારમાં દસ કલાકે આ કોરટની આગળ હાજર થવું, અને કોરટની રજા વગર ત્યાંથી જવું નહીં; અને આ ઉપરથી તમને તાકીદ આપવામાં આવે છે કે જો તમે વાજબી કારણ વગર સદરહુ તારીખે હાજર થવાની ગફલત કરશો અથવા તેમ કરવાની ના કહેશો, તો તમને હાજર થવાની જરૂર પાડવા સારૂ વારંટ કાહાડવામાં આવશે.

મારી સહી તથા કોર્ટની મોહોર કરીને આપ્યો છે.

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી)

### ૩૨.—જ્યુરરો તથા આસેસરોને સમન કરવા બાબત જીલ્લા માજીસ્ત્રેટની ઉપર *પ્રીસેપ્ટ.

(૩૨૬ મી કલમ જુઓ.)

ના જીલ્લા માજીસ્ત્રેટ જોગ.

માં કોરટના મકાનમાં આવતા ની તારીખે ફોજદારી સેસન ભરવાનું ઠરાવ્યું છે, અને આમાં લખેલા સખસોનાં નામ, જ્યુરરો તથા આસેસરોની તપાસેલી ટીપ આ કોરટને આપેલી તેમાં જે સખસોનાં નામ લખ્યાં છે તે સખસોમાંથી ચીઠ્ઠી કરીને બરાબર ચુંટી કાહાડયાં છે; વાસ્તે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે સદરહુ તારીખે સદરહુ સખસોને સવારના દસ કલાકે સદરહુ સેસન કોરટમાં હાજર થવા સારૂ તમારે સમન કરવા, અને આ *પ્રીસેપ્ટ રૂએ તમે એ પ્રમાણે કર્યું છે તે બાબત સદરહુ તારીખની અંદર તમારે લખી મોકલવું.

(આ ઠેકાણે જ્યુરરોનાં નામ તથા આસેસરોનાં નામ લખવાં.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે. તારીખ માહે સન ૧૮

(મોહોર.) ( સહી. )

### ૩૩.—આસેસર અથવા જ્યુરરની ઉપર સમન.

(૩૨૮ મી કલમ જુઓ.)

(જગા) ના રહેવાશી (નામ) જોગ.

ની સેસન કોરટે મારી ઉપર મોકલેલા *પ્રીસેપ્ટ મુજબ તમને આવતી ફોજદારી સેસનમાં આસેસર (અથવા જ્યુરર) દાખલ હાજર થવાનું ફરમાવ્યું છે તે રૂએ આ ઉપરથી તમને સમન કરવામાં આવે છે કે તમારે આવતા ની તારીખે સવારમાં દસ કલાકે (જગા) માં સદરહુ સેસન કોરટમાં હાજર થવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે. તારીખ માહે સન ૧૮

(મોહોર.) ( સહી. )

---

* હુકમપત્ર.

## ૩૪.—મોતની શિક્ષાના હુકમ પ્રમાણે હુકમ કરવાનું વારંટ.

(૩૭૪ મી કલમ જુઓ.)

ની તુરંગના સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

મારી આગળ તારીખ માહે સન ૧૮ ને રોજ ભરેલી સેસનમાં કાલેન્ડરના નંબરના મુકદમામાં (૧ લા, ૨ જા, ૩ જા, જેમ હોય તેમ) કેદી (કેદીનું નામ) ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ પ્રમાણે ખુન થતુ હોય એવા શીક્ષણીય મનુષ્યવધનો ગુન્હો યોગ્ય રીતે સાબીત થયાનો ઠરાવ કરવામાં આવેલો, અને તેની ઉપર મોતની શીક્ષાનો હુકમ કરેલો, અને તે શીક્ષાનો હુકમ ની કોર્ટની મંજુરી થવાસારૂ રાખેલો;

વાસ્તે આ ઉપરથી તમને, સદરહુ સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (કેદીનું નામ) ને આ વારંટ સુદ્ધાં સદરહુ તુરંગમાં તમારા હવાલામાં લેવો, અને સદરહુ કોરટનો હુકમ અમલમાં લાવવાબાબત આ કોરટનું બીજુ વારંટ અથવા હુકમ તમને પોહોંચે ત્યાંસુધી તેને તે તુરંગમાં સહી સલામત રાખવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે. તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી.)

## ૩૫.—મોતની શીક્ષાનો હુકમ થયેથી તે અમલમાં લાવવાબાબત વારંટ.

(૩૮૧ મી કલમ જુઓ.)

ની તુરંગના સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

મારી આગળ તારીખ માહે સન ૧૮ ને રોજ ભરેલી સેસનમાં કેલેન્ડરના નંબરના મુકદમામાં (૧ લા. ૨ જા, ૩ જા, જેમ હોય તેમ) કેદી (કેદીનું નામ) ને મોતની શીક્ષાના હુકમ પ્રમાણે ની તારીખના આ કોરટના વારંટથી તમારે હવાલે કરવામાં આવ્યો છે; અને ની કોરટનો હુકમ આ કોરટને પોહોંચ્યો છે તેમાં સદરહુ શીક્ષાનો હુકમ મંજુર કર્યો છે.

વાસ્તે આ ઉપરથી તમને સદરહું સુપરિન્ટેન્ડેન્ટને (અથવા કીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે (અમલમાં લાવવાનો વખત તથા જગા લખવી) માં સદરહુ મરી જાય ત્યાં સુધી તેને ગળે ફાંસો દેવડાવીને સદરહુ શીક્ષાનો હુકમ અમલમાં લાવવો, અને તે શીક્ષાનો હુકમ અમલમાં આણ્યોછે એવો શેરો લખીને આ વારંટ કોરેટની પાસે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે. તારીખ માહે સન ૧૮

(સહી)

## ૩૬.—શીક્ષાનો હુકમ બદલ્યા પછી વારંટ.

(૩૮૧ મી તથા ૩૮૨ મી કલમ જુઓ.)

ની તુરંગના સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

તારીખ માહે સન ૧૮ ને રોજ ભરેલી સેસનમાં કેલેન્ડરના નંબરના મુકદમામાં (૧ લા, ૨ જા, ૩ જા, જેમ હોય તેમ,) કેદી (કેદીનું નામ લખવું) ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ પ્રમાણે (હિ-

ક્ષા કરવા લાયક નોગુન્હો સાબીત થયાનો ઠરાવ ક-રવામાં આવેલો, અને તેની ઉપર ની શીક્ષાનો હુકમ કરેલો, અને તે ઉપરથી તેને તમારે હવાલે કરેલો, અને સદરહુ હુકમથી ઠરાવેલી શીક્ષા ની કોરટના હુકમથી (જેની ડુપ્લિકેટ આ વારંટને જોડેલી છે) બદલીને જીવતાં સુદ્ધિ સમુદ્રપારની (અથવા જેમ હોય તેમ) શીક્ષા ઠરાવવામાં આવી છે,

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવેછે કે સદરહુ હુકમ પ્રમાણે સમુદ્રપારની શીક્ષા ભોગવવા સારૂ સદરહુ (કેદીનું નામ) ને તમે યોગ્ય અધિકારીને તથા યોગ્ય હવાલામાં સોંપો ત્યાંસુધી તમારે કાયદામાં ફરમાવ્યું છે તેપ્રમાણે, તેને સદરહુ તુરંગમાં તમારા હવાલામાં સહી સલામત રાખવો, અથવા

જો તે ઓછી કરેલી શીક્ષા કેદની હોયતો, " સદરહુ તુરંગમાં તમારા હવાલામાં સહી સલામત રાખવો " એ શબ્દો પછી લખવું કે "અને સદરહુ હુકમ મુંજબ કેદની શીક્ષા કાયદા પ્રમાણે અમલમાં લાવવી, "

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે. તારીખ માહે સને ૧૮

(મોહોર.) (સહી.)

૩૭—જપ્તિ તથા વેચાણ કરી દંડ વસુલ કરવા બાબત વારંટ.

(૩૮૬ મી કલમ જુઓ.)

(પોલીસ અમલદારનું અથવા બીજો જે શખસ અથવા શખસો તેવારંટ બજાવવા-ના હોય તેનું નામ તથા હોદો અથવા તેઓનાં નામ તથા હોદા લખવા) જોગ.

(ગુન્હેગારનું નામ તથા વરણન) ની ઉપર તારીખ માહે સન ૧૮ નેરોજ મારી આગળ (ગુન્હો મુખ્તેસરમાં લખવો) નો ગૂન્હો સાબીત થયાનો ઠ-રાવ કરવામાં આવેલો અને તેની ઉપર રૂપિયાનો દંડ આપવાની શીક્ષાનો હુકમ કરેલો અને સદરહુ દંડ આપવાનુ સદરહુ (નામ) ફરમાવેલુ પણ તેણે તે દંડ અથવાતે માંનો કાંઇ પણ ભાગ આપ્યો નથી.

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવેછે તથા ફરમાવવામાં આવે છેકે સદરહુ (નામ) ની જે જંગમ મીલકત ના જીલ્લામાં જડે તે જંગમ મિલકત તમારે લઇને જપ્ત કરવી; અનેજો સદરહું જપ્તિ કર્યા પછી (આપેલા દી-વસ અથવા કલાકની સંખ્યા લખવી) માંહે (અથવા તાબડતોબ)સદરહુ રકમ આપવામાં ન આવે તો તમારે તેજપ્ત કરેલી મિલકત અથવા તેમાંની સદરહું દંડ પુરો કરી આપાને બસ થાય તેટલી મીલક વેચવી, અને આ વારંટની રૂએ તમે જે કર્યું હોય તે બાબતનો શેરો, એ વા-રંટ બજાવવામાં આવે એટલે તુરત, લખીને તે પાછુ મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે, તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી)

૩૮.—તિરસ્કાર કરેલા એક મુકદમામાં જ્યારે દંડની સિક્ષા કરવામાં આવે ત્યારે કેદ કરવાનું વારંટ.

(૪૮૦ મી કલમ જુઓ,)

ની તુરંગના સૂપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ,

આજ રોજ મારી આગળ ભરેલી કોર્ટમાં (ગુન્હેગારનું નામ તથા વરણુન) કોરટની સમક્ષ (અથવા દેખતાં) જાણી જોઇને તિરસ્કાર કર્યો;

અને એ પ્રમાણે કરેલા તિરસ્કાર માટે રૂપિયાનો દંડ આપવાની, અથવા તે આપવામાં કસુર કરેતો (મહિના અથવા દીવસની સંખ્યા લખવી,) નીમુદત સુધી આસન કેદ ભોગવવાની શીક્ષા સદરહું (ગુન્હેગારનું નામ) ની ઉપર કોરટે ઠરાવી છે;

વાસ્તે આ વારંટથી તમને સદરહુ સુપરિન્ટેન્ડેન્ટને (અથવા કીપરને)અધીકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (ગુન્હેગારનું નામ.)ને આ વારંટ સુદ્ધાં તમારા હવાલામાં લેવો, અને તેને સદરહુ તુરંગમાં સદરહુ (કેદની મુદત લખવી) નીમુદત સુધી સહી સલામત રાખવો, પણ જોતે મુંદત પુરી થતાં પહેલાં સદરહુ દંડ આપવામાં આવે, તો પછી તેમ કરવું નહિ; અને તે દંડ પોહોચેથી તુરત તમારે તેને છોડી દેવો; અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે. તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી.)

## ૩૯.—જવાબ દેવાની ના કહેનારા શાહેદને કેદ કરવાનું માજિસ્ત્રેટનું અથવા જડજનું વારંટ.

(૪૮૫ મી કલમ જુઓ.)

(કોરટના અમલદારનું નામ તથા તેનો હોદો) જોગ.

(નામ તથા વરણન)ને સાહેદ દાખલ સમન કરવામાં આવેલો (અથવા આ કોરટની આગળ આણેલો) અને જે અમુક ગુન્હો થયાનું કેહેવામાં આવેલુ તેગૂન્હાની ચોકશી વખતે સાહેદી આપવાનું તેને આજરોજ ફરમાવવામાં આવેલું તે છતાં સદરહુ કેહેવામાં આવેલા ગૂન્હા સંબંધી તેને પુછીને દફતરમાં બરાબર દાખલ કરેલા એક અમુક સવાલનો (અથવા સવાલોના જવાબ દેવાની તેણે ના કહી, અને એપ્રમાણે ના કહેવાનું કાંઇ પણ વ્યાજબી કારણ કહ્યું નહી, અને તેણે એ પ્રમાણે કરેલા તિરસ્કાર માટે તેને (અટકાવી રાખવાની જે મૂદત ઠરાવી હોયતે લખવી) સુધી પેહેરામાં અટકાવી રાખવાની શીક્ષા ઠરાવી છે.

વાસ્તે આ ઉપરથી તમને અધીકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (નામ)ને પેહેરામાં લેવો, અને દીવસની મુદત સુંધી તેને તમારા હવાલામાં સહીસલામત રાખવો, પણ જો દરમીયાનમાં તે જબાની આપવાને અને તેને પુછેલા સવાલોના જવાબ દેવાને કબુલ થાય તો પછી તેમ કરવું નહિ, અને સદરહુ દિવસોમાંના છેલા દીવસે, અથવા સદરહું કબુલત જાણવામાં આવે એટલે તાબડતોબ, તેની કાયદા પ્રમાણે તજવીજ કરવામાં આવે એટલામાટે તેને આ કોરટની આગળ આણવો, અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે. તારીખ માહે સન ૧૮

(મોહોર.) (સહી)

## ૪૦.—ગુજરાનનું લવાજમ આપવામાં કસુર કરેથી કેદ કરવાનુ વારંટ.

(૪૮૮ મી કલમ જુઓ.)

ની તુરંગના સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ

(નામ તથા વરણુન તથા રેહેવાનું ઠેકાણું) ની પાસે પોતાની ઓરતનું (નામ) અથવા પોતાનું બાળક (નામ) (કારણ લખવું) ના સબબથી પોતાની મેળે પોતાનું ગુજરાન ચલાવવાને અશક્ત છે તે બાળકનું ગુજરાન ચલાવવાની જોઇએ તેટલી દ્રવ્યશક્તિ છે, અને તેણે તેમ કરવાની ગફલત કરી છે (અથવા ના કહી છે એવું મારી આગળ સાબીત થયું છે, અને સદરહું (નામ) ને યોગ્યરીતે હુકમ કરીને ફરમાવ્યું છે તમારે તમારી સદરહુ ઓરતને (અથવા બાળકને) ગુજરાન બદલ રૂપિયાની રકમનું લવાજમ દર માહને આપવું; અને વળી એવું સાબીત થયું છે કે સદરહું (નામ) સદરહુ હુકમ જાણી જોઇને ગણકાર્યો નથી; અને મહિના (અથવા મહિનાઓ) નાં લવાજમની રકમના રૂપીઆ આપવામાં કસુર કરી છે; અને તે ઉપરથી એક હુકમ લખીને એવું ઠરાવ્યુ છે કે તેણે ની મુદત સુધી સદરહું તુરંગમાં આસાન (અથવા સખત મજુરી સાથે કેદ ભોગવવી.

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (નામ) ને આ વારંટ સુદ્ધાં સદરહું તુરંગમાં તમારા પેહેરામાં લેવા, અને ત્યાં સદરહુ હુકમ કાયદા પ્રમાણે અમલમાં લાવવો, અને આ વારંટ કેવીરીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ      માહે      સન ૧૮

(મોહોર.)      (સહી.)

## ૪૨.—જપ્તિ તથા વેચાણ કરીને ગુજરાનનુ લવાજમ આપવા બાબતનુ વારંટ.

(૪૮૮ મી કલમ જુઓ.)

( જે પોલીસ અમલદારે અથવા બીજા શખસે તે વારંટ બજાવવાનું હોય તેનું (નામ તથા હોદો લખવો) જોગ.

(નામ) ને યોગ્ય રીતે હુકમ કરીને ફરમાવ્યું છે કે તમારે તમારી સદરહું ઓરતને (અથવા બાળકને) ગુજરાન બદલ રૂપીઆની રકમનુ લવાજમ દર મહિને આપવું, અને સદરહુ (નામ) એણે સદરહુ હુકમ જાણીજોઇને ગણકાર્યો નથી અને મહિના (અથવા મહિનાઓ) નાં લવાજમની રકમના રૂપિયા આપવામાં કસુર કરી છે;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવેછે તથા ફરમાવવામાં આવેછે કે સદરહું (નામ) ની જંગમ મીલકત જીલ્લામાં જડે તે તમારે લઇને જપ્ત કરવી, અને જો સદરહુ જપ્તિ કર્યા પછી (આપેલા દીવસ અથવા કલાકની સંખ્યા લખવી) માંહે (અથવા તાબડતોબ) સદરહું રકમ આપવામાં ન આવે તો તમારે જે જપ્ત કરેલી જંગમ મીલકત અથવા તેમાંની જેટલીરકમ સદરહુ પુરી કરી આપવાને બસ થાય તેટલી વેચવી, અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તમે તેની રૂએ જે કર્યું હોય તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે. તારીખ      માહે      સન ૧૮

(મોહોર.)      (સહી)

**૪૨.--માજીસ્ટ્રેટની આગળ. પ્રથમ ચોકશી કરતો વખતે ખત તથા જાંમીન ખત.**

(૪૯૬ મી અને ૪૯૯ મી કલમ જુઓ)

હું (નામ) (જગા) નો રહેવાશી ના ગુન્હાનું તોહોમત મારી ઉપર મુકીને (જેમ હોય તે પ્રમાણે લખવુ) ના માજિસ્ત્રેટ ની આગળ આણીને તેમની કોરટમાં તથા સેસન કોરટમાં જરૂર પડેતો હાજર થવા સારૂ તારણ આપવાનુ મને ફરમાવ્યા ઉપરથી બંધાઉં છું કે સદરહું માજીસ્ત્રેટની કોરટમાં સદરહુ તોહોમતની પ્રથમ ચોકશી ચાલે ત્યાં સુધી દરરોજ હુ હાજર રહીસ અને, જો તે મુકદ્દમો સેસન કોરટની પાસે ઇન્સાફ થવા સારૂ મોકલવામાં આવે તો મારી ઉપર મૂકેલા તોહોમતનો જવાબ દેવાને જ્યારે ફરમાવવામાં આવે ત્યારે સદરહું કોરટની આગળ હુ હાજર હોઇશ તથા હાજર થઇશ, અને આ બાબતમાં જો હુ કસુર કરતો હુ બંધાઉ છુ કે મલિકા મોઆઝમા રાણીસાહેબ કૈસરે હિંદને રૂપિયાની રકમ મારે ગુનહેગારીમાં આપવી

તારીખ માહે સન ૧૮ (સહી)

આ ઉપરથી હું એ કરાર કરૂ છું (અથવા અમે દરેક જણ એકઠા તથા જુદા જુદા એ કરાર કરીએ છીએ) કે સદરહુ (નામ) નો હું જામીન થાઉં (અથવા અમે જામીન થઇએ છીએ) કે તેની ઉપર જે ગૂન્હાનુ તોહોમત મુકયુ છે તે ગૂન્હાની પ્રથમ ચોકશી ચાલે ત્યાં સુધી દરરોજ ની કોરટમાં તે હાજર રેહેશે, અને જો તે મુકદમો સેસન કોરટની પાસે ઇનસાફ થવા સારૂ મોકલવામાં આવે તો તેની ઉપર મુકેલા તોહોમતનો જવાબ દેવાને તે સદરહુ કોરટની આગળ હાજર હશે તથા હાજર થશે, અને એ બાબતમાં જો તે કસુર કરેતો હું બધાઉં છું (અથવા અમે બધાઇએ છીએ) કે મલિકા મોઆઝમા રાણીસાહેબ કૈસરે હિંદને રૂપિયાની રકમ મારે (અથવા અમારે) ગૂન્હેગારીમાં આપવી, તારીખ માહે સન ૧૮ (સહી.)

**૪૩.--તારણ આપવામાં કસુર થયાથી કેદકરેલા શખ્સને છોડી મુકવાનું વારંટ.**

(૫૦૦ મી કલમ જુઓ)

ની તુરંગના સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ. (અથવા બીજા કોઇ અમલદારના હવાલામાં તે શખ્સ હોય તે અમલદાર) જોગ,

(કેદીનુ નામ તથા વરણન) ને

ની તારીખના આ કોરટના વારંટની રૂએ તમારે હવાલે કરવામાં આવેલો, અને ત્યારપછી તેણે ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૪૯૯ મી કલમ મુજબ પોતાના જામીન (અથવા જામીનો) સાથે એક ખત યોગ્ય રીતે લખી આપ્યું છે, વાસ્તે આ ઉપરથી તમને અખતિઆર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (નામ) ને બીજી કોઇ બાબત સારૂ અટકાવી રાખવો યોગ્ય નહિ હોય તો તેને તમારા હવાલામાંથી તાબડતોબ છોડી મુકવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યુછે, તારીખ માહે સન ૧૮ .

(સહી.)

## ૪૪.—ખતનો અમલ કરવામાટે જપ્તિનું વારંટ.

(૫૧૪ મી કલમ જુઓ)

નું પોલીસ–થાણું જે પોલીસ અમલદારના હવાલામાં હોય તે પોલીસ અમલદાર જોગ. (જે શખસ હોય તેનું નામ તથા વરણન તથા રેહેવાનું ઠેકાણું) પોતાના મુચલકાની રૂએ (આ ઠેકાણે જે પ્રસંગ હોયતે લખવો) હાજર થવામાં કસુર કરી છે, અને તે સદરહુ કસુરને લીધે મલિકા માઆઝમા શાણીસાહેબ કૈસરેંહિંદને (ખત માંહેનો દંડ લખવો) રૂપિયાની રકમ ગુન્હેગારીમાં આપવાને પાત્ર થયો છે; અને સદરહુ (નામ) ને યોગ્ય નોટીસ આપ્યા છતાં તેણે સદરહુ રકમ આપવામાં તેમજ તે રકમ એની પાસે શા સારૂ નહિ અપાવવી જોઇએ તેનું પુરતું કારણ બતાવવામાં કસુર કરી છે.

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છેતથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (નામ) ની જે જંગમ મિલકત જીલામાં તમને જડે તે જંગમ મિલકત લઇને તથા અટકાવી રાખીને જપ્ત કરવી, અને જો સદરહુ રકમ ત્રણ દિવસ માંહે આપવામાં ન આવે તો એ પ્રમાણે જપ્ત કરેલી મિલકત અથવા તેમાંની જેટલી ઉપર કહેલી રકમ વસુલ કરવાને બસ થાય તેટલી મિલકત તમારે વેચવી, અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તેનીરૂએ તમે જે કર્યું હોય તેનો શેરો તમારે લખી મોકલવો.

મારી સહી તથા કોરટની મોહોર કરિને આપ્યું છે તારીખ માહે સન ૧૮

(મોહોર.) (સહી.)

## ૪૫—ખતની સરત તોડયથી જામીનને નોટીસ.

(૫૧૪ મી કલમ જુઓ)

ના રહેવાશી જોગ.

તમે તારીખ માહે સન ૧૮ નેરોજ (જગા) ના રેહેવાશી (નામ) ના જામીન થયેલા કે તે ની તારીખે આ કોરટની આગળ હાજર થશે, અને તમે બંધાએલા કે તે તેમાં કસુર કરશે તો હુ મલિકા માઆઝમા રાણી સાહેબ કૈસરેંહિંદને રૂપિયાની રકમ ગૂન્હેગારીમાં આપીસ; અને સદરહુ (નામ) આ કોરટની આગળ હાજર થવામાં કસૂર કરી છે, અને સદરહું કસુરના કારણથી તમે સદરહું રૂપિયાની રકમ ગુન્હેગારીમાં આપવાને પાત્ર થયા છો;

વાસ્તે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ દંડ આપવો અથવા સદરહુ રકમ તમારી પાસે શા સારૂ નહીં અપાવવી જોઇએ તેનુ કારણ આ તારીખથી દિવસમાંહે બતાવવું.

મારી સહી તથા કોરટની મોહોર કરિને આપી છે. તારિખ માહે સને ૧૮ .

(મોહોર.) (સહી.)

## ૪૬.—સારી રીતે ચલાવા બાબતના ખતની શરત તોડયા વિશે જામીનને નોટિસ.

(૫૧૪મી કલમ જુઓ.)

ના રહેવાસી. જોગ.

તમે તારીખ માહે સન ૧૮ ને રોજ એક ખત લખી

આપીને ( જગા ) ના રહેવાસી ( નામ ) ના જામીન થયલા કે તે ની મુદત સુધી સારી રીતે ચાલશો અને તમે બંધાયલા કે તે એ બાબતમાં કસુર કરશે તો હું . રૂપિઆની રકમ મલિકા મોઆજમા રાણી સાહેબ કૈસરેહિંદને ગુન્હેગારીમાં આપીશ: અને તમે એ પ્રમાણે જામીન થયા ત્યાર પછી ( જે ગુન્હો થયો હોય તે મુખ્તેસરમાં લખવો ) નો ગુન્હો કરવામાં આવેલો તે ગુન્હો સદરહુ ( નામ ) ની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવામાં આવ્યો છે, જેથી તમારા જામીનખતની શરત તોડવામાં આવી છે;

વાસ્તે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ રૂપિઆનો દંડ આપવો, અથવા તે શા સારૂ નહીં આપવો જોઇએ તેનુ કારણ દિવસમાંહે બતાવવું.

મારિ સહી તથા કોરટની મોહોર કરીને આપી છે.

તારિખ માહે સન ૧૮

( મોહોર ) ( સહી. )

## ૪૭.—જામીનની ઉપર જપ્તિનું વારંટ.

( ૫૧૪ મો કલમ જુઓ. )

ના રહેવાસી. જોગ.

( ખતની શરત લખવી. ) હાજર થવા બાબત ( નામ તથા વર્ણન તથા- રેહેવાનુ ઠેકાણુ ) જામીન તરિખે બંધાયો છે, અને સદરહુ ( નામ ) એણે કસુર કરિ છે. અને તેથી તે ( ખત માંહેનો દંડ લખવો ) રૂપીઆની રકમ મલિકા માઆઝમા રાણીસાહેબ કૈસરેહિંદને આપવાને પાત્ર થયો છે,

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે કે સદરહુ નામનો જે જંગમ મિલકત જીલ્લામાં તમને જડે તે લઇને તથા અટકાવી રાખીને તે તમારે જપ્ત કરવી; અને જો સદરહું રકમ ત્રણ દિવસમાંહે આપવામાં ન આવે, તો એપ્રમાણે જપ્ત કરેલી મિલકત અથવા તેમાંની જેટલી ઉપર કહેલી રકમ વસુલ કરવાને બસ થાય તેટલી મિલકત તમારે વેચવી, અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તમે જે કર્યું હોય તેનો શેરો લખી મોકલવો,

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે,

તારીખ માહે સન ૧૮

(મોહોર.) (સહી.)

## ૪૮.—જે તોહોમતવાળા શખના જામિન લીધા હોય તેના જામિનને કેદ કરવાનું વારંટ.

(૫૧૪ મી કલમ જુઓ.)

ની તુરંગના સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપર જોગ.

(ખતની સરત લખવી) હાજર થવા બાબત ( જામીનનું નામ તથા તેનું વરણન જામીન તરીકે બંધાએલો છે; અને સદરહું (નામ) એણે એ બાબતમાં કસુર કરીછે, જેથી સુદરહુ ખતમાં લખેલા દંડ ઉપર મલિકા માઆઝમા રાણીસાહેબ કૈસરે હિંદનો દાવો થયો છે, અને સુદરહુ (જામીનનું નામ) ને યોગ્ય નોટીસ આપ્યા છતાં તેણે સદરહુ રકમ આપવામાં તેમજ તે રકમ તેની પાસે શા સારૂ નહી અપાવવી જોઇ તેનું પુરતુ કારણ બતાવવામાં કસુર કરી છે, અને તેની જંગમ મિલકતની જપ્તિ તથા વેચાણથી

સદરહુ રકમ વસુલ થઇ શકતી નથી, અને (મુદત વીશેશ કરીને લખવી) સુધી તેને દિવાની તુરંગમાં કેદ રાખવાનો હુકમ કરવામાં આવ્યો છે;

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપરિન્ટેન્ડેન્ટને (અથવા ફીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (નામ) ને આ વારંટ સુદ્ધાં તમારા હવાલામાં લેવો અને તેને સદરહું (કેદની મુદત) સુધી સદરહુ તુરંગમાં સહી સલામત રાખવો. અને આ વારંટ કેવીરીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે; તારીખ માહે સન ૧૮

(મોહોર.) (સહી.)

### ૪૯—સુલેહ રાખવા બાબત ખતની સરત તોડેથી મુખ્યને નોટીસ

(૫૧૪ મી કલમ જુઓ)

(નામ તથા વરણન તથા રેહેવાનું ઠેકાણું) જોગ,

તારીખ માહે સન ૧૮ ને રોજ તમે (તે ખતમાં જેમ હોય તેમ લખવું) નહિ કરવા બાબતનું ખત લખી આપેલુ, અને તે માંહેની સરત તોડ્યાની સાબીતી મારી આગળ આપવામાં આવી છે અને બરાબર લખી મુકવામાં આવી છે;

વાસ્તે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે તમારે રૂપિયાનો સદરહું દંડ આપવો, અથવા તે શા સારૂ તમારી પાસે નહી અપાવવો જોઇએ તેનુ કારણ દિવસની માંહે મારી આગળ બતાવવું.

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી.)

### ૫૦—સુલેહ રાખવા બાબતના ખતની સરત તોડેથી મુખ્યની મિલકત જપ્ત કરવા બાબતનું વારંટ.

(૫૧૪ મી કલમ જુઓ)

ના પોલીસ-થાણાના (પોલીસ-અમલદારનો હોદો તથા નામ) જોગ.

તારીખ માહે સન ૧૮ નેરોજ (નામ તથા વરણન) સુલેહનો ભંગ નહી થવા વગેરે (ખતમાં હોય તે પ્રમાણે લખવું) બાબત રૂપિયાની રકમનું ખત લખી આપીને બંધાયલો, અને સદરહુ ખતની સરત તોડ્યાની સાબીતી મારી આગળ આપવામાં આવી છે તથા યોગ્ય રીતે લખી મુકવામાં આવી છે, અને સદરહુ (નામ) ને નોટીસ આપીને ફરમાવવામાં આવ્યું છે કે સદરહું રકમ શા સારૂ આપવી નહી જોઇએ તેનુ કારણ તમારે બતાવવું, અને તેમ કરવામાં તેમજ સદરહું રકમ આપવામાં તેણે કસુર કરીછે;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહું (નામ) ની રૂપિયાની કીંમતની જે જંગમ મીલકત જીલ્લામાં તમને જડે તે તમારે લઇને જપ્ત કરવી અને જો સદરહુ માંહે આપવામાં ન આવે તો એ પ્રમાણે જપ્ત કરેલી મિલકત અથવા તેમાંની જેટલી સદરહું રકમ વસુલ કરવાને બસ થાય તેટલી મિલકત તમારે વેચવી; અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તેની રૂએ તમે જે કર્યું હોય તેનો શેરો લખીને મોકલવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ માહે સન ૧૮

(મોહોર.) (સહી.)

## ૫૧.—સુલેહ રાખવા બાબત ખતની સરત તોડેથી કેદનુ વારંટ.

(૫૧૪ મી કલમ જુઓ.)

ની દીવાની તુરંગના સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ:

(નામ તથા વરણુન) સુલેહ રાખવાબાબતના પોતે લખી આપેલા ખતની સરત તોડી છે એવી સાબીતી મારી આગળ આપવામાં આવી છે તથા યોગ્યરીતે લખી મુકવામાં આવી છે અને તેથી તે મલિકા માઆઝમા રાણીસાહેબ કેસરેહિંદને રૂપિયાની રકમ ગુન્હેગારીમાં આપવાને પાત્ર થયો છે, અને સદરહું (નામ) સદરહુ રકમ આપવાનું અથવા તે શા સારૂ આપવી નહી જોઇએ તેનું કારણ બતાવવાનું તેને યોગ્ય રીતે ફરમાવેલુ તે છતાં તેમ કરવામાં કસુર કરી છે, અને તેની જંગમ મિલકત જપ્ત કરીને તે રકમ વસુલ કરી શકાતી નથી, અને સદરહુ (નામ) ને (કેદની મુદ્દત) ની મુદત સુધી દીવાની તુરંગમાં કેદ રાખવાનો હુકમ કરવામાં આવ્યો છે;

વાસ્તે આ ઉપરથી તમને સદરહું દિવાની તુરંગના સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપરને) અધિકાર આપવામાં આવેછે તથા ફરમાવવામાં આવેછે કે તમારે સદરહુ (નામ) ને આ વારંટ સુદ્ધાં તમારા હવાલામાં લેવો, અને સદરહુ (કેદની મુદત) ની મુદ્દત સુધી સદરહું તુરંગમાં સહી સલામત રાખવો; અને આ વારંટ કેવીરીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછુ મોકલવું

મારી સહી તથાકોરટની મોહોર કરીને આપ્યું છે; તારીખ માહે સન ૧૮

(મોહોર.) (સહી.)

## ૫૨.—સારી રીતે ચાલવા બાબતના ખતની સરત તોડેથી જપ્તિ તથા વેચાણ કરવાનું વારંટ.

(૫૧૪ મી કલમ જુઓ,)

નું પોલીસ-થાણુ જે પોલીસ અમલદારના હવાલામાં હોય તે પોલીસ-અમલદાર જોગ.

(મુખ્યનું નામ વગેરે) સારી રીતે ચાલે તે બાબત (નામ તથા વરણુન તથા રહેવાનું ઠેકાણું) તારીખ માહે સન ૧૮ ને રોજ રૂપિયાની રકમનું ખત લખી આપીને તારણ આપેલુ, અને સદરહુ (નામ) નો ગુન્હો કર્યાની સાબીતી મારી આગળ આપવામાં આવી છે તેથી યોગ્યરીતે લખી મુકવામાં આવી છે, જેથી સદરહુ ખતની સરત તોડયામાં આવી છે; અને સદરહુ (નામ) ને નોટીસ આપીને ફરમાવ્યું છે કે સદરહુ રકમ શા સારૂ નહી આપવી જોઇએ તેનું કારણ તમારે બતાવવું; અને તેણે એમુજબ કરવામાં તેમજ સદરહું રકમ આપવામાં કસુર કરીછે;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહું (નામ) ની રૂપિયાની કીંમતની જે જંગમ મીલકત તમને જીલ્લામાં જડેતે લઇને જપ્ત કરવી, અને જો સદરહું રકમ માંડે

આપવામાં ન આવે, તો એ પ્રમાણે જપ્તિ કરેલી મિલકત અથવા તેમોંની જેટલી સદરહુ, રકમ વસુલ કરવાને બસ થાય તેટલી મિલકત તમારે વેચવી, અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તેની રૂએ તમે જે કર્યું હોય તેનો શેરો લખી મોકલવો.

મારી સહી તથા કોર્ટની મોહોર કરીને આપ્યું છે, તારીખ માહે સન ૧૮

(મોહોર.) (સહી.)

**૫૩.— સારી રીતે ચાલવા બાબતના ખતની સરત તોડયથી કેદ કરવાનું વારંટ**

(૫૧૪ મી કલમ જુઓ.)

ની દિવાની તુરંગના સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપર જોગ.

(મુખ્યનું નામ વગેરે) સારીરીતે ચાલે તે બાબત (નામ તથા વરણન તથા રેહેવાનું ઠેકાણું) તારીખ માહે સન ૧૮ ને રોજ રૂપિયાની રકમનું ખત લખી આપીને તારણ આપેલું, અને સદરહુ ખતની શરત તોડયાની સાબીતી મારી આગળ આપવામાં આવી છે તથા યોગ્ય રીતે લખી મુક-વામાં આવી છે, જેથી સદરહુ (નામ) મલિકઃ માઆઝમા રાણીસાહેબ કેસરેહિંદને રૂપિયાની રકમ ગુન્હેગારીમાં આપવાને પાત્ર થયો છે અને સદરહુ રકમ આપવાનું અથવા તે શા સારુ ન આપવી જોઇએ તેનું કારણ બતાવવાનું તેને યોગ્ય રીતે ફરમાવવામાં આવેલું તેમ છતાં તેમ કરવાની તેણે કસુર કરી છે, અને તે રકમ તેની જંગમ મિલકત જપ્ત કરીને વસુલ થઇ શકેલ નથી, અને સદરહુ (નામ) ને (કેદની મુદત) ની મુદત સુધી દિવાની તુરંગમાં કેદ રાખવાનો હુકમ કરવામાં આવ્યો છે;

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સૂપરિન્ટેન્ડેન્ટને (અથવા કીપરને) અધિકાર આ-પવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (નામ) ને આ વારંટ સુદ્ધાં તમારા હવાલામાં લેવો, અને તેને સદરહું (કેદની મુદત) ની મુદત સુધી સદરહુ તુરંગમાં સહી સલામત રાખવો અને આ વારંટ કેવીરીતે બજાવ્યું તેનો શેરો લખીને તેપાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે; તારીખ માહે સન ૧૮

(મોહોર)

(સહી.)

**(સહી. જે. એમ. મેકફ્રશન,)**

સેક્રેટરી નિસબત હિંદુસ્તાન સરકાર.

True translation

M. A. BAIG,

OrientaC Translator to Government